નિગ્રહ, મનનો નિગ્રહ, પ્રભુપૂજા–ગુરૂભક્તિ, સુપાત્ર દાન વિગેરે યોગોનો અભ્યાસ કરનારા સાધુઓ તથા પંન્યાસ, ગણિ, ઉપાધ્યાય, આચાર્ય, સ્થવિર વિગેરે પૂજ્ય ગણધરવરો રૂપ યોગીંદ્રો જેમનું ધ્યાન તથા વંદન પૂજા વિગેરે નિરંતર કરે છે, તે પૂજ્ય શિવ એટલે અરિહંત (ચાર ઘાતી કર્મ જેમણે ક્ષય કર્યાં છે) તથા સિદ્ધ–મુક્ત (જેમણે આઠ કર્મો ક્ષય કર્યા છે.) તે શિવ પરમાત્મા યોગીંદ્ર વડે પણ વાંદવા યોગ્ય છે. તેમને મન વચન કાયાની શુદ્ધિપૂર્વક નમસ્કાર કરીને હું (હરિભદ્રસૂરિ) યોગબિન્દુ ગ્રન્થને રચું છું.

મોક્ષ પ્રાપ્તિમાં ઉપાદાન કારણ રૂપ ધર્મધ્યાન તથા શુક્લ ધ્યાનને પ્રાપ્ત કરવા માટે ઉપાદાન રૂપ ઇચ્છા યોગ, જ્ઞાનયોગ અને ક્રિયાયોગનો અભ્યાસ કરવા પૂજ્ય અરિહંત પરમાત્મા દેવોએ જે ઉપદેશ આપ્યો છે, તે ગુરૂ પરંપરાએ આવેલા ઉપદેશના વાક્યો રૂપ અમૃતના બિન્દુઓનો ધારણાથી સંગ્રહ કરવો, એવી મારી આ પ્રવૃત્તિથી ઉત્પન્ન થતો આ ગ્રંથ–શાસ્ત્ર તે યોગબિન્દુ કહેવાય છે.

તે યોગબિન્દુ શા કારણે શરૂ કરાય છે? જવાબમાં જણાવવાનું કે તત્વસિદ્ધિ માટે, આત્મા તથા જડ–પુદ્ગલ વિગેરે દ્રવ્યોના લક્ષણો–સ્વભાવ અને તેના કાર્યો–ફળ સંબંધી વિવેચન કરીને, મોક્ષના કારણ રૂપ જે તત્વો પરમ મહર્ષિઓએ કહેલા છે તેને પ્રગટ રૂપે કહેવામાં આવે છે. તેમ કરવામાં એ હેતુ રહેલો છે કે, આત્મા અને પર–જડનો જો યથાર્થ એટલે સાચો બોધ થાય તો આત્મા સમ્યગ્દર્શન, જ્ઞાન, અને ચારિત્રને અપ્રમાદથી આરાધીને મોક્ષને પામે

છે. તેજ આત્માનો પરમ ઉત્કૃષ્ટ મહોદય થવા રૂપ છે. તેની પ્રાપ્તિ માટે આ પ્રવૃત્તિ કરાય છે.

આ યોગબિંદુમાં કપિલ, પાતંજલ, અદ્વૈત, માહેશ્વર, સૌગતાદિના સર્વ યોગશાસ્ત્રોમાં આત્મા તથા અન્ય તત્વોમાં જે જે મતભેદ દેખાય છે, એક બીજાનો પરસ્પર જે વિરોધ આવે છે, તે સર્વ વિરોધોને આ સ્યાદ્‌વાદ શાસ્ત્રોની અપેક્ષા પૂર્વક સમજાવીને વિરોધ ભાવને નષ્ટ કરીને, યથાર્થ રીતે તેમનું સ્વરૂપ ઘટાવ્યું છે. પણ શબ્દ–શાસ્ત્ર–વ્યાકરણ તથા તર્ક–ન્યાયશાસ્ત્રોની ભંગ જાલથી તેઓના દોષો પ્રગટ કર્યા નથી. તેથી સર્વ દર્શન શાસ્ત્રના પંડિતોને અવશ્ય અભ્યાસ કરવા યોગ્ય થાય છે. જો તેવી ઇચ્છા ગ્રંથ કરનારની ન હોય તો એટલે અન્યથા પ્રવૃત્તિ હોય તો આદરણીય ન બને.

તે માટે કહ્યું છે કે—

**प्रशान्त–वाहिता–संज्ञं, विसभागपरिक्षयं ।**
**शिववर्त्म ध्रुवाध्वेति, योगिभिर्गीयते ह्यदः ॥ १ ॥**

અર્થ:—યોગીઓ કામ, ક્રોધ, માન, માયા, લોભ, અજ્ઞાન, રાગ, દ્વેષ, હિંસા, ચોરી, મૈથુન, પરિગ્રહ, નિંદા, ચાડી, મૂર્ચ્છા વિગેરે દોષોને વિષ સમાન જણાવે છે. કારણ કે તેઓ અજ્ઞાનીઓને પ્રથમ આનંદ પમાડે છે. પરંતુ પછી કિંપાક ફલની પેઠે અત્યંત દુઃખથી વ્યાપ્ત અનંત જન્મ-મરણ દશાને પમાડે છે. તેથી તેવા વિષયોને વિષભાગ રૂપે મહર્ષિઓ જણાવે છે તે યોગ્ય જ છે તેવો વિષમય ભાગ જેઓનો સારી રીતે ક્ષય થયો છે, તેવા યોગીઓ જ શિવ–મોક્ષમાર્ગે ગમન કરવાનું સામર્થ્ય ધરાવે છે. પરમ યોગીઓ

તે યોગમાર્ગને કષાયના અભાવ રૂપ પ્રશાંતવાહિતા નામ આપે છે, તે યોગ્ય જ છે. તેવા ભાવથી સ્યાદ્વાદ-અનેકાંતવાદની સદ્યુક્તિ રૂપ 'સન્નીતિ' ન્યાયથી યુક્ત વચન વડે (વચનમય) આ ગ્રંથમાં સર્વ દર્શનકારના યોગ તત્વને ન્યાય-તર્ક પૂર્વક સ્થાપન કરવાથી અવશ્ય આદરણીય થશે. જો કે પરસ્પર દર્શનના વિરોધોનું અપેક્ષા-પૂર્વક ન્યાયથી સમાધાન કરવું એ કઠણ કાર્ય છે, તો પણ શ્રી જૈનાચાર્ય પૂર્ણ માધ્યસ્થ ભાવને ધરતા હોવાથી તેમની કૃતિ રૂપ આ યોગબિન્દુ રાગદ્વેષને ઉપશમાવીને તે યોગશાસ્ત્રને સાંભળવા ઇચ્છનારા સર્વ દર્શનના વિદ્વાનોને અવશ્ય આદર-ણીય-ગ્રહણ કરવા યોગ્ય થશે. અહિં એક શંકા થાય છે કે જેઓ સ્વદર્શનમાં પક્ષપાતી ભાવને ધરે છે, તેઓને તો આ ગ્રંથ ઉપકારી નથી થવાનો. કહ્યું છે કે—

'आग्रही बत निनीषति युक्तिं, तत्र यत्र मतिरस्य निविष्टा ।
पक्षपातरहितस्य तु युक्ति-र्यत्र तत्र मतिरेति निवेशम् ॥२॥

અર્થ—જે માણસ પક્ષપાતથી આગ્રહી હોય, તે યુક્તિ-ઓને પોતાની ધારેલી મતિમાં ખેંચી જાય છે. અને જે પક્ષપાત વિનાનો માધ્યસ્થ હોય તે સદ્યુક્તિમાં પોતાની બુદ્ધિને લઈ જાય છે. ૧

આ કારણથી આ યોગબિંદુ ગ્રંથ માધ્યસ્થ સ્વભાવ-વાલાને-સત્ય વસ્તુ વિવેકથી સમજવાવાલા ભવ્ય આત્માને, અનુભવ કરાવવા સમર્થ છે એમ અમારૂં માનવું છે. માટે સ્વપક્ષનો આગ્રહ છોડીને, માધ્યસ્થ ભાવે સર્વ દર્શન સાથે

સદ્હેતુ પૂર્વક દ્રવ્ય તથા ગુણ પર્યાયની વિચારણા કરીને, આરાધ્ય અધ્યાત્મ ભાવને સમજવા સમજાવવા પૂર્વક યોગબિંદુ ગ્રંથનો આરંભ કરાયો છે. " नत्वा आद्यन्तविनिर्मुक्तं शिवं " આ પદથી સર્વ દર્શનવાદીઓને આદરણીય થાય એવું મંગલ જણાવ્યું છે, " योगीन्द्रवंदितं " આ વિશેષણ વડે પૂજાતિશય પ્રગટ બતાવ્યો છે. તેમજ જ્ઞાનાતિશય, અપાયાપગમાતિશય તથા વચનાતિશય અપેક્ષાથી બતાવ્યો. "योगबिन्दुं प्रवक्ष्यामि" આ પદ વડે યથાર્થ નામ ગુણ ધર્મ યુકત અભિધેય બતાવ્યું. " तत्त्वसिद्ध्यै " એ વચન વડે પ્રયોજન બતાવ્યું, જેથી મોક્ષમાર્ગને ચાહનારા, સત્ય તત્વના જીજ્ઞાસુઓ આ ગ્રંથમાં પ્રવૃત્તિ કરે. " सर्वेषां योगशास्त्राणामविरोधेन " આ પદ વડે સર્વ દર્શનની માન્યતાવાલા શંકા વિના આ ગ્રંથનુ અધ્યયન કરી શકે એવું આ અનુષ્ઠાન છે તે બતાવ્યું. આ ગ્રંથમાં મોક્ષમાર્ગ સંબંધી વિવેચન હોવાથી સજ્જનોને આદરવા યોગ્ય છે તે પણ બતાવ્યું. આ ગ્રંથના વચનથી–વાકયમય શબ્દ સમૂહથી, આત્મા અનુભવ જ્ઞાનને પ્રાપ્ત કરે, તેથી વાચ્ય વાચક સંબંધ પણ યથાર્થ બતાવ્યો. સ્વ અપેક્ષાએ આત્માને ગ્રંથ રચનાથી કર્મ નિર્જરા થાય, અને પરંપરાએ મોક્ષ થાય તે ફળ જાણવું. અન્યની અપેક્ષાએ આ ગ્રંથને ભણનારા શિષ્ય, પ્રશિષ્ય અનુભવ જ્ઞાન મેળવી આત્માનો અનુભવ મેળવે. સમ્યગ્જ્ઞાન, દર્શન, ચારિત્રમાં ઉદ્યમવંત થાય અને પરંપરાએ મોક્ષ મેળવે તે ફળ જાણવું ૧-૨

હવે પૂર્વે યોગશાસ્ત્રોનો આ ગ્રંથમાં અવિરોધ ભાવ બતાવ્યો છે તે જણાવે છે.—

मोक्षहेतुर्यतो योगो, भिद्यते न ततः क्वचित् ।
साध्याभेदात् तथाभावे, तूक्तिभेदो न कारणम् ॥ ३ ॥

અર્થ:—યોગ એટલે મોક્ષનો હેતુ અર્થ થતો હોવાથી અનેક દર્શનના યોગશાસ્ત્રો સાથે જરા પણ ભેદ પડતો નથી. કારણ કે સર્વ દર્શનોને એક મોક્ષ સાધ્ય છે સાધ્યમાં ભેદ ન હોવાથી કદાચ વચન એટલે વાકયક્રિયાનો ભેદ હોવા છતાં પણ વચન ભેદ તેમાં કારણ નથી. ૩

વિવેચનઃ—મોક્ષ એ સર્વ કર્મરૂપી રજના નાશથી સિદ્ધ થતો હોવાથી મોક્ષને પ્રાપ્ત કરનારા આત્માને સદ્દચિદાનંદ–શિવ–મુક્ત–પરમાત્મા પરંબ્રહ્મ કહેવાય છે તેવા પ્રકારનું સ્વરૂપ પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા સંસારને બંધનરૂપ માને. દેવ, ઈંદ્ર, ચક્રવર્તી, વાસુદેવ. માંડલિકરાજા, અધિપતિ, શ્રેષ્ઠી વિગેરેની સાહિબીને તથા વિષયભોગના સાધનોને રોગના કારણો જાણે. શમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા અને આસ્તિકયતા લક્ષણ યુક્ત સમ્યક્ત્વ રૂપ ઈચ્છાયોગ, ચારિત્ર ધર્મ પ્રવૃત્તિ યોગ તથા જ્ઞાનયોગ તે ત્રણે તથા યમ નિયમ. આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા, સમાધિ વિગેરેને મોક્ષના હેતુઓ માને છે. તેમજ દરેક દર્શનશાસ્ત્રોમાં નિમિત્તરૂપ આચરણો ભિન્ન-ભિન્ન હોવા છતાં ઉપાદાન કારણ ધ્યાન–સમાધિ ભાવનાનું તો સમાનપણું હોવાથી તે યોગ શબ્દથી વાચ્ય છે. તે યોગમાં સર્વ દર્શનની સમાનતા હોવાથી જરા પણ ભેદ નથી.

પ્રશ્નઃ—દરેક દર્શન શાસ્ત્રોમાં યોગની ક્રિયાઓ અને ભાષા વિગેરે અનુષ્ઠાનો જુદા જુદા હોવાથી તેમના ફળમાં ભેદ આવવો જોઇએ ?

ઉત્તર—અનુષ્ઠાન ક્રિયાઓ નિમિત્ત–બાહ્ય કારણ છે, અને

તે ઉપાદાન કારણને જાગ્રત કરવામાં પુષ્ટ કારણ થાય છે, તેથી અનેક જુદી ક્રિયાઓ હોવા છતાં પણ મોક્ષના ઉપાદાન કારણ રૂપ સમાધિ–ધ્યાન એક સ્વરૂપનું હોવાથી તે ધ્યાનથી મોક્ષ રૂપ સાધ્ય એક રૂપજ છે, અને તે મોક્ષ રૂપ સાધ્યમાં અભેદ છે તેથી ભાષાભેદ, ક્રિયાભેદ હોવા છતાં પણ મોક્ષ રૂપ સાધ્યમાં ભેદનું કારણ થતા નથી. જેમકે દેવરાજના ઇંદ્ર, પુરંદર, શક્ર, વજ્રી, શચિપતિ નામોમાં ભેદ હોવા છતાં, તેમજ અર્થનો ભેદ હોવા છતાં પણ અભિધેયનો ભેદ પડતો નથી, તેમ ક્રિયા વા ભાષાના ભેદથી પણ સાધ્યનો ભેદ થતો નથી. ૩

અહીં હવે જે વિશેષ કહેવા યોગ્ય છે તે જણાવે છેઃ—

**मोक्षहेतुत्वमेवास्य, किन्तु यत्नेन धीधनैः ।**
**सद्गोचरादिसंशुद्धं, मृग्यं स्वहितकांक्षिभिः ॥ ४ ॥**

**અર્થ**:—આત્મકલ્યાણ ઇચ્છનાર બુદ્ધિશાળીઓએ આ જેનું વ્યાખ્યાન કરવામાં આવે છે તે યોગનું સ્વરૂપ, સદ્‌બુદ્ધિ રૂપ ગોચરાદિથી શુદ્ધ થયું છતું મોક્ષમાં હેતુપણું થાય છે કે નહિ તે પણ શોધવું જોઇએ. ૪

**વિવેચનઃ**—આ જે યોગો કહેવાય છે તે મોક્ષના હેતુ થાય છે કે કેમ તે જોવું જોઈએ. કહ્યું છે કે "**मोक्खेण जोयणओ जोगो**" મોક્ષની સાથે જે સંબંધ કરાવે તે **યોગ** કહેવાય. આ પ્રમાણે મોક્ષના ઉપાદાન કારણ રૂપ યોગનું લક્ષણ આપ્ત પુરૂષોએ જણાવ્યું છે, માટે પરમ બુદ્ધિશાલી-ઓએ યોગનું સ્વરૂપ અવશ્ય વિચારવું જોઈએ. તે સ્વરૂપ કેવું છે? તે લક્ષણ યોગમાં ઘટે છે કે નહિ? યોગના વિષયમાં

અનેક દર્શનકારોએ અનેક ગ્રંથોમાં ભિન્ન ભિન્ન લક્ષણો વર્ણવ્યાં છે, તે મોક્ષમાર્ગમાં યથાર્થ ઘટે છે કે નહિ? સદ્‌–સાચા એટલે બનાવટી અથવા ખોટી કલ્પના કરેલા ન હોય એવા તે સદ્‌ગોચરો–સામાન્ય વા વિશેષ જ્ઞાનો. (ઇંદ્રિયો અને મન વડે શુભ વા શુદ્ધ ક્રિયા કરનારો આત્મા ગોચર–જ્ઞાનનું ઉપાદાન કારણ છે, અને ઇંદ્રિયો અને મન નિમિત્ત કારણ છે. તેમજ જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય કર્મોનો ક્ષયોપશમ ભાવ તે ઉપાદાન કારણ જાણવું. હવે ઇંદ્રિયો વડે ધારણ કરાતા વિષયોનો નિશ્ચય થાય છે. તે માટે અહિંઆં આચાર્યશ્રી સદ્‌ગોચર એટલે આગમાદિક સૂત્ર જ્ઞાનનો બાહ્યમાં ઇંદ્રિયો વડે પ્રવૃત્તિ કરતા વિષયોના શુભાશુભ ભાવ વિપાક વડે વિષયો ઉપરથી રાગ ઉઠી જવા રૂપ સદ્‌ગોચર રૂપ અનુભવમય જે વૈરાગ્ય) તે વડે સંશુદ્ધ–સારી રીતે શુદ્ધ. હિંસા, અસત્ય, ચોરી, મૈથુન, પરિગ્રહ, રાગ, દ્વેષ, મોહ અને માયાનો ત્યાગ કરી ઇંદ્રિયોને દમીને મન વચન કાયાની ચપલતાનો ત્યાગ કરી, મનને સ્થિર કરી, પાપ રહિત એટલે યાગ યજ્ઞાદિક જે હિંસામય છે તેવા પાપમય અનુષ્ઠાનો મોક્ષના હેતુભૂત ન થતા હોવાથી તેનો ત્યાગ કરવા પૂર્વક, આત્માનું હિત ઇચ્છનારા વિવેકી મુમુક્ષુઓએ કયો યોગ મોક્ષ માટે હેતુ થાય તેમ છે તે અવશ્ય વિચારવું જોઇએ: કારણકે મોક્ષમાર્ગની પ્રાપ્તિ સમ્યગ્ જ્ઞાન દર્શન ચારિત્ર વડેજ થાય છે. તેથી સમ્યગ્‌દર્શન કેવું હોય? આત્માને કેવી શ્રદ્ધા મોક્ષ માટે કારણભૂત થાય? તે વિચારવાનું રહે છે. જે માણસો સદ્‌યોગ શોધવામાં વંચાયેલા–ઠગાએલા હોય છે, તેઓ સર્વ સત્ય પુરૂષાર્થથી પણ વંચિત રહે છે. અને જેઓ પુરૂષાર્થથી

અને આપણા મિત્રો સાથે આનંદ કરીએ. આવા દુર્ગંધવાળા અનેક વ્યસનોથી વ્યાપ્ત, દારૂ માંસને ખાનારા લોક વચ્ચે રહેવું યોગ્ય નથી." આવી શિખામણ આપવા છતાં પણ તે સિંહરથ તે સ્ત્રીમાં આસક્ત થઇ વિષયલંપટ થયો. અંતે કંટાળીને પદ્મરથ તેને છોડી પોતાના નગરમાં જઇને માતા પિતાને મળ્યો. નમસ્કાર કરી બધી બીના જણાવી.

પિતા પદ્મરથને યુવરાજ પદવી આપી રાજ્યનો બધો કારભાર સોંપીને ધર્મધ્યાન, દેવપૂજા, ગુરૂભક્તિ કરવા લાગ્યા. એક વખત પદ્મરથ વિદ્યાધર વિમાન લઈ તેને લેવા માટે પિતાની રજા લઇને વાણારસી આવ્યો. પદ્મરથે ભાઇ સંબંધી પ્રેમને લઇને બહુ સમજાવ્યો. "અત્યંજ પાટક (પાડામાં) માં આમ રહેવું, તારા જેવા કુલવાન વિનય વિવેકવંતને યોગ્ય નથી. નીચ જાતિના પરિચયમાં રહેવાથી બુદ્ધિ, ધર્મ, શ્રદ્ધા નષ્ટ થાય છે. પુન્ય ક્ષય થવાથી નરકમાં વાસ થાય છે, માટે તું તૈયાર થઈ મારી સાથે આવ, આ વિમાનમાં બેસી જા." આમ સમજાવવા છતાં સિંહરથે મોહની પ્રબલતાથી જરા પણ ન માન્યું, ત્યારે પદ્મરથ કંટાળીને ચાલ્યો ગયો.

અહિં સિંહરથ દિવસે દિવસે દારૂ માંસ વિગેરેના વ્યસનમાં અત્યંત આસક્ત બની ગયો, તેની વિદ્યાઓ નાશ પામી, શરીરમાં અપથ્ય આહાર વડે અનેક રોગો થયા. અંતે આર્ત્ત-રૌદ્ર ધ્યાનથી મરણ પામી દુર્ગતિનો અતિથિ થયો.

મોટો ભાઇ માતાપિતાની સેવા કરતો, રાજવૈભવને માણતો, પ્રજાનું પાલન કરે છે. દેવ ગુરૂ સંઘની સેવા કરતો, સંસારમાં યોગ્ય ધર્મની પ્રવૃત્તિ કરી રહ્યો છે. એવા અવસરમાં

ચાર જ્ઞાનને ધરનારા વિજયસિંહસૂરિ પાંચસો શિષ્યોના પરિવાર સાથે પધાર્યા. રાજાદિ તેમને વંદન કરવા ગયા. વિનયથી વંદના કરતા ગુરૂની સ્તુતિ કરી યોગ્ય સ્થાને બેઠા. ગુરૂદેવની ધર્મદેશના સાંભળીને મણિરથને દીક્ષા લેવાની ભાવના થઈ. પદ્મરથને રાજ્યાસન ઉપર બેસાડી, ગુરૂ પાસે દીક્ષા લેવા માટે સર્વની અનુમતિ માગી વિદ્યુન્માલા પણ પતિ સાથે સંયમ લેવા તૈયાર થઇ. પદ્મરથે કરેલા મહોત્સવ પૂર્વક ન્યાયોપાર્જીત ધનનો સાત ક્ષેત્રોમાં વ્યય કરી મણિરથ રાજા તથા વિદ્યુન્માલા મહારાણીએ અનેક પુરૂષ તથા સ્ત્રીઓ સાથે દીક્ષા લીધી. ઉત્તમ ચારિત્ર આરાધી બંને દેવલોકમાં ગયા.

પદ્મરથ રાજ્ય પાળતા, પ્રજાનુ પ્રાલન કરતા, ગુરૂ પાસેથી લીધેલા બાર વ્રત પાળતા, ધર્મ અર્થ અને કામ રૂપ ત્રણ વર્ગને સાધતા, ઘણા કાલ સુધી સુખમાં વિદ્યાધરોનાં દિવ્ય ભોગો અનુભવીને અંતે વિજયસિંહ સૂરીશ્વરની પાસે ચારિત્ર લઇ, અપ્રમાદથી આરાધીને દેવલોકને ભજનારા થયા.

અહિંયાં એ ઉપનય સમજવાનો કે પદ્મરથ કુમાર પિતાની આજ્ઞા પ્રમાણે વર્તીને, માતંગી વિદ્યાને સાધીને સુખી થયો. અને સિંહરથ પ્રમાદી થઇ વિષયભોગમાં પડીને વિદ્યાથી વંચિત થયો. કંગાલ જીદંગીમાં અનેક દુઃખો ભોગવીને અંતે મરણ પામી દુર્ગતિને ભજનારો થયો. માટે જેને યોગની સાધના કરવી હોય અને મોક્ષ પ્રાપ્ત કરવું હોય, તેણે મોહાદિ શત્રુનો નાશ કરી, ગુરૂ સેવા કરી, તેમની આજ્ઞાએ ચાલી, કપટનો ત્યાગ કરીને અપ્રમાદ ભાવે, સદ્યોગના અનુષ્ઠાન કરવાં જોઇએ. તે સદ્યોગ વડે તે જીવ ઉત્તમ કેવળજ્ઞાન

પણ વંચિત રહે છે, તેઓ પારમાર્થિક નિવૃત્તિ રૂપ મોક્ષના મહાનંદથી પણ વંચિત રહે છે. આ બાબતમાં **પદ્મરથ** અને **સિંહરથનું** એક દૃષ્ટાંત કહેવાય છે:—

આ જંબૂદ્વીપમાં વૈતાઢ્ય પર્વત ઉપર ઉત્તર શ્રેણિમાં રથનૂપુર નગરમાં પ્રજાનું ઉત્તમ રીતે પાલન કરનારો. અનેક ગુણ સંપન્ન, મહાન અને ઉદાર આશયવાળો **મણિરથ** નામે વિદ્યાધર રાજા હતો. તેને પતિવ્રતા, પતિભક્તિ પરાયણ, સૌભાગ્ય, વિવેક વગેરે ગુણવાળી **વિદ્યુન્માલા** નામે પટરાણી હતી. દીવ્ય ભોગ ભોગવતાં વિનય વિવેક આદિ ગુણસંપન્ન **પદ્મરથ** અને **સિંહરથ** નામના બે પુત્રો તેમને થયા બાલ્યવયનો ત્યાગ કરી આઠ વર્ષના થયા ત્યારે પિતાએ તે બંને કુમારોને અધ્યયન માટે ઉપાધ્યાયને સોંપ્યા. અનુક્રમે વ્યાકરણ, કાવ્ય, અલંકાર, તર્ક અને ધર્મ સંબંધી વિદ્યા ભણી વિનય વિવેક આદિ ગુણથી યુક્ત તે બંને કુમારો યૌવન અવસ્થાને પામ્યા. પિતા તેઓના જ્ઞાનની પરીક્ષા કરી પ્રસન્ન થયા. તેથી વિદ્યાધરની અનેક વિદ્યાઓ પિતાએ તેમને આપી. તે વિદ્યાઓને સિદ્ધ કરી બંને કુમારો વિદ્યાધર થયા. ત્યાર પછી પિતાએ અનેક ચમત્કારવાળી માતંગી વિદ્યા તેમને આપી. તેને સિદ્ધ કરવાની વિધિ બતાવતાં જણાવ્યું કે–"અત્યંજ કુલમાં ઉત્પન્ન થયેલી ઉત્તમ લક્ષણવાળી કન્યાને પરણી એકનિષ્ઠ ભાવે બાર માસ સુધી બ્રહ્મચર્ય પાળીને કારતક વદ ચઉદશે (એટલે કાળી ચઉદશે) અઠ્ઠમ તપ પૂર્વક નિરાવર્ણ થયેલી પોતાની અત્યંજ સ્રીને ઉત્તરસાધક બનાવીને, તેના અંગ ઉપર ત્રાટક કરી, એક લાખ જાપ પૂર્વક માતંગી વિદ્યાનું સ્થિર ચિત્તે ધ્યાન કરવું, તેથી મહા બલવાન માતંગી વિદ્યા સિદ્ધ થાય છે."

એ પ્રમાણે પૂજ્ય પિતાની પાસેથી વિધિ જાણી, પછી પિતાની આજ્ઞા મેળવીને પદ્મરથ તથા સિંહરથ કુમાર વિદ્યાધરો વાણારસી નગરીમાં આવી અત્યંજનો સ્વાંગ સજી તેમના મહોલ્લામાં ગયા. ઉત્તમ સંગીત વડે તે સર્વને વશ કરી, પોતાને અનુકૂળ કરી તે મહોલ્લામાં તે લોકોએ આપેલા મકાનમાં વાસ કર્યો. નિત્ય કથા વાર્તા કરતા તેમને પોતાની અનેક કલાઓથી ખુશી કર્યા, તેથી તેમના ઉત્તમ ગુણ કલા અને ચાતુર્ય જોઇને તે અત્યંજોએ રૂપ ગુણાદિ સંપન્ન પોતાની બે કુમારીકાઓ તેઓને પરણાવી. તેઓ સાથે અનેક બ્હાના પૂર્વક બાર માસ સુધી બ્રહ્મચર્ય પાળવાનો ઉદ્યમ કરવા લાગ્યા. તેમ કરતાં બાર માસ પૂર્ણ થવા આવ્યા ત્યારે મોટાભાઈ પદ્મરથે વિદ્યા સાધવા માટે સર્વ ઉપકરણો મેળવી અઠ્ઠમની તપસ્યા કરી, કાર્તિક વદ ચઉદશે—કાળી ચઉદશે પૂર્વે કહેલી વિધિ પૂર્વક પોતાની અત્યંજ સ્ત્રી સન્મુખ ત્રાટક કરી એક લાખ જાપ એકાગ્ર ચિત્તે ગણી તે માતંગી મહાવિદ્યાને સિદ્ધ કરી તેથી કૃતકૃત્ય થયો.

પછી પોતાના નાનાભાઈને પૂછવા લાગ્યો, ત્યારે તે કહે છે કે ભાઈ મેં તો સ્ત્રીના રૂપમાં મોહ પામીને બ્રહ્મચર્ય પાળ્યું નથી, માટે તું મારા ઉપર મહેરબાની કરી બાર માસ અહીં રહે, જેથી હું વિદ્યા સિદ્ધ કરી તારી સાથે આવું. આવું સિંહરથનું કહેવું સાંભળી ભાઈના પ્રેમથી તેને બહુ શિખામણ આપી કે "આપણે અહિંયાં વધારે વખત રહેવું ઉચિત નથી. તું હવે બરાબર ધ્યાન રાખી, મનને વશ કરી પૂર્ણ ઉપયોગ પૂર્વક બ્રહ્મચર્ય પાળી એ વિદ્યાને સિદ્ધ કરી લે, જેથી આપણે આપણા નગરમાં જઇ પિતાની સેવા કરીએ

અને આપણા મિત્રો સાથે આનંદ કરીએ. આવા દુર્ગંધવાળા અનેક વ્યસનોથી વ્યાપ્ત, દારૂ માંસને ખાનારા લોક વચ્ચે રહેવું યોગ્ય નથી." આવી શિખામણ આપવા છતાં પણ તે સિંહરથ તે સ્ત્રીમાં આસક્ત થઇ વિષયલંપટ થયો. અંતે કંટાળીને પદ્મરથ તેને છોડી પોતાના નગરમાં જઇને માતા પિતાને મળ્યો. નમસ્કાર કરી બધી બીના જણાવી.

પિતા પદ્મરથને યુવરાજ પદવી આપી રાજ્યનો બધો કારભાર સોંપીને ધર્મધ્યાન, દેવપૂજા, ગુરૂભક્તિ કરવા લાગ્યા. એક વખત પદ્મરથ વિદ્યાધર વિમાન લઈ તેને લેવા માટે પિતાની રજા લઇને વાણારસી આવ્યો. પદ્મરથે ભાઇ સંબંધી પ્રેમને લઇને બહુ સમજાવ્યો. "અત્યંજ પાટક (પાડામાં) માં આમ રહેવું, તારા જેવા કુલવાન વિનય વિવેકવંતને યોગ્ય નથી. નીચ જાતિના પરિચયમાં રહેવાથી બુદ્ધિ, ધર્મ, શ્રદ્ધા નષ્ટ થાય છે. પુન્ય ક્ષય થવાથી નરકમાં વાસ થાય છે, માટે તું તૈયાર થઈ મારી સાથે આવ, આ વિમાનમાં બેસી જા." આમ સમજાવવા છતાં સિંહરથે મોહની પ્રબલતાથી જરા પણ ન માન્યું, ત્યારે પદ્મરથ કંટાળીને ચાલ્યો ગયો.

અહિં સિંહરથ દિવસે દિવસે દારૂ માંસ વિગેરેના વ્યસનમાં અત્યંત આસક્ત બની ગયો, તેની વિદ્યાઓ નાશ પામી, શરીરમાં અપથ્ય આહાર વડે અનેક રોગો થયા. અંતે આર્ત્ત-રૌદ્ર ધ્યાનથી મરણ પામી દુર્ગતિનો અતિથિ થયો.

મોટો ભાઇ માતાપિતાની સેવા કરતો, રાજવૈભવને માણતો, પ્રજાનું પાલન કરે છે. દેવ ગુરૂ સંઘની સેવા કરતો, સંસારમાં યોગ્ય ધર્મની પ્રવૃત્તિ કરી રહ્યો છે. એવા અવસરમાં

ચાર જ્ઞાનને ધરનારા વિજયસિંહસૂરિ પાંચસો શિષ્યોના પરિવાર સાથે પધાર્યા. રાજાદિ તેમને વંદન કરવા ગયા. વિનયથી વંદના કરતા ગુરૂની સ્તુતિ કરી યોગ્ય સ્થાને બેઠા. ગુરૂદેવની ધર્મદેશના સાંભળીને મણિરથને દીક્ષા લેવાની ભાવના થઈ. પદ્મરથને રાજ્યાસન ઉપર બેસાડી, ગુરૂ પાસે દીક્ષા લેવા માટે સર્વની અનુમતિ માગી વિદ્યુન્માલા પણ પતિ સાથે સંયમ લેવા તૈયાર થઇ. પદ્મરથે કરેલા મહોત્સવ પૂર્વક ન્યાયોપાર્જીત ધનનો સાત ક્ષેત્રોમાં વ્યય કરી મણિરથ રાજા તથા વિદ્યુન્માલા મહારાણીએ અનેક પુરૂષ તથા સ્ત્રીઓ સાથે દીક્ષા લીધી. ઉત્તમ ચારિત્ર આરાધી બંને દેવલોકમાં ગયા.

પદ્મરથ રાજ્ય પાળતા, પ્રજાનુ પ્રાલન કરતા, ગુરૂ પાસેથી લીધેલા બાર વ્રત પાળતા, ધર્મ અર્થ અને કામ રૂપ ત્રણ વર્ગને સાધતા, ઘણા કાલ સુધી સુખમાં વિદ્યાધરોનાં દિવ્ય ભોગો અનુભવીને અંતે વિજયસિંહ સૂરીશ્વરની પાસે ચારિત્ર લઇ, અપ્રમાદથી આરાધીને દેવલોકને ભજનારા થયા.

અહિંયાં એ ઉપનય સમજવાનો કે પદ્મરથ કુમાર પિતાની આજ્ઞા પ્રમાણે વર્તીને, માતંગી વિદ્યાને સાધીને સુખી થયો. અને સિંહરથ પ્રમાદી થઇ વિષયભોગમાં પડીને વિદ્યાથી વંચિત થયો. કંગાલ જીદંગીમાં અનેક દુ:ખો ભોગવીને અંતે મરણ પામી દુર્ગતિને ભજનારો થયો. માટે જેને યોગની સાધના કરવી હોય અને મોક્ષ પ્રાપ્ત કરવું હોય, તેણે મોહાદિ શત્રુનો નાશ કરી, ગુરૂ સેવા કરી, તેમની આજ્ઞાએ ચાલી, કપટનો ત્યાગ કરીને અપ્રમાદ ભાવે, સદ્દયોગના અનુષ્ઠાન કરવાં જોઇએ. તે સદ્દયોગ વડે તે જીવ ઉત્તમ કેવળજ્ઞાન

ને કેવલદર્શનને પામી મોક્ષનો સત્-ચિદાનંદમય આનંદ અનુભવે છે, તે માટે અત્ર આગમ જણાવે છે કે:—

एसो य उत्तमो जं, पुरिसत्थो एत्थ वंचिओ नियमा।
वंचिज्जइ सव्वेसुं, कल्लाणेसुं न संदेहो ॥ १ ॥

छाया—

एप चोत्तमः पुरुषार्थों, यद् एवं वंचितो नियमात्।
वञ्चयते सर्वेषु च, कल्याणेषु न सन्देहः ॥ २ ॥

અર્થ:—જેની આરાધના વડે ઉત્તમ કલ્યાણમય મોક્ષાનંદની પ્રાપ્તિ થાય એજ ઉત્તમ પુરૂષાર્થ યોગ જાણવો. પરંતુ જે આત્મા એવા ઉત્તમ પુરૂષાર્થથી વંચિત રહે છે, એટલે તે ધર્મ રૂપ પુરૂષાર્થને આદરતા નથી અર્થાત્ જ્ઞાન, દર્શન, ચારિત્રમાં અપ્રમાદી ભાવે વીર્ય ફોરવવા રૂપ ધર્મ પુરૂષાર્થ સેવતા નથી, તે નિશ્ચયથી શાશ્વત સુખથી વંચિત રહે છે, અથવા કર્મક્ષય કરવામાં જરા પણ પ્રયત્ન નથી કરતા, તે આત્મા નિશ્ચયથી કલ્યાણમય મોક્ષ સુખથી અવશ્ય વંચિત રહે છે. ૧

તેમના માટે ઉત્તમ પુરૂષાર્થ રૂપ ચારિત્રની આરાધનામાં પ્રથમ ઉપયોગી સમ્યગ્ જ્ઞાનની આવશ્યકતા હોવાથી તેવા પ્રકારના ચારિત્ર યોગ માટે ઉત્તમ જ્ઞાનયોગ વિચારવો જોઈએ. તે આ પ્રમાણે:—આત્માનું શું લક્ષણ છે? નિત્ય છે કે અનિત્ય? સર્વવ્યાપક છે કે દેશવ્યાપક છે? પરમાણુ સ્વરૂપ છે કે અરૂપી છે? જો આત્મા એકાંત નિત્યજ હોય તો તેનું આ લક્ષણ તેમાં ઘટવું જોઇએ "अप्रच्युतानुत्पन्नस्थिरैकस्वरूपं नित्यं" જેના સ્વરૂપનો નાશ નથી

તેમજ ઉત્પત્તિ પણ નથી, ત્રણે કાળ એકજ સ્થિર સ્વરૂપને ધરી રાખે છે તેજ નિત્ય કહેવાય. જો આત્માનું તેવું સ્વરૂપ હોય તો જન્મ, મરણ, આધિ, વ્યાધિ, નીચત્વ, ઉંચત્વ તેમજ પૂજ્ય પૂજકનો ભેદ આત્મામાં જરા પણ સંભવે નહિ. માટે અદ્વૈત મતે આ આક્ષેપ માટે વિચાર કરવો જોઈએ.

બૌદ્ધો આત્માદિને અનિત્ય માને છે, તે આવી રીતે— "यत् क्षणिकं तत् सत्" જે ક્ષણિક હોય એટલે સમયે સમયે નાશ પામે તેજ સદ્ દ્રવ્ય છે, એટલે આત્મા પણ ક્ષણિકજ થાય. આત્મા ક્ષણિકજ હોય તો એમના મતે તેને પુન્ય પાપ કરવાપણું નથી રહેતું. પ્રથમ ક્ષણે જે હતો તે બીજા સમયે નથી. તે આત્માએ કરેલ પુન્ય પાપ તેની સાથે નષ્ટ થયેલ હોવાથી અન્ય સમયે ભોગવવાના નથી, તેથી તેમના મતે ધર્માનુષ્ઠાન ફોગટજ થાય છે, તે પણ તેમને વિચારવા જેવું તો છેજ. આમ આત્માને એકાંત નિત્ય વા એકાંત અનિત્ય માનતાં એકાંત કલ્યાણમય મોક્ષ પામવા માટે જે અનુષ્ઠાન કરાય છે, તેનું ફલ આત્માને મલતું નથી. આવીજ રીતે કાપિલ મતના, પાતંજલ મતના, ગૌતમ મતના, અક્ષપાદી મતના, મુસ્લિમ મતના, ક્રિશ્ચિયન મતના, ને યાહુદી વિગેરે મતોના અવલંબીઓએ કહેલા ધર્મના અનુષ્ઠાનો પણ નિષ્ફળ થાય છે. ત્યારે હવે જૈન સ્યાદ્વાદ મતમાં આત્માને કેવો માનેલો છે, તે જણાવે છે:—

"यः कर्ता कर्मभेदानां, भोक्ता कर्म फलस्य च ।
संसर्ता परिनिर्वाता, स ह्यात्मा नान्यलक्षणः ॥ १ ॥"

અર્થ:—જે આત્મા કર્મના ભેદોનો કર્તા છે એટલે

કર્મના મૂળ આઠ કે ઉત્તર એક સો અઠ્ઠાવન ભેદોનો શુભાશુભ અધ્યવસાયના યોગે બાંધનારો છે, આથી તે આત્મા કર્મનો કર્તા થયો, બાંધેલાં કર્મ ઉદયમાં આવે છે ત્યારે તેનાથી તેજ આત્મા સુખ દુઃખ, શાતા અશાતા, આનંદ અને ખેદ ભોગવતો હોવાથી તેજ કર્મનો ભોક્તા જાણવો. કર્મથી સંસારમાં જીવ જન્મ મરણ કરે છે, ચોરાસી લાખ જીવયોનિમાં ભ્રમણ કરે છે, તેથી તે જીવજ ગમન કરનાર છે. પરંતુ જ્યારે સદ્‌ગુરૂનો યોગ મલે ત્યારે આત્મા સત્ય ધર્મને સમજે. મિથ્યાત્વ, અવિરતિ અને કષાયનો ત્યાગ કરી, અપ્રમાદી બની, સમ્યગ્‌જ્ઞાન પૂર્વક સચ્ચારિત્ર યોગ વડે સર્વ કર્મનો ક્ષય કરી સંસારથી મૂકાય છે એટલે પરિનિર્વૃત્ત થાય છે મોક્ષનો અપૂર્વ આત્માનંદ અનુભવે છે. તેજ આત્મા જાણવો. ભાવાર્થ એ છે કે આત્માને કથંચિત્ નિત્યાનિત્ય જાણવો. બીજુ લક્ષણ આત્માનું નથી. આમ હોવાથી આત્માને ઈંદ્રિયો, શરીર તથા મનના કર્મ બંધનનું કારણ જાણવું. તેમજ કર્મથી છૂટવાનો ઉપાય પણ જાણવો જોઇએ, જેથી આત્મા સત્ય યોગાનુષ્ઠાન વડે તેના ફળને પ્રાપ્ત કરે તે વાત આગલ યોગ્ય પ્રસંગે કહેવાશે ૪

પરંતુ હાલમાં પ્રસ્તુત-જે કહેવા યોગ્ય છે તે જણાવે છે. એટલે હવે કેવી રીતે આ યોગથી ગોચરાદિકની શુદ્ધિ શોધી શકાય તે જણાવે છેઃ—

गोचरश्च स्वरूपं च, फलं च यदि युज्यते ।
अस्य योगस्ततोऽयं, यन् मुख्य-शब्दार्थ-योगतः ॥५॥

અર્થઃ—ગોચર તથા સ્વરૂપ અને ફળ તે ત્રણનો

સંબંધ જ્યાં યથાર્થ ઘટતો હોય ત્યાંજ યોગનો અર્થ ઘટે છે. તેથી આ યોગ કહેવાય, તેનો આ શબ્દાર્થ થાય અને તે યોગનું આ ફળ છે, વિગેરે અનુક્રમે જણાવવામાં આવે છે. ૫

**વિવેચનઃ**—ગોચર એટલે 'ગો' ધાતુનો ગમન કરવું એ અર્થ જાણવો, તથા ગો શબ્દનો અર્થ ઇંદ્રિયો તથા મન થાય છે. તેથી સંસારમાં રહેલો આત્મા—જીવ ઇંદ્રિયો તથા મનની સહાયતાથી રૂપ, રસ, ગંધ, સ્પર્શ તથા શબ્દ આદિ પુદ્ગલના ધર્મને ધરનાર અને ભોગવાતા વિષયોનો અનુભવ કરનાર હોવાથી જીવ પણ ગોચર કહેવાય છે. કહ્યું છે કે "**विषयेषु परिणामि जीवः**" વિષયોમાં પરિણામ પામવાનો—તે રૂપ થવાનો જેનો સ્વભાવ છે તે જીવ જાણવો. તે જીવના લક્ષણને અહિંઆં યોગની ભાષામાં ગોચર નામ આપ્યું છે. તેનો ભાવ-સ્વરૂપ એવો છે કે જીવો વિષય કષાયમાં પરિણામ પામીને આઠ પ્રકારના કર્મને બાંધે છે, અને તેના યોગે ચોરાસી લાખ જીવયોનિમાં ભમે છે. કર્મના પ્રબલપણાથી રાગદ્વેષ વડે સંસારીને યોગ્ય પ્રવૃત્તિનો કરનાર અને સદ્ગુરૂના યોગથી દુઃખનાં કારણો—મોહ અજ્ઞાન મિથ્યાત્વ ને અઢાર પાપના સ્થાનકોને જાણી, તેનો ત્યાગ કરવા માટે સમ્યગ્જ્ઞાન અને શુદ્ધ શ્રદ્ધા, દયા, દાન, શિયળ, તપ, જપ, પ્રભુપૂજા, સદ્ગુરૂ પૂજા, દાન, સન્માન, વિનય અને વિવેકને આચરતો મોક્ષમાર્ગને પામવાની ઉચિત સર્વ પ્રવૃત્તિવાળો હોય તે પણ જીવ-આત્મા જાણવો. આ જીવનું લક્ષણ જાણવું. લક્ષણનું સ્વરૂપ "**अव्याक्षेपो यविष्यत्याः कार्यसिद्धेर्लक्षणम्**" લક્ષણ તેજ કહેવાય કે જે વ્યભિચારથી દોષથી દૂષિત ન હોવા

છતાં ભવિષ્યકાલમાં કાર્યને સિદ્ધ કરે. તેથી આત્મામાં જ્યાં સુધી પર–પુદ્ગલમાં પરિણામ પામવાપણું છે ત્યાં લગી સંસારીપણું જાણવું, અને આત્માની જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય અને ઉપયોગ રૂપ સત્ ચૈતન્યમાં રમણતા થાય, અર્થાત્ જ્ઞાનાવરણીય આદિ કર્મનો નાશ થાય ત્યારે આત્માના ગુણનો પૂર્ણ પ્રગટ ભાવ થાય છે. માટે તે લક્ષણ જાણવું. તેનું ફળ તે મોક્ષ જાણવું.

જો એ પ્રમાણે ગોચર, લક્ષણ અને ફળ એ ત્રણનો યથાર્થ સંબંધ જે દર્શનશાસ્ત્રોમાં બરાબર ઘટતો હોય તેજ યોગ કહેવાય. એટલે જે લક્ષણ જીવમાં ઘટતાં હોય અને ફળમાં ઉપાદાન કારણ બનતાં હોય, તેજ લક્ષણ કહેવાય, પણ ઉપચારથી એટલે માયા કલ્પનાથી ગોઠવ્યા હોય, તેવા લક્ષણ ફળમાં ઉપાદાન હેતુ–મુખ્ય હેતુ રૂપે ઠરતા નથી. તેવી રીતે યોગનું લક્ષણ પણ યથાર્થ જે ક્રિયા અનુષ્ઠાનમાં ઘટતું હોય ત્યાંજ યોગત્વ જાણવું. ભગવાન હરિભદ્રસૂરીશ્વર જણાવે છે કે "मोक्खेण जोयणाओ जोगो धम्मवावारो" મોક્ષ માટે જે ધર્મનો વ્યાપાર થાય તેજ યોગ કહેવાય. એટલે જ્યાં આશ્રવનો ત્યાગ હોય, પાંચ યમ રૂપ મહાવ્રત હોય, પાંચ ઇંદ્રિયોનો રોધ હોય, આઠ પ્રવચન માતાનું પાલન હોય, નવવિધ બ્રહ્મચર્યનું પાલન હોય, તેનો સંવર ભાવ હોય, અને ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાયનો નિગ્રહ હોય. તેજ મોક્ષનું ઉપાદાન કારણ થતું હોવાથી તેવા ધર્મના વ્યાપાર રૂપ યોગત્વ ઘટે છે. મહર્ષિ પતંજલિ જણાવે છે કે "क्लिष्ट-चित्त-वृत्ति-निरोधो योगः" દુષ્ટ ચિત્તની વૃત્તિ રૂપ અનેક વિચારોને રોકવા તે યોગ કહેવાય છે. આવું લક્ષણ યોગમાં ઘટે છે. ૫

હવે જેવી રીતે વસ્તુનો ક્રમ અને ઉદ્દેશ બતાવ્યો તેવી રીતે ગોચર વિગેરેની શુદ્ધિ રૂપ નિર્દેશને બતાવતા છતાં પૂજ્યશ્રી જણાવે છેઃ—

**आत्मा तदन्यसंयोगा–त्संसारी तद्वियोगतः ।**
**स एव मुक्त एतौ च, तत् स्वाभाव्यात्तयोस्तथा ॥ ६ ॥**

અર્થ:—આત્મા–જીવ તેનાથી અન્ય–પુદ્ગલ સંયોગથી સંસારી કહેવાય છે. અને તે પુદ્ગલોના વિયોગથી તેજ આત્મા મુક્ત થાય છે. કારણકે તેજ આત્માનો મુખ્ય સ્વભાવ છે. ૬

વિવેચન—આત્મા–જીવ જ્યાં સુધી પોતાનાથી અન્ય જે પુદ્ગલ–ઈંદ્રિયો–મન–શરીર, તથા જ્ઞાનાવરણીય વિગેરે કર્મનો સંયોગ હોય ત્યાં લગી સંસારી કહેવાય છે આથી એમ સિદ્ધ થાય છે કે આત્મા ચોરાસી લાખ જીવયોનિમાં દેવ, મનુષ્ય, નારકી અને તિર્યંચ રૂપે ભમતો રહે છે, ત્યાં લગી સંસારી કહેવાય છે. જીવને સંસારીત્વ હોવાનું કારણ મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ રૂપ આશ્રવ છે. જેમ કે ખાણમાં રહેલું સુવર્ણ માટી રૂપ મલથી યુક્ત હોવાથી મુખ્ય સુવર્ણની દશાવાળું નથી, પણ પાણી ખાર વિગેરેના સંસર્ગથી કેટલેક અંશે શુદ્ધ થયા પછી જ્યારે અગ્નિથી સર્વ મેલ નાશ પામે છે ત્યારે કિંમતી દેદીપ્યમાન સુવર્ણ પ્રગટ થાય છે પૂજ્ય ગુરૂદેવ શ્રી બુદ્ધિસાગરસૂરીશ્વર જણાવે છે કે—“આત્મા કર્મ સંબંધ છે, અનાદિનો હો રાજ કનક દૃષ્ટાંત કે, અનાદિસાંત ભવ્ય આશ્રયી, અભવ્યનો હો, કહું સુણો વૃત્તાંત કે, જિનવાણી ચિત્ત આણીયે.” આત્મા અને

કર્મનો પરંપરાએ સંબંધ અનાદિ કાલનો છે. સાંખ્ય, વેદાન્તી અદ્વૈત મતવાળા આ સંબંધને માયા કહે છે. તપ, સંયમ, સમ્યક્ત્વ, ધ્યાન, સમાધિ વડે કર્મને ખપાવીને, ઇંદ્રિય, શરીર અને મનના યોગોનો ત્યાગ કરી જીવ મુક્તિ મેળવે છે, ત્યારે મુક્ત-સિદ્ધ-શિવ કહેવાય છે. કર્મથી રહિત થઈને મોક્ષમય થવું, તેવો જીવોનો મૂળ સ્વભાવ છે. પણ જ્યાં લગી તેવો પુરૂષાર્થ ન કરે ત્યાં લગી તેના મૂલ ગુણનો-સ્વરૂપનો વિકાશ થતો ન હોવાથી વ્યવહારથી દ્રવ્યાત્મા કહેવાય છે. કહ્યું છે કે દ્રવ્યાત્મા એટલે અસંખ્ય પ્રદેશમય શુદ્ધ જીવ દ્રવ્ય સત્તાએ સ્વગુણ પર્યાય યુક્ત છે. તેમાં આત્માના ગુણ જ્ઞાન દર્શન ચારિત્ર આદિના ઉપયોગ વિનાનો જ્યાં લગી હોય ત્યાં સુધી દ્રવ્યાત્મા-જીવ કહેવાય છે. તેથી બીજો કોઈ નહિ પણ તે આત્મા જ્યારે સંસારનો-કર્મોનો નાશ કરે ત્યારે મુક્ત કહેવાય છે. પૂર્વે જે દ્રવ્યાત્મા હતો તે શુદ્ધ થવાથી—જ્ઞાનાદિ ગુણને પ્રગટ કરવાથી ભાવાત્મા રૂપ-મોક્ષ-મુક્ત વા શિવ કહેવાય છે. કારણકે સંસાર તથા મોક્ષ સ્વરૂપ થવું તેજ તેનો સ્વભાવ છે. એટલે સંસારીત્વ ને મોક્ષત્વનું કારણ અનુક્રમે પુદ્ગલ સંયોગ તથા પુદ્ગલ વિયોગજ છે તેમ નિશ્ચયથી જાણવું. કારણકે જીવ તથા પુદ્ગલને અનાદિ સંયોગ થવા રૂપ જીવનું વ્યાપારમય જે લક્ષણ તે સંસાર, અને તે પુદ્ગલથી છુટા પડવા રૂપ જે વ્યાપારમય સ્વભાવ તે મોક્ષ સમજવું. આ લક્ષણ આત્માનું જાણવું. ૯

હવે આત્માને વિકાશી થવાના કારણમાં નિમિત્ત કેવા ઉપયોગી થાય છે તે જણાવે છે. તેમાં કેટલાક અન્ય દેવોનો

અનુગ્રહ મોક્ષ હેતુપણે જણાવે છે:—

**अन्यतोऽनुग्रहोऽप्यत्र, तत्स्वाभाव्यनिबन्धनः ।**
**अतोऽन्यथा त्वदः सर्वं, न मुख्यमुपपद्यते ॥ ७ ॥**

**અર્થ:**—અન્ય દેવોનો અનુગ્રહ પણ તે જીવના સ્વભાવના કારણે સફલ બને છે. પણ બીજી રીતે વિચારીએ તો મુખ્ય રીતે અનુગ્રહ ઘટી શકતો નથી. ૭

**વિવેચન:**—અદ્વૈત, નૈયાયિક, યોગદર્શન અને વૈશેષિક વિગેરેના મત પ્રમાણે "महेशानुग्रहाद् बोधनियमौ" શ્રી મહેશ્વરના અનુગ્રહથી જીવ બોધ–વિવેક ને વ્રત નિયમો અને મોક્ષને પામે છે. આવી રીતેજ શ્રી કૃષ્ણદેવ, મહેશ્વર, બ્રહ્મા, ભવાની, અંબા વિગેરેની કૃપા જીવને શુદ્ધ જ્ઞાન, ક્રિયા અને ચારિત્રના લાભનું કારણ થાય છે. તેમજ સંસારમાં દેવત્વ, ચક્રિત્વ, ઇંદ્રત્વના ભોગોનો લાભ પણ થાય છે. અને અંતે મોક્ષનો પણ લાભ થાય છે. આ પ્રમાણે કેટલાક મતવાળા માને છે. પણ અહિંઆં યોગતત્ત્વના મોક્ષ પ્રાપ્તિના ઉપાયની વિચારણા કરતાં જીવોને જે લાભાલાભ થાય, તે જીવોના સ્વભાથી જ થાય છે. પણ મહેશ્વરાદિકની કૃપા તેવો લાભ આપવામાં સામાર્થ્ય ધરાવી શક્તિ નથી, છતાં પણ ભક્તિ ભાવથી માનવામાં આવે છે. એટલે મહેશ્વરાદિકને તેમાં કારણરૂપે માનવા તે ઉપરથી કલ્પેલું જ માનવું. કારણકે મહેશ્વરાદિ દેવો જો તેવો ઉપકાર કરવા સમર્થ હોય તો સર્વ ભક્તોને મુક્તિમાં લઇ જાય કારણકે સર્વ જીવો ઉપર મહેશ્વરાદિ મહાન દેવો કૃપાવંત હોવા જોઇએ તે માટે કહ્યું છે કે—

" ईश्वरप्रेरितो गच्छेत् स्वर्गं वा श्वभ्रमेव वा।
अन्यो जन्तुरनीशोऽय-मात्मनः सुखदुःखयोः" ॥१॥

અર્થ:—જીવો ઈશ્વરની પ્રેરણાથી સ્વર્ગમાં કે નરકમાં જાય છે. કારણકે જીવ પોતે નરકમાં જવા ઇચ્છતો નથી અને સ્વર્ગમાં જવાની સ્વયંશક્તિ નથી. માટે ઇશ્વરની કૃપાથી જીવ સુખી થાય છે, અને અવકૃપાથી દુઃખી થાય છે, એમ જે કહે છે તે યોગ્ય નથી. જો જીવ ઈશ્વરની પ્રેરણાથી નરકમાં જતો હોય તો ઇશ્વરમાં કરૂણાભાવ નષ્ટ થાય છે. ઇશ્વરની કૃપાથી સ્વર્ગ મળતું હોય તો ઇશ્વરની પરમ ભક્તિ કરનારા રાવણ જેવા રણમેદાનમાં અકાલ મરણ ન પામત. માટે ઈશ્વરની પ્રેરણા સ્વર્ગ નરક વા મોક્ષનું ઉપાદાન કારણ નથી. પરંતુ જીવોની તેવા પ્રકારની પરિણતિ એટલે લેશ્યાજ કારણ થાય છે. ગીતામાં જણાવ્યું છે કે—

" यं यं वापिस्मरन्भावं, त्यजन्तेऽन्त्ये कलेवरम्।
तं तमेवैति कौंतेय!, सदा तद्भावभावितं ॥ १ ॥

અર્થ:—શ્રી ગીતાના આઠમા અધ્યયનના છઠ્ઠા શ્લોકમાં શ્રી કૃષ્ણ દેવ જણાવે છે કે હે કૌંતેય! હે ધર્મરાજ! હે અર્જુન! જીવો જે જે ભાવરૂપ લેશ્યાનું સ્મરણ કરતાં મરણ પામે છે તે તે ભાવયુક્ત નવા ભવમાં જન્મ ધારણ કરે છે. પણ ત્યાં કોઈ ઇશ્વરની પ્રેરણા ખપમાં આવતી નથી. કારણકે જીવનો તેવા પ્રકારનો સ્વભાવજ છે! જેવા કર્મ કરે તેવા પ્રકારનાં સુખ દુઃખ કર્મના ઉદયથી ભોગવે છે.

આ કારણથી એવો ભાવ સમજાય છે કે, આત્માથી અન્ય

ઇશ્વર, પરમેશ્વર, મહેશ્વર, શ્રીકૃષ્ણ વિગેરેની કૃપાથી આત્મા શુદ્ધ જ્ઞાન, દર્શન અને ચારિત્રથી સ્વર્ગ વા મોક્ષનો લાભ મેળવી શકતો હોય તો આ સંસારમાં કોઈ જીવ નરક કે પશુપણે જન્મ નજ પામે. કોઇ દાસત્વ નજ પામે. સર્વ સંસાર એક સુખમયજ હોવો જોઈએ. વેર, ઝેર, લડાઈ, ટંટા, ખુનામરકી વિગેરે નજ હોવા જોઇએ પરંતુ જગતનું આવું વિચિત્રપણું જે દેખાય છે, તે પાપકર્મના ઉદયનું કારણ જાણવું. પરંતુ આપણે તેને પરમેશ્વરનો અનુગ્રહ કહીએ છીએ, તે માત્ર આપણી તેમના ઉપરની ભકિતનુંજ અધિકપણું હોવાથી ઉપચાર ભાવે માનેલો ઉપકાર છે.

સત્ય રીતે વિચારીયે તો જીવ વિશેષની યોગ્યતા રૂપ સ્વભાવ, જ્ઞાન દર્શન આદિના લાભમાં ઉપાદાન કારણ થાય છે. જેમકે અયોગ્ય એવા કપાશીયામાં લાક્ષારસની ભાવના આપી હોય છતાં તે કપાસીયાથી થનારા રૂમાં લાલ રંગ પ્રગટ થતો નથી. તેમ જીવની યોગ્યતા વિના પારકાની કૃપા કાર્યસાધક થતી નથી, માટે મહેશ્વરની કૃપા કે અવકૃપા સત્ય કાર્યસાધક નથી. તે માટે જીવનો તેવા પ્રકારનો સ્વભાવ સ્વીકારવો આમ જીવ સ્વભાવ વિશેષનો સ્વીકાર કરવાથી જીવનો સંસાર તથા મોક્ષ આત્મશકિત વડેજ થાય એમ નિશ્ચય માનવું જોઈએ, પણ મહેશ્વરાદિની કૃપા કે અવકૃપા માનવાનું પ્રયોજન સિદ્ધ થતું નથી. આમ હોવાથી એમ નિશ્ચય થયો કે "आत्मा तदन्ययोगात्संसारो" આત્મા પોતાનાથી અન્ય–પુદ્દગલ માયા વા પ્રકૃતિના સંયોગથી સંસારી હોય છે, અને તેના અભાવથી મોક્ષ થાય છે. આગમ શાસ્ત્રોમાં જણાવ્યું છે કે–

"आया नाणसहावी, सद्दंसणशीलो विशुद्ध–सुद्द–रूवो ।
सो संसारे भमइ, एसो दोसो खु मोहस्स ॥ १ ॥
जो उ अमुत्ति अकत्ता, असंग–निम्मल–सहाव–परिणामी ।
सो कम्मकवयवद्धो, दीणो सो मोहवसगत्तं ॥ २ ॥"

અર્થ:—જો કે આત્મા જ્ઞાન, દર્શન, ચારિત્ર રૂપ સ્વભાવ ગુણ શીલથી યુક્ત હોવાથી વિશુદ્ધ સ્વરૂપવંત છે. તેમજ અમૂર્ત, અકર્તા અસંગ, નિર્મલ અને પોતાના ગુણ પર્યાય મય સ્વભાવમાં રમણુતા રૂપ પરિણામી હોવા છતાં સંસારમાં દેવ, નારક, મનુષ્ય અને તિર્યંચ વિગેરે ગતિઓને પામતો હોવાથી ભમે છે, તેનું એકજ કારણ મોહનીય કર્મનો વળગાડ રૂપ દોષજ છે તેમજ એ મોહને વશવર્તી હોવાથી કર્મ રૂપ કવચ (શરીર)થી બંધાયો છે, અને દીનતાને પામ્યો છે ૧–૨

આમ આત્મા સત્ય એટલે પોતાના સહજ ભાવથી, અન્ય સ્વભાવને ધરનાર દેહ, ઈંદ્રિય, મન, કર્મ અને ધન, માલ, સ્ત્રી, પુત્ર, માતા અને પિતાના સંબંધમાં રંગાયો હોવાથી તેવા પ્રકારના કર્મના યોગ–સંબંધ વડે સંસારીત્વ દશાને પામેલો છે. એમ અવશ્ય સમજવું. પણ આત્માથી અન્ય ઈશ્વર, પરમેશ્વર, શિવ, કૃષ્ણ, શંકર, બ્રહ્મા, લક્ષ્મી, પાર્વતી. ભવાની, ભદ્રા, અંબા કે કાત્યાયિની આદિ કોઈ ઉપકાર કે અપકાર કરવા ઉપાદાન ભાવે કારણ થતા નથી. કદાપિ નિમિત્ત કારણ માનીએ તો તે પણ ઉપાદાન કારણની બલવત્તા હોય તોજ નિમિત્ત કારણ સફળ થાય છે. તે વાત આગળ પ્રસંગ આવતાં જણાવાશે. ૭

આમ ઇશ્વર આદિની કૃપા તો કાર્યસાધક નથી, એમ જણાવીને હવે "પુરૂષાદ્વૈત–એક બ્રહ્મ રૂપ પુરૂષજ વસ્તુ સ્વરૂપે છે. અન્ય કોઇ વસ્તુ સત્ય નથી" આવા પ્રકારના મતનો વિચાર કરતાં જણાવે છે કે—

**केवलस्यात्मनो न्यायात्सदात्मत्वाविशेषतः ।**
**संसारी मुक्त इत्येतद्–द्वितयं कल्पनैव हि ॥ ८ ॥**

**અર્થ:**—કેવળ એક આત્મા છે, અન્ય કાંઈ નથી એવા ન્યાયને માનવાથી જીવના બે ભેદ સંસારી તથા મુક્ત એવી અદ્વૈત ભાવની કલ્પના–માન્યતા ખોટી ઠરે છે ૮

**વિવેચન.**—એક આત્મા છે તેના વિના જે દ્રષ્ટિગોચર થાય છે તે કર્મ, શરીર, ઇંદ્રિયો, મન, રાજા, પ્રજા, શેઠ, નોકર, પુરૂષ, સ્ત્રી, માતા, પિતા, શત્રુ, મિત્ર, દેશ, ગામ, નગર, પર્વત અને આકાશ વગેરે તે માત્ર આત્મ સ્વરૂપજ છે. તેનાથી અન્ય કાંઈ પણ નથી "**ब्रह्म सत् जगन्मिथ्या**" એમ અદ્વૈત ભાવે માનતાં એક આત્માજ સદ્–વિદ્યમાન છે. તેથી અન્ય સર્વ અસત્–અસત્ય–મિથ્યા છે. આવા ન્યાય નીતિને જો સ્વીકારવામાં આવે તો આ બધો વ્યવહાર જે ચાલે છે, તે વ્યવહાર નષ્ટ થાય છે. તેમની માન્યતા જણાવે છે કે "**सर्वं खल्विदं ब्रह्म, नेह न नास्ति काञ्चन**" "આ બધુ જે છે તે નિશ્ચય બ્રહ્મ છે. તેના વિના બીજુ કાંઈ નથી." જે જે જુદું જુદું ઘર, હાટ, સ્ત્રી, પુરૂષ, રાજા, પ્રધાન અને પ્રજા દેખાય છે, તે એક બ્રહ્મ છે. આમ એકાંત બ્રહ્મનો–એક આત્માનો સ્વીકાર કરી અન્ય સર્વ

વસ્તુનો તિરસ્કાર કરવાથી આત્માને સુખ દુઃખના કારણભૂત કર્મનો સંબંધ પણ ન માનવો રહ્યો. અને જીવના જે બે ભેદ સંસારી અને મુક્ત રૂપે મનાય છે, એટલે પર બ્રહ્મ; અપર બ્રહ્મ (" परं ब्रह्म अपरब्रह्म ") રૂપ જે મનાય છે, તેનો પણ અપલાપ થયો.

એટલે તમોએ આત્માની જે બે અવસ્થા પરબ્રહ્મ-અપરબ્રહ્મ રૂપે માની છે, તે તમારી કલ્પનાનો પણ લોપ થયો. જો અદ્વૈત એક આત્માજ હોય તો દાન, જપ, પૂજા, દેવ, ગુરૂ, દયા, ઇંદ્રિયોનો નિગ્રહ, બ્રહ્મચર્ય, વ્રત અને નિયમ પાલવાની જરૂરજ નથી રહેતી. કારણકે એક અદ્વૈત બ્રહ્મજ હોય તો કર્મની સત્તા ન હોવાથી નરક કે દેવયોનિ, દેવ કે પિશાચયોનિ કાંઇ રહેતું નથી. માટે એક આત્માજ પરમ બ્રહ્મ છે, અન્ય કાંઈ વસ્તુ નથી એ મત અસત્ય ઠરે છે. અને જો એકજ અદ્વૈત બ્રહ્મ-આત્માનો સ્વીકાર કરીએ તો પરમબ્રહ્મ અને અપરબ્રહ્મ રૂપ સંસારી અને મુક્ત એમ આત્માના જે બે ભેદ તમોએ પૂર્વે જણાવ્યા છે, તે તમારી કલ્પના રૂપે-અસત્યજ ઠરે છે. પણ વસ્તુ સ્વરૂપે સિદ્ધ મનાય નહિ. એટલે એક તત્ત્વ માનતાં દ્વૈત રૂપ આત્મા અને પરમાત્માની કલ્પના તમે જે માન્ય કરી છે, તે ઉડી જાય છે. ૮

આ વાતને દૃષ્ટાન્ત આપીને સમજાવે છે:—

काञ्चनत्वाविशेषेऽपि, यथा सत्काञ्चनस्य न ।
शुद्ध्यशुद्धी ऋते शब्दा--त्तद्वदत्राप्यसंशयम् ॥ ९ ॥

અર્થ:—પીળી ધાતુમાં અથવા સુવર્ણ રજમાં કાંચનપણાનું સામ્ય હોવા છતાં જેમ સત્ય કાંચન અને અસત્ય

કાંચનનો ભેદ વ્યવહારમાં જોવાય છે, છતાં તે કલ્પના માત્ર છે, તેમજ સર્વમાં આત્મત્વ હોવાથી આ મુક્ત અને આ સંસારી એમ કહેવું તે પણ કલ્પના માત્રજ જાણવું જોઇએ. ૯

વિવેચન:—કાંચનત્વ એટલે સુવર્ણ ભાવનું અસ્તિત્વ સુવર્ણ રજમાં અને પીળી ધાતુઓમાં સમાન હોવા છતાં પણ શુદ્ધ–સર્વ કચરા રૂપ મેલ વિનાનું અને અશુદ્ધ–કચરા રૂપ મેલથી યુક્ત એવી ભેદની કલ્પના કરી શકાય કે? નજ કરાય? જ્યાં વસ્તુ અભેદ સમજાય છે, ત્યાં શુદ્ધિ કે અશુદ્ધિની કલ્પના કરી શકાયજ નહિ. જેવી રીતે, શબ્દ રૂપ વાચકત્વ વિના પુરૂષ રૂપ વાચક સંભવી શકતો નથી, તેવી રીતે આત્મા વિના અહિંઆં અદ્વૈત મત પ્રમાણે કર્મ કે માયા અસત્ માનેલી હોવાથી સુવર્ણમાં જે શુદ્ધિ અશુદ્ધિ કલ્પેલી છે, તેમ 'જે છે તે સર્વ આત્મા છે' એમ સર્વાત્મવાદ વડે આત્માથી અન્યનો અભાવ હોવાથી આત્માનું સંસારીત્વ અને મુક્તત્વ સિદ્ધ થતું નથી. તેથી સંશય વિના એક માત્ર આત્માનુંજ (બ્રહ્મનું) અસ્તિત્વ માનવું રહ્યું. ૯

હવે અત્ર એક શંકા આવે છે કે આવી રીતે જે પૂર્વે કહેલું છે તે કર્મ અવશ્ય આત્માના પ્રયત્નથી કરાતું હોવાથી આત્મા તેમાં ક્રિયમાન થાય છે. જે જે ક્રિયાઓ થાય છે તે કર્તાની અપેક્ષાથી–પ્રયત્નથીજ થાય છે. તેથી આત્મા–પુરૂષ પોતાની ઇચ્છા–પ્રવૃતિરૂપ ક્રિયા કરનારો સિદ્ધ થાય છે. પૂર્વ મહાપુરૂષોએ કહ્યું છે કે—"કર્તા, પરિણામી દ્રવ્ય, કર્મરૂપ પરિણામ, ક્રિયા પર્યાયકી ફેરે, વસ્તુ એક ત્રણ નામ ॥ ૧ ॥" કર્તા રૂપ આત્મદ્રવ્ય પરિણામી છે અને કર્મગ્રહણ માટે જેવા જેવા અધ્યવસાય રૂપ પરિણામ કરે છે, તેમાં

આત્માના જે અધ્યવસાય થાય તે આત્માના પર્યાય થયા. કારણકે તેથી આત્મા ભિન્ન નથી હોતો. એજ કારણે દ્રવ્ય નયથી આત્મા એક હોવા છતાં પરિણામ રૂપ પર્યાય નયની અપેક્ષાથી કર્તાપણે, ક્રિયાપણે, કર્મના ભોકતાપણે પર્યાયથી અનુભવાય છે. આત્માથી કરેલા કર્મનો ભોકતા પણ આત્મા છે. તેમ કર્તા પણ આત્મા છે. આ બધું કર્મ સંબંધથીજ થાય છે. કહ્યું છે કે—" कृतं कर्म क्षयं नास्ति कल्पकोटिशतैरपि " કરેલું કર્મ ભોગવ્યા વિના કોટિ શત કલ્પો સુધી પણ ક્ષય પામતું નથી. આ કારણે તમારે કર્મને આત્માથી જુદું સ્વીકારવું પડશેજ. એ એક વાત થઈ. હવે તે આત્મા પ્રથમ સિદ્ધ સ્વરૂપ શુદ્ધ માનવો કે પહેલાં કર્મ જગતમાં હતા તે આત્માની સાથે જોડાયા, એ વાતનો પણ વિચાર કરવો પડશે. કર્મથી પહેલાં આત્મા કે આત્માથી પ્રથમ કર્મ છે, તેમ પણ જોઇએ નહિ. કારણકે " सव्येतरगोविषाणयोः " ગાયના જમણા તથા ડાબા શીંગડાની જેમ તેમાં કાર્ય-કારણ ભાવ દેખાતો નથી. તેમ જીવને ઉત્પન્ન થતાં કર્મ લાગ્યાં છે, તેમ માનીએ તો જીવ તથા કર્મને કાર્ય કારણ ભાવ કેવી રીતે સિદ્ધ કરાય? આમ જો આત્માને પ્રથમ શુદ્ધ માનીએ અને પછી કર્મ લાગ્યા છે એમ માનીએ તો આત્મા પ્રથમ સિદ્ધ હતો, પછી સંસારી થયો આવી શંકા થાય છે. તેનો ઉત્તર આપતાં જણાવે છે:—

योग्यतामंतरेणास्य, संयोगोऽपि न युज्यते ।
सा च तत्त्वमित्येवं, तत्संयोगोऽप्यनादिमान् ॥१०॥

અર્થ:—જીવ ને કર્મનો સંયોગ પણ જીવની યોગ્યતા

વિના સંભવતો નથી. તેથી જીવને કર્મ સંબંધની જે યોગ્યતા છે, તેજ તેનો અનાદિ સ્વભાવ છે. તેથી કર્મનો જીવ સાથે જે સંયોગ–સંબંધ છે તે પણ અનાદિ કાલનોજ સમજવો ૧૦

વિવેચનઃ—યોગ્યતા એટલે જીવને કર્મનો સંબંધ થવામાં તેવા પ્રકારના અનુકુળ પરિણામ રૂપ સ્વભાવ સમજવો. તેના વિના–યોગ્યતા વિના આત્માને કર્મનો સંબંધ નજ સંભવે. કદાચ તેવા પ્રકારના કર્મ બંધનની યોગ્યતા વિનાના આત્માને સંબંધ માનીએ, તો કર્મ સંયોગના અભાવે તે જીવોનું સંસારીપણું પણ ન ઘટે. જ્યારે આમ છે તો પછી જીવને જે કર્મ સંબંધની યોગ્યતા છે તેજ તેનો સ્વભાવ છે, પણ ઉપચારથી કલ્પેલ સ્વરૂપ નથીજ. આ પ્રકારથી આત્મા પોતાની યોગ્યતા રૂપ સ્વભાવ પ્રમાણે કર્મબંધથી અનેક યોનિઓમાં તેવા તેવા શરીર વડે સુખ દુઃખના ભોગને પામવા રૂપ અવતારોને પામે છે. તેજ સ્વભાવ રૂપ જીવની યોગ્યતા સમજવી. તેજ અનાદિ કાલીન યોગ્યતાથી કર્મનો સંયોગ–સંબંધ, કર્મનું બંધાવાપણું પણ જીવને અનાદિ-કાલથી વર્તે છે. આ કર્મનો સંબંધ જે અનાદિ કાલીન કહ્યો છે, તે પણ પરંપરા–પ્રવાહ અપેક્ષાથી જીવની સાથે જાણવો. પરમ પૂજ્ય ગુરૂદેવ જણાવે છે કે—

"આત્મ કર્મ સંબંધ છે. અનાદિનો હો રજ કનક દૃષ્ટાંત કે; અનાદિ સાંત ભવ્ય આશ્રયો, અભવ્યનો હો કહું, સુણો વિચાર કે ॥ ૧ ॥"

અર્થ—આત્મા અને કર્મનો સંબંધ સુવર્ણ અને રજ–મેલની જેમ એક રસ રૂપે પ્રવાહથી અનાદિ કાલનો જે કહેવાય છે, તેમાં ભવ્ય જીવને અનાદિ કાલથી કર્મનો સંબંધ

યોગ્યતાથીજ રહેલો છે. પણ સમ્યગ્ દર્શન, જ્ઞાન, ચારિત્રરૂપ યોગે પરિપકવ કાલે—મોક્ષ થવા યોગ્ય કાળે કર્મબંધનની યોગ્યતા નાશ પામતી જાય છે, અને અનાદિ કાલથી દબાયેલા આત્મ સ્વરૂપને પ્રગટ કરવાના પુરૂષાર્થ રૂપ યોગ્યતા પ્રગટ થાય છે. યોગ્યતા રૂપ સ્વભાવને પામીને, જીવ કર્મનો ક્ષય કરી, કર્મબંધનની યોગ્યતાનો નાશ કરે છે ને મોક્ષ પામવાની યોગ્યતા પ્રાપ્ત કરે છે. આથી જીવ તથા કર્મ પણ અનાદિ કાલીન છે. એટલે જીવની પેઠે કાલ પણ અનાદિનો છે. જેમ કે ભૂત-કાળ અનંત ગયો, વર્તમાન એક સમયનો છે, ભવિષ્ય કાળનો અંત આવવાનો નથી. પરંતુ ભૂતકાળ આજ સુધીનો જાણીએ, તેમાં સમય સમયનો વધારો થાય તેથી ભવિષ્ય કાળના સમયો ઓછા થતા જાય પણ તેનો અંત આવતો નથી, આથી કાલ અનાદિ અનંત હોવા છતાં ભૂતની જેટલી વૃધ્ધિ થતી જાય છે, તેટલી ભવિષ્યમાં હાનિ થાય છે, પણ પ્રવાહથી તો તે અનાદિ અનંતજ હોય છે. ૧૦

હવે તે વાતને જણાવે છે.

योग्यतायास्तथात्वेन, विरोधोऽस्यान्यथा पुनः ।
अतीतकालसाधर्म्यात्, किन्त्वाज्ञातोऽयमीदृशः ॥११॥

અર્થ:—યોગ્યતાથી જીવ તથા પુદ્ગલોનો સંયોગ થાય છે, તેથી યોગ્યતા જો તેવા પ્રકારની છે તેમ ન માનીએ તો વિરોધ આવે છે. ભૂતકાળનું પણ તેવી રીતે સાધર્મ્યપણું છે. એ શાસ્ત્રની આજ્ઞાથી માનવું જોઈએ. ૧૧

ભાવાર્થ:—જીવ અને કર્મ પુદ્ગલોનો સંયોગ, તથા બંધનો સંબંધ પૂર્વે કહેલી યોગ્યતા વડે પ્રવાહથી અનાદિ-

કાલીન છે. તેમજ સાંત–અંતવાલો છે. જો તેમ ન હોય તો, પ્રથમ જીવ કમળપત્રની જેમ શુધ્ધ હોય, અને પછી તેને કર્મનો સંબંધ થયો છે, તેમ જો માનીએ તો પૂર્વે કહ્યા પ્રમાણે મહાન વિરોધ આવે છે, એટલે જીવ સાથે કર્મના બંધને આદિ કાલીન માનીએ તો તે કાર્યના કારણભૂત યોગ્યતાનું પણ આદિપણું આવે છે, તેથી કર્મબંધને પણ આદિપણું માનવું પડે, તેથી તો મુકતાત્માનું અનંતત્વ ન રહે. તે કારણે સર્વ દર્શનકારોએ તે યોગ્યતાને અનાદિપણે માનેલ છે. તેમજ યોગ્યતાને આદિવાળી માનીએ તો શુધ્ધ નિરંજન પરમાત્મા સિધ્ધને પણ કદાચિત યોગ્યતા લાગુ પડતાં કર્મ બંધ થાય, તેથી તેમ માનવામાં આવે તો ધર્મ ક્રિયા, દેવ ગુરૂપૂજા, ભકિત, દાન, શિયળ, તપ અને ભાવના વિગેરે મોક્ષ માટેની ક્રિયા ઉપર વિશ્વાસ નજ રહે, એટલે તે ક્રિયાઓ કોઇ કરે નહિ. તે કારણે જીવની સાથે અનાદિકાલથી પ્રવાહ પૂર્વક આવતી યોગ્યતા વડે કર્મ સંયોગ, કર્મબંધ, કર્મનું ભોકતૃત્વ વિગેરે પ્રવાહથી અનાદિ કાલનુંજ સિધ્ધ થાય છે.

અહિં એક શંકા થાય છે કે કર્મનો બંધ અશુધ્ધ અધ્યવસાય વડે કરે છે. તેથી તે કર્મબંધનું જીવને કર્તાપણું હોવાથી, કર્મબંધની આદિ આવી, તેથી તો તેને અનાદિ કેમ કહેવાય ? તેમજ એવી શ્રધ્ધા પણ કેમ રહે ?

ઉત્તર—એવી તમારી શંકા યોગ્ય છે, પરંતુ જેમ કાલનું અનાદિપણું છે, તેમાં પણ અતીત કાળમાં નવા નવા સમયોનો વધારો થતો જાય છે, અને ભવિષ્ય કાળમાંથી સમયો ક્ષય થતા જાય છે. તેમજ વર્તમાન સમય પ્રતિક્ષણે

નવો નવો આવતો જાય છે, તે નષ્ટ થતો જાય છે. તો પણ દર્શનશાસ્ત્રોમાં બતાવેલી આજ્ઞાથી પ્રવાહથી કાળનું અનાદિ અનંતપણું મનાય છે, તેમ આ આત્માને અનાદિ કાળથી સંબંધિત થયેલી યોગ્યતા વડે કર્મનો બંધ તથા ભોક્તૃત્વ પ્રવાહથી અનાદિ કાલનું જાણવું. જિનેશ્વર પરમાત્માના વચનનું પ્રમાણિકપણું હોવાથી, અને આપણે તેમાં અલ્પજ્ઞ હોવાથી પરમાત્માએ કહેલા જીવ, કર્મ અને તેના સંબંધની યોગ્યતા વિગેરે અનાદિ કાલની છે તેમ વિશ્વાસ પૂર્વક માનવું. ૧૧

હવે પૂર્વે મહેશ્વરના અનુગ્રહથી મોક્ષ થાય છે, તેનો વિચાર વિસ્તારથી જણાવતાં કહે છે:—

**अनुग्रहोऽप्यनुग्राह्य--योग्यतापेक्ष एव तु ।**
**नाणुः कदाचिदात्मा स्याद् , देवतानुग्रहादपि ॥ १२ ॥**

અર્થ:--જો કે દેવનો અનુગ્રહ થાય છે, પરંતુ તે પણ અનુગ્રહવા યોગ્ય જીવની યોગ્યતા હોય, તોજ તેની અપેક્ષાથી સફળ થાય છે. પણ અયોગ્ય અણુ-પરમાણુ ઉપર ગમે તેટલી કૃપા કરવામાં આવે તો પણ તે અણુ આત્મા રૂપે સફળ થતો નથી. કે મુક્તિમાં જતો નથી. ૧૨

વિવેચન:—મહેશ્વર આદિ દેવની મહેરબાનીથી સંસારી જીવ સર્વ ક્રિયા વિશેષ વિના પણ, યોગ્યતા વિના, માત્ર કૃપાના બલથીજ જો મુક્ત-સંસારના બંધન વિનાનો થતો હોય તો જીવને યોગ્યતાની અપેક્ષા નથી, પરંતુ જે જીવને તેવી યોગ્યતા હોય તેનેજ મહેશ્વરની કૃપા થાય છે. તેમ ન હોય તો, યોગ્યતા વિના તેઓની કૃપા નિષ્ફળ બને છે.

જેમકે રાવણ વેદાંત મતે મહેશ્વરનો પૂર્ણ ભક્ત હતો, અનેક વરદાનો તેમણે આપ્યા હતા, છતાં વાનર સૈન્યના અધિપતિ શ્રી રામચંદ્ર તથા લક્ષ્મણે તેને માર્યો. પ્રભાવ વિનાનો કર્યો. ભસ્માસુર પણ મહેશ્વરનું વરદાન છતાં મરાયો, તેનું કારણ એ કે તેઓમાં તેવા વરદાનનો લાભ લેવા જેટલી યોગ્યતા ન હતી. તેથી તેઓ મહેશ્વરાદિ દેવનો અનુગ્રહ હોવા છતાં સફળ ન થયા. અહિં દૃષ્ટાંત ઉપરથી ભાવને સમજાવે છે. અણુ–પુદ્‌ગલ વિશેષ ઉપર કદાપિ મહેશ્વર, વિષ્ણુ. બ્રહ્મા વિગેરે દેવોનો મહાન ઉપકાર થાય તો પણ તે અણુ આત્મત્વને પામતો નથી. પુદ્‌ગલ ભાવનો–જડત્વ ભાવનો ત્યાગ કરી ચૈતન્ય ભાવને પામતો નથી. તેવીજ રીતે જીવ પોતાની કર્મબંધની યોગ્યતા વિના ભવનું ભ્રમણ કરતો નથી, તેમજ તેવા પ્રકારની કર્મ ક્ષય કરવાના કારણ રૂપ ભવ્યત્વ-પણાની યોગ્યતા મેળવ્યા વિના સમ્યક્ત્વ, દેવ ગુરૂ ધર્મની ભક્ત પૂજા, દેશવિરતિ સર્વ વિરતિ રૂપ ચારિત્ર, મોક્ષ વિગેરે પામી શકતો નથી ૧૨

આ વાતને યથાર્થ રૂપે ભાવતાં છતાં જણાવે છેઃ—

**कर्मणो योग्यतायां हि, कर्ता तद्व्यपदेशभाक् ।**
**नान्यथाऽतिप्रसगेन, लोकसिद्धमिदं ननु ॥ १३ ॥**

અર્થઃ—જો જીવમાં કર્મ કરવાની યોગ્યતા હોય તો જ તે કર્મનો કર્તા જણાય છે. તેમ જો ન હોય તો કર્તૃત્વમાં અતિવ્યાપ્તિ આવે. આ વાત લોકમાં પ્રસિદ્ધ જ છે. ૧૩

વિવેચનઃ—સામાન્ય ભાવે કર્મ સંબંધી જે ક્રિયા

એટલે જીવની પ્રવૃત્તિ જેનાથી કરાય છે, તે જીવ તે કર્મનો કર્તા ગણાય. જેમ કે મગ આદિ વસ્તુને પચાવવામાં જે ક્રિયા છે, તેની પ્રવૃત્તિ કરનારો જે હોય તે પાચક કહેવાય છે. તે યોગ્યતા છતે જ પાચકત્વ રૂપ કર્તૃત્વ નામને પ્રાપ્ત કરે છે. ભાવ એ છે કે, કાર્ય કરવાની યોગ્યતા રૂપ સામર્થ્ય જીવમાં હોય તો જ તે કર્તા, કર્તાના નામથી પ્રખ્યાત થાય છે. આ વાત સર્વ લોકમાં પ્રસિદ્ધ છે. એમ કહેવાય છે કે "यस्मिन् क्रिया विशेषा भवति स कर्ता" જેના વિષે ક્રિયા વિશેષ થાય તે કર્તા કહેવાય છે. તેથી વિરૂદ્ધ-વિપક્ષે-બીજા પ્રકારે માનતાં, બાધ-અતિવ્યાપ્તિ આવે છે. પાકાદિક ક્રિયા કરવામાં અયોગ્ય હોય તો તે કેવી રીતે પાચક કહેવાય? ન જ કહેવાય. તેમ જીવ જો કર્મ સંબંધી ક્રિયા માટે અયોગ્ય હોય તો ક્રિયાનો કર્તા ન જ કહેવાય. આ વાત સર્વ બાલ ગોપાલ સ્ત્રી વિગેરે સર્વ લોકમાં જાણીતી છે જ. આ પૂર્વે જે કહ્યું છે તે નિશ્ચય માનવું. કેમકે જ્યાં વસ્તુ પ્રત્યક્ષ હોય ત્યાં બીજા પ્રમાણ જોવાની જરૂર નથી. તેમ અહિંઆં પણ આત્મા પ્રત્યક્ષપણે જે ક્રિયા કરે છે, તેના ફળ પણ તરત મળે છે. જેમકે ભૂખ્યો હોય તો જીવ અન્નાદિના ભક્ષણથી ભૂખને દૂર કરી સશક્ત બને છે. એમ જ જે ક્રિયા જેનાથી થાય છે તેનું ફળ તે પ્રાપ્ત કરે છે, અન્યની કૃપા માત્રથી કાર્ય થતું નથી. ૧૩

ફરીને આ વાત આગળ ચલાવતાં જણાવે છેઃ—

**अन्यथा सर्वमेवैत–दौपचारिकमेव हि ।**
**प्राप्नोत्यशोभनं च तत्, तत्त्वतस्तदभावतः ॥ १४ ॥**

અર્થ:—અન્યથા–બીજી રીતે માનવામાં આવે તો તે ઉપચાર ભાવ જ થાય છે. તાત્વિક સત્ય નથી તેથી એવું ઉપચારીપણું શોભાપાત્ર થતું નથી. કારણ કે ઉપચારમાં વસ્તુ સ્વરૂપતાનો પ્રાય: અભાવ હોય છે ૧૪

વિવેચન:—ઉપરના શ્લોકમાં જણાવ્યું તેથી અન્યથા એટલે બીજી રીતે અથવા પોતાની તેવા પ્રકારની કાર્ય કરવાની યોગ્યતા વિનાના માણુસને જો તે કાર્યનો કર્તા માનીએ, તો બાહ્ય તથા અભ્યંતર સર્વ કાર્યો ઉપચાર ભૂત બની જશે. તેથી જેનો કર્તા ઉપચાર ભૂત–વાસ્તવિક ન હોય છતાં જો તેને ક્રિયા–કર્મનો કર્તા માનીએ તો યથાયોગ્ય વ્યવહાર કેવી રીતે બને ? એટલે તે વ્યવહારનો પ્રાય: લોપ થાય. જેમ કથાકારક માણભટ્ટ માણવકને સિંહ–વની ઉપમા આપે તે ઉપચાર રૂપે થાય છે. તેથી તે માણવક સિંહ બનતો નથી તેમ. છતાં પણ કર્તા માનવામાં આવે તો ત્યાં કયો દોષ છે ? તો જવાબમાં જણાવવાનું કે અમુક કામ અમુકે કર્યું એવો મુખ્ય અર્થનો ભાવ ન થતાં, જેવો મનમાં આવે તેવો અર્થ કરાશે. આ મુખ્ય અર્થને છોડીને ગમે તેનો ગમે તેવો અર્થ બેસાડીએ તો આત્મા, કર્મ, ક્રિયા, પુન્ય, પાપ, ધર્મ, અધર્મ, વિનય, વિવેક, પૂજ્ય, પૂજક, કર્મબંધન, કર્મમુક્તત્વ એ બધું માત્ર કલ્પનાથી ઉપચાર ભાવે કથનરૂપ માત્ર રહેશે. વાસ્તવિકપણે તેનો અભાવ આવશે. આમ આત્માને કર્મબંધનમાં કે કર્મથી મુક્ત થવામાં જો યોગ્યતાની મુખ્ય અપેક્ષા ન માનીએ તો બંધ, મોક્ષ, ક્રિયા, કર્મ, કર્તા, ઉપચારથી માનતાં સર્વ શાસ્ત્રો અશોભન ભાવ–મિથ્યા એટલે સત્ય કાર્યને જણાવનારા નહિ

થાય. આત્મામાં તાત્ત્વિક ભાવથી કર્મબંધની તથા કર્મમુક્ત થવાની યોગ્યતા નહિ સ્વીકારવાથી, કર્મથી મુક્ત થઇ આત્મા પરમાત્મ ભાવને કદાપિ નહિ પામી શકે. આથી એમ સિદ્ધ થયું કે આત્મા પોતાની યોગ્યતાથી મહેશ્વરાદિ દેવના અનુગ્રહ વિના પણ આત્મ શક્તિથી મોક્ષ પ્રાપ્ત કરે છે. અને યોગ્યતા વિના પણ મહેશ્વરાદિના અનુગ્રહથી લાભ થાય તેવો જે સર્વાત્મવાદ તે અપરમાર્થિક છે, એટલે અસત્ય છે એમ સિદ્ધ થયું જાણવું. ૧૪

હવે ક્યાં કેવી રીતે ઉપચાર કરવો યોગ્ય છે તે સ્વરૂપ જણાવે છે:—

**उपचारोऽपि च प्रायो, लोके यन्मुख्यपूर्वकः ।**
**दृष्टस्ततोऽप्यदः सर्व–मित्थमेव व्यवस्थितम् ॥ १५ ॥**

અર્થ:—ઘણું કરીને લોકમાં ઉપચાર જ્યાં કરાય છે ત્યાં મુખ્ય અર્થને ધ્યાનમાં રાખીને કરાય છે. એમ જે અત્રે કહ્યું છે તે જ વ્યવહારમાં દેખાય છે. એજ રીતે મુખ્ય વસ્તુને બાધ ન આવે એવી રીતનો ઉપચાર વ્યવસ્થિત રહે છે. ૧૫

વિવેચન:—અહિંઆં જે વસ્તુઓમાં ઉપચાર થાય છે તે શું? ઉપચાર કરવો તે વસ્તુનો વ્યવહાર છે? કે મુખ્ય વસ્તુને લક્ષ્ય કરીને કરાય છે? તે જાણવું જોઇએ. તેથી જણાવે છે કે જ્યાં ઉપચાર–આરોપ કરવાનું શક્ય હોય, તેવી વસ્તુના મુખ્ય ધર્મ–ગુણ સ્વભાવને અનુલક્ષીને લોકવ્યવહારમાં યાત્રાદિકનો જે આરોપ કરાય છે, તે ઉપચરા

યોગ્ય એટલે અનુપચરિત ગણાય, પરંતુ જેનું સ્વરૂપ દૃષ્ટિગોચર થતું નથી. તેમજ કદાપિ તેમ બનવાનો સંભવ નથી, તેવી વાતોનો ઉપચાર પ્રમાણિક ભાવે સંભવતો નથી, પણ વ્યભિચારી ગણાય છે. જેમકે "मेरुमन्थानेन मथितो नीरनिधिः सुरैः" મેરૂ રૂપ રવૈયાથી દેવોએ સમુદ્રનું મંથન કર્યું, તેમાંથી અમૃત તથા વિષ રૂપ માખણ નીકળ્યું. વિષનું મહાદેવે પાન કર્યું અને અમૃત સર્વ દેવોને મળ્યું. આવી ઉપચાર કરેલી કલ્પનામાં અવિવેકી માણસો વિશ્વાસ ભલે રાખે પણ સમ્યગ્ જ્ઞાનાનુંભવના વિવેકથી તો તે મિથ્યાત્વ ભાવમય જ છે. અહિઆં જે શેષનાગને દોરડાનો ઉપચાર કરાયો છે, અને મેરૂને રવૈયાનો ઉપચાર કરાયો છે તેમાં કેટલીક સંબંધ વિનાની લોકવાયકાનો ઉપચાર થયેલો છે. પરંતુ તે મુખ્ય વસ્તુના યથાર્થ સ્વરૂપને જણાવતા નથી પરંતુ મિથ્યાત્વ ભાવથી કરાયેલા વિકલ્પની વાસના મોહનીય કર્મના જોરથી ઉઠેલી હોય તેવો જ અનુભવ થાય છે. તેથી પ્રાયઃ શબ્દથી લોકમાં અયોગ્ય વસ્તુનો પણ આરોપ કરાય છે. હવે પ્રસ્તુત વાત એમ સમજવી કે મુખ્ય અર્થને લક્ષ્યમાં રાખી તેના ભાવને અનુસારે જે ઉપચાર કરાય, તેમાં યથાર્થતા દૃષ્ટિગોચર થાય છે. પરંતુ અન્ય ઉપચારથી કહેવાયેલો પદાર્થ દેખવામાં કદાપિ આવતો નથી. આથી એમ સમજવું કે જીવને કર્મબંધની યોગ્યતા હોવાથી તે જીવ કર્મનો બંધ કરી સંસારમાં ભ્રમણ કરે છે. અને ભવ્ય સ્વભાવ રૂપ યોગ્યતા વડે ગુરૂનો સંયોગ થવાથી ભદ્રિક પરિણામ વડે ધર્મ સાંભળી, વિનય વિવેક વડે સમ્યગ્ દર્શન, જ્ઞાન, ચારિત્રને પામીને મોક્ષ માર્ગમાં પ્રવૃત્તિ કરે છે. ત્યાં ગુરૂ વા દેવનાં દર્શન,

ઉપદેશ શ્રવણ, ધર્મપ્રાપ્તિ વગેરેમાં ગુરૂદેવની કૃપાનો ઉપચાર કરાય, તે મુખ્ય અર્થને અનુલક્ષીને કરાતો હોવાથી તે ઉપચાર મુખ્યાર્થને બાધક થતો નથી. અને એવી રીતે સર્વ પ્રકારે યથાર્થ ભાવની વ્યવસ્થા સિદ્ધ થાય છે. ૧૫

હવે હાલમાં કહેલા ગ્રંથની ભાવના વ્યક્ત કરે છે.

**ऐदम्पर्यं तु विज्ञेयं, सर्वस्यैवास्य भावतः ।**
**एवं व्यवस्थिते तत्वे, योगमार्गस्य सम्भवः ॥ १६ ॥**

અર્થ:—આ અપૂર્વ ગ્રંથમાં જે કહેલું છે તે ઉપરથી એટલું સિદ્ધ થયેલું જાણવું કે આત્મા, કર્મ, ઇંદ્રિયો, શરીર વિગેરે તત્ત્વો જેવા સમ્યગ્ ભાવે સિદ્ધાંતમાં કહેલા છે તેવા સ્વરૂપે હાલમાં આપણે જોઇએ છીએ તેથી આ યોગ માર્ગ પણ તેવા આપ્ત પુરૂષોથી કહેવાયો હોવાથી, યોગ માર્ગની પ્રાપ્તિનું રહસ્ય વ્યવસ્થિતપણે કહેલું હોવાથી તે આદરણીય છે એમ જાણવું. ૧૬

વિવેચન:—આ પ્રમાણે પુર્વે આપ્ત પુરૂષોએ કહેલા આગમ ગ્રંથનો, હાલમાં યોગના વિષયની પ્રસ્તાવના કરતા કહેવાએલા ભાવથી એ જ પરમાર્થ ફલિત થયો કે, જ્ઞાનાવરણીયાદિ કર્મ સમુદાયના સંયોગ વડે, અને તેના વિપાકના ઉદયમાં—ભોગ કાલમાં શરીર, ઇંદ્રિયો, મન, સુખ, દુઃખ વિગેરેનો અનુભવ પણ જીવ (કર્માધીન આત્મા) કરે છે. એ પરમાર્થને યથાર્થ રીતે સમજવા જેવો છે, તેને બરાબર સમજીને આત્માના જ્ઞાન, દર્શન, ચારિત્રમય યોગના સ્વરૂપને ગુરૂ ઉપાસના વિશેષ યોગ માર્ગથી જાણીને ભવ્યત્વરૂપ

યોગ્યતા વડે યથાપ્રવૃત્તિ કરણ ને અપૂર્વકરણ વડે દર્શન-મોહનીય કર્મના ઉપશમાદિ કરી સમ્યગ્ દર્શન રૂપ શ્રધ્ધા પામે છે અનુક્રમે દેશવિરતિ સર્વવિરતિ ચારિત્ર પામે, પછી અપ્રમાદિ ચારિત્ર યોગ વડે ક્ષપકશ્રેણિ પામીને ઘાતી કર્મનો ક્ષય કરી કેવળજ્ઞાનાદિ પામે. અંતે મનોયોગ વગેરે યોગોના સંબંધનો ત્યાગ કરી અઘાતી કર્મનો પણ ક્ષય કરીને મુક્ત થાય. આ સર્વ પુરૂષાર્થ આત્માના યથાર્થ યોગ્યતા સ્વભાવથી બને છે. એમ યથાર્થ સ્વરૂપે તત્ત્વની વ્યવસ્થા હોવાથી, અને કલ્પના રૂપ ઓપચારિકપણું ન હોવાથી આત્મામાં યોગમાર્ગની પ્રવૃત્તિ મોક્ષને માટે સંભવે છે પણ જીવનું વ્યકિતત્વ, કર્મનું એટલે માયા વા પ્રકૃતિનું અસ્તિત્વ માનીને તેની અસ્તિતા કલ્પના માત્રથી ઉપચાર ભાવે માનીએ તો યમ, નિયમ, પ્રાણાયામ, તપ, જપ, પૂજા, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા, સમાધિ, પ્રતિક્રમણ, પ્રાર્થના, સમીતિ, ગુપ્તિ વગેરે યોગ માર્ગની આવશ્યકતાનો જરા પણ અવકાશ નથી રહેતો. એ પરમાર્થ બરાબર જાણવો. ૧૬

આ વાત કહેવામાં શા માટે આવી ? તે જણાવતાં વેદાંત અને અન્ય દર્શન તથા જૈન દર્શનમાં ભાષા વડે જે ભેદ છે તે જણાવે છે.

पुरुषः क्षेत्रविज्ञान-मिति नाम यदात्मनः ।
अविद्या प्रकृतिः कर्म, तदन्यस्य तु भेदतः ॥ १७ ॥

અર્થઃ—પુરૂષ, ક્ષેત્રજ્ઞ, જ્ઞાન વિગેરે આત્માના-જીવના નામો છે તેમજ અવિદ્યા પ્રકૃતિ કર્મ માયા વિગેરે આત્માથી અન્ય એવા પુદ્ગલ કર્માદિકના નામો છે તેમ જાણવું. ૧૭

વિવેચનઃ—આત્મા એટલે પુરુષ એમ જૈન તથા વેદાંતી માને છે. સાંખ્યો, કાપીલીય તથા યોગમતવાદીઓ ક્ષેત્રવિદ્-ક્ષેત્રજ્ઞ એટલે આત્મા, બોદ્ધો જ્ઞાન અથવા વિજ્ઞાન કહે છે. વિજ્ઞાનની ધારારૂપ કલ્પેલો જીવ–આત્માને કહે છે તેમજ વેદાંતીઓ તથા બોધ્ધો કર્મને અવિદ્યા કહે છે. સાંખ્ય તથા યોગ દર્શનવાદીઓ તેને પ્રકૃતિ અને જૈનો તેને કર્મ કહે છે. તે તો માત્ર નામના ભેદ માત્ર છે. તેથી તે આત્મા વા કર્મના સ્વભાવમાં ભેદ પડતો નથી. તેને કર્મ કહો કે માયા કહો કે પ્રકૃતિ કહો, તે સર્વ સંસાર વ્યવહારની પ્રવૃત્તિના કારણ થાય છે. તેમાં મુખ્યપણે કર્મ બંધનના કારણની યોગ્યતા છે. તેની મુખ્યતા અને ઉપચારિત્વનો વિચાર બતાવ્યો છે. તે પ્રમાણે સ્વીકાર કરતાં જુદા જુદા બધા યોગ શાસ્ત્રોમાં સ્વ સ્વ દર્શનના ભાષાનુસારે ભેદ પાડેલો છે, તે ભાષાભેદ કે શબ્દભેદ નામ માત્રથી જ ભેદવાલા રહે છે. પણ પારમાર્થિક રીતે તાત્વિક ભેદ જરા પણ નથી. તેવી રીતે આત્મા અને પુદ્ગલો ભિન્ન છે. તે બન્નેના પરસ્પર સંયોગથી ઉપજતો વ્યવહાર પણ પરંપરાએ અનાદિ છે. તે પણ યોગ્યતા વડે જ છે. ૧૭

આવી રીતે દર્શનનું જુદાપણું હોવાથી શબ્દનો પણ ભેદ તો અવશ્ય રહે છે જ, તે વાત આગળ જણાવતાં કહે છેઃ—

भ्रान्ति–प्रवृत्ति–बन्धास्तु, संयोगस्येति कीर्तितम् ।
शास्ता वन्द्योऽविकारी च, तथानुग्राहकस्य तु ॥ १८ ॥

અર્થઃ—એ સંયોગના ભ્રાંતિ પ્રવૃત્તિ બંધ એવાં નામ

કહે છે. તેમજ અનુગ્રાહકના શાસ્તા, વંદ્ય અને અવિકારી એ નામ કહેલા છે. એમ એક જ વસ્તુના નામનો ભેદ છે, પણ કાર્યનો ભેદ જરા પણ નથી. ૧૮

વિવેચનઃ—જીવનો કર્મની સાથે જે સંયોગ થયેલો છે, તે પણ દર્શનકારો જુદા જુદા નામે ઓળખાવે છે. વેદાંતીઓ અને સૌગતો એટલે બૌધ્ધો આત્માને કર્મનો જે સંબંધ છે તેને ભ્રાંતિ માને છે સાંખ્યો તેને પ્રવૃત્તિ કહે છે અને જૈનો તેને બંધ કહે છે. એમ સંયોગ જે આત્માથી અન્ય છે, તેના ભિન્ન ભિન્ન નામો કહેવાય છે તથા અનુગ્રાહક એટલે અનુગ્રહ કરનારને જૈનો શાસ્તાના નામથી, સૌગતો–બૌધ્ધો વંદ્યના (વંદનીય-વંદન કરવા યોગ્ય) નામથી, અને શૈવો તથા ભાગવત મતવાદીઓ અવિકારી એ નામે માને છે. વળી તે અનુગ્રાહક એટલે ઉપકારક આપ્તોને જૈનો જિનેશ્વરો, બાૈધ્ધો બુધ્ધ, શૈવો શિવ, વૈષ્ણવો શ્રીકૃષ્ણ તથા ભાગવતો રામ કહે છે. જૈન મતમાં આત્મા યોગ ઉપયોગ વગેરે જેટલી વસ્તુઓ કહેલી છે તેટલીજ અન્ય દર્શનોમાં પણ કહેલી છે. પરંતુ તેમાં માત્ર નામભેદ જ છે. તથા કર્મની સાથે જીવનો સંયોગ જે અનાદિ કાલીન છે, તેના પરિપાક કાળે શાસ્ત્રના અભ્યાસ વડે પ્રાચીન કર્મને ઓછા કરવા માટે તથા નવા કર્મને આવતા રોકવા માટે જે ક્રિયા થાય તે સંવર કહેવાય છે. તેવી રીતે આત્મા યોગની સાધના માટે જે ઉચિત પ્રવૃત્તિ કરે છે, તેથી ક્રમે ક્રમે યોગની સિધ્ધિ થાય છે. આ વસ્તુ જૈન મતે વિસ્તારથી વર્ણવેલ છે. તે વિષે અન્ય દર્શનકારોએ પણ નામ ભેદથી કેટલુંક કહેલું છે. તે દર્શનકારોની સાથે નામ ભેદ હોવા-

છતાં, સાધ્યનો અભેદ આવતો હોવાથી નામનો ભેદ બાધક મનાતો નથી. એક નામના અનેક અર્થો પણ થાય છે, માટે ભેદ કેમ નથી? તેનો ઉત્તર આપતાં જણાવે છે કે શ્રી જૈન સિધ્ધાંતમાં મોક્ષ માર્ગ રૂપ યોગનું જે સ્વરૂપ કહેલું છે તેમાં અન્ય શબ્દ–નામના ભેદથી વિરોધ નથી આવતો. પરંતુ પરિણામને પ્રાપ્ત થતા એવા આત્માને સ્વ–પોતાની યોગ્યતા વડે કર્મ વિયોગ છે એમ અંગીકાર કરવાથી સર્વ દર્શનોમાં કહેલો યોગ બરાબર ઘટે છે. માટે તે પ્રમાણે અવશ્ય સ્વીકાર કરવો. ૧૮

આથી શું સિદ્ધ થયું તે જણાવે છે:—

**साकल्यस्यास्य विज्ञेया, परिपाकादिभावतः ।**
**औचित्या बाधया सम्य–ग्योगसिद्धिस्तथा तथा ॥१९॥**

અર્થ:—આ જીવ અને કર્મના સંયોગ–સંબંધમાં સકલ–સર્વ કારણો રૂપ યોગ્યતાનો પરિપક્વ કાલ થવાથી જીવ, ભવ્યત્વરૂપ યોગ્યતા વડે, મોક્ષને ઉચિત પ્રવૃત્તિ કરતો; આધાનો જો અભાવ હોય તો એટલે સમ્યક્ત્વ સહ જ્ઞાન પ્રાપ્ત થયેલ હોય તો ક્રમે ક્રમે યોગની પૂર્ણ સિધ્ધિ પામે. ૧૯

વિવેચન:—આ સર્વ પદાર્થો કે જે જગતમાં વિદ્યમાન છે તેમાં જીવ–આત્મા, અને તેથી અન્ય જે પુદ્‌ગલો–કર્મ, ઇંદ્રિયો, મન અને શરીર રૂપે છે તેનો જીવ અને કર્મની સાથે–આત્મા અને અન્ય કર્મની સાથે–જે સંયોગ–સંબંધ અનાદિ કાલનો છે તે ભાવનો, અભ્યાસના યોગથી થયેલ અનુભવ વડે, તેમજ શાસ્ત્રના અભ્યાસ તથા સમ્યગ્‌દર્શન, ચારિત્રના યોગમય અભ્યાસથી, કર્મના વિવિધ

વિપાકોના અનુભવથી, ભવ્યત્વરૂપ યોગ્યતા વડે તેવા પ્રકારના અનુકુલ કાલનો પરિપાક થયે છતે, ક્રમે ક્રમે કર્મની નિર્જરા કરતા, કર્મના વિપાકોનો એટલે આત્માથી અન્ય જે કર્મ પુદ્ગલોનો ભોગ તેનો હ્રાસ એટલે ઓછાશ થતાં, જીવને મોક્ષમાર્ગ યોગ્ય ઉચિત પ્રવૃત્તિ થાય છે. એટલે યથાપ્રવૃત્તિ કરણ, અપૂર્વકરણ, ગ્રંથીભેદ, અનિવૃત્તિ કરણ, અંતરકરણ, સમ્યક્ત્વ, દેશવિરતિ, સર્વવિરતિ, અપ્રમતભાવ, અનિવૃત્તિ-કરણ ગુણસ્થાનક, સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનક, ઉપશાંતમોહ, ક્ષીણમોહ ગુણસ્થાનક વિગેરે આત્મ ચારિત્રરૂપ સમ્યગ્-યોગની ક્રમે ક્રમે સિધ્ધિ ઘાતી કર્મના હ્રાસથી એટલે નાશથી થાય છે. આહંઆં આત્મા જેમ જેમ સુદેવ ગુરૂ ધર્મની સેવા-પૂજા ભકિત કરતો, તેમનો ઉપદેશ સાંભળતો, અપુનર્બંધક ભાવે ઉત્કૃષ્ટ કર્મનો બંધ થાય તેવી કિલષ્ટ પ્રવૃત્તિનો ત્યાગ કરીને કલ્પનાથી માનેલ ન હોય તેવા, એટલે ઉપચાર વિનાના સમ્યગ્જ્ઞાન અને શ્રધ્ધાયુકત ચારિત્રરૂપ અનુષ્ઠાનને આદરે છે તેથી યોગની સિધ્ધિ થાય છે. ૧૯

તેમાં પણ હવે વિશેષ જણાવે છેઃ—

एकान्ते सति तद्यत्नस्तथा सति च यद् वृथा ।
तत्तथा योग्यतायां तु, तद्भावेनैष सार्थकः ॥ २० ॥

અર્થ—જો આપણે સર્વ પદાર્થોને એકાંતે જ સદ્ એટલે અસ્તિત્વ ધરનાર માનીએ કે એકાંતે નાસ્તિક ધરનાર એટલે અસદ્ માનીએ તો તેમાં વસ્તુ સ્વરૂપતા ન દેખાતી હોવાથી નકામા જ પડે છે. માટે તે તે પદાર્થોમાં તેવા તેવા પ્રકારની પરિણામ પામવા રૂપ સ્વભાવની જે યોગ્યતા

રહેલી છે, તે જ કારણથી તે પદાર્થોમાં ન્યાયપૂર્વકની સાર્થકતા સિદ્ધ થાય છે. ૨૦

વિવેચનઃ—અહિઆં યોગશાસ્ત્રમાં આત્મામાં અને તેથી અન્ય પુદ્‌ગલઆદિ દ્રવ્યોમાં જે જે સ્વભાવ વિદ્યમાન છે, તેવા ગુણ પર્યાયરૂપ સ્વભાવની અપેક્ષાએ સદ્-છતા અથવા વિદ્યમાન ગણાય છે. અને તેમાં જે ગુણ પર્યાય નથી, તેવા ગુણ પર્યાયરૂપ ભાવની અપેક્ષાથી અસદ્ કહેવાય છે. તેથી જો આપણે કોઇ પણ દ્રવ્ય કે જે આત્મા-પુરૂષ કે બ્રહ્મરૂપ છે, તેને એકાંતે સદ્ કહિએ, અને તેથી અન્ય પુદ્‌ગલ આદિ દ્રવ્ય જે આપણને નિત્ય અનુભવમાં આવે છે. જેની સાથે અનંત કાલનો સંબંધ પણ છે, તેને અસદ્-એટલે એકાંત અભાવરૂપ કહિએ. એટલે "ब्रह्म सद् जगद् मिथ्या" બ્રહ્મ એક આત્મતત્ત્વ સત્ય અને વિદ્યમાન છે. અને જગત્ એટલે પૃથ્વી-પાણી-અગ્નિ-આકાશ-કાલ વિગેરે અસત્ય છે, અભાવરૂપ છે. એમ જે વેદાંતી કહે છે, તે અનેકાંત દૃષ્ટિના સ્યાદ્‌વાદથી વિચાર કર્યા વિના કેવી રીતે પ્રમાણિક મનાય? જેમકે આત્મા જો એકાંતે સ્વ અને પર બંને સ્વરૂપથી સદ્ હોય તો, પોતાના જ્ઞાન ચૈતન્યથી સદ્ અને નિત્ય છે, તેમ પર જે જડ રૂપે રૂપ, રસ, ગંધ શબ્દ, સ્પર્શ સ્વભાવવાળા પુદ્‌ગલ ભાવે સદ્ એટલે શાશ્વત માનવા પડે. તે તો વેદાંત મતે અનિષ્ટ જ છે. તેથી સ્યાદ્‌વાદમતાવલંબન વડે જૈન દર્શન કહે છે કે, આત્મા જ્ઞાન દર્શનાદિ ગુણથી સદ્ સત્ય છે. અને પરપુદ્‌ગલ આદિ જડ ધર્મથી અસદ્ છે. કારણ કે આત્મામાં તે ધર્મો નથી રહી શકતા. તેમજ જડ પુદ્‌ગલ

પરમાણુઓમાં ચૈતન્ય ધર્મ નથી રહેતો. તે ચૈતન્ય ધર્મ ધર્મવંત આત્મરૂપે અસદ્ છે. આમ દરેક દ્રવ્યોમાં અન્ય દ્રવ્યના આસ્તત્વનો અભાવ રહેતો હોવાથી સ્વરૂપે સદ્, પરરૂપે અસદ્, આમ આત્મા વિગેરેમાં સદ્ અસદ્ સાથે રહે છે તે સ્યાદ્વાદ દૃષ્ટિની અપેક્ષાથી જાણવું. એટલે આત્મા સ્વદ્રવ્યત્વરૂપે જ્ઞાનાદિ ગુણના આધાર રૂપે સત્ છે. ક્ષેત્રથી અસંખ્ય પ્રદેશમાં વ્યાપક ભાવે સદ્, કાલથી નર, નારક, તિર્યંચ અને દેવના ભવ રૂપે પરિણામ પામવારૂપ, અથવા રાગદ્વેષ આદિ વડે સમયે સમયે અનેક અધ્યવસાયને ધરવા વડે સદ્ છે. ભાવથી સંસારીત્વ અવસ્થા વડે, ક્ષયોપશમ ભાવથી જ્ઞાન, દર્શન ગુણ રૂપ પર્યાયોને પ્રગટ કરવા રૂપે સદ્ છે. પણ જડ રૂપ ધર્માસ્તિકાય આદિના ગુણોને અને પુદ્ગલના રૂપ, રસ, ગન્ધ, શબ્દ વિગેરેને ધરનારો નથી, એટલે સ્વરૂપે સદ્ અને પરરૂપે અસદ્ હોવાથી કથંચિત સદ્ કથંચિત અસદ્ સ્વરૂપવાળો છે. કહ્યું છે કે "स्वद्रव्यादि चतुष्टयेन, व्याप्य-व्यापकादिसंबंधिस्थितानां स्वपरिणामात्परिणामान्तरागमन-हेतुः सद्रूपता परिणतिः अस्ति स्वभावः तेन सद्रूपता ज्ञेया"

હવે અસત્પણું આત્મ દ્રવ્યમાં કેવી રીતે રહે છે તે જણાવતાં કહે છેઃ—

"अन्यजातियद्रव्यादीनां स्वीयद्रव्यादिचतुष्टयतया व्यवस्थितानां विवक्षिते परद्रव्यादिके सर्वदैवाऽभावाऽविच्छिन्नानामन्यधर्माणां व्यावृत्तिरूपो यो भावः स एव नास्ति-स्वभावः, यथा जीवे स्वीयाः ज्ञानदर्शनाद्यो भावा अस्तित्वेन अवधार्या न परद्रव्यत्त्वेनास्तिता अचेतनादयो ये भावा

ફળ ન મળે, અને જેણે કાંઇ કર્યું નથી તેને ફળનો ઉપભોગ થાય તેમજ આત્માને ભવ પરંપરા, ભવ નાશ રૂપ મોક્ષ, સ્મૃતિનો અભાવ વિગેરે દોષો આત્માને ક્ષણિક માનતાં આવે છે:—

अविनाशी तु तद्विद्धि, येन सर्वमिदं ततम् ।
विनाशमव्ययास्य, न कश्चित्कर्तुमर्हति ॥ १७ ॥

( ગીતા અધ્યયન બીજામાં )

અર્થ:—હે અર્જુન ! તું આત્માને સદા અવિનાશી છે એમ સ્વીકાર કર, કારણકે તેના વડે આ બધું જગત વ્યાપેલું છે. તેમાં નવાની ઉત્પત્તિ નથી થતી, તેમજ જુનાનો નાશ પણ થતો નથી, કારણ કે જે અવ્યય હોય, તેનો નાશ કે ઉત્પત્તિ કરવાને કોઇ સમર્થ નથી. આવી રીતે જે વેદાંતીઓ કહે છે તેઓના મતથી અનુષ્ટાતા ક્ષણ પછી રહેતો ન હોવાથી ભીમ ખાય અને શકુની ભોગવે એમ અસંબંધતા આવે છે. તેથી બૌદ્ધ મતે પણ યોગાનુષ્ઠાન વૃથા થાય છે. જૈનમતે સ્યાદ્વાદ સિદ્ધાંત વડે આત્મા દ્રવ્યથી નિત્ય હોવા છતાં, પર્યાયથી અનિત્ય છે. “ यद् द्रव्यं तत् क्रियाकारि ” જે દ્રવ્ય છે તે ક્રિયા કરનારૂં છે. આથી એમ સમજવું કે, દ્રવ્ય રૂપે વસ્તુ નિત્ય હોવા છતાં પર્યાયરૂપે-પરિણતિ વડે નવા નવા ભાવને પામે છે. તેથી પર્યાયથી વસ્તુ અનિત્ય છે. તેમજ આત્મા દ્રવ્ય સ્વરૂપે નિત્ય હોવા છતાં-દેવ, માનવ, નારકી, તિર્યંચ વિગેરે ભાવને પામવા રૂપ પર્યાયવાળો થાય છે, તે કારણે અનિત્ય પણ છે. તેથી એમ

સમજવાનું કે પૂર્વે આત્મા કર્મ બંધને યોગ્ય યોગ્યતા ધારી હતો. તે ભવ્યત્વ રૂપ સ્વભાવ તેમાં રહેલો હતો, તે કારણે સંસાર સંબંધી કર્મને। પરિપાક થયે છતે અથવા જ્ઞાનાવરણીય આદિ કર્મને। ક્ષયોપશમ ભાવ થયે છતે, તે જીવાત્મા મોક્ષ માર્ગના કારણ રૂપ યોગાનુષ્ઠાનમાં પ્રયત્ન કરનારો થાય છે. પણ આત્માને એકાંતે નિત્ય વા અનિત્ય, તેમ કર્માદિ પ્રકૃતિને એકાંતે સદ્ વા અસદ્ માનતા યોગનું અનુષ્ઠાન નિષ્ફળ જણાય છે.

કેવી રીતે? યોગનું અનુષ્ઠાન કરનાર યોગીને જો સર્વથા સદ્ માનીએ તો, તે યોગી જેમ સ્વરૂપથી સદ્ છે, તેમ પર રૂપથી પણ સદ્ થાય છે. એમ પરરૂપ સદ્ થાય તો પોતાના સ્વરૂપની હાનિ આવે છે. એટલે યોગીને સ્વરૂપનો અભાવ થતો હોવાથી યોગનો અભ્યાસ નિષ્ફળ થયો સમજવો. કારણકે સ્વરૂપને પર સ્વરૂપથી હાનિ લાગે છે. તેમજ એકાંત અસદ્ માનતા સ્વરૂપની પણ અસત્તા–અભાવ થયો, તેથી પણ યોગાભ્યાસ નિરર્થક થાય છે. કારણ કે પોતાની અસત્તા હોય તો યોગાનુષ્ઠાન ને તેનું ફળ કોણ ભોગવે? જેમ ગધેડાના શિંગડાની હયાતિ ડાહ્યો માણસ માનતો નથી, તેમજ તે શિંગડાના હોવાપણા રૂપ–વાસના રૂપ ફળને પણ સ્વીકારતો નથી. તે કારણે સ્વ–પોતાની અસત્તાનું હોવાપણું માનવું તે પણ ખોટું છે, તેથી એજ ફલિતાર્થ આવ્યો કે આત્મા સ્વદ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવ રૂપે અસ્તિત્વ–સત્તા સ્વરૂપ છે, અને પર સ્વરૂપે પરદ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવથી અસદ્–નાસ્તિત્વ સ્વરૂપે છે.

नास्तित्वेन अवधार्याः तेन स्वरूपेण आत्मनि असद्भावे वर्तते ” આમાં એમ સમજવાનું કે સ્વદ્રવ્યાદિકથી અસ્તિત્વ હોવાથી સદ્ અને પર દ્રવ્યાદિકથી અસદ્ આમ સદ્ અસદ્ ભાવે સર્વ આત્માદિક વસ્તુ રહેલી હોવાથી, એકાંતે સદ્રૂપ કે અસદ્રૂપ માનતાં વ્યવહારમાં પણ બાધકતા આવે છે. તેમ મોક્ષની પ્રાપ્તિ રૂપ યોગ માર્ગમાં કરાતી પ્રવૃત્તિને પણ બાધકતા આવવાથી એકાંતવાદ વૃથા એટલે નિષ્ફળ જ સમજવો. તેથી એકાંતથી આત્મા અને પુદ્ગલો નિત્ય પણ નથી તેમ અનિત્ય પણ નથી. જો કે સાંખ્યો આત્માને એકાંત નિત્ય કહે છે:—

अविनाशी तु तद्विद्धि, येन सर्वमिदं ततम् ।
विनाशमव्ययस्यास्य, न कश्चित्कर्तुमर्हति ॥ १ ॥

અર્થ:—આ સર્વ ચરાચર પદાર્થોમાં જે આત્મા એટલે જે શુદ્ધ બ્રહ્મ છે, તેને જ તું સદા અવિનાશી–ત્રણે કાળ અબાધિત જાણ આવા અવ્યય–સર્વદા નાશ અને જન્મ વિનાના અવ્યયી આત્માનો વિનાશ કરવા કોણ સમર્થ થાય તેમ છે? કોઈ તેનો નાશ કરી શકતું નથી ૧

આમ એકાંત કુટસ્થ નિત્ય જો આત્મા હોય તો જન્મ, મરણ, બાલત્વ, યુવાનત્વ, વૃદ્ધત્વ, પુરૂષત્વ, સ્ત્રીત્વ, પશુત્વ, નારકત્વ, દેવત્વરૂપ પરિણામ–પર્યાયોને તે ન પામવો જોઈએ. દેવપૂજા ગુરૂભક્તિ, પુત્રવાત્સલ્ય, દયા, દાન, સંયમ, તપ, વિનય, વિવેક. વિદ્યાભ્યાસ વગેરેની કાંઈ આવશ્યકતા નથી રહેતી. કારણ કે પૂજાદિક ધર્મ પુન્ય અને મુક્તિ માટે છે, તે નકામા જ

થાય છે. કારણ કે આત્માની નિત્ય એટલે એક જ અવસ્થા તમોએ "अच्युतानुत्पन्नस्थिरैकस्वभावो नित्यः" આવી કૂટ-સ્થ નિત્યતાનો સ્વીકાર કરેલો હોવાથી અન્ય પરિણામને પામવાનો અભાવ જ આવે છે. તેથી ઉપર જણાવેલા યોગ માર્ગની પ્રાપ્તિ માટેનો પ્રયત્ન તેમને માટે વૃથા જ છે. હવે જો બૌદ્ધો આત્માને ક્ષણિક—ક્ષણે ક્ષણે નાશવંત માને છે. "यत्क्षणिकस्स सद् पकज्ञानसंततयः सत्वाः" જે ક્ષણિક તેજ સદ્—સત્ય પદાર્થ છે, તેથી એક ક્ષણે ઉપજીને બીજી ક્ષણે નાશ પામે છે. તેઓના મતે જીવાત્મા ક્ષણિક હોવાથી એક ક્ષણે જન્મ, બીજી ક્ષણે નાશ પામે છે. તેમજ તેઓ કહે છે કે એક જ જ્ઞાનની સમયે સમયે પરંપરાગત જે ધારારૂપ આ લય—વિજ્ઞાનની પરંપરા તેજ સત્ત્વો એટલે જીવાત્મા છે. હવે જો તેવોજ આત્માનો ક્ષણિક નાશવંત સ્વભાવ હોય તો પૂર્વનો ક્ષણ ઉત્તર ક્ષણને સંસ્કાર આપી શકે નહિ. જે ક્ષણજીવી હોય, તે બીજાની ઉત્પત્તિ વા સંસ્કારમાં હેતુ ન જ થાય, તેથી જ્ઞાન તથા પુન્ય ધર્મ જે કરાયું હોય તેનું ફળ પણ તે કરનારો નથી પામતો. તે દૃષ્ટાંતથી જણાવતાં કહે છે કેઃ—

"कृतप्रनाशाऽकृतकर्मभोग—भवप्रमोक्षस्मृतिभंगदोषान् ।
उपेक्ष्य साक्षात् क्षणभंगमिच्छन्, अहो महासाहसिकपरस्ते"॥१॥

હવે કદાચિત્ એમ માનીએ કે પૂર્વનો ક્ષણિક આત્મા પાછી થનારાને તમારા મત પ્રમાણે સંસ્કાર આપી જાય છે. તો પણ જે આત્માએ પાપ વા પુંન્ય કર્યું હતું, તેને કર્મનું

ફળ ન મળે, અને જેણે કાંઇ કર્યું નથી તેને ફળનો ઉપભોગ થાય તેમજ આત્માને ભવ પરંપરા, ભવ નાશ રૂપ મોક્ષ, સ્મૃતિનો અભાવ વિગેરે દોષો આત્માને ક્ષણિક માનતાં આવે છે:—

अविनाशी तु तद्विद्धि, येन सर्वमिदं ततम् ।
विनाशमव्ययास्य, न कश्चित्कर्तुमर्हति ॥ १७ ॥

( ગીતા અધ્યયન બીજામાં )

અર્થ:—હે અર્જુન ! તું આત્માને સદા અવિનાશી છે એમ સ્વીકાર કર, કારણકે તેના વડે આ બધું જગત વ્યાપેલું છે. તેમાં નવાની ઉત્પત્તિ નથી થતી, તેમજ જુનાનો નાશ પણ થતો નથી, કારણ કે જે અવ્યય હોય, તેનો નાશ કે ઉત્પત્તિ કરવાને કોઇ સમર્થ નથી. આવી રીતે જે વેદાંતીઓ કહે છે તેઓના મતથી અનુષ્ટાતા ક્ષણ પછી રહેતો ન હોવાથી ભીમ ખાય અને શકુની ભોગવે એમ અસંબંધતા આવે છે. તેથી બૌદ્ધ મતે પણ યોગાનુષ્ઠાન વૃથા થાય છે. જૈનમતે સ્યાદ્‌વાદ સિદ્ધાંત વડે આત્મા દ્રવ્યથી નિત્ય હોવા છતાં, પર્યાયથી અનિત્ય છે. “ यद् द्रव्यं तत् क्रियाकारि ” જે દ્રવ્ય છે તે ક્રિયા કરનારૂં છે. આથી એમ સમજવું કે, દ્રવ્ય રૂપે વસ્તુ નિત્ય હોવા છતાં પર્યાયરૂપે–પરિણતિ વડે નવા નવા ભાવને પામે છે. તેથી પર્યાયથી વસ્તુ અનિત્ય છે. તેમજ આત્મા દ્રવ્ય સ્વરૂપે નિત્ય હોવા છતાં–દેવ, માનવ, નારકી, તિર્યંચ વિગેરે ભાવને પામવા રૂપ પર્યાયવાળો થાય છે, તે કારણે અનિત્ય પણ છે. તેથી એમ

સમજવાનું કે પૂર્વે આત્મા કર્મ બંધને યોગ્ય યોગ્યતા ધારી હતો. તે ભવ્યત્વ રૂપ સ્વભાવ તેમાં રહેલો હતો, તે કારણે સંસાર સંબંધી કર્મનો પરિપાક થયે છતે અથવા જ્ઞાનાવરણીય આદિ કર્મનો ક્ષયોપશમ ભાવ થયે છતે, તે જીવાત્મા મોક્ષ માર્ગના કારણ રૂપ યોગાનુષ્ઠાનમાં પ્રયત્ન કરનારો થાય છે. પણ આત્માને એકાંતે નિત્ય વા અનિત્ય, તેમ કર્માદિ પ્રકૃતિને એકાંતે સદ્ વા અસદ્ માનતા યોગનું અનુષ્ઠાન નિષ્ફળ જણાય છે.

કેવી રીતે? યોગનું અનુષ્ઠાન કરનાર યોગીને જો સર્વથા સદ્ માનીએ તો, તે યોગી જેમ સ્વરૂપથી સદ્ છે, તેમ પર રૂપથી પણ સદ્ થાય છે. એમ પરરૂપ સદ્ થાય તો પોતાના સ્વરૂપની હાનિ આંવે છે. એટલે યોગીને સ્વરૂપનો અભાવ થતો હોવાથી યોગનો અભ્યાસ નિષ્ફળ થયો સમજવો. કારણકે સ્વરૂપને પર સ્વરૂપથી હાનિ લાગે છે. તેમજ એકાંત અસદ્ માનતા સ્વરૂપની પણ અસત્તા-અભાવ થયો, તેથી પણ યોગાભ્યાસ નિરર્થક થાય છે. કારણ કે પોતાની અસત્તા હોય તો યોગાનુષ્ઠાન ને તેનું ફળ કોણ ભોગવે? જેમ ગધેડાના શિંગડાની હયાતિ ડાહ્યો માણસ માનતો નથી, તેમજ તે શિંગડાના હોવાપણા રૂપ-વાસના રૂપ ફળને પણ સ્વીકારતો નથી. તે કારણે સ્વ-પોતાની અસત્તાનું હોવાપણું માનવું તે પણ ખોટું છે, તેથી એજ ફલિતાર્થ આવ્યો કે આત્મા સ્વદ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવ રૂપે અસ્તિત્વ-સત્તા સ્વરૂપ છે, અને પર સ્વરૂપે પરદ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવથી અસદ્-નાસ્તિત્વ સ્વરૂપે છે.

તેથી સ્વરૂપ પર રૂપ વડે સત્વાસત્વપણાની પોતાની યોગ્યતા હોવે છતેજ રહે છે. તેવીજ રીતે અનેક પ્રકારના પરિણામ પામવાની યોગ્યતા હોવાથી આત્માના અસ્તિત્વના ફળ રૂપ, તે આત્માનું પરિણામીપણા રૂપ લક્ષણ છે. તેથી આ યોગનું અનુષ્ઠાન, તપ, જપ, સ્વાધ્યાય, દેવપૂજા, ગુરૂ-ભકિત, સત્ત્વાનુકંપા વિગેરે ધર્મ ક્રિયા રૂપ યોગ સફળ થાય છે. એટલે યોગનું અનુષ્ઠાન મોક્ષ રૂપ સ્વસાધ્યને સિદ્ધ કરવામાં સમર્થ થાય છે. માટે જો આપણે આત્માને સ્વરૂપથી સદ્, પર રૂપથી અસદ્ અને પરિણામી માનીએ તોજ આ યોગાનુષ્ઠાન સફળ થાય છે. "परिणामो ह्यर्थान्तरगमनं न च सर्वथा व्यवस्थानम्, न च सर्वथा विनाशः परिणाम-स्तद् विदामिष्टः ( ધર્મબિંદુ પાના ૧૦૭ મે ) પરિણામને પામવું એટલે સર્વથા એક સ્વરૂપે કુટસ્થ રૂપે અવિચલિત રહેવું એમ પણ નહિ તેમજ સર્વથા વિનાશ પામવું એમ પણ નહિં. પરંતુ પૂર્વના પરિણામ રૂપ પર્યાયને છોડીને નવા પર્યાયને પ્રાપ્ત થવું. જેમકે સુવર્ણના કુંડલનું કુંડલ ભાવે નષ્ટ થઈને મુકુટ ભાવે બનવું, તે પરિણામમય બનવું તેને પંડિતો પર્યાય કહે છે. તેવીજ રીતે તેવા પ્રકારની યોગ્યતાઓ ભવ્યાત્મામાં રહેલી હોવાથી, કાળની પરિપકવ અવસ્થા થયે છતે, તે આત્માએ કરેલા યોગના અભ્યાસની સફળતા રૂપ સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર રૂપ ધર્મની આરા-ધના કર્મના ક્ષયમાં હેતુ બનીને મોક્ષ રૂપ ફળ પ્રાપ્ત કરવામાં સફળતા પ્રાપ્ત કરે છે. પણ નિષ્ફળ થતી નથી. ૨૦

એ પ્રમાણે આત્માનુ સ્વરૂપથી સદ્ અને પર રૂપથી

અસદ્ એટલે કથંચિત્ નિત્યાનિત્ય વિગેરે સ્વરૂપ સિદ્ધ કર્યું, તેથી તેને લગતા કર્મ, દ્રવ્ય પુદ્‌ગલ, ઇંદ્રિય, મન, કાયા અને આત્મા તથા પુદ્‌ગલના લક્ષણો-સ્વભાવો પણ સિદ્ધ થયા, તેમ જાણવું જોઇએ. તે હવે જણાવે છે:—

**दैवं पुरुषकारश्च, तुल्यावेतदपि स्फुटम् ।**
**युज्येते एवमेवेति, वक्ष्याम्यूर्ध्वमदोऽपि हि ॥ २१ ॥**

અર્થ:—દૈવ અને પુરૂષાકાર એ બે તુલ્ય છે તે વાત પ્રગટ છે. તો પણ તે કેવી રીતે ઘટે છે તે વસ્તુનું વિવેચન આગળ ક્રમે ક્રમે કહેવાશે. ૨૧

વિવેચન:—દૈવ એટલે પૂર્વે કરેલા શુભાશુભ કર્મ, અને પુરૂષાકાર એટલે પુરૂષનો-આત્માનો વ્યાપાર એ બંને વસ્તુ પ્રગટ રીતે વિચારતાં સરખી શક્તિવાળી જણાય છે. અન્ય શાસ્ત્રોમાં જે પુરૂષાર્થ સંબંધિ સિદ્ધિ કહેલી છે, તે વસ્તુત: ચારિત્રયોગજ છે એમ પ્રગટ ભાવે જણાય છે. અને વિચાર કરતાં એજ ન્યાય પ્રમાણે અનુભવમાં આવે છે. તે વાતનું વિવરણ આગળ અમે કરવાના છીએ, તેથી પણ દૈવ અને પુરૂષાકાર-પુરૂષાર્થ અથવા વીર્યનું તુલ્યપણું કેટલા અંશે છે તે બતાવાશે. ફક્ત આ યોગનુંજ તુલ્ય પણું છે, એટલુંજ નહિ, પણ આત્મા સંબંધી જે જ્ઞાન દર્શન ચારિત્ર વિગેરે ક્રિયા યોગ છે, તે દૈવ કરતાં બળવાન છે તે પણ અનુક્રમે સમયે કહેવાશે. ૨૧

હવે "ગોચરાદિની શુદ્ધિ વડે આત્મયોગ કેવી રીતે શોધાય" એ શંકાનો ઉત્તર આપતાં જણાવે છે કે-

लोकशास्त्राविरोधेन, यद्योगो योग्यतां व्रजेत् ।
श्रद्धामात्रैकगम्यस्तु, हन्त नेष्टो विपश्चिताम् ॥२२॥

અર્થ:—લોક તથા શાસ્ત્રોની સાથે જેનો વિરોધ ન આવતો હોય તે યથાર્થ યોગ્યતાવાળો હોય, તેમાંજ યોગની લક્ષણતા ઘટે છે. તેથી તેના વિના એકલી અંધ શ્રદ્ધા માત્રથી માનેલા યોગ વિચારોને પંડિત પુરૂષો ઈષ્ટ માનતા નથી. ૨૨

વિવેચન:—લોકમાં એટલે સામાન્ય જનતામાં ચાલતી સંસાર વ્યવહારમાં ઉપયોગી પરંપરા પ્રવૃત્તિ સાથે અન્ય વેદાંતી, સાંખ્ય, વૈશેષિક, ગૌતમીય, ન્યાય, બૌદ્ધ વિગેરે શાસ્ત્રો સાથે વસ્તુતત્ત્વે વિરોધ આવતો હોવાથી વીતરાગ દેવ પ્રણીત જૈન શાસ્ત્રો વડે કહેવાયેલા યોગતત્ત્વો યથાર્થ ઘટે છે. તેથી આ યોગતત્ત્વનું વિવેચન કરવા પ્રવૃત્તિ કરાય છે. જેનાથી આત્મા સ્વયોગ્યતા વડે તાત્ત્વિક યોગ ભાવને પ્રાપ્ત કરે છે. પણ આત્માને એકાંત નિત્ય વા અનિત્ય માનીએ તો તેમાં યોગતત્ત્વની વાસ્તવિકતા સમજાતી ન હોવાથી ચારિત્ર યોગનો લાભ પ્રાપ્ત કરી શકાતો નથી. તે આ પ્રમાણે છે:— જો આત્માને એકાંતથી નિત્ય માનીએ તો એક અવસ્થાનો ત્યાગ કરીને બીજી અવસ્થાને પ્રાપ્ત ન કરી શકે. કહ્યું છે કે " अप्रच्युतानुत्पन्नैकस्वभावत्वं नित्यत्वं " જે નાશ ન પામે, ઉત્પન્ન ન થાય અને નિરંતર એક સ્વભાવમાં રહે તેને નિત્ય કહેવાય છે. જો આત્મા એકાંતથી તેવો નિત્ય હોય તો નર મરીને નારી ન થાય, મનુષ્ય નારકી કે પશુ ન થાય, સંસારી મોક્ષ ન પામે. તેને સર્વદા સર્વથા એક રૂપે રહેવાપણું

હોવાથી, અન્ય અવસ્થાની પ્રાપ્તિ થતી નથી. તેવી રીતે આત્માને એકાંતે અનિત્ય માનીએ તો આત્મા નાશવંત હોવાથી ક્ષણે ક્ષણે પણ અન્ય સ્વરૂપ પ્રાપ્ત કરવાની શક્તિ ધરાવી શકતો નથી. તેથી કથંચિત્ નિત્યાનિત્ય સ્વરૂપને ધારણ કરતો આત્મા દ્રવ્યાર્થિક નયથી નિત્ય અને પર્યાયાર્થિક નયથી નવા નવા પરિણામ અને ભત્ર પરિણામને ધરતો હોવાથી અનિત્ય છે. એમ સર્વ લોકને અનુભવ થાય તેવું લોકમાન્ય અને સ્યાદ્‌વાદ ન્યાયમય જૈન શાસ્ત્ર હોવાથી ન્યાયયુક્તિથી વસ્તુ સ્વરૂપનો નિર્ણય કરનારા પંડિતોએ ગોચરાદિની શુદ્ધિ પૂર્વક આપ્ત–સર્વજ્ઞ પ્રણીત આગમોનો અભ્યાસ કરી, યોગ તત્ત્વને શોધવું જોઈએ.

હવે અહિંઆં ગોચર એટલે જેનાથી ઈંદ્રિય તથા મન વડે વસ્તુ સ્વરૂપનો નિશ્ચય કરાય તે બાહ્યથી પ્રત્યક્ષ રૂપ–ગોચર રૂપ જ્ઞાનનો અનુભવ કહેવાય, પણ તે દરેક જીવને એક સરખો ન થાય, કારણ કે જેવો જેવો જ્ઞાનાવરણ કર્મનો ક્ષયોપશમ થયો હોય તેવો તેવો ભિન્ન ભિન્ન અનુભવ થાય છે. અને મિથ્યાદૃષ્ટિને વિપરીત થાય છે. પરંતુ પૂર્ણ જ્ઞાનવંત–કેવળી પરમાત્મા સર્વ વસ્તુઓને યથા સ્વરૂપે જાણે છે, દેખે છે, તેથી સર્વજ્ઞો સર્વ ગોચર છે. તેઓએ કહેલા ઉપદેશમય આગમમાં વર્ણવેલ સત્ય. સ્વરૂપ તે સદ્‌ગોચર છે. અને આપણે આગમ છોડીને મનસ્વિપણે કરેલો નિશ્ચય અશુદ્ધ ગોચર રૂપ છે

અહીં શંકાકાર જણાવે છે કે–“ શુદ્ધાગમથી રહિત જે અશુદ્ધ ગોચરવંત દૃષ્ટિવાળા મહર્ષિ કપિલદેવ, પતંજલિ વિગેરેએ નિરૂપણ કરેલો યોગ શબ્દનો અથ યથાર્થ અવકાશ–

કારણકે "अप्रच्युतानुत्पन्नस्थिरैकस्वरुपं नित्यं" આવી કુટસ્થ નિત્યતા જો આત્મામાં હોય તો તે કાંઇ પણ પ્રવૃત્તિ નજ ઘટી શકે. તેથી સંસાર કે મોક્ષની ક્રિયા રૂપ યોગ પ્રવૃત્તિનો અસંભવજ આવે છે. તે માટે આત્મા જો પરિણામી હોય તોજ સુખ દુઃખ રૂપ તેવા તેવા કર્મના વિપાકોને ભોગવે, અને અનુકુળ સમયે મોક્ષને જાણવા માટે તેના આત્મામાં પરિણામીપણું હોવાથીજ, સદ્‌ઉપદેશક પૂજ્ય ગુરૂઓના ઉપદેશ રૂપે તેમના મુખકમળથી નીકળતી ભાષા સાંભળીને પછી તેવા પ્રકારના પરિણામ થાય છે. તેવો આપણને અનુભવ થતો હોવાથી વચનથીજ પ્રવૃત્તિ થાય છે. તેથી પરિણામીત્વ સિદ્ધ થયું. માટે તેવા પૂજ્ય આપ્ત અરિહંત, ગણધર, પૂર્વધર, આચાર્ય, ઉપાધ્યાય, તથા સ્થવીર ગુરૂના વચનમાં વિશ્વાસ લાવી, તેમનો ઉપદેશ મનમાં ધારણ કરવો, અને જ્યાં પ્રત્યક્ષ ભાવે અનુભવ થાય તથા આગમ, અનુમાન, પ્રત્યભિજ્ઞા એવા દૃષ્ટ પ્રમાણથી બાધ એટલે વિરૂદ્ધપણું ન આવતું હોય, તેમજ આત્માનું સર્વથા પારમાર્થિક પૂર્ણ ઇષ્ટ હોય તેવા અનુભવથી સિદ્ધ થનારા એવા યોગમાર્ગમાં પ્રવૃત્તિ કરવી, પણ વિચાર કરતાં જે અતાત્વિક લાગતાં હોય, તે વચનમાં અંધ શ્રદ્ધાથી જેની બુદ્ધિ હણાઈ હોય તેઓના વચનમાં વિરોધ આવતો હોવાથી આત્માનું હિત કરવા ઇચ્છતા ડાહ્યા પંડિતોએ તે માર્ગે વિચરતાં વિચાર કરવો જોઇએ. ૨૩

હવે "આવા યોગતત્ત્વના વચનો શા કારણે વિચારવા જોઇએ ?" તે કહે છેઃ—

दृष्टबाधैव यत्रास्ति, ततोऽदृष्टप्रवर्तनम् ।
असच्छ्रद्धाभिभूतानां, केवलं वाध्यसूचकम् ॥२४॥

અર્થ:—જ્યાં પ્રત્યક્ષ, અનુમાન, પ્રત્યભિજ્ઞા વિગેરે પ્રમાણથી વસ્તુની સિદ્ધિ ન થતી હોય; પ્રત્યક્ષ દોષ જણાતો હોય, ત્યાં અદૃષ્ટ એટલે ન દેખાતા પદાર્થો માટે તેમના કહેલા વચન ઉપર આધાર રાખીને પ્રવૃત્તિ કરવી એમ જે લોકો કહે છે, તે તો અસત્ય મિથ્યાત્વમય અંધ શ્રદ્ધાથી હણાયેલા માણસનું જ કાર્ય છે તેમ પૂજ્યશ્રી જણાવે છે. ૨૪

**વિવેચન:**—દૃષ્ટ પ્રત્યક્ષાદિ પ્રમાણથી, તથા આગમ પ્રમાણથી દ્રવ્ય સ્વરૂપ તથા ગુણ પર્યાય સ્વરૂપ તેમજ આત્માનું અને કર્મ વિગેરે પદાર્થનું પરિણામીપણું કહેલું છે, અને તેમ અનુભવાય છે. તો પછી અન્ય પ્રમાણથી પણ અવશ્ય પ્રાપ્તિ થશેજ. પરંતુ જ્યાં પ્રત્યક્ષ તથા આગમથી વિરૂદ્ધતા દેખાતી હોય, અને જે શાસ્ત્રોમાં આત્માદિ દ્રવ્યનો એકાંતે નિત્ય વા અનિત્યપણાનો વિવાદ હોય, એટલે વેદાંત, સાંખ્ય, કાપિલ, ગૌતમીય, તથા આક્ષપાદ પ્રણીત ગ્રંથોમાં આત્માને એકાંત નિત્ય માન્યો છે, અને બૌદ્ધોએ ક્ષણિક માન્યો છે, તેમજ વેદાંતે આત્માને એકાંત નિત્ય અને માયા—કર્મ પ્રકૃતિને એકાંત અનિત્ય વા અભાવમય માની છે. જ્યાં આત્માનું પ્રત્યક્ષપણે પરિણામીપણું અનુભવાય છે ત્યાં તે મહર્ષિઓના આગમોમાં વિરૂદ્ધતા આવતી હોવાથી કેટલાક અંધ શ્રદ્ધાળુ લોકો અદૃષ્ટ એટલે જે પાંચ ઇંદ્રિયો તથા મનની સહાયતાથી સાક્ષાત ન દેખાતા એવા અર્થોમાં—પદાર્થોમાં, આત્મા નિત્ય

પ્રકાશવાળો છે. તેમજ કપિલ આદિ મહર્ષિઓએ વેદાદિ આગમથી યોગની પ્રવૃત્તિ માની છે. "वेद वचनात् प्रवृत्ति" એવા ન્યાયને અનુસારે યોગ માર્ગમાં પ્રવૃત્તિનો સંભવ જણાવ્યો છે. તેનું કેમ સમજવું ?" આ શંકાનો ઉત્તર આપતાં જણાવે છે કે "શ્રી કપિલદેવ પતંજલિ વિગેરે યોગીઓએ વેદ વેદાંત ઉપર વિવેક વિના અંધ શ્રદ્ધા રાખી છે, તે કારણે પૂર્વાપર સ્થિર દૃષ્ટિથી તે આત્મા કર્મ વિગેરે તત્વ સંબંધિ વિચાર કરી શકેલ નથી. તેથી સ્વદર્શનના અભિનિવેશ રૂપે થતા પક્ષપાત વડે તેવા પ્રકારનું સ્વરૂપ કહેવાયું છે, એમ અમારો નિશ્ચિત મત છે. આથી એ મહર્ષિઓનો મત બાધિત હોવાથી સ્વીકારવા યોગ્ય નથી. નિઃપક્ષપાત–મધ્યસ્થ પંડિતોએ તો દેવ ગુરૂ ધર્મનું સ્વરૂપ કષ, છેદ અને તાપ વડે પરીક્ષા પૂર્વક શુદ્ધ કરી તે ઉપર પૂર્ણ શ્રદ્ધા પૂર્વક યોગ માર્ગમાં પ્રવૃત્તિ કરવી જોઈએ એમ પૂજ્યશ્રીનો મત છે " ૨૨

તથા આગળ જણાવે છે—

वचनादस्य संसिद्धि–रेतदप्येवमेव हि ।
दृष्टेष्टाबाधितं तस्मा–देतन्मृग्यं हितैषिणा ॥ २३ ॥

અર્થ:—આ યોગની સાચી સિદ્ધિ આગમ પ્રમાણરૂપ વચનથી થાય છે. તેથીજ માનવા યોગ્ય છે કારણકે એવા આગમ વચનોમાં જેવું કહ્યું છે તેવું અનુભવમાં આવે છે. તેથીજ ઈષ્ટ અને અબાધિત છે, તે કારણે આત્માનું હિત ચિંતવનારે એને અવશ્ય શોધવું જોઈએ. ૨૩

વિવેચનઃ—વચન એટલે આપ્ત એવા સર્વજ્ઞ કેવળી પરમાત્માએ ઉપદેશેલા અબાધ્ય વચન સમૂહ રૂપ તે આગમો -સિદ્ધાંતો છે. તે વડે મોક્ષમાર્ગ રૂપ યોગતત્વની સાચી સિદ્ધતા થાય છે. કારણ કે આત્માં તથા કર્મ અને તેના વિપાકો, તે કર્મનો નાશ કરવાની જે ક્રિયા અને અનુભવ તથા જ્ઞાન ચારિત્ર વિગેરે યોગોની સિદ્ધતા અનુભવમાં આવે છે, માટે સર્વજ્ઞ આપ્ત—પરમાત્માનું કહેવું યથાર્થ છે. તે અનુભવથી જરા-પણ વિરૂદ્ધ આવતું નથી. કારણ કે લોક વ્યવહારમાં જે બને છે તે સર્વ ભાવને તેઓ જાણે છે, તેથી તે આપ્ત પુરૂષના કહેવા પ્રમાણે વર્તવું જોઇએ. આપણને તેવું જ્ઞાન ન હોવાથી આપણને તે દેખાતું નથી, તેથી તેમના કહ્યા પ્રમાણે આપણે તેવું "परलोकविधौ मानं वचनं" પરલોકના હિત માટે પણ તે આપ્ત પુરૂષનું વચન અવશ્ય માનનીય છે, એમ સ્વીકારીને આત્મહિત માટે તે પુરૂષપ્રવરે કહેલી વિધિ પૂર્વક પ્રવૃતિ કરવી જોઇએ. પણ જે વચનમાં "दृष्टेष्टबाधितत्वं" પ્રત્યક્ષ જોતાં જ્યાં 'ઇષ્ટ તત્વની ગોચરતા ન થાય' પણ વિરૂદ્ધતા આવતી હોય, તેવા પુરૂષોના વચનો બાધિત જાણીને તેવી ક્રિયામાં આત્માનું હિત ન દેખાતું હોવાથી પ્રવૃતિ ન કરવી જોઇએ. માટે એ પ્રમાણે આત્મા પરિણામી માને તેના મત પ્રમાણે પૂર્વ કાલીન કર્મ યોગથી જેમ સુખ દુઃખ, ઉંચ નીચપણું થાય છે તેમ યથાપ્રવૃત્તિકરણ, અપૂર્વ કરણ, ગ્રંથીભેદ, સમ્યક્ત્વ, દેશવિરતિ, સર્વવિરતિ, અપ્રમાદિત્વ-વિગેરે પણ ચારિત્રયોગ પરિણામી આત્માનેજ ઘટે છે. પણ-કુટસ્થ નિત્ય આત્માને અવસ્થાનુ ભિન્નત્વ ઘટતું નથી,

કારણકે " अप्रच्युतानुत्पन्नस्थिरैकस्वरूपं नित्यं " આવી કુટસ્થ નિત્યતા જો આત્મામાં હોય તો તે કાંઇ પણ પ્રવૃત્તિ નજ ઘટી શકે. તેથી સંસાર કે મોક્ષની ક્રિયા રૂપ યોગ પ્રવૃત્તિનો અસંભવજ આવે છે. તે માટે આત્મા જો પરિણામી હોય તોજ સુખ દુઃખ રૂપ તેવા તેવા કર્મના વિપાકોને ભોગવે, અને અનુકુળ સમયે મોક્ષને જાણુવા માટે તેના આત્મામાં પરિણામીપણું હોવાથીજ, સદ્ઉપદેશક પૂજ્ય ગુરૂઓના ઉપદેશ રૂપે તેમના મુખકમળથી નીકળતી ભાષા સાંભળીને પછી તેવા પ્રકારના પરિણામ થાય છે. તેવો આપણુને અનુભવ થતો હોવાથી વચનથીજ પ્રવૃત્તિ થાય છે. તેથી પરિણામીત્વ સિદ્ધ થયું. માટે તેવા પૂજ્ય આપ્ત અરિહંત, ગણુધર, પૂર્વધર, આચાર્ય, ઉપાધ્યાય, તથા સ્થવીર ગુરૂના વચનમાં વિશ્વાસ લાવી, તેમનો ઉપદેશ મનમાં ધારણ કરવો, અને જ્યાં પ્રત્યક્ષ ભાવે અનુભવ થાય તથા આગમ, અનુમાન, પ્રત્યભિજ્ઞા એવા દષ્ટ પ્રમાણથી બાધ એટલે વિરૂદ્ધપણું ન આવતું હોય, તેમજ આત્માનું સર્વથા પારમાર્થિક પૂર્ણ ઇષ્ટ હોય તેવા અનુભવથી સિદ્ધ થનારા એવા યોગમાર્ગમાં પ્રવૃત્તિ કરવી, પણ વિચાર કરતાં જે અતાત્વિક લાગતાં હોય, તે વચનમાં અંધ શ્રદ્ધાથી જેની બુદ્ધિ હણાઇ હોય તેઓના વચનમાં વિરોધ આવતો હોવાથી આત્માનું હિત કરવા ઇચ્છતા ડાહ્યા પંડિતોએ તે માર્ગે વિચરતાં વિચાર કરવો જોઇએ. ૨૩

હવે " આવા યોગતત્ત્વના વચનો શા કારણે વિચારવા જોઇએ ? " તે કહે છે:—

दृष्ट्वाधैव यत्रास्ति, ततोऽदृष्टप्रवर्तनम् ।
असच्छ्रद्धाभिभूतानां, केवलं वाध्यमूचकम् ॥२४॥

અર્થ:—જ્યાં પ્રત્યક્ષ, અનુમાન, પ્રત્યભિજ્ઞા વિગેરે પ્રમાણથી વસ્તુની સિદ્ધિ ન થતી હોય; પ્રત્યક્ષ દોષ જણાતો હોય, ત્યાં અદૃષ્ટ એટલે ન દેખાતા પદાર્થો માટે તેમના કહેલા વચન ઉપર આધાર રાખીને પ્રવૃત્તિ કરવી એમ જે લોકો કહે છે, તે તો અસત્ય મિથ્યાત્વમય અંધ શ્રદ્ધાથી હણાયેલા માણસનું જ કાર્ય છે તેમ પૂજ્યશ્રી જણાવે છે. ૨૪

**વિવેચન:**—દૃષ્ટ પ્રત્યક્ષાદિ પ્રમાણથી, તથા આગમ પ્રમાણથી દ્રવ્ય સ્વરૂપ તથા ગુણ પર્યાય સ્વરૂપ તેમજ આત્માનું અને કર્મ વિગેરે પદાર્થનું પરિણામીપણું કહેલું છે, અને તેમ અનુભવાય છે. તો પછી અન્ય પ્રમાણથી પણ અવશ્ય પ્રાપ્તિ થશેજ. પરંતુ જ્યાં પ્રત્યક્ષ તથા આગમથી વિરૂદ્ધતા દેખાતી હોય, અને જે શાસ્ત્રોમાં આત્માદિ દ્રવ્યનો એકાંતે નિત્ય વા અનિત્યપણાનો વિવાદ હોય, એટલે વેદાંત, સાંખ્ય, કાપિલ, ગૌતમીય, તથા આક્ષપાદ પ્રણીત ગ્રંથોમાં આત્માને એકાંત નિત્ય માન્યો છે, અને બોદ્ધોએ ક્ષણિક માન્યો છે, તેમજ વેદાંતે આત્માને એકાંત નિત્ય અને માયા—કર્મ પ્રકૃતિને એકાંત અનિત્ય વા અભાવમય માની છે. જ્યાં આત્માનું પ્રત્યક્ષપણે પરિણામીપણું અનુભવાય છે ત્યાં તે મહર્ષિઓના આગમોમાં વિરૂદ્ધતા આવતી હોવાથી કેટલાક અંધ શ્રદ્ધાળુ લોકો અદૃષ્ટ એટલે જે પાંચ ઇંદ્રિયો તથા મનની સહાયતાથી સાક્ષાત ન દેખાતા એવા અર્થોમાં—પદાર્થોમાં, આત્મા નિત્ય

છે, સર્વવ્યાપક છે અને પ્રત્યક્ષ દેખાતા શરીર, કંચન, ભુવન વિગેરે અસદ્ એટલે એકાંત ખોટા છે–અભાવરૂપ છે, એવું કહેનારા આગમોમાં અંધશ્રદ્ધા–વિશ્વાસ રાખવાનું કહે છે, અને એવી અંધ શ્રદ્ધા પૂર્વક, ફળના અર્થે યમ નિયમ વિગેરે અનુષ્ઠાનોમાં પ્રવૃતિ કરવાનું કહે છે. પરંતુ આવી અસત્ય જે શ્રદ્ધા એટલે રૂચિ અસુંદર એટલે અયોગ્ય છે, માટે તે પ્રમાણે પ્રવૃત્તિ કરવી યોગ્ય નથી. કારણકે ધતુરાનું ભક્ષણ કરનારો પત્થર વા ઈંટને સુવર્ણ છે એવી શ્રદ્ધાથી જુવે છે, તેમ અવિવેકવાલી અંધ શ્રદ્ધાથી વિહ્વલ થયેલા પુરૂષો કેવળ ભ્રાંતિમાંજ લયલીન બનેલા રહે છે, પરંતુ તેથી કદાપિ પણ ઈષ્ટ ફળની સિદ્ધિ સંભવતી નથી. ૨૪

એવી રીતે જો ઈષ્ટની સિદ્ધિ ન થતી હોય તો કેવા પુરૂષના વચન પ્રમાણે પ્રવૃત્તિ કરવા યોગ્ય છે તે જણાવતાં કહે છે કે—

**प्रत्यक्षेणानुमानेन. यदुक्तोऽर्थो न बाध्यते ।**
**दृष्टेऽदृष्टेऽपि युक्ता स्या–त्प्रवृत्तिस्तत एव तु ॥२५॥**

અર્થ:—આત્મા પુદ્‌ગલ વિગેરે જે જે અર્થોમાં પ્રત્યક્ષ પ્રમાણ તથા અનુમાન પ્રમાણથી વિરોધ આવતો ન હોય, તેવા પ્રત્યક્ષથી અનુભવાતા અને દેવલોક મોક્ષ વિગેરે આગમ અનુમાન આદિ પ્રમાણની યુક્તિથી અનુભવાતા અર્થોમાં પ્રવૃત્તિ કરવા યોગ્ય છે એમ જાણવું. ૨૫

વિવચન:—પ્રત્યક્ષ એટલે પાંચ ઈંદ્રિયો અને મનથી જે જે અર્થનો નિશ્ચય કરવામાં પ્રવૃત્તિ કરાય છે, તે વ્યવહાર

પ્રત્યક્ષ જાણવું. અને લિંગ એટલે ચિહ્ન તેના વડે લિંગીનો-અનુમેય પદાર્થોનો નિશ્ચય કરાય છે. જેમકે "પર્વતો વહ્નિમાન્ ધૂમાત્" અનુમાન રૂપ લિંગ ધુમાડાની સાથે અનુમેય વહ્નિનો સંબંધ સર્વત્ર જોવાય છે, તેથી અનુમેય અપ્રત્યક્ષ અગ્નિનો નિશ્ચય કરાય છે. તેવી રીતે આત્મા કર્મ ઈંદ્રિયો મન વડે આભોગ્ય છે, આ ભોગ ભોકતા છે. તેને બીજા પદાર્થોનું સ્વરૂપ પ્રત્યક્ષથી જેનું ફલ દેખાય છે, તેવા ફલના કારણભૂત કર્મોનો અનુમાનથી પણ નિશ્ચય કરાય છે. તેમજ આત્મા–જીવ વિગેરે બાહ્ય વ્યવહાર પ્રત્યક્ષથી નહિ દેખાતા અર્થમાં પણ ઈચ્છિત ચેષ્ટા વડે બાલકમાં ધાવવા માટે માતાના સ્તનને મુખ અડાડવું એવું અહિંઆં નહિ શિખવાડયા છતાં કરવાપણે, આત્મા–જીવ પૂર્વકાલમાં હતો, અને તેવીજ રીતે અહિંથી નવા ભવમાં પણ જનારો છે. એમ અનુમાન જ્ઞાનથી અનુમેય જે અદૃષ્ટ ક્રિયાની પણ સિદ્ધિ થાય છે, તેથી પરિણામી સ્વભાવથી આત્માની સિદ્ધિ આવે છે, પણ વિરોધ રૂપ બાધ આવતો નથી, તેથી પોતાના સંવેદન વડે હું સુખી હું દુઃખી એવા અનુભવ જ્ઞાન વડે આત્માનું પ્રત્યક્ષ દેખાવાપણું છે. તેમજ અન્ય પદાર્થોમાં શરીર, ઈંદ્રિયો, મન, સુખ, દુઃખ, ભોગ્ય, ભોગ વિગેરેમાં પ્રવૃતિ પણ હું ભાવથી કરાય છે તેવીજ રીતે અનુમાનથી તથા આપ્ત પુરૂષના વચનથી સ્વર્ગ–અપવર્ગ વિગેરે અદૃષ્ટ પદાર્થોમાં શ્રદ્ધાથી યુકત પ્રવૃત્તિ યથાર્થ ઘટે છે કે કેમ ? તેનો વિચાર કરીને યોગમાં પ્રવૃત્ત થવું, તે કારણે કરવા યોગ્ય કર્ત્તવ્યોમાં પ્રવૃત્તિની ઉપાદાનતા, અને અભક્ષ્ય, અપેય, અગમ્ય કાર્યોથી નિવૃત્તિ એટલે ત્યાગ રૂપ પ્રવૃત્તિ કરાય છે, તેજ યોગ્ય છે.

તેથી તે પ્રમાણે પૂજ્ય આપ્ત પુરૂષથી કહેવાયેલા વચનથી સદ્યોગ માર્ગમાં પ્રવૃત્તિ કરાય છે, પણ અનાપ્ત એવા અજ્ઞાની મનુષ્યોના વ્યંસક–વિરૂદ્ધ વચનોમાં વિશ્વાસથી પ્રવૃત્તિ કરવી તે મહા અનર્થના હેતુ ભૂત હોવાથી કરવા યોગ્ય નથી. ૨૫

તેથી વિરૂદ્ધ પ્રવૃત્તિ દોષમય છે તે બતાવે છે:—

अतोऽन्यथा प्रवृत्तौ तु, स्यात्साधुत्वाद्यनिश्चितम् ।
वस्तुतत्त्वस्य हन्तैवं, सर्वमेवासमञ्जसम् ॥ २६ ॥

અર્થ:—તેથી પૂર્વે કહેલા તત્વોથી જો વિરૂધ્ધ પ્રવૃત્તિ કરાય તો આ ક્રિયામાં સાધુપણું છે કે અસાધુપણું વિગેરેના પણ નિર્ણય ન કરી શકાય અને યોગ તત્વરૂપ વસ્તુના સ્વભાવ પણ અસમંજસ બની જાય તે કારણથી શ્રધ્ધાપૂર્વક પ્રવૃત્ત થવું. ૨૬

વિવેચન:—તે કારણે પૂર્વે કહેલા ગુણવાલા વચનોથી વિરૂધ્ધ એટલે જુદી રીતે ધર્મની પ્રવૃત્તિ ધર્માર્થી લોકો કરે તો સત્ય કે અસત્યનો વિવેક ન રહે, એટલે પાંચ ઇંદ્રિયો અને મનથી પ્રત્યક્ષ જ્ઞાનમાં વ્યવહાર સંબંધી જે અનુભવ આવે છે, તેમજ રાગદ્વેષ રહિત વીતરાગ મહાન્ તીર્થંકર, ગણધર, આચાર્ય, ઉપાધ્યાય, સ્થવીર સાધુ પુરૂષોએ જે તત્વજ્ઞાન અને ક્રિયા અનુષ્ઠાન આપણને આપ્યું છે. તેમજ વ્યવહારમાં પણ તેવું દૃષ્ટિગોચર કેટલુંક થાય છે, તે ઉપરથી હેય, ઉપાદેય, તથા જ્ઞેયનો અનુભવ થયેલ હોવા છતાં પણ મોહના ઉદયથી તેવા ઉત્તમ ગુણવાલી પ્રભુની વાણીથી અન્ય રીતે યમ, નિયમ ન પાળવા, બ્રહ્મચર્ય ન પાળવું, બાહ્ય અભ્યંતર શુદ્ધિ ન રાખવી, દેવપૂજા, ગુરૂભક્તિ,

સાધર્મિક વાત્સલ્ય, જપ, તપ, સ્વાધ્યાય વિગેરે ન કરવાં, અઢાર પાપ સ્થાનકને સેવવા વગેરે, વસ્તુ સ્વરૂપને સમજ્યા વિના દેખાદેખીથી જો મોક્ષાર્થી પુરૂષો અધર્મને પણ ધર્મ સમજીને પ્રવૃત્તિ કરતા રહે, તો આ સત્ય માર્ગ છે કે અન્ય સત્ય માર્ગ છે, તેવો વિવેક નિશ્ચયપૂર્વક કેવી રીતે થાય? આવા કારણે મોક્ષમાર્ગ રૂપ યોગતત્ત્વનો એટલે આત્મા, કર્મ, તેના લક્ષણો તથા પરિણામોના જ્ઞાનનો નિશ્ચય ન જ થાય. પરંતુ અનુભવપૂર્વક સમ્યગ્ જ્ઞાન વડે આત્મા, કર્મ, તેની પરિણતિ, સ્વભાવ વિગેરે તત્ત્વ સ્વરૂપનો નિશ્ચય આપ્ત પુરૂષના અત્યંત શુદ્ધ વચન વડે જ યથાર્થ થાય છે. તે કારણે મુમુક્ષુ–ધર્મના અર્થીઓએ આત્મભાવની અવિચલિત ઇચ્છા–શ્રદ્ધા વડે પ્રવૃત્તિ કરવી જોઇએ. તેવી પૂર્ણ શ્રદ્ધાપૂર્વકની ઇચ્છાથી યોગની પ્રવૃત્તિ તાત્ત્વિક ભાવે થાય છે. તેથી વિરૂદ્ધ–આત્મા કર્મ વિગેરે તત્ત્વોનો યથાર્થ નિશ્ચય કર્યા વિના જ સ્વચ્છંદે–સ્વતંત્ર ભાવે જે પ્રવૃત્તિ થાય છે, તેથી તો ખેદપૂર્વક કહેવું જ પડે છે કે વસ્તુતત્ત્વના યથાર્થ નિશ્ચય વિના જે જે પ્રવૃત્તિ થાય છે, તે સર્વ આ ભવમાં તેમજ પરભવ માટે અકલ્યાણકારી થાય છે (તેથી અયથાર્થ ક્રિયાને અસમંજસ–અસંગત કહેવાય છે.) માટે અહિંઆં એ કહેવાનું કે નિશ્ચય–વ્યવહારથી વસ્તુ તત્ત્વનો યથાર્થ ભાવ જાણ્યા વિના વ્યવહારની પ્રવૃત્તિ બનતી નથી. અને અતાત્ત્વિક શ્રદ્ધાપૂર્વક ધર્મવ્યવહાર કરવાથી કદાપિ જરા પણ ધર્મયોગ રૂપ ફલની સિદ્ધિ થતી નથી. પણ માત્ર અનર્થકારક થાય છે. ૨૬

જો એમ છે, તો પછી યથાર્થ–તત્ત્વથી કેવી રીતે

વ્યવસ્થા થાય ? અને કેવા કેવા જ્ઞાનપૂર્વક સફલ ધર્મ પ્રવૃત્તિ થાય, કે જેથી ફલથી વંચિત ન રહે, તે જણાવતાં કહે છે:—

**तद् दृष्टाद्यनुसारेण, वस्तुतत्त्वव्यपेक्षया ।**
**तथा तथोक्तिभेदेऽपि, साध्वी तत्त्वव्यवस्थितिः ॥ २७ ॥**

અર્થ:—તે કારણથી પ્રત્યક્ષપણે દેખાતા વસ્તુ સ્વરૂપને અનુસારે તેમજ આગમાદિક ગ્રંથોમાં કહેલા અદૃષ્ટ વસ્તુઓના સ્વરૂપની અપેક્ષા વડે નિશ્ચય કરી શકાય છે. જો કે ત્યાં વચનનો ભેદ દેખાય છે, તો પણ તત્ત્વની વ્યવસ્થા વિવેકી પુરૂષો વડે યથાર્થ ( સારી ) થાય છે. ૨૭

વિવેચન:—તે કારણ માટે વ્યવહારી પ્રત્યક્ષ પ્રમાણ વડે શરીર, ભોગ, ભોગ્ય, સુખ, દુ:ખ વિગેરેનો, તેના સ્વભાવ ગુણ પર્યાયનો નિશ્ચય જેમ પ્રત્યક્ષ થાય છે, તેવી જ રીતે આત્મા, કર્મ, સ્વર્ગ, મોક્ષ વિગેરે અદૃષ્ટ વસ્તુનો સાચો નિશ્ચય ( અન્યથા અનુપપત્તિ ) બીજી રીતે જ્યાં બનવું અશક્ય હોય, ત્યાં દેખાતી વસ્તુથી અદૃષ્ટ વસ્તુનો નિશ્ચય કરાય છે. તેવી રીતે અનુમાન તથા આગમવડે વસ્તુનો નિશ્ચય કરાય છે. જેમકે જે જે પરિણામી સ્વભાવને ધારણ કરે છે, તે તે જ વસ્તુ છે. તેવી અપેક્ષા વડે આત્માને કર્મનું શુભાશુભ અધ્યવસાયથી સુખદુ:ખાદિ દ્વારા વેદન થાય છે. તેમજ અઢાર પાપસ્થાનકનો નિરોધ–સંવર કરવાથી, તપ, સંયમ, બ્રહ્મચર્ય, ક્ષમાદિ યતિ ગુણરૂપ ધર્મોને આરાધવાથી સ્વર્ગ તથા મોક્ષની પ્રાપ્તિ થાય છે. તેવી રીતે અનેક દર્શનીય યોગશાસ્ત્રોમાં સંજ્ઞાભેદ, નામભેદ, શબ્દભેદ

હોવા છતાં, જ્યાં સાધ્ય જે મોક્ષરૂપી ફલ તેનો અભેદ હોવાથી, સર્વ દર્શનીય શાસ્ત્રો સાથે તત્ત્વ વિચારણાની સારી વ્યવસ્થા થાય છે. જો કે પુરૂષ, ક્ષેત્રવિત્, જ્ઞાન, જીવ વિગેરે આત્મા-ને જ જણાવે છે, તેમ પૂર્વે જણાવેલ છે. તેવી રીતે પ્રત્યક્ષ, અનુમાન, આગમ વિગેરે પ્રમાણોથી અવિરૂદ્ધ-પ્રમાણોપેત જે વચનથી તત્ત્વની સિદ્ધિ કરાઈ હોય, તે આરાધવા યોગ્ય વિધિવાદમય વ્યવસ્થા સાધ્વી એટલે સુંદર જાણવી. ૨૭

આ વસ્તુ આમ જ છે એમ કેવી રીતે જાણવું ? કારણ કે ઉક્તિભેદ છતાં દૃષ્ટાથી વિરૂદ્ધ અદૃષ્ટાનો આશ્રય કરતાં તત્ત્વ તેનું તેજ રહે છે, એમ જે કહેવાયું, ત્યાં એવી શંકા થાય છે કે—

अमुख्यविषयो यः स्याद्युक्तिभेदः स बाधकः ।
हिंसाहिंसादिवच्चद् वा, तत्त्वभेदव्यपाश्रयः ॥२८॥

અર્થ:—અમુખ્ય જે વિષયો છે, તેમાં જે વચન-ઉક્તિ-ભેદ આવે છે, તે તો બાધક છે. જેમકે હિંસાથી અહિંસા જેમ બાધક છે, તેમ તત્ત્વના ભેદો પણ વિરૂદ્ધપણાનો આશ્રય કરે છે. ૨૮

વિવેચન:—જે અમુખ્ય એટલે ગૌણ વિષયો છે, તેમજ જે પરમાર્થ ભાવે વિચારતાં બાધકતાને પામે છે, તેથી પ્રત્યક્ષ નથી, આવો જે પદાર્થ-વિષય હોય ત્યાં ઉક્તિ ભેદ-શબ્દના અર્થની પ્રવૃત્તિ વૈસદૃશ્ય-વિરૂદ્ધ અર્થવાળી થાય છે. ત્યાં અવશ્ય બાધક એટલે વિરૂદ્ધતાવાળો થાય છે, તેથી સ્વીકારવા યોગ્ય નથી. "જેમકે हिंसाऽहिंसावत्"

હિંસા અહિંસાથી બાધક છે. તેમજ જેમ અહિંસામાં ધર્મ મુખ્ય છે, તેવી જૈન દર્શન વિગેરેની માન્યતા છે, તેમ મિમાંસક, જૈમિનીઓની વેદ વિહિત હિંસા અધર્મ સ્વરૂપ છે, તેમ માનતા હોવાથી ઉક્તિ ભેદ તથા પરમાર્થથી પણ બાધકતા છે તેમજ દ્રવ્ય એકાંત નિત્ય છે એવી અદ્વૈતવાદી વિગેરેની માન્યતા છે, અને દ્રવ્ય એકાંત અનિત્ય છે એવી બૌદ્ધાદિની માન્યતા છે, ત્યાં પણ ઉક્તિભેદથી બાધકતા છે, તેમજ પરમાર્થથી અર્થનો પણ ભેદ થાય છે. તેથી તથા તત્ત્વભેદે નૈયાયિક, વૈશેષિક મતવાલા છ તત્ત્વ વા સાત તત્ત્વરૂપ દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ, સમવાય તથા અભાવ એમ સર્વ પદાર્થોને એકાંતથી ભિન્ન માને છે. તેમજ સાંખ્યો સત્વ, તામસ રજસ એમ ત્રણ પ્રકૃતિમય તત્ત્વ માને છે. તેમજ પ્રકૃતિથી મહદ્ તત્ત્વ, તેનાથી અહંકાર એમ ચોવીશ તત્વો, અને પુરૂષ કુટસ્થ નિત્ય એમ પચીશ તત્ત્વ સ્વરૂપ માને છે, તેવો ઉક્તિનો ભેદ શું અર્થ ભેદ વા તત્ત્વભેદનું કારણ નથી થતો ? ત્યાં અર્થથી–પરમાર્થથી તત્ત્વભેદ અવશ્ય છે, તે જો કે આદરણીય નથી, તો પણ ઉક્તિભેદની અપેક્ષા કરવા યોગ્ય છે, તે આગળ જણાવે છે. ૨૮

તેથી વિપરીત વસ્તુને જણાવતા જે ઉપેક્ષણીય છે તે જણાવ્યું, હવે જે અપેક્ષણીય છે તે જણાવે છે:—

**मुख्ये तु तत्र नैवासौ, बाधकः स्याद्विपश्चिताम् ।**
**हिंसादि–विरतावर्थे, यमव्रतगतो यथा ॥ २९ ॥**

અર્થ:—જ્યાં મુખ્ય વિષયક છે ત્યાં વચનથી, ભાષાથી,

ભેદ પડતો હોવા છતાં પણ તત્ત્વનો ભેદ પડતો નથી. તે કારણે બાધક ભાવ નથી, જેમકે હિંસાદિ દોષની વિરતિ તેને જૈનો વ્રત કહે છે, અને સાંખ્ય યોગીઓ યમ કહે છે. તેમ ઉક્તિભેદ બાધક નથી પણ ગ્રાહ્ય છે. ૨૯

વિવેચન:—જ્યાં મુખ્ય અર્થને ઉદ્દેશીને ઉક્તિ-વચન ભેદ દેખાય છે, ત્યાં પણ ભાષા ભેદ બાધક એટલે વિરોધી થતો નથી. જેમકે જીવાત્માના પરિણામીત્વ, ચેતનત્વ, જ્ઞાતૃત્વ ઇત્યાદિ શબ્દના ભેદથી વિભાગો જણાય છે. જ્યાં ઉપચારથી રહિત શુદ્ધ સ્વરૂપે આત્માનું દેખાડવાપણું છે, ત્યાં ઉક્તિભેદ બાધક-વિરોધી ભાવને બતાવતો નથી. એમ સર્વ તત્ત્વજ્ઞ પંડિતો માને છે. ત્યાં દૃષ્ટાન્ત જણાવે છે. જેમકે હિંસાદિની વિરતિ એટલે “ हिंसानृतस्तेयाब्रह्मपरिग्रहविरमणरूपेऽर्थे ” જીવઘાત, અસત્ય, ચૌર્ય, મૈથુન ને પરિગ્રહથી વિરામ પામવું, એ પાંચે પાપોનો ત્યાગ કરવો, તેને જૈનો વ્રતો કહે છે. અને સાંખ્યો યમ કહે છે એમ સંજ્ઞા-અભિધાનનો ભેદ હોવા છતાં પણ વસ્તુતત્ત્વમાં અભેદ રહેલો છે, તેથી મુખ્ય સાધ્યમાં-ધ્યેયમાં પણ અભેદ છે. એટલે વચન ભેદ કારણ નથી. ૨૯

એ પ્રમાણે યોગ એટલે મોક્ષ માર્ગ અને ગોચર એટલે મન તથા ઇંદ્રિયોથી થતું બુદ્ધિ વિષયક જ્ઞાન-આગમ, અનુમાન આદિ જ્ઞાનરૂપ પ્રમાણવડે વસ્તુ સ્વરૂપને જણાવીને હવે ચાલુ વાતને જણાવે છે.—

मुख्यतत्त्वानुवेधेन, स्पष्टलिङ्गान्वितस्ततः ।
युक्तागमानुसारेण, योगमार्गोऽभिधीयते ॥३०॥

**અર્થ:**—મુખ્ય તત્વોને ધ્યાનમાં રાખીને, તેના અનુસારે સ્પષ્ટ રીતે વસ્તુઓને સમજવાના લક્ષણો તથા તર્ક-વિચારને આગમના અનુસારે મિમાંસાપૂર્વક યોગમાર્ગને કહેવા માટે પ્રવૃત્તિ કરાય છે. ૩૦

**વિવેચન:**—આ ગ્રંથમાં જીવ (આત્મા) કર્મ (જડ) વિગેરેનું સ્વરૂપ જણાવતાં મુખ્ય તત્વનો આગમ શાસ્ત્રના અનુસારે, ઉપચાર ભાવનો ત્યાગ કરીને સ્વરૂપે વિચાર કરાય છે. તેમાં તેના લિંગ એટલે પદાર્થના સ્વરૂપને જણાવનારા લક્ષણ–સ્વભાવને પણ પ્રગટતા પૂર્વક જણાવે છે. તેથી જે જે વસ્તુઓ એ પ્રમાણે છે એમ અનેક પ્રકારે યોગ તત્વમાં તે તે દર્શનકારોના વચનના–સંજ્ઞાના ભેદથી, તથા કારણના અનુસારે યુક્તિ–મિમાંસા તથા આગમ અનુમાન તથા આપણા પૂજ્ય આપ્ત પુરૂષ પ્રણીત અનેકાંત શાસ્ત્રોના વચનોને અનુસારે, આ મોક્ષ માર્ગરૂપ યોગમાર્ગને કહેવાની પ્રવૃત્તિ કરીએ છીએ, જેથી જીવ બાહ્યાત્મપણાને ત્યાગીને સમ્યગ્ જ્ઞાન દર્શન ચારિત્રરૂપ અંતરાત્મ ભાવને પ્રાપ્ત કરે છે. અને નિર્વાણ નગરને પ્રાપ્ત કરે તેવા ઉત્તમ પુરૂષાર્થ સહિત, અપ્રમાદિભાવે, ચારિત્ર યોગ વડે પરમાત્મ ભાવને પ્રાપ્ત કરાય તેવા યોગમાર્ગને નિરૂપણ કરે છે એટલે કહે છે. તેમજ વસ્તુ સ્વરૂપ વડે દ્રવ્યના લિંગ—ચિન્હ કહેવાય છે. તે આ પ્રમાણે—

**किं चान्ययोगतः स्थैर्यं, धैर्यं श्रद्धा च जायते ।**
**मैत्री जनप्रियत्वं च, प्रातिभं तत्त्वभासनम् ॥१॥**

અર્થ:—બીજા હઠયોગની શું જરૂર છે? કારણ કે જે યોગી સ્થિરતા, ધૈર્ય તથા શ્રદ્ધાને પામે છે, સર્વ જીવો ઉપર મૈત્રી રાખે છે, સર્વ પ્રાણીઓમાં પ્રિયપણું ધારણ કરે છે. તથા બુદ્ધિની પ્રતિભા ધરીને સમ્યગ્ તત્ત્વનો ઉપદેશ કરે છે. અથવા સમ્યગ્ તત્ત્વની ગવેષણા કરે છે તેવા યોગીને અન્ય કોઇ હઠાદિ યોગની જરૂર પડતી નથી. ૧ માટે યથાર્થ વસ્તુ સ્વરૂપને જણાવવા અર્થે યોગ માર્ગ એટલે મોક્ષ તરફ ગમન કરવામાં ઉપયોગી સમ્યગ્ જ્ઞાન દર્શન ચારિત્રરૂપ યોગને કહે છે. ૩૦

એમ પ્રાસંગિક પ્રસ્તાવ જણાવીને યોગ માર્ગના ભેદને વ્યક્ત કરતાં જણાવે છે:—

**अध्यात्मं भावना ध्यानं, समता वृत्तिसंक्षयः ।**
**मोक्षेण योजनाद्योग, एष श्रेष्ठो यथोत्तरम् ॥३१॥**

અર્થ—૧ અધ્યાત્મ, ૨ ભાવના, ૩ ધ્યાન, ૪ સમતા, ૫ વૃત્તિસંક્ષય. આ પાંચ મોક્ષ માર્ગના અંગ છે. કારણ કે મોક્ષમાર્ગમાં જોડે છે. આ અંગો એક એકથી શ્રેષ્ઠ કહેલા છે. ૩૧

વિવેચન:—મોક્ષમાં સંબંધ કરાવે તેવી જે ક્રિયા હોય તે યોગ કહેવાય છે. તે યોગજ સર્વ ક્રિયાઓમાં સર્વોત્કૃષ્ટ ક્રિયાયોગ–કર્મયોગ છે, એમ પૂજ્ય આપ્ત ગુરૂવરો જણાવે છે. તે યોગક્રિયા પાંચ પ્રકારની જણાવેલી છે. તે આ પ્રમાણે:—

એક તો (૧) અધ્યાત્મ. આત્માના ત્રણ પ્રકાર અવસ્થા

ભેદે કહ્યા છે. એક ૧ બાહ્યાત્મા, ૨ અંતરાત્મા તથા ૩ પરમાત્મા. તેમાં બાહ્યાત્મા આ પ્રમાણે—બાહ્ય એટલે પાંચ ઇંદ્રિયો તથા મનની સહાયતાથી તેવા પ્રકારના ક્ષયોપશમ ભાવથી થતો વિષયનો બોધ. તે બોધથી જીવાત્મા શારીરિક ભોગ માટે, અનેક પાપ કરતો છતો દેવ, ગુરૂ, ધર્મ, નીતિ, પરભવ વિગેરેને નહિ માનતો, વર્તમાન કાળમાં ભોગ માટે બહુજ આસક્તિ ધરે છે. કહ્યું છે કે–"સ્ત્રી ધન ભાઈ ભગિની ને પુત્ર પુત્રીઓ, કુટુંબ પરિવાર કે તેના સંગે રાચતો; મોહે મુંઝાયો હો દુઃખ પામે અપાર કે, જિન વાણી ચિત્ત આણીયે. ૧ દેહને મારો માનતો ભેદ સમજે નહિ, તેહ અજાણ કે બહિરાતમ તે જાણજો; ભેદ પહેલો હો છંડો ચતુર સુજાણ કે, જિનવાણી ચિત્ત આણીયે. ૨"

આવો બાહ્યાત્મ ભાવ હોય ત્યાં લગી મિથ્યાત્વ, અવિરતિ, કષાય તથા અશુભ યોગમાં જીવ પ્રવૃત્તિ કરે છે. આવા સ્વભાવવાળો (૧) બહિરાત્મા જાણવો. પણ જ્યારે યથા-પ્રવૃત્તિરૂપ વૈરાગ્યમય પરિણામ થાય છે, ત્યાર પછી અપૂર્વ-કરણરૂપ પરિણામથી ગ્રંથી ભેદ કરીને સમ્યક્ત્વ રૂપ પરિ-ણામને પામીને સમ્યગ જ્ઞાન દર્શન ચારિત્રની આરાધના અપ્રમત્ત ભાવે કરતો,ગુણ શ્રેણિમાં ચઢતો, મોહનીય કર્મને ભેદવા તથા જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય ને અંતરાયરૂપ ઘાતી કર્મનો ઘાત કરવા જે પ્રવૃત્તિ કરાય, તેવી આત્માની અવસ્થાને (૨) અંતરાત્મા કહેવાય છે.

ઘાતી કર્મનો નાશ થવાથી સર્વજ્ઞતા થાય, અને તેથી અંતે નિર્વાણ ભાવને પ્રાપ્ત થયેલા આત્માને (૩) પરમાત્મ ભાવ-

દશા પ્રાપ્ત થાય છે. આ પ્રકારની અવસ્થામાં આત્મ સ્વરૂપનો જે આંતર ઉપયોગ તે અધ્યાત્મ યોગ કહેવાય છે.

૨ ભાવના—આત્માને ઉન્નત કોટિ ઉપર ચઢાવવા માટે જે વિચાર કરવો તે ભાવના કહેવાય છે. તે ભાવના આગમોમાં આ પ્રમાણે જણાવી છે:—

'पढममणिच्चमसरणं, संसारो एगया य अण्णत्तं । असुइत्तं आसव-संवरो य तह निज्जरा नवमी ॥ १ ॥ लोगसहावोबोहिदुल्लहा धम्मस्स साहगा अरिहा । एआओ भावणाओ, भावेअव्वा पयत्तेणं ॥ २ ॥"

અર્થ:—પહેલી અનિત્ય ભાવના—જે જે પદાર્થોને આપણે જેવા સ્વરૂપમાં સવારે જોયા હોય, તેવા બપોરે નથી દેખાતા, સાંજે બહુ ખરાબ લાગે છે. એટલે જે ભોગ્ય વસ્તુઓ ચલિત સ્વભાવ ધરે છે, તેવા શરીર, ધન, યૌવન વિગેરે નાશ પામતા અનુભવાય છે. આવું વિચારવું એ (૧) અનિત્ય ભાવના. (૨) અશરણ ભાવના—આ જગતમાં આધિ, વ્યાધિ, રાજભય, ચોરભય, મરણભય, શત્રુભય વગેરેથી રક્ષણ કરવા એક ધર્મ વિના કોઈ શરણે રાખનાર નથી. (૩) સંસાર ભાવના—સંસારમાં ચોરાસી લાખ જીવ યોનિમાં ભમતો આ આત્મા અનેક અવાચ્ય દુઃખો ભોગવે છે. (૪) એકત્વ ભાવના—આ સંસારમાં આત્માને અનેકની સાથે નવા નવા સંબંધ બંધાય છે અને છૂટે છે. પણ જીવ પોતે કરેલા શુભાશુભ કર્મના યોગે—વિપાકોદયે પોતે જ ભવાંતરમાં એકલો જાય છે, સુખ યા દુઃખ એકલો જ ભોગવે છે. અન્ય કોઇને સાથે રાખી શકતો નથી. આગમમાં કહ્યું છે કે—"एगोहं नत्थि मे कोइ" હું

એકલો છું, મારૂં જગતમાં કોઇ નથી. આવી વિચારણા કરવી તે. (૫) અન્યત્વ ભાવના—શરીર, ઈંદ્રિયો, ઘર, સ્ત્રી, કુટુંબ, પુત્ર વિગેરે આપણા નથી, આત્માથી પર છે. તેનો સંબંધ કર્મયોગથી થયેલો છે, તે કર્મ દલ ક્ષય થયે સંબંધ છૂટી જાય છે. તેથી તેમજ પ્રકૃતિ—સ્વભાવને અનુકુલતા પણ નથી આવતી, સર્વ જન પણ સ્વાર્થ માટે મારાપણું રાખે છે, સ્વાર્થ નષ્ટ થયે કદાચિત શત્રુ પણ બનતા જોવાય છે વગેરે વિચારવું તે (૬) અશુચિ ભાવના—આ શરીર લોહી, માંસ, વિષ્ટા, મલ, મૂત્ર, શ્લેષ્મ, પરૂ વિગેરે અપવિત્ર પુદ્‌ગલોથી ભરેલું છે. તેમ જ જેને ભોગ માટે ઇષ્ટ ગણીએ છીએ, તે સ્ત્રી, ભોજન, વસ્ત્રો વિગેરે પણ દુર્ગંધથી વ્યાપ્ત દેખાય છે. પણ મોહના ઉદયથી, વિપરીત બુદ્ધિના યોગથી તેવા દુર્ગંધમય અપવિત્રને પણ પવિત્ર માનીયે છીએ. (૭) આશ્રવ ભાવના—મિથ્યાત્વયોગથી અઢાર પાપસ્થાનકને સેવતો જીવાત્મા રાગદ્વેષના યોગથી, આઠ પ્રકારના કર્મદલને આત્મા સાથે જોડે છે, તે આશ્રવ કહેવાય છે, તેથી તેવા આશ્રવથી અનેક દુઃખ—ક્લેશને જીવ ભોગવે છે. (૮) સંવર ભાવના—અપ્રમાદિભાવે સમ્યગ્ દર્શન જ્ઞાન પૂર્વક ચારિત્ર યોગ સેવવા ઇચ્છા કરવી તે સંવર ભાવના જાણવી. (૯) નિર્જરા ભાવના—બાર પ્રકારના તપ કરવાથી એટલે જ્ઞાન, દર્શન, ચારિત્ર સાથે જે તપ થાય તે અનંત ભવના નિકાચીત પાપનો ક્ષય કરવામાં સમર્થ બને છે, તે સકામ નિર્જરા કહેવાય છે. અને અજ્ઞાનતા પૂર્વક કરેલી તપસ્યા અલ્પ કર્મનો ક્ષય કરે છે, બહુ આશ્રવનું પણ કારણ થાય છે, તે અકામ નિર્જરા છે. (૧૦)

લોક સ્વભાવ ભાવના–ચૌદ રાજમાં રહેલા ષડ્ દ્રવ્ય તથા તેના ગુણ, પર્યાય વિગેરે સ્વરૂપને ભાવવું, તેમજ નિત્યાનિત્યાદિક સ્વરૂપ ભાવવું, જેથી જ્ઞાનપૂર્વક મોહનો નાશ કરવા પ્રવૃત્તિ કરાય. (૧૧) બોધિ દુર્લભ ભાવના–જીવને મનુષ્યત્વ, ઉત્તમ કુળ, પાંચે ઇંદ્રિયોમાં પૂર્ણતા, ધર્મશ્રવણની ઈચ્છા, શ્રદ્ધા, વિગેરે પ્રાપ્ત થવા બહુ દુર્લભ છે. તે પુન્યવંતને પ્રાપ્ત થાય છે, તે માટે હવે જરા પણ પ્રમાદ ન કરવો જોઇએ. (૧૨) ધર્મ ભાવના–જૈન ધર્મની આરાધના અપ્રમાદિભાવે થાય, તેમ જ તેવા સાધર્મિક બંધુઓનો સંબંધ પણ પુન્યના યોગથી ભાગ્યોદય વડે જ મળે છે. આવી વિચારણા કરવી તે. આ રીતે બાર ભાવના ભાવવી.

તેમજ આત્માને ઉત્તમ શ્રેણીએ ચઢાવવા માટે મૈત્રી, પ્રમોદ, કારૂણ્ય અને માધ્યસ્થ એ ચાર ભાવનાઓ ભાવવી. તે આ પ્રમાણે:–૧ મૈત્રી ભાવના–સર્વ જીવો જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય, ઉપયોગરૂપ ચૈતન્ય ગુણવડે સમાન સ્વરૂપવંત હોવાથી, તેવા જીવાત્માઓ પ્રત્યે મૈત્રી ભાવના કેળવવી. ૨ પ્રમોદ ભાવના–ઉત્તમ ગુણોનો આવિર્ભાવ જેમને થયો હોય, તેવા અરિહંત, સિદ્ધ, ગણધર, પૂર્વધર, આચાર્ય, ઉપાધ્યાય ને સર્વ સાધુઓ પ્રત્યે તેમના ગુણની સ્તવના કરતાં પ્રમોદ ભાવના ભાવવી. ૩ કારૂણ્ય ભાવના–જે જીવો પૂર્વ કર્મના ઉદયથી આધિ, વ્યાધિ, ઉપાધિ ભોગવતા હોય, તેમના પ્રત્યે દયાથી તેમનું હિત થાય તેવી પ્રવૃત્તિ કરવા ઈચ્છાઓ કરવી. ધર્મ રહિતને ધર્મ પમાડવા પ્રવૃત્તિ કરવી. તેમના ઉપર દયા ભાવ રાખવો તે. ૪ તેમજ માધ્યસ્થ ભાવના–

અધર્મી—દેવ ગુરૂ ધર્મના વંચકો પ્રત્યે પણ, ઉપકાર માટે અયોગ્ય હોય તેવા પ્રત્યે પણ માધ્યસ્થતા ચિંતવવી, પણ વૈર ન રાખવું. આ ચાર ભાવના આત્મ સમાધિમાં ઉપયોગી હોવાથી તે પણ યોગનું અંગજ જાણવું. ૩ ધ્યાન—ધર્મ ધ્યાન ને શુકલ ધ્યાન એમ બે ભેદ છે. તે આત્માને ઉચ્ચ શ્રેણીએ લાવવાનું કારણ થાય છે. ધ્યાનનો વિચાર સમજવા માટે તેનું સ્વરૂપ વિસ્તારથી કહું છું. ધ્યાનમાં આર્ત્ત, રૌદ્ર, ધર્મ અને શુકલ એમ ચાર ભેદ છે. તેમાં ૧ આર્ત્તધ્યાન—ઇષ્ટવસ્તુનો અલાભ, અનિષ્ટ-વસ્તુનો સંયોગ, આજીવીકા તથા મરણનો ભય દૂર કરવા, અને ઇષ્ટને મેળવવા માનસિક પ્રયત્ન તે આર્ત્તધ્યાન. ૨ રોદ્ર ધ્યાન—હિંસા, ચોરી, અસત્ય, મૈથુન, પરિગ્રહ માટે અતિ તીવ્ર ઇચ્છા તે રોદ્રધ્યાન. આ ધ્યાનમાં જીવના રોદ્ર એટલે ભયંકર પરિણામ થાય છે. આથી આ બે ધ્યાન ત્યાગવા યોગ્ય છે અને ધર્મ ધ્યાન તથા શુકલ ધ્યાન ધરવા યોગ્ય છે ૩ ધર્મ ધ્યાન એટલે મિથ્યાત્વનો અને અવિરતિનો ત્યાગ કરી, પાંચ મહાવ્રત ધરવા. તેના ચાર પ્રકાર:—પૂર્વે કહેલા પ્રભુના આગમનો અભ્યાસ કરી—અનુભવ કરી ચારિત્રવડે આજ્ઞા પાળવા વિચારવું તે ૧ આજ્ઞા વિચય નામે પહેલો ભેદ. ભવ—સંસારનું અનિત્યત્વ, તથા દુઃખ વિપાક વિચારવા તે ૨ અપાય વિચય નામે બીજો ભેદ. સુખ દુઃખનો સંબંધ વિચા-રવો તે ૩ વિપાક વિચય નામે ત્રીજો ભેદ. ચોથો ૪ સંસ્થાન વિચય તેમાં લોક સ્વરૂપનો, દ્રવ્ય ગુણ પર્યાયનો વિચાર કરવો. બીજા ચાર ભેદ આ પ્રમાણે—૧ પિંડસ્થ એટલે પ્રભુની

પ્રતિમાવડે તેની પુન્ય પ્રકૃતિ અને ચારિત્રમાં અડગતા વિચારવી. ૨ **પદસ્થ**—સમવસરણમાં ભગવાને જે આત્માદિ તત્વનો ઉપદેશ આપીને આગમના તત્વોના પદો જણાવ્યા છે, તેના પદ ઉપર સ્વ આત્મ દ્રષ્ટિ રાખી ધ્યાન કરવું. અને ૩ **રૂપસ્થ**—પરમાત્માના આત્મસ્વરૂપની નિર્મળતાને ધ્યેયભાવે રાખી આત્મા સાથે ધ્યાન કરવું તે અને ચોથા **રૂપાતીત** ધ્યાનમાં નિરાલંબન ભાવે સિદ્ધ પરમાત્માના જ્ઞાન દર્શન ચારિત્રાદિ ગુણોની પોતાના આત્માની સાથે સરખામણી કરી પરમાત્મ સ્વરૂપ પાળવા માટે એકત્વ ભાવે યા અભેદભાવે ધ્યાન કરવું, તે રૂપાતીત ધ્યાન. એ ધ્યાન મોક્ષ માટે જ થાય છે. આ ધ્યાન યોગનું મુખ્ય અંગ છે તેમ જાણવું. ૪ **સમતા** એટલે સમભાવ—કષાયનો જય, પાંચ ઇંદ્રિયોનો નિગ્રહ, શત્રુ મિત્ર સગા ઉપર સમભાવ રાખવો. કહ્યું છે કે "शत्रौ मित्रे पुत्रे बन्धौ, मा कुरु यत्नं विग्रहसंधौ। भव समचित्तः सर्वत्र त्वं, वाञ्छस्यचिराद् यदि सत्तत्त्वम् ॥ १ ॥

**અર્થ**:—હે આત્મા જો તારે સત્ય તત્ત્વ જાણવું હોય, તો શત્રુ તથા મિત્રમાં સમભાવ રાખ. પુત્ર બંધુ તથા અન્ય જે સ્વકુંટુંબી હોય કે પર કુંટુંબી હોય, તેમની સામે વિગ્રહ, એટલે ઝગડો કરાવવાના કે સંધિ કરાવવાના પ્રયત્નનો ત્યાગ કરી સર્વ જીવાત્મા પ્રત્યે સરખા ચિત્તવાળો એટલે સમતાવંત થઈને સર્વનું કલ્યાણ ઈચ્છતો રહે, તેથી સત્ય તત્વરૂપ શુદ્ધ પારમાર્થિક જ્ઞાન પામીને પરમાનંદનો ભોક્તા થઈને અજર અમર બનીશ. એ સમતાભાવ યોગનું અંગ જાણવું. ૫ **વૃત્તિસંક્ષય**—ચિત્તવૃત્તિ—મન વચન કાયાની પ્રવૃત્તિ, અનાદિ

કાલીન આસક્તિથી પાંચ ઇંદ્રિયોના વિકારી ભોગોમાં ખેંચાય છે, તેથી જીવ પાપ કર્મ વડે ચોરાશી લાખ જીવ-યોનિમાં ભમે છે. આવી મનની વૃત્તિઓનો ક્ષય કરવા આત્મ પ્રવૃત્તિ કરતાં અભ્યાસયોગે સર્વ ચિત્ત વૃત્તિનો પણ ક્ષય થઈ શકે છે.

આ પાંચ અનુષ્ઠાનો વડે સર્વ કર્મનો ક્ષય થતો હોવાથી યોગના અંગોજ માનવા. યોગ એટલે મોક્ષની સાથે યોજના–સંબંધ કરાવે તે યોગ કહેવાય છે. આ પાંચ અંગ યુક્ત યોગ આત્માના શુદ્ધ સ્વભાવ સ્વરૂપ હોવાથી, શ્રેષ્ઠ અને ઉપચાર–કલ્પના વિનાનો પરમ શુદ્ધ અને પરમ ઉત્તમ જાણવો. કારણકે તે યોગ મોક્ષનું ઉપાદાન કારણ થાય છે. આ પાંચે અંગો ઉત્તરોત્તર ઉત્તમ છે. એટલે અધ્યાત્મથી ભાવના ઉત્તમ છે. ભાવનાથી ધ્યાન ઉત્તમ છે. ધ્યાનથી સમતા ઉત્તમ છે. સમતાથી વૃત્તિસંક્ષય ઉત્તમ છે. આત્મ સ્વરૂપને પ્રાપ્ત કરવા માટે આ પાંચ અંગોથી ઉત્તમ યોગ સાધવાની અવશ્ય જરૂર છે. ૩૧

હવે તેમાં વિશેષતા જણાવે છેઃ—

तात्त्विकोऽतात्त्विकश्चायं, सानुबन्धस्तथापरः ।
सास्रवोऽनास्रवश्चेति, संज्ञाभेदेन कीर्त्तितः ॥३२॥

અર્થઃ—તાત્વિક યોગ, અતાત્વિક યોગ, સાનુબંધ યોગ, નિરનુબંધયોગ, સાસ્રવયોગ, અનાસ્રવયોગ એમ અન્ય દર્શનકારો સંજ્ઞાભેદથી યોગને જુદા જુદા નામો આપે છે. ૩૨

વિવેચનઃ—ઉપર અધ્યાત્મ આદિ પાંચ યોગ જે કહ્યા છે, તેમાં પેટા ભેદ જણાવતાં તાત્વિક યોગ તે સાચો

પારમાર્થિક યોગ જાણવો. જેમાં સમ્યગ્ જ્ઞાનપૂર્વક સુદેવ, સુગુરૂ, સુધર્મની શ્રદ્ધા હોય, જીવાજીવાદિ તત્ત્વ સ્વરૂપનો સત્ય બોધ હોય, અને મોક્ષ સુખની એક માત્ર ઇચ્છા હોય, તે તાત્ત્વિક યોગ જાણવો. અને બીજો ભેદ સુદેવ, સુગુરૂ, સુધર્મની શ્રદ્ધા વિના બાહ્ય ભાવે ડાકડમાક કરવામાં આવે, તેવા અને ઉપચાર માત્રથી બહારની શોભારૂપ જે દેખાવ તે અતાત્ત્વિક યોગ જાણવો. તેવી જ રીતે સાનુબંધ અને નિરનુબંધ એમ બે ભેદ પણ થાય છે. તેમાં સાનુબંધ યોગ તો અતાત્ત્વિક જ છે. કારણ કે જીવાત્માઓ સંસારમાં ભમતા, અનેક દુઃખને અનુભવતા છતાં, પુન્યવંત જીવાત્માઓના ભોગ વિલાસો દેખીને તેવા ભોગ માટે આતાપના લેવી, તાપ, શીત, ડાંસ, મચ્છર વિગેરે પરિસહ સહન કરવા, માસાદિકના ઉપવાસ કરવા, ઉંધે મસ્તકે ઝાડની ડાળીએ લટકવું વિગેરેથી અકામ નિર્જરા વડે પુન્યબંધથી દેવત્વ, રાજ્ય તથા અનેક ભોગ સામગ્રી મેળવે છે. પણ સંસારમાં અત્યંત આસક્તિ હોવાથી તેવા યોગને સાનુબંધ—કર્મના અનુબંધરૂપ અતાત્ત્વિક યોગ જાણવો. અને તે દીર્ઘ સંસારનું કારણ થાય છે. બીજો નિરનુબંધ યોગ સમ્યગ્ જ્ઞાન દર્શનરૂપ તત્વને યથાર્થપણે જાણી સચ્ચારિત્ર વડે યથાશક્તિ અપ્રમાદિ ભાવે ધ્યાન સમાધિમાં સ્થિરતા પ્રાપ્ત કરે, તેથી લાંબા કાળનો સંસારનો બંધ ન રહે તે નિરનુબંધ યોગ અલ્પભવી એટલે બે વા ત્રણ ભવમાં મોક્ષ તરફ ગમન કરાવનારો જાણવો. એમ જ સાસ્રવ યોગ એટલે પુન્ય પાપરૂપ આસ્રવ તે જીવહિંસા યુક્ત યજ્ઞ યાગ કરાવવા, આહુતિ આપવી, કુર-

તેથી તપ ફળ તેવા પ્રકારના સ્ત્રી આદિ ભોગની માંગણીમાં હોમ્યું. તેમના ભાઈ સંભૂતિ મુનિએ સમજાવવા મહેનત કરી, પણ તે ફોગટ ગઈ. તે ચિત્રમુનિ તેવા પ્રકારનું નિદાન (નિયાણું) કરી દેવભવ ભોગવી સુભૂમ નામે ચક્રી થયા, અને ત્યાં ભોગાસક્તિમાં આત્મ સ્વરૂપ ભૂલી અનંત સંસારમાં ભમ્યા એટલે યોગ માર્ગથી ભ્રષ્ટ થયા. આના કારણે તેમને નિરનુબંધ યોગ હોવાથી અતાત્ત્વિક જાણવો તાત્ત્વિક સાનુબંધવાળો યોગ આદરવા યોગ્ય છે, તેવો બુદ્ધિરત્ન યોગીઓનો મત છે. ૩૩

હવે સાસ્રવ નિરાસ્રવ ભેદનું સ્વરૂપ કહે છે:—

साम्रवो दीर्घसंसार-स्ततोऽनास्रवोऽपरः ।
अवस्थाभेदविषयाः, संज्ञा एता यथोदिताः ॥३४॥

અર્થ:—જે આશ્રવવાળો યોગ છે તે લાંબા સંસારનું કારણ થાય છે, અને બીજો નિરાસ્રવ યોગ છે તે સંસારનો અંત કરવામાં કારણ થાય છે, તેથી તે યોગ મહાન કહેવાય છે. આ યોગો એક સ્વરૂપના હોવા છતા પણ જીવોની અવસ્થા—પરિણતિ ભેદથી, સંજ્ઞા—નામથી જુદા જુદા થાય છે. ૩૪

વિવેચન:—હવે જે આસ્રવથી યુક્ત યોગ છે, તે મિથ્યાત્વ વાસના યુક્ત હોવાથી તેમાં પુદ્ગલભોગની ઈચ્છા અત્યંત તીવ્ર હોય છે. ધન, સ્ત્રી કુટુંબ માટે હિંસાદિ કરવાની પણ ઈચ્છા થાય છે. સમ્યગ્ દર્શન, જ્ઞાન, ચારિત્ર તેમને પ્રાપ્ત થતા નથી વળી તેમના જપ તપ સુખ ભોગની અભિલાષાવાળા હોવાથી દીર્ઘતર સંસારના કારણ થાય છે. તેથી તે યોગને સાસ્રવયોગ રૂપ જણાવ્યા છે. અહિં

યોગ શબ્દ ઉપચાર ભાવે કલ્પેલો જાણવો. અને તેથી અપર એટલે બીજો મહાન—મોક્ષ તરફ ગમન કરાવનારો, અનાસ્રવયોગ અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, અકિંચનત્વ વિગેરે સહિત સમ્યગ્ દર્શન, જ્ઞાન, ચારિત્રથી યુક્ત હોવાથી, અપ્રમાદિ મુનિઓ ધર્મ તથા શુકલ ધ્યાન વડે, સર્વ આશ્રવોને ચાર કષાયને, મન વચન કાયાના અશુભ યોગને તથા મનના સંકલ્પ વિકલ્પોને રોકીને આત્માને નિરાસ્રવ બનાવે છે. તે આત્મા થોડા કાલમાં મોક્ષ તરફ ગમન કરે છે. માટે આવા શ્રેષ્ટ યોગને નિરાસ્રવ યોગ કહેવાય છે. આ બંને યોગો બહારથી એક સરખા લાગે છે, તો પણ જીવોના પરિણામ ભેદથી, અવસ્થા ભેદથી, તથા ધ્યેયોના ભેદથી, તેમજ વિષયો જે પ્રત્યક્ષ ગોચર થયા છે તેના ભેદથી. તે યોગમાં પણ નામથી એટલે સંજ્ઞાથી ભેદ છે. અહિં આ જેવા તે યોગ છે તેવી રીતે કહેવાય છે. ૩૪

હવે તે યોગમાં રહેલા અંતરગત ભેદોને કાંઈક વિસ્તારથી જણાવતાં કહે છે:—

स्वरूपं सम्भवं चैव, वक्षाम्यूर्ध्वमनुक्रमात् ।
अमीषां यागभेदानां, सम्यक् शास्त्रानुसारतः ॥ ३५ ॥

અર્થ:—આ પૂર્વે કહેલા યોગના ભેદોનું સ્વરૂપ તથા ઉત્પત્તિ વિગેરે અનુક્રમે સમ્યગ્ શાસ્ત્રોમાં કહેલા ભાવને અનુસારે હું આગળ વિસ્તારથી કહું છુ. ૩૫

વિવેચન:—પૂર્વે જે અધ્યાત્મ, ભાવના, ધ્યાન, સમતા, વૃત્તિ સંક્ષય એ યોગના પાંચ ભેદો નામથી જણાવ્યા છે,

ખાની કરવી વિગેરે અઢાર પ્રકારના પાપાચરણ એટલે જીવ-હિંસા, અસત્ય, ચોરી, વ્યભિચાર, પરિગ્રહ, ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, કલહ, અભ્યાખ્યાન, (આળ) પૈશુન્ય (ચાડી) રતિ અરતિ (સુખેચ્છા, દુઃખ ત્યાગભાવ) પરપરિવાદ (પારકાની નિંદા), માયા મૃષાવાદ (કપટ સાથે જુઠું બોલવું), મિથ્યાત્વ-શલ્ય (અતત્ત્વને તત્ત્વ માનવું) એ અઢાર મહા પાપો મહા-ભયંકર કર્મને જીવાત્મા સાથે સંબંધ કરાવી દીર્ઘતર સંસા-રમાં ભ્રમણ કરાવે છે. તેથી તે સાસ્રવ યોગ જાણવો. અને નિરાસ્રવયોગ–સમ્યગ્ દર્શન સહિત પાંચ મહાવ્રત ધારીને અપ્રમાદિપણે રહી પાંચ સમિતિ ત્રણ ગુપ્તિ સહિત ધર્મ ધ્યાન તથા શુકલ ધ્યાનમાં પ્રવૃત્તિ કરનારા યોગીને અનાસ્રવ યોગ હોય છે. આ ભેદ જે યોગમાં જણાવ્યા છે, તે દ્રવ્ય અધ્યાત્મ તથા ભાવ અધ્યાત્મ રૂપ જાણવા. પણ દરેક દર્શન-કારો જુદી જુદી સંજ્ઞાઓ આપે છે, તેથી યથાર્થ વિવેકથી વિચારવું. ૩૨

હવે એ વાતનો તાત્ત્વિક સાર ભેદ પૂર્વક કહે છે—

**तात्त्विको भूत एव स्या–दन्यो लोकव्यपेक्षया ।**
**अच्छिन्नः सानुबन्धस्तु, च्छेदवानपरो मतः ॥३३॥**

**અર્થ**—એ બધા મત જણાવ્યા તેમાં તાત્ત્વિક ભેદ શાસ્રીય જાણવો. બીજો અતાત્ત્વિક લોક વ્યવહારની અપેક્ષાથી છે એમ જણાવાય છે. તેમાં તાત્ત્વિક સાનુબંધ–સંસારનો છેદ ન થાય ત્યાં લગી પરંપરાએ રહેનારો છે, અને બીજો અતાત્ત્વિક પ્રાપ્ત થયેલા લાભને કાયમ નથી રાખી શકતો એટલે તુટનારો–છેદનારો છે. ૩૩

વિવેચનઃ—પૂર્વે જે અધ્યાત્માદિક ભેદ જણાવ્યા છે, તેમાં પ્રથમ તાત્ત્વિક તથા અતાત્ત્વિક એમ બે ભેદો કહ્યા છે. તેમાં તાત્ત્વિક એટલે મોક્ષ પામવાની જ એક માત્ર અભિલાષાથી આદર કરાતો, વસ્તુ તત્ત્વને યથાર્થ સ્વરૂપે માનતો, સદ્‌ભૂત–વિદ્યમાન વસ્તુને યથા સ્વરૂપે સમજીને, ઉપચાર ભાવ વિનાજ વસ્તુ સ્વરૂપનો સ્વીકાર કરતો તાત્ત્વિક યોગ જાણવો. બીજો અતાત્ત્વિક એટલે ઉપચાર ભાવે કલ્પેલા પદાર્થો કે જે લોકોએ–બાલજીવોએ સ્વીકાર્યા છે, તે તેમને ચિત્તની પ્રસન્નતા મલે તેવી રીતે કલ્પેલા તત્ત્વો છે. તેમાં સાનુબંધ એટલે ધર્મયોગના અનુબંધ સહિત. અહિંઆં અનુબંધ એ પરંપરાએ મોક્ષના કારણરૂપે થનારો એવો તાત્ત્વિક યોગનો ભેદ છે, અને તે નિર્વાણ સમય સુધી સાથે રહેનારો યોગ છે. બીજો જે અતાત્ત્વિક છે, તે અજ્ઞાનભાવે કરાતા તપ, જપ, દેવપૂજા, ગુરૂભક્તિ તથા સમજણ વિના કરાતો અટલે ભોગ સુખની ઇચ્છા વડે કરાતો યોગ અતાત્ત્વિક છે. તે પુન્ય પૂરૂં થતાં નષ્ટ થાય છે. તેથી છેદવાન કહેવાય છે. તે ચિત્ર મુનિની પેઠે મોક્ષમાર્ગનું કારણ થતો નથી. તે આ પ્રમાણેઃ—શ્રી ચિત્રમુનિએ તપ કરતાં અનેક દુઃખો સહ્યા હતા. છેવટે અણસણ કરી જાવજ્જીવ સુધી ઉપવાસ કરી, ભૂમિ ઉપર સંથારો કરી, પરમાત્માનું ધ્યાન કરતા હતા. ત્યારે સનતકુમાર ચક્રવર્તીની પટરાણી પરિવાર સાથે વંદન કરવા આવી. વંદન કરતાં માથાનો અંબોડો ( વેણી ) છુટી જતાં તે વાળનો મુનિના પગે સ્પર્શ થઈ ગયો. તેની અત્યંત કોમળતા લાગવાથી મુનિ પરમાત્માના ધ્યાનથી ચૂકી ગયા.

તેથી તપ ફળ તેવા પ્રકારના સ્ત્રી આદિ ભોગની માંગણીમાં હોમ્યું. તેમના ભાઈ સંભૂતિ મુનિએ સમજાવવા મહેનત કરી, પણ તે ફોગટ ગઈ. તે ચિત્રમુનિ તેવા પ્રકારનું નિદાન (નિયાણું) કરી દેવભવ ભોગવી સુભૂમ નામે ચક્રી થયા, અને ત્યાં ભોગાસક્તિમાં આત્મ સ્વરૂપ ભૂલી અનંત સંસારમાં ભમ્યા એટલે યોગ માર્ગથી ભ્રષ્ટ થયા. આવા કારણે તેમને નિરનુબંધ યોગ હોવાથી અતાત્ત્વિક જાણવો તાત્ત્વિક સાનુબંધવાળો યોગ આદરવા યોગ્ય છે, તેવો બુદ્ધિરત્ન યોગીઓનો મત છે. ૩૩

હવે સાસ્રવ નિરાસ્રવ ભેદનું સ્વરૂપ કહે છે:—

साश्रवो दीर्घसंसार–स्ततोऽनास्रवोऽपरः ।
अवस्थाभेदविषयाः, संज्ञा एता यथोदिताः ॥३४॥

અર્થ:—જે આશ્રવવાલો યોગ છે તે લાંબા સંસારનું કારણ થાય છે, અને બીજો નિરાસ્રવ યોગ છે તે સંસારનો અંત કરવામાં કારણ થાય છે, તેથી તે યોગ મહાન કહેવાય છે. આ યોગો એક સ્વરૂપના હોવા છતા પણ જીવોની અવસ્થા—પરિણતિ ભેદથી, સંજ્ઞા—નામથી જુદા જુદા થાય છે. ૩૪

વિવેચન:—હવે જે આસ્રવથી યુક્ત યોગ છે તે મિથ્યાત્વ વાસના યુક્ત હોવાથી તેમાં પુદ્‌ગલભોગની ઈચ્છા અત્યંત તીવ્ર હોય છે. ધન, સ્ત્રી કુટુંબ માટે હિંસાદિ કરવાની પણ ઈચ્છા થાય છે. સમ્યગ્ દર્શન, જ્ઞાન. ચારિત્ર તેમને પ્રાપ્ત થતા નથી વળી તેમના જપ તપ સુખ ભોગની અભિલાષાવાળા હોવાથી દીર્ઘતર સંસારના કારણ થાય છે. તેથી તે યોગને સાસ્રવયોગ રૂપ જણાવ્યા છે. અહિં

યોગ શબ્દ ઉપચાર ભાવે કલ્પેલો જાણવો. અને તેથી અપર એટલે બીજો મહાન—મોક્ષ તરફ ગમન કરાવનારો, અનાસ્રવયોગ અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, અકિંચનત્વ વિગેરે સહિત સમ્યગ્ દર્શન, જ્ઞાન, ચારિત્રથી યુક્ત હોવાથી, અપ્રમાદિ મુનિઓ ધર્મ તથા શુકલ ધ્યાન વડે, સર્વ આશ્રવોને ચાર કષાયને, મન વચન કાયાના અશુભ યોગને તથા મનના સંકલ્પ વિકલ્પોને રોકીને આત્માને નિરાસ્રવ બનાવે છે. તે આત્મા થોડા કાલમાં મોક્ષ તરફ ગમન કરે છે. માટે આવા શ્રેષ્ટ યોગને નિરાસ્રવ યોગ કહેવાય છે. આ બંને યોગો બહારથી એક સરખા લાગે છે, તો પણ જીવોના પરિણામ ભેદથી, અવસ્થા ભેદથી, તથા ધ્યેયોના ભેદથી, તેમજ વિષયો જે પ્રત્યક્ષ ગોચર થયા છે તેના ભેદથી. તે યોગમાં પણ નામથી એટલે સંજ્ઞાથી ભેદ છે. અહિ આ જેવા તે યોગ છે તેવી રીતે કહેવાય છે. ૩૪

હવે તે યોગમાં રહેલા અંતરગત ભેદોને કાંઈક વિસ્તારથી જણાવતાં કહે છેઃ—

स्वरूपं सम्भवं चैव, वक्षाम्यूर्ध्वमनुक्रमात् ।
अमीषां योगभेदानां, सम्यक् शास्त्रानुसारतः ॥ ३५ ॥

અર્થઃ—આ પૂર્વે કહેલા યોગના ભેદોનું સ્વરૂપ તથા ઉત્પત્તિ વિગેરે અનુક્રમે સમ્યગ્ શાસ્ત્રોમાં કહેલા ભાવને અનુસારે હું આગળ વિસ્તારથી કહું છુ. ૩૫

વિવેચનઃ—પૂર્વે જે અધ્યાત્મ, ભાવના, ધ્યાન, સમતા, વૃત્તિ સંક્ષય એ યોગના પાચ ભેદો નામથી જણાવ્યા છે,

તેમનાં સ્વરૂપો-લક્ષણો કહેવાય છે. જેથી એ યોગની સિદ્ધિ થઈ છે, એવું જે ચિન્હોથી સમજાય તે લક્ષણો કહેવાય છે. તેમજ તે યોગના ભેદોની ઉત્પત્તિ એટલે ઉત્પન્ન થવાના જે હેતુઓ સમ્યગાગમ-શાસ્ત્રોમાં પરમ પૂજ્ય તીર્થંકર દેવ, ગણધર, પૂર્વધર વિગેરે આપ્ત ગુરૂઓએ કહેલા છે, તેના અનુસારે વિસ્તારથી અનુક્રમે કહીશ. ૩૫

હવે યોગનું માહાત્મ્ય એટલે ફળ કહીએ છીએઃ—

**इदानीं तु समासेन, योगमाहात्म्यमुच्यते ।**
**पूर्वसेवाक्रमश्चैव, प्रवृत्त्यङ्गतया सताम् ॥३६॥**

અર્થઃ—હાલમાં સંક્ષેપથી યોગનું માહાત્મ્ય કહેવાની સાથે પૂર્વસેવાક્રમ કે જે યોગની પ્રવૃત્તિનું અંગ છે તે કહેવાય છે. કારણ કે તે અંગને જાણીને તેને માટે પ્રવૃત્તિ કરે છે. ૩૬

વિવેચનઃ—હાલમાં એટલે વર્તમાન સમયમાં, યોગ એટલે મોક્ષ માર્ગમાં પ્રવૃત્તિ કરવાની ક્રિયા કહેવાની પ્રવૃત્તિ કરતાં, યોગ માર્ગનું સ્વરૂપ તેના માહાત્મ્ય એટલે સામર્થ્યરૂપ લક્ષણ-ચિન્હની સાથે કહેવાની પ્રવૃત્તિ કરૂં છું. તેથી જ તેમાં એટલે યોગમાં પ્રથમ પ્રવેશ માર્ગરૂપ એટલે યોગમાં પ્રવૃત્તિ કરાવનારી પૂર્વ સેવા કે જે યોગની ભૂમિકારૂપ છે તેને કહું છું. કારણ કે સંત યોગીઓને એટલે સમજણ પૂર્વક વસ્તુતત્ત્વને જાણવા પ્રવૃત્તિ કરનારા સજ્જનોને યોગ માર્ગમાં પ્રવેશનો હેતુ તે પૂર્વ સેવાક્રમ જ છે. માટે પ્રથમ તે જણાવું છું. ૩૬

હવે વસ્તુ તત્ત્વનો જેવી રીતે ઉદ્દેશ કર્યો છે

તેવા ક્રમથી નિર્દેશ કરતાં યોગનું માહાત્મ્ય ચાર ગાથાઓમાં પ્રગટ કરે છે:—

**योगः कल्पतरुः श्रेष्ठो, योगश्चिंतामणिः परः।**
**योगः प्रधानं धर्माणां, योगः सिद्धेः स्वयंग्रहः॥३७॥**

**અર્થ**:—યોગ જ શ્રેષ્ટ કલ્પવૃક્ષ છે. અને યોગ જ ઉત્કૃષ્ટ ચિંતામણિ છે. યોગ જ સર્વ ધર્મોમાં પ્રધાન છે. તેમજ યોગ અણિમાદિ સર્વ સિદ્ધિઓનું ઘર છે. ૩૭

**વિવેચન**:—યોગ એટલે જોડાવું, અહિં મોક્ષને અર્થે થતી ક્રિયામાં જોડાવું તે ઉત્તમ યોગ છે. અને મન વચન કાયા ને ઈંદ્રિયોના વિષયમાં જોડાવું એ અપ્રશસ્ત એટલે નહિં વખાણવા લાયક કુયોગ છે. તે કુયોગનો ત્યાગ કરી, ઈંદ્રિય વિષયોમાં ગમન કરતા મન વચન કાયાને રોકી એટલે સંવર કરી, પરમાત્માના ધ્યાનમાં યા આત્મધ્યાનમાં મનને જોડવું તે પ્રશસ્ત ધ્યાન યોગ આદરણીય છે. તેથી તે યોગની પ્રશંસા કરતાં જણાવે છે કે–તે યોગ કલ્પવૃક્ષથી પણ અત્યંત ઉત્તમ છે. કારણ કે કલ્પવૃક્ષ પુન્યવંતને ઈંદ્રિય ભોગનો જ લાભ આપે છે. પણ તે આત્માને પૂર્ણ સત્યાનંદ આપતા નથી, ત્યારે યોગરૂપ કલ્પવૃક્ષનું ફળ મોક્ષનો નિત્ય અને પૂર્ણ સત્યાનંદ આપવાને સમર્થ છે. તેથી કલ્પવૃક્ષથી મહાન છે. તેમજ યોગ ચિંતામણિથી પણ મહાન છે. ચિંતામણિ પત્થર રૂપ છે, બાહ્ય ભોગને જ આપે છે, ત્યારે આ યોગ આંતર સુખનો હેતુ છે. તેથી યોગતત્વ ચિંતામણિથી મહાન છે. યોગજ સર્વ ધર્મોમાં મહાન છે. કારણ કે દાન, દયા, તપ, જપ, આતાપના, યજ્ઞાદિ રૂપ ધર્મ ક્રિયાથી પણ

જેથી પરમાત્મા અને આત્માનું એકત્વભાવે મિલન થાય. તેવો આ યોગ બધા ધર્મોથી શ્રેષ્ટતર છે. આ યોગથી સિદ્ધત્વ એટલે મહાન નિર્વાણ પ્રાપ્ત થાય છે. તેમજ અપ્રમાદી ચારિત્ર યોગથી સર્વ સિદ્ધિઓ-લબ્ધિઓ સ્વયમેવ વશ થાય છે. "आमोसहि विप्पोसहि खेलोसहि जल्लमोसहि चेव । संभिन्नसोय उज्जुमइ, सव्वोसहि चेव बोधव्वा ॥ १ ॥ चारण आसीविस केवला य, मणनाणी नोवपुव्वधरी । अरिहंत चक्कधरा, बलधरा वासुदेवा य ॥ २ ॥" આ ગાથામાં કહેલી લબ્ધિઓ ચારિત્ર યોગને બલે મળે છે. તેથી યોગ એટલે સમ્યગ્ જ્ઞાનયોગ દર્શન યોગ ને ચારિત્રયોગ અત્યંત આદરણીય છે. વિશેષમાં જણાવે છે કે આ યોગથી અણિમા, લઘિમાદિ લબ્ધિઓ પણ પ્રાપ્ત થાય છે, તેવી લબ્ધિઓ એટલે સિદ્ધિઓમાંથી કેટલીક આત્માને અભિમાન મોહ તથા માયાના કારણરૂપ થતી હોવાથી તેવી અણિમાદિમાં શુદ્ધોપયોગી આત્મા મુંઝાતો નથી આવી રીતે બાહ્ય લોક રંજન વા લોકો ઉપર પ્રભાવ પ્રાપ્ત કરવાનું છોડીને, જે આત્મા આંતર શુદ્ધ ચારિત્ર યોગમાં સ્થિર થાય છે, તેને મોક્ષરૂપ મહાસિદ્ધિ સ્વયં આવીને વશ થાય છે. ૩૭

तथा च जन्मबीजाग्नि--र्जरसोऽपि जरा परा ।
दुःखानां राजयक्ष्माऽयं, मृत्योर्मृत्युरुदाहृतः ॥३८॥

અર્થ:—વલી આ યોગ જન્મબીજ માટે અગ્નિ સમાન છે. તેમજ જરા અવસ્થાને માટે જરા-વ્યાધિ સમાન છે. તથા દુઃખનો રાજયક્ષ્મા છે અને મૃત્યુનો પણ મૃત્યુ છે. ૩૮

વિવેચન:— આ ઉત્તમ યોગનું સ્વરૂપ જણાવતાં કહે

છે કે, જન્મ એટલે સંસાર તેનું ઉપાદાન કારણ એટલે બીજ મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને અશુભ યોગ છે. તે વડે જીવાત્મા અનેક પાપકર્મ વડે, મોહના ઉદયથી સંસારના કારણરૂપ સાત કર્મને સમયે સમયે બાંધતો છતો જન્મ મરણવડે અનંત કાલ સંસારમાં રહે છે, આવા કર્મબીજને બાળવામાં આ યોગ અગ્નિનું કાર્ય કરે છે. એટલે મિથ્યાત્વ, અવિરતિ, કષાય તથા અશુભ યોગનો સંવર કરી, જપ, તપ, પૂજા, ભક્તિ સુદેવ ગુરૂ ધર્મની સેવના કરતાં કર્મબીજનો પણ અપ્રમાદ યુક્ત ચારિત્ર યોગથી નાશ થાય છે. અથવા તો કર્મબીજ બળી જાય છે. જીવોને આયુષ્ય દલની હાનિરૂપ જરા છે, જે વૃદ્ધત્વ કહેવાય છે. તેવા વૃદ્ધત્વનો નાશ કરવાને આ યોગ ઉત્કૃષ્ટ જરા સમાન છે. તેમજ જીવોને મરણભય મહાદુઃખ આપનાર છે. તે ભયને પણ આ ચારિત્ર યોગ સર્વથા નાશ કરનારો હોવાથી મરણનું જ મૃત્યુ કરનારો છે. તેમજ સાતા, અસાતા, રોગ, શોક વિગેરે જે શરીર અને મનને અત્યંત દુઃખદાયી છે, તેવા દુઃખના સમૂહનો આ યોગ ક્ષય કરતો હોવાથી તેને રાજયક્ષ્મા એટલે ક્ષય રોગની ઉપમા આપી છે. એમ સર્વ શાસ્ત્રકારો જણાવે છે. ૩૮

कुण्ठीभवन्ति तीक्ष्णानि, मन्मथास्त्राणि सर्वथा ।
योगवर्मावृते चित्ते, तपश्छिद्रकराण्यपि ॥ ३९ ॥

અર્થઃ—યોગ સ્વરૂપ બખ્તર જેણે ધારણ કર્યું છે તેવા યોગી મહાત્માઓના ચિત્ત ઉપર કામ દેવતાના અત્યંત તીક્ષ્ણ ધારવાળા શસ્ત્રો અને અસ્ત્રો સર્વથા બુઠા થઈ જાય

છે. જો કે તપરૂપ ઢાલમાં ઝીણા કાણા પાડવામાં સમર્થ એવા કામદેવના ભાલાઓ છે. પણ યોગતત્ત્વના અભ્યાસથી તે બુંઠા થઈ જાય છે. ૩૯

વિવેચનઃ—યોગ શાસ્ત્રોના અભ્યાસથી જેમનાં મન, ઇંદ્રિય સંબંધી ભોગ–વિષયોમાંથી હઠી ગયા છે. તેવા યોગીઓને અપ્રમાદ ભાવરૂપ ચારિત્રયોગ જાગૃત હોવાથી, કામદેવના અસ્ત્રો શસ્ત્રો તેમના ઉપર જરા પણ અસર કરી શકતા નથી. જો કે સિંહગુફાવાસી મુનિઓ પણ કામદેવના અસ્ત્રો વડે ચારિત્રથી હણાયા છે. છતાં આવા કામદેવના શસ્ત્રોની સ્થૂલિભદ્ર મુનિ જેવા યોગીંદ્ર ઉપર કાંઈ અસર થઈ નથી, કારણ કે તેમણે અપ્રમાદ યોગરૂપ બલવંત બખ્તર ધારણ કરેલું હતું. જો કે તે કામદેવના શસ્ત્રો તપરૂપ વર્મ એટલે બખ્તરમાં ઝીણા કાણાં પાડવા સમર્થ છે, તો પણ તે કામદેવના મહાન શસ્ત્રો યોગરૂપી લોહ બખ્તર ધારણ કરનાર આગળ બુંઠા થઈ જાય છે. એટલે યોગીના ચિત્તને ભેદીને વિહ્વલ બનાવી શકતા નથી. તે યોગીઓ શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ વિગેરે વિષયોથી જરા પણ લેપાતા નથી. તેઓ ચિત્તની સ્થિરતામાં અડગ બનીને યોગથી મોહને જીતે છે. અને જેઓ તપસ્યા કરતા છતાં ચિત્તમાં વિષયોનો મોહ રાખી તપ જપ પૂજાદિક કરે છે, તેઓ પણ ચારિત્રયોગમાં શિથિલતા રાખે તો સંસારમાં ભ્રમણ કરે છે. ૩૯

अक्षरद्वयमप्येत–च्छ्रूयमाण विधानतः ।
गीतं पापक्षयायोच्चै–र्योगसिद्धो महात्मभिः ॥४०॥

અર્થઃ—યોગ એ શબ્દ બે અક્ષર માત્ર છે, તો પણ તે શબ્દને વિધિપૂર્વક સાંભળનાર, ઉચ્ચારનાર પાપનો ક્ષય કરે છે, એમ યોગસિદ્ધિમાં મહાત્માઓ વડે ગવાયું છે ૪૦

વિવેચનઃ—યોગ એ. બે અક્ષરનો મંત્રમય શબ્દ છે. પાંચ નમસ્કારરૂપ " नमो अरिहंताणं (१) नमो सिद्धाणं (२) नमो आयरियाणं (३) नमो उवज्झायाणं (४)नमो लोए सव्वसाहूणं (५) " એ પાંચ પરમેષ્ઠિ નમસ્કારો—મહામંત્રો અનેક અક્ષર વાળા છે તો પણ આ બે અક્ષરમય મંત્રરૂપ યોગ શબ્દ મહાન માહાત્મ્યવાળો છે. કારણ કે યોગ એ શબ્દ સાંભળનારા તથા બોલનારા તેના યથાર્થ અર્થને નહિ સમજ્યા છતાં એટલે સત્ય—પદાર્થને નહિ સમજનારા પણ યથાયોગ્ય વિધિ પૂર્વક આરાધક એટલે શ્રદ્ધા, સંવેગ, નિર્વેદ, સમભાવ, અનુકંપા વિગેરે વડે શુભ ભાવની ઉલ્લાસતાપૂર્વક બે હાથની દશ આંગળી ભેગી કરી જોગ મુદ્રા વડે અંજલી જોડીને સાંભળનારા તથા શુભ ભાવ યુક્ત યોગનું ગાન કરનારા પાપનો ક્ષય કરે છે. એટલે મિથ્યાત્વ, અવિરતિ, કષાય વિગેરે પાપના હેતુ ભૂત મોહાદિનો નાશ કરનારા થાય છે. માટે યોગ અશુભ કર્મનો મૂલમાંથી નાશ કરે છે, એમ યોગસિદ્ધ યોગીંદ્રો એટલે જિનવરો, ગણધરો, આચાર્યો, ઉપાધ્યાયો, ગીતાર્થ સાધુ મહાત્માઓ આદર પૂર્વક જણાવે છે. ૪૦

તથા વળી કહે છે:—

**मलीनस्य यथा हेम्नो, वह्नेः शुद्धिर्नियोमतः ।**
**योगाग्नेश्चेतसस्तद्व–दविद्या मलीनात्मनः ॥ ४१ ॥**

અર્થઃ—જેમ મેલથી યુક્ત સુવર્ણની શુદ્ધિ ક્ષાર તથા પાણી અને અગ્નિના સંયોગથી થાય છે, તેમજ અવિદ્યાવડે મલીન જીવાત્માની શુદ્ધિ પણ દર્શન, જ્ઞાન, ચારિત્રયોગરૂપ ક્ષાર, પાણી અને અગ્નિવડે થાય છે. ૪૧

વિવેચનઃ—જેમકે ત્રાંબા, લોઢા, કથીર તથા માટીથી એકમેક થયેલા સોનાની શુદ્ધતા લાવવા માટે પ્રથમ ક્ષાર તથા પાણીવડે માટી વિગેરે દલ દૂર કરાય છે. ત્યાર પછી અગ્નિના સંયોગથી લાગેલા તાપથી કુધાતુઓનો નાશ થવાથી સુવર્ણ શુદ્ધ થાય છે. તેથી અગ્નિના સંયોગરૂપ નિમિત્તવડે સુવર્ણરૂપ દ્રવ્ય યથાર્થ એટલે અવ્યભિચાર શુદ્ધતા મેળવે છે. તેમજ શુદ્ધ દર્શન, જ્ઞાન તથા ચારિત્રરૂપ યોગમય અગ્નિરૂપ ઉપાદાન કારણવડે જીવ દ્રવ્ય તથા ભાવ કર્મરૂપ મેલને ખપાવીને, મન વચન કાયાની નિર્મળતા એટલે શુદ્ધતા પ્રાપ્ત કરે છે. કહ્યું છે કે—"આત્મ કર્મ સંબંધ છે, અનાદિનો હો, રજ કનક દૃષ્ટાંત કે, અનાદિ સાંત ભવ્ય આશ્રયી, અભવ્યનો હો કહું સુણો વિચાર કે, જિનવાણી ચિત્ત આણીયે ૧" જેમ હેમ–સુવર્ણની શુદ્ધિ ક્ષાર પાણી અને અગ્નિથી થાય છે. તેમ ચેતન એટલે આત્મા અને મનની શુદ્ધિ પણ સમ્યગ્ યોગવડે થાય છે. અનાદિ કાલીન અવિદ્યારૂપ મિથ્યાત્વ, અજ્ઞાન, રાગ, દ્વેષ, મોહ, આયાથી કર્મ સાથે ક્ષીર નીરની પેઠે એક સ્વરૂપે બનેલા આત્માને સત્ય વસ્તુ સ્વરૂપનું ભાન થતું નથી. અને ભ્રાંતિથી કર્મ મલનો સંયોગ કરતો અનાદિ કાલથી સંસારમાં અનેક દુઃખો ભોગવે છે. તેવા કર્મરૂપ ચીકણા મેલને સમ્યગ્ દર્શન જ્ઞાન ચારિત્રરૂપ યોગવડે શુદ્ધ કરતો છતો

યથાપ્રવૃત્તિ કરણ, અપૂર્વકરણ, ગ્રંથી (મોહનીય કર્મની ગાંઠ) ને ભેદવાનો પ્રયત્ન કરી એટલે ગ્રંથી ભેદ કરીને આત્મા શુદ્ધ સમ્યક્ત્વ પામે છે. અને દેવ ગુરૂ ધર્મની આરાધના-ભક્તિ કરતા અનુક્રમે પરમ શુદ્ધ ચારિત્રયોગરૂપ આત્મ યોગી બને છે. ૪૧

**अमुत्र संशयापन्न-चेतसोऽपि ह्यतो ध्रुवम् ।**
**सत्स्वप्नप्रत्ययादिभ्यः, संशयो विनिवर्तते ॥४२॥**

અર્થ:—પરભવ સંબંધી સંશયોવડે જેનું ચિત્ત મલીન થયું હોય તેવા આત્માને પણ સ્વપ્નાદિક વડે પરભવને દેખાડવા રૂપ પ્રત્યક્ષ અનુભવ વડે આ યોગ પરભવના સંશયોને દૂર કરે છે. ૪૨

વિવેચન:—અમુત્ર એટલે પરલોક વિષયક દેવ, નારકી વિગેરેના ભવ જીવોને થાય કે નહિ એના વિચારમાં "જે જે દૃષ્ટિ બહાર હોય, તેના અસ્તિત્વનો અભાવ" નાસ્તિકો માને છે. તેમજ કેટલાક દર્શનકારો-મિમાંસકો મુક્તિનો અભાવ પણ માનનારા છે. આમ અનેક દર્શનકારોના શાસ્ત્રોમાં જુદા જુદા પ્રકારે એ પરભવ સબંધમાં કહેલું હોવાથી જીવોને તેવા પરલોક સંબંધી સંશય થાય છે, કે દેવ અને નારકી છે વા નથી. આવા પ્રકારના ચિત્તવાલા લોકોને સ્વર્ગ વિગેરેના દર્શન કે જે ભવાંતર-પૂર્વના ભવમાં જોયા હોય, અનુભવ્યા હોય, તે દૈવી શક્તિથી વા સ્વપ્નોવડે થવાથી તે વસ્તુના અસ્તિત્વનો નિશ્ચય પ્રત્યક્ષ અનુભવ જેવો સ્મૃતિ વા પ્રત્યભિજ્ઞા વડે થાય છે, તે પણ યોગના અભ્યાસથી જ

થાય છે. અહિં કેટલાક પરલોક હોવાની શ્રદ્ધા ન થવાનું કારણ વેદ પાઠ જણાવે છે. તે આ પ્રમાણે:-" विज्ञानघन एतेभ्यो भूतेभ्यः समुत्थाय तानि एवमनुविशन्ति शतसंज्ञा नास्ति इति" વિશેષ પ્રકારવાળા જ્ઞાનો જેમાં ઉત્પન્ન થાય છે, તે આત્મા આ પ્રત્યક્ષથી દેખાતા પૃથ્વી, પાણી, તેજસ્, (અગ્નિ) વાયુ તથા આકાશરૂપ ભૂતોથી ચેતનરૂપે બને છે. અને કેટલોક કાળ રહીને પાછો તે ભૂતમાં લય પામી જાય છે. પછી તે બીજો જન્મ લેતો નથી". આવા પ્રકારના પાઠો જોઈને તેમજ પુનર્જન્મના, તથા તેવા બીજા પાઠો જોઇને, તેવા પ્રકારના પરલોક સંબંધી સંશયો ઉપજે છે. આ સંશયોથી જેનું ચિત્ત હણાયું હોય છે, તેવા આત્માઓને સ્વર્ગના તથા નરકના દેખાવ યોગના અભ્યાસથી થાય છે. તેમજ દૈવ પ્રયોગથી સ્વપ્નોમાં પણ દર્શન થવાથી, તેમજ દેવ ગુરૂ ધર્મની આરાધના કરતાં સ્વર્ગાદિના સ્વપ્નો તેમજ અત્યંત જીવહિંસાદિક પાપ કરનારાને પરમાધામીની ભયંકર ચેષ્ટાવાલા નરક સ્વપ્નાઓમાં દેખાય છે. તેમજ, પોતાને આવતા વિચારો અને સ્મૃતિઓ, પ્રત્યભિજ્ઞા, જાતિ, સ્મૃતિ વિગેરેના ઇહા, અપાય, ધારણા વિગેરેના સંબંધથી, તથા સત્ય આગમના અભ્યાસથી તેમજ પરમાત્માના ધ્યાન, ગુરૂભક્તિ, ઉપદેશ શ્રવણ, તેનું મનન કરવું એટલે વિચારણા કરવી વિગેરેથી સંશયના સમૂહો નાશ પામે છે. કહ્યું છે કે, " शुद्धसामाचारा हि साधवः सत्स्वप्नलाभेन सदागमाभ्यासेन च प्राक् संशयितमनसोऽपि व्यावर्तितविपर्यासहेतुमिथ्यात्वादिमोहोदया अभ्रकगृहान्तर्ज्वलितप्रदीपप्रभोदाहरणेन भवान्तरं निर्णयन्ति इति ॥ "

અર્થ:—ગુરૂની આજ્ઞા પૂર્વક શુદ્ધ આચાર પાલનારા. સાધુઓને સારા ઉત્તમ સ્વપ્નના ફલનો લાભ થાય છે, તેથી તેમજ સત્ય આપ્ત પુરૂષ પ્રણિત આત્મ જ્ઞાનના અભ્યાસવડે પૂર્વ કાલીન સંશયોથી વિપરીત ભાવથી વ્યાકુલ મનવાળા જીવો ભવાન્તરનો નિર્ણય કરે છે. મિથ્યાત્વ આદિ મોહોદય-વડે રાગ દ્વેષ, ક્રોધ, માન, માયા, લોભ વિગેરે કષાયોરૂપ કર્મ વાદળથી ઘેરાયેલા આત્માનું જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વીર્ય, ઉપયોગરૂપ ચૈતન્ય હણાયેલું છે, તેથી આત્મા પૂર્વાપ-રનું પોતાનું સ્વરૂપ જાણી શકતો નથી. ગયા ભવમાં પોતે કોણ હતો તે પણ જાણતો નથી. છતાં પણ તે આગળના અભ્યા-સથી, તથા ગુરૂઓના ઉપદેશથી જાણી શકે છે. જેમ ઘરમાં રહેલી માલમિલકતને ઘરમાલીક અંધકારથી જાણતો નહતો, તે દેદીપ્યમાન અજવાળું કરનારા દીપકથી સઘળી વસ્તુને જાણી દેખીને નિશ્ચય કરે છે, તેમ સદ્‌ગુરૂની સહાયથી સમ્યગ્ જ્ઞાનવડે મિથ્યાત્વરૂપ અંધકાર–અજ્ઞાનનો નાશ કરી, આત્મા ભવાંતર સ્વરૂપને જાણી નિશ્ચય કરે છે. તેમજ સ્વપ્નદશા, જાગૃતદશા, સુષુપ્તિદશા, એ ત્રણ અવસ્થાઓ પણ આત્માને પુનર્જન્મની ખાત્રી કરાવે છે. જયારે આત્માને પુનર્જન્મનું જ્ઞાન થાય છે, ત્યારે જ સુખ અર્થે પ્રયત્ન કરવાનું બને છે. આથી મોક્ષના અર્થિઓ સુખ દુ:ખમય સંસારના જન્મ મરણનો નાશ કરવા. જ્ઞાન માટે દર્શનયોગ સેવવાની પ્રવૃત્તિ કરે છે. ૪૨

તમારે એમ ન માનવું કે 'સ્વપ્નવડે પુનર્જન્મની શ્રદ્ધા કેવી રીતે થાય'? તેનો ઉત્તર આપતાં જણાવે છે કે:—

श्रद्धालेशान्नियोगेन, बाह्ययोगवतोऽपि हि ।
शुक्लस्वप्ना भवन्तीष्टदेवतादर्शनादयः ॥ ४३ ॥

અર્થ:—અલ્પ શ્રદ્ધાથી પણ બાહ્યક્રિયાયોગના કરનારાને પણ શુદ્ધ સ્વરૂપવાલા સ્વપ્નાઓ આવે છે. તેમ જ ઈષ્ટ દેવના દર્શન નિદ્રામાં થાય છે. તેથી પણ પુનર્જન્મની શ્રદ્ધા મજબુત બને છે. ૪૩

વિવેચન:—દેવ ગુરૂ ધર્મ ઉપર બહુમાન, આદર પૂર્વકની શ્રદ્ધા એટલે આસ્થા જો કે થોડી હોય, તો પણ બાહ્ય ક્રિયાયોગથી, દેવોની પૂજા, સ્તુતિ કરવાથી, ગુરૂભક્તિ કરવાથી દાન, શીયલ, તપ, ભક્તિ કરવાથી, જો કે ચિત્તની સ્થિરતા હોય–ચલચિત્ત હોય એટલે બાહ્ય ક્રિયા યોગ રૂપે હોવા તાં પણ શુકલ એટલે ઉજ્વલ સ્પષ્ટ સ્વરૂપન દેખાડનારા ાપ્નાં આવે છે, અને ઇષ્ટ દેવ વીતરાગ પરમાત્માન પૂજા ક્તિ કરૂં છું, તીર્થ યાત્રા કરૂં છું, શત્રુંજય. ગિરનાર, ાબુ, અષ્ટાપદ, સુવર્ણગિરિ, મુક્તાગિરિ, મેરૂ, નંદીશ્વર ગેરે તીર્થના દર્શન કરૂં છું એવાં સ્વપ્નો આવે છે. વળી રમાત્માના સમવસરણના દર્શન થવા, પરમાત્માની દેશના ાંભળવી, પૂજ્ય ગુરૂદેવોના દર્શન થવા, તેમના ઉપદેશો ાંભળવા વિગેરે સ્વપ્નોમાં અનુભવાય છે. તેથી પણ ધર્મ દ્ધા વધે છે. તે પછી ભાવ યોગને અનુકુલ ક્રિયાયોગથી ક્ત–મોક્ષની સાધનામાં અવશ્ય આગળ વધે છે. અને તેથી ાત્માને દેવપૂજા, ગુરૂભક્તિ, સામાયિક, પોષધ, દેશવિરતિ, ર્વ વિરતિ ચારિત્રની આરાધનામાં ભાવના, તપ, જપ કર-

વામાં અચલ શ્રદ્ધા થાય છે. અને આ ભાવયોગને ક્રિયાયોગ મોક્ષ અંગ થાય છે. ૪૩

તેમજ વિશેષ વાત જણાવે છે:—

देवान्गुरून्द्विजान्साधून्, सत्कर्मस्था हि योगिनः ।
प्रायः स्वप्ने प्रपश्यन्ति, हृष्टान्सन्नोदनापरान् ॥ ४४ ॥

અર્થ—હંમેશ સારી ક્રિયામાં આસક્ત યોગી-સાધુપુરૂષો, દેવો, ગુરૂઓ, દ્વિજો, તથા જે પોતાને નિત્ય આનંદ પૂર્વક સદુપદેશ આપી રહ્યા છે તેવા, અને સારી ક્રિયામાં તત્પર રહેલા એવા મહાપૂજ્ય ગુરૂ આદિને પોતાને સત્ કાર્યમાં જોડતા હોય, તેમ સ્વપ્ન અવસ્થામાં જુવે છે. તેવા સ્વપ્નોથી પણ શ્રદ્ધા ચારિત્ર વિગેરે ગુણ પ્રવૃત્તિમાં હર્ષ પૂર્વક પ્રયત્ન થાય છે ૪૪

વિવેચન— દેવો–વીતરાગ જિનેશ્વર પરમાત્માઓ કે જે ત્રણે કાલ આરાધવા યોગ્ય છે, તેમ જ ધર્મનો ઉપદેશ આપનાર ગુરૂઓ. પાલણ કરનારા જન્મ આપનાર માતા પિતા આદિ પૂજ્ય પુરૂષો આરાધવા યોગ્ય છે. દ્વિજ એટલે એક શરીરથી બે વખત જન્મ સંસ્કાર જેને કરાયેલા હોય તે, જેમકે જેણે દિક્ષા લીધેલી હોય તેવા મુનિઓ, સંન્યાસીઓ, પરિવ્રાજકો, પરમહંસો દ્વિજો કહેવાય છે. લોકોમાં બ્રાહ્મણ જાતિને દ્વિજ કહે છે. મુનિઓ પાંચ વ્રતોને ધારણ કરનારા અપ્રમાદી સાધુઓ, તેમ જ નિત્ય પવિત્ર ક્રિયા, દેવપૂજા, ગુરૂભક્તિ, દાન, શિયળ, તપ, ભાવના કરનારા મહાત્માઓ પ્રત્યે અત્યંત પ્રેમ રાખનારા જે હોય, તેમ જ પોતાને માન્ય

સિદ્ધાંતથી માન્ય હોય તેવી ક્રિયામાં સ્થિરતા કરનારા, અને વિરૂધ્ધ ક્રિયાનો ત્યાગ કરનારા એવા યોગીઓ જે સમ્યગ્ દર્શન, જ્ઞાન, ચારિત્રરૂપ યોગના અભ્યાસમાં પ્રયત્નશીલ સાધુઓ વિગેરે આત્માઓને પ્રાય: સ્વપ્નોમાં તેવા પ્રકારના દેવ ગુરૂ ધર્મ તીર્થ વિગેરેના સ્વપ્નો પ્રત્યક્ષ દેખાય છે. અને તે વડે મનમાં આનંદિત થઇને, સારી રીતે ગુરૂ આદિની પ્રેરણાવડે શુદ્ધ અર્થવાળા ધાર્મિક વિષયોમાં તત્પર થાય છે. સમ્યગ્ જ્ઞાન દર્શન ચારિત્રમાં અપ્રમાદીપણે પ્રવૃત્તિ કરે છે. ૪૪

પરંતુ આ જે સ્વપ્નાઓ અનુભવાય છે તે ભ્રાંતિ કરનારા નથી હોતા તે જણાવે છે:—

**नोदनापि च सा यतो, यथार्थत्रोपजायते ।**
**तथा कालादिभेदेन, हन्त नोपप्लवस्ततः ॥४५॥**

**અર્થ:**—આ પ્રકારની પ્રેરણાથી પણ બરાબર કાર્ય થાય છે. તેવી રીતે કાલાદિ ભેદથી જરા પણ વિપરીત ફળ પ્રાપ્ત થતું નથી, પણ તે પ્રેરણાથી તો અનુકૂળ ફલની પ્રાપ્તિ થાય છે. પરંતુ તેથી ઉપપ્લવ એટલે ચિત્તસંક્ષોભ નથી. ૪૫

**વિવેચન:**—નોદનાથી-પ્રેરણાથી, શ્રદ્ધા પ્રેમ ભક્તિથી કાર્યસિદ્ધ થાય છે, તે ઉપકારક છે ભાવ એ છે કે દેવ દર્શન ધર્માદિકાર્ય, દેવ ગુરૂ પૂજા. ભક્તિ તથા ગુરૂના મુખથી નીકળતા ઉપદેશથી અનુભવમાં આવતાં, શુદ્ધ સમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે. પરંતુ તેવા કાર્યમાં યોગ દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવની પણ સહાયતા હોવી જોઇએ. કારણકે વિપરીત દેશ કાળ ભાવથી દ્રવ્ય સમ્યગ્ દર્શનના લાભનું કારણ થતું નથી. જેમકે વાત

પીત કફ વિગેરેના વિકારથી ચિત્ત-મનની પ્રકૃતિ ચલિત થાય છે. પરંતુ ગુરૂનો ઉપદેશ અને દેવના દર્શન સ્વપ્નામાં દેખાવાથી તે ચિત્તની પ્રસન્નતા પ્રાપ્ત થાય છે. દેવની પ્રેરણા વા શારીરિક ધાતુની સમાનતા હોવે છતે જે સ્વપ્નો પ્રત્યક્ષ થાય છે, તે સત્ય ફળ આપનારા હોય છે. તેવા સ્વપ્નાઓ દેવ ગુરૂ ધર્મની શ્રદ્ધા, ભક્તિ ને પ્રેમનો વધારો કરનારા થાય છે. તેથી તે સ્વપ્નાઓ પણ સાચા સ્વરૂપવાલા જાણવા. ૪૫

આ બાબતમાં વિશેષ કહે છે—

**स्वप्नमन्त्रप्रयोगाच्च, सत्यः स्वप्नोऽभिजायते ।**
**विद्वज्जनेऽविगानेन, सुप्रसिद्धमिदं तथा ॥४६॥**

અર્થ:—સ્વપ્નથી પ્રાપ્ત થયેલા મંત્રના પ્રયોગથી સ્વપ્નની સત્યતા પ્રગટ થાય છે. એમ પંડિતજનો કોઈ પણ પ્રકારના વિરોધ વિના સ્વીકારે છે. આ વાત સર્વત્ર પ્રસિદ્ધજ છે. ૪૬

વિવેચન:—સ્વપ્ન દેખવાથી તેમાં સાંભળેલા મંત્રની વિધિપૂર્વક આરાધના કરવાથી ફળ પ્રાપ્ત થાય છે; માટે તેવા પ્રકારના વિધિમય પ્રયોગી સ્વપ્નમાં અનુભવેલા અર્થો સત્ય રીતે સફળ થાય છે. આ વાતને બરાબર દૃઢ કરીને સમજાવતાં કહે છે કે મહાન બુદ્ધિશાળી પંડિત પુરૂષો જરા પણ શંકા વિના સ્વપ્નમાં પ્રાપ્ત થયેલા મંત્રને સ્મૃતિપૂર્વક આદર ભક્તિ સહિત ગણે તો પરમ ઇષ્ટ લાભરૂપ ફળને પ્રાપ્ત કરે છે. આ વાત સર્વત્ર શાસ્ત્રોમાં અતીવ પ્રસિદ્ધ જ છે. અથવા અમુક શુભ સ્વપ્નને આપનારા મંત્ર ગણવાથી, એવા પ્રકારના

પ્રયોગથી દેવ કૃપા પ્રગટે છે, અને તેથી સારા ફળદાયી સ્વપ્નો દેખાય છે, અને થોડા કાલમાં તેના ફળો પણ પ્રત્યક્ષ થાય છે, તેમ જાણવું. ૪૬

આવો વ્યવહાર ભૂત એટલે પ્રકૃતિના વિકારથી થાય છે, એમ નહિ માનવું એ વાત જણાવે છે:—

**न ह्येतद्भूतमात्रत्व–निमित्तं सङ्गतं वचः ।**
**अयोगिनः समध्यक्षं,–यन्नैवंविधगोचरम् ॥ ४७ ॥**

અર્થ:—આ દેવતાના દર્શનાદિ ભૂત માત્રથી ઉત્પન્ન થયેલાં છે, એવું વચન સંગત અથવા યોગ્ય નથી, કારણ કે જે જે નિમિત્તથી સ્વપ્ન આવે છે, તેવા પ્રકારના સત્ય ફળો તેથી પ્રાપ્ત થાય છે, તેથી વચન સંગત સાચા ફળને આપનારા છે, તો પણ જે પુરૂષો યોગી નથી તેઓને તેવા પ્રકારના સ્વપ્ન પ્રત્યક્ષ ગોચર થતા નથી. ૪૭

વિવેચન:—આ જે પૂર્વે કહ્યું છે તે દેવ દર્શન આદિના સ્વપ્નાઓ થાય છે, તે બધા માત્ર ભૂત એટલે પ્રકૃતિના વિકાર જન્ય જ હોય તો તે સફળ જ ન થાય. પૂર્વે જે અનુભવ્યા હોય એવા પ્રકારના, અને વાત પીત કફના વિકારથી દેખાયેલું વા કહેવાયેલું સ્વપ્ન સાચું–યથાર્થ ભાગ્યે ઘટતું નથી. તેથી એવા સ્વપ્નાઓ આદિ જે કોઇ ભૂત એટલે શરીરની પ્રકૃતિના વિકારથી આવેલા હોય તે અસંગત એટલે અસત્ય જ છે. એમ સ્વપ્ન વિચાર શાસ્ત્રોમાં જણાવે છે પરંતુ ઈષ્ટ દેવ ગુરૂ ધર્મની સેવના ભક્તિ કરતા, સચ્ચારિત્ર પાળતા, સૌમ્ય પ્રકૃતિવંત મહાત્માઓને દેવતાની પ્રસન્નતાથી જે જે સ્વપ્નો દેખાય છે, તે સાચા એટલે ઈષ્ટ ફલને જલ

આપનારા હોય છે. તેથી તે દેવાદિ કૃપાથી આવેલા સ્વપ્નાંઓ અત્યંત સફલ જ છે. પણ જે યોગી નથી, દેવ ગુરૂનો પૂજનારો-સેવા કરનારો નથી, દયા દાન, શીયળ વિગેરે સચ્ચારિત્રને પાળતો નથી, પરમાત્માઓના કહેલા ઉપદેશ વચનોને તથા સદ્ગુરૂના ઉપદેશ વચનને શ્રદ્ધા પૂર્વક માનતો નથી, એવા નાસ્તિક આત્માઓને તથા પ્રત્યક્ષ માત્ર પ્રમાણથી દેખાતી ઇંદ્રિય ગ્રાહ્ય વસ્તુને જ સત્ય માને છે, તેવા અર્વાગદર્શ પ્રમાતાને પરમ ગુરૂ વીતરાગ તીર્થંકર દેવે કહેલી ચક્ષુથી જોવાતાં, સ્વર્ગ, પરલોક, મોક્ષ, નરક, પુન્ય, પાપ વિગેરે કદાપિ પણ પ્રત્યક્ષ નથી જ થતા, તેથી તે એમ જ માને છે કે એવા દેવતાથી થતા સ્વપ્નાઓ જે ઇંદ્રિય ગોચર ન હોય તે ભૂત એટલે વાત, પિત્ત, કફ વિગેરે શરીરની પ્રકૃતિના વિકારરૂપ નિમિત્તથી જ થાય છે. પણ દેવતાના અનુગ્રહરૂપ મંત્રના પ્રયોગથી નથી થતા એમ જ માને છે. પરંતુ જે જ્ઞાન, દર્શન, ચારિત્ર યોગમાં વર્તતો આત્મા માધ્યસ્થ અવસ્થામાં હોવા છતાં પણ પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, આકાશરૂપ ભૂતના વિકારનો પરિહાર કરીને દેવ ગુરૂ ધર્મની આરાધના માટે ધ્યાન કરે છે-મંત્ર ગણે છે, તે આત્મા શાસન દેવની કૃપાથી તેવા પ્રકારના સ્વપ્નાઓ વડે આ આરાધવા યોગ્ય છે, આ ત્યાગ કરવા યોગ્ય છે, એમ વિધિ અને પ્રતિષેધવડે પ્રત્યક્ષ વિષયોને યથાર્થરૂપે પ્રત્યક્ષ જુએ છે તેમ જણાવે છે, કારણ કે આત્માને પોતાની શક્તિથી તે વિષયોને જોવાનો સહજ સ્વભાવ છે. ૪૭

તે વાતને વિશેષ ભાવે બતાવતાં જણાવે છે:—

प्रलापमात्रं च वचो, यदप्रत्यक्षपूर्वकम् ।
यथेहाप्सरसः स्वर्गे, मोक्षे चानन्द उत्तमः ॥४८॥

અર્થ—જે વસ્તુ પ્રત્યક્ષ ન હોય તેના સંબંધી જે વચનો લોકોમાં પ્રચલિત હોય તે પ્રલાપ સમાન જ છે, જેમકે સ્વર્ગમાં દેવસુંદરી–અપ્સરા છે. અને મોક્ષમાં પરમાનંદ છે આમ જે કહે છે તે વસ્તુ આપણી પાંચ ઇંદ્રિયો દ્વારા કોઇ પણ વખત જોઇ શકાતી નથી, માટે એ ઠંડા પહોરની ગપ્પો છે એમ નાસ્તિકો તથા મીમાંસકો કહે છે. ૪૮

વિવેચન—નાસ્તિકો કહે છે કે જે પાંચ ઇંદ્રિયોથી પ્રત્યક્ષ ન હોય તે પરોક્ષ કહેવાય છે. આવી જે પરોક્ષ વસ્તુની અસ્તિતા એટલે હોવાપણું જણાવવું તે વચન અસત્ય –પ્રલાપ માત્ર જ છે. તેથી સત્યતાની સિદ્ધિ કરી શકાતી નથી. જેમકે મીમાંસક શાસ્ત્રવાદી જગતમાં કોઈ પણ આત્મા સર્વજ્ઞ હોઈ શકતો નથી તેમ કહે છે, તેથી અસર્વજ્ઞવાદી કહેવાય છે. તેઓ કહે છે કે "સ્વર્ગમા એટલે દેવ લોકમાં અપ્સરાઓ, મેનકા, રંભાદિક છે. અને જૈનો તથા અદ્વૈતવાદીઓ મોક્ષમાં પરમાનંદ–અત્યંત આલ્હાદ છે, એવું જે કહે છે તે આપણે નજરે જોઈ શકતા નથી. વ્યવહારમાં તે છે અને અમુકે તે જોયું છે, તેવું પ્રમાણિક લોક પાસેથી સાંભળ્યું પણ નથી. માટે તે પ્રલાપ માત્ર એટલે ગપ્પાં જ છે, કાંઈ વસ્તુ જ નથી, કારણ કે આપણે જોઈ જાણી શકતા નથી. જેઓ કહે છે કે આપણાથી પરોક્ષ એવી સ્વર્ગાદિ વસ્તુઓ ધ્યાન સમાધિ કરનારા યોગીઓ તો જાણી જોઈ શકે છે. તો તે નથી એમ કેમ કહો છો ? યોગી પ્રત્યક્ષ તો છે જ, તો પૂછીએ છીએ કે, તે છે તેની ખાત્રી આપણને તો થતી નથી, એ યોગી

કહેવાતા લોકો સત્ય કહે છે તેની ખાતરી પણ આપણને ક્યાં થાય છે? માટે તે સર્વ પ્રલાપ–ગપ્પાં માત્ર છે, તેમાં જરા પણ સત્ય છે જ નહિ. મીમાંસકો આદિ કહે છે કે અપ્સરા, મેનકા, ઈંદ્રાણી, દેવતા વિગેરે અમોએ પ્રત્યક્ષ જોયા છે એમ જે ગપ્પાં મારે છે, તે બીજાને પ્રત્યક્ષ કરી શકતો ન હોવાથી પ્રલાપ માત્ર છે." એ પ્રમાણે નાસ્તિકો પણ ઈંદ્રિયોથી અગોચર. દેવતા નારકીનો અપલાપ કરે છે અને મીમાંસકો મોક્ષનો નિષેધ કરે છે. ૪૮

એવી રીતે માત્ર ઇંદ્રિયોથી દેખાતી વસ્તુ જ માનવી એવા મતવાલા તથા જેમને યોગની પ્રવૃત્તિ નથી એવા નાસ્તિક જનો, જેમને કદાપિ પરલોકનું અસ્તિત્વ માનવું નથી; તથા પરલોક છે કે નહિ? એવો સંશય અન્ય જનોને છે, અને મોક્ષ છે કે નહિ એમ મિમાંસકો કહે છે તે જણાવે છે.

**योगिनो यत्समध्यक्षं, ततश्चेदुक्तनिश्चयः।**
**आत्मादेरपि युक्तोऽयं, तत एवेति चिन्त्यताम् ॥४९॥**

અર્થ:—યોગીઓને જે પ્રત્યક્ષ હોય તે વડે સ્વર્ગ, અપ્સરાદિનો નિશ્ચય થાય છે, એમ જો તમે માનતા હો તો આત્મા આદિ વસ્તુઓનો નિશ્ચય પણ વિશિષ્ટ જ્ઞાનીઓને એવી રીતે થાય છે તે તમે વિચારીને જોશો. ૪૯

વિવેચન:—મીમાંસકો કહે છે કે યોગી લોકો યોગના બલથી પ્રગટ થયેલી દિવ્ય દૃષ્ટિવાલા હોવાથી, દેવ નારકી વિગેરે જગતના સર્વ પદાર્થો પ્રત્યક્ષ રીતે યોગ દૃષ્ટિરૂપ જ્ઞાનથી જોતા હોય છે. તે કારણે તેઓએ જોયેલી સ્વર્ગની અપ્સરા, ઇન્દ્રાણી, મેનકા વિગેરે છે એમ માનીએ છીએ. તો પછી હે મીમાંસકો! તેવી જ રીતે તેમજ મોક્ષમાં

પરમાનંદ છે એમ વિશેષ સંપૂર્ણ જ્ઞાનીએ જાણ્યું તથા દેખેલું હોવાથી, તે જ્ઞાનીનું કહેલું અમે માનીએ છીએ. જો એમ યોગી પ્રત્યક્ષથી દેવ, સ્વર્ગ, અપ્સરા, મેનકા વિગેરેનો નિશ્ચય તમે માનતા હો તો, એવી જ રીતે આત્મા જ્ઞાન કર્મ વિગેરે ઇંદ્રિયથી નહિ ગ્રહણ કરી શકાય તેવા પદાર્થોનો નિશ્ચય પણ અતિશય જ્ઞાનવંત પરમ યોગીઓને કેમ ન થાય ? તે આત્માદિક સર્વ પદાર્થો પણ ઇંદ્રિયથી પ્રત્યક્ષ ન હોવા છતાં પણ પારમાર્થિક જ્ઞાનવંતને આત્મ પ્રત્યક્ષ હોવાથી સિદ્ધ જ છે. દેવની કૃપાથી યોગીજનોને પણ સ્વપ્નાદિકથી પરભવનું ગમનાગમન હોવાનું પણ સિદ્ધ થાય છે. તે કારણે જેમ યોગી અતીંદ્રિય વિષયોને પ્રત્યક્ષ કરે છે. તેમ દેવની કૃપાથી ધર્મીજનોને સ્વર્ગ વિગેરેનું સ્વપ્નમાં દેખવું, તેની સમ્યગ્ શ્રદ્ધા થવી, તથા આત્માદિક પદાર્થો પણ શ્રદ્ધા પૂર્વક માનવાનું યથાર્થ બને છે. તેમાં જરા પણ સંશય કરવા જેવું નથી એમ ચિંતવશો. ૪૯

આ વસ્તુને યથાર્થ ભાવે ભાવના કરતાં જણાવે છે:-

**अयोगिनो हि प्रत्यक्ष–गोचरातीतमप्यलम् ।**
**विजानात्येतदेवं च, बाधाऽत्रापि न विद्यते ॥ ५० ॥**

અર્થ—જે યોગીઓ નથી તેવાઓને તો ઇંદ્રિયવડે જે પદાર્થો જોઇ–જાણી શકાતા નથી, તેવા પણ અગોચર પદાર્થોને સિદ્ધાંત શ્રવણથી તથા ગુરૂ પરંપરાગત ઉપદેશથી આત્મા આવો છે, અન્ય બીજી વસ્તુ આમ છે, આ કરવા યોગ્ય છે, આ કરવા યોગ્ય નથી, તેવું તેવું સમજાય છે. આવા જ્ઞાનમાં જરાપણ વિરોધ આવતો નથી. ૫૦

વિવેચન:—જે યોગનો અભ્યાસ કરતા નથી, તેથી

યોગથી થનારી સિદ્ધિઓ જેમને પ્રત્યક્ષ પ્રગટ થઇ નથી તેવા જીવો ચર્મચક્ષુથી જે બાહ્ય વસ્તુ દૃષ્ટિ મર્યાદામાં આવી હોય તે જોઈ જાણી શકે છે. તેવા ઈંદ્રિયથી જોવા જાણવા પ્રવૃત્તિ કરનારા પ્રમાતા નિશ્ચયપૂર્વક ગોચરાતીત એટલે ઈંદ્રિયોથી અગોચર (પાંચ ઇંદ્રિયો વડે જે વસ્તુ નથી જણાતી) એવી આત્મા, કર્મ, પરભવ, સ્વર્ગ, નરક આદિ વસ્તુઓ પણ હાથના તલીયા ઉપર રહેલા આંમળાની વા મોતીની જેમ યથાર્થ સ્વરૂપે, પરીક્ષા પૂર્વક અવલોકન કરીને જાણે છે. માટે ઇંદ્રિયથી જે ન દેખાય એવી જ્ઞાન, કર્મ, આત્મા, સ્વર્ગ, નરક, મોક્ષ સ્થાન વિગેરે વસ્તુઓ વિશેષ પ્રકારે ગુરૂના ઉપદેશથી, આગમ જ્ઞાનથી, ધ્યાન સમાધિથી જાણે છે. તેમજ વળી બીજા કોણ જાણી શકે છે? તો કહે છે કે "જે યોગ સિદ્ધ છે તેવા મહાત્માઓ, દિવ્ય દર્શન વડે ચારિત્ર યોગથી પ્રાપ્ત થતી લબ્ધિઓ દ્વારા પ્રત્યક્ષ જાણી શકે છે, એમ જૈનો કહે છે. તો અમે મીમાંસકો યોગીઓને દેવશક્તિ હોવાથી ઈંદ્રિય અગોચર વસ્તુઓ જાણે છે, એમ કહીએ જ છીએ, આપ એમાં શું વિશેષ જણાવો છો?" તેના ઉત્તરમાં આચાર્ય મહારાજ જણાવે છે કે અમે કહીએ છીએ કે એવી જ રીતે સ્વપ્નથી, દેવની કૃપાથી, ગુરૂના ઉપદેશથી, તથા આગમોના અભ્યાસથી. ચારિત્ર યોગના બલથી, જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય કર્મના ક્ષયોપશમ ભાવથી જાગતી જ્ઞાન શક્તિથી, ઈંદ્રિયથી અગોચર આત્મા જ્ઞાન કર્મ વિગેરે વસ્તુઓનો નિશ્ચય શ્રદ્ધાપૂર્વક કરી શકે છે, એમાં જરા પણ બાધ એટલે શંકા રહેતી નથી. અપ્સરાહિક જાણવામાં કાંઈ આશ્ચર્ય છે જ નહિ, એટલું તો અલ્પ શક્તિવાળા પણ

જાણી જોઈ શકે છે. એમ અવશ્ય માનવું જોઇએ. વળી જે આપણાથી ન દેખાય તે નથી એમ અવશ્ય ન માનવું જોઇએ. ૫૦

એ પ્રમાણે આત્માદિક આગમથી જાણી શકાય છે એ વાત જણાવી હવે "અનુમાન પ્રમાણથી વસ્તુ સ્વરૂપ જાણી શકાય છે" એ વાત જણાવે છે:—

**आत्माद्यतीन्द्रियं वस्तु, योगिप्रत्यक्षभावतः ।**
**परोक्षमपि चान्येषां, न हि युक्त्या न युज्यते ॥५१॥**

અર્થ:—આત્માદિક અતીંદ્રિય વસ્તુઓ યોગીઓ પ્રત્યક્ષ પ્રમાણથી ભાવપૂર્વક જાણે છે, તેવી રીતે અન્ય જે અયોગી છે તેવાઓને જે પ્રત્યક્ષ ન હોય તે વસ્તુ જગતમાં નથી એમ ન માનવું જોઇએ. કારણ કે અનુમાન, આગમ વિગેરેથી તેમનું અસ્તિત્વ ઘટે છે ૫૧

વિવેચન:—આત્મા. કર્મ, જ્ઞાન. પરભવ ગમન વિગેરે ઈંદ્રિયોથી અગોચર વસ્તુઓ હોવાથી જો કે તપ, જપ, ધ્યાન કરનારા યોગીઓ વડે દેખાતી હોય છે, તો પણ આપણે પ્રત્યક્ષ રીતે ઈંદ્રિયથી જોઈ શકતા નથી, તેથી ચાર્વાકો (નાસ્તિકો) તે આત્માદિક પરોક્ષ વસ્તુનો અભાવ જ માને છે. એટલે તેવી વસ્તુ સિધ્ધ થતી નથી, એમ કહીને તે ઉપર આક્ષેપ કરે છે, તે યુકત નથી. કારણકે જ્ઞાન, દર્શન, ચારિત્ર યોગની સિધ્ધિઓ વડે પરમ સિધ્ધ એવા યોગીઓ આત્મા, કર્મ વિગેરે દ્રવ્યો તથા તેના ગુણો, સ્વભાવો, પર્યાયો (પરાવર્ત્તિ) તેમજ સ્વર્ગ, નરક વિગેરે પ્રત્યક્ષ ભાવે દેખે છે અને જાણે છે. તેથી આપણને તે ન દેખવાથી તે વસ્તુઓની સિદ્ધિ નથી એમ ન માનવું. પણ યોગી સર્વજ્ઞ એવા આપ્ત પુરૂષોના વચન

ઉપર વિશ્વાસ રાખવા યોગ્ય હોવાથી આત્માદિક વસ્તુની અવશ્ય સિદ્ધતા છે એમ નિશ્ચયથી માનવું. તેમજ આપણને પણ અનુમાન પ્રમાણથી આ વસ્તુઓનો અનુભવ થાય છે, તેથી આપણને પરોક્ષ છતાં એવી વસ્તુ અવશ્ય સિદ્ધ જ છે, એમ જાણવું. કારણકે ઈંદ્રિયથી અગોચર હોવા છતાં યુક્તિથી–તર્ક દૃષ્ટિથી વિચારતાં શુદ્ધ હેતુ રૂપ અનુમાન પ્રમાણ તથા આગમ પ્રમાણ રૂપ પ્રયોગથી આત્મા કર્મ વિગેરેનું હોવાપણું અવશ્ય ઘટે છે. તે માટે શાસ્ત્રોમાં અનેક પ્રમાણો મળે છે.

अचेतनानि भूतानि, न तद्धर्मो न तत्फलम् ।
चेतनास्ति च यस्येयं, स एवात्मेति बुध्यताम् ॥१॥

અર્થ—પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, આકાશ રૂપ જે ભૂતો છે. તેમનો અચેતન ધર્મ છે, જડ સ્વરૂપ છે. તેથી ચેતન એટલે આત્માનો જ્ઞાન દર્શનરૂપ ચૈતન્ય ધર્મ કદાપિ ભૂતનો ધર્મ બનતો નથી, તેમજ ભૂતનું ફળ પણ નથી. પરંતુ જ્યાં જે ચેતના દેખાય છે, તેજ આત્મા જ છે. કારણકે ચેતના આત્માનો ધર્મ છે. તેથી જ્યાં જ્યાં ચેતના દેખાય તે તે સ્થળે આત્મા છે એમ માનવું. આત્મા જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય, ઉપયોગ વિગેરે ગુણ (ધર્મ) યુક્ત છે. પણ જડ સ્વરૂપ નથી, તે વાત જણાવે છેઃ–

यदीयं भूतधर्मः स्यात्प्रत्येकं तेषु सर्वदा ।
उपलभ्येत सत्वादि–कठिनत्वादयो यथा ॥२॥

અર્થ—જો આ ચેતના એટલે જ્ઞાન દર્શન, પૃથ્વી આદિ ભૂતોનો જ ધર્મ હોય તો પૃથ્વી આદિ દરેક ભૂતોમાં

આ ચેતના છે, એમ આત્માના અનુભવમાં નિત્ય આવવું જોઇએ, પણ તપાસતાં તે ચેતના ભૂતોમાં સિદ્ધ થતી નથી. પ્રત્યેક ભૂતોમાં કઠિનતા રૂપ સ્પર્શતા, રૂપત્વ, ગંધત્વ વિગેરે વડે જેવી ગ્રાહ્યતા અનુભવાય છે, તેવી આત્મામાં અનુભવાતી નથી.

**काठिन्यादिस्वभावानि, भूतान्यध्यक्षसिध्धितः।**
**चेतना तु न तद्रूपा, सा कथं तत्फलं भवेत् ॥२॥**

અર્થ—પૃથ્વી આદિ સર્વ ભૂતો કઠણ, કોમલ, ભારે, હલકાં, જાડાં, પાતળાં, લુખાં, ચોપડયાં, લીશાં, સુવાળાં, ખુંઠાં, તીક્ષ્ણ વિગેરે ગુણ–સ્વભાવને ધરનારાં છે, એમ પ્રત્યક્ષ ઇંદ્રિયો વડે જોવાતું હોવાથી સર્વ ભૂતોની જડ સ્વરૂપે સિદ્ધિ છે એમ તો નિશ્ચિત જ છે, પણ આત્મ સ્વરૂપ ચેતના તેવા પ્રકારના ભૂતના સ્વભાવને ધારણ કરતી નથી, ચેતના તો સર્વ પદાર્થોનો બોધ કરનારી છે, તેથી તે ભૂતોનો ધર્મ નથી. તેમ તેના ફળ રૂપ પણ નથી. જેનો સ્વભાવ ભૂતના ધર્મથી વિરૂધ્ધ હોય, તે ભૂતનો ધર્મ કે ફળ કેવી રીતે બને? નજ બને.

આવી રીતે આત્મા, કર્મ, જ્ઞાન, દર્શન, ચારિત્ર વિગેરે દ્રવ્ય અને તેના ગુણ પર્યાય વિગેરે ઇંદ્રિયથી પ્રત્યક્ષ ન હોવા છતાં અભાવરૂપ નથી. પણ વિશેષ જ્ઞાનવંત સર્વજ્ઞ વીતરાગોને તો અવશ્ય પ્રત્યક્ષ છે. તેમના વચનો પ્રમાણે આપણને અનુભવ થતો હોવાથી તેવા પુરૂષોના વચનો પ્રમાણ માનીને હવે પરોક્ષ વસ્તુઓ યુક્તિપૂર્વક અનુમાનથી ઘટે છે તે જણાવતાં જીવોને સુખ દુઃખ વિગેરેનો અનુભવ કર્મથી થાય છે, તે વાત જણાવે છે:—

तुल्यप्रतापोद्यमसाहसानां, केचिल्लभन्ते निजकार्यसिद्धिम् ।
परे न तामत्र निगद्यतां मे, कर्मास्ति हित्वा यदि कोऽपि हेतुः ॥१॥

અર્થ—સરખું બલ હોય, સરખો ઉદ્યમ હોય, સરખું સાહસ હોય, સરખી ઉમર હોય, એવા અનેક માણુસો વ્યાપારમાં જોડાયા હોય, તેમાંથી કેટલાક ઇષ્ટ કાર્યની સિધ્ધિ મેળવે છે. અને કેટલાક બીજા લોકો ઇષ્ટ વસ્તુ મેળવી શકતા નથી તેમાં કર્મ સિવાય કોઇ બીજો હેતુ દેખાય છે? નથી દેખાતો. માટે આમાં જે હેતુ છે તે માત્ર કર્મરૂપ એકજ હેતુ છે એમ અવશ્ય સિધ્ધ થાય છે.

विचित्रदेहाकृतिवर्णगंध—प्रभावजातिप्रभवस्वभावाः ।
केन क्रियन्ते भुवनेऽङ्गिवर्गा—श्चिरन्तनं कर्म निरस्य चित्राः ॥२॥

અર્થ—દરેક પ્રાણીઓની શરીરની વિચિત્ર આકૃતિ, વિચિત્ર વર્ણ, વિચિત્ર ગંધ, વિચિત્ર પ્રભાવ, વિચિત્ર જાતનું થવાપણું, તેમજ વિચિત્ર સ્વભાવ જે દેખાય છે તે કોણ કરે છે? તેમજ ત્રણ ભુવનમાં અનાદિ કાલથી લાગેલા કર્મ વિના બીજો કોણ આ બધા વિચિત્ર જાતના સ્વભાવવાળા જીવો કરવા સમર્થ છે? વિચિત્ર કર્મ વિના બીજો કોઈ જીવોની આવી વિચિત્રતા કરવા, દુઃખ સુખ આપવા સમર્થ નથી. ૨

विवर्ध्य मासान्नवगर्भमध्ये. बहुप्रकारैः कललादिभावैः ।
उद्वर्त्य निष्कासयते सवित्र्याः, को गर्भतः कर्म विहाय पूर्वम् ३

અર્થ—જીવ માતાના ઉદરમાં ગર્ભસ્થલમાં-નવ માસ સુધી કલલાદિ ભાવો વડે વધીને મોટો થયા પછી માતાના ઉદર-ગર્ભસ્થલમાંથી બહાર આવે છે, તેને પણ કર્મ વિના

અર્થ—બાલકમાં જ્ઞાન પ્રથમ અલ્પ દેખાય છે, પણ જેમ જેમ વય વધે છે તેમ તેમ જ્ઞાન પણ વધે છે, એમ પ્રત્યક્ષ અનુભવાય છે. તેવી જ રીતે જગતમાં સર્વ માણસે છે, તેમને બધાંને સરખું જ્ઞાન નથી હોતું કોઈને કાંઈક હાનિ, કોઈને કાંઈક વિશેષતા પણ દેખાય છે. જેમકે યોગી લોક પરોક્ષ રહેલી ભૂત ભાવી વસ્તુનું પ્રત્યક્ષ જ્ઞાન ધરે છે, તેવું તમો પણ કહો છો તેવું અયોગી આત્માને નથી હોતું. એવી જ રીતે જ્ઞાનાવરણીય કર્મના અભાવથી કોઈ મહાન યોગીને જગતના સર્વ પદાર્થોને જાણવા દેખવા રૂપ ઉત્કૃષ્ટ જ્ઞાન પણ પ્રગટ થવાનું સર્વથા સંભવે જ છે. જેમકે આકાશના પરિણામની મર્યાદા ન હોવાથી તરતમ તાની પ્રાપ્તિથી મહદ્ પરિણામી આકાશને જેમ જણાવી શકાય છે. તેમ સર્વ પદાર્થોના ગુણ ધર્મ પરિણામ (પર્યાયને) જાણવાની જે સંપૂર્ણ શક્તિ ધરાવે છે, તે સર્વજ્ઞ કહેવાય છે. ૩

આમ હોવાથી પ્રમાણથી એટલે પ્રત્યક્ષથી, અનુમાનથી ને આગમ પ્રમાણથી, આત્મા, કર્મ, સ્વર્ગ, નરક વગેરેનું અસ્તિત્વ સિદ્ધ થાય છે. અને શ્રદ્ધાથી તેમ માનવું પણ થાય છે. ૫૧

તે વસ્તુને સિદ્ધ કરી હવે યોગથી બીજાં જે ફળ પ્રાપ્ત થાય છે તે જણાવે છે—

**किं चान्यद्योगतः स्थैर्यं, धैर्यं श्रद्धा च जायते ।**
**मैत्री जनप्रियत्वं च, प्रातिभं तत्त्वभासनम् ॥ ५२ ॥**

અર્થ:—વળી પૂર્વે કહેલા યોગના બીજાં પણ લક્ષણો તથા તેના ફળો જણાવતાં કહે છે કે યોગથી સ્થિરતા તથા શ્રદ્ધા ઉપજે છે, તેમજ મૈત્રી, જનપ્રિયત્વ, પ્રતિભા તથા તત્વ પ્રગટપણું થાય છે. ૫૨

વિવેચન—યોગનું લક્ષણ–સ્વરૂપ પહેલાં જે કહ્યું છે, તેથી બીજા પણ વિલક્ષણ જે યોગના લક્ષણો–ફળો–સ્વરૂપો શાસ્ત્રમાં કહ્યા છે તે જણાવતાં કહે છે કે–યોગથી સ્થૈર્ય એટલે સ્થિરતા પ્રાપ્ત થાય છે. એટલે જે પ્રતિજ્ઞા લીધી છે, તેને પાળવામાં યાવજ્જીવ સુધી અડગ રહેનારા હોય છે. તે યોગનું ફળ જાણવું. જેમકે સ્કંધકમુનિ, ગજસુકુમાલમુનિ, ધન્નમુનિ, મેતાર્યમુનિ તથા ઢંઢણમુનિ વિગેરેએ ચારિત્રયોગની સ્થિરતા પ્રાપ્ત કરી; તેથી તેમને થએલા પરિસહો, ઉપસર્ગો સમભાવે અચલ સ્વભાવમાં રહી સહન કર્યા. તેથી રાગદ્વેષ નહિ કરતા એક આત્માના ધ્યાનમાં જ સ્થિરતા પ્રાપ્ત કરીને મોક્ષને સાધનારા થયા છે. તેમજ શ્રદ્ધા એટલે દેવ, ગુરૂ, ધર્મ તથા તત્ત્વ ઉપર રૂચિ. એટલે ક્રિયા અનુષ્ટાન ઉપર જે મોક્ષના માર્ગમાં સમ્યક્‌.પ્રવૃત્તિ કરનારી અડગ શ્રદ્ધામય–રૂચિરૂપ–પ્રીતિ જાણવી. તે પણ ચારિત્ર યોગથી જ પ્રાપ્ત થાય છે. તેમજ તે ચારિત્રની શુદ્ધિ પણ મૈત્રીભાવ એટલે સર્વ જીવો ઉપર હિત થાય તેવી વિચારણા પૂર્વક સમાન ભાવની બુદ્ધિ એટલે સર્વ પ્રાણી મારા બંધુઓ જ છે. સર્વને મ્હારા જેવા સુખી રહેવાનો સરખો હક છે એવી ભાવના એ મૈત્રી ભાવના જાણવી.

"आत्मौपम्येन समं, पश्यति सर्वत्र योऽर्जुन।
सुखं वा यदि दुःखं वा, स योगी परमो मतः"
(ગીતા અધ્યાત્મયોગ શ્લોક ૩૧)

બીજુ કોણ બહાર કાઢે છે ? પૂર્વ કર્મજ તેવું કાર્ય કરવામાં સમર્થ છે. ૩

જીવ અને કર્મ આ બે વસ્તુનો સંબંધ અનાદિ કાલીન હોવાથી તેના ઉપાદેય ફળ રૂપ સંસાર અનાદિ કાલીનજ છે. પરંપરાગત જીવની સાથે કર્મનો જે સંબંધ છે, તેનેજ સંસાર કહેવાય છે તે સંસારનો ક્ષય કરવા માટે કર્મનો ક્ષય કરવાનો ઉપાય છે, તેને જણાવતાં કહે છેઃ—

**वीतरागोऽस्ति सर्वज्ञः, प्रमाणाबाधि तत्त्वतः ।**
**सर्वदा विदितः सद्भिः, सुखादिकमिव ध्रुवम् ॥ १ ॥**

અર્થઃ—જગતમાં કોઈ પણ સર્વજ્ઞ થઈ શક્તું નથી, કારણ કે જેટલું ભૂતકાલમાં થયું હતું, વર્તમાનમાં થાય છે ને ભવિષ્યમાં થશે તે બધું જોઇ કે જાણી શકાતું નથી, પણ વેદના અનુષ્ટાનથી કોઈકને બુદ્ધિનો વિકાશ થાય, અને બીજા સામાન્ય જન કરતાં વધારે જાણનારો હોય, તેને ઉપચારથી સર્વજ્ઞ કહેવાય છે. વસ્તુતઃ કોઇ સર્વજ્ઞ નથી. આવું કહેનારા મિમાંસકોને જણાવે છે કે જગતમાં સર્વજ્ઞો વિદ્યમાન છેજ જેમના રાગ દ્વેષ ક્ષય થયા હોય તે વીતરાગ કહેવાય છે. તે સર્વજ્ઞનું અસ્તિત્વ કોઇ પણ પ્રમાણથી બાધિત થતું નથી. જેમ આપણને આત્મામાં સુખ દુઃખ વિગેરે દેખવામાં, જાણવામાં કોઇ બાધક નથી. કારણ કે મન વડે પ્રત્યક્ષ અનુભવાય છે. તેમ વીતરાગ સર્વજ્ઞોને સર્વ જ્ઞાનાવરણનો અભાવ થયેલો હોવાથી, હાથમાં રહેલા આંમળાની પેઠે. સર્વ જગતના ભૂત, ભાવી, વર્તમાન દ્રવ્ય, ગુણ અને પર્યાયરૂપ ભાવોને નિરંતર જાણે દેખે છે, એમ પૂજ્ય ગણધર, સ્થવીર, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ વિગેરે સત્ પુરુષો કહે છે ૧

હવે હેતુ પૂર્વક અનુમાનથી સર્વજ્ઞની સિદ્ધિ કરે છે.

क्षीयते सर्वथा रागः, क्वापि कारणहानितः ।
ज्वलनो हीयते किं न ?, काष्टादीनां वियोगतः ॥ २ ॥

અર્થ:—શુદ્ધ ચારિત્રવંતોને અપ્રમાદ ભાવે ગુણશ્રેણિમાં ચઢતાં જ્ઞાન, દર્શન, ચારિત્રયોગની શક્તિને રોકવાનું સામર્થ્ય ધરાવનાર ઘાતીકર્મો સર્વથા ક્ષય થાય છે. એવી જ રીતે રાગ દ્વેષના કારણ રૂપ કર્મને ઉત્પન્ન કરનારા કારણની હાની એટલે ક્ષય થવાથી તે રાગદ્વેષનો પણ ક્ષય થાય છે. અને તે રાગદ્વેષના ક્ષયથી જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્યને રોકનારા આવરણો રૂપ કર્મનો ક્ષય થવાથી, આવારકના અભાવથી જગતના સર્વ દ્રવ્યો, ગુણો, કર્મો (પરિણામો), અથવા પર્યાયો જેનાથી જાણે છે અને દેખે છે, તેવા અનંત જ્ઞાન, દર્શન રૂપ આત્મ-ગુણો સહજ ભાવે પૂર્ણ પણે પ્રગટે છે. તેમાં ઇંદ્રિય તથા મનની પણ સહાય તેમને નથી જોઈતી. સ્વયં સ્વતંત્ર ભાવે જ્ઞાન તેઓમાં પ્રગટ થયેલું હોવાથી તેઓ સર્વજ્ઞજ છે, એમ જાણવું. અહીં દૃષ્ટાંત આપતાં જણાવે છે કે જેમ સર્વને દહન કરનાર અગ્નિ પણ જ્યાં સુધી દાહ્ય-કાષ્ટ મલે ત્યાં સુધી બાળવાનું કાર્ય કરે છે, પણ દાહ્યનો અભાવ થયે છતે તે અગ્નિ સ્વયં નષ્ટ થાય છે તેમ રાગદ્વેષના ઉપાદાન કારણભૂત જે કર્મ છે તે નષ્ટ થયે છતે, રાગદ્વેષ નષ્ટ થવાથી આત્મા-સર્વજ્ઞ બની શકે છે. ૨

प्रकर्षस्य प्रतिष्ठानं ज्ञानं क्वापि प्रपठ्यते ।
परिणाममिवाकाशे, तारतम्योपलब्धितः ॥ ३ ॥

અર્થ—બાલકમાં જ્ઞાન પ્રથમ અલ્પ દેખાય છે, પણ જેમ જેમ વય વધે છે તેમ તેમ જ્ઞાન પણ વધે છે, એમ પ્રત્યક્ષ અનુભવાય છે. તેવી જ રીતે જગતમાં સર્વ માણસો છે, તેમને બધાંને સરખું જ્ઞાન નથી હોતું કોઈને કાંઈક હાનિ, કોઈને કાંઈક વિશેષતા પણ દેખાય છે. જેમકે યોગી લોક પરોક્ષ રહેલી ભૂત ભાવી વસ્તુનું પ્રત્યક્ષ જ્ઞાન ધરે છે, તેવું તમો પણ કહો છો. તેવું અયોગી આત્માને નથી હોતું. એવી જ રીતે જ્ઞાનાવરણીય કર્મના અભાવથી કોઈ મહાન યોગીને જગતના સર્વ પદાર્થોને જાણવા દેખવા રૂપ ઉત્કૃષ્ટ જ્ઞાન પણ પ્રગટ થવાનું સર્વથા સંભવે જ છે. જેમકે આકાશના પરિણામની મર્યાદા ન હોવાથી તરતમ તાની પ્રાપ્તિથી મહદ્ પરિણામી આકાશને જેમ જણાવી શકાય છે. તેમ સર્વ પદાર્થોના ગુણ ધર્મ પરિણામ ( પર્યાયને ) જાણવાની જે સંપૂર્ણ શક્તિ ધરાવે છે, તે સર્વજ્ઞ કહેવાય છે. ૩

આમ હોવાથી પ્રમાણથી એટલે પ્રત્યક્ષથી, અનુમાનથી ને આગમ પ્રમાણથી, આત્મા, કર્મ, સ્વર્ગ, નરક વગેરેનું અસ્તિત્વ સિદ્ધ થાય છે. અને શ્રદ્ધાથી તેમ માનવું પણ થાય છે. ૫૧

તે વસ્તુને સિદ્ધ કરી હવે યોગથી બીજાં જે ફળ પ્રાપ્ત થાય છે તે જણાવે છે—

**किं चान्ययोगतः स्थैर्यं, धैर्यं श्रद्धा च जायते ।**
**मैत्री जनप्रियत्वं च, प्रातिभं तत्त्वभासनम् ॥ ५२ ॥**

અર્થ:—વળી પૂર્વે કહેલા યોગના બીજાં પણ લક્ષણો તથા તેના ફળો જણાવતાં કહે છે કે યોગથી સ્થિરતા તથા શ્રદ્ધા ઉપજે છે, તેમજ મૈત્રી, જનપ્રિયત્વ, પ્રતિભા તથા તત્વ પ્રગટપણું થાય છે. ૫૨

વિવેચન—યોગનું લક્ષણ–સ્વરૂપ પહેલાં જે કહ્યું છે, તેથી બીજા પણ વિલક્ષણ જે યોગના લક્ષણો–ફળો–સ્વરૂપો શાસ્ત્રમાં કહ્યા છે તે જણાવતાં કહે છે કે–યોગથી સ્થૈર્ય એટલે સ્થિરતા પ્રાપ્ત થાય છે. એટલે જે પ્રતિજ્ઞા લીધી છે, તેને પાળવામાં યાવજ્જીવ સુધી અડગ રહેનારા હોય છે. તે યોગનું ફળ જાણવું. જેમકે સ્કંધકમુનિ, ગજસુકુમાલમુનિ, ધન્નમુનિ, મેતાર્યમુનિ તથા ઢંઢણમુનિ વિગેરેએ ચારિત્રયોગની સ્થિરતા પ્રાપ્ત કરી; તેથી તેમને થએલા પરિસહો, ઉપસર્ગો સમભાવે અચલ સ્વભાવમાં રહી સહન કર્યા. તેથી રાગદ્વેષ નહિ કરતા એક આત્માના ધ્યાનમાં જ સ્થિરતા પ્રાપ્ત કરીને મોક્ષને સાધનારા થયા છે. તેમજ શ્રદ્ધા એટલે દેવ, ગુરૂ, ધર્મ તથા તત્ત્વ ઉપર રૂચિ. એટલે ક્રિયા અનુષ્ટાન ઉપર જે મોક્ષના માર્ગમાં સમ્યક્‌.પ્રવૃત્તિ કરનારી અડગ શ્રદ્ધામય–રૂચિરૂપ–પ્રીતિ જાણવી. તે પણ ચારિત્ર યોગથી જ પ્રાપ્ત થાય છે. તેમજ તે ચારિત્રની શુદ્ધિ પણ મૈત્રીભાવ એટલે સર્વ જીવો ઉપર હિત થાય તેવી વિચારણા પૂર્વક સમાન ભાવની બુદ્ધિ એટલે સર્વ પ્રાણી મારા બંધુઓ જ છે. સર્વને મ્હારા જેવા સુખી રહેવાનો સરખો હક છે એવી ભાવના એ મૈત્રી ભાવના જાણવી.

" आत्मौपम्येन सर्वत्र, पश्यति सर्वत्र योऽर्जुन।
सुखं वा यदि दुःखं वा, स योगी परमो मत:"
(ગીતા અધ્યાત્મયોગ શ્લોક ૩૧)

રાગદ્વેષના પ્રસંગો આવે છતે સમભાવ રાખવો. લાભ એટલે બાહ્યથી જીવનનો નિર્વાહ ચાલે અને શાંતિ રહે, તેવા કારણો રૂપ વસ્તુઓનો લાભ, તેમજ સમાધિ રહે તેવા અનુકુળ યોગના સાધનો પણ યોગના અભ્યાસથી ક્રમે ક્રમે પ્રાપ્ત થાય છે. તેમજ કાલથી એટલે ઋતુ વય વિગેરે કાલના યોગથી શરીરમાં આવનારી હાનિ વૃદ્ધિમાં બાહ્ય વસ્તુના લાભ હાનિમાં વા અનુકુળ કે પ્રતિકુળ વસ્તુના સંયોગ વિયોગમાં સહન કરવાની શક્તિ પણ યોગથી જ પ્રાપ્ત થાય છે. ૫૩

વળી બીજુ જે યોગથી પ્રાપ્ત થાય છે તે જણાવે છે-

**धृतिः क्षमा सदाचारो, योगवृद्धिः शुभोदया ।**
**आदेयता गुरुत्वं च, शमसौख्यमनुत्तरम् ॥ ५४ ॥**

અર્થ—ધૃત્તિ, ક્ષમા, સદાચાર, યોગવૃધ્ધિ, આદેયતા, ગુરૂપણું- એ યોગના અભ્યાસથી આત્માના શુભોદયમાં કારણીક થાય છે અને તેના ફળરૂપ અપૂર્વ સમભાવનું સુખ પણ આ યોગના અભ્યાંસથો જ પ્રાપ્ત થાય છે. ૫૪

વિવેચન:—ધૃતિ એટલે ધીરજ, તે સમયને અનુકુળ જે જે વસ્તુ એટલે વસ્ત્ર, ભોજન, ઉપાશ્રય વગેરે ધર્મની સાધનામાં ઉપયોગી એવી વસ્તુઓ તે કાળના સંયમયોગ નિર્વાહ માટે માત્ર ઉપયોગીજ છે, તેમ માની જે અનુકૂળ કે પ્રતિકુળ હોય તેમાં પણ સંતોષ રાખી ચારિત્રયોગમાં સ્થિરતા રાખવી તે. ક્ષમા એટલે સાચા કે જુઠા એવા કોપ એટલે ક્રોધનાં કારણો આવે છતે, કરવા યોગ્ય કે નહિ કરવા યોગ્ય કાર્યનો વિચાર કર્યા વિના, બાહ્ય કે અંતરમાં ક્રોધનો

વિકાર આવતાં, તે કોપ રોકવા પ્રયત્ન કરવો, પણ તેને સફળ ન કરવો તે. તેમજ કોઈ તરફથી કડવા અપમાન-જનક શબ્દો સાંભળતાં, તેનો તેવા પ્રકારનો ઉત્તર વાળીને સામાને અપમાનજનક લાગે તેવું ન બોલતાં સહન કરીને, ક્ષમા આપવી તે માફી કહેવાય છે. **સદાચાર** એટલે સજ્જન માણસ યોગ્ય સારો આચાર રાખવો કામ, ક્રોધ, માયા તથા લોભના ઉદયમાં આવતા આત્માને વારવો, અને સર્વ માણસને ઉપકાર થાય તેવી પ્રવૃત્તિ કરવી, તેમજ મુખથી પ્રિય વચન વાપરવું, અને સર્વ જીવો ઉપર માયા રહિત અને માત્ર બાહ્ય દેખાવ માત્ર નહિ એટલે સાચો–હિત હોય તેવો સહજ ભાવનો સ્નેહ રાખવો, તે ઉપકારી સજ્જન યોગ્ય જે ક્રિયા પ્રવૃત્તિ કરવી, તે પણ યોગથીજ પ્રાપ્ત થાય છે. **યોગવૃદ્ધિ** એટલે સમ્યગ્ જ્ઞાન, દર્શન, ચારિત્ર વિગેરે મુક્તિના બીજ એટલે ઉપાદાન કારણરૂપ યોગની અપ્રમાદિપણે સાધના કરાય, કામ ક્રોધ વિગેરે કષાયનો વિજય કરાય, પાંચ ઇંદ્રિયોના વિષયોનો ત્યાગ કરાય, તે મુક્તિનું ઉત્કૃષ્ટ ઉપાદાન કારણ થાય છે. **શુભોદય**–શુભ કર્મ એટલે પુન્યકર્મનો ઉદય જેથી થાય, તેવા દાન, શીયલ, તપ, ભાવ, પરમાત્મ પૂજા, ગુરૂ-ભક્તિ, જીવદયા, સત્ય વચન, અચૌર્ય, પરિગ્રહ ત્યાગ વિગેરે પુન્ય ક્રિયા વડે શુભ શાતા વેદનીયનો બંધ સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્રના લાભ રૂપ વખાણવા યોગ્ય ફળના હેતુ ભૂત થાય છે. આ બધા ધૃતિ, ક્ષમા, સદાચાર, યોગવૃદ્ધિ, શુભોદય તે યોગના અંગ સ્વરૂપ છે, તેના મહાન્ ફળરૂપ આદેયતા, ગુરૂત્વ, સમ તથા સૌખ્યની શ્રેષ્ટતા પ્રાપ્ત થાય છે. તેમજ તેમાં આદેયતા

અર્થ—હે અર્જુન! જેમ પોતાના અનુકુળ પુદ્ગલના સંયોગથી સુખનો અનુભવ થાય છે તેમજ પ્રતિકુળ સંયોગથી દુઃખનો અનુભવ થાય છે. તેવી રીતે સર્વ જગતના આત્માઓને પણ સુખ દુઃખનો સંભવ જાણીને, કોઈને દુઃખ ન થાય, સર્વ સુખનો અનુભવ કરે, તેવી ભાવના રાખીને જે યોગી સર્વ આત્માને પોતાના જેવા પોતાના બંધુ–મિત્ર માને છે, તેને તું સાચો યોગી જાણ. તેને જ ઉત્કૃષ્ટ યોગી મનાય છે. તેમજ જન પ્રિયત્વ–જન એટલે સદ્આચાર સદ્-વિચાર અને સદ્વર્તનવાળા જે સજ્જન લોકો છે, તેમની પ્રીતિ સંપાદન કરવી, એટલે તેવા ઉત્તમ પુરૂષો તરફથી પ્રેમ–વલ્લભતા પ્રાપ્ત કરવી, તેમજ પ્રાતિભ એટલે સહજ-ભાવે સદ્ધર્માદિક કાર્યમાં, જ્ઞાનાભ્યાસમાં પ્રતિવાદીને ઉત્તર આપવામાં, સદ્ધર્મનો બોધ આપવામાં, તેમના પ્રશ્નના ઉત્તર આપવામાં, બુદ્ધિ ગુણનો વિકાશ થવો, અને સહજ –તરત પ્રશ્નનો ઉત્તર આપવા યોગ્ય સામર્થ્ય થાય છે. તથા તત્ત્વભાષણ–તત્ત્વ એટલે જીવ, અજીવ–પુન્ય–પાપ–આશ્રવ–સંવર–બંધ–નિર્જરા અને મોક્ષ એમ નવ તત્ત્વોનો તથા દ્રવ્ય એટલે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય કાલ અને જીવ વિગેરેના ગુણ પર્યાયનો વિચાર કરવો. અન્યને યથાર્થ સમજાવવો મત કદાગ્રહનો ત્યાગ કરી વસ્તુ સ્વરૂપ આત્મામાં ધ્યાન પૂર્વક ઉતારવું તે બધા યોગનાંજ ફળ છે.

વળી વિશેષ સ્વરૂપ કહે છે:—

**विनिवृत्ताग्रहत्वं च, तथा द्वन्द्वसहिष्णुता ।**
**तदभावश्च लाभश्च, बाह्यानां कालसङ्गतः ॥ ५२ ॥**

અર્થ—તેમજ યોગથી આગ્રહ રહિતપણું પણ આવે છે. વળી એક બીજાથી વિરૂદ્ધ પરિષહો સહન કરવાની શક્તિ પણ યોગથી આવે છે. તેમજ બાહ્ય અનુકુળ વસ્તુનો લાભ વા અલાભ કે જે કાલની યોગ્યતાથી પ્રતિકુળ હોય, તેને સહન કરવાનું સામર્થ્ય યોગથી આવે છે. ૫૩

વિવેચન—યોગની પ્રાપ્તિથી આત્મા કુમતના કદાગ્રહથી મુકાય છે, સત્ય હિત શોધવાની પ્રવૃત્તિ પ્રાપ્ત કરે છે, એટલે આત્માને અનુચિત–અયોગ્ય વસ્તુનો ત્યાગ કરી, યોગ્ય ક્રિયા અનુષ્ઠાનને ગ્રહણ કરવાનો તે પ્રયત્ન કરે છે. જે ક્રિયા અનુષ્ઠાન પોતે કરે છે તેમાં અન્ય તરફથી અયોગ્યતા દેખાડાતાં, તેવી ક્રિયાના આગ્રહને છોડી દઇને, સજ્જન માન્ય એવી યોગ ક્રિયા–અનુષ્ઠાનમાં પ્રવૃત્તિ કરે છે. દ્વન્દ્વ સહિષ્ણુતા—એટલે ઉપક્રમ રહિત અત્યંત દુઃખને આપનારા ક્લિષ્ટ કર્મ દલોનો ઉદય થવાથી અનિષ્ટ વસ્તુનો સંયોગ થાય, અને ઇષ્ટ વસ્તુનો વિયોગ થાય, તેમજ ઉષ્ણ ઋતુમાં તાપ, પ્રસ્વેદ તથા તૃષાનો પરિસહ લાગે, શિયાળામાં ભૂખ, શરદી, વાયુ, ટાઢ, લુખસ વિગેરે પરિસહો લાગે, ચોમાસામાં વરસાદથી હવાના યોગે ડાંસ મચ્છર વિગેરે જીવજંતુનો શરીર સાથે સંસર્ગ થવાથી, તથા માંકડ ચાંચડ વિગેરેના ડંખ લાગવાથી પરિસહ આવે. આવા પરિસહોને સહન કરવાની શક્તિ યોગથીજ આવે છે. તેમજ તે પરિસહોનો અભાવ, તેમજ અનુકુળ વસ્તુઓનો એટલે મિત્ર વસ્ત્ર, પાત્ર, કંબલ વિગેરેનો લાભ યોગથી પ્રાપ્ત થાય છે. પ્રાયઃ પૂર્ણ શુદ્ધ જે યોગ તે યોગની શક્તિ હણાય તેવા

રાગદ્વેષના પ્રસંગો આવે છતે સમભાવ રાખવો. લાભ એટલે બાહ્યથી જીવનનો નિર્વાહ ચાલે અને શાંતિ રહે, તેવા કારણો રૂપ વસ્તુઓનો લાભ, તેમજ સમાધિ રહે તેવા અનુકુળ યોગના સાધનો પણ યોગના અભ્યાસથી ક્રમે ક્રમે પ્રાપ્ત થાય છે. તેમજ કાલથી એટલે ઋતુ વય વિગેરે કાલના યોગથી શરીરમાં આવનારી હાનિ વૃદ્ધિમાં બાહ્ય વસ્તુના લાભ હાનિમાં વા અનુકુળ કે પ્રતિકુળ વસ્તુના સંયોગ વિયોગમાં સહન કરવાની શકિત પણ યોગથી જ પ્રાપ્ત થાય છે. ૫૩

વળી બીજુ જે યોગથી પ્રાપ્ત થાય છે તે જણાવે છે-

**धृतिः क्षमा सदाचारो, योगवृद्धिः शुभोदया।**
**आदेयता गुरुत्वं च, शमसौख्यमनुत्तरम् ॥ ५४ ॥**

અર્થ—ધૃત્તિ, ક્ષમા, સદાચાર, યોગવૃધ્ધિ, આદેયતા, ગુરૂપણું- એ યોગના અભ્યાસથી આત્માના શુભોદયમાં કારણીક થાય છે અને તેના ફળરૂપ અપૂર્વ સમભાવનું સુખ પણ આ યોગના અભ્યાસથો જ પ્રાપ્ત થાય છે. ૫૪

વિવેચનઃ—ધૃતિ એટલે ધીરજ, તે સમયને અનુકુળ જે જે વસ્તુ એટલે વસ્ત્ર, ભોજન, ઉપાશ્રય વગેરે ધર્મની સાધનામાં ઉપયોગી એવી વસ્તુઓ તે કાળના સંયમયોગ નિર્વાહ માટે માત્ર ઉપયોગીજ છે, તેમ માની જે અનુકૂળ કે પ્રતિકુળ હોય તેમાં પણ સંતોષ રાખી ચારિત્રયોગમાં સ્થિરતા રાખવી તે. ક્ષમા એટલે સાચા કે જુઠા એવા કોપ એટલે ક્રોધનાં કારણો આવે છતે, કરવા યોગ્ય કે નહિ કરવા યોગ્ય કાર્યનો વિચાર કર્યા વિના, બાહ્ય કે અંતરમાં ક્રોધનો

વિકાર આવતાં, તે કોપ રોકવા પ્રયત્ન કરવો, પણ તેને સફળ ન કરવો તે. તેમજ કોઈ તરફથી કડવા અપમાનજનક શબ્દો સાંભળતાં, તેનો તેવા પ્રકારનો ઉત્તર વાળીને સામાને અપમાનજનક લાગે તેવું ન બોલતાં સહન કરીને, ક્ષમા આપવી તે માફી કહેવાય છે. સદાચાર એટલે સજ્જન માણુસ યોગ્ય સારો આચાર રાખવો. કામ, ક્રોધ, માયા તથા લોભના ઉદયમાં આવતા આત્માને વારવો, અને સર્વ માણુસને ઉપકાર થાય તેવી પ્રવૃત્તિ કરવી, તેમજ મુખથી પ્રિય વચન વાપરવું, અને સર્વ જીવો ઉપર માયા રહિત અને માત્ર બાહ્ય દેખાવ માત્ર નહિ એટલે સાચો—હિત હોય તેવો સહજ ભાવનો સ્નેહ રાખવો, તે ઉપકારી સજ્જન યોગ્ય જે ક્રિયા પ્રવૃત્તિ કરવી, તે પણ યોગથીજ પ્રાપ્ત થાય છે. યોગવૃદ્ધિ એટલે સમ્યગ્ જ્ઞાન, દર્શન, ચારિત્ર વિગેરે મુક્તિના બીજ એટલે ઉપાદાન કારણુરૂપ યોગની અપ્રમાદિપણે સાધના કરાય, કામ ક્રોધ વિગેરે કષાયનો વિજય કરાય, પાંચ ઇંદ્રિયોના વિષયોનો ત્યાગ કરાય, તે મુક્તિનું ઉત્કૃષ્ટ ઉપાદાન કારણુ થાય છે. શુભોદય—શુભ કર્મ એટલે પુન્યકર્મનો ઉદય જેથી થાય, તેવા દાન, શીયલ, તપ, ભાવ, પરમાત્મ પૂજા, ગુરૂભક્તિ, જીવદયા, સત્ય વચન, અચૌર્ય, પરિગ્રહ ત્યાગ વિગેરે પુન્ય ક્રિયા વડે શુભ શાતા વેદનીયનો બંધ સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્રના લાભ રૂપ વખાણુવા યોગ્ય ફળના હેતુ ભૂત થાય છે. આ બધા ધૃતિ, ક્ષમા, સદાચાર, યોગવૃદ્ધિ, શુભોદય તે યોગના અંગ સ્વરૂપ છે, તેના મહાન્ ફળરૂપ આદેયતા, ગુરૂત્વ, સમ તથા સૌખ્યની શ્રેષ્ટતા પ્રાપ્ત થાય છે. તેમજ તેમાં આદેયતા

આરામાં તથા ત્રીજા આરામાં, પરમાત્મા ઋષભદેવના શાસનમાં પણુ યોગની સાફલ્યતા સર્વથા સિદ્ધ છે. પૂર્વે જે યોગના ફળ જણાવ્યા છે તે ચોથા આરામાં તથા પાંચમા આરામાં યોગ સિદ્ધ મહાત્માઓએ પ્રત્યક્ષ અનુભવ્યા છે. જેમ વિષ્ણુ-કુમાર મુનિરાજ યોગબળથી ધર્મદ્વેષી નમુચિને શિક્ષા કરી શક્યા, અને જૈન સંઘની યોગ્ય સમયે સેવા કરી કર્મની મહા નિર્જરા કરી શક્યા છે. તેથી જણાય છે કે સર્વ જગતમાં પંડિતથી માંડી સ્ત્રી, બાલક, વૃદ્ધ, આર્ય તથા અનાર્યો પણ યોગની સિદ્ધિઓને પ્રભાવ જાણે છે. વળી યોગનું વિશેષ ફળ જે આગમોમાં કહ્યું છે તે બાબત આવશ્યકની નિર્યુક્તિમાં આ પ્રમાણે જણાવ્યું છે:—

"आमोसहि विप्पोसहि खेलोसहि जल्लमोसहि चेव । संभिन्नसोय उज्जुमइ, सव्वोसहि चेव बोधव्वा ॥ १ ॥ चारण आसीविसकेवला य, मणनाणी नवपुव्वधरी । अरिहंत चक्कधरा, बलधरा वासुदेवा य ॥ २ ॥"

અર્થ:—યોગીઓના શરીરને મેલ મનુષ્યના રોગને નાશ કરનારો થાય છે. તેમજ યોગીઓના કફ, થુંક, પ્રસ્રવ, સ્વેદ પણ લોકને રોગની પીડા દૂર કરવામાં ઔષધ રૂપ બને છે. તેથી યોગીઓની તેવા પ્રકારની જે શક્તિ છે તેને લબ્ધિઓ (સિદ્ધિઓ) કહેવાય છે. તેમજ સંભિન્નશ્રોત લબ્ધિથી પાંચ ઈંદ્રિયોના વિષયો એક ઈંદ્રિયથી પણ ગ્રહણ કરવાની શક્તિ મળે છે. તથા ઋજુમતિ મન:પર્યાય જ્ઞાનથી બીજાના મનના વિચાર જાણવાની શક્તિ પ્રાપ્ત થાય છે. યોગીઓના શરીરને સર્વ પ્રકારને મલ રોગીઓના શરીરના સર્વ રોગો દૂર કરવા સમર્થ બને છે. ચારણ એટલે આકા-

શમાં ચાલવાની શક્તિ, આશિવિષ–ભયંકર સર્પ, વીંછી વિગેરેના સર્વ પ્રકારના ઝેરનો નાશ કરવાની શક્તિ જે યોગીની દૃષ્ટિમાંજ રહેલી છે. યોગીઓ કૈવલ્યજ્ઞાન શક્તિ રૂપ લબ્ધિ વડે ત્રણ જગતના સર્વ દ્રવ્યો એટલે ગુણ પર્યાય યુક્ત સર્વ પદાર્થો સમયે સમયે જાણે છે, દેખે છે. તથા મનઃપર્યવજ્ઞાન પણ યોગીઓની એક લબ્ધિ છે, તે વડે અઢી દ્વીપમાં રહેલા સંજ્ઞી મનુષ્યોના મનના વિચારોને જાણવાની શક્તિ ધરાવે છે. અવધિજ્ઞાન રૂપ લબ્ધિ વડે યોગી જગતના તમામ રૂપી દ્રવ્યોના ગુણ પર્યાયોને જાણી શકે છે. પૂર્વધરોને પૂર્વધર લબ્ધિ વડે સર્વ આગમ રૂપ દ્વાદશાંગીનો બે ઘડીમાં સ્વાધ્યાય કરી શકવાની શક્તિ પ્રગટે છે. તેમજ અરિહંતની શક્તિ, ચક્રવર્તિત્વ શક્તિ, બલદેવની શક્તિ, વાસુદેવની શકિત એવી અનેક શક્તિ ( લબ્ધિ ) મેળવીને યોગીઓ જગતના નાસ્તિકત્વને પોતાના યોગબળથી દૂર કરવા શકિતમાન થાય છે. આ યોગ રૂપ કલ્પવૃક્ષનું મહાન ફળ મોક્ષની પ્રાપ્તિજ છે. આ ઉપરાંત બીજી અનેક પ્રકારની લબ્ધિ પણ પ્રગટ થાય છે.

તે જણાવે છે—

अलौल्यमारोग्यमनिष्ठुरत्वं, गन्धः शुभो मूत्रपुरिषमल्पम् ।
कान्तिः प्रसादः स्वरसौम्यता च, योगप्रवृत्तेः प्रथमं हि लिङ्गम् ॥ १ ॥

અર્થ:—યોગ માર્ગમાં પ્રવૃત્તિ કરનારાઓ પ્રથમ પ્રવેશમાંજ પાંચ ઇંદ્રિયોની યોગ્ય વસ્તુઓની લાલચ રૂપ અત્યંત આસક્તિ ભાવને છોડે છે, અને તે કારણે શરીરમાં રોગના અભાવ રૂપ આરોગ્યતા આવે છે, અને યોગમાં પ્રવૃત્તિ

એટલે પોતાથી અન્ય ધર્મીજનોના વચન, આજ્ઞા, ઉપદેશ, ક્રિયા અનુષ્ઠાન રૂપ પ્રશસ્ત ચેષ્ટાનો આદરપૂર્વક સ્વીકાર કરે છે, તેમને પૂજ્ય માની આદરસત્કાર કરે છે, તેથી આદેયતા– એટલે આદેય નામ કર્મના ઉદયથી તેઓના ધર્મનાં અનુષ્ઠાન બીજાને આદરવા યોગ્ય વા જાણવા યોગ્ય થાય, તે આદેય નામ કર્મ રૂપ પુન્ય પ્રકૃતિનો પ્રકાર છે. ગૌરવ રૂપ ગુરૂત્વ એટલે પૂજ્યને ગુરૂ માની, તેમનો આદર પૂર્વક મહાન સત્કાર કરવો, તેથી તેમના પગલે ચાલીને ધર્મક્રિયામાં, યોગમાર્ગમાં પ્રવૃત્તિ કરે છે.

આવી પુન્ય પ્રકૃતિ જે અન્યના લાભને અર્થે થાય છે, તે તીર્થંકર, ગણધર, યુગપ્રધાન, આચાર્ય, ઉપાધ્યાય વિગેરે પૂજ્ય સાધુ પુરૂષોને પ્રગટે છે, અને પોતાને શમ સુખનો સર્વોત્કૃષ્ટ લાભ પ્રાપ્ત થાય છે. આ સર્વોત્કૃષ્ટ શમ–પ્રશમનો લાભ ક્રોધ, માન, માયા, લોભ, કામ, ઈર્ષ્યા વિગેરે રાગ-દ્વેષનો ઉદય જ્યારે મંદ પડે છે ત્યારેજ પ્રાપ્ત થાય છે, તે પ્રશમજનિત સુખ સર્વોત્કૃષ્ટ છે. કારણકે પાંચ ઇંદ્રિયોના તેવીશ વિષયોના ભોગથી અનુત્તરવાસી દેવો જે સુખ અનુભવી રહ્યા છે, તેથી પણ પ્રશમરસનું સુખ અનંતગણું વધારે છે. તે માટે શાસ્ત્રકારો જણાવે છે કે—

निर्जितमदमदनानां, वाक्कायमनोविकाररहितानाम् ।
विनिवृत्तपराशाना–मिहैव मोक्षः सुविहितानाम् ॥१॥

અર્થ—જેમણે મદ એટલે અહંકાર તેમજ મદન એટલે કામદેવ અથવા પાંચ ઈંદ્રિયોના ભોગ વિષયો જીત્યા છે, વળી વચન–કાય અને મનના યોગ વિકારથી રહિત છે

તેમજ પર એટલે પુદ્ગલના ભોગ સંબંધી આશા તેમજ માન, યશ, જય વિગેરે બાહ્ય દુનિયાદારીની સર્વ આશા તજી દીધી છે એવા સુવિહિત એટલે અપ્રમાદી ભાવે શુદ્ધ ચારિત્રવંત આત્માઓને અંહિંઆંજ મોક્ષ સુખનો અનુભવ થાય છે. એ પ્રમાણે યોગના વિશેષ ફળો કહ્યાં. ૫૪

આ યોગ સર્વ જગતમાં પ્રિય છે તે જણાવે છે:—

**आविद्वदङ्गनासिद्ध–मिदानीमपि दृश्यते ।**
**एतत्मायस्तद्न्यत्तु, सुवह्वागमभाषितत् ॥ ५५ ॥**

અર્થ:—વિદ્વાનથી માંડીને બઠર બુધ્ધિવંત બાલક સ્ત્રી સુધી સર્વ લોક યોગનો મહિમા જાણે છે. તેમજ તેના લક્ષણ–સ્વભાવને પણ જાણે છે. તેથી યોગનું વિશેષ સ્વરૂપ આગમશાસ્ત્રોમાં જે બહુ અધિક કહેલ છે તે અહીં જણાવે છે. ૫૫

વિવેચન—વિદ્વાનથી માંડીને અભણ અને સ્ત્રી જાતિ સુધીના તથા વૃધ્ધથી માંડીને બાલક સુધીના સર્વ સામાન્ય લોકમાં એ વાત અવશ્ય પ્રસિધ્ધ છે કે, આ દુઃષમકાળમાં પણ યોગની સિદ્ધિ જેમને થઇ છે, તેમનું યોગફળના લાભ રૂપ પરમ શાંત સ્વરૂપ જોવાય છે. જેમકે મહાયોગી આનંદઘનજી, ચિદાનંદજી, દેવચંદ્રજી, યશોવિજયજી વિગેરેને યોગ સિદ્ધ થયેલ હોવાથી, તેઓએ જે શાંતતા અનુભવી છે, તેવી શાંતતા પૈસાદાર શેઠ કે સત્તાધર રાજા મહારાજથી નથી અનુભવાતી. જ્યારે પાંચમા આરામાં એવા યોગીઓ પરમ આનંદનો અનુભવ કરે છે, તેથી એમ સમજવું કે ચોથા

આરામાં તથા ત્રીજા આરામાં, પરમાત્મા ઋષભદેવના શાસનમાં પણ યોગની સાફલ્યતા સર્વથા સિદ્ધ છે. પૂર્વે જે યોગના ફળ જણાવ્યા છે તે ચોથા આરામાં તથા પાંચમા આરામાં યોગ સિદ્ધ મહાત્માઓએ પ્રત્યક્ષ અનુભવ્યા છે. જેમ વિષ્ણુકુમાર મુનિરાજ યોગબળથી ધર્મદ્વેષી નમુચિને શિક્ષા કરી શક્યા, અને જૈન સંઘની યોગ્ય સમયે સેવા કરી કર્મની મહા નિર્જરા કરી શક્યા છે. તેથી જણાય છે કે સર્વ જગતમાં પંડિતથી માંડી સ્ત્રી, બાલક, વૃદ્ધ, આર્ય તથા અનાર્યો પણ યોગની સિદ્ધિઓના પ્રભાવ જાણે છે. વળી યોગનું વિશેષ ફળ જે આગમોમાં કહ્યું છે તે બાબત આવશ્યકની નિર્યુક્તિમાં આ પ્રમાણે જણાવ્યું છે:—

"आमोसहि विप्पोसहि खेलोसहि जल्लमोसहि चेव। संभिन्नसोय उज्जुमइ, सव्वोसहि चेव बोधव्वा ॥ १ ॥ चारण आसीविसकेवला य, मणनाणी नवपुव्वधरो। अरिहंत चक्कधरा, बलधरा वासुदेवा य ॥ २ ॥"

અર્થ:—યોગીઓના શરીરનો મેલ મનુષ્યના રોગને નાશ કરનારો થાય છે. તેમજ યોગીઓના કફ, થુંક, પ્રસ્રવ, સ્વેદ પણ લોકને રોગની પીડા દૂર કરવામાં ઔષધ રૂપ બને છે. તેથી યોગીઓની તેવા પ્રકારની જે શક્તિ છે તેને લબ્ધિઓ (સિદ્ધિઓ) કહેવાય છે. તેમજ સંભિન્નશ્રોત લબ્ધિથી પાંચ ઇંદ્રિયોના વિષયો એક ઇંદ્રિયથી પણ ગ્રહણ કરવાની શક્તિ મળે છે. તથા ઋજુમતિ મનઃપર્યાય જ્ઞાનથી બીજાના મનના વિચાર જાણવાની શક્તિ પ્રાપ્ત થાય છે. યોગીઓના શરીરનો સર્વ પ્રકારનો મલ રોગીઓના શરીરના સર્વ રોગો દૂર કરવા સમર્થ બને છે. ચારણ એટલે આકા-

શમાં ચાલવાની શક્તિ, આશિવિષ-ભયંકર સર્પ, વીંછી વિગેરેના સર્વ પ્રકારના ઝેરનો નાશ કરવાની શક્તિ જે યોગીની દૃષ્ટિમાંજ રહેલી છે. યોગીઓ કૈવલ્યજ્ઞાન શક્તિ રૂપ લબ્ધિ વડે ત્રણ જગતના સર્વ દ્રવ્યો એટલે ગુણ પર્યાય યુક્ત સર્વ પદાર્થો સમયે સમયે જાણે છે, દેખે છે. તથા મનઃપર્યવજ્ઞાન પણ યોગીઓની એક લબ્ધિ છે, તે વડે અઢી દ્વીપમાં રહેલા સંજ્ઞી મનુષ્યોના મનના વિચારોને જાણવાની શક્તિ ધરાવે છે. અવધિજ્ઞાન રૂપ લબ્ધિ વડે યોગી જગતના તમામ રૂપી દ્રવ્યોના ગુણ પર્યાયોને જાણી શકે છે. પૂર્વધરોને પૂર્વધર લબ્ધિ વડે સર્વ આગમ રૂપ દ્વાદશાંગીનો બે ઘડીમાં સ્વાધ્યાય કરી શકવાની શક્તિ પ્રગટે છે. તેમજ અરિહંતની શક્તિ, ચક્રવર્તિત્વ શક્તિ, બલદેવની શક્તિ, વાસુદેવની શકિત એવી અનેક શક્તિ (લબ્ધિ) મેળવીને યોગીઓ જગતના નાસ્તિકત્વને પોતાના યોગબળથી દૂર કરવા શકિતમાન થાય છે. આ યોગ રૂપ કલ્પવૃક્ષનું મહાન ફળ મોક્ષની પ્રાપ્તિજ છે. આ ઉપરાંત બીજી અનેક પ્રકારની લબ્ધિ પણ પ્રગટ થાય છે.

તે જણાવે છે—

**अलौल्यमारोग्यमनिष्ठुरत्वं, गन्धः शुभो मूत्रपुरिषमल्पम्।**
**कान्तिः प्रसादः स्वरसौम्यता च, योगप्रवृत्तेः प्रथमं हि लिङ्गम् ॥ १ ॥**

**અર્થ**:—યોગ માર્ગમાં પ્રવૃત્તિ કરનારાઓ પ્રથમ પ્રવેશમાંજ પાંચ ઇંદ્રિયોની યોગ્ય વસ્તુઓની લાલચ રૂપ અત્યંત આસક્તિ ભાવને છોડે છે, અને તે કારણે શરીરમાં રોગના અભાવ રૂપ આરોગ્યતા આવે છે, અને યોગમાં પ્રવૃત્તિ

કરનારા તામસ તથા રાજસ પ્રકૃતિકારક આહાર તથા ભોગોને ત્યાગ કરે છે. તેથી નિર્દયતાનો ત્યાગ થાય છે. દયા દાક્ષિણ્યતા પ્રગટે છે. યોગના અભ્યાસમાં પ્રવેશેલા યોગીને શરીરમાં સુગંધ પ્રગટે છે. મૂત્ર તથા વિષ્ટા અલ્પ થાય છે. શરીરમાં દેદીપ્યમાન કાંતિ પ્રગટે છે. લોકો ઉપર પ્રસાદ–પ્રભાવ પ્રગટ રીતે પડે છે. તેમજ ભાષામાં શાંતિ અને મીઠાશ તથા ગ્રાહ્યતા આવે છે. આ યોગના અભ્યાસીઓનું પ્રથમ ચિન્હ જાણવું. ૧

मैत्र्यादियुक्तं विषयेषु चेतः, प्रभाववद् धैर्यसमन्वितं च ।
द्वन्द्वैरधृष्यत्वमभिष्टलाभो, जनप्रियत्वं च तथा परं स्यात् ॥२॥

અર્થ:—ધર્મકાર્ય રૂપ વિષયો જેવા કે–પૂજા, ગુરૂભક્તિ, સામાયિક, પૌષધ, દાન, દયા, બ્રહ્મચર્ય વિગેરેમાં મૈત્રી પ્રમોદ કરૂણા માધ્યસ્થતા એ ચાર ભાવનાથી યુક્ત યોગીઓનું ચિત્ત હોય છે, તથા પ્રભાવવાળું, ધૈર્યયુક્ત, રાગદ્વેષમાં ન લેપાય તેવું યોગીઓનું ચિત્ત હોય છે, તેમજ યોગીઓને ઇષ્ટ વસ્તુઓનો લાભ પણ થાય છે, અને લોકમાં તેમના વચન આજ્ઞા તથા દર્શન અતિ પ્રિય હોય છે. ૨

दोषव्यपायः परमा च तृप्ति -रौचित्ययोगः समता च गुर्वी ।
वैरादिनाशोऽथ ऋतम्भराधीर्निष्पन्नयोगस्य नु चिह्नमेतत् ॥३॥

અર્થ:—દોષનો નાશ (પાપપ્રવૃત્તિનો નાશ) અને જે જે સમયે જે અનુકુળતા ને પ્રતિકુલતા મલે તેમાં પરમ તૃપ્તિ એટલે સંતોષ તથા ઉચિત યોગ યોગીઓને થાય છે.

સમતા એટલે રાગદ્વેષનો ઉદય જરા પણ ન થવા દે તેવી મોટી સમપરિણામતા પણ થાય છે. ઋતંભરાધી એટલે ઋતંભરા નામની બુદ્ધિ મોહનીય, જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અંતરાય એ ચાર કર્મનો ક્ષય કરતાં શુક્લ ધ્યાનના પ્રથમ બે પાયાના ધ્યાન વખતે સિદ્ધાંત, અનુમાન અને પ્રમાણુથી યુક્ત આત્માના ઉપયોગમાં વર્તતા મહાન યોગીને થાય છે. કહ્યું છે કે "आगमेनानुमानेन, ध्यानाभ्यासरसेन च। त्रिधा प्रकल्पयन् प्रज्ञा, लभते ज्ञानमुत्तमम् ॥ १ ॥

અર્થઃ—આગમ તથા અનુમાન વડે જાણુવામાં આવતી વસ્તુને ધ્યાનના અભ્યાસમાં પડતા રસ વડે, ત્રણ પ્રકારના એટલે દ્રવ્યમય, ગુણુમય ને પર્યાયમય કલ્પનાના વચનથી જેનો ઉચ્ચાર ન કરી શકાય, પણ આત્માનુભવમાંજ જણાય તેવા પ્રકારની ઋતંભરા બુદ્ધિ રૂપ જ્ઞાન અથવા મહાપ્રજ્ઞા આત્માને યોગના બલથી પ્રગટે છે. ૧

યોગના અભ્યાસમાં ઉપર બતાવેલા દોષ ક્ષય વિગેરે અથવા લબ્ધિઓ અવશ્ય ઉચિતજ છે. આમ યોગના અભ્યાસી પુરૂષોને જે જે લબ્ધિઓ-સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે, તેનું સ્વરૂપ આગમમાં-સિદ્ધાંતમાં આપ્ત-પૂજ્ય પુરૂષોએ સારી રીતે સમજાવ્યું છે. માટે તે ઉપર શ્રદ્ધા રાખીને મોક્ષના અર્થી-મુમુક્ષુ આત્માઓ અધ્યાત્મ યોગમાં અવશ્ય અભ્યાસ કરશે. ૫૫

આ પ્રમાણે યોગના અભ્યાસથી જે ફળ પ્રાપ્ત થાય છે. તેથી જે સિદ્ધ થયું તેની પ્રસિદ્ધિ માટે કહે છે:—

**न चैतद् भूतसङ्घात--मात्रादेवोपपद्यते ।**
**तदन्यभेदकाभावे, तद्वैचित्र्याप्रसिद्धितः ॥ ५६ ॥**

**અર્થ:**—આ કારણથી ભાવયોગીમાં જણાતું આ યોગનું માહાત્મ્ય પૃથિવ્યાદિ ભૂત સમુદાય માત્રથી ઉપજે છે, તેમ તો જરા પણ સિધ્ધ થતું નથી. કારણકે આ માહાત્મ્ય ભૂતોથી ઉપજે છે, એમજ જો માનીએ તો ભૂત સંઘાતથી ભિન્ન સ્વભાવને કરનાર કોઈ ન જણાતો હોય તો જગતનું વિચિત્રપણું જે દેખાય છે, તે કઈ રીતે સિધ્ધ થાય? ૫૬

**વિવેચન:**—આ પૂર્વે કહેવાયેલું યોગનું માહાત્મ્ય પરમ અધ્યાત્મ–સ્વરૂપને જાણનાર ભાવ યોગવાલા યોગીઓમાં જ દેખાય છે, તેથી એમ સિધ્ધ થાય છે કે ભૂત સમુદાય માત્રમાં એટલે પૃથ્વી–પાણી–તેજસ્–વાયુ–આકાશરૂપ મહાભૂત સમુદાયમાં આત્માદિ સ્વરૂપનો કેવળ અભાવ હોવાથી તે ભૂત સમુદાયથી ચૈતન્યતા સિદ્ધ થતી નથી. કારણકે જ્ઞાન દર્શન ચારિત્ર રૂપ યોગની આરાધના તેમજ મન વચન કાયા રૂપ યોગનો નિરોધ ભૂત સમુદાય કરી શકતો નથી. આત્મા કોઈ રીતે ભૂત સમુદાયથી ઉત્પન્ન થઈ શકતો નથી, તેથી નાસ્તિક ચાર્વાકોનો મત સિદ્ધ થતો નથી. કદાપિ નાસ્તિકવાદ માનીએ તો જ્ઞાન દર્શન ચારિત્રરૂપ યોગ તથા દાન શિયળ વિગેરે ધર્માનુષ્ઠાન કરવાનું રહેતું નથી. કારણ કે તેમના મતે પરભવ ન હોવાથી તે અનુષ્ઠાનનું ફળ મલે તેમ નથી. તેમજ વળી સ્પર્શ, રસ, ગંધ, રૂપ અને શબ્દ રૂપ લક્ષણવાળા તે જડ રૂપ ભૂત સમુદાયથી જુદા જ્ઞાન દર્શન તથા ચેતના

લક્ષણોવાળું અથવા તે ભૂત સમુદાયથી વિલક્ષણ સ્વભાવ બતાવનાર તત્ત્વ તમારા મતમાં જણાતું નથી. કારણકે આ પાંચ ભૂતથી અન્ય ચૈતન્ય વિશેષ ઉત્પન્ન કરનાર વિલક્ષણ સ્વભાવવાળું ભૂત તમોએ માન્યું નથી, તેથી તમારા સિદ્ધાંતમાં આ ભૂતથી વિચિત્ર સ્વભાવવાલા ભૂતની અસ્તિતા પ્રસિદ્ધ થઇ શકે નહિ કે જેથી તે ભૂત સમુદાય કાયાના આકાર રૂપે પરિણામ પામીને વિચિત્ર રીતે જુદા જુદા સ્વભાવને પ્રગટ કરી શકે. તેમજ આ ભૂત વિચિત્ર ભાવે પરિણામ પામી શકે તેમ ઘટતું નથી. કારણ કે તે પ્રત્યેકમાં ચૈતન્યનો અભાવ હોવાથી સમુદાયમાં કેવી રીતે આવી શકે? જો રેતીમાં તેલ નથી તો લાખો મણ રેતી-પીલતાં બિંદુ માત્ર પણ તેલ કેમ નીકળે? માટે ભૂતમાં ચૈતન્ય ન હોવાથી તેના સમુહમાં પણ નજ આવે. કારણકે જો જીવ ભૂત સમુદાયથીજ ઉપજેલો હોય તો મરણકાલે પાંચ ભૂતની કાયા કાયમ હોવા છતાં ચૈતન્યની ચેષ્ટા નથી દેખાતી, તેનું કારણ જાણવું જોઇએ. ડોકટરો કહે છે કે પ્રાણ રૂપ પવન જુદો પડેલ હોવાથી મરણ પામે છે, તો કહીશું કે ધમણથી તેમાં પવન પૂરવાથી પ્રાણ આવવો જોઇએ. તેનાથી દેખાતો પ્રાણ રૂપ પવન આ દેખાતા પવનથી જુદા પ્રકારનો છે તેમ જો કહેશો, તો જે આ પાંચ ભૂતથી જુદા પ્રકારનું ચૈતન્ય ધારણ કરનાર છે તેજ આત્મા છે, અને તેથીજ આ ભૂતના ગુણ લક્ષણથી ભિન્ન સ્વભાવ જ્ઞાન દર્શન ચેતનાનો અનુભવ થાય છે, વળી કર્મના ફળ રૂપ સુખ દુઃખનો અનુ-ભવ જીવ વિના બીજામાં જરા પણ સંભવતો નથી. તેમજ યોગ મહાત્મ્યમાં જણાવેલ લક્ષણથી અન્ય લક્ષણ ભૂત સમૂહમાં

-અપ્રસિદ્ધ હોવાથી, ભૂત સમુદાયથી પરિણામ પામેલ કાયાના આકારમાં વિચિત્રતા તથા ભિન્ન સ્વભાવતા ન ઘટે. તેથી એમ સિદ્ધ થાય છે કે ભૂતથી તથા ભૂત સમુદાયથી અન્ય વિચિત્ર શક્તિ યુક્ત બીજું તત્ત્વ જે રહેલું છે, તે આત્મ-તત્વનીજ આધિનતાથી આ યોગતત્ત્વનો પ્રભાવ સિદ્ધ થાય છે. તે તત્વના અભાવમાં એટલે આત્માના અભાવમાં યોગ-તત્ત્વની પ્રભાવનાનો અભાવ થાય છે. તેમજ અનાદિ કાલથી યોગ્યંતા વડે લાગેલા કર્મ વિના આત્માને લેપાવાનું અને છુટું પડવાનું નથી સંભવતું. પૂર્વ જન્મ પણ આત્મા—કર્મની સત્તા વિના નથી સંભવતો. આત્મા, કર્મબંધન, કર્મમુક્તિ, સંસારભ્રમણ વિગેરે પરિણામો થવાનું ભૂતથી ભિન્ન આત્મા હોય તોજ સિદ્ધ થાય છે. આથી નાસ્તિક ચાર્વાકનો મત નષ્ટ થયો, એટલે અપ્રમાણ થયો. ૫૬

હવે યોગ માહાત્મ્ય વડે બીજા પ્રકારે પરલોકમાં -આત્માનું ગમનાગમન સિદ્ધ કરતાં જણાવે છે:—

**ब्रह्मचर्येण तपसा, सद्वेदाध्ययनेन च ।**
**विद्यामन्त्रविशेषेण, सत्तीर्थासेवनेन च ॥ ५७ ॥**

અર્થ:—બ્રહ્મચર્ય વડે, તપ વડે, સત્યવેદના અધ્યયન વડે તથા વિદ્યા મંત્ર વિશેષ તથા સત્ય તીર્થનાં સેવન વડે આત્માને પૂર્વ જન્મના સંસ્કારનું પ્રગટ ભાવે આવવું થાય છે, તેથી આત્મા ધર્મકાર્યમાં જોડાઈને મુક્તિ તરફ ગમન -કરનારો થાય છે. ૫૭

વિવેચન—મન વચન કાયાના યોગથી મૈથુન સેવવું એટલે

સ્ત્રી, બાળક, નપુંસક તથા પશુની સાથે બસ્તિને ઉત્તેજીત કરી વિષય ભોગવવા પ્રવૃત્તિ કરવી, અથવા મનને તેવા વિષયમાં લીન બનાવવું. આવા પ્રકારના મૈથુનને ત્યાગ કરવો તે બ્રહ્મચર્ય તથા પાંચ ઈંદ્રિયોના ત્રેવીશ વિષયોના ઉપભોગને ત્યાગ કરવો તે શુદ્ધ બ્રહ્મચર્ય કહેવાય.

તેમજ તપ એટલે અન્ન પાણીના ભક્ષણુને ત્યાગ કરવો, રસગૃદ્ધિને ત્યાગ કરવો, ઇચ્છા કરતાં અલ્પ આહાર કરવો. વૃત્તિને નિરોધ કરવો, કાયાને થતા કલેશ સહન કરવા. કહ્યું છે કે—

अणसणमुणोयरिया, वित्तिसंखेवणं रसच्चाओ।
कायकिलेसो संलीणया य वज्झो तवो होइ ॥२॥

અર્થ:—અણુસણુ એટલે આહારને ત્યાગ એટલે ઉપવાસ, છઠ, અઠ્ઠમ વિગેરે કરવાં તે. ઉણોદરી એટલે ભૂખ કરતાં ઓછો આહાર લેવો. વૃત્તિસંક્ષેપ એટલે જે જે ખાવા પીવા ભોગવવાની જીવને ઇચ્છાઓ થાય તેને રોકવા પ્રવૃત્તિ કરવી, એટલે ઈચ્છાને રોધ કરવો. રસત્યાગ એટલે છ રસો તથા વિગય એટલે જે આહારથી જીવને ઉન્માદીપણું આવે તેને વિકૃતિ–વિકારક કહેવાય છે, તેવા આહારો એટલે દહિં, દુધ, ઘી, ગોળ, તેલ, મધ, માંખણુ, માંસ અને મદ્યને ભોગ–ખાવા પીવાને ત્યાગ કરવો. કાયાથી તાપ ટાઢ, ડાંસ, મચ્છરથી થતા કલેશને સહન કરવા તે કાયકલેશ અંગોપાંગ સંકોચીને રહેવું તે સંલીનતા એ છ બાહ્ય તપ કહેવાય છે, તે તપ જાણવો.

"स्वाध्यायो विनयो ध्यानं, व्युत्सर्गो व्यावृत्तिस्तथा।
प्रायच्छित्तमिदं प्रोक्तं, तपः विघमान्तरम्" ॥२॥

અર્થ—સ્વાધ્યાય એટલે શાસ્ત્રાભ્યાસ, વિનય એટલે ગુરૂ આદિનું અભ્યુત્થાનાદિ કરવું, વંદન પૂજન કરવું. ધ્યાન એટલે ધર્મ અને શુકલ ભાવનું ધ્યાન કરવું. કાયાની મમતા ત્યાગ કરવા રૂપ કાઉસ્સગ્ગ કરવો. સંસાર પ્રવૃત્તિથી પાછા ફરીને આત્મ સ્વરૂપની ભાવનામાં રહેવું તે વ્યાવૃત્તિ. તેમજ પ્રમાદથી થયેલા અશુભ આચરણાનો પશ્ચાતાપ કરીને ફરી તેવું ન બને તે માટે નિશ્ચય કરવો તે પ્રાયશ્ચિત્ત એમ છ પ્રકારનો આ અભ્યંતર તપ જાણવો આવો તપ અનંત-કર્મને બાળે છે.

સદ્વેદનું અધ્યયન કરવું એટલે જેથી આત્માને સ્વપર સ્વરૂપનો બોધ થાય, મિથ્યાત્વ અજ્ઞાન ટળે, જ્ઞાન દર્શન ચારિત્રનો અનુભવ થાય, તેવા સુંદર ભાવને પ્રગટ કરનાર સદ્ભૂત-અર્થને જણાવનાર સર્વજ્ઞ વીતરાગ દેવ પર-માત્માએ પ્રરૂપેલા વેદ એટલે સદાગમનો અભ્યાસ કરવો એટલે વાંચવું, પૂછવું, ગણવું, અભ્યાસેલા તત્ત્વ ભાવમય વેદ એટલે સદાગમના વચનોનું પરાવર્તન કરવું, સ્વાધ્યાય કરવો, તેને આચારમાં એટલે ક્રિયામાં મુકવા ભાવના ભાવવી.

તેમજ વિદ્યામંત્ર, તેમાં સ્ત્રી પોતાના પતિને સ્વાધિન કરવા તેવી સામગ્રી પૂર્વક એક ધ્યાને ગણે તે વિદ્યા અને પુરૂષ સ્ત્રીને વશ કરવા સાધના સહિત એકાગ્રભાવે ગણે તે મંત્ર કહેવાય છે. અથવા વર્ધમાન વિદ્યા જેથી દેવ, દેવતા, ભૂત, પિશાચ વશ થાય તેવો જે આરાધના સાધના

સહિત કરવામાં આવે છે તે વિદ્યા જાણવી. અથવા સોળ વિદ્યા, દેવતાને આરાધવાની વિશેષ પ્રકારની શક્તિ તે વિદ્યા કહેવાય છે. મંત્ર તે વિદ્યાથી વિંછી, સર્પ વિગેરેના ઝેર ઉતારવામાં ગણાતા મંત્રાક્ષરો, ૐકારરૂપ પ્રણવમંત્ર, હ્રીંકાર રૂપ માયામંત્ર તથા સૂરિમંત્ર વિગેરે આત્માની શક્તિ વધારનારા મંત્રો જાણવા. આ વાત પ્રસિદ્ધ છે. અથવા મંત્ર એટલે એકાંતમાં આત્મસ્વરૂપનું ચિન્તવન કરવું. વળી ભાવીકાલ અર્થે એકાંતમાં ડાહ્યા પુરૂષો પરસ્પર વિચારણા કરે અથવા મંત્રણા કરે તે પણ મંત્ર કહેવાય છે. જે ગુપ્ત શબ્દ સંકેતનો સ્વામી દેવ પુરૂષ વિશેષ હોય તે મંત્ર જાણવો. આ વિદ્યા તથા મંત્રનું સ્વરૂપ વ્યાકરણમાં પ્રસિદ્ધ કહેલું છે, ત્યાંથી વિશેષ ભેદ સમજવા યોગ્ય છે. તેના વિશેષ પ્રકારના ભેદ વડે.

**સત્તીર્થના સેવનથી** સદ્ એટલે સારા પ્રકારના અતિશયવાળું, સર્વ વ્યસનમય (સર્વ દુઃખમય) ભવસમુદ્રથી ઉદ્ધાર કરી શકે તેવો ઉપાય જેમાં હોય તેવા પ્રકારના પૂજ્ય સાધુ સાધ્વીઓ એટલે જ્ઞાન દર્શન ચારિત્રવંત આચાર્ય, ઉપાધ્યાય, શ્રાવક, શ્રાવિકા સમ્યગ્દર્શનીને આરાધના યોગ્ય શાસ્ત્ર, તીર્થંકર, પ્રતિમા જેથી આત્મા મોક્ષના માર્ગ સમાન સમ્યગ્દર્શન પામી શકે, તેવા સર્વ પ્રશસ્ત સાધનોને સત્તીર્થ કહેવાય છે. તેની સેવાભક્તિ કરતો આત્મા યોગની સિદ્ધિઓ મેળવે છે. શાસ્ત્રકારો આ સત્તીર્થ બે પ્રકારે જણાવે છે. તેમાં વિચરતા તીર્થંકર, ગણધર, આચાર્ય, ઉપાધ્યાય, સ્થવીર, પ્રવર્તક, સાધુ, સાધ્વી એ **જંગમ તીર્થ** છે, અને અતિ-

શયવંત શત્રુંજય, ગિરનાર, આબુ, સમેતશિખર, અષ્ટાપદ વિગેરે તીર્થંકરના જન્મ, દીક્ષા, જ્ઞાન, નિર્વાણ વિગેરેની ભૂમિકા તીર્થ રૂપ હોવાથી તે **સ્થાવરતીર્થ** કહેવાય છે. આ સ્થાનોની યાત્રા કરતાં જાતિસ્મૃતિ થવાથી પૂર્વ ભવમાં કરેલ પોતાના કાર્યોની યાદ આવે છે. ૫૭

જાતિ સ્મૃતિથી યોગફળની પ્રાપ્તિ થાય છે તે બતાવતાં જણાવે છે:—

**पित्रोः सम्यगुपस्थानाद्, ग्लानभैषज्यदानतः ।**
**देवादिशोधनाच्चैव, भवेज्जातिस्मरः पुमान् ॥ ५८॥**

અર્થ:—પિતા માતા વિગેરે સગા સંબંધિ કે જે પૂજ્ય હોવાથી પોતાથી ઉંચાસ્થાનક ઉપર છે તેમ સમજીને તેમની સારી રીતે સેવા પૂજા ભક્તિ કરવાથી. તેમજ બાલક, માંદા તથા વૃદ્ધોને યોગ્ય દવા ખોરાક આપવાથી, દેવ ગુરૂ ધર્મની શુદ્ધિ કરવાથી. તથા દેવપ્રાસાદ વિગેરે ધર્મસ્થાનકોનો ઉદ્ધાર કરવાથી, ભવ્યાત્માઓને ( પુન્યોદયથી ) જાતિ સ્મૃતિ થાય છે. એટલે પૂર્વ ભવના જન્મ વિગેરે કાર્યનું જ્ઞાન થાય છે. ૫૮

વિવેચન:—પિતા, માતા, વિદ્યાગુરૂ વિગેરે આપ્ત પૂજ્ય પુરૂષોને પૂજ્ય-સ્થાનક સમાન જાણીને તેમને ત્રણુ-કાલ આદરપૂર્વક પ્રણામ કરવા, તેમની યોગ્ય સેવાભક્તિ કરવી. તેમજ સમ્યગ્ પ્રકારે આદર પૂર્વક તેમના વચન સ્વીકારીને વ્યવહારમાં પ્રવૃત્તિ કરવી. કહ્યું છે કે " पूजनं चास्य विज्ञेयं त्रिसन्ध्यं नमनक्रियाः ( શ્લોક ૧૧૧ ) માતાપિતા

વિગેરે પૂજ્ય આપ્તોનું પૂજન ત્રણ કાળ કરવું, તેમને નમન કરવું વિગેરે ક્રિયા આત્માને હિતકર થાય છે તે વાત આગળ કહેવાશે. ગ્લાનની દવા કરવી. ત્રણ પ્રકારના ગ્લાન જાણવા—૧ બાલક, ૨ તાવ વિગેરેથી પીડાતા, ૩ વૃદ્ધત્વથી અશક્ત થયેલા, એવા મનુષ્યાદિકની દવા, ભોજન તથા ઉચિત વૈયાવૃત્ય કરવાની વ્યવસ્થા કરવી."

દેવાદિકની શોધના કરવી એટલે સુદેવ, સુગુરૂ સુધર્મની શુદ્ધિ કરવી અથવા વિવેક પૂર્વક પરીક્ષા કરવી. અઢાર દોષો જ્યાં ન દેખાય તેવા વીતરાગ પરમાત્મામાં—દેવાધિદેવમાં દેવત્વ માનવું. સર્વ જીવો ઉપર કરૂણા કરનારા, ઉત્કૃષ્ટ યમ નિયમ પાળનારા, સત્ય મોક્ષમાર્ગનો ઉપદેશ આપનારા સદ્ગુરૂ જાણવા. દયા, દાન, બ્રહ્મચર્ય, તપ, ભાવ, મૈત્રી, પ્રમોદ, કરૂણા, માધ્યસ્થતા વિગેરે, પાંચ મહાવ્રત તથા ક્ષમાદિ દશ પ્રકારે યતિધર્મ સમજીને તથા યથાર્થ તત્ત્વજ્ઞાનથી દેવ ગુરૂ ધર્મ સમજીને આત્મા માટે ધારણ કરવા જેથી આત્મધર્મની શુદ્ધિ થાય.

તેમજ દેવોની પ્રતિમાનો તથા દેવોના મંદિરોનો ઉદ્ધાર કરવો, જ્ઞાનની પ્રાપ્તિના કારણભૂત આગમ પ્રકરણ વિગેરે પુસ્તકોને લખાવવા, શુદ્ધ કરાવવા, તેનો નાશ ન થાય તેવી પુસ્તકશાળા વિગેરે જગ્યામાં તે પુસ્તકોનું રક્ષણ થાય તેવી વ્યવસ્થા કરવી. સાધુ સાધ્વી, શ્રાવક, શ્રાવિકાઓની આત્મધ્યાન સમાધિમાં સ્થિરતા થાય તે અર્થે ઉપાશ્રય વિગેરે ધર્મકાર્યમાં ઉપયોગી થાય તેવા કામ તથા સ્થાનની શુદ્ધિ કરાવવી, જુના હોય તેને ફરી સુધારવા, અને જ્યાં જરૂર હોય ત્યાં નવા કરાવવા. શરદીની હવાથી અશુદ્ધ થયા હોય

તેને શોધાવીને શુધ્ધ નિર્મળ કરવા. એમ ધર્મકાર્યમાં ધ્યાન સમાધિમાં મદદ થાય તેવા કાર્ય કરવાથી જીવોને જાતિસ્મૃતિ એટલે પૂર્વકાળમાં કરેલા વા અનુભવેલા અર્થોની યાદિ રૂપ સ્મૃતિ પ્રત્યભિજ્ઞા જ્ઞાન થાય છે. તેમજ બ્રહ્મચર્ય આદિ યોગ વિશેષની સેવાથી જ્ઞાનાવરણીયનો નાશ થાય છે, તેથી પણ જાતિ સ્મૃતિનું કારણ થાય છે અને તેથી મોક્ષમાર્ગમાં પ્રવૃત્તિ થાય છે. ૫૮

આ પ્રસંગને જણાવતાં આત્માનો પુનર્જન્મ સિધ્ધ કરતાં જણાવે છે:—

**अत एव न सर्वेषा–मेतदागमनेऽपि हि ।**
**परलोकाद्यथैकस्मा–त्स्थानात्तनुभृतामिति ॥५९॥**

અર્થ:—તેથી એક સ્થાનથી બીજા સ્થાને ગએલા સર્વ જીવોને જેમ પૂર્વ સ્થાનક યથાર્થ સ્વરૂપ રહેતું નથી, તેવીજ રીતે એક જન્મનું આયુષ્ય પૂર્ણ થયે જીવને તેણે બાંધેલા આયુષ્ય આદિ કર્મના અનુસારે બીજા ભવ રૂપ પરલોકમાં જવાનું થાય છે, પણ સર્વને પૂર્વજન્મ સંબંધી જાતિ સ્મૃતિ ( સમર્થક ) હોતું નથી. ૫૯

વિવેચન:—જાતિ સ્મૃતિનો હેતુ બ્રહ્મચર્ય આદિ વ્રત નિયમો હોવાથી, સર્વ પ્રાણીને તેવા પ્રકારનું સારૂં બ્રહ્મચર્યાદિક ચારિત્ર પૂર્વકાળમાં આરાધેલું ન હોવાથી જાતિસ્મૃતિ સર્વને થવાનો સંભવ નથી, પણ ચાર્વાક કહે છે કે પૂર્વના ભવથી વર્તમાન ભવમાં આવતા જો ભૂતથી જુદો જીવ હોય તો પૂર્વભવની યાદિ સ્મૃતિ આવવી જોઈએ. તે ન હોવાથી

પૂર્વ ભવની અસિદ્ધિ થાય છે. તે લોકાયતિને પૂછીએ છીએ કે–ભાઇ એક માણસ એક નગરથી નીકળીને બીજા નગરમાં જઇને વસ્યો હોય, કેટલાક વર્ષ વીત્યા બાદ કોઈ તેના પૂર્વ નિવાસના નગરની હકીકત પૂછે તો તે પૂર્ણ વાત કેમ આપી શકતો નથી? તમોં જણાવશો કે કાલનું આંતરૂં પડવાથી વસ્તુ સ્વરૂપ ભૂલી જાય છે. તો અહિંઆં પણ પૂર્વજન્મની સ્મૃતિ સર્વને નથી થતી, કારણકે પૂર્વની ગાથામાં કહેલ બ્રહ્મચર્યાદિક સદ્‌વ્રતથી યુક્ત ધર્મયોગની આરાધના કરનારાને જ્ઞાનાવરણીયં આદિ કર્મના ક્ષયોપશમ ભાવથી એટલે કેટલાક તેવા પ્રકારના કર્મદલનો નાશ થવાથી કોઈક જીવને જાતિસ્મૃતિ રૂપ પૂર્વભવનું જ્ઞાન થાય છે, પણ બધાને નથી થતું. આ બાબતમાં અહિં દૃષ્ટાંત કહે છે કે પાટલીપુરથી કેટલાક માણસો હસ્તિનાપુર આવેલા છે, તેમાં કેટલાકને પૂર્વ કાળમાં અનુભવ કરેલ વસ્તુઓની સ્મૃતિ થાય છે, અને કેટલાકને નથી થતી. કારણકે તેમને તેવા પ્રકારના જ્ઞાન એટલે સમજણનો અભાવ હોય છે. તેવી રીતે પૂર્વકાલના ભવ સંબંધી જાતિસ્મૃતિ જ્ઞાન કેટલાકને થાય છે, પણ બધાને પૂર્વભવનું જ્ઞાન થતું નથી. અહિંઆં કોઈને એક સ્થાનથી બીજે ગયા પછી પૂર્વના અનુભવેલા પદાર્થો રોગાદિ કારણે ભૂલી જવાય છે, તેમજ શૂન્ય મનવાલાને તેની સ્મૃતિ રહેતી નથી.

જેમકે ભોવાલના રાજકુમારને અસાધ્ય રોગ વડે ચૈતન્યશક્તિ ઘણી નષ્ટ થઇ જવાથી, તેના સગાંઓએ એને મરણ પામેલો જાણી ચિતામાં અગ્નિદાહ કરી દીધો હતો, પણ અકસ્માત્ ખાતે વર્ષાદનાં યોગે તે બલ્યા વિના સમુચ્છિંત અવસ્થામાં નદીમાં તણાતા કેટલેક દૂર તેનું શરીર ખેંચાઈ તે નદીના કાંઠા

તરફ ગયું. ત્યાં જંગલના બાવાઓએ તેની તપાસ કરતા જીવન–વ્યવહાર રૂપ શ્વાસનું ગમનાગમન જોઈ સારવાર કરતાં સારી રીતે ભાનમાં આવ્યો. અને ત્યાં તેઓની પાસે સંન્યસ્ત દીક્ષા લીધી. તેને પણ ઘણા કાળ સુધી હું કોણ છું ? ક્યાંથી અહિં આવ્યો ? તેવી સ્મૃતિ ન થઈ. પણ આઠ દશ વર્ષ પછી તે બાવાઓની સાથે પોતાના નગરમાં આવ્યો, તે નગર જોઈ આવું મેં ક્યાંક જોયું છે, એમ ઘણો કાળ વિચાર કરતાં હું અહિંનોજ રાજકુમાર છું, અમુક મારી સ્ત્રી છે, હું આ રાજ્યનો માલીક છું, એવું ભાન આવ્યું. આ બાબતનો કેશ અલ્હાબાદ કોર્ટમાં ચાલ્યો હતો.

કોઈ આત્માને પૂર્વભવમાં (મનુષ્ય અને દેવભવ સંબંધી) ભોગવેલા ભોગોની વસ્તુઓ જોતાં તેવા પ્રકારના મતિ જ્ઞાનાવરણ કર્મનો ક્ષયોપશમ ભાવ થવાથી વિચારતાં, પૂર્વભવ સંબંધી જાતિસ્મૃતિ (જાતિસ્મરણ) જ્ઞાન થાય છે, પણ બધા આત્માને તેવા પ્રકારના કર્મનો ક્ષયોપશમ થતો નથી, તેથી સર્વને પૂર્વભવનું જાતિસ્મૃતિ સંભવતું નથી. કારણકે કર્મફલનો સ્વભાવ દરેક જીવાત્માને જુદી જુદી રીતનો વિચિત્ર પ્રકારનો હોય છે, તેથી સર્વની સાથે સામ્યભાવ એટલે સમાનતા ભાવે નથી થતો. ૫૯

હવે તે વાતનો ભાવ જણાવતાં કહે છે કેઃ—

न चैतेषामपि ह्येत-दुन्मादग्रहयोगतः ।
सर्वेषामनुभूतार्थ-स्मरणं स्यादिव शेषतः ॥ ६० ॥

અર્થઃ—આમાં પણ તે જીવોને જ્ઞાનાવરણીય કર્મના

તેવા તેવા પ્રકારના ઉદયથી ઉન્માદ તથા ગ્રહ આદિના વળગાડથી, અને એવા બીજા પ્રકારના બાહ્ય તથા અંતર કારણના યોગથી પૂર્વ ભાવીય અથવા પરભવ સંબંધી અનુભવેલા અર્થોનું સ્મરણ વિશેષ પ્રકારે થતું નથી. ૬૦

વિવેચનઃ—એક સ્થાનથી આવેલા તથા અન્ય સ્થાને જતા મનુષ્યોને હું અમુક સ્થાનથી અહિં આવ્યો છું, અમુક સ્થાને જવાનો છું એવું જ્ઞાન શરીરમાં થયેલા રોગના કારણથી જ્ઞાન રૂપે વિચારશક્તિ નષ્ટ થવાથી વા ઉન્માદ કે ગાંડપણથી અથવા વ્યંતર, ભૂત, પિશાચથી ગ્રહણ કરાવાથી થતું નથી. તેવીજ રીતે જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય ને મોહનીય કર્મના તીવ્ર ઉદયથી અલ્પ ક્ષયોપશમ હોવાથી હું કોણ છું ? ક્યાંથી આવ્યો ? ક્યા કારણે આવ્યો ? એવો વિશેષ બોધ થતો નથી, તેમજ હું પૂર્વ ભવમાં કોણ હતો ? ક્યાંથી ક્યારે આવ્યો છું ? એવું જ્ઞાન થતું નથી. કોઈકનેજ તેવા પ્રકારનો જ્ઞાનાવરણીય આદિ કર્મનો ક્ષયોપશમ થવાથી પૂર્વ ભવ સંબંધી જાતિસ્મૃતિ થાય છે, પણ સર્વ જગતના પ્રાણીઓને પૂર્વ કાલમાં અનુભવેલા અર્થનું સ્મરણ થતું નથી, વિશેષ ભાવે-યથાર્થ જ્ઞાનભાવે સ્મરણ બધાને થતું નથી, પણ કોઈકિનેજ સામાન્ય કેટલાક વિષયનું કદાપિ થાય પણ છે. ૬૦

હવે દૃષ્ટાંતથી સિધ્ધ કરીને સર્વને સામાન્ય ભાવે સ્મરણ કેવી રીતે થાય તે જણાવે છેઃ—

सामान्येन तु सर्वेषां, स्तनवृत्त्यादि चिह्नितम् ।
अभ्यासातिशयात्स्वप्न—वृत्तितुल्यं व्यवस्थितम् ॥ ६१ ॥

અર્થ:—સર્વ જીવાત્માઓને સામાન્ય રીતે જન્મ પામ્યા પછી માતાના સ્તનપાનથી જીવનવૃત્તિ પૂર્વભવના અભ્યાસના એંધાણુ (ચિન્હ) રૂપે છે. જેમ કે જે જે વસ્તુઓનો અત્યંત પરિચય હોય, જે વિષે લાગણી હોય તે વસ્તુઓના સ્વપ્નો વારંવાર આવે છે, એટલે સ્તનવૃત્તિમાં ને સ્વપ્નવૃત્તિમાં સમાનતા રહેલી છે. ૬૧

વિવેચન:—સામાન્ય ભાવે જો વિચારીએ તો દરેક જીવને ગત જન્મના સંસ્કારરૂપ અવ્યક્ત સ્મૃતિ હોવાની સિધ્ધિ તો જોવાયજ છે, તે આ પ્રમાણે—માતાની કુક્ષિથી જન્મ રૂપે બહાર આવતાં તે જીવ ભૂખની નિવૃત્તિ કરવા અર્થે માતાના સ્તનનું દૂધપાન કરવા સ્તનને મુખમાં લઈ ને ધાવવા લાગે છે. તે અભ્યાસ અહિં તો કરાયેલો નથી, તે વાત તો સર્વ દર્શનકારોને વિદિતજ છે. જેનો અહિંઆં અભ્યાસ નહિ કરાયા છતાં તેવી ક્રિયામાં જોડાય તે ક્રિયા પૂર્વ જન્મથી લઇને આવેલ છે, એમ પ્રત્યભિજ્ઞા વડે ઉપલબ્ધિ થાય છે. માટે આ ચિન્હથી (લિંગથી) પૂર્વ જન્મની સિદ્ધિ અવશ્ય થાય છે. તેમજ સુંદર સ્વરૂપવાલા દડા, ઘુઘરા, રૂપિયા, પૈસા વિગેરે જોઈ કુતૂહલ વૃત્તિથી બાળક તેને ગ્રહણ કરવા પ્રયત્ન કરે છે, વળી જુદી જુદી જાતની અનેક ક્રિયાની ચેષ્ટા પણ કરતો બાળક આપણે જોઇએ છીએ. તેવા ચિન્હોથી તેવા પ્રકારનું, તેવી સંજ્ઞાવાળું જાતિસ્મૃતિ જ્ઞાન તેમાં સિધ્ધ થઈ જાય છે. જ્ઞાન, દર્શન, ચારિત્ર, ભક્તિ, પૂજા, દેવગુરૂ ધર્મ ઉપર શ્રધ્ધા આદિ અનુષ્ઠાન, તેમજ પૂજ્ય માતા પિતા ગુરૂ વિગેરેની સેવાભક્તિથી જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ થવાથી જીવને

જાતિ સ્મૃતિ થાય છે. તેમજ અભ્યાસના અતિશયપણાથી એટલે જે ઇષ્ટ વસ્તુનું વારંવાર સ્મરણ કરવાથી, તે વસ્તુનો વારંવાર ભોગ, ઉપભોગ કરવાથી, તેવા પ્રકારના માનસિક સંસ્કાર જામવાથી આત્માને નિદ્રામાં એવા અભ્યાસવાલા સ્વપ્નાઓ આવે છે, એટલે દિવસે અનુભવેલા વન, ઉપવન, બાગ, બગીચો, દેવકુલ, વિહાર ભૂમિમાં વિચરતાં અનેક ઇષ્ટ મિત્ર બંધુઓની સાથે દિવ્ય આહાર ભોજન કર્યા હોય, ઉત્તમ ભોગો ભોગવ્યા હોય, વિગેરે જે અનુભવ કર્યા હોય તે સ્વપ્નાઓમાં અનુભવાય છે, તેથી જેમ સ્વપ્નામાં પૂર્વ કાલે દિવસાદિમાં અનુભવેલ વસ્તુનું સ્મરણ થાય છે, તેમ પૂર્વ ભવમાં અનુભવેલા પ્રસંગોનું અત્યંત રાગના–સ્નેહના ઉદયથી અથવા જ્ઞાનાવરણીય દર્શનાવરણીય કર્મના ક્ષયોપશમથી જીવને જાતિ સ્મૃતિજ્ઞાન થાય છે ૬૧

હવે કોઈ વાદી અહિંઆં શંકા કરે છે કે સ્વપ્નમાં અનુભવેલી વસ્તુ પછીના દિવસોમાં સંભાળતાં યાદ આવે છે, પણ તેવી રીતે બાલકે માતાના સ્તનથી જે દૂધનુ પાન કરેલું હોય છે, તે પૂર્વ ભવના અનુભવનું ફળ છે તેમ નથી યાદ આવતું, તેથી સ્વપ્નાના દષ્ટાંતની સાથે સ્તનપાનની સામ્યતા કેવી રીતે બંધ બેસે તે જણાવશો એટલે સ્વપ્નના દષ્ટાંતની સાથે દાર્ષ્ટાન્તિકનો સમાન ભાવ કેવી રીતે થાય છે? તે જણાવવા કૃપા કરશો. તેના ઉત્તરમાં ગુરૂશ્રી જણાવે છે:–

**स्वप्ने वृत्तिस्तथाभ्यासा–द्विशिष्टस्मृतिवर्जिता ।**
**जाग्रतोऽपि क्वचित्सिद्धा, सूक्ष्मबुद्ध्या निरूप्यताम् ॥६२॥**

અર્થ:—સ્વપ્નમાં પણ વિશેષ પ્રકારના અભ્યાસ

વિના તેમાં અનુભવેલા અર્થની સ્મૃતિ પ્રાયઃ ઘણાને નથી પણ રહેતી, તેમજ જાગતા માણસને પણ કદાચિત કરેલા વિચાર કે અનુભવેલા અર્થની યાદી નથી પણ રહેતી, એ વાત સૂક્ષ્મ બુદ્ધિથી વિચારી જોશો તો વસ્તુ તત્ત્વ યથાર્થ સમજાશે. ૬૨

વિવેચન--નિત્ય થતા તેવા પ્રકારના કાર્યના અભ્યાસથી સ્વપ્નમાં થતા અનુભવ જ્ઞાનની સ્મૃતિ થાય છે. તેમાં પણ જેનો તીવ્ર અભ્યાસ હોય તેની તાજી સ્મૃતિ પ્રાયઃ પૂર્ણ રહે છે. પણ મંદ અભ્યાસથી એટલે અલ્પ અભ્યાસથી સ્મરણ પણ સામાન્ય રહે છે અથવા ભૂલી પણ જવાય છે. એટલે જે કાંઈક કદાચિત યાદ આવે છે તે સ્પષ્ટ અનુભવ રૂપ સ્મરણ વિનાનું જ હોય છે. તેવી જ રીતે જેની નિદ્રા ઉડી ગઈ છે એવા કોઈક જાગતા માણસને જ અમુક કાલે અમુક ગામ વા નગરમાં અમુક વસ્તુ મેં જોઈ છે એવી સ્મૃતિ ( સ્મરણ ) યથાર્થ વસ્તુના બોધ રૂપે થાય છે. તેમાં પણ બહુ પરિચિત હોય તેની જ યાદી કદાચિત આવે છે. પણ બધા આત્મા–જીવોને એમ થતું નથી. તેમજ આજે આ સ્વપ્ન આવ્યું તે અમુક કાળે જે અનુભવ થયો હતો તેનું સ્મરણ છે, એની વિશેષ પ્રકારની યાદી તેઓને નથી આવતી તેમજ ગમન કરતા, રસ્તામાં તૃણનો સ્પર્શ થાય, અનેક વિચિત્ર પશુ પક્ષી દેખાય તથા જેની વિશેષ વિચારણા ન થઇ હોય તેવી વસ્તુની સ્મૃતિ નથી આવતી. આ વાત સર્વ લોકમાં માન્ય છે. એટલે સર્વ જનો એ વાત માને છે. તેવી જ રીતે અહિંઆં પરભવથી આવેલા

જીવાત્માઓને પૂર્વ ભવની યાદી નથી રહેતી. તમોને પણ તે વાત યાદ હશે કે બાળપણુમાં અનેક સ્ત્રીઓના ખોળામાં રમ્યા હશો. અનેક બાળકોની સાથે અનેક મસ્તી કરી હશે, તેમાંનું મોટા થયા પછી કેટલુંક ભૂલી જવાય છે ને કેટલુંક યાદી રૂપે રહે છે. આ વાત ઉપરથી પરભવમાં કરેલા કાર્યોની યાદી સર્વ લોકને સર્વદા રહેતી નથી પણ કેટલીક બહુ વિશેષ પરિચયમાં આવેલી હોય તેની નવા ભવમાં આવ્યા પછી તેવી વસ્તુ જોતાં, ઉહાપોહ કરતાં જાતિ સ્મૃતિ થાય છે. આ વિષયમાં જે અર્થ એટલે ભાવ પ્રતીત છે એટલે લોકમાં જણાય છે, તે વિષે ઉપદેશ ગુરૂઓએ આપેલો છે તે સૂક્ષ્મ બુદ્ધિથી વિચારો, જો એમ સમ્યગ્ રીતે તે વસ્તુઓનો વિચાર ન થાય તો સાચો બોધ જરા પણ ન થાય ૬૨

હવે બીજા પ્રકારે જાતિ સ્મરણથી આત્માના અસ્તિત્વની સિદ્ધિ થાય છે તે જણાવતાં કહે છે.—

**श्रूयन्ते च महात्मान, एते दृश्यन्त इत्यपि ।**
**क्वचित्संवादिनस्तस्मा–दात्मादेर्हन्त निश्चयः ॥६३॥**

અર્થ—એવા પ્રકારના જાતિ સ્મરણ જ્ઞાનને ધારણ કરનારા અનેક મહાત્માઓ થયેલા છે કે જેઓ પૂર્વ ભવના સ્વરૂપને જાણુતા હતા, અને સર્વ લોકો પણ એ વાતને માનવામાં એકમત હતા તેથી આત્મા, કર્મ, પરભવ, સ્વર્ગ, નરક વિગેરે વસ્તુઓનો નિશ્ચય થાય છે. ૬૩

વિવેચન—એવા પ્રકારની અનેક વાતો ધર્મકથાન-

કોમાં કહેલી છે. એમ પણ સાંભળ્યું છે કે ભૃગુકચ્છ (ભરૂચ) નગરમાં જે સમલિકા વિહાર બંધાયો છે, તે પૂર્વ ભવના જાતિ સ્મરણ જ્ઞાન ઉપરથી બંધાયો છે. તેની હકીકત આ પ્રમાણે:—

પૂર્વ ભવમાં એક શકુનિકા (સમળી) હતી, તેણે ગુરૂ મહારાજ પાસે ઉપદેશ સાંભળી, પૂર્વ ભવમાં બાંધેલા વૈર ભાવનો ત્યાગ કરવા પૂર્વક અણસણ કર્યું. ત્યાંથી મરણ પામીને બીજા ભવમાં તે જ સમળીનો જીવ ભરૂચ નગરના મહારાજાની પુત્રી સુદર્શના થઈ. એક વખત ભરૂચની બહાર ઉપવનમાં આવતાં સમળી ભવમાં "જે વૃક્ષ ઉપર બેઠેલી હતી તેને તથા પૂજ્ય ગુરૂને જોતાં મેં આ વસ્તુઓ પૂર્વે જોઇ છે એવી વિચારણા કરતાં પૂર્વ ભવની યાદીરૂપ જાતિ સ્મરણ જ્ઞાન થવાથી ગુરૂદેવના ઉપદેશની સ્મૃતિ પણ આવી. તે કારણને યાદ કરીને તે સુદર્શનાએ સમલિકાવિહાર ભરૂચમાં બંધાવીને વીસમા ભગવાન શ્રી મુનિસુવ્રત સ્વામિની પ્રતિમા કરાવી પ્રતિષ્ઠા કરી છે.

એવી જ રીતે ઘણા મહાત્માઓને જોતાં જાતિ સ્મરણ થાય છે, અને આત્માના પ્રશસ્ત ભાવો પ્રગટે છે. ઉત્તમ ચારિત્રના પરિણામો પણ થાય છે, તે સર્વ જાતિ સ્મરણથી થએલા આત્મિક મહાન લાભ કેટલાક મહાત્માઓને કદાચિત મલે છે, તેમ સાક્ષાત્ દેખાય છે. તેથી તેવા અનુભવોમાં સંવાદિત્વ (સત્યતા) અવશ્ય માનવી જોઈએ. આમ જાતિ સ્મરણથી સત્ય અનુભવ પ્રાપ્ત થતો હોવાથી આત્મા, કર્મ, પુન્ય, પાપ, ધર્મ, અધર્મ વિગેરે અગોચર અતીંદ્રિય

વિષયોના અસ્તિત્વનો નિશ્ચય થાય છે. એમ નક્કી માનવું.૬૩

હવે આ બધા વિવાદથી જે નિશ્ચય થયો તેનો સાર આ પ્રમાણે છે:—

**एवं च तत्त्व संसिध्धे-र्योग एव निबन्धनम् ॥**
**अतो यन्निश्चितैवेयं, नान्यतस्त्वीदृशी क्वचित् ॥६४॥**

**અર્થ:**—એ પ્રમાણે આત્માદિક તત્ત્વોની સિદ્ધિ થયે છતે તેમાં યોગ કારણ છે ત પણ સિદ્ધ થયું એમ સમજવું. આથી બીજી રીતે કોઇ પણ પ્રકારે વાદ વિવાદથી કાંઇ પણ આવો પરમાર્થ મલતો નથી. ૬૪

**વિવેચન:**—એ પ્રકારે પૂર્વે જણાવેલા પ્રત્યક્ષ અનુમાન, આગમ, પ્રત્યભિજ્ઞા વિગેરે પ્રમાણો વડે આત્મા કર્મ તેનો સંબંધ થવામાં કારણ વિગેરે તત્ત્વનો નિશ્ચય પણ થયો, કારણકે તત્ત્વની મીમાંસા કરતાં આત્મા તથા કર્મની સિદ્ધિ થઈ છે. અને એ વસ્તુની સિદ્ધિથી આત્મા તથા કર્મનો સંબંધ થવો, તેથી મુક્ત થવું વિગેરે વિચારો વડે યોગ એટલે મોક્ષ માર્ગની પણ પ્રતીતિ થઇ, કારણ કે યોગ ક્રિયાજ આત્માને કર્મબંધનથી મુક્ત કરે છે. તે સિવાય કર્મથી મુકત થવામાં બીજો હેતુ સમર્થ કારણ થઇ શકતો નથી. તેથી યોગજ કર્મથી મુકત થવામાં એકજ સિદ્ધ હેતુ નિશ્ચયથી છે, તેમાં કોઇ વિરૂદ્ધતા આવતી નથી. યોગથી તે આત્માદિની સિદ્ધિ સ્થિર બુદ્ધિમંતો જેવી કરી શકે છે, અન્યને યથાર્થ સમજાવી શકે છે, તેવી રીતે અન્યવાદ વિવાદ કરતા, ખંડન મંડન કરતા મોટા પંડિતો પણ નથી.

કરી શકતા. તર્કથી એટલે હેતુ પ્રતિહેતુથી તત્ત્વનો જો વિચાર કરવા બેસીએ, તો વાદ પ્રતિવાદની પરંપરા વધે, પણ તત્ત્વની સિદ્ધિ ન જ થાય. પરંતુ યોગ એટલે આત્માની અંતર વિચારથી ગુરૂગમ પૂર્વક વિચારણા કરતાં જે યથાર્થ વસ્તુનો નિશ્ચય થાય છે, તેવો બીજો ક્ષેત્ર વિચારતાં, કાલ વિચારતાં નથી થતો જે યોગી જાતિસ્મરણવાલા થયા છે, તે આત્માદિક વસ્તુ આમજ છે એમ જણાવે છે. ક્ષેત્ર, કાલ, દ્રવ્ય, ભાવથી વિચારતાં આ વિષયમાં કોઈને જરા પણ સંશય રહેતો નથી. ૬૪

अतोऽत्रैव महान्यत्न–स्तत्तत्त्वप्रसिद्धये ॥
प्रेक्षावता सदा कार्यों, वादग्रन्थास्त्वकारणम् ॥६५॥

અર્થ:—આ કારણથી આ યોગજ તત્ત્વની સિદ્ધિમાં કારણ રૂપ હોવાથી અન્ય પ્રકારના વાદ વિવાદો કાર્ય સાધક થતા નથી માટે યોગ ઉપર બરાબર લક્ષ રાખીને વિવેકવંત ડાહ્યા પુરૂષોએ પ્રયત્ન કરવો જોઈએ. ૬૫

વિવેચન:—આમ આત્મા કર્મ તથા અન્ય વસ્તુઓની પ્રકૃષ્ટ સિદ્ધિ આ યોગથી જ થાય છે, એમ સર્વ યોગીઓ જણાવતા હોવાથી, જેનું સ્વરૂપ પ્રતિપાદન કરાય છે, તે યોગ માટે મોક્ષના અર્થીઓએ બીજા ઉપાયનો–પ્રયત્નનો વ્યાપાર છોડીને સર્વ કરતાં અત્યંત શ્રેષ્ઠ યોગમાંહે મહાન આદરપૂર્વક પ્રયત્ન કરવો જોઈએ. કારણ કે તેથી સ્વર્ગ, નરક, મોક્ષ વગેરેની પ્રતીતિ એટલે સિદ્ધિ થાય છે, માટે સદ્બુદ્ધિવંતોએ તેનોજ નિરંતર પ્રયત્ન કરવો તે સિવાયના અન્ય

ઉપાયો કે જે વાદવિવાદ રૂપ તર્ક કે કુતર્કની પરંપરા છે, તેથી તો સ્વપક્ષનું સ્થાપન કરાય, અને અન્ય પક્ષનું ખંડન-કરાય. પરંતુ તેથી સત્ય તાત્વિક વસ્તુતત્વની સિદ્ધિ થતી નથી તર્ક પ્રકરણથી તો કલહજ વધે છે, તેથી પોતાને કે પરવાદીને કોઇ પણ કાલે વા કોઇ પણ ક્ષેત્રમાં યથાર્થ જ્ઞાન નથી થતું. આ કારણે તે તર્ક તત્ત્વને નિશ્ચય કરવામાં કારણ રૂપ થતા નથી. કહ્યું છે કે—

वादांश्च प्रतिवादांश्च, वदन्तोऽनिश्चितांस्तथा। तत्त्वान्तं नैव गच्छन्ति, तिलपिलकवद्गतौ ॥१॥

અર્થ:—પૂર્વ પક્ષરૂપ વાદ અને તેના ઉત્તર પક્ષ રૂપ પ્રતિવાદ આવા વાદવિવાદ કરતાં કોઈ પણ પ્રમાણિક તત્ત્વની સિદ્ધિ થતી નથી. જેમ તેલ પીલનાર બળદ ગમે તેટલું ભ્રમણ કરે તો પણ ત્યાંનો ત્યાંજ હોય છે, તેમ ગમે તેટલો વાદ વિવાદ કરે તો પણ વાદ વિવાદનો અંત પણ નથી આવતો, માટે ડાહ્યા પુરૂષે માધ્યસ્થ ભાવવડે સ્વબુદ્ધિથી-આત્મતત્ત્વની ગવેષણા કરવી. ૬૫

એ વાતને સિદ્ધ કરતાં જણાવે છે કે:—

उक्तं च योगमार्गज्ञै-स्तपोनिर्धूतकल्मषैः ।
भावियोगिहितायोच्चै-र्मोहदीपसमं वचः ॥६६॥

અર્થ:—તપ ક્રિયાવડે જેમના પાપ કર્મ નાશ પામ્યા છે અને યોગમાર્ગના મર્મને જાણનારા યોગીંદ્રોએ ભવિષ્યમાં થનારા યોગીઓના હિત માટે તેમના મોહરૂપ અંધકારનો-નાશ કરવાને દીપક સમાન વચનો કહ્યાં છે. ૬૬.

**વિવેચન:**—યોગ માર્ગ એટલે આત્મા કર્મના ભેદ તથા તેના જ્ઞાન દર્શન ચારિત્ર રૂપ યોગ તથા સુખ દુઃખ વિગેરે લક્ષણો વાળું સ્વરૂપ જેમાં કહેવાય છે તે અધ્યાત્મ વિચાર તેવા પ્રકારના યોગ એટલે અધ્યાત્મ માર્ગને યથાર્થ સ્વરૂપે જાણનારા યોગીંદ્રો કે પતંજલી વિગેરે કે જેમના તપ સંયમ વૈરાગ્યરૂપ, યોગ ક્રિયા વડે માર્ગાનુસારિપણા રૂપ બોધ પ્રાપ્ત થયો છે, તેમજ જેમના સર્વ મોહરૂપ કર્મમલને નાશ થયો છે તેવા તીર્થંકર, ગણધર, કેવળી વિગેરે જેમણે અપ્રમાદ ભાવે ચારિત્ર યોગને પૂર્ણ સ્વરૂપે સિધ્ધ કર્યો છે તેવા પરમ પુરૂષોએ–યોગીઓએ ભવિષ્ય-કાળમાં થનારા યોગીઓના હિત માટે, તેમના મોહનીય કર્મ રૂપી મેલયુક્ત અજ્ઞાનમય અંધકારના નાશ માટે, જ્ઞાનરૂપ દીપક સમાન આવા પ્રકારનાં વચનો કહ્યાં છે. ૬૬

એ વાતને દેખાડતાં હવે જણાવે છે:—

**वादांश्च प्रतिवादांश्च, वदन्तो निश्चितांस्तथा ।**
**तत्त्वान्तं नैव गच्छन्ति, तिलपीलकवद् गतौ ॥६७॥**

**અર્થ:**—વાદ પ્રતિવાદ કરતાં કોઈ પણ કાલે તત્ત્વનો નિશ્ચય થતો નથી. જેમ કે તેલને પીલનારી ઘાણીને જોડેલો બળદ ગમે તેટલું ગમન કરે તો પણ તેની. ગતિનો અંત આવતો નથી. ૬૭

**વિવેચન:**—આમ આગમ અનુમાન. પ્રત્યક્ષ વિગેરે પ્રમાણોથી તથા સદ્‌ગુરૂના ઉપદેશથી, અનુભવ જ્ઞાનથી વિચાર કરતાં આપણા ક્ષયોપશમ ભાવ પ્રમાણે યોગ્ય બુધ્ધિથી

પ્રત્યક્ષ ભાવે જેવો નિશ્ચય થાય છે, તેવો વાદ એટલે પૂર્વ પક્ષરૂપ પ્રશ્ન કરવાથી વા પ્રતિવાદ એટલે પરવાદીએ ઉભા કરેલા પ્રશ્નોની વિરૂધ્ધ ઉત્તર રૂપ વચનોના વિલાસ માત્રથી, સામસામા બોલવાથી, ગમે તેટલી યુક્તિઓ કે કુયુક્તિના તર્કવાદ કે વિતંડાવાદ કરવાથી, વાદી વા પ્રતિવાદીનો નિગ્રહ એટલે બોલતો બંધ કરવાની કુયુક્તિથી તત્ત્વનો એટલે પાર-માર્થિકતાનો નિશ્ચય થતો નથી કહેવાનું કે વાદીના વાદ વચનમાં અસિદ્ધ અનેકાંતિક વ્યભિચારી બાધ અસિધ્ધિ વિગેરે હેતુના દોષ દેખાડવાથી, અને આપણા વચનમાં આવતા વાદીએ આપેલા હેતુના દોષોનો પરિહાર કરવાથી એટલે દોષો દૂર કરવાથી આત્મા તથા કર્મ વિગેરે તત્ત્વની સિધ્ધિ કદાપિ કરી શકાતી નથી. ભાવાર્થ એ છે કે જુદા જુદા દર્શન પંથમાં રહેલા સર્વ મોક્ષના અર્થીઓના મનનું સમાધાન તર્કની કોટિઓથી નથી થતું પરંતુ તેઓને જે શાસ્ત્ર માન્ય હોય, તેમાં જે પ્રસિધ્ધ અર્થ કરેલા હોય તેનું અન્ય પ્રતિવાદી શાસ્ત્રોમાં ખંડન કરેલું હોય, તેટલા માત્રથી વસ્તુ તત્ત્વનો યથાર્થ બોધ નથી થતો, પણ તે મુમુક્ષુ દર્શનીઓને માન્ય શાસ્ત્રમાં કહેલ વચનની અપેક્ષાને અને અન્ય શાસ્ત્રોમાં કહેલા વિરૂધ્ધ વચનની અપેક્ષાને શાંતતા પૂર્વક માધ્યસ્થ ભાવ સહિત સમજાવવાથી થાય છે. પણ વાદવિવાદથી નથી જ થતી. જેમકે તેલને પીલનારી ઘાણીમાં જોડેલા બળદ કે પાડાને આંખે પાટા બાંધીને બાર કલાક ઉપરાંત ઘાણીમાં ધુંસરે બાંધીને ફેરવવામાં આવે. તે આંખે કાંઇ પણ જોયા વિના ગમે તેટલું ભમે, તો પણ ગતિનું કાંઈ ફળ મેળવતો

નથી, ઈષ્ટસ્થાને જઇ શકતો જ નથી. તેમ વાદી પ્રતિવાદી તત્ત્વ વિચારમાં પોતાના પક્ષ માત્રની જ પ્રતિપત્તિ બીજાને કરાવવા માટે અભિનિવેશ એટલે પોતાના મતમાં આગ્રહી હોવાથી, અન્યના વચનની અપેક્ષાને ગ્રહણ નહિ કરતો હોવાને કારણે વિચિત્રવાદને સ્થાપન કરવા છતાં પણ સત્ય પારમાર્થિક તત્ત્વને પ્રાપ્ત કરી શકતા નથી. તેમજ અન્ય પ્રતિવાદીને પણ પોતાના કહેલા સિધ્ધાંત માન્ય કરાવી શકતા નથી. ૬૭

આમ વાદથી તત્ત્વોની સિધ્ધિ થતી નથી, તો પછી સર્વને સત્ય તત્ત્વ સમજાવવાનો કયો ઉપાય છે તે જણાવે છેઃ—

**अध्यात्ममत्र परम, उपायः परिकीर्त्तितः ।**
**गतौ सन्मार्गगमनं, यथैव ह्यप्रमादिनः ॥ ६८ ॥**

**અર્થ**:—અપ્રમાદી આત્માઓને મોક્ષના સાચા માર્ગમાં ગમન કરવાના ઉપાય રૂપ પરમ તત્ત્વના યથાર્થ જ્ઞાન પૂર્વક અધ્યાત્મ ભાવનું ચારિત્ર જ છે, તે અધ્યાત્મ યોગજ એક માત્ર ઉપાય છે, તેના વિના બીજો ઉપાય નથી એમ પંડિતોએ કહેલું છે. ૬૮

**વિવેચન**—આ સંસારમાં અનેક દુઃખના કારણ રૂપ સંસારનો અંત લાવવા માટે પરમ સુખના ધામ રૂપ મોક્ષની પ્રાપ્તિનો ઉપાય એક માત્ર અધ્યાત્મ જ છે. અધ્યાત્મ એટલે આત્મામાં રહેલા ગુણોનો વિકાસ કરવાનો જે ઉપાય તે અધ્યાત્મ છે. તેનાથી જ આત્માને તત્ત્વ એટલે જીવ અજીવ, પુન્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને

મોક્ષ એ નવ તત્ત્વ અને તેના લક્ષણોનો અનુભવ થાય છે. તેથી આત્માને કર્મ બંધથી છુટવાનો ઉપાય વિચારાય, પરમાત્માના કથન ઉપર વિશ્વાસ બેસે અને તત્ત્વની પ્રતીતિ થાય. માટે તેનો જે ઉપાય, તે અધ્યાત્મ સમ્યક્ત્વ રૂપ જાણવું. તે જ તત્ત્વોનો સમ્યક્ પ્રકારે નિશ્ચય કરવામાં મહાન ઉપાય છે, તેમ તીર્થંકર આદિ પૂજ્ય પુરૂષોએ ઉપદેશેલું છે. તે ઉપર એક દ્રષ્ટાંત કહે છે—આપણે વિહાર કરીને પાદલિપ્ત કે બીજા કોઇ ઇષ્ટ નગરમાં જવા માટે ગમન કરવાનો આરંભ કર્યો. પરંતુ તે વખતે તે નગરનો સાચો માર્ગ જાણવો જોઈએ, તેમજ તેના જાણકાર ઉપર આપણી પ્રતીતિ પણ હોવી જોઇએ, તેવી જ રીતે સાવચેત—અપ્રમાદી રહીને બલપૂર્વક-પુરૂષાર્થ પૂર્વક ગમન થાય તો ત્યાં જલદી પહોંચાય, મંદ ગતિ હોય તો બહુ કાળ લાગે. પરંતુ તે આપ્તના કહેલા માર્ગથી ઉંધા રસ્તે ચાલીએ તો કદાપિ પણ ઇષ્ટ સ્થાને ન જ પહોંચાય. તેવી રીતે મોક્ષમાં જવા ઇચ્છનારા મુમુક્ષુઓ સદ્ગુરૂદેવે કથેલા સાચા માર્ગને જાણી, તેમાં યથાર્થ શ્રદ્ધા રાખી, કષાય પ્રમાદનો ત્યાગ કરી પાંચ સમિતિ ત્રણ ગુપ્તિથી યુક્ત અપ્રમાદિ ભાવે પાંચ મહાવ્રત પાળતા સમ્યગ્ આગમ શાસ્ત્રોનો અભ્યાસ કરતા, ઉત્તમ ધ્યાન સમાધિ યુક્ત થઈ ગમન કરતા, કર્મ મલનો ક્ષય કરી મોક્ષને પ્રાપ્ત કરે છે. માટે એક અધ્યાત્મભાવ જ અપ્રમાદિ આત્માને મુક્તિનો સાચો ઉપાય છે. ૯૮

જો એમ જ છે તો હવે આપણે કેમ કરવું? તે જણાવે છે:—

मुक्त्वाऽतो वादसङ्घट्ट–मध्यात्ममनुचिन्त्यताम् ।
नाविधूते तमस्कन्धे, ज्ञेये ज्ञानं प्रवर्तते ॥६९॥

અર્થ—આથી વાદ વિવાદના સંઘટ્ટ (અથડામણ) નો ત્યાગ કરીને એક માત્ર અધ્યાત્મ ભાવનો વિચાર કરવો જોઈએ. કારણ કે સર્વ અજ્ઞાન રૂપ અંધકાર સમૂહને દૂર કર્યા સિવાય (એક અધ્યાત્મ ભાવ મય ક્રિયાના અનુભવ રૂપ) જ્ઞેયને વિષે જ્ઞાનની પ્રવૃત્તિ થઈ શકતી નથી. ૬૯

**વિવેચન**—વાદ વિવાદથી પરમાર્થની સિદ્ધિ થતી નથી, પરંતુ અધ્યાત્મ ભાવથી જ સત્ય પારમાર્થિક જીવાજીવ તત્ત્વની પ્રતીતિ થાય છે. એટલે અધ્યાત્મ ભાવ તત્ત્વાર્થ શ્રદ્ધાનું ઉપાદાન કારણ થાય છે. તેથી અન્ય વાદ વિવાદથી એટલે એક મધ્યસ્થ સભાપતિ અને સભ્યોથી યુક્ત સભાની આગળ વાદી અને પ્રતિવાદીઓને અનુક્રમે સ્વપક્ષ અને પર પક્ષની સિદ્ધિ કરવા પૂર્વ પક્ષ એટલે વાદી અનેક અકાટચ યુક્તિ પૂર્વક સ્વપક્ષને પ્રતિપાદન કરે છે. ત્યારે પ્રતિવાદી તેનું ખંડન કરતો, વાદીની યુક્તિઓને તોડતો પોતાના પક્ષની સિદ્ધિ કરે છે. તે પછી વાદી પણ તે પ્રતિવાદીના સિદ્ધ કરેલા વિચારોનું ખંડન કરે છે, એમ પરસ્પર વાદ વિવાદ કરતા વાદી તથા પ્રતિવાદીને કોઇ પણ કાલે પારમાર્થિક તત્ત્વોની સિદ્ધિ થતી નથી. કહ્યું છે કે
"તર્ક વિચારે રે વાદ પરંપરા રે, પાર ન પહોંચે કોય;
અભિમતે વસ્તુ વસ્તુગતે કહે રે, તે વિરલા જગ જોય."
પરંતુ અધ્યાત્મ ભાવની વિચારણા કરવાથી કષાયથી ઉપ-

શાંતિ થાય છે. તેથી દેવ ગુરૂ ધર્મ, જીવાજીવ વગેરે તત્ત્વની યથાર્થ પ્રતીતિ એટલે શ્રદ્ધા થાય છે. જેમ સૂર્ય કે ચન્દ્રનો પ્રકાશ પ્રગટ થયે છતે અંધકારને અવકાશ રહેતો નથી, તેમ અધ્યાત્મ ભાવનું ચિન્તવન કરતાં શુદ્ધ સમ્યક્ત્વ પામે છતે મિથ્યાત્વ રૂપ અભિનિવેશમય અજ્ઞાન રૂપ અંધકાર ક્યાંથી રહે? જરા પણ રહેવા ન પામે. કારણ કે દીપક સમાન અધ્યાત્મ રૂપ તત્ત્વનો વિચાર કરતા, ઉત્તમ કોટિની ભાવના ભાવતા જીવને જ્ઞેય રૂપ આત્મા અને તેના સમ્યગ્ દર્શન જ્ઞાન ચારિત્ર રૂપ ગુણો, તેમજ અન્ય ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, કાલ તેમજ પુદ્ગલાસ્તિકાય અને તેમના ગુણ સ્વભાવ પર્યાય કે જે જ્ઞેય રૂપે છે, તેનું આત્મામાં સામાન્ય ભાવે દર્શન, વિશેષ ભાવે જ્ઞાન, અને તેવા તત્ત્વનો ઉપદેશ આપનારા તીર્થંકર, ગણધર, આચાર્ય, યુગપ્રધાન, ઉપાધ્યાય, પંડિત, સાધુ સાધ્વી વિગેરેની ઉપર પ્રતીતિ રૂપ શ્રદ્ધામય જ્ઞાન થાય છે. ૬૯

એ વસ્તુનો વિચાર સમાપ્ત કરતાં જે કહેવાનું છે તે જણાવે છે:—

सदुपायाद्यथैवाप्ति–रुपेयस्य तथैव हि ।
नेतरस्मादिति प्राज्ञः, सदुपायपरो भवेत् ॥७०॥

અર્થ—જે કારણે સાચા પ્રયત્ન એટલે ઉપાયથી ઈષ્ટ જે ઉપેય (ગ્રાહ્ય) ની પ્રાપ્તિ થાય છે. તેથી સમજુ માણસોએ

બીજી આળપંપાળનો ત્યાગ કરીને તે સદુપાયનો જ આદર કરવો જોઈએ. ૭૦

વિવેચન—મોક્ષ પ્રાપ્તિ માટે જે ઉપાય એટલે યોગ્ય ક્રિયા અનુષ્ઠાનો આપણા પૂજ્ય આપ્ત પુરૂષોએ કહેલાં છે, તે અધ્યાત્મ ભાવ જ છે, તેને છોડીને બીજી ક્રિયા ( અનુષ્ઠાનો ) પારમાર્થિક ઉપાય નથી. માટે તે બાહ્ય અને અયોગ્ય જે ઉપાયાભાસ છે તેનો ત્યાગ કરીને, જે સત્ય ઉપાય અધ્યાત્મ ભાવમય અને સદ્ વિવેક યુક્ત છે તેને આદર પૂર્વક સેવવો જોઈએ. કારણ કે સમ્યગ્ જ્ઞાન દર્શન ચારિત્ર રૂપ ક્રિયાથી આશ્રવનો ક્ષય થાય છે ને ભાવ નિર્જરા પ્રગટ થાય છે. અધ્યાત્મ ભાવ જ મોક્ષનો સદ્ ઉપાય છે. જેમ આપણને જે જે વસ્તુ ઈષ્ટ ઉપેય રૂપ હોય તેને મેળવવા માટે આપણે સાચા દેશ કાળના અનુસારે અનુકુલ ઉપાય એટલે પ્રયત્ન કરીએ તેથી તે ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત થાય છે, પણ તેથી અન્ય એટલે વિપરીત રીતે અનેક વખત પ્રયત્ન કરવાથી પણ ઈષ્ટ સિદ્ધિ થતી નથી. કારણ કે એ અધ્યાત્મ ભાવ સિવાયના સર્વ ઉપાયો અસત્ય છે. તેવી રીતે અધ્યાત્મ ભાવ રૂપ હેતુથી જ સમ્યગ્ જ્ઞાન અને સમ્યગ્ દર્શન મોક્ષનો હેતુ સિદ્ધ થતો હોવાથી સદ્ વિવેકવંત પુરૂષો દેશ કાળ દ્રવ્ય ને ભાવના યોગ્ય વિવેકથી "આ યુક્ત છે વા આ અયુક્ત છે," તેવા ભેદ યથાર્થ જ્ઞાનથી જાણીને પ્રમાદનો ત્યાગ કરી સાચા ઉપાયમાં પ્રવૃત્તિ કરે છે. તેથી મોક્ષના કારણભૂત અધ્યાત્મ આદિ યોગ વડે જે જે ભૂતકાલીન કર્મો છે તેને છોડવા રૂપ નિર્જરા અને નવા

કર્મનો બંધ ન થાય તે સંવર રૂપ યોગ છે, તેની પ્રાપ્તિ માટે હંમેશાં અપ્રમાદીભાવે ઉપયોગવંત રહે છે. જો તે યોગીઓ તેવી રીતે અપ્રમાદી ન રહે તો, તેઓની પ્રજ્ઞા (બુદ્ધિ) ફળ વિનાની થાય છે, તે કારણે તેઓ પ્રાજ્ઞ પણ ન કહેવાય. જેમકે રાજસત્તા જેના હાથમાં નથી તેવો કોઈ માણસ કદાપિ રાજા જેવો બધો આડંબર કરે તો પણ તે રાજા કહેવાતો નથી. કહ્યું છે કે "ગુણ વિના રે હોળી રાજા સરખો વેશ" રાજાના ગુણો સમાન હોવા છતાં રાજાના જેવો વેશ આડંબર તે હોલીના રાજાને જ શોભે. ૭૦

હવે જે વાસ્તવિક કહેવા યોગ્ય છે તે જણાવે છે:—

**सदुपायश्च नाध्यात्मा-दन्यः सन्दर्शितो बुधैः ।**
**दुरापं किन्त्वदोऽपीह, भवाब्धौ सुष्ठु देहिनाम् ॥७१॥**

અર્થ:—પંડિતોએ કર્મથી છુટવાને અધ્યાત્મભાવ વિના બીજો સદુઉપાય નથી જણાવ્યો. સંસારમાં રહેલા પ્રાણીઓને તે અધ્યાત્મભાવ રૂપ સમ્યગ્ દર્શન પ્રાપ્ત થવું અત્યંત દુર્લભ છે. ૭૧

વિવેચન:—વિવેક પૂર્વક લાભાલાભને વિચારીને એક જ સાચા ઉપાય રૂપ સમ્યગ્ દર્શન અધ્યાત્મભાવનું આલંબન કરનારા જીવોને જગતના સર્વ પદાર્થોના ગુણ દોષના યથાર્થ અનુભવ રૂપ સત્યજ્ઞાન થાય, અને તેથી સમ્યગ્ દર્શન વડે સંસારના કારણ રૂપ મોહમય અજ્ઞાનનું બીજ નાશ પામે અને શુદ્ધ સમ્યક્ત્વ પ્રાપ્ત થાય પણ છે. પરંતુ સંસાર સમુદ્રમાં ભ્રમણ કરતા પ્રાણીને તેની પ્રાપ્તિ અત્યંત

દુર્લભ છે. એમ પૂર્વે થયેલા શાસ્ત્ર રચનારા પંડિત પુરૂષોએ કહેલું છે. માટે અધ્યાત્મથી અન્ય વિલક્ષણ ઉપાયથી એટલે યજ્ઞ, પૂજા, દેવીઓને પશુનો ભોગ, આત્મઘાત, અને માયા કપટ કરવાથી આત્મતત્વના દર્શન રૂપ સમ્યગ્ દર્શન પ્રાપ્ત થતું નથી. જો કે સંસારમાં રખડતા પ્રાણીને અધ્યાત્મભાવ દુર્લભ છે, એટલું જ નહિ પણ તત્વની પ્રતીતિ એટલે શ્રધ્ધા પણ દુર્લભ જ હોય છે. આગમમાં જણાવ્યું છે કે "चत्तारि परमंगाणि, दुल्लहाणि इह जंतुणो। माणुसत्तं सुइसद्धा संजमं वीरिअं" શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમાં જણાવ્યું છે કે મોક્ષની પ્રાપ્તિ માટે જે ચાર અંગ એટલે કારણો છે, તેની પ્રાપ્તિ જીવોને અત્યંત દુષ્પ્રાપ્ય છે. તેમાં મનુષ્યપણું પ્રથમ દુર્લભ છે, તે કદાપિ મલે તો આર્યદેશમાં જન્મ પામવો કઠણ છે. આર્ય-દેશમાં જન્મ થાય તો ધર્મી કુટુંબ મળવું દુર્લભ છે, તે પણ કદાપિ મળે તો ગુરૂ પાસેથી પારમાર્થિક ધર્મજ્ઞાન મળવું મુશ્કેલ છે. કદાપિ તે પણ મળે તો તેમના પરમાર્થ સાધક ઉપદેશમાં શ્રધ્ધા એટલે પ્રતીતિ દુષ્કર હોય છે. અને પ્રતીતિ થાય તો પણ ચારિત્ર લઈને પાળવામાં આત્મ પરાક્રમ રૂપ વીર્ય અજમાવવું દુર્લભ થાય છે. માટે આત્મતત્વની પ્રતીતિ જીવોને દુર્લભ હોય છે. ૭૧

હવે અધ્યાત્મભાવ જીવોને કેવી રીતે દુર્લભ છે તે જણાવે છેઃ—

चरमे पुद्गलपरावर्ते, यतो यः शुक्लपाक्षिकः ।
भिन्नग्रन्थिश्चरित्री च, तस्यैवैतदुदाहृतम् ॥ ७२ ॥

અર્થ:—છેલ્લા પુદ્ગલ પરાવર્તમાં વર્તતો જીવ શુક્લ પાક્ષિક જાણવો. તેજ આત્મા ગ્રંથિભેદ કરનારો અને ચારિત્ર પાળનારો થાય છે. એમ આપણા પૂજ્ય પુરૂષોએ કહેલું છે. ૭૨

વિવેચન:—ચરમ એટલે છેલ્લા પુદ્ગલ પરાવર્તમાં વર્તતો જીવ શુક્લ પાક્ષિક કહેલો છે, દ્રવ્યથી સામાન્ય ભાવે સર્વ પુદ્ગલોને ગ્રહણ કરી છોડતાં જેટલો કાળ જાય તેટલા કાળને એક પુદ્ગલ પરાવર્ત કહે છે. જીવે સંસારમાં ભમતાં ચોરાસી લાખ જીવાયોનિમાં જન્મ મરણ કરતાં અનંત પુદ્ગલ પરાવર્ત કાલ સંસારમાં રહીને અનેક દુ:ખોનો ભોગ ઉપભોગ કર્યો છે. અને જ્યાં સુધી સંસારમાં રહેશે ત્યાં સુધી દુ:ખ ભોગવવાનો સંભવ જ છે. પરંતુ કોઈક ભવ્ય પ્રાણી ભવ. સ્થિતિનો પરિપાક થયે છતે. છેલ્લા પુદ્ગલ પરાવર્તમાં વર્તતો છતો, યથાપ્રવૃત્તિ કરણ કરતો આયુષ્ય વિના સાત કર્મની સ્થિતિને અંત:કોડાકોડી સાગરોપમમાં લાવીને અપૂર્વ કરણ કરે તેને શુક્લપાક્ષિક કહેવાય છે. તે ભવ્યાત્મા જ્યારે ગ્રંથિભેદ કરે છે ત્યારે તેને ઉત્કૃષ્ટથી અર્ધ પુદ્ગલ પરાવર્ત સંસાર બાકી રહેલો જાણવો. સિધ્ધાંતમાં જણાવ્યું છે કે:—

" जेसिं अवड्ढो पुग्गलपरिअट्टो सेसओ उ संसारो।
ते सुक्कपक्खिया खलु, अहिगे पुण किण्हपक्खियत्ति "

જે આત્માઓને સંસારમાં કાંઈક ન્યૂન અર્ધ પુદ્ગલ પરાવર્ત કાલમાત્ર પરિભ્રમણ બાકી છે તે શુક્લ પાક્ષિક જાણવા. જેઓને તેથી અધિક સંસારમાં ભમવાનું હોય છે, તેઓ નિશ્ચે કૃષ્ણ પાક્ષિકો જાણવા. તેમાં પણ આત્મા અપૂર્વકરણે કરીને ગ્રંથિભેદ કરે છે. ત્યાર પછી સમ્યગ્ દર્શન પામીને

દેશવિરતિ વા સર્વ વિરતિ રૂપ ચારિત્રને પામે છે. તેમાં અત્ર જણાવવાનું કે—

"जा गंठी ता पढमं, गंठीं समइच्छओ भवे यीअं।
अनिअट्टिकरणं पुण, सम्मत्तपुरक्खडे जीवे"

સંસારમાં રખડતો આ જીવ પુન્યયોગે, સમભાવયુક્ત અકામ નિર્જરા વડે પંચિંદ્રિયપણું પ્રાપ્ત કરે છે. તેમાં તિર્યંચ, મનુષ્ય, દેવ નારક યોનિઓમાં ગમન કરે છે. ત્યાં અનેક પ્રકારે વ્યકત ભાવે દુઃખ ભોગવતો અનુકુલ સમયે આઠ કર્મની સત્તા સ્થિતિમાંથી આયુષ્ય સિવાય સાત કર્મની પ્રકૃતિઓની સ્થિતિ ખપાવતો મોહનીય કર્મની સિત્તોર કોડા કોડી સાગરોપમની ઉત્કૃષ્ટ સ્થિતિમાંથી ઓગણોતેર કોડાકોડી સાગરોપમથી કાંઇક અધિક સ્થિતિને ખપાવીને એક કોડાકોડી સાગરોપમ પલ્યોપમના અસંખ્યાતમે ભાગે હીન કરે, તેમજ જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, અંતરાય એ ચાર કર્મની ત્રીશ કોડાકોડી સાગરોપમની ઉત્કૃષ્ટ સ્થિતિ છે, તેમાંથી ઓગણ-ત્રીશ કોડાકોડી સાગરોપમથી કાંઇક અધિક ખપાવીને પલ્યો-પમના અસંખ્યાતમે ભાગે હીન એક કોડાકોડી સાગરોપમ કરે, તેમજ નામકર્મ તથા ગોત્રકર્મની વીશ કોડાકોડી સાગરો-પમ ઉત્કૃષ્ટ સ્થિતિ છે, તેમાથી કાંઇક અધિક ઓગણીસ કોડાકોડી સાગરોપમ પ્રમાણ સ્થિતિ ખપાવીને પલ્યોપમને અસંખ્યાતમે ભાગે હીન એક કોડાકોડી સાગરોપમ પ્રમાણ કરે, એમ આયુષ્ય કર્મની સ્થિતિ વિના બીજા સાત કર્મની દીર્ઘકાળની જે સ્થિતિ છે, તેમાંથી ઘણા મોટા ભાગની ખપાવીને પલ્યો-પમના અસંખ્યાતમે ભાગે હીન એક કોડાકોડી સાગરોપમ

પ્રમાણુ કરે, ત્યારે સંસારના આધિ વ્યાધિ ઉપર કંટાળો આવવાથી, પુન્યવંત આત્માઓના સુખ વૈભવોને દેખી કુટુંબના કે બીજા સંબંધીઓના મરણુ, તથા તેવા પ્રકારના દુ:ખને જોઇને સંસાર ઉપર ઉદાસીનતા ( વૈરાગ્યભાવ ) આવે છે. જીવની આ દશાને યથાપ્રવૃત્તિકરણુ કહેવાય છે. આ યથાપ્રવૃત્તિ-કરણુ કર્યા પછી વિશુદ્ધિમાં ચઢતા પરિણુામવંત જીવ પલ્યો-પમને અસંખ્યાતમે ભાગે હીન એક કોડાકોડી સાગરોપમની જે સ્થિતિ છે, તેમાંથી પણુ સ્થિતિઘાતાદિક વડે હીન સ્થિતિ કરતો વજાના કુહાડા સમાન બીજા અપૂર્વકરણુ રૂપ અપૂર્વ વીર્ય વડે મોહનીય કર્મના બીજ રૂપ રાગદ્વેષ મય મહાગ્રંથિને ભેદે છે. આ અપૂર્વ કરણુનો બે ઘડીનો કાલ છે. ત્યાર પછી ત્રીજા અનિવૃત્તિ કરણુ વડે મિથ્યાત્વની સ્થિતિના અંતકરણુ કરીને બે વિભાગ કરે છે. પ્રથમ વિભાગમાં મિથ્યાત્વી હોય છે. પ્રથમ વિભાગ અંતર્મુહૂર્ત પ્રમાણુ જાણુવો. તે પ્રથમ સ્થિતિ ભોગવાઈ જાય ત્યારે અંતઃકરણુમાં પેઠેલો જીવ ઉપશમ સમ્યક્ત્વ પામે છે, અને તે વિશુદ્ધિ વડે મિથ્યાત્વની બીજી અંતઃકરણુથી ઉપરની સ્થિતિમાં રહેલા દલિકના ત્રણુ પુંજ કરે છે. શુદ્ધ પુંજ તે સમકિતમોહનીય, મિશ્ર પુંજ તે મિશ્ર મોહનીય અને અશુદ્ધ પુંજ તે મિથ્યાત્વ મોહનીય. ઉપશમ સમકિતનો કાલ અંતર્મુહૂર્ત પ્રમાણુ છે, ત્યાર પછી વિશુદ્ધિમાં વર્તતા તે જીવને સમકિત મોહનીયના પુંજનો ઉદય થાય તેથી ક્ષયોપશમ સમકિત પામે છે, તે સમકિત સાથે દેશથી ચારિત્ર એટલે ગૃહસ્થ ધર્મને યોગ્ય શ્રાવકના બાર વ્રતને ધારણુ કરનારો દેશવિરતિ ચારિત્ર પામે છે અને સમકિત સાથે પાંચ મહાવ્રતને ધારણુ કરનારા સર્વવિરતિ

સાધુઓ પાપમય સર્વ સાવદ્ય આચારનો સર્વથા ત્યાગ કરનારા જાણવા. શ્રાવકો અને સાધુઓ ગ્રંથી ભેદ કરીને આગળ વધેલા હોવાથી શુક્લ પક્ષને પામેલા જાણવા. તેઓ કદાચ પરિણામની મલીનતા થવાથી સમ્યક્ત્વનો ત્યાગ કરે તો પણ અર્ધા પુદ્દગલ પરાવર્તથી વધારે સમય સંસારમાં ભમતા નથી. આવા આત્માઓને અધ્યાત્મ ભાવવાલા જાણવા, એટલે ગ્રંથી ભેદ કરી સમ્યક્ત્વને પામેલ હોય, શ્રાવકના બાર વ્રતને ધારણ કરતા હોય, અને સર્વ પાપમય જે સાવદ્ય વ્યાપારનો સર્વ પ્રકારથી ત્યાગ કરીને પાંચ મહાવ્રત ધરતા હોય તે સાધુઓ શુક્લપક્ષિયા જાણવા. એ ભાવ વિનાના જે હોય તે સર્વ જીવો કૃષ્ણપાક્ષિકો જાણવા. આવા પ્રકારનું જે અનુભવ જ્ઞાન તેજ અધ્યાત્મદર્શન અને જ્ઞાન જાણવું. ૭૨

હવે એવી શંકા કરાય છે કે ઉપર જણાવેલા શુક્લપાક્ષિકોનેજ અધ્યાત્મ ભાવ હોય અને અન્યને નજ હોય તેમ કેમ બને? તેનો ઉત્તર આપતાં જણાવે છે:—

**प्रदीर्घभवसद्भावा–न्मालिन्यातिशयात्तथा ।**
**अतत्त्वाभिनिवेशाच्च, नान्येष्वन्यस्य जातुचित् ॥७३॥**

**અર્થ:**—જે શુક્લ પક્ષિયા નથી તેવા આત્માઓને તો ઘણા લાંબા કાળ સુધી સંસારમાં રહેવાનું હોવાથી, તથા આત્માને કર્મમલથી અત્યંત મેલાપણું હોવાથી, અતત્ત્વમાં તત્ત્વ બુદ્ધિવાળું—આગ્રહ ભરેલું માનસ હોવાથી, કદાપિ પણ બીજા સંત પુરૂષનો સત્ય ઉપદેશ તેના મનમાં ઉતરતો નથી. ૭૩

**વિવેચન:**—જે આત્માને અપૂર્વકરણ કરી અર્ધા

પુદ્ગલ પરાવર્ત ઓછો સંસાર બાકી રહ્યો છે, તેનાથી વધારે સ્થિતિવાળા અન્ય જીવોને સંસારમાં વધારે રખડવાનું છે. કારણકે તેવા આત્માઓએ મોક્ષમાર્ગમાં ગમન થાય તેવી સંસારની પરિપાક અવસ્થા પ્રાપ્ત કરી નથી, અને આઠ કર્મ-દલને બંધાવનારા જે રાગદ્વેષ, મિથ્યાત્વ, અજ્ઞાન વિષયાસકિત વિગેરેથી મલીન અધ્યવસાયો રૂપ કારણો પણ અનાદિ કાલીન પરંપરાગત છે. તેવા અધ્યવસાયોવાળો આત્મા અનંતકાલ સુધી સંસારમાં રહેવાવાલો હોવાથી સુદેવ, સુગુરૂ, સુધર્મના તાત્વિક ભાવોને સમજી શકતો નથી, તેમજ અતત્ત્વમાં આંધળો વિશ્વાસ કરી તેમાં આગ્રહી હોવાથી યોગ્ય વિવેક રહીત હોવાથી યોગ્ય વિચાર કરી શકતો નથી, અને વિપરીત તત્ત્વો આત્માને કાંઇ પણ સારો લાભ પ્રાપ્ત કરાવી શકતા નથી, કારણકે મોહનીય કર્મનું અત્યંત જોર હોવાના કારણે અભિનિવેષ્ટ ( મારૂં માનેલુંજ સાચું છે ) તેવા ખોટા આગ્રહને કારણે સત્ય તત્ત્વને સમજી શકતો નથી. જ્યાં સુધી છેલ્લા પુદ્ગલ પરાવર્ત જેટલો સંસાર બાકી ન હોય ત્યાં લગી તીર્થંકર, ગણધર, યુગપ્રધાન, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ વિગેરે આપ્ત પુરૂષોનો સંયોગ પ્રાપ્ત થાય તો પણ સત્ય-તત્ત્વનો પ્રકાશ તેમને કદાપિ નથીજ થતો જેમ સર્વ વસ્તુનો પ્રકાશક સૂર્ય હોવા છતાં પણ ઘુવડને તેના કિરણો પ્રકાશ નથી આપી શકતા, તેમ તે મહાપુરૂષોનો ઉપદેશ પણ દીર્ઘ-સંસારી કૃષ્ણ પાક્ષિક જીવાત્માને નથી લાગતો. માટે દીર્ઘ ભવ અવસ્થાનો પરિપાક થયે છતે એટલે એક વા અર્ધ પુદ્ગલ-પરાવર્ત સંસાર બાકી હોય ત્યારે વૈરાગ્યાદિથી યથાપ્રવૃત્તિ

અને અપૂર્વકરણ કરી મોહની મજબુત ગાંઠને ભેદીને સમ્યક્ત્વ પામે છે. અન્યથા નથી પામતા. ૭૩

અહિંઆં એ શંકા થાય છે કે અન્ય જીવોને પણ સંસારમાં અત્યંત પ્રેમ હોવાથી, અને કર્મની મલીનતા સમયે સમયે વધતી હોવાથી તેમને સંસારનો નાશ કેવી રીતે થાય? તે જણાવે છે:—

**अनादिरेष संसारो, नानागतिसमाश्रयः ।**
**पुद्गलानां परावर्ता, अत्रानन्तास्तथा गताः ॥७४॥**

અર્થ:—જુદા જુદા પ્રકારની યોનિથી યુક્ત ચાર ગતિના આશ્રયવાળા આ અનાદિ સંસારમાં જીવને અનંતા પુદ્ગલ પરાવર્તો અતીત થઇ ગયા છે. ૭૪

વિવેચન—જેનું મૂલ એટલે ઉત્પત્તિની આદિ નથી તે અનાદિ કહેવાય છે. તેમજ પ્રવાહનો અંત પણ જેનો નથી આવવાનો તે અનંત, તેથી આ સંસાર અનાદિ અનંત કહ્યો છે. કારણકે અમુક કાળે જીવો, પૃથ્વી, આકાશ વિગેરે તત્ત્વો ઉપજ્યા છે તેવી શરૂઆત જણાતી નથી તે કારણે સંસાર અનાદિ છે, તેમજ પ્રત્યક્ષ રૂપે જોવાય છે, તેવો આ સંસાર એટલે જીવોના ભવની પરંપરા છે, તે સંસારમાં જીવો જુદી જુદી કર્મની અવસ્થા વડે નારક, મનુષ્ય, દેવ અને તિર્યંચ ગતિમાં ચોરાસી લાખ જીવયોનિમાં અનેક વાર જન્મ મરણ કરતા ઉત્પન્ન થાય છે ને મરે છે, એવી રીતે વિચિત્ર પ્રકારની ભવ પરંપરા કરતા જીવ અનંતા પુદ્ગલ પરાવર્ત સુધી રખડે છે. આ અનાદિ સંસારમાં એક જીવ

તમામ પુદ્દગલોને ઔદારિક, વૈક્રિય, શ્વાસોશ્વાસ, તેજસ, ભાષા, મન અને કાર્મણ રૂપે ગ્રહણ કરી કરીને તથા મૂકી મુકીને એમ સર્વ પુદ્દગલોનો ભોગ કરીને છોડે અને એક પણ પુદ્દગલ બાકી ન રહે તેમાં જેટલો કાલ જાય તેટલા કાલે એક પુદ્દગલ પરાવર્ત કાલ પૂર્ણ થાય છે, અનાદિ કાલથી અનેક-જન્મ મરણ કરતા જીવે અનંત પુદ્દગલોને અનેક સ્વરૂપથી અનંત વખત ગ્રહણ કરી મૂકયા હોવાથી અનંત પુદ્દગલ પરાવર્તન કર્યાં છે. કહ્યું છે કે—

" एवं अणोरपारे, संसारे सायरंमि भीमंमि ।
पत्तो अणंतखुत्तो, जीवेहिं अपत्त-धम्मेहिं " ॥

આ પ્રમાણે જેનો આદિભાવ કે અંતભાવ નથી એટલે શરૂઆત તેમજ છેડો નથી એવા, અનેક દુ:ખથી ભયંકર સંસાર સમુદ્રમાં રખડતા જીવે જ્યાં સુધી સમ્યગ્ ધર્મ નથી પ્રાપ્ત કર્યો ત્યાં લગી તે અનંત જન્મ મરણ કરે છે અને કરશે. કારણકે જીવોમાં તેવો યોગ્યતા રૂપ સ્વભાવ રહેલો છે તે વાત જૈન શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે. ૭૪

કોણ આવા જન્મ મરણ કરે છે? તે આચાર્યવર્ય પોતે જણાવે છે:—

**सर्वेषामेव सत्त्वानां, तत्स्वाभाव्यनियोगतः ।**
**नान्यथा संविदेतेषां, सूक्ष्मबुद्ध्या विभाव्यताम् ॥७५॥**

અર્થ:—કારણ કે જગતના સર્વે પ્રાણીઓને તેવા જન્મ અને સુખ દુ:ખના અનુભવ તેના સ્વભાવને અનુસારે-યોગ્યતાને અનુસારે ન થતા હોય તો બીજી રીતે તેઓને સંવિત (જ્ઞાન)

જે કાર્ય બને છે, તે સર્વ કાંઈ સ્વતંત્ર ભાવે કોઈ પણ કાલે, કોઇ પણ ક્ષેત્રે નથીજ બનતું, આ વાત સામાન્યજ છે. એક નિયમ એ છે કે જે જે કાર્યો થાય છે, તે સર્વ કારણ-પૂર્વકજ થાય છે. તે વાત સર્વત્ર પ્રસિદ્ધ છે. તે લક્ષમાં રાખીને સંબંધને જોડતા જણાવે છે કે–સત્ત્વ એટલે જીવાત્મા કહેવાય છે અને રૂપ, રસ, ગંધ, સ્પર્શ, શબ્દ વિગેરે ગુણ-સ્વભાવવાલા પુદ્ગલો કહેવાય છે, તે જીવાત્મા અને પુદ્ગલના સંબંધથી જે કાર્ય થાય છે, તે કારણોના સંબંધથીજ થાય છે. જેમકે ધુમાડો થયો છે તો તે એકલા અગ્નિનું કાર્ય નથી, તેમ એકલા લાકડાનું પણ કાર્ય નથી, પણ લીલા લાકડામાં અગ્નિનો સંબંધ થવાથી ધુમાડો ઉપજે છે. તેમ જે જે આત્માને મનુષ્યત્વ, રાજ્યત્વ, શ્રેષ્ઠિત્વ વિગેરે પ્રાપ્ત થાય છે, તે પણ જીવે પૂર્વે કરેલા શુભાશુભ વિચારની સાથે જે, કર્મદલના પુદ્ગલો ગ્રહણ કર્યા છે તેના વિપાક રૂપે તે આત્માને સુખ દુઃખનો અનુભવ થાય છે, પણ કારણ વિના અકસ્માત્ અનુભવ આવતો નથી. તેથી એમ સિદ્ધ થાય છે કે જે કાર્યો બને છે, તે નિશ્ચયથી જીવના તથા પુદ્ગલના સ્વભાવ અનુસારે બંનેના સંયોગ સંબંધથી ઉપજે છે. પણ સંયોગ વિન કાર્ય ઉપજતું નથી. આ કારણથી એમ સિદ્ધ થયું કે જીવને સંસારમાં ભ્રમણનું કારણ અનાદિ કાલીન છે અને તે જીવ તથા કર્મ પુદ્ગલના સંયોગ રૂપ નિમિત્તથી જીવને અનંતા પુદ્ગલ પરાવર્તન કાલ સંસારમાં રાખે છે એમ સિદ્ધ થાય છે તેમ જાણવું. ૭૯

હવે જીવ તથા પુદ્ગલના સ્વભાવનું વૈચિત્ર્યપણું કેવ પ્રકારનું છે તે જણાવે છેઃ—

चित्रस्यास्य तथाभावे, तत्स्वाभाव्यादृते परः।
न कश्चिद्धेतुरेवं च, तदेव हि तथेष्यताम् ॥ ७७ ॥

અર્થ:—ચિત્ર એવા આ જીવને તેવા પ્રકારનું વિચિત્રપણું થવામાં જીવ કર્મનો તેવા પ્રકારનો સ્વભાવજ કારણ છે, તે વિના બીજો હેતુ નથી. તે કારણથી જીવને કર્મનો સંબંધ તેવા સ્વરૂપ સ્વભાવથીજ છે તેમ માનવું. ૭૭

વિવેચનઃ—ચિત્ર નામના કોઈક જીવ વિશેષને અનંતી ઉત્સર્પિણી અવસર્પિણી કાલ ચાલ્યો જાય ત્યારે એક પુદ્ગલ પરાવર્ત થાય. તેવા અનંતા પુદ્ગલ પરાવર્તન કાળવાળો સંસારભ્રમણ થાય છે તેમાં કારણ રૂપ જીવને વળગેલા વિચિત્ર પ્રકારના અનંતા કર્મદલના સમૂહ છે. તેથી તે ચિત્ર જીવને તેના તેવા પ્રકારના સ્વભાવના કારણે અનંત પુદ્ગલ પરાવર્તન કાલ સુધી સર્વ પુદ્ગલોનું ગ્રહણ અને મૂકવાપણું પણ અનંતી વખત થાય છે. કારણ કે મોહ બીજ મય કર્મદલોનો તેવોજ સ્વભાવ છે કે જીવના અશુભ અધ્યવસાયની સાથે રહીને નવા નવા કર્મદલને ગ્રહણ કરાવે છે, તેથી તેવા પ્રકારના સુખ દુઃખાદિ ભોગવતા પૂર્વે બાંધેલાનો ક્ષય થાય, અને તે કર્મબીજ રૂપ રાગદ્વેષના યોગે અધ્યવસાયથી નવા કર્મદલનો સંચય થાય. આવા પ્રકારની પરંપરાના પ્રવાહ રૂપ ક્રિયા જીવ સંસારમાં અનંત પુદ્ગલ પરાવર્તનથી કરે છે અને કરશે. તેમાં તેના કર્મના વિચિત્ર સ્વભાવની તથા જીવ સ્વભાવની હેતુતા રહેલી છે, તેથી બીજો હેતુ જણાતો નથી. આમ હોવાથી જીવ સ્વભાવની વિચિત્રતાથી તથા કર્મ

ઉત્પન્ન થવાનો સંભવ નથી, તે વાત સૂક્ષ્મ બુદ્ધિએ અવશ્ય વિચારશો. ૭૫

વિવેચનઃ—આમ જીવો સંસારમાં અનાદિ કાલથી જુદી જુદી યોનિઓમાં ભ્રમણ કરતા હોવાથી, અને સુખ દુઃખનો ભોગ કરતા હોવાથી, તેના સંસ્કારના બલથી અને જીવને તેવા પ્રકારનો અનુભવ થાય તેવા જ્ઞાન–ચેતના સ્વભાવ હોવાથી, તેમજ અનંત પુદ્ગલ પરાવર્તનથી ભ્રમણ કરવાનો સ્વભાવ હોવાથી તેવા પ્રકારના કર્મ કરવાનો, તથા તેને ભોગવવાનો અનાદિ કાલીન સ્વભાવ હોવાથી, તેના અનુભવને પણ વ્યક્ત વા અવ્યક્ત કરવાનો સ્વભાવ તે જીવાત્મામાં રહેલો છે, તે કારણથી તે સર્વ જગતના જીવાત્માઓને સંવિત–જ્ઞાન થાય છે, તે થવાનો પણ સ્વભાવ રહેલો છેજ, તેથી સર્વ જીવોને યોગ્યકાલમાં એટલે ભવ સ્થિતિનો પરિપાક કાલ આવે છતે, તેવા પ્રકારનું સંવિત (જ્ઞાન) થાય છે. જેમ જેમ સકામ વા અકામ નિર્જરાથી પ્રાણીના કર્મમલ દૂર થાય તેમ તેમ સંવિત–જ્ઞાન વિશેષ ભાવે ઉદયને પામે છે. શાસ્ત્રમાં પૂજ્ય આપ્ત પુરૂષો જણાવે છે કેઃ—

जीवस्य ज्ञस्वभावत्वात्, मतिज्ञानं हि शाश्वतं ।
संसारे भ्रमतोऽनादौ, पतितं न कदापि यद् ॥

જીવનો જ્ઞ સ્વભાવ એટલે જાણવાનો સ્વભાવ છે, કારણકે તેમાં અનંતમા ભાગે રહેલું મતિજ્ઞાન પણ શાશ્વતું છે. અનાદિ કાળથી સંસારમાં ભમતો હોવા છતાં તે જ્ઞાનનો કદાપિ

પણ અભાવ આવતો નથી, અવ્યક્ત ભાવે અત્યંત સૂક્ષ્મ અવશ્ય રહે છે.

તેમજ બીજી વાત પણ તે જીવનો જ્ઞસ્વભાવ સિદ્ધ કરે છે. 'अक्षरस्यानन्ततमो भागो नित्योद्घाटित एव हि'

અર્થ:—અક્ષર રૂપ જે પરમ શુદ્ધ કેવળજ્ઞાન છે, તેનો અનંતમો ભાગ સર્વ સંસારી જીવોને નિત્ય ઉઘાડો રહે છે, કોઈ કાલે નિગોદ રૂપ સૂક્ષ્મ શરીરને પામેલો હોય તો પણ એટલું પોતાના સુખ દુઃખને જાણવાનું સૂક્ષ્મ અવ્યક્ત જ્ઞાન જીવ માત્રને પ્રગટ રહે છે, તે જો અવરાઈ જાય તો જીવત્વનો અભાવ આવી જાય, પણ તેવું કદાપિ બનતું નથી. માટે આ વાત સૂક્ષ્મ બુદ્ધિથી જાણવાનો અવશ્ય વિચાર કરવો. ૭૫

એ વાતની ભાવનાને વ્યક્ત કરતા જણાવે છે:—

**यादृच्छिकं न यत्कार्यं, कदाचिज्जायते क्वचित् ।**
**सत्त्वपुद्गलयोगश्च, तथा कार्यमिति स्थितम् ॥७६॥**

અર્થ:—જગતની અંદર જે જે કાર્યો થાય છે, તે બધા અકસ્માત્ કદાપિ પણ બનતા નથી, પણ જે જે કાર્ય થાય છે તે જીવ પુદ્ગલના સંયોગથી થાય છે, એજ જગતનો સ્વભાવ છે. ૭૬

વિવેચન:—જગતમાં જે કોઈ પણ દ્રવ્ય વા પદાર્થ અકસ્માત્ એટલે આપણને બનવાની ખબર ન પડે તેવી રીતે બનતો દેખાય છે, તેને આપણે સ્વતંત્ર—કોઈની સહાય વિના બનેલો માની લઈએ છીએ. પણ વાસ્તવિક રીતે જે

જે કાર્ય બને છે, તે સર્વ કાંઈ સ્વતંત્ર ભાવે કોઈ પણ કાલે, કોઇ પણ ક્ષેત્રે નથીજ બનતું, આ વાત સામાન્યજ છે. એક નિયમ એ છે કે જે જે કાર્યો થાય છે, તે સર્વ કારણ પૂર્વકજ થાય છે. તે વાત સર્વત્ર પ્રસિદ્ધ છે. તે લક્ષમાં રાખીને સંબંધને જોડતા જણાવે છે કે–સત્ત્વ એટલે જીવાત્મા કહેવાય છે અને રૂપ, રસ, ગંધ, સ્પર્શ, શબ્દ વિગેરે ગુણ સ્વભાવવાલા પુદ્ગલો કહેવાય છે, તે જીવાત્મા અને પુદ્ગલના સંબંધથી જે કાર્ય થાય છે, તે કારણોના સંબંધથીજ થાય છે. જેમકે ધુમાડો થયો છે તો તે એકલા અગ્નિનું કાર્ય નથી, તેમ એકલા લાકડાનું પણ કાર્ય નથી, પણ લીલા લાકડામાં અગ્નિનો સંબંધ થવાથી ધુમાડો ઉપજે છે. તેમ જે જે આત્માને મનુષ્યત્વ, રાજ્યત્વ, શ્રેષ્ઠિત્વ વિગેરે પ્રાપ્ત થાય છે, તે પણ જીવે પૂર્વે કરેલા શુભાશુભ વિચારની સાથે જે, કર્મદલના પુદ્ગલો ગ્રહણ કર્યા છે તેના વિપાક રૂપે તે આત્માને સુખ દુઃખનો અનુભવ થાય છે, પણ કારણ વિના અકસ્માત્ અનુભવ આવતો નથી. તેથી એમ સિદ્ધ થાય છે કે જે કાર્યો બને છે, તે નિશ્ચયથી જીવના તથા પુદ્ગલના સ્વભાવ અનુસારે બંનેના સંયોગ સંબંધથી ઉપજે છે. પણ સંયોગ વિના કાર્ય ઉપજતું નથી. આ કારણથી એમ સિદ્ધ થયું કે જીવને સંસારમાં ભ્રમણનું કારણ અનાદિ કાલીન છે અને તે જીવ તથા કર્મ પુદ્ગલના સંયોગ રૂપ નિમિત્તથી જીવને અનંતા પુદ્ગલ પરાવર્તન કાલ સંસારમાં રાખે છે એમ સિદ્ધ થાય છે તેમ જાણવું. ૭૬

હવે જીવ તથા પુદ્ગલના સ્વભાવનું વૈચિત્ર્યપણું કેવા પ્રકારનું છે તે જણાવે છેઃ—

चित्रस्यास्य तथाभावे, तत्स्वाभाव्यादृते परः।
न कश्चिद्धेतुरेवं च, तदेव हि तथेष्यताम् ॥ ७७ ॥

અર્થ:—ચિત્ર એવા આ જીવને તેવા પ્રકારનું વિચિત્રપણું થવામાં જીવ કર્મનો તેવા પ્રકારનો સ્વભાવજ કારણ છે, તે વિના બીજો હેતુ નથી. તે કારણથી જીવને કર્મનો સંબંધ તેવા સ્વરૂપ સ્વભાવથીજ છે તેમ માનવું. ૭૭

વિવેચન:—ચિત્ર નામના કોઈક જીવ વિશેષને અનંતી ઉત્સર્પિણી અવસર્પિણી કાલ ચાલ્યો જાય ત્યારે એક પુદ્ગલ પરાવર્ત થાય. તેવા અનંતા પુદ્ગલ પરાવર્તન કાળવાળો સંસારભ્રમણ થાય છે તેમાં કારણ રૂપ જીવને વળગેલા વિચિત્ર પ્રકારના અનંતા કર્મદલના સમૂહ છે. તેથી તે ચિત્ર જીવને તેના તેવા પ્રકારના સ્વભાવના કારણે અનંત પુદ્ગલ પરાવર્તન કાલ સુધી સર્વ પુદ્ગલોનું ગ્રહણ અને મૂકવાપણું પણ અનંતી વખત થાય છે. કારણ કે મોહ બીજ મય કર્મદલોનો તેવોજ સ્વભાવ છે કે જીવના અશુભ અધ્યવસાયની સાથે રહીને નવા નવા કર્મદલને ગ્રહણ કરાવે છે, તેથી તેવા પ્રકારના સુખ દુ:ખાદિ ભોગવતા પૂર્વે બાંધેલાનો ક્ષય થાય, અને તે કર્મબીજ રૂપ રાગદ્વેષના યોગે અધ્યવસાયથી નવા કર્મદલનો સંચય થાય. આવા પ્રકારની પરંપરાના પ્રવાહ રૂપ ક્રિયા જીવ સંસારમાં અનંત પુદ્ગલ પરાવર્તનથી કરે છે અને કરશે. તેમાં તેના કર્મના વિચિત્ર સ્વભાવની તથા જીવ સ્વભાવની હેતુતા રહેલી છે, તેથી બીજો હેતુ જણાતો નથી. આમ હોવાથી જીવ સ્વભાવની વિચિત્રતાથી તથા કર્મ

સ્વભાવની વિચિત્રતાથી કાર્ય રૂપ અનેક સુખ દુઃખના વિચિત્ર ભોગો રૂપ જીવની ભવ પરંપરા પણ વિચિત્રજ હોય છે, તે તેના સ્વભાવના યોગથીજ થાય છે, એમજ માનવું જોઈએ. અહિં તે સિવાય અન્ય કોઈ પણ કારણ નથી. ૭૭

અહિંઆં પરમત એટલે સ્વભાવવાદી કહે છે કે જો સર્વ વસ્તુ સ્વભાવથીજ બને છે, તો બીજાં કારણ છોડી દઈને એક સ્વભાવનોજ કારણ રૂપે સ્વીકાર કરવો જોઈએ. આવી શંકા કરનારને ઉત્તર આપતાં જણાવે છે કે—

स्वभाववादापत्तिश्चे-दत्र को दोष उच्यताम् ।
तदन्यवादाभावश्चेन्न तदन्यानपोहनात् ॥ ७८ ॥

અર્થ:—સ્વભાવથી કાર્ય થાય છે, એમ કહેવાથી તમને સ્વભાવવાદ સ્વીકારવાનો દોષ આવે છે તો તે સ્વભાવ સ્વીકારવામાં શું વાંધો છે તે કહો?

ઉત્તર—પણ તેથી અન્યવાદનો અભાવ નથી થતો, કારણકે તેનો નિષેધ કરવો શક્ય નથી. ૭૮

વિવેચન—જીવ અજીવ કર્મ વિગેરે સર્વ વસ્તુ પોતાનાજ સ્વભાવથી કાર્ય કારણ ભાવને પ્રાપ્ત થાય છે, તેથી હે જૈનો! તમે તે સ્વભાવવાદનો સ્વીકાર કરો એમ જણાવતાં સ્વભાવવાદી કહે છે કે:—

कः कण्टकानां प्रकरोति तैक्ष्ण्यं, विचित्रभावं मृगपक्षिणां च । स्वभावतः सर्वमिदं प्रवृत्तं, न कामचारोऽस्ति कुतः प्रयत्नः ॥ १ ॥

અર્થ:—આવળ, બોરડી, થોર વિગેરે વૃક્ષમાં જે કાંટા

થાય છે, તેમાં કેટલાક સીધી અણીવાળા હોય છે, કેટલાક વાંકી અને અત્યંત ઝીણી અણીવાળા પણ હોય છે. તે કોણ કરતું હશે? મૃગ, હંસ, કુકડા તથા મયૂર વિગેરેની જુદી જાતની વિચિત્ર પાંખો તથા ચાંચો પણ કોણ કરતું હશે? એ બધું તેઓના સ્વભાવથીજ થાય છે. કોઈની ઈચ્છાથી કે પ્રયત્નથી બનતું નથી. એમ હોવાથી મનુષ્યાદિ જે પ્રયત્ન કરે છે, તે મિથ્યા છે એમ સમજવું. આવી આપત્તિને સ્વીકારવાનો સમય આપને પ્રાપ્ત થાય છે એમ સ્વભાવવાદી કહે છે. જો જીવ પુદ્ગલના સંબંધ યોગે સ્વભાવથી કાર્યની ઉત્પત્તિ થાય છે એવો સ્વીકાર કરવાથી જૈનોને સ્વભાવવાદનો દોષ આવે છે, તેમ જો તમે કહેતા હો તો, અમે પૂછીએ છીએ કે સ્વભાવવાદને સ્વીકારતા કયો દોષ આવે છે? તે જણાવશો, જો સ્વભાવવાદ સ્વીકારશો તો તેથી અન્યવાદનો અભાવ પ્રાપ્ત થાય છે. એટલે અન્યવાદનો અસ્વીકાર આવે છે, અથવા કાલ, નિયતિ, કર્મ, પુરૂષાર્થ વિગેરે વાદના સમુહનો અસ્વીકાર કરવાનો પ્રસંગ આવે છે એમ હે સ્વભાવવાદિ! જો તમે બોલતા હો તો અમે કહીએ છીએ કે, સ્વભાવવાદના સ્વીકારથી કાલ, નિયતિ, કર્મ તથા પુરૂષાર્થનો અભાવ અમે સ્વીકારતા નથી, એટલે સ્વભાવથી અન્ય કાલાદિના અત્યાગ પૂર્વક સ્વભાવને સ્વીકારવામાં આવે છે, કારણકે સર્વ દ્રવ્યમાં કાલ વ્યાપકભાવે રહેલો છે. નવા નવા પરિણામ (પર્યાય) પ્રાપ્ત કરવામાં સર્વને તે કાલની કારણતા રહેલી છે. તેમજ કર્મ પુરૂષાર્થ નિયતિ પણ કાર્યોની ઉત્પત્તિમાં નિમિત્ત કારણ થતા હોવાથી તેમનો પણ અમોએ સ્વીકાર કરેલોજ છે. ૭૮

એ વસ્તુની સિદ્ધિ કરતાં જણાવે છેઃ—

**कालादि सचिवश्चाय-मिष्ट एव महात्मभिः ।**
**सर्वत्र व्यापकत्वेन, न च युक्त्या न युज्यते ॥७९॥**

અર્થઃ—કાલાદિકની સહાયતાથી કાર્યની સિદ્ધિ થાય છે, એમ સર્વ યોગી મહાત્માઓ સ્વીકારે છે. કારણકે કાલ, સ્વભાવ, નિયતિ, પુરૂષાર્થ ને કર્મ સ્વભાવ એ પાંચે નિમિત્ત કારણો ઉપાદાન કારણ તથા ઉપાદેય કાર્યોમાં સર્વથા વ્યાપકજ છે, એમ યુક્તિથી સિદ્ધ થતું નથી, એમ નથી, પણ સિદ્ધ થાય છે. ૭૯

વિવેચનઃ—કાલ દરેક, દ્રવ્યમાં નવા નવા પર્યાય (પરિણતિ) નું કારણ થાય છે, (૨) સ્વભાવ એટલે દરેક દ્રવ્યમાં તેના યોગ્ય પરિણામ (પર્યાય) ને ઉત્પન્ન કરવાની સ્વશક્તિ રૂપ સત્તા. (૩) નિયતિ એટલે ઉપાદાનથી જે ઉપેય થવા યોગ્ય હોય તેના પરિણામનો ક્રમ (૪) પુરૂષાર્થ તે કાર્યને સિદ્ધ કરવા આત્માનો પ્રયત્ન. (૫) કર્મ તે જીવે પૂર્વ કાલમાં બાંધેલા કર્મની પરિપાક અવસ્થા, એ પાંચેની સહાયતાથી કાર્ય થાય છે. આ ન્યાય સર્વ મહાત્માઓ એટલે આપ્તો શ્રી સિદ્ધસેન દિવાકર, શ્રીમલ્લવાદી, શ્રી જીન-ભદ્રગણિ ક્ષમાશ્રમણ, દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ વિગેરે જૈન-દર્શનના મહાપુરૂષોને માન્ય છે. કારણકે એ પાંચે કારણોનો સમવાય સર્વ ઉપાદાન કારણથી થનારા કાર્યોમાં વ્યાપક ભાવે રહ્યો છે. તેજ પ્રમાણે સમ્મત્તિ તર્ક વિગેરે મહાશાસ્ત્રોમાં વિસ્તારથી કહેલું છે, એટલે ઇષ્ટ છે એમ નહિ પણ તર્ક, હેતુ, ન્યાયની યુક્તિઓથી સિદ્ધ થયેલ છે. તેથી એવી શંકા

ન કરવી કે યુક્તિથી અસિદ્ધ છે, પણ એમજ સ્વીકારવું કે યુક્તિથી એટલે દલીલ પૂર્વક વાદ કરતાં પાંચ કારણોનો સમવાય કાર્યસાધક થાય છે, તે વાદ યથાર્થ ઘટે છે, એમ નિઃસંશય માનવું. ૭૯

કેવી રીતે કારણો ઘટે છે તે જણાવે છેઃ—

**तथात्मपरिणामात्तु, कर्मबन्धस्ततोऽपि च ।**
**तथा दुःखादिकालेन, तत् स्वभावाद्दते कथम् ॥८०॥**

અર્થઃ—તેવા પ્રકારના આત્માના પરિણામથી એટલે ભાવનાથી, તેવા પ્રકારના કર્મોના દુઃખ સુખ ભોગવવા યોગ્ય બંધ પડે છે. તે કર્મબંધના વિપાકના ઉદય કાલમાં તેવા તેવા સુખ વા દુઃખ વિગેરે ભોગવાય છે તે સ્વભાવ વિના કેવી રીતે ઘટે ? ૮૦

વિવેચનઃ—એકલા કાલને પણ સંસારનું મુખ્ય કારણ નથી મનાતું, કારણ કે જીવાત્માઓ પોતાના રાગદ્વેષમય શુભાશુભ પરિણામ એટલે ભાવનાના યોગે તેવા તેવા શુભ વા અશુભ કર્મોના બંધ ઉપજાવે છે, એટલે તે કર્મબંધ થવામાં આત્મામાં રહેલા મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને અશુભ મન, વચન–કાયાના વ્યાપાર ઉપાદાન ભાવે કારણ બને છે. તેજ સંસારની પ્રવૃત્તિના કારણો છે એમ જાણવું, એટલે એ કર્મબંધનું કારણ સંસારની પરંપરા–ભવ પરંપરાને વધવાનું ઉપાદાન કારણ મોહ રૂપ રાગદ્વેષજ છે, તેથી બંધાયેલા કર્મ, તેના વિપાક–ઉદયકાલે જીવ સુખ, દુઃખ, જીવન, મરણ, ઉંચ કુલ, નીચ કુલ, ઉત્તમ જાતિ, નીચ જાતિ, ગુલામી કે શેઠાઈ, રાજ્યપતિત્વ, પૂજ્યત્વ વિગેરે શુભાશુભ લાભાલાભને

યોગ્ય કાલે પામે છે. જેમકે એક વર્ષમાં વર્ષાઋતુ, શીત ઋતુ, ગ્રીષ્મ ઋતુ જેમ યથાકાલે ક્રમે ક્રમે આવે છે, તેમ જીવને કહેલ કર્મનો ભોગ પણ તેવા પ્રકારના યોગ્ય કાલેજ વિપાકોદય ભાવે ભોગવવામાં આવે છે. તે પણ જો જીવાદિકનો તેવો સ્વભાવ ન હોય તો તે કેવી રીતે બને? સ્વભાવ વિના કાંઇ પણ બનતું નથી, તેથી એમ સિદ્ધ થાય છે કે જીવાદિક ચેતનના અને પુદ્ગલાદિ જડના સ્વભાવ તેવા હોવાથી જીવો પોતાના તેવા પ્રકારના પરિણામ ( અધ્યવસાય ) થી તેવા તેવા સુખ દુઃખાદિના ભોગને પામે છે એટલે આત્મા સુખી અથવા દુઃખી રૂપ પર્યાય ભાવને પામે છે, તે પણ તેવા કાલના બલથી પામે છે. સ્વભાવવાદી કહે છે કે જીવાદિના સ્વભાવ વિના કાંઇ પણ બનતું નથી. ૮૦

જો એમજ હોય તો જગતની બધી વસ્તુ પોતાના સ્વભાવને આધીનજ છે, એમ અવશ્ય માનવું જોઇએ.

**वृथा कालादिवादश्चेन्न तद्बीजस्य भावतः ।**
**अकिञ्चित्करमेतच्चेन्न स्वभावोपयोगतः ॥ ८१ ॥**

અર્થ:—જો સ્વભાવવાદ માનીએ તો કાલાદિવાદ નકામો થાય છે, તેમ ન જાણવું. કારણકે કાલ, નિયતિ, કર્મ તથા પુરૂષાર્થ વિના સ્વભાવ પણ કાંઇ કરી શકતો નથી, કારણકે તે સ્વભાવમાં કાલાદિના બીજ રહેલા છે. ૮૧

વિવેચન:—સ્વભાવવાદ વિલક્ષણતાવાલું હોવાથી કાલ નિયતિ વગેરે વાદો નકામા પડે છે, કારણકે વસ્તુનો સ્વભાવ વસ્તુનું કાર્ય કરી શકે છે, તેથી સ્વભાવથી અન્ય વિલક્ષણ

વાદ ન માનવા જોઇએ. આ પ્રમાણે કહેતા સ્વભાવવાદીને જણાવીએ છીએ કે તમો જે કહો છો તે યોગ્ય નથી. કારણકે એકલો સ્વભાવવાદ કાર્યસાધક નથી. કેમ કાર્યસાધક નથી થતો તે જણાવે છે:–તે સ્વભાવમાં કાલ, નિયતિ, કર્મ અને પુરૂષાર્થ બીજ રૂપે રહેલા છે, એટલે શક્તિ રૂપે રહેલા છે, તેથી તે કાલાદિ ભાવ રૂપે સ્વભાવને આધીન હોય ત્યારે કાર્યોનું બનવું થાય છે, તેથી કાલાદિ ચારને અકિંચિત્કર એટલે કાંઈ કાર્ય કરનાર નથી એમ તમારે ન માનવું. એ ચારે સ્વભાવમાં શક્તિ રૂપે રહેલા હોવાથી ગોણ ભાવે છે તેથી કાર્ય કરનાર નથી, એમ જો સ્વભાવવાદી કહેતા હોય તો અમે એમ જણાવીએ છીએ કે તે ચાર કાલાદિ કાર્યસાધક કેમ થતા નથી, તેનો જો તમો એમ ઉત્તર આપશો કે સ્વભાવજ સર્વ પદાર્થોને કાર્ય કરવામાં ઉપાદાન કારણ થાય છે, પણ બીજા ઉપાદાન ભાવે કારણ થતા નથી, તો જણાવીએ છીએ કે બીજા કારણો ઉપાદાન ભાવે ન હોય તો પણ કાલાદિ ચાર નિમિત્ત કારણનો સહકાર મલતે છતે સ્વભાવ રૂપ ઉપાદાનભાવને ધારણ કરનાર દ્રવ્ય પોતાના પર્યાય રૂપ કાર્યને કરે છે, તે વિના નથી કરી શકતા. જેમકે ઘડો બનવામાં માટી અને તેમાં રહેલો સ્વભાવ ઘટનું ઉપાદાન કારણ છે, તો પણ ઘટ રૂપે પરિણામ પામવામાં કુંભાર, દંડ, વસ્ત્ર, દોરો આદિ નિમિત્ત કારણ અને કુંભારના પુરૂષાર્થ રૂપ કારણ પણ અવશ્ય કાર્યસાધક થાય છે. તે નિમિત્ત વિના ઉપાદાન કાર્યસાધક નથીજ થઇ શકતો. ૮૧

અહીં સર્વ કાર્યમાં તે સર્વ કારણોનો ઉપયોગ દૃષ્ટાંત વડે સિદ્ધ કરે છે:—

सामग्र्याः कार्यहेतुत्त्वं, तदन्याभावतोऽपि हि ।
तदभावादिति ज्ञेयं, कालादीनां नियोगतः ॥८२॥

અર્થ:—સર્વ કારણોની સામગ્રીનો સહકાર કાર્યમાં હેતુ થાય છે, પણ જો અન્યનો અભાવ હોય તો ઉપાદાનથી કાર્યનો અભાવ આવે તેથી 'કહે છે કે કાલાદિનો સંયોગ કાર્યમાં હેતુ છે એમ નિશ્ચય જાણવું. ૮૨

વિવેચન:— વસ્તુમાં રહેલા સ્વભાવનું કાર્યમાં ઉપાદાન ભાવે હેતુપણું હોવા છતાં પણ અન્ય કાલ આદિના સહકાર વિના તે કાર્યસાધક થતું નથી. જેમ કે ઘટ બનવામાં માટી ઉપાદાન ભાવે કારણ હોવા છતાં, તેના કર્તા કુંભારનો પ્રયત્ન તથા તેમાં ચક્ર, દંડ, ચીવર, દોરો, કાલ તથા આકાશ વિગેરે નિમિત્ત કારણોની સામગ્રીના સહકારથી ઘટ તૈયાર થાય છે. તેવીજ રીતની સામગ્રીનો સહકાર જો ન મળે, તો એકલું ઉપાદાન કારણ માટી ઘડો તૈયાર કરી શકતું નથી તેવીજ રીતે જગતમાં આત્મા પુદ્ગલ વિગેરે પોતાના ગુણોથી એટલે સ્વભાવથી પરિણામો—પર્યાય કરવામાં સમર્થ હોવા છતાં, કાલ, નિયતિ, પુરુષાર્થ રૂપ કર્મના સહકારી કારણો વડે તે યથાયોગ્ય પરિણામને પ્રાપ્ત થાય છે. તેવા સહકારીઓના અભાવમાં કાર્યનો પણ અભાવજ આવે છે. અહિં કોઈ કહેશે કે, દ્રવ્યમાં જે પરિણામીપણું છે તેનો અભાવ આવશે, અને પરિણામના અભાવમાં કાર્યોનો પણ અભાવ આવશે, તે કારણે સર્વ દ્રવ્ય તેના ગુણ સ્વભાવ વિગેરે વડે જ્ઞેય એટલે જાણવા યોગ્ય પદાર્થો છે તે સર્વ જ્ઞેયને આગમ અને ગુરૂના

ઉપદેશથી જાણવા જે જે કાર્યો થાય છે તે કાલાદિ સામગ્રીના સહકારથી થાય છે, તેજ પ્રમાણે જીવાત્માનું મુક્ત થવા રૂપ કાર્ય પણ સ્વભાવ, કાલ, નિયતિ, કર્મ અને પુરૂષાર્થના સહયોગથીજ થાય છે પણ એકલા સ્વભાવથી કાર્ય નથી બનતું. જીવની સાથે સ્વભાવ નિત્ય રહેલો છે, તો પણ સર્વ સામગ્રી જ્યાં લગી નથી મળતી ત્યાં લગી તે કાર્ય સાધવામાં સમર્થ નથી બનતો. ૮૨

આ વાતને સ્પષ્ટ કરતાં જણાવે છેઃ—

**एतच्चान्यत्र महता, प्रपञ्चेन निरूपितम् ।**
**नेह प्रतन्यतेऽत्यन्तं, लेशतस्तूक्तमेव हि ॥ ८३ ॥**

અર્થઃ—આ વિચાર અન્યત્ર વિસ્તારથી વિવેચન પૂર્વક કહેલો છે, તેથી અહિં તેનું વિશેષ વર્ણન નથી કરાયું. તો પણ જે કાંઈ જાણવા યોગ્ય હતું તે ટુંકાણુથી જણાવ્યું છે. ૮૩

વિવેચનઃ—કાર્યોની સિદ્ધિમાં કાલ, નિયતિ, પુરૂષ પ્રયત્ન તથા કર્મ વિગેરે સામગ્રીની જરૂર રહે છે. આ વાતનો વિચાર અન્યત્ર એટલે શાસ્ત્રવાર્તા સમુચ્ચય, ધર્મસંગ્રહણી વિગેરે ગ્રંથોમાં ઘણા વિવેચનથી વિસ્તાર પૂર્વક જણાવેલો છે. ત્યાં દ્રવ્યથી બનતા પર્યાયોમાં સ્વભાવ, કાલ, નિયતિ, કર્મ અને પુરૂષાર્થથી ઈષ્ટ પરિણામ એટલે કાર્ય થાય છે, તે સારી રીતે યુક્તિઓથી સિદ્ધ કરેલું છે, તેથી આ શાસ્ત્રમાં વિસ્તાર નથી કર્યો. તો પણ આત્માઓને સદ્વિવેક આવે તે વાત ધ્યાનમાં રાખીને બહુ સંક્ષેપથી જે કહેવા યોગ્ય હતું તે બતાવેલું છે. ૮૩

તેથીજ આગળ કહેવાનું છે તે કહે છે.

**कृतमत्र प्रसङ्गेन, प्रकृतं प्रस्तुमोऽधुना।**
**नाध्यात्मयोगभेदत्वा-दावर्तेष्वपरेष्वपि ॥ ८४ ॥**

અર્થ:—અહિંઆં તેના વિશેષ વિવેચનનું કામ નથી, તેથી જેનો પ્રસંગ ચાલે છે તે અધ્યાત્મ કે જે યોગનું એક અંગ છે, તેની વાત કરીએ છીએ, તે સમજવા તૈયાર થાઓ. તે અધ્યાત્મ છેલ્લા પુદ્ગલ પરાવર્તનમાં પ્રવેશેલાને પ્રાપ્ત થાય છે, તે વિના બીજાને થતું નથી. ૮૪

વિવેચન:—અહિંઆં પ્રસંગ પામીને સ્વભાવ, કાલ, નિયતિ, પૂર્વ કૃતકર્મ અને પુરૂષાર્થ એ પાંચ કારણનો સંયોગ થયે છતે જીવાત્મા આત્મશક્તિનો પ્રગટ ભાવ કરી શકે છે, તે વાત અત્યંત ટુંકા વિવેચન પૂર્વક જણાવી છે. વિશેષ વિવેચન કરવાથો સર્યું. હવે ચાલતા યોગના પ્રભેદ રૂપ એટલે યોગના આદિ અંગ રૂપ જે અધ્યાત્મ ભાવ રૂપ યોગ છે, તેનું વિવેચન કરીએ છીએ. તે ધ્યાન દઈને સાંભળો. જ્યાં લગી મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને અશુભ મન વચન કાયાના વ્યાપાર રૂપ યોગથી અજ્ઞાન ભાવે કર્મપ્રકૃતિને ગ્રહણ કરતો જીવાત્મા ઉત્કૃષ્ટ કર્મ દલના ઉદયથી ઘેરાયેલ હોવાથી અનંત પુદ્ગલ પરાવર્તન કાલ સુધી અકલ્પનીય દુઃખ ભોગવતો રખડે છે તેવી અવસ્થામાં આત્માના સ્વરૂપનું ભાન કે દુઃખનો નિર્વેદ થતો નથી, પરંતુ જીવાત્મા જ્યારે અનંતી નિગોદમાં વસવાના સ્વભાવનો ત્યાગ કરી પ્રત્યેક ભાવને પામી ક્રમે ક્રમે બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચોરિંદ્રિય, અસંજ્ઞી

પંચેંદ્રિય અને સન્ની પંચેદ્રિય ભાવમાં આવી વિશેષ જ્ઞાન-વડે દુઃખ સુખના કાંઈક વિવેકવાલો બને છે. ત્યારે જો તે ભવ્ય હોય તો છેલ્લા પુદ્ગલ પરાવર્તન રૂપ કાલમાં આવેલો-હોય છે, અને ત્યારેજ કાંઇક વિવેક વિચાર, દેવ ગુરૂ ધર્મની ઓળખાણ, દેવપૂજા, ગુરૂભક્તિ, દયા, દાન, સત્ક્રિયા વિગેરે કરતો, યોગ કે જે મોક્ષનો માર્ગ છે, તે યોગના પાંચ ભેદમાં અધ્યાત્મભાવ રૂપ જે પ્રથમ ભેદ છે તેને પ્રાપ્ત કરે છે. પણ છેલ્લા પુદ્ગલ પરાવર્તથી વધારે કાલ સંસાર બાકી રહેલા આત્માને આ અધ્યાત્મયોગ પ્રાપ્ત થતો નથી, પરંતુ છેલ્લોજ પુદ્ગલ પરાવર્ત માત્રજ કાળ જેને બાકી રહ્યો છે અથવા-તેથી પણ અલ્પકાળ સંસારમાં ભમવાનું બાકી છે તેવા-ભવ્યાત્માનેજ અધ્યાત્મયોગ પ્રાપ્ત થાય છે. ૮૪

આમાં જે હેતુ છે તે જણાવે છે—

**तीव्रपापाभिभूतत्वा–ज्ज्ञानलोचनवर्जिताः ।**
**सद्वर्त्मावतरन्त्येषु, न सत्त्वा गहनान्धवत् ॥८५॥**

અર્થ:—તીવ્ર પાપાચરણથી અભિભૂત થયા હોય—ઘેરાયા હોય તેવા જીવો સદ્જ્ઞાન રૂપ લોચનથી રહીત છે, તેથી ગહન અટવીમાં ખુંચેલા જાતિ અંધની જેમ સદ્માર્ગને પામતા નથી, એટલે ધર્મમાર્ગને પામી શકતા નથી. ૮૫

વિવેચન:—જે છેલા વિનાના અનંત પુદ્ગલ પરાવર્તમાં ભમતા જીવો અત્યંત ભયંકર પાપોદયના કારણે મિથ્યાત્વ, અવિરતિ, કષાય, અશુભ યોગ વિગેરેથી ઘેરાયેલા હોવાથી પાપકર્મથી પરવશ થયેલા છે. અને તેજ કારણે જ્ઞાનલોચન-

વિનાના એટલે યોગ્ય અયોગ્ય કાર્યાકાર્યના વિચાર રૂપ વિવેકથી રહીત હોવાથી સંવેદન રૂપ—સમ્યગ્ જ્ઞાન રૂપ આંખો વિનાના હોવાને કારણે આંધળાજ જાણવા, તેથીજ સદ્‌માર્ગ એટલે દયા, દાન, ઈંદ્રિયનિગ્રહ, વીતરાગદેવની પૂજા, સદ્‌ગુરૂની સેવના, અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, પરિગ્રહ ત્યાગ, કષાય-નિગ્રહ વિગેરે સદ્‌ધર્મ રૂપ મોક્ષમાર્ગમાં પ્રવેશ કરી શકતા નથી. કારણકે છેલ્લા સિવાયના અન્ય પુદ્‌ગલ પરાવર્ત રૂપ અનંત કાલમય સંસારમાં ભમતા તે જીવો કૃષ્ણપાક્ષિકો કહ્યા છે. જેમકે જન્મથી અંધ કોઈ પ્રાણી ભયંકર જંગલમાં ભૂલો પડયો હોય, તે જીવ જેમ ઈષ્ટ માર્ગને પામી શકતો નથી. આડો અવળો ખાડા ખાબોચીયામાં પડતો અનેક ભયંકર વાઘ, વરૂ, સીંહ, રીંછ વિગેરેના ઝપાટામાં આવતો હોય છે તેથી અનેક અવાચ્ય વેદના ભોગવતો છતો સાચા નગરના માર્ગને પામી શકતો નથી, તેમ છેલ્લા વિનાના અનેક પુદ્‌ગલ પરાવર્ત કાલમાં રખડતો પ્રાણી મિથ્યાત્વમય અંધકારથી ઘેરાયેલો હોવાથી સત્ય વીતરાગ પ્રણીત ધર્મમાર્ગને પામી શકતો નથી. ૮૫

કયા કારણે સદ્‌માર્ગને જીવ નથી પામી શકતો તે કારણો જણાવે છે:—

भवाभिनन्दिनः प्राय–स्त्रिसंज्ञा एव दुःखिताः ।
केचिद् धर्मकृतोऽपि स्यु–र्लोकपंक्तिकृतादराः ॥८६॥

અર્થ:—કેટલાક જીવો લોક વ્યવહારમાં આદર કરનારા થયા છતાં કાંઈક ધર્મ ક્રિયા કરે છે. તો પણ ત્રણ સંજ્ઞાવાલા

હોવાથી પ્રાયઃ દુઃખનેજ પ્રાપ્ત કરે છે તેવા જીવોને ભવા-ભિનંદી જાણવા. ૮૬

વિવેચન:—ભવાભિનંદી જીવો પ્રાયઃ જન્મમરણ રોગ શોકથી પીડા પામતા એટલે આધિ વ્યાધિ ને ઉપાધિના ઉપદ્રવોથી અત્યંત દુઃખને ભોગવતા પ્રાયઃ આહાર, ભય, મૈથુન એ ત્રણ સંજ્ઞાથી યુક્ત હોય છે. તેમજ પરિગ્રહ સંજ્ઞાથી પણ યુક્ત હોવાના કારણથી અત્યંત અવ્યક્ત દુઃખને ભોગવે છે. તેમાં કેટલાકને મૈથુન સંજ્ઞા અવ્યક્ત હોય છે, પણ આહાર, ભય અને પરિગ્રહ સંજ્ઞા પ્રાયઃ વ્યક્ત દેખાય છે, તેથી ત્રણ સંજ્ઞા અહિં જણાવી છે. તો પણ તેની અનુકુલ સામગ્રી જીવોને પુન્ય વિના પ્રાપ્ત થતી નથી. તેથી ઇષ્ટ ભોગ ન મલવાથી જીવો દુઃખને પામે છે, તેવા દુઃખને દૂર કરનાર સત્ય વિવેક રૂપ જ્ઞાનનો અપુન્યવંત જીવને પ્રાયઃ અભાવજ હોય છે. તેઓ સ્વપ્નામાં પણ દુઃખને દૂર કરવા શક્તિમાન થઈ શકતા નથી, તેથી નિરંતર દુઃખનોજ ભોગ કરનારા હોય છે, તેમાં પણ બધા ભવાભિનંદી તો નહિ, પણ કોઇક આત્મા લોક વ્યવહાર પ્રમાણે કે કોઇક જિન પ્રણીત માર્ગ પ્રમાણે ધર્મક્રિયા સમજ્યા વિના બાહ્યાચારથી કરે છે, તેમાં લૌકિક વ્યવહારથી મહાદેવ, બ્રહ્મા, વિષ્ણુ, ચંડી, મહાકાલી વિગેરે દેવ દેવીની સેવા કરે, યજ્ઞ કરે, તેમાં જીવોની હિંસા પણ ધર્મબુદ્ધિથી કરે છે, પરમાત્માને પ્રસન્ન કરવા જપ તપ કરે, ઉપવાસ કરે, વીતરાગ દેવની પૂજા પણ કરે, જૈન સાધુને દાન દે, બ્રાહ્મણને જમાડે, ગાયની પૂજા કરે, વડ પીંપળો પૂજે, પીપળે પાણી રેડે વિગેરે ધર્મ સમજીને અજ્ઞાન ભાવે ધર્મ-

ક્રિયા કરે છે, તો પણ ઇંદ્રિય સુખની ઇચ્છાથી આ બધું થતું હોવાથી ગાઢ મિથ્યાત્વ-અજ્ઞાનથી અંધ હોવાથી મનુષ્ય તથા રાજા ધનાઢ્ય થાય પણ પરમાર્થ રૂપ ધર્મ છે એમ સમજી શકતા નથી. તેવા જીવોને જૈન શાસ્ત્રોમાં ભવાભિનંદી કહેલા છે, તે લોકની પંક્તિમાં રહેલા હોવાથી, અજ્ઞાની જીવો ખુશ થાય તેવુંજ બાહ્ય આચરણ હોય છે. સામાન્ય લોકના જેવુંજ આચરણ અને ભાવના પ્રાયઃ હોય છે, તેથી તે લૌકિક ક્રિયામાં આદર પૂર્વક પ્રયત્ન કરનારા થાય છે, અને છેલ્લા વિનાના પુદ્ગલ પરાવર્તમાં રહેલા છે તેવાને ભવાભિનંદી એટલે ભવ રૂપ સંસારમાં આનંદ માનનારા, ધર્મના ફલથી સ્વર્ગ, રાજઋદ્ધિ, સત્તા રૂપ આનંદ ભોગની પ્રાપ્તિ થાય છે તેમ માનનારા તે હોય છે. ૮૬

હવે ભવાભિનંદીનું સ્વરૂપ ( લક્ષણ ) જણાવે છે:—

**क्षुद्रो ला(लो)भरतिर्दीनो, मत्सरी भयवान् शठः ।**
**अज्ञो भवाभिनन्दी स्या-न्निष्फलारम्भसंगतः ॥८७॥**

અર્થઃ—ક્ષુદ્ર લોભી-લાભમાં પ્રેમ ધરનારો, દીન, મત્સરી, ભયથી વ્યાકુલ, શઠ અને અજ્ઞાની જે હોય તે પ્રાયઃ ભવાભિનન્દી હોય છે. અને તેમની જે જે ક્રિયા થાય તે સાચા ફલને આપનારી નથી હોતી. ૮૭

વિવેચનઃ—ભવાભિનંદી જીવોનો એવા પ્રકારનો સ્વભાવ હોય છે કે તેઓ ક્ષુદ્ર એટલે હલકી પ્રકૃતિના અથવા બીજાને રીબાતા જોતાં દયા વિનાના હોય છે, તેમ દાનાદિકમાં કૃપણ એટલે કંજુસ હોય છે, તેમજ લોભથી અનેક જીવોના

ઘાતક પણ થાય છે. લાભ મલે એટલે જર, જમીન, સ્ત્રી વિગેરેની પ્રાપ્તિમાં આનંદ માનનારા હોય છે, તેમજ દીન એટલે અનેક પ્રકારથી દુઃખી, જેનું મુખ જોવું અન્યને ન ગમે તેવા અદૃષ્ટ કલ્યાણરૂપ ઉપાધિને પામેલા હોય છે. તેમજ પારકાના દુઃખને દેખી આનંદ માનનારા અને ઇર્ષ્યાળુ એટલે અન્યને પૈસે ટકે આબરૂથી સુખી જોઇને દુઃખ માનનારા હોય છે. તેમજ ભયવાળા હોય છે એટલે રાજા, ચોર, ભાઇ ભાગીઆ વિગેરે મારી વસ્તુમાં ભાગ પડાવશે, મારૂં લુંટી લેશે, મને મારી નાખશે વિગેરે ભયથી મનમાં થરથરતા હોય છે. શઠ એટલે માયાથી અન્યને ઠગનારા, બીજાને દુઃખમાં પાડવા અનેક તર્કટ રચનારા, ભયંકર સર્પ જેવા દુર્જન હોય છે. તેવા જીવાત્માઓને ભવાભિનંદી કહેવાય છે. ભવ એટલે સંસાર–દેવ, મનુષ્ય, નારક, તિર્યંચ આદિ યોનિઓમાં ભમવાનું, તેવા ભવમાં આનંદ માનનારા તે ભવાભિનંદી જાણવા. કહ્યું છે કેઃ—

" असारोऽप्येष संसारः, सारवानिव लक्ष्यते ।
दधिदुग्धाम्बु–ताम्बुल–पुण्य–(ण्प) पण्याङ्गनादिभिः" ॥१॥

અનેક દુઃખથી વ્યાપ્ત હોવાથી આ સંસાર જો કે અસાર છે તેને પણ ભવાભિનંદી જીવાત્મા સારમય માને છે, અને દહિં, દુધ, ઘી અને અનેક પ્રકારના ભોજન, પીણા, દ્રાક્ષ, મધ, મદ્ય રૂપ પીણા, તાંબુલ, પાન, સોપારી, લવીંગ, એલચી પુષ્પ ફળ વિગેરે સુગંધી દ્રવ્યોના ઉપભોગ, તેમજ પરસ્ત્રી વા વારાંગનાના નૃત્યો, સંગીતો તથા તેમની સાથેની મૈથુન ક્રિયા એ પુન્યથી મલી છે તેમ માનનારા જીવો પર-

ર્થથી જે પુન્ય છે તેને નથી જાણુતા. તેથી તે ભોગો દીર્ઘ સંસારના હેતુ થાય છે. તેવા ભોગમાં તે અજ્ઞાની આત્મા અત્યંત આસક્તિ ભાવને ધરે છે, તેથી આવા વચન રૂપ ગુણો જેમાં અનુભવાતા હોય તે ભવાભિનંદી જાણવા. તેઓ સંસારમાંજ આનંદ માનનારા છે, તે કારણે તેઓ વડે જે આરંભ કરાય છે, તે પારમાર્થિક રીતે નિષ્ફળજ હોય છે, એટલે કે સર્વ જગ્યાએ અતત્ત્વને તત્ત્વ માનનારા, તેમાં આગ્રહ પૂર્વક હઠ કરનારા હોવાથી તેમની ક્રિયા જો ધર્મ બુદ્ધિથી થાય, તો પણ અજ્ઞાનથી યુક્ત હોવાથી ફળ વિનાનીજ થાય છે. ૮૭

હવે લોકપંક્તિ એટલે લોક વ્યવહારનું સ્વરૂપ પ્રગટ કરતાં જણાવે છે:—

लोकाराधनहेतोर्या. मलिनेनान्तरात्मना।
क्रियते सत्क्रिया सात्र, लोकपंक्तिरुदाहृता ॥८८॥

અર્થ:—લોકના મન વશ કરવા માટેજ મનમાં મલીન પરિણામ હોવા છતાં જે જપ, તપ, પૂજા આરાધના રૂપ સત્ક્રિયા કરાય તે લોકપંક્તિ-લોકરંજન કહેવાય છે. ૮૮

વિવેચન:—સત્ય પારમાર્થિક ધર્મને નહિ સમજનારા લોકિક મનુષ્યો લોકોના ચિત્તને પોતાને અનુકૂલ રાખવા માટે એટલે તે લોકો પોતાને મહાત્મા માની પૂજા સત્કાર કરે તેવો આશય મનમાં રાખે છે. તેથી મનમાં મેલા આશય એટલે લોક તરફથી પોતાની કીર્ત્તિ ગવાય તેવા અપરમાર્થિક આશય-વિચાર મનમાં રાખીને જે જીવો દાન દે છે, દેવપૂજા કરે છે, તપ, જપ, પ્રાણાયામ, આસન કરે છે, શરીરને સ્થિર

રાખીને સૂર્યની આતાપના કરે છે. શિયાળામાં નદી દ્રહ વિગેરેની મધ્યમાં રહીને શીતલતા સહન કરે છે. લોકોને માન્ય વેશ ધરે છે, ઉપવાસ કરે છે, દિવસે ભોજન નહિ કરતાં રાત્રીએ ભોજન કરે છે, અન્નાહારનો ત્યાગ કરી કંદમૂળ ફળ ફૂલ છાલ પાંદડાંનું ભક્ષણ કરે છે. તેમજ મહામુનિઓની પાસે રહીને માસક્ષપણ, દયા દાન કરે છે, ધ્યાનના દેખાવો પણ કરે છે, ઉપરાંત સારી–શિષ્ટ જન યોગ્ય ક્રિયા કરે છે, છતાં પણ લોકપૂજાના મલીન અધ્યવસાયજ માત્ર મનમાં હોય, સુદેવ ગુરૂ ધર્મ ઉપર સત્ય શ્રદ્ધા ન હોય તેવા આત્માઓની બાહ્ય માત્ર ભાવ રહિત સત્ક્રિયાને પણ યોગશાસ્ત્રના જાણકાર, યોગના વ્યાખ્યાનકાર, સત્ય યોગ માર્ગના ઉપદેશ કરનારા પૂજ્ય આચાર્યવર્યોએ લોકપંક્તિ એટલે લોકરંજન માટે કરાતી ક્રિયા જણાવી છે. તેવી ક્રિયા ભવ એટલે સંસારમાં આનંદ સમજનારા જે ભવાભિનંદી જીવો છે તેને હોય છે, તેથીજ તેઓની તે ક્રિયાનું ફળ સંસારમાં દીર્ઘ કાળ સુધી જન્મ મરણ કરાવે છે. ૮૮

આવી લોકપંક્તિવાળી ક્રિયા અનેક દોષમય છે તે જણાવે છેઃ—

भवाभिनन्दिनो लोक–पंक्त्या धर्मक्रियामपि ।
महतो हीनदृष्टयोच्चै–र्दुरन्तां तद्विदो विदुः ॥८९॥

અર્થઃ—ભવાભિનંદી જીવો ધર્મ ક્રિયા પણ લોકરંજન કરવા માટે કરે છે, તેથી મહાન એવા ધર્મને હીન દૃષ્ટિથી માનતા હોવાથી અત્યંત દુઃખ રૂપ ફળદાયી પાપમય તે ક્રિયા છે. એમ યોગશાસ્ત્રના વિશારદો કહે છે. ૮૯

અર્થ—લોકોને પ્રિય થાય તેવી આચરણાવાલો હોવા છતાં સાચો—સમ્યગ્ધર્મ કે જે અંતે નિર્મલ મોક્ષ રૂપ ફલને આપનારો છે, તે ધર્મની આજ્ઞાને અનુસરતો સમ્યગ્દર્શન રૂપ મોક્ષફલના બીજને આત્માની મનોભૂમિમાં લાવે છે. તેથી તે જો કે લોકની રૂઢિમાં ચાલતો હોવા છતાં અભિગ્રહિત —ખોટો આગ્રહી ન હોય, અને મિથ્યાત્વથી રહિત હોવાથી, તેમજ સરલ પ્રકૃતિવાલો હોવાથી કલ્યાણમાર્ગ ગામી હોવાથી વખાણવા યોગ્ય જાણવો. ॥ ૧ ॥

અને જે સરલ બુદ્ધિ વિનાનો હોય, કપટવાલો હોય, તે માત્ર લોકરંજન માટેજ ધર્મના અનુષ્ઠાન કરતો—સારા પ્રકારના અનુષ્ઠાનો કરે તો પણ તેઓ હલકી બુદ્ધિવાલા હોવાથી તેવા પુરૂષો પરંપરાએ પાપના નિમિત્તવાલા થઈને અનંત સંસારમાં ભમનારા થાય છે તેવાને ભવાભિનંદી જાણવા. ૯૦

અહિઆં કાંઇક વિશેષ કહેવા યોગ્ય છે તે જણાવે છેઃ—

लोकपंक्तिमतः प्राहु-रनाभोगवतो वरम् ।
धर्मक्रियां न महतो, हीनताऽत्र यतस्तथा ॥९१॥

અર્થ:—જો કે લોકપંક્તિમાં પડેલો છતાં પણ અનાભોગ મિથ્યાત્વવંત સારો જાણવો. કારણકે તે અનાભોગિક મિથ્યામતિની જે ધર્મક્રિયા છે તે વધારે અનર્થને કરનારી થતી નથી, પરંતુ જે અભિગ્રહીત મિથ્યામતિ છે તે હીન બુદ્ધિથી કરતા હોવાથી અનર્થનું કારણ થાય છે. ૯૧

વિવેચન:—લોકપંક્તિ એટલે સામાન્ય બુદ્ધિવાલા જીવાત્માઓના મનને રંજન કરનારી ક્રિયાવિશેષને પ્રધાન

ભાવે રાખનારા જે આત્માઓ છે તેઓ અનાભોગ—આગ્રહથી રહિત મિથ્યાત્વ ભાવને ધરતા હોવાથી સમુચ્છિંત મનુષ્યની પેઠે યથાર્થ વસ્તુસ્વરૂપને જોકે જાણતો નથી, તોપણ વિનય, નમ્રતા, ઋજુતા વિગેરે પ્રકૃતિવંત હોવાથી ઉત્તમ મહાપુરૂષના સંસર્ગમાં આવતાં સત્ય વિવેક વિચાર વડે યોગમાર્ગમાં આવવાનો સંભવ જણાય છે. તે કારણે પૂર્વે જણાવેલા અલ્પ બુદ્ધિવંત તથા અલ્પ ક્રિયાવંત કરતાં તેઓ શ્રેષ્ઠ છે. કારણકે અનાભોગ મિથ્યાત્વીને સદાચાર રૂપ દાન, દેવપૂજા, સાધુભક્તિ, તપ, જપ, ધર્મશ્રવણ રૂચિ, વિગેરે ધર્મક્રિયામાં પ્રવૃત્તિ ચાલુ હોય છે, તેથી જો કે અજ્ઞાનતા છે તો પણ આત્મધર્મને હાનિ કરે તેવા પાપની પ્રવૃતિ નથી કરતો, તેથી તે આત્મા મહાન ધર્મની મોટી હાનિ ન કરતો હોવાથી સારો છે. જો કે અનાભોગ ( સરલ ) સ્વભાવવાલો હોવાથી લોકોના મનને પોતાની તરફ ભક્તિવાલા કરવા, અને તેથી કીર્ત્તિ, યશ, વંદન તથા પૂજનની ઈચ્છાથી યુક્ત મનવાલો હોવાથી કાંઈક મલીનતા યુક્ત ( અશુદ્ધ ) ધર્મક્રિયા થતી હોવાથી કાંઇક અશુદ્ધ છે તોપણ મલીન આત્મભાવવાલાની કરાયેલી ધર્મક્રિયાથી કાંઈક અંશે સુંદર છે એમ જાણવું. કારણકે તેવા સરલ પ્રકૃતિવાલા અનાભોગ મિથ્યાત્વીથી કરાતી ધર્મક્રિયાથી મહાન હાનિ થતી જોવાતી નથી. ૯૧

तत्त्वेन तु पुनर्नैकाप्यत्र धर्मक्रिया मता ।
तत्प्रवृत्त्यादि वैगुण्या-ल्लोभक्रोधक्रिया यथा ॥ ९२ ॥

અર્થઃ—દીર્ઘ સંસારી આત્મા જે ક્રિયાઓ ધર્મબુદ્ધિથી

**વિવેચન**—ભવાભિનંદી જીવો પ્રાયઃ લોકને ગમે તેવી ક્રિયા લોકને ખુશી કરવા, પોતાને આધીન કરવા મોટા આડંબર પૂર્વક કરે, એટલે લોક તેને મહાન્—મહાત્મા માને, તેની આજ્ઞા પ્રમાણે વર્તે, એવી ઇચ્છાપૂર્વક દાન દે, વ્રત પાલે, તપ કરે, પ્રાણાયામ કરે, આસન ઉપર સ્થિર રહે, ઉંધા મસ્તકે વૃક્ષની ડાલે લટકે, ભસ્મ લગાડે, ધુમાડાને પીયે, સૂર્ય અને અગ્નિ શિખા ચારે બાજુ કરીને ગરમીમાં આતાપના લે, તેમજ મહાન લોકોત્તર ધર્મ જે સમ્યગ્ રીતે આરાધના કરવાથી કલ્પવૃક્ષ અને ચિંતામણી તથા કામધેનુ કરતા મહાન્ ઇચ્છિત ફલને આપવામાં સમર્થ છે એવો લોકોત્તર ધર્મ કદાપિ આરાધે એટલે દેવપૂજા કરે, ગુરૂભક્તિ કરે, જીવદયા પણ પાળે, બ્રહ્મચર્ય પાળે, પરિગ્રહનો ત્યાગ કરે છતાં પણ મારી લોકમાં સારી કીર્ત્તિ ફેલાય, અને લોકો મહાત્મા, મહામુનિ, મહર્ષિ માને—પૂજે એવી હીન બુદ્ધિવાળાથી અને બીજા મહાન મુનિ કરતાં હું મ્હોટો કહેવાઉં એવી યશકીર્તિના લાભ અર્થે ધર્માદિ શુદ્ધાનુષ્ઠાનોનો આદર કરનાર એવો ભવાભિનંદી જીવાત્મા અત્યંત દુઃખના કારણભૂત દુષ્ટ અધ્યવસાયથી યુક્ત હોવાથી પરિણામે મહાન્ અનર્થનેજ પ્રાપ્ત કરે છે. એટલે નરક તિર્યંચ યોનિઓમાં ગમન કરી અનેક દુઃખને ભોગવનાર બને છે. તે કારણે લોકનેજ ખુશ કરવા રૂપ અધ્યવસાયવાલું ધર્મ અનુષ્ઠાન ત્યાગ કરવુંજ જોઈએ, અને સારા અધ્યવસાયથી યુક્ત થઈ યથાશક્તિ પૂજ્ય આપ્ત પુરૂષના કહેવા પ્રમાણે અપ્રમાદી ભાવે સત્ક્રિયા કરવી જોઇએ. એમ યોગ્યશાસ્ત્રના વિશારદ યોગી પુરૂષો જણાવે છે. ૮૯

અહિંઆં એક શંકા કરતાં પ્રશ્ન કરે છે કે "કદાચ તેવા ભવાભિનંદી જીવો વિવેકી હોય, સારા પરિણામવાળા હોય તો ઉંચ સ્થાનને મેળવે કે કેમ ?"

धर्मार्थं लोकपंक्तिः स्या-त्कल्याणाङ्गं महामतेः ।
तदर्थं तु पुनर्धर्मः, पापायाल्पधियामलम् ॥ ९० ॥

અર્થ:—મહા બુદ્ધિશાળીને ધર્મ નિમિત્તે લોકપંક્તિ કલ્યાણનું કારણ થાય છે, પરંતુ લોકપંક્તિને માટે કરેલો ધર્મ અલ્પ મતિવાળાને પાપને માટે થાય છે. ૯૦

વિવેચન—ધર્મને અર્થે એટલે લોકોત્તર ધર્મની પ્રાપ્તિ માટે સમ્યગ્દર્શન જ્ઞાન ચારિત્ર આદિ જે મોક્ષ રૂપ ફલના બીજ રૂપ છે, તેનું આત્મામાં સ્થાપન કરવા માટે લોકપંક્તિ એટલે લોક—સામાન્ય બુદ્ધિવાલા જનોને રંજન કરવાની ઇચ્છાવાલા હોવા છતાં, તેઓ તરફથી મળતા માન, સન્માન, આદરને ઇચ્છતા છતાં તથા દાન સન્માનને ગ્રહણ કરતાં, તેને યોગ્ય વચન વડે તેઓની સાથે સંભાષણ કરતા, અનેક પ્રકારે લોકને રૂચિકર થાય તેવી પ્રવૃતિ કરતા છતાં પણ તે લોકપંક્તિ મહા બુદ્ધિવંતને મોક્ષ અર્થે સમ્યગ્દર્શન, જ્ઞાન ચારિત્ર રૂપ સદ્દમાર્ગમાં પ્રવૃત્તિ કરતા હોવાથી કલ્યાણ એટલે મોક્ષમાર્ગના કારણ રૂપ અથવા શ્રેયસ્કર થાય છે, પુન્યનું કારણ થાય છે, તેથી તે આચરણા વખાણવા યોગ્ય છે તેથી જણાવે છે કે—

युक्तं जनप्रियत्वं, शुद्धं सद्धर्मसिद्धिफलदमलम् ।
धर्मप्रशासनादे-र्बीजाधानादिभावेन ॥ १ ॥

અર્થ—લોકોને પ્રિય થાય તેવી આચરણાવાલો હોવા છતાં સાચો-સમ્યગ્ધર્મ કે જે અંતે નિર્મલ મોક્ષ રૂપ ફલને આપનારો છે, તે ધર્મની આજ્ઞાને અનુસરતો સમ્યગ્દર્શન રૂપ મોક્ષફલના બીજને આત્માની મનોભૂમિમાં લાવે છે. તેથી તે જો કે લોકની રૂઢિમાં ચાલતો હોવા છતાં અભિગ્રહિત-ખોટો આગ્રહી ન હોય, અને મિથ્યાત્વથી રહિત હોવાથી, તેમજ સરલ પ્રકૃતિવાલો હોવાથી કલ્યાણમાર્ગ ગામી હોવાથી વખાણવા યોગ્ય જાણવો. ॥ ૧ ॥

અને જે સરલ બુદ્ધિ વિનાનો હોય, કપટવાલો હોય, તે માત્ર લોકરંજન માટેજ ધર્મના અનુષ્ઠાન કરતો—સારા પ્રકારના અનુષ્ઠાનો કરે તો પણ તેઓ હલકી બુદ્ધિવાલા હોવાથી તેવા પુરૂષો પરંપરાએ પાપના નિમિત્તવાલા થઈને અનંત સંસારમાં ભમનારા થાય છે તેવાને ભવાભિનંદી જાણવા. ૯૦

અહિંઆં કાંઇક વિશેષ કહેવા યોગ્ય છે તે જણાવે છે:—

**लोकपंक्तिमतः प्राहु-रनाभोगवतो वरम् ।**
**धर्मक्रियां न महतो, हीनताऽत्र यतस्तथा ॥९१॥**

અર્થ:—જો કે લોકપંક્તિમાં પડેલો છતાં પણ અનાભોગ મિથ્યાત્વવંત સારો જાણવો. કારણકે તે અનાભોગિક મિથ્યામતિની જે ધર્મક્રિયા છે તે વધારે અનર્થને કરનારી થતી નથી, પરંતુ જે અભિગ્રહીત મિથ્યામતિ છે તે હીન બુદ્ધિથી કરતા હોવાથી અનર્થનું કારણ થાય છે. ૯૧

વિવેચન:—લોકપંક્તિ એટલે સામાન્ય બુદ્ધિવાલા જીવાત્માઓના મનને રંજન કરનારી ક્રિયાવિશેષને પ્રધાન

ભાવે રાખનારા જે આત્માઓ છે તેઓ અનાભોગ—આગ્રહથી રહિત મિથ્યાત્વ ભાવને ધરતા હોવાથી સમુચ્છિર્ંત મનુષ્યની પેઠે યથાર્થ વસ્તુસ્વરૂપને જોકે જાણતો નથી, તોપણ વિનય, નમ્રતા, ઋજુતા વિગેરે પ્રકૃતિવંત હોવાથી ઉત્તમ મહાપુરૂષના સંસર્ગમાં આવતાં સત્ય વિવેક વિચાર વડે યોગમાર્ગમાં આવવાનો સંભવ જણાય છે. તે કારણે પૂર્વે જણાવેલા અલ્પ બુદ્ધિવંત તથા અલ્પ ક્રિયાવંત કરતાં તેઓ શ્રેષ્ઠ છે. કારણકે અનાભોગ મિથ્યાત્વીને સદાચાર રૂપ દાન, દેવપૂજા, સાધુભક્તિ, તપ, જપ, ધર્મશ્રવણ રૂચિ, વિગેરે ધર્મક્રિયામાં પ્રવૃત્તિ ચાલુ હોય છે, તેથી જો કે અજ્ઞાનતા છે તો પણ આત્મધર્મને હાનિ કરે તેવા પાપની પ્રવૃતિ નથી કરતો, તેથી તે આત્મા મહાન ધર્મની મોટી હાનિ ન કરતો હોવાથી સારો છે. જો કે અના- ભોગ ( સરલ ) સ્વભાવવાલો હોવાથી લોકોના મનને પોતાની તરફ ભક્તિવાલા કરવા, અને તેથી કીર્ત્તિ, યશ, વંદન તથા પૂજનની ઈચ્છાથી યુક્ત મનવાલો હોવાથી કાંઈક મલીનતા યુક્ત ( અશુદ્ધ ) ધર્મક્રિયા થતી હોવાથી કાંઇક અશુદ્ધ છે તોપણ મલીન આત્મભાવવાલાની કરાયેલી ધર્મક્રિયાથી કાંઈક અંશે સુંદર છે એમ જાણવું. કારણકે તેવા સરલ પ્રકૃતિવાલા અનાભોગ મિથ્યાત્વીથી કરાતી ધર્મક્રિયાથી મહાન હાનિ થતી જોવાતી નથી. ૯૧

तत्त्वेन तु पुनर्नैकाप्यत्र धर्मक्रिया मता ।
तत्प्रवृत्त्यादि वैगुण्या—ल्लोभक्रोधक्रिया यथा ॥ ९२ ॥

અર્થ:—દીર્ઘ સંસારી આત્મા જે ક્રિયાઓ ધર્મબુદ્ધિથી

દયા, દાન, શિયળ, તપ, અણુવ્રત કે મહાવ્રતની પ્રાપ્તિનો તથા સમ્યક્ત્વ દર્શનનો તથા સમ્યગ્ જ્ઞાનનો પણ અભાવજ છે. તેવીજ રીતે અનંત પુદ્ગલ પરાવર્ત રૂપ આવર્તમાં પડેલા આત્માને અધ્યાત્મ ભાવ નથીજ થતો. ૯૩

તથા વિશેષ ભાવે જણાવે છે:—

**तैजसानां च जीवानां, भव्यानामपि नो तदा ।**
**यथा चारित्रमित्येवं, नान्यदा योगसम्भवः ॥९४॥**

અર્થ:—જેમ તેજસ્કાય જીવો ભવ્ય સ્વભાવવાલા હોય તો પણ તેમને યોગભાવનો સંભવ નથી. તેમ ચારિત્રવંતને યોગનો સંભવ છે, તેવી રીતે અન્ય અવસ્થાવાલાને સંભવ નથી. ૯૪

વિવેચન:—તૈજસકાયવાલા જીવો અને તેના સમાન અવસ્થા જેઓની છે તેવા પૃથ્વીકાય, અપકાય, વાયુકાય અને વનસ્પતિકાય રૂપ સ્થાવરકાયમાં રહેલા જીવોને યોગમાર્ગનો જરા પણ સંભવ નથી. કારણકે તેવા પ્રકારના જ્ઞાન, દર્શન, ચારિત્ર રૂપ યોગને રોકનારા આવરણોનું ગાઢ પડલ તેઓને લાગેલું છે, એટલુંજ નહિ પણ બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચઉરિંદ્રિય તથા પંચિંદ્રિય અસંજ્ઞી કે સંજ્ઞી તિર્યંચ, નારકી અને દેવોને પણ યોગમાર્ગનો પ્રાય: અભાવ છે. માત્ર મનુષ્યપણું પામવા માત્રથી પણ યોગ્યતા વિના યોગમાર્ગની પ્રાપ્તિ થઈ શકતી નથી. એટલુંજ નહિ પણ અભવ્ય સ્વભાવવાલાને કોઈ પણ કાલે અધ્યાત્મ માર્ગ હાથ લાગવાનોજ નથી. ભવ્ય જીવોનેજ યોગ્ય કાલે, યોગ્ય ક્ષેત્રે, યોગ્ય સર્વ સામગ્રી મળે

છતે, ગુરૂના ઉપદેશથી દેવ ગુરૂ ધર્મ ઉપર શ્રદ્ધાયુક્ત ભક્તિ કરતા, દેશથી શ્રાવકના બાર વ્રત પાળતા વા સર્વથી પાંચ મહાવ્રત પાળતા, આઠ પ્રવચનને આદરતા, દશ ક્ષમાદિક ધર્મનું સેવન કરતા, છેલ્લા પુદ્ગલ પરાવર્તનમાં રહેલા વા અર્ધ પુદ્ગલ પરાવર્ત સંસાર બાકી રહ્યો હોય તેજ આત્માને અધ્યાત્મ ભાવ રૂપ ઉપશમ ભાવે કે ક્ષયોપશમ ભાવે સમ્યગ્ દર્શનની પ્રાપ્તિ થાય છે. અર્થાત્ યોગનો ત્યાંજ સંભવ છે. તેથી અન્ય અવસ્થાવાળા એટલે એક કરતાં વધારે પુદ્ગલ પરાવર્તમાં રહેલા જીવાત્માને યોગનો જરા પણ સંભવ નથી. ૯૪

તથા પ્રકારે જ્યારે યોગનો સંભવ નથી તો પછી યોગની પ્રાપ્તિ કોને કેવા પ્રકારે થાય છે? તે જણાવે છેઃ—

**तृणादीनां च भावानां, योग्यानामपि नो यथा ।**
**तदा घृतादिभावः स्यात्, तद्वद्योगोऽपि नान्यदा ॥९५॥**

**અર્થઃ**—તૃણાદિ પદાર્થોમાં ઘી બનવાની જોકે યોગ્યતા વર્તે છે, તો પણ તે તૃણ અવસ્થામાં જ્યાં સુધી હોય ત્યાં લગી ઘીના ભાવને પામતા નથી, તેવી રીતે જીવાત્મા ભવ્ય હોય પણ તેવા પ્રકારની યોગ્ય સામગ્રીનો સંબંધ ન થાય ત્યાં લગી તેને અધ્યાત્મ ભાવ પ્રાપ્ત થતો નથી. ૯૫

**વિવેચનઃ**—તૃણ, પત્ર, પુષ્પ અને ફળ આદિ ગાય, ભેંસ, બકરી વિગેરે પશુઓને ખાવા યોગ્ય આહાર છે, તેમાં જો કે ઘી, દૂધ, દહિં થવાની યોગ્યતા છે. તોપણ તૃણાદિક અવસ્થામાં જ્યાં લગી હોય ત્યાં લગી દૂધ, દહિં, ઘી સ્વરૂપે

કરતો હોય તો પણ તે ક્રિયા તત્ત્વથી યુક્ત નથી, કારણકે તત્ત્વજ્ઞાનથી વિરોધી ક્રોધ, લોભ, માન, માયાથી યુક્ત ક્રિયા થતી હોવાથી, તે ક્રિયા અધ્યાત્મ યોગમય નથી, તેથી અચરમ પુદ્ગલ પરાવર્તવાલા આત્માને અધ્યાત્મ નથી એમ કહેવું યોગ્યજ છે. ૯૨

વિવેચનઃ—અભિગ્રહિત વા અનભિગ્રહિત મિથ્યાત્વ-ભાવવાલા જીવાત્માઓ જે જે ક્રિયાધર્મ બુદ્ધિથી કરતા હોય છતાં જ્ઞાનીઓ તેને ધર્મ ક્રિયા માનતા નથી. કારણ કે મિથ્યાત્વ, ક્રોધ, માન, માયા, લોભ, રાગ દ્વેષ, કામ, ઇચ્છા અને મુચ્છાથી મલીન આત્માવાળા ભવાભિનંદી જીવો હોવાથી તેમની ક્રિયા ધર્મક્રિયા છે એમ જ્ઞાનીઓ માનતા નથી. વળી તેઓની પ્રવૃત્તિ શુદ્ધ દેવ ગુરૂ ધર્મની સમ્યગ્ શ્રદ્ધા રૂપ સમ્યગ્ધર્મથી વિરૂધ્ધ ભાવવાલી હોય છે તેમજ તે ભવાભિનંદીઓ દયા, દાન, બ્રહ્મચર્ય આકિંચન્ય, સત્યવાંગ વિગેરે સત્યતત્ત્વથી વિરૂધ્ધ ભાવવાલા હોવાથી વિઘ્નજય વા સત્યસિદ્ધિ કરી અધ્યાત્મભાવ સિધ્ધ કરવા તેમની અશુધ્ધ એટલે મલિન બુધ્ધિ સમર્થ થઈ શકતી નથી. અહિઆં એક દ્રષ્ટાંત જણાવે છે—જેમ લોભ ક્રિયા અને ક્રોધ ક્રિયા આત્માને શાંતિ આપતી નથી; તેમ ભવાભિનંદિની ઉપર જણાવી તે ક્રિયા ધર્મબુદ્ધિવાલી હોય તો પણ અધ્યાત્મ એટલે આત્મ-સ્વરૂપને જાણવા માટે સમર્થ થઈ શકતી નથી. ૯૨ .

સંકલના છતાં મૂલ વાત ઉપર આવીને તે મૂલ વાતને જણાવતાં કહે છેઃ—

तस्मादचरमावर्तेष्वध्यात्मं नैव युज्यते ।
कायस्थितितरोर्यद्वत्तज्जन्म स्वामरं सुखम् ॥ ९३ ॥

અર્થ:—તે કારણથી છેલ્લાને છોડીને તેથી પૂર્વના અનેક પુદ્ગલ પરાવર્તનમાં રખડતો આત્મા અધ્યાત્મ ભાવને પ્રાપ્ત કરી શકતો નથી, પરંતુ વનસ્પતિકાયમાં તેની કાયસ્થિતિ અનંત પુદ્ગલ પરાવર્તન કાલ જાય છે, ત્યાંથી નીકલીને ક્રમે દેવ અને મનુષ્યના સુખોને પામે છે, પણ સદ્ધર્મને યોગ્ય આત્મશક્તિ તે પ્રગટ નથી કરી શકતો ૯૩

વિવેચનઃ—તે કારણ માટે લોકપંક્તિ એટલે લોક માત્રને પ્રિય થવા અર્થે જે ધર્મક્રિયા કરાય છે, તે આત્મધર્મને દેખાડવામાં અસમર્થ હોવાથી અધર્મમય છે. તે કારણે પૂર્વે જે પુદ્ગલ પરાવર્તનનું સ્વરૂપ કહ્યું છે, તેવા છેલ્લા પુદ્ગલ પરાવર્તનમાં જે ન આવ્યો હોય એટલે તે પૂર્વના અનેક પુદ્ગલ પરાવર્ત રૂપ આવર્ત—ભ્રમણતામાં રખડતો હોવાના કારણે તે જીવને અધ્યાત્મ ભાવ રૂપ આત્માની અસ્તિત્વ રૂપ શ્રદ્ધા સંભવતી નથી. તે ઉપર દૃષ્ટાંત કહે છે. જેમકે-જેની કાયસ્થિતિ અનંતકાલ રૂપ નિગોદ—વનસ્પતિમાં છે, તેવા જીવોને અનંતી ઉત્સર્પિણી અવસર્પિણી પ્રમાણકાલની અવસ્થિતિ જાણવી. તેવા જીવોને તે અવસ્થામાં અનંતા પુદ્ગલ પરાવર્તન કાલ ચાલ્યો જાય છે. તેમાં તે જીવો અવાચ્ય દુઃખો ભોગવે છે અને જન્મ મરણને પામે છે. પણ જરાયે સુખ કે શાંતિનો અનુભવ મેળવી શકતા નથી, તેવીજ રીતે જ્યાં સુધી અનંત વનસ્પતિકાયમાં અનંતાનંત જન્મ મરણ કરતા દેવના સુખનો કે તેના કારણ રૂપ

દયા, દાન, શિયળ, તપ, અણુવ્રત કે મહાવ્રતની પ્રાપ્તિનો તથા સમ્યક્ત્વ દર્શનનો તથા સમ્યગ્ જ્ઞાનનો પણ અભાવજ છે. તેવીજ રીતે અનંત પુદ્ગલ પરાવર્ત રૂપ આવર્તમાં પડેલા આત્માને અધ્યાત્મ ભાવ નથીજ થતો. ૯૩

તથા વિશેષ ભાવે જણાવે છેઃ—

**तैजसानां च जीवानां, भव्यानामपि नो तदा ।**
**यथा चारित्रमित्येवं, नान्यदा योगसम्भवः ॥९४॥**

અર્થઃ—જેમ તેજસ્કાય જીવો ભવ્ય સ્વભાવવાલા હોય તો પણ તેમને યોગભાવનો સંભવ નથી. તેમ ચારિત્રવંતને યોગનો સંભવ છે, તેવી રીતે અન્ય અવસ્થાવાલાને સંભવ નથી. ૯૪

વિવેચનઃ—તૈજસકાયવાલા જીવો અને તેના સમાન અવસ્થા જેઓની છે તેવા પૃથ્વીકાય, અપકાય, વાયુકાય અને વનસ્પતિકાય રૂપ સ્થાવરકાયમાં રહેલા જીવોને યોગમાર્ગનો જરા પણ સંભવ નથી. કારણકે તેવા પ્રકારના જ્ઞાન, દર્શન, ચારિત્ર રૂપ યોગને રોકનારા આવરણોનું ગાઢ પડલ તેઓને લાગેલું છે, એટલુંજ નહિ પણ બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચઉરિંદ્રિય તથા પંચિંદ્રિય અસંજ્ઞી કે સંજ્ઞી તિર્યંચ, નારકી અને દેવોને પણ યોગમાર્ગનો પ્રાયઃ અભાવ છે. માત્ર મનુષ્યપણું પામવા માત્રથી પણ યોગ્યતા વિના યોગમાર્ગની પ્રાપ્તિ થઈ શકતી નથી. એટલુંજ નહિ પણ અભવ્ય સ્વભાવવાલાને કોઈ પણ કાલે અધ્યાત્મ માર્ગ હાથ લાગવાનોજ નથી. ભવ્ય જીવોનેજ યોગ્ય કાલે, યોગ્ય ક્ષેત્રે, યોગ્ય સર્વ સામગ્રી મળે

છતે, ગુરૂના ઉપદેશથી દેવ ગુરૂ ધર્મ ઉપર શ્રદ્ધાયુક્ત ભક્તિ કરતા, દેશથી શ્રાવકના બાર વ્રત પાળતા વા સર્વથી પાંચ મહાવ્રત પાળતા, આઠ પ્રવચનને આદરતા, દશ ક્ષમાદિક ધર્મનું સેવન કરતા, છેલ્લા પુદ્ગલ પરાવર્તનમાં રહેલા વા અર્ધ પુદ્ગલ પરાવર્ત સંસાર બાકી રહ્યો હોય તેજ આત્માને અધ્યાત્મ ભાવ રૂપ ઉપશમ ભાવે કે ક્ષયોપશમ ભાવે સમ્યગ્ દર્શનની પ્રાપ્તિ થાય છે. અર્થાત્ યોગનો ત્યાંજ સંભવ છે. તેથી અન્ય અવસ્થાવાળા એટલે એક કરતાં વધારે પુદ્ગલ પરાવર્તમાં રહેલા જીવાત્માને યોગનો જરા પણ સંભવ નથી. ૯૪

તથા પ્રકારે જ્યારે યોગનો સંભવ નથી તો પછી યોગની પ્રાપ્તિ કોને કેવા પ્રકારે થાય છે? તે જણાવે છે:—

**तृणादीनां च भावानां, योग्यानामपि नो यथा ।**
**तदा घृतादिभावः स्यात्, तद्वद्योगोऽपि नान्यदा ॥९५॥**

અર્થ:—તૃણાદિ પદાર્થોમાં ઘી બનવાની જોકે યોગ્યતા વર્તે છે, તો પણ તે તૃણ અવસ્થામાં જ્યાં સુધી હોય ત્યાં લગી ઘીના ભાવને પામતા નથી, તેવી રીતે જીવાત્મા ભવ્ય હોય પણ તેવા પ્રકારની યોગ્ય સામગ્રીનો સંબંધ ન થાય ત્યાં લગી તેને અધ્યાત્મ ભાવ પ્રાપ્ત થતો નથી. ૯૫

વિવેચન:—તૃણ, પત્ર, પુષ્પ અને ફળ આદિ ગાય, ભેંસ, બકરી વિગેરે પશુઓને ખાવા યોગ્ય આહાર છે, તેમાં જો કે ઘી, દૂધ, દહિં થવાની યોગ્યતા છે. તોપણ તૃણાદિક અવસ્થામાં જ્યાં લગી હોય ત્યાં લગી દૂધ, દહિં, ઘી સ્વરૂપે

કહેવાતા નથી, પણ ગાય વિગેરે તેને ખાય, ત્યાર પછી તેને પચાવીને અન્ય પરિણામોને પામતા દુધ રૂપે બહાર આવે, અને પછી ક્રમે ક્રમે દહિં અને ઘી સ્વરૂપે થાય છે, તેવીજ રીતે આત્મા ભવી હોવાથી યોગ્યતા છે પણ કાલની પરિપકવતા થઇ હોય, ઘણાં કર્મને ખપાવ્યા હોય, અને તદ્યોગ્ય પુરૂષાર્થ થાય ત્યારે અધ્યાત્મ ભાવને પામે છે, તેવા પ્રકારની યોગ્ય સામગ્રી જ્યાં લગી પ્રાપ્ત ન થાય ત્યાં લગી ભવ્યત્વાદિ સ્વભાવ હોય તો પણ અધ્યાત્મભાવની પ્રાપ્તિ થતી નથી. ૯૫

તે વાતને જણાવે છે:—

**नवनीतादिकल्पस्त–त्तद्भावेऽत्र निवन्धनम् ।**
**पुद्गलानां परावर्त–श्चरमो न्यायसङ्गतम् ॥ ९६ ॥**

અર્થ—જેમ તૃણાદિમાં દૂધ, દહિં, માખણ અને ઘી થવાની યોગ્યતા હોવાથી તેના અનુકુલ સંયોગ સામગ્રી મળ્યે છતે તે તેવા પરિણામને પામે છે, તેમ જીવાત્મા માટે પરિણામીત્વ છે. છેલ્લા પુદ્ગલ પરાવર્તનમાં આવેલા આત્માને અધ્યાત્માદિક યોગ ભાવને પામવો તે ન્યાય યોગ્ય છે. ૯૬

વિવેચનઃ—જેમ નવનીત–માખણ અને ઘૃત એટલે ઘી તે દૂધ અને દહિંના પરિણામ એટલે પર્યાય રૂપ છે. તે પણ મૂલમાં તપાસતાં તૃણ, પત્ર, ફુલ, ફળ, બીજ કે જેમાં તેવા સ્વરૂપનું જરા પણ ભાન થાય તેવું નથી, એટલે દૂધાદિક દેખાતાં નથી તો પણ તેના જ પરિણામ (પર્યાય) અનુકુળ સામગ્રીના સહકારથી–ગાય, ભેંસ, બકરી, ઘેટી, ઉંટડી વિગેરેમાં આહાર રૂપે ખવાવ્યા પછી તેઓના ઉદ-

રમાં દૂધ થવા યોગ્ય પરિણામને પામે છે અને દૂધના દહિં, ઘી, માખણ રૂપ પરિણામો થાય છે. તે બહુ સૂક્ષ્મ વિચાર કરનારા તત્ત્વવેદીઓ જાણે છે. તેવી જ રીતે અનાદિ કાલના સંસારમાં ઘેરાયેલા પ્રાણીઓ જ્યાં સુધી છેલ્લા પુદ્ગલ પરાવર્તનની બહાર હોય ત્યાં લગી ભવ્યત્વ સ્વભાવવાલા હોય તો પણ માર્ગાનુસારિત્વ ગુણ કે જે અધ્યાત્મ રૂપ યોગના પરિણામને લાવવામાં કારણ થાય છે, તેવું માર્ગાનુસારિત્વ તે ભવ્ય જીવોમાં નથી આવતું. પરંતુ છેલ્લા પુદ્ગલ પરાવર્તનમાં આવેલા ભવ્યાત્માઓને કારણ રૂપ સામગ્રી મળ્યે છતે યોગના પ્રથમ પગથીયા રૂપ માર્ગાનુસારિત્વ રૂપ દેવસેવા, ગુરૂભક્તિ, યોગ્ય પાત્રમાં દાન, સદાચરણ, દયા, વાત્સલ્ય, પ્રીતિ, ભક્તિ, તથા વિવેકાદિ ગુણો પ્રગટવાની પ્રવૃત્તિ થાય છે તેથી જ આપણા પૂજ્ય આપ્ત ગુરૂજનોએ છેલ્લા પુદ્ગલ પરાવર્તમાં વર્તતા ભવ્યાત્માઓને જ યોગના ભેદ રૂપ અધ્યાત્મભાવ પ્રગટે છે, તેમ જણાવ્યું છે તે યથાયોગ્ય ન્યાયથી સંગત એટલે વ્યાજબીજ ઠરે છે. ૯૬

હવે તે અધ્યાત્માદિ યોગની પ્રાપ્તિ કેવી રીતે થાય છે તે જણાવે છે:—

**अत एव निर्दिष्टा, पूर्वसेवापि या परैः ।**
**साऽऽसन्नाऽन्यगता मन्ये, भवाभिष्वङ्गभावता ॥९७॥**

અર્થ:—આ કારણે અન્ય મતાવલંબી મહર્ષિઓએ કહેલું છે કે પ્રથમ પૂર્વ સેવા તે યોગનું અંગ છે. પણ તે ભવાભિનંદી જીવાત્માઓને અચરમ પુદ્ગલ પરાવર્ત કાલમાં

રહેલાઓને પણ હોય છે. તેથી અન્ય મતવાલાઓ જ તેમને આસન્ન એટલે નજીક આવેલા જીવો છે તેમ માને છે. તો પણ તે પૂર્વ સેવાદિક હોવા છતા ભવાભિનંદિત્વ ભાવથી રહેલું જ છે.

વિવેચન:—તે કારણ હોવાથી યોગનું સ્વરૂપ જણાવવામાં છેલ્લા પુદ્ગલ પરાવર્તનમાં અધ્યાત્મ આદિ યોગના ભાવો પ્રાપ્ત થાય છે—એટલે ચારિત્ર જ્ઞાન દર્શન વિગેરે યોગ તત્ત્વની પ્રાપ્તિ થાય છે, એમ યોગ તત્ત્વની વિચારણામાં પૂજ્ય આપ્ત પુરૂષોએ જણાવ્યું છે યોગાદિ રૂપ યમ નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા, સમાધિ વિગેરે પૂર્વ સેવા છે તે યોગના અંગરૂપ છે. તેમજ એવું કપિલ સાંખ્ય વિગેરે મહર્ષિઓ પણ જણાવે છે. પરંતુ એની પૂર્વ સેવા રૂપ પ્રવૃત્તિ ભવાભિનંદી એટલે સંસારના ભોગમાં આનંદ માનવા રૂપ ભવાભિષ્વંગ ભાવ પૂર્વક સંસારના ભોગ રૂપ રાજ્યઋદ્ધિ, સતા, દેવઋદ્ધિ વિગેરે ભોગ ફલની ઈચ્છાથી તપ, જપ, પ્રાણાયામાદિ કરતા હોવાથી, છેલ્લા પુદ્ગલ પરાવર્તનમાં આવેલા છે તેમ મહર્ષિ કપિલ દેવ પતંજલિ વિગેરે માને છે. પરંતુ આપણા પૂજ્ય આપ્ત ગુરૂવરો માનતા નથી. કપિલ પતંજલિ વિગેરે મહર્ષિઓ તેવા જીવોને ભવ પરંપરાનો નાશ કરીને મોક્ષની નજદીક આવેલા માને છે પણ સર્વજ્ઞ શાસનમાં જ્યાં સંસારના ભોગ ફલની વાંછા રાખવામાં આવતી હોય તેવા તપ, જપ સ્વાધ્યાય, પ્રાણાયામ વિગેરે અચરમાવર્ત એટલે છેલ્લો નહિ એવા અન્ય અનેક પુદ્ગલ પરાવર્તનમાં રહેલા નવા નવા

દેવ, મનુષ્ય, તિર્યંચ ભવની પરંપરા કરનારા ભવાભિનંદી જ છે તેમ હું (શ્રી હરિભદ્રસૂરિ) માનું છું. એમ સમજવું. ૯૭

પરંતુ હવે જે ઇષ્ટ યોગ છે તેની પ્રાપ્તિ માટે આગળ અધિકાર કહેતાં જણાવે છે:—

**अपुनर्बंधकादीनां, भवाब्धौ चलितात्मनाम् ।**
**नासौ तथात्रिधा युक्ता, वक्ष्यामो युक्तिमत्र तु ॥९८॥**

**અર્થ**:—સંસારમાં રખડતા અપુનર્બંધક આત્માઓ જે છે તેઓને તો સંસારના ભોગ રૂપ ફલની ઇષ્ટતા નથી હોતી. તે વાતનું વિવેચન આગળ યુક્તિ પૂર્વક કહેવાની પ્રવૃત્તિ કરાય છે. ૯૮

**વિવેચન**:—જે આત્માઓ યથાપ્રવૃત્તિ કરણ કરીને અપૂર્વ કરણ વડે કઠણ મોહની ગાંઠને ભેદીને અંતરકરણ કરી અનંતાનુબંધી ક્રોધ, માન, માયા, લોભ રૂપ અનંતાનુબંધી ચોકડીને તથા સમ્યગ્ મોહનીય, મિશ્ર મોહનીય, મિથ્યાત્વ મોહનીય એમ સાત પ્રકૃતિને ઉપશમાવે તો ઉપશમભાવનું સમ્યક્ત્વ પામે છે. એ સાતેનો ક્ષય કરે તો ક્ષાયિક સમ્યક્ત્વ પામે છે. અને કાંઇક ક્ષય કરે અને કાંઇક ઉપશમ કરે તો ક્ષયોપશમ સમ્યક્ત્વને પામે છે. તેવા આત્માઓમાં કોઇક જીવ ઉપશમ ભાવનું સમ્યક્ત્વ બે ઘડી અનુભવીને પાછો તે સમ્યક્ત્વને વમી નાંખીને સંસારરૂપ ભવ સમુદ્રમાં ગમન કરનારો થાય છે. આવા પ્રકારે ચલચિત્તવાળા આત્મા—ઉત્તમ પરિણામને છોડીને સંસારવાસનામાં પાછા ફરેલા ચલચિત્ત આત્માઓને પૂર્વ સેવા-

અપુનર્બંધક નથી રહેતી, કારણકે અર્ધ પુદ્ગલ પરાવર્તનમાં પણ અનંતા ભવમાં ભમવાનું રહેલુંજ છે, તેથી પરમતવાદી મહર્ષિ કપિલ પતંજલિ વિગેરેએ કહેલી પૂર્વ સેવા રૂપ યમ, નિયમ, આસન, પ્રાણાયામાદિક બાહ્ય યોગથી તેઓ અપુનર્બંધકપણાને નથી પામતા. કારણકે મિથ્યાત્વ, અજ્ઞાન, અવિરતિ, કષાય વિગેરે સંસારની વાસના રૂપ દોષોનો ઉદયભાવ ત્યાં પ્રગટ હોય છેજ. ૯૯

હવે અપુનર્બંધકતા કેવી હોય તેની વાત સુયુક્તિ પૂર્વક એટલે હેતુ સહિત પૂર્વસેવા કે જે સમ્યગ્દર્શનાદિનું કારણ થાય છે, તે વિશેષ રૂપે કહેવાય છે. તેની યુક્તિને જણાવતાં કહે છેઃ—

**मुक्तिमार्गपरं युक्त्या, युज्यते विमलं मनः ॥**
**सद्बुद्ध्यासन्नभावेन, यदमीषां महात्मनाम् ॥ ९९ ॥**

અર્થઃ—આ નજીક મોક્ષ ગમનવાળા અપુનર્બંધક મહાત્માઓનું વિમલ મન યુક્તિ વડે વિચારતાં મોક્ષમાર્ગમાં તત્પર જણાય છે. કારણકે તેઓનું મન સમકિત વગેરે ઉત્તરોત્તર ચઢતા ગુણસ્થાનકના નજીકપણા વડે યમ નિયમ વગેરે અનુષ્ઠાનોમાં દૃઢ આસક્તિવાળું હોય છે. ૯૯

વિવેચનઃ—શ્રેષ્ઠ એવા મોક્ષ (નિર્વાણ) માર્ગમાં ગમન કરવા જેઓ તૈયાર થયાં હોય, તે આત્માઓજ અપુનર્બંધકો સંભવે છે. કારણ કે અત્યંત તીવ્ર વિપાકના કારણ રૂપ એવા મિથ્યાત્વ—અજ્ઞાનભાવ રૂપ જે કર્મના દલ તે રૂપી મેલ (કચરા) થી આત્માની મલીનતા છે, તે મિથ્યા-

ત્વાદિ મેલને સુદેવ ગુરૂ ધર્મની સેવા કરવાથી, સત્ય જ્ઞાન દર્શનથી યુક્ત અપ્રમાદભાવે ચારિત્ર પાલવાથી, આત્મા નિર્મળ અંતઃકરણ યુક્ત થાય છે. તેનેજ ભવના કારણ રૂપ કર્મબંધનો અભાવ થતો હોવાથી તેજ આત્માને અપુનર્બંધકત્વ સદ્‌યુક્તિથી ઘટે છે, પરંતુ અન્ય જે મિથ્યાત્વ, અવિરતિ કષાય તથા અશુભ યોગમાં રહેલા જીવો છે તેને તે કેવી રીતે ઘટે? તેથીજ જણાવે છે કે મોક્ષ માર્ગમાં પરાયણ આત્માઓ સારી એટલે પવિત્ર બુદ્ધિથી યુક્ત, સમ્યગ્દર્શન તથા સમ્યગ્ જ્ઞાન તથા સમ્યક્‌ચારિત્રની સમયે સમયે અપ્રમાદભાવના શુદ્ધોપયોગ વડે આરાધના કરતા, ક્રમે ક્રમે ગુણ સ્થાનકની શ્રેણિમાં વધતા વધતા, કર્મમલનો ક્ષય કરતા, ભવવૃધ્ધિ કરનારા કર્મના બીજનો નાશ કરે છે. તેવા અપુનર્બંધકોજ સાચા મહાત્મા ઉત્તમ આત્મસ્વભાવને પ્રગટ કરનારા જાણવા. તે મહાત્મા સાધુ પુરૂષો ફરીને સંસારમાં ભમાવનારા કર્મબંધને ન કરતા હોવાથી સંસારની પુનરાવત્તિ પણ તેમને નથી થતી. તેમજ તેઓ યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા, સમાધિથી યુક્ત હોય છે. તેમાં પણ આસન પ્રાણાયામ, પ્રત્યાહાર વિગેરે બાહ્ય યોગમાં અત્યંત આગ્રહવાલા નથી હોતા, તેથી પુદ્ગલ સુખભોગની ઇચ્છાનો અભાવ હોવાથી ભવાભિષ્વંગ એટલે દેવાદિભવના ભોગની ઇચ્છાનો પણ અભાવજ સમજવો. આવી જે ક્રિયા–અનુષ્ઠાનો જ્ઞાન પૂર્વક વિવેકવાલાને પ્રગટ થતા હોવાથી તે અનુષ્ઠાનો પૂર્વ સેવાના ફલ છે. એમ જાણવું. ૯૯.

તે વાતને તીર્થંકરોના મત સાથે વિચાર કરતા સંગતતા બતાવતાં જણાવે છેઃ—

આત્મા અપુનર્બંધક ભાવને નથી પ્રાપ્ત કરતો, તેમજ આ સત્યમાર્ગને પામવાની જીજ્ઞાસા પણ નથી ઉપજતી, તો પછી તત્ત્વનો અભ્યાસ કેવી રીતે કરી શકે? નજ કરી શકે. ૧૦૧

તે વાતને જણાવતાં કહે છે કે—

क्षेत्ररोगाभिभूतस्य, यथात्यन्तं विपर्ययः ।
तद्वदेवास्य, विज्ञेय–स्तदावर्तनियोगतः ॥ १०२ ॥

અર્થ:—ક્ષેત્રના સંસર્ગથી થયેલા રોગથી દુ:ખી થતા જીવોને જેમ મતિનો ભ્રમ થાય છે, તેવી રીતે છેલ્લા સિવાય-અનેક પુદ્ગલ પરાવર્તમાં ભમનારાને પણ અજ્ઞાન દોષથી વિપરીત ભાવ રહેતો હોવાથી દુ:ખજ હોય છે ૧૦૨

વિવેચન:—કોઇ એક જીવ વિશેષ દેવદત્તને અમુક ક્ષેત્ર એટલે ગામમાં વાસ કર્યા પછી કાંઇક કુષ્ટ રોગ ઉપજે છે, ત્યારે અજ્ઞાન દશાવાળો જીવ અહિંઆં અમુક ખરાબ હવા છે. મારે લેણું નથી તેથી મને અમુક રોગ થયો છે, એવું માનતો મતિના ભ્રમમાં પડે છે, પણ કર્મદોષ કે આહારની અશુદ્ધિને વિચારતોજ નથી. તેનાજ જેવો રાજસ, તામસ, સાત્વિક પ્રકૃતિના પ્રધાનાદિક વિકારો વડે જ્ઞાન ઉપર અત્યંત કઠણ આવરણને કારણે છેલ્લા પુદ્ગલ પરાવર્તનના ભાવને નહિ પામેલો જીવ પણ જાણવો, એમ શ્રીમાન ઉપેંદ્રના મત પ્રમાણે રાજસ વિગેરે પ્રકૃતિના અધિકારથી નિવૃત્ત નથી થયો તેને અધ્યાત્મભાવ આદિ યોગમાર્ગની પ્રવૃત્તિનો અધિકાર નથી પ્રાપ્ત થતો. તેવાને માર્ગને પામવાની જીજ્ઞાસા પણ નથીજ થતી. કારણ એજ છે કે તે આત્માને છેલ્લા વિનાના

પૂર્વકાલીન પુદ્ગલ પરાવર્તનમાં રખડવાનો યોગ છે તે નથી મટયો, તેજ કારણે રાજસ, તામસ, પ્રકૃતિના વિકારમય કાલનો જે અધિકાર–સત્તા તે તે જીવાત્મા ઉપરથી દૂર થઇ નથી, એટલે પ્રકૃતિમય સંસારમાંજ રખડવાનો તે જીવનો વ્યાપાર કાયમ હોવાથી સંસાર ભ્રમણ પણ કાયમજ છે. ૧૦૨

એ પ્રકૃતિનો વ્યાપાર કેવી રીતે આત્માને કબજે રાખે છે તે જણાવે છે:—

**जिज्ञासायामपि ह्यत्र, कश्चित्सर्गो निवर्तते ।**
**नाक्षीणपाप एकान्ता–दाप्नोति कुशलां धियम् ॥१०३॥**

**અર્થ:**—એવા પ્રકારની જીજ્ઞાસા થવા માટે પણ આત્માને કેટલાક સર્ગનો પુરૂષ પ્રકૃતિમય કાલ વીતાવવો પડે છે. જ્યાં સુધી એકાંતથી પાપનો ક્ષય ન થાય ત્યાં લગી શુદ્ધ ધર્મની બુદ્ધિ આત્માને નથી થતી. ૧૦૩

**વિવેચન:**—આત્માનું યોગ સ્વરૂપ જાણવાની ઇચ્છા હોય તો પણ અનેક વખતના અભ્યાસના યોગે અધિકાર કરાયેલ વિષયભૂત અધ્યાત્માદિ યોગે યથાર્થ જ્ઞાન થાય તો પણ કેટલાક સર્ગ એટલે જન્મ, મરણ કરતા કરતા અસંખ્યાત કાલ થતાં (પ્રકૃતિ પુરૂષ રૂપ) આત્મા અને કર્મ રૂપ પ્રકૃતિનો સંબંધ છોડવાની પ્રવૃત્તિ થાય છે, એ સંબંધ અમુક અંશે છુટતાં આત્મા નવા પાપ કર્મ ન કરતાં પૂર્વકાલીન પાપને છોડતો પુરૂષાભિભવ એટલે આત્માની શકિતને રૂંધનારા રાજસ, તામસમય પ્રકૃતિ રૂપ પાપકલ્મષથી ઘણે અંશે દૂર થાય છે. ત્યારે કુશલ બુધ્ધિવંત બને છે. જ્યાં

तथा चान्यैरपि ह्येत–द्योगमार्गकृतश्रमैः ।
सङ्गीतमुक्तिभेदेन, यद् गौपेन्द्रमिदं वचः ॥१००॥

અર્થ:—તેજ પ્રકારે અન્ય કે જેમણે યોગમાર્ગમાં અત્યંત પરિશ્રમ પૂર્વક અભ્યાસ કર્યો છે તેઓ પણ શબ્દ-ભેદથી જૈન મતને પુષ્ટિ આપનારા તત્ત્વો જણાવે છે. જેમકે શ્રીમાન ગોપેન્દ્ર યોગીરાજનું આગળ કહેવાશે તે વચન આ પ્રમાણે છે. ૧૦૦

વિવેચન:—આપણા પૂજ્ય આપ્ત પુરૂષોએ મોક્ષની પ્રાપ્તિ માટે જે યોગ માર્ગ વિસ્તારથી જણાવ્યો છે, તેજ વાતને પુષ્ટિ આપનારી વાત અન્ય શબ્દમાં વાક્ય–ભાષાના ભેદ યુકત હોવા છતાં જણાવે છે કે છેલ્લા આવર્તમાં આવેલો આત્મા શુદ્ધ વિમલ મનવાલો હોય છે, તેજ યોગના સ્વરૂપને શ્રદ્ધા પૂર્વક સાધી શકે છે, એમ યોગમાર્ગમાં જેમણે ઘણા શ્રમપૂર્વક શાસ્ત્રાભ્યાસ કરેલો છે, તેવા અનેક મહાત્માઓ કહે છે. તે ફકત વચન–ભાષાના ભેદથી આપણને જુદા રૂપે લાગે છે. જેમકે ભગવાન શ્રી ગોપેન્દ્ર યોગીરાજ આ પ્રમાણે કહે છે, તે વાત હવે આગળ જણાવીએ છીએ. ૧૦૦

શ્રીમાન ભગવાન ગોપેન્દ્ર યોગીરાજ શું કહે છે તે જણાવે છે:—

अनिवृत्ताधिकारायां, प्रकृतौ सर्वथैव हि ।
न पुंसस्तत्त्वमार्गेऽस्मि–ञ्जिज्ञासापि प्रवर्तते ॥१०१॥

અર્થ:—સર્વથા પુરૂષનો પ્રકૃતિથી અધિકાર દૂર થયો

નથી ત્યાં સુધી પુરૂષને યથાર્થ તત્ત્વમાર્ગમાં પ્રવેશ કરવાની ઈચ્છા થતી નથી. ૧૦૧

વિવેચનઃ—શ્રીમાન ગોપેન્દ્ર ભગવાન મહા યોગીરાજ એમ જણાવે છે કે સત્વ, રાજસ્, તામસ રૂપ પ્રધાન નામવાલી ત્રિગુણાત્મિકા પ્રકૃતિઓ સાથેની પુરૂષ (આત્મા) ની સામ્ય અવસ્થા રૂપ સંબંધ તથા વ્યાપાર સર્વથા ત્યાગ નથી કરતો, એટલે આત્મા તે પ્રકૃતિઓના સંબંધથી પરાભવ પામીને આત્મસ્વરૂપને ભુલેલો રહે છે, ત્યાં લગી હું અને મારૂં અને પારકું એવી પ્રધાન રૂપ પ્રકૃતિથી બ્રાંતિમાં બુડેલો રહે છે ત્યાં સુધી તે પુરૂષ સમ્યગ્ જ્ઞાન, દર્શન, ચારિત્ર રૂપ વિવેકભાવને નથી પામતો. કહ્યું છે કે—

" त्रैगुण्यविषया वेदा, निस्त्रैगुण्यो भवार्जुन ! ।
दोनित्यसत्त्वस्थो, निर्योगक्षेम आत्मवान् " ॥

અર્થઃ—હે અર્જુન ! ત્રણ ગુણવાળી પ્રકૃતિનો ઉપદેશ આપનારા માત્ર વેદના વચનોજ છે, અને સત્વ, રાજસ, તામસ એ ત્રણ ગુણ રૂપ પ્રકૃતિઓ વડે કર્મકાંડ, હવન, હોમ, દાન, ભોગ કરતાં સંસારના વિષયભોગની પ્રાપ્તિ થાય છે. તે વિષયના ભોગમય સંસારનું સુખ તે તો અનિત્ય છે. ક્ષણે ક્ષણે વિનાશ થવાવાલુંજ છે, તે માટે તું ભોગફલની ઈચ્છાવાલા વેદની આજ્ઞાને છોડીને, ત્રણ ગુણ રૂપ પ્રકૃતિના વ્યાપારને છોડીને, રાગદ્વેષમય ભોગની લાલચનો ત્યાગ કરી નિત્યસુખના સ્થાન રૂપ સાત્વિક પ્રકૃતિને ગ્રહણ કરીને અબંધકભાવને ભજ. (ગીતા શ્લોક ૨—૪૫) તેજ કારણે

આત્મા અપુનર્બંધક ભાવને નથી પ્રાપ્ત કરતો, તેમજ આ સત્યમાર્ગને પામવાની જીજ્ઞાસા પણ નથી ઉપજતી, તો પછી તત્ત્વનો અભ્યાસ કેવી રીતે કરી શકે? નજ કરી શકે. ૧૦૧

તે વાતને જણાવતાં કહે છે કે—

क्षेत्ररोगाभिभूतस्य, यथात्यन्तं विपर्ययः ।
तद्वदेवास्य, विज्ञेय–स्तदावर्तनियोगतः ॥ १०२ ॥

અર્થઃ—ક્ષેત્રના સંસર્ગથી થયેલા રોગથી દુઃખી થતા જીવોને જેમ મતિનો ભ્રમ થાય છે, તેવી રીતે છેલ્લા સિવાય-અનેક પુદ્‌ગલ પરાવર્તમાં ભમનારાને પણ અજ્ઞાન દોષથી વિપરીત ભાવ રહેતો હોવાથી દુઃખજ હોય છે ૧૦૨

વિવેચનઃ—કોઇ એક જીવ વિશેષ દેવદત્તને અમુક ક્ષેત્ર એટલે ગામમાં વાસ કર્યા પછી કાંઈક કુષ્ટ રોગ ઉપજે છે, ત્યારે અજ્ઞાન દશાવાળો જીવ અહિંઆં અમુક ખરાબ હવા છે. મારે લેણું નથી તેથી મને અમુક રોગ થયો છે, એવું માનતો મતિના ભ્રમમાં પડે છે, પણ કર્મદોષ કે આહારની અશુદ્ધિને વિચારતોજ નથી. તેનાજ જેવો રાજસ, તામસ, સાત્વિક પ્રકૃતિના પ્રધાનાદિક વિકારો વડે જ્ઞાન ઉપર અત્યંત કઠણ આવરણને કારણે છેલ્લા પુદ્‌ગલ પરાવર્તનના ભાવને નહિ પામેલો જીવ પણ જાણવો, એમ શ્રીમાન ઉપેંદ્રના મત પ્રમાણે રાજસ વિગેરે પ્રકૃતિના અધિકારથી નિવૃત્ત નથી થયો તેને અધ્યાત્મભાવ આદિ યોગમાર્ગની પ્રવૃત્તિનો અધિકાર નથી પ્રાપ્ત થતો. તેવાને માર્ગને પામવાની જીજ્ઞાસા પણ નથીજ થતી. કારણ એજ છે કે તે આત્માને છેલ્લા વિનાના

તપ, સંયમ, સત્ય, શૌચ, અકિંચન્ય ને બ્રહ્મચર્ય એ દશ પ્રકારના ધર્મને અપ્રમાદ ભાવે પાલનારા, પાંચ મહાવ્રત ધરનારા, સાધુ પુરૂષોના ઉત્તમ ગુણોનું સ્તવન કરનારા એવા મહાપુરૂષો કે જે સાધુ, આચાર્ય, ઉપાધ્યાય, યોગી હોય, તેમના વિદ્યમાન ગુણો જન સમુદાય સમક્ષ ગાવા. મનમાં તે પુરૂષપ્રધાનો પ્રત્યે બહુ માન ભક્તિ રાખવી તેમજ આપદ્ એટલે અનેક પ્રકારની અગવડો હોય; અનેક દુઃખોના પ્રસંગો આવેલા હોય, ધન ન હોય, સ્ત્રી મરણ પામી હોય, તેમજ રાજ્ય તરફથી પણ આફતો હોય વા આવેલી હોય, તો પણ ધૈર્યનો ત્યાગ કરીને જેઓ દીનભાવને ભજતા નથી તેમજ સત્તા, ધન, રાજ્ય, વૈભવ મલતાં બહુ હર્ષમાં પણ આવી જતા નથી. એવીજ રીતે અભિમાનમાં પણ આવતા નથી. એટલે નમ્રતાનો ત્યાગ કરતા નથી. અર્થાત જ્યાં જ્યાં જેવી જેવી યોગ્યતા હોય ત્યાં ત્યાં તેવા પ્રકારની નમ્રતા રાખે છે. આ સદાચારીનાં લક્ષણો જાણવાં ૧૨૭

તથા બીજી રીતે પણ સદાચારીનેજ યોગ્ય હોય તે જણાવે છેઃ—

**प्रस्तावे मितभाषित्व-मविसंवादनं तथा ।**
**प्रतिपन्नक्रिया चेति, कुलधर्मानुपालनम् ॥ १२८ ॥**

અર્થઃ—સમયને અનુકુલ જરૂર પૂરતું ભાષણ કરવાપણું, સત્ય બોલવાપણું અને સત્યને પાલવું-આચરવું, જે કરવા માટે કબુલાત આપી હોય તે કરવું, તથા કુલ પરંપરાના ધર્મને અનુસરવું એ પણ સદાચારીપણાનું લક્ષણ છે. ૧૨૮

**વિવેચનઃ**—કાર્ય પ્રસંગને અનુસારે વા વ્યાખ્યાન ઉપદેશ પ્રસંગે સમયને અનુસારે આવશ્યકતા પુરતું બોલવું, પણ વિતંડાવાદ એટલે ખોટા ઝગડામાં ન ઉતરવું, તેમજ મિત એટલે પ્રમાણ સહિત મિષ્ટ ભાષામાં સ્વપરનું કલ્યાણ થાય તેવા પ્રકારનું બોલવું, કોઈનું અહિત થાય તેવાં વચન ન બોલવાં, તેમજ આપણને જે અસત્ય જણાતું હોય તેવું અસત્ય ન બોલવું. એટલે સત્ય, મિષ્ટ, હિતકરજ બોલવું. તેમજ પોતાનાથી જે ન કરી શકાય તેની પ્રતિજ્ઞા ન કરવી, તેમજ જે જે કરવા માટે આપણે કબુલ કરેલું હોય તે કરવું, એટલે જે વ્રત, નિયમ, ધર્મક્રિયા કરવા માટે પ્રતિજ્ઞા (પચ્ચખ્ખાણ) કરેલ હોય, તે પ્રતિજ્ઞા અવશ્ય પૂર્ણ રીતે પાળવી, તેમજ કુલ ધર્મ એટલે પિતા, પ્રપિતાની પરંપરાગત જે માન્યતા ચાલતી હોય તે કુલધર્મ તરીકે કહેવાય છે. જેમકે કુલદેવીનું પૂજન કરવું, પૂર્વજોનું પૂજન કરવું, દાન દેવું, શિયળ પાળવું, પુત્ર પુત્રીઓને ધર્મના સંસ્કાર કરવા, ધર્મમાં જે મ્હોટા હોય તેના પગ પૂજવા, પગે લાગવું એવાં જે પોતાની કુલ પરંપરાથી ધર્મ અને કુલના આચાર ચાલતા હોય તેને અનુસરવું, તેમાં પણ પ્રાયઃ સદાચારનું જેમાં પાલન થતું હોય તેવા કુલ અને ધર્મને આચરવા. કારણકે આર્ય કુલની ધર્મ પરંપરા અનિંદનીય હોય છે. પણ અનાર્ય કુલ પરંપરામાં હિંસા, ચોરી, વ્યભિચાર, લુંટ, જુઠું બોલવું, દારૂ પીવો વગેરે કુલાચારો કહ્યા છે. જે કુલ પરંપરાનો આચાર નિંદવા યોગ્ય હોય, હિંસા, ચોરી, મૈથુન, વ્યભિચાર, અભક્ષ્ય ભક્ષણ, યજ્ઞ યાગ કે જે પશુઓના વધથી યુક્ત હોય, તેવા કુત્સિત્ કુલાચારનો ત્યાગ કરવો. ૧૨૮

હવે જે ઉચિત કરણીય છે તે જણાવતાં કહે છેઃ—

असद्व्ययपरित्यागः, स्थाने चैतत्क्रिया सदा ।
प्रधानकार्ये निर्बन्धः, प्रमादस्य विवर्जनम् ॥ १२९ ॥

અર્થઃ—ખોટી રીતે ધન અને પુરૂષાર્થનો વ્યય ન કરવો, દેવાદિકના જે સ્થાનમાં જેવો યોગ્ય હોય તેવી ક્રિયા કરવામાં આગ્રહ રાખવો. તેમજ પ્રમાદનો ત્યાગ કરવો. ૧૨૯

વિવેચનઃ—અસદ્ વ્યય પરિત્યાગ–અસત્ એટલે અનુપયોગી જ્યાં આવશ્યકતા ન હોય ત્યાં ધન અને પુરૂષાર્થનો ખોટો ઉપયોગ ન કરવો. ગૃહસ્થોએ પુન્યથી મેળવેલા ધનનો ઉપયોગ પાપમય આશ્રવમાં કે અનર્થ દંડમાં ન કરવો. ધન રૂપ અર્થ પુરૂષાર્થનો ઉપયોગ જિન ચૈત્ય પ્રતિમા વિગેરે અનેક ધર્મસ્થાનના ઉદ્ધારમાં તેમજ ગુરૂની તથા સાધર્મિક બંધુની ભક્તિમાં કરવો જોઈયે. તેમજ જૈન બંધુઓની સેવામાં તથા જૈન પ્રજામાં સદ્જ્ઞાન, દર્શન, ચારિત્રની વૃદ્ધિ માટે તથા ઉન્નતિના કાર્યો માટે કરવો જોઇએ. તેવીજ રીતે ધર્મ એટલે પુન્યોદય, અર્થ એટલે ધન અને કામ એ પુરૂષાર્થોનો ઉપયોગ નવા કર્મના બંધ માટે ન થવો જોઇએ, પણ એ પુરૂષાર્થને સફલ કરવા સમ્યક્ત્વ, શ્રાવકના વ્રત વિગેરે આત્મધર્મ રૂપ સામાયિક, પૌષધ, બ્રહ્મચર્ય પાલવા જોઇએ અને અભક્ષ્ય ત્યાગ, પરિગ્રહનો ત્યાગ, અસત્યનો ત્યાગ, ચોરીનો ત્યાગ વિગેરેમાં કરવો જોઈએ. એટલે ધર્મ, અર્થ, કામ અને મોક્ષમાર્ગનો જે પુરૂષાર્થ છે તેનો સદ્ ઉપયોગ કરવો. પુરૂષાર્થનો દુરૂપયોગ ન કરવો જોઇએ

એટલે ખોટો ઉપયોગ ન કરવો. વિત્ત એટલે ધનનો વ્યય ઉપર કહેલા સદ્ધર્મમાં કરવો એજ કથનનો સાર જાણવો. સ્થાને એટલે દેવપૂજા ગુરૂભક્તિ, સાધર્મિક ભક્તિ, ધર્મની ઉન્નતિ, પ્રભાવના, સંઘની ઉન્નતિ વિગેરે સ્થાને જે ધર્મ અર્થ વિગેરેનો પુરૂષાર્થ કરવો, તે પણ નિત્ય કરવો. કારણકે યોગ્ય સ્થાનોમાં એટલે પ્રધાન મુખ્ય કે જે મોક્ષ તરફ આત્માને ગમન કરાવતા હોય, તેવા સ્થાનોમાં તે પુરૂષાર્થનો ઉપયોગ કરવો. તેજ વિશેષ મહાન ફળ આપનારો થાય છે. તેમજ પ્રમાદ એટલે મદિરાપાન, માંસભક્ષણ, ઉંઘ, આળસ, વ્યભિચાર, વેશ્યાગમન તથા જુગારનો ત્યાગ કરવો જોઇએ, એટલે સર્વ પ્રમાદનો ત્યાગ કરીને ધર્મકાર્યમાં ચિત્ત જોડવું જોઇએ ૧૨૯

તેમજ બીજું પણ કહે છે:—

**लोकाचारानुवृत्तिश्च, सर्वत्रौचित्यपालनम् ।**
**प्रवृत्तिर्गर्हिते नेति, प्राणैः कण्ठगतैरपि ॥१२०॥**

**અર્થ**:—લોક વ્યવહારમાં ઉપયોગી એવા લોકાચારને અનુસરવું અને સર્વ જગ્યાએ યથાયોગ્ય ઉચિત નિયમને અનુસારે વિનય, નમન, દાન, દક્ષિણાનો વ્યવહાર પાળવો. તેમજ નિંદવા યોગ્યમાં પ્રવૃત્તિ ન કરવી. પ્રાણનો નાશ થવાનો પ્રસંગ આવે તો પણ તેવી અનીતિમય નિંદનીય પ્રવૃત્તિ ન કરવી. ૧૩૦

**વિવેચન**—લોકાચાર એટલે જે બહુ મનુષ્યો રૂઢિથી આદરતા હોય, તથા જેમાં ધર્મનો વિરોધ ન હોય તેવા

વિવેચનઃ—ચાર પ્રકારના તપમાં પ્રથમ ચંદ્રાયણ તપનું સ્વરૂપ–વિધિ જણાવતાં કહે છે કે પ્રથમ સુદ પક્ષમાં એકમથી તે તપનો આરંભ કરવો, તેમાં એકમે એક કવળનો આહાર એક વખત કરી નિર્વાહ કરવો. પણ બે બે ન વધારવા. બીજે બે કવલ લેવા. એમ અનુક્રમે વધતા પુનમના દિવસે પંદર કોળીઆ આહાર લેવો. પછી વદ પક્ષમાં એકમે ચૌદ, બીજે તેર, ત્રીજે બાર એમ ક્રમે ક્રમે એક એક કોળીઓ ઓછો કરતા કરતા વદ ચઉદશે એક કવલ માત્ર આહાર લેવો, અને અમાવાસ્યાને દિવસે સર્વ કવલ ઓછા થવાથી ઉપવાસ કરે એટલે સર્વથા આહારનો ત્યાગ કરે. એવી રીતે શાસ્ત્રોમાં કહ્યા પ્રમાણે શુકલ પક્ષમાં વૃદ્ધિ રૂપે, અને કૃષ્ણ પક્ષમાં હાનિ રૂપે, એક એક કવલ વધારતા તથા ઘટાડતા એ તપની આરાધના કરતા જે તપ થાય તે ચંદ્રાયણ તપ કહેવાય છે. જેમ સુદ પક્ષમાં ચન્દ્ર કલામાં વધતો જાય છે તેમ કવલોનો વધારો થાય છે. વદમાં ચન્દ્ર કળાનો જેમ ક્રમે ક્રમે ક્ષય થાય છે, તેમ કવલોને ઓછા કરવા અમાવાસ્યાને દિવસે ચંદ્રની કલા એક પણ રહેતી ન હોવાથી સર્વથા કવલોનો ત્યાગ કરી ઉપવાસ કરવો. એ ચન્દ્રાયણ તપની વિધિ જાણવી. એ તપ લૌકિક શાસ્ત્રોમાં કહેલો છે. આ તપ પ્રથમ ધાર્મિકતાની યોગ્યતા લાવવા માટે અહીં કહ્યો છે. પરંતુ લોકોત્તર ધાર્મિક તપનું સ્વરૂપ જૈન સિદ્ધાંતમાં અને શ્રી આચાર્ય પ્રણીત શાસ્ત્રોમાં જે અન્ય વિધિથી કરવાનું કહેલું છે તે ત્યાંથી જાણવું. ૧૩૨

सन्तापनादिभेदेन, कृच्छ्रमुक्तमनेकधा ।
अकृच्छ्रादतिकृच्छ्रेषु, हन्त सन्तारणं परम् ॥१३३॥

**અર્થ:**—સંતાપનાદિ અનેક ભેદથી યુક્ત કૃચ્છ્ર તપ જણાવ્યું છે. તેમજ અકૃચ્છ્ર તપમાં અનેક પ્રકારની શુદ્ધતા છે તેના કરતાં કૃચ્છ્ર તપમાં અનેક ઘણી વધારે શુદ્ધતા રહેલી છે, તેથી અતિકૃચ્છ્રમાં વધારે શુદ્ધતા રહેલી છે, અને તેથી પણ સંતારણ કૃચ્છ્રમાં સર્વ કરતાં વધારે શુદ્ધતા છે. ૧૩૩

**વિવેચન:**—આ કૃચ્છ્ર તપમાં અનેક પ્રકારો કહેલા છે, તેને યથાક્રમે જણાવતાં આ પ્રમાણે કહે છે, જેમકે—૧ સંતાપન કૃચ્છ્ર, ૨ પાદ કૃચ્છ્ર, ૩ સંપૂર્ણ કૃચ્છ્ર, ૪ અતિ કૃચ્છ્ર તથા ૫ સંતારણ કૃચ્છ્ર એમ અનેક પ્રકાર છે તે જણાવે છે.—

અહિંઆં કૃચ્છ્ર તપ અનેક પ્રકારનો માનવામાં આવે છે. જેમકે એક સંતાપન કૃચ્છ્ર બીજો પાદ કૃચ્છ્ર તેમાં પણ અનેક પ્રભેદ રહેલા છે. ત્રીજો સંપૂર્ણ કૃચ્છ્ર એ ત્રણ મુખ્ય છે. તેમાં પ્રથમ સંતાપન કૃચ્છ્ર તપની વિધિ જણાવતાં કહે છે:—

"ત્ર્યહમુષ્ણં પિબેદમ્બુ, ત્ર્યહમુષ્ણં ઘૃતં પિબેત્ ।
ત્ર્યહમુષ્ણં પિબેન્મૂત્રં, ત્ર્યહમુષ્ણં પિબેત્પયઃ" ॥૧॥

**તથા ચ**

"एकभक्तेन भुक्तेन, तथैवायाचितेन च ।
उपवासेन चैकेन, पादकृच्छ्रं विधीयते" ॥२॥

ત્રણ દિવસ સુધી ગરમ પાણી પીવું, ત્યાર પછી ત્રણ

લોક વ્યવહાર ધર્મને અનુસરવું, તેમજ સર્વ સ્થલોમાં સ્વ-પક્ષિય કે પરપક્ષિય હોય, તેની મધ્યમાં ધર્મથી અવિરૂદ્ધ જે જે જ્યાં ઉચિત હોય તેવો સર્વનો ભેગો વ્યવહાર હોય, તેવા કાર્ય પ્રસંગોમાં વિનય, વિવેક, નમન, દાન વિગેરે પૂર્વક ઉચિતતાનું પાલન કરવું, તેમજ જે નિંદનીય પ્રવૃત્તિ હોય કે ખોટા વ્યસનો હોય, જે કુલમાં જ્ઞાતિમાં કે સમાજમાં દૂષણ રૂપ ગણાતા હોય તેવા કુવ્યસનનો ત્યાગ કરવો.

" द्युतं च मांसं च सुरा च वेश्या, पापर्द्धि चौरी परदारसेवा।
एतानि सप्तानि व्यसनानि लोके, घोरातिघोरं नरकं नयंति ।
॥ १ ॥

જુગટું, માંસ, દારૂ, વેશ્યા, પાપર્દ્ધિ (શીકાર), ચોરી, પરસ્ત્રી સેવા એ સાત વ્યસનો જીવને ભયંકર નરક પ્રત્યે લઈ જાય છે. તે કારણે આ લોક અને પરલોકમાં અત્યંત દુઃખ આપનાર હોવાથી લોક લોકોત્તર એમ બંને શાસ્ત્રોમાં નિંદનીય કહેલા છે, તેવા વ્યસનોનો ત્યાગ કરવો, એટલું જ નહિ પણ આપણા મરણનો પ્રસંગ આવે તો પણ પોતાની પ્રતિજ્ઞાથી ચલાયમાન થઈને તેવા પાપો ન સેવવા જોઈએ. ૧૩૦

એમ સદાચારનું સ્વરૂપ જણાવીને તપનું સ્વરૂપ જણાવતાં કહે છે કે:—

तपोऽपि च यथाशक्ति, कर्तव्यं पापतापनम् ।
तच्च चान्द्रायणं कृच्छ्रं, मृत्युघ्नं पापसूदनम् ॥१३१॥

અર્થ:—યોગના અભ્યાસીઓએ યથાશક્તિ તપ

કરવું જોઈએ. આ તપ પાપનો નાશ કરનારૂં થાય છે. તે ચંદ્રાયન તપ, કૃચ્છ્ તપ, મૃત્યુઘ્ન તપ, પાપસૂદન તપ એમ અનેક પ્રકારનું છે. ૧૩૧

**વિવેચન:**—યોગના અભ્યાસ કરનારાઓએ અવશ્ય સ્વશક્તિ અનુસારે પહેલાં કહેલા અનુષ્ઠાન સાથે તપ કરવું જોઈએ, એટલે જે વ્યક્તિની જેટલી શક્તિ હોય તેટલા પ્રમાણમાં તપ અવશ્ય કરવું જોઇએ. કારણ કે તપથી પાપનો નાશ થાય છે. એટલે સ્મૃતિ પુરાણ વિગેરેમાં પ્રસિદ્ધ રીતે જણાવ્યું છે કે જેવા જેવા પૂર્વ ભવમાં હિંસા, ચોરી, અસત્ય, વ્યભિચાર, બ્રહ્મહત્યા, બાલહત્યા, સ્ત્રી હત્યા, ગૌ હત્યા, પશુ હત્યા કે કન્યા હત્યા કરી હોય, તેવા અનેક પ્રકારના પાપના યોગે અનેક પ્રકારનું અશુભ કર્મ બંધાયું હોય, તેને તપાવવા એટલે નાશ કરવા માટે જે તપ થાય તે અશુભ કર્મને નાશ કરનારૂં થાયં છે, તે તપ ૧ ચન્દ્રાયન, ૨ કૃચ્છ્, ૩ મૃત્યુઘ્ન, ૪ પાપસૂદન એમ ચાર પ્રકારનું છે. ૧૩૧

તે ચાર પ્રકારના તપનું સ્વરૂપ નીચે કહેલા ચાર શ્લોક વડે જણાવે છે:—

**एकैकं वर्धयेद् ग्रासं, शुक्ले कृष्णे च हापयेत् ।**
**भुञ्जीत नामावास्याया-मेष चन्द्रायणो विधिः ॥१३२॥**

**અર્થ:**—શુકલ પક્ષમાં આહારમાં એકમથી એક એક કવળ વધારવો, અને કૃષ્ણ પક્ષમાં વદ એકમથી એક એક કવલ ઓછો કરવો અને અમાવાસ્યાના દિવસે ન ખાવું એટલે ઉપવાસ કરવો એ ચન્દ્રાયણ તપનો વિધિ છે ૧૩૨

**વિવેચનઃ**—ચાર પ્રકારના તપમાં પ્રથમ ચંદ્રાયણ તપનું સ્વરૂપ–વિધિ જણાવતાં કહે છે કે પ્રથમ સુદ પક્ષમાં એકમથી તે તપનો આરંભ કરવો, તેમાં એકમે એક કવળનો આહાર એક વખત કરી નિર્વાહ કરવો. પણ બે બે ન વધારવા. બીજે બે કવલ લેવા. એમ અનુક્રમે વધતા પુનમના દિવસે પંદર કોળીઆ આહાર લેવો. પછી વદ પક્ષમાં એકમે ચૌદ, બીજે તેર, ત્રીજે બાર એમ ક્રમે ક્રમે એક એક કોળીઓ ઓછો કરતા કરતા વદ ચઉદશે એક કવલ માત્ર આહાર લેવો, અને અમાવાસ્યાને દિવસે સર્વ કવલ ઓછા થવાથી ઉપવાસ કરે એટલે સર્વથા આહારનો ત્યાગ કરે. એવી રીતે શાસ્ત્રોમાં કહ્યા પ્રમાણે શુકલ પક્ષમાં વૃદ્ધિ રૂપે, અને કૃષ્ણ પક્ષમાં હાનિ રૂપે, એક એક કવલ વધારતા તથા ઘટાડતા એ તપની આરાધના કરતા જે તપ થાય તે ચંદ્રાયણ તપ કહેવાય છે. જેમ સુદ પક્ષમાં ચન્દ્ર કલામાં વધતો જાય છે તેમ કવલોનો વધારો થાય છે. વદમાં ચન્દ્ર કળાનો જેમ ક્રમે ક્રમે ક્ષય થાય છે, તેમ કવલોને ઓછા કરવા અમાવાસ્યાને દિવસે ચંદ્રની કલા એક પણ રહેતી ન હોવાથી સર્વથા કવલોનો ત્યાગ કરી ઉપવાસ કરવો. એ ચન્દ્રાયણ તપની વિધિ જાણવી. એ તપ લૌકિક શાસ્ત્રોમાં કહેલો છે. આ તપ પ્રથમ ધાર્મિકતાની યોગ્યતા લાવવા માટે અહીં કહ્યો છે. પરંતુ લોકોત્તર ધાર્મિક તપનું સ્વરૂપ જૈન સિદ્ધાંતમાં અને શ્રી આચાર્ય પ્રણીત શાસ્ત્રોમાં જે અન્ય વિધિથી કરવાનું કહેલું છે તે ત્યાંથી જાણવું. ૧૩૨

**सन्तापनादिभेदेन, कृच्छ्रमुक्तमनेकधा ।**
**अकृच्छ्रादतिकृच्छ्रेषु, हन्त सन्तारणं परम् ॥१३३॥**

અર્થ:—સંતાપનાદિ અનેક ભેદથી યુક્ત કૃચ્છ્ર તપ જણાવ્યું છે. તેમજ અકૃચ્છ્ર તપમાં અનેક પ્રકારની શુદ્ધતા છે તેના કરતાં કૃચ્છ્ર તપમાં અનેક ઘણી વધારે શુદ્ધતા રહેલી છે, તેથી અતિકૃચ્છ્રમાં વધારે શુદ્ધતા રહેલી છે, અને તેથી પણ સંતારણ કૃચ્છ્રમાં સર્વ કરતાં વધારે શુદ્ધતા છે. ૧૩૩

વિવેચન:—આ કૃચ્છ્ર તપમાં અનેક પ્રકારો કહેલા છે, તેને યથાક્રમે જણાવતાં આ પ્રમાણે કહે છે, જેમકે—૧ સંતાપન કૃચ્છ્ર, ૨ પાદ કૃચ્છ્ર, ૩ સંપૂર્ણ કૃચ્છ્ર, ૪ અતિ કૃચ્છ્ર તથા ૫ સંતારણ કૃચ્છ્ર એમ અનેક પ્રકાર છે તે જણાવે છે.—

અહિંઆં કૃચ્છ્ર તપ અનેક પ્રકારનો માનવામાં આવે છે. જેમકે એક સંતાપન કૃચ્છ્ર બીજો પાદ કૃચ્છ્ર તેમાં પણ અનેક પ્રભેદ રહેલા છે. ત્રીજો સંપૂર્ણ કૃચ્છ્ર એ ત્રણ મુખ્ય છે. તેમાં પ્રથમ સંતાપન કૃચ્છ્ર તપની વિધિ જણાવતાં કહે છે:—

"त्र्यहमुष्णं पिबेदम्बु, त्र्यहमुष्णं घृतं पिबेत् ।
त्र्यहमुष्णं पिबेन्मूत्रं, त्र्यहमुष्णं पिबेत्पयः" ॥१॥

तथा च

"एकभक्तेन भुक्तेन, तथैवायाचितेन च ।
उपवासेन चैकेन, पादकृच्छ्रं विधीयते" ॥२॥

ત્રણ દિવસ સુધી ગરમ પાણી પીવું, ત્યાર પછી ત્રણ

દિવસ ગરમ ઘી પીવું. ત્યાર પછી ત્રણ દિવસ ગરમ મૂત્ર પીવું, ત્યાર પછી ત્રણ દિવસ ગરમ દૂધ પીવું. ત્યાર પછી યાચના કર્યા વિના જો કોઈ દાતા ભોજન આપે તો તે એક વખત ખાવું અને તે ઉપર એક ઉપવાસ કરવો. એમ કરવાથી પ્રથમ શ્લોકમાં જણાવેલી વિધિથી ત્રણ ત્રણ દિવસ પાણી, ઘી, ગોમુત્ર, દૂધ ઉપર અનુક્રમે રહીને જે તપ કરાય તે સંતાપન કૃચ્છ્ર તપ જાણવો. તેમાં અયાચિત એટલે દાતા વિના માગે ભોજન આપે તેવું એક વખત ભોજન કરીને, તે ઉપર એક ઉપવાસ કરવાથી પાદ કૃચ્છ્ર તપ થાય છે. તે પાદકૃચ્છ્રને ચાર વાર ફરી ફરી કરવાથી સંપૂર્ણ કૃચ્છ્ર તપ થાય છે. અહિંઆં ભાષાંતરકાર શ્રી મણીભાઈ નભુભાઈ સંતાપન કૃચ્છ્ તપ ૧૨૪ નું કરવાનું જણાવે છે તે કેવી રીતે બંધ બેસે છે તે વિચારવાનું રહે છે." કર્મ વા માયામય પુદ્ગલો તે શરીર, ઇંદ્રિય, મન વિગેરેના પાપોને જે તપાવે, સુવર્ણની પેઠે શુદ્ધ કરે તે કૃચ્છ્ર સંતાપન તપ કહેવાય ( શબ્દ ચિંતામણી કોષકાર સંતાપન કૃચ્છ્રનો અર્થ અત્યંત મુશ્કેલીથી કરાય તેવું તપ કહે છે અને તે ત્રણ, નવ, બાર કે એકવીશ દિવસ સુધી પાણી વિગેરેથી દેહને નભાવવા રૂપ તપ કરવું તે સંતાપના કૃચ્છ્ર જણાવે છે. ) એમ સંતાપન કૃચ્છ્ર, પાદ કૃચ્છ્ર, સંપૂર્ણ કૃચ્છ્ર વગેરે અનેક પ્રકારના ભેદ પુરાણ સ્મૃતિ વિગેરે તપ શાસ્ત્રોમાં જણાવ્યા છે. જેમકે અકૃચ્છ અલ્પ પાપથી આરંભીને અતિ કૃચ્છ્ર સુધીના ભયંકર નરકાદિક પાપ ફલ જેનાં છે એવા પાપોનો નાશ કરનાર, એવા તપોના કરના-

રને સારી રીતે સંસારથી પાર ઉતારવામાં સમર્થ. કારણ થાય તેવું જે તપ છે તે સંતાપના કૃચ્છ્ર તપ જાણવું. ૧૨૩

હવે બીજા તપોનું વિવરણ કરતાં જણાવે છે કેઃ—

मासोपवासमित्याहु–र्मृत्युघ्नं तु तपोधनाः।
मृत्युञ्जयजपोपेतं, परिशुद्धं विधानतः॥१३४॥

અર્થઃ—પંચ પરમેષ્ટિનો જાપ શુદ્ધ વિધિ યુક્ત કરવા પૂર્વક એક માસ સુધી ઉપવાસ કરવાથી, મૃત્યુનો નાશ કરનાર મૃત્યુઘ્ન તપ થાય છે. તેમ તપોધના એટલે યોગી મુનિયો કહે છે. ૧૩૪

વિવેચનઃ—માસ એટલે ત્રીશ દિવસ પ્રતિપદાથી માંડીને અમાસ પર્યંત ઉપવાસ એટલે આહારનો ત્યાગ કરવો તેને મૃત્યુઘ્ન એટલે જીવના આવતા જન્મ મરણનો નાશ કરનાર તપ તપોધનો એટલે તપ છે મુખ્ય સાધન મોક્ષ માટે જેમને તેવા તપોધન મુનિઓ કહે છે. મંત્રથી યુક્ત પંચ પરમેષ્ઠિ નમસ્કાર સ્વરૂપ મૃત્યુંજય નામનો મંત્ર છે, તેનું સ્મરણ એટલે જાપ જપમાલાથી યુક્ત, પરિશુદ્ધ એટલે શરીરથી પવિત્ર થઇ, બ્રહ્મચર્ય યુક્ત રહે. વચનથી અશુભ વચન ન બોલે, વચનથી શુભ કલ્યાણ વાતોની આપ લે થાય, મનથી કોઈનું ખરાબ ચિંતવ્યા વિના લોક તરફથી પોતાની આચરણાની પ્રશંસા થાય તેવી ભાવના વિના ષટ્ માસ સુધી ઉપવાસ યુક્ત મૃત્યુંજય રૂપ પંચ પરમેષ્ઠિ જાપ ત્રિકરણ શુદ્ધિ પૂર્વક કરતાં મૃત્યુંજય તપ થાય છે. તે પણ વિધિ પૂર્વક એટલે કષાયનો નિરોધ,

બ્રહ્મચર્ય, દેવગુરૂની પૂજા ભક્તિ રૂપ વિધિ સહિત કરવો. ૧૩૪

**पापसूदनमप्येवं, तत्तत्पापाद्यपेक्षया ।**
**चित्रमन्त्रजपप्रायं, प्रत्यापत्तिविशोधितम् ॥१३५॥**

**અર્થઃ**—એજ પ્રમાણે તે તે પાપની અપેક્ષાએ, જુદા જુદા પ્રકારના મન્ત્ર જાપ પૂર્વક, તેમજ જુદા જુદા તપથી યુક્ત પાપસૂદન તપ પણ કરાય છે. ૧૩૫

**વિવેચનઃ**—આ પાપસૂદન તપ પણ મૃત્યુઘ્ન તપની પેઠ તેને યોગ્ય વિધિ પૂર્વક કરવું જોઇએ એમ જાણવું. કારણ કે જે જે પાપ કરાયા હોય, તેના પ્રાયશ્ચિત યોગ્ય તેવા તપની અપેક્ષા પ્રમાણે જાપ વિગેરે કરવા યોગ્ય હોય છે. તેથી તે પ્રમાણે તેની વિચિત્રતા પણ જાણવી. જેવા પાપ હોય તેવા તેવા વિચિત્ર તપો તે પાપને નાશ કરવા માટે કરવા જોઇએ. તે જણાવે છે—જે પાપ સાધુને મારવાથી, અપમાન કરવાથી, તેમના ખોટા કલ્પિત દોષો ગાવાથી ઉપજ્યા હોય. તેમજ તીર્થંકર, ગણધર, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ, સાધ્વી આદિને મારવા, તેમની નિંદા કરવી. તેમને આહાર પાણીનો અંતરાય પાડવો, તેમને ધ્યાન સમાધિમાં વિક્ષેપ નાખવો, જ્ઞાન, દર્શન, ચારિત્રના ઉપગરણોનો નાશ કરવો વિગેરે કરી આશાતના કરવી, તેથી જ્ઞાનાવરણ, દર્શનાવરણ, મોહનીય, અંતરાય, અશાતાવેદનીય વિગેરે ભયંકર આઠ પ્રકારના કર્મનો ચિકણો બંધ થાય છે. અને તે કર્મોના ઉદય, સમયે જીવોને અત્યંત દુઃખપૂર્વક ભોગવવા પડે છે.

તેવા કર્મોનો નાશ કરવાની ઈચ્છાથી વિચિત્ર તપ, જાપ, આસન, આતાપના, ધ્યાન કરવાં જોઇએ. જેમકેઃ—

महुराए जउण रायां, जउणा वंके य डण्डमणगारे ।
वहणं च कालकरणं, सक्कागमणं च पव्वज्जा ॥ १ ॥"

મથુરા નગરીમાં યુવાન રાજકુમારે યુવાનીના મદમાં ભાન ભૂલવાથી વિહાર કરતા મથુરામાં આવેલા તે યુવાન અવસ્થાવાલા ડંડક નામના મુનિરાજને હથિયાર વડે મારવાથી તે પૂજ્ય ડંડક મુનિ કાલ ધર્મને પામ્યા. ત્યાર પછી ઇંદ્રે (શક્રેન્દ્રે) તે મથુરા નગરીમાં આવી, તે સાધુના દેહને પૂજ્ય બુદ્ધિ પૂર્વક નમસ્કાર કરીને દેહનો સંસ્કાર કર્યો અને યુવ-રાજને બહુ ઠપકો આપી શિખામણ દીધી. તેથી વૈરાગ્ય પામીને તે ડંડક મુનિનો ઘાત કરનાર યુવરાજે દીક્ષા અંગીકાર કરી, મુનિ ઘાતના પાપની વિશુદ્ધિ માટે તે યુવાન રાજર્ષિએ તે દિવસથી આરંભીને એવો અભિગ્રહ કર્યો કે જ્યાં સુધી સાધુ વધનું સ્મરણ રહે ત્યાં સુધી પાણી અને ભોજનનો ત્યાગ કરવો, એ અભિગ્રહથી યુક્ત છ માસ સુધી એ યુવાન રાજર્ષિને વ્રતનો પર્યાય થયો. તેટલા વખતમાં અપ્રમાદ ભાવે સમ્યગ્ દર્શન, જ્ઞાન પૂર્વક ચારિત્ર આરાધન કરતા કોઈ પણ દિવસે ભોજન નથી કર્યું. કારણ કે મુનિઘાતનું સ્મરણ તેમને રહ્યા કરતું હતું, એમ કરતા તે મુનિને ઋષિઘાતનું પાપ નષ્ટ થયું, તેથી એ વિધિએ પાપ-સૂદન તપ કરવાની પ્રવૃત્તિ લોકમાં પ્રવર્તે છે, તેથી તેવા પ્રકારના પાપનો ક્ષય કરવાની અપેક્ષાએ પાપસૂદન તપ

કરાય છે. તેવી રીતે કર્મસૂદન તપ તે પણ જેવા જેવા પાપ-કર્મ થયા હોય, તેવા તેવા તેના પ્રાયશ્ચિત સંબંધી તપો શાસ્ત્રોમાં તથા કથાગ્રન્થોમાં આલેખેલા જોવાય છે. જેમકે ઉપવાસ, આયંબિલ, નીવી, એકાશન, એક સ્થાનક, એક દત્તિ વિગેરે વિધિયુક્ત કોઈ કોઇ વખત કરાય છે, તેમજ સાથે જુદા જુદા મંત્રોના જાપ જુદી જુદી સંખ્યામાં પણ કરાય છે. તે મંત્રો ॐ ह्रीँ श्रीं असिआउसाय नमः" એ પ્રમાણે મંત્રના સ્મરણ કરવા રૂપ જાપ પણ સાથે પ્રાયઃ કરાય છે. તેમજ દરેક પાપ કે જે સ્મરણમાં આવતા હોય, તેનું પ્રાયશ્ચિત-પશ્ચાતાપ વડે જાપ અને સ્વાધ્યાય તથા ધ્યાન, આતાપનાદિ વડે સંવેગભાવે વૈરાગ્યભાવે કરે તે પાપનું પશ્ચાતાપ કરતા એટલે પાપનું પ્રતિક્રમણ કરતા અર્થાત્ પાપકર્મ ન કરવાનો નિર્ધાર કરતા શુભ વા શુદ્ધ પરિણામની ધારાયે આત્માની વિશેષ પ્રકારે શુદ્ધ થાય છે. ૧૩૫

હવે મુક્તિ પ્રત્યે દ્વેષ ન કરવો જોઇએ, પણ તે મુક્તિ પ્રત્યે પ્રેમ રાખવો જોઈએ તે જણાવે છે:—

कृत्स्नकर्मक्षयान्मुक्ति-र्भोगसंक्लेशवर्जिता ।
भवाभिनन्दिनामस्यां, द्वेषोऽज्ञाननिबन्धनः ॥ १३६ ॥

અર્થ:—સર્વ કર્મનો સંપૂર્ણ ક્ષય થવાથી મુક્તિ પ્રાપ્ત થાય છે, અને તે મુક્તિ ભોગ તથા દુઃખથી રહિત હોય છે. જે ભવાભિનન્દી જીવો છે, તેમને અજ્ઞાન, મિથ્યાત્વભાવ હોવાના કારણે મોક્ષ ઉપર દ્વેષ હોય છે. ૧૩૬

વિવેચન:—જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય,

અંતરાય, નામકર્મ, ગોત્રકર્મ, આયુષ કર્મ, વેદનીય કર્મ એ આઠ કર્મના સર્વ દલીનો આત્માથી સર્વથા ભેદ કરવાથી એટલે આત્માથી સર્વ કર્મદલીઓને જુદા પાડવાથી મુક્તિ એટલે નિર્વાણ વા નિવૃત્તિ થાય છે. એટલે પરમ શુદ્ધ આત્મા રૂપ દ્રવ્ય, અક્ષય, આનંદમય, સર્વજ્ઞતા યુક્ત, સચ્ચિદાનંદમય સ્વરૂપનો અનુભવ ભાવે ભોક્તા બને છે. અને એવી મુક્તિમય અવસ્થામાં, ભોગ અને સંકલેશ ભાવનો સર્વથા અભાવ હોય છે. અહિંઆં ભોગ એટલે ઇંદ્રિયોએ રૂપ, રસ, ગંધ, સ્પર્શ, શબ્દના અનુકુલ વિષયોનો ભોગ લેવાનું સાધન છે, અને ભોગ્ય રૂપ એવા અર્થો—પદાર્થો, કે જે કંચન, કામિની, મહેલ અને શય્યા, અનુકુલ ખાદ્ય પદાર્થો તથા વસ્ત્રો જે અજ્ઞાની આત્માને પ્રિય છે, અને તેનો લાભ ગમે છે, તેમજ કલેશનું કારણ રોગ, શોક, દારિદ્રતા, અસાભાગ્ય, અદૃષ્ટ કલ્યાણતા, નરકમાં ઉત્પત્તિ, દાસ્યભાવ વિગેરે આત્માને અનિષ્ટ લાગે છે. પુન્યના ભોગ સુખમય હોવા છતાં, સંસારના બંધનમાં કારણ હોવાથી દુઃખનું જ કારણ છે, અને કિલષ્ટ કર્મો એ કલેશનું કારણ હોવાથી બંને ત્યાગ કરવા યોગ્ય હોવાથી મોક્ષાવસ્થામાં દુઃખના કારણ રૂપ થનારા અનુકુલ ભોગો, અને પ્રત્યક્ષ દુઃખમય કલેશોનો સર્વથા અભાવ હોય છે. મોક્ષના અભિલાષી, સદ્જ્ઞાનના જીજ્ઞાસુઓ સુખ અને દુઃખ બંનેને દુઃખમય, બંધનમય જાણી છોડવા ઇચ્છે છે, પરંતુ ભવાભિનંદી જીવોને અસાર—અત્યંત દુઃખમય સંસારમાં બહારથી દેખાતા પુન્યશાલી લોકોના ભોગ વૈભવોને જોઈ તેવા ભોગના અર્થો પ્રત્યે અત્યંત અભિલાષા હોવાથી, સંસારને સુખ રૂપ માનતા હોવાથી,

સંસારનીજ બહુ માનતા પૂર્વક અભિલાષા કરે છે, તેથીજ જ્યાં શરીર, મન, ઇંદ્રિયો અને તેના ભોગના સાધનો નથી, એટલે બાહ્ય ભોગની વસ્તુઓ નથી, તેવી મુક્તિ કે જે નિત્ય આત્મિક સત્ય સુખમય હોવા છતાં, કેટલાક ભવાભિનંદી જીવો તેનો દ્વેષ કરે છે તેમાં તેઓનું અજ્ઞાન—મિથ્યાત્વજ કારણ છે, અથવા તેમને મોક્ષનું સાચું સ્વરૂપ સમજાયું નથી. તેજ કારણ છે નહિ તો સ્વભાવથી જે સુંદર વસ્તુ હોય, તેમ છતાં પણ તેમાં તેવા પ્રકારનું જ્ઞાન હોય તો વિદ્વાનને તેમાં જરા પણ દ્વેષ નજ થાય. ૧૩૬

હવે કહે છે કે એવી મુક્તિમાં દ્વેષ કોઇને પણ થવો ન જોઇએ, એમ તો સર્વથા નથી. ભવ્યને તો દ્વેષ ન થાય પણ અભવ્યોને, ભવાભિનંદીને, દુર્ભવ્યને દ્વેષનો સંભવ છે, તે જણાવે છે:—

**श्रूयन्ते चैतदालापा, लोके तावदशोभनाः ।**
**शास्त्रेष्वपि हि मूढाना–मश्रोतव्याः सदा सताम् ॥१३७॥**

અર્થ:—લોકમાં તથા લૌકિક શાસ્ત્રોમાં પણ મૂઢ લોકોના એવા આલાપો સાંભળ્યા છે કે સંત પુરૂષોને તે વચન કાને સાંભળવા પણ નજ ગમે. ૧૩૭

વિવેચન:—અમોએ મૂઢ લોકોના મુખમાંથી નીકળતા એવા પ્રકારના લવારા, એટલે અયોગ્ય વચનો અથવા વ્યવહારમાં સભ્ય ગણાતા લોકોના મુખમાં ન શોભે તેવા વચનના પ્રલાપો કરતા સાંભળ્યા છે, કે તે વચનો સત્ય, પારમાર્થિક મુક્તિની સિદ્ધિ કરનારા હોય, તે વચનોનો અત્યંત દ્વેષ

કરનારા એટલે તિરસ્કાર પૂર્વક ખંડન કરનારા હોય છે, કે તે વચનો આત્માનું હિત કરનાર ન હોવાથી સંત પુરૂષોને જરા પણ કાને સાભળવા યોગ્ય નથી, તેઓ એવું કહે છે કે–

" जइ तत्थ नत्थि सीमंतिणीओ मणहरपियंगुवन्नाओ ।
ता रे सिद्धन्तिय ! वन्धणं खु मोक्खो न सो मोक्खो ॥१॥
(यदि तत्र नास्ति सिमन्तनीका मनोहर-प्रियंगुवर्णा ।
तस्मात् रे सिद्धान्तिक !, वन्धनं मोक्षो न स मोक्षः" ॥१॥)

ત્યાં સુંદર પ્રિયંગુ વર્ણને ધરનારી સીમંતિનીઓ ( સ્ત્રીઓ ) ના વિષયભોગો મળતા ન હોવાથી, તે સર્વ કર્મના અભાવ રૂપ મોક્ષ છે તે તાત્વિક રીતે મોક્ષ નથી, પણ એક જૈન સિદ્ધાન્તે માનેલો તે મોક્ષ વાસ્તવિક બંધનવાળું કેદખાનું જ છે, એમ તે વિષયભોગમાં અત્યંત ગૃધ્ર થયેલા, ગીધ જેવી પ્રકૃતિવાળા મૂર્ખ પંડિતો માને છે. તે વિષયગૃધ્ર પંડિતોએ રચેલા શાસ્ત્રો સ્મૃતિ પુરાણાદિ રૂપે લૌકિકમાં પ્રસિદ્ધ છે, તેમાં પણ એવા વાક્યો નોંધી નાખ્યા છે કે જે પરમાત્માના સ્વરૂપના ધ્યાનમાં નિત્ય રહેનારા યોગીંદ્રો, મહર્ષિઓને કાને સાંભળવા જરા પણ ગમતા નથી. કારણકે બાહ્ય વિષયોમાં અત્યંત આસક્તિવાલા હોવાથી, તેમજ યથાર્થ તત્વનો બોધ ન હોવાથી, મૂઢપણાથી બીચારા સંસારમાંજ રાચી માચી રહેલા હોય છે. ૧૩૭

તે વાતને દેખાડતાં કહે છે:—

वरं वृन्दावने रम्ये, क्रोष्टुत्वमभिवाञ्छितम् ।
न त्वेवाविषयो मोक्षः, कदाचिदपि गौतम ! ॥१३८॥

અર્થ:—સુંદર એવા વૃન્દાવનમાં શિયાળનો અવતાર લેવાની ઇચ્છા કરવી તે સારી છે, પણ જ્યાં કોઇ પ્રકારના વિષયોનું સાધન નથી, તેવો મોક્ષ હે ગૌતમ! કદાપિ ઇચ્છવા યોગ્ય નથી. (એમ અન્ય મતમાં જણાવ્યું છે.) ૧૩૮

વિવેચન:—યમુના નદીના તટ ઉપર મથુરા પાસે રહેલા વૃન્દાવનમાં કદાપિ શિયાળપણે જન્મ થાય તે વખાણવા યોગ્ય છે કારણકે સુંદર રૂપવાલી યુવાન ગોવાલણી સ્ત્રીઓના મુખને જોવા મળે છે, તેમની અજોડ પ્રકારની કેલી, સંગીત સાંભળવા મલે છે, તેથી ત્યાં જો જન્મ મલતો હોય તો ભલે શિયાલપણે મલે તેમાં હરકત નથી. પણ જ્યાં કોઈ પણ પ્રકારના વિષયભોગો, સંગીત, વસ્ત્ર, ભૂષણ, નાટક, નૃત્ય, સીનેમા એવું મનને ઉલ્લાસ કરનારૂં કાંઈ જોવાનું કે સાંભળવાનું મળતું નથી, ઈંદ્રિયોનો વિષય પણ જ્યાં નથી, સર્વથા કોઇ પણ વિષયની ક્રિયા પણ નથી, હલન ચલન પણ જ્યાં નથી, તેવા પ્રકારના મોક્ષ મેળવવાની ઇચ્છા હે ગૌતમ! તું ન કરતો. કારણ કે એ તો એક પ્રકારનું કેદખાનું જ છે. એમ ગાલવ નામના ઋષિ પોતાના ગૌતમ નામના શિષ્યને ઉદ્દેશીને જણાવે છે. ૧૩૮

**महामोहाभिभूताना–मेवं द्वेषोऽत्र जायते ।**
**अकल्याणवतां पुंसां, तथा संसारवर्धनः ॥ १३९ ॥**

અર્થ:—મહાન મોહથી ઘેરાયેલા અકલ્યાણમય જીવનવાલા પુરૂષો આ પ્રમાણે મોક્ષ સંબંધિ તત્ત્વો ઉપર જે

દ્વેષ ધરે છે, તેથી તે તેમને સર્વદા સંસારની વૃદ્ધિનું કારણ થાય છે. ૧૩૯

વિવેચન:—મોક્ષ તથા તેના સાધન રૂપ યોગ અધ્યાત્મ આદિ ક્રિયા રૂપ જ્ઞાન દર્શન, ચારિત્ર ઉપર, તથા તેનો ઉપદેશ આપનારા યોગીંદ્ર પુરૂષો ઉપર જેઓને પ્રકૃષ્ટ દ્વેષ-તિરસ્કાર થાય છે, તેથી તે જીવો મહાન ભયંકર મોહ એટલે મિથ્યાત્વ, અવિરતિ, કષાય, અશુભ યોગ રૂપ પાપકર્મથી હણાયા હોવાથી, તેમની મતિ અત્યંત મુંઝાઈ ગઈ હોવાથી, વિષય-વાસના અને મિથ્યાત્વ મોહનીય કર્મના વિપાકોના ઉદયને અનુભવી રહ્યા છે, તેથી તેવા પાપોના ઉદયવાળા જીવાત્મા-ઓને મોક્ષ ઉપર, તથા તેના સાધનભૂત યોગ, અધ્યાત્મક્રિયા, અનુષ્ઠાનો ઉપર તિરસ્કારમય દ્વેષ થાય છે—અને અકલ્યાણમય અશુભ પ્રવૃત્તિમાં ગમન કરનારા એટલે તેવી પ્રવૃત્તિમાં સન્મુખ થયેલા છે. અત્યંત અશુભ કર્મના ઉદયવાળા હોવાથી અકલ્યાણની સન્મુખ થયેલા જીવો એવી અશુભ ભાવનાના યોગે અનંત જન્મ મરણ રૂપ ભયંકર સંસારનો વધારો કરનારા થાય છે. ૧૩૯

આ કારણથી એટલે અશુભ અધ્યવસાયથી વિપરીત જે શુભ શ્રદ્ધા, જ્ઞાન, ચારિત્રમય અનુષ્ઠાનો તેના વડેજ ઉત્તમ ગુણ થાય છે, તે જણાવે છેઃ—

नास्ति येषामयं तत्र, तेऽपि धन्याः प्रकीर्त्तिताः ।
भवबीजपरित्यागात् , तथा कल्याणभागिनः ॥१४०॥

અર્થ:—જે ભવ્યાત્માઓને તે મોક્ષાદિક તત્ત્વ પ્રત્યે

દ્વેષ નથી તેઓને ધન્ય પુરૂષો કહેલા છે. તેથીજ ભવના બીજ રૂપ મોહનો ત્યાગ કરવાવાલા તેઓ કલ્યાણના ભાગી અવશ્ય બને છે. એમ શાસ્ત્રકારો જણાવે છે. ૧૪૦

વિવેચન:—જે આત્માઓ લાંબા કાળ સુધી સંસારમાં રહેવાવાલા નથી હોતા પણ જેમને અર્ધપુદ્દગલ પરાવર્તનથી ઓછો સંસાર બાકી હોય અથવા બે ત્રણ વા સંખ્યાતા ભવમાં મોક્ષ મેળવનારા હોય તેવા ભવ્યોને મોક્ષ એટલે નિર્વાણ ઉપર દ્વેષ કે તિરસ્કાર કે અભાવ નથી હોતો, પરંતુ તેઓને તે મોક્ષનો ઉપદેશ સાંભળતાં, તેનું સ્વરૂપ સમજતા તે મોક્ષ તથા તેની યોગાદિ ક્રિયા અનુષ્ઠાન ઉપર અત્યંત રાગ થાય છે. તેવા ભવ્યાત્માઓ ધર્મ રૂપ ધનને પ્રાપ્ત કરનારા જાણવા, તેમજ ભવ-સંસારને વધવામાં બીજ સમાન મોહની ગાંઠને ભેદનારા યથાપ્રવૃત્તિકરણ પછી થયેલા અપૂર્વ-કરણ વડે બીજનો નાશ કરાતો હોવાથી, જેમણે અપૂર્વકરણ રૂપ આત્મ પરિણામ વડે પોતાની સંસાર વધારવાની યોગ્યતાનો -સ્વભાવનો વિનાશ કર્યો છે. તે કારણથી છેલ્લા વા અર્ધ-પુદ્દગલ પરાવર્તનની અંદર એક, બે વા ત્રણ કે સંખ્યાતા અસંખ્યાતા ભવ કરી થોડા વખતમાં મોક્ષની સાધના કરવાની હોય, તેવા પરિમિત સંસારી ભવ્યાત્માઓ કે જે તીર્થંકર, ગણધર, ચક્રવર્તિ વિગેરે પદની પ્રાપ્તિ વડે વખાણવા યોગ્ય પુન્યશાલી હોય છે, તેઓના આત્માને ધન્યવાદ આપવા યોગ્ય છે. કારણકે તેવા શ્લાઘ્ય પુરૂષો જ્ઞાન, દર્શન, ચારિત્ર-મય યોગની આરાધના વડે કર્મમલના નાશ રૂપ મોક્ષફળના સુખના ભોક્તા થાય છે. ૧૪૦

તેમજ બીજું પણ કહેવાય છેઃ—

**सज्ज्ञानादिश्च यो मुक्ते–रुपायः समुदाहृतः ।**
**मलनायैव तत्रापि, न चेष्टैषां प्रवर्तते ॥१४१॥**

અર્થ—સદ્ જ્ઞાન, દર્શન, ચારિત્ર એજ મુક્તિનો ઉપાય છે, એમ તીર્થંકરોએ કહેલું છે. તેમાં પ્રવૃત્તિ કરનારા ભવ્યાત્માઓની આત્મગુણના નાશ માટે પ્રવૃત્તિ–ચેષ્ટા થતી નથી. ૧૪૧

વિવેચનઃ—સત્ જ્ઞાનાદિ એટલે સમ્યગ્ જ્ઞાન, દર્શન, ચારિત્ર રૂપ યોગ, મુક્તિ એટલે મોક્ષ પ્રાપ્ત કરવાનો સાચો પરમ મોટો ઉપાય છે. એમ તીર્થંકર, ગણધર, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ વિગેરે પૂજ્ય પુરૂષોએ ઉપદેશેલ છે. તે આત્મગુણોનો વિકાસ કરવા, તેઓની પ્રવૃત્તિમાં રહેલા છતાં, અનંત કાલીન પરંપરાએ લાગેલા કર્મમલના આવરણોનો નાશ કરવા સમ્યગ્ જ્ઞાન દર્શન, ચારિત્રની ક્ષયોપશમ ભાવે જે આરાધના થાય છે, તે જ ક્ષાયિક ભાવના જ્ઞાન, દર્શન, ચારિત્રને પ્રગટ કરવાનું ઉપાદાન કારણ થાય છે. તે કારણે તે ક્ષયોપશમ ભાવના સમ્યગ્ આત્મગુણો કદાપિ આત્માને ભવ ભ્રમણના કારણ નથી થતા. પણ ગુણોની આરાધના માટે જ થાય છે. તેવા ક્ષયોપશમ ભાવવાલા ભવ્યાત્માઓ સર્વદા મોક્ષની આરાધના માટે જ ઉદ્યમવાળા થાય છે. એટલે તેવા ભવ્યાત્માઓ કદાપિ પણ મુક્તિ ઉપર દ્વેષ કરતા નથી. તેમની ચારિત્રમાં અનુષ્ઠાન રૂપ ચેષ્ટાઓ એટલે મન, વચન અને કાયાની પ્રવૃત્તિઓ મુક્તિ ઉપર અત્યંત પ્રીતિકારક થાય

છે. પણ જે આત્માને મુક્તિ ઉપર દ્વેષપણું છે, એમ પૂર્વે બતાવ્યું છે તે દ્વેષ આત્માના ગુણોને નાશ કરવામાં જ પ્રવર્તે છે. એમ સમજવું. ૧૪૧

હવે કર્મમલનો નાશ કરવો તેજ મુક્તિ માટે ઉપાય છે. તે વાત જણાવે છે:—

स्वाराधनाद्यथैतस्य, फलमुक्तमनुत्तरम् ।
मलनाशास्त्वनर्थोऽपि, महानेव तथैव हि ॥१४२॥

અર્થ:—જેવી રીતે જ્ઞાન દર્શન ચારિત્રની આરાધનાનું સર્વોત્કૃષ્ટ ફલ મોક્ષ કહેલું છે. તેમ કર્મ મેલ મ્હોટો અનર્થ કરનાર છે એમ જાણવું. ૧૪૨

વિવેચન:—સ્વ એટલે પોતાના આત્મ ગુણોની વિધિ યુક્ત આરાધનાથી જેમ મુક્તિના કારણ એટલે ઉપાદાન કારણ રૂપ ઉપાયથી ક્ષાયિક ભાવ રૂપ જ્ઞાનાદિનો લાભ થાય છે. તેથી મુક્તિ રૂપ ફલ પ્રાપ્ત થાય છે. તે કારણે મુક્તિ રૂપ ફલ સર્વથી અત્યંત ઉત્તમ છે. તે એટલા જ માટે કે જગતમાં સર્વ ફલ કે જે પુદ્ગલિક છે તે ક્ષણિક—નાશવંત છે. પરંતુ સમ્યગ્ જ્ઞાન દર્શન ચારિત્ર રૂપ યોગની આરાધનાનું સર્વથી સર્વોત્તમ મોક્ષ રૂપ ફલ શાશ્વતું છે. તેનું કારણ જે જ્ઞાનાદિ છે તે કર્મ રૂપ મલનો નાશ કરનાર છે. મલ છે તે જીવને મહા અનર્થ કરનાર છે. એટલે આત્માની સદ્ જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય, તેમજ તપ શક્તિને દાબી દેનાર છે. તે મલના યોગે જીવાત્મા નરક તિર્યંચ, મનુષ્ય અને દેવ રૂપ ચાર ગતિમાં ભ્રમણ કરે છે. પરંતુ તે મલનો

નાશ કરી સદ્ જ્ઞાન, દર્શન અને ચારિત્રની આરાધના વડે ઉત્તરોત્તર આત્મ દ્રવ્યની શુદ્ધતા કરતો પરમ શુદ્ધ થયેલ આત્મા મુક્તિને પ્રાપ્ત કરી અખંડાનંદ સુખરૂપ સચ્ચિદાનંદનો નિત્ય અનુભવ કરે છે ૧૪૨

એ મેલના સ્વરૂપને જણાવતાં કહે છે કે—

**उत्तुंगारोहणात्पातो, विषान्नात्तृप्तिरेव च ।**
**अनर्थाय यथात्यन्तं, मलनापि तथेक्ष्यताम् ॥१४३॥**

અર્થ:—અતિ ઉંચા રોહણાચલના શિખર ઉપરથી પડવું, વિષ યુક્ત અન્ન ખાઈને સંતોષ ધરવો. તે જેમ અનર્થ માટે જ થાય છે તેમ મલ પણ અનર્થ માટે જ થાય છે એમ સમજવું ૧૪૩

**વિવેચન:**—અતિ ઉંચા રોહણાચલના શિખર ઉપર ચઢીને નીચે અત્યંત ઉંડા ખાડામાં પડવાની પ્રવૃત્તિ પોતાના જીવનના અત્યંત દુઃખ પૂર્વક નાશના હેતુ રૂપ બને છે. તેમજ વિષથી મિશ્ર કરેલા અન્નનું ભોજન કરીને ભૂખનો નાશ કરવા માટે જે પ્રવૃત્તિ થાય તે પણ અત્યંત પીડાથી યુક્ત કુમરણ માટે જ થાય છે. તે જ પ્રમાણે જીવહિંસા, અસત્ય, ચોરી, વ્યભિચાર, પરિગ્રહ, અભક્ષ્ય ભક્ષણ, રાત્રિ ભોજન, ખોટા લેખ, ખોટા તોલ, થાપણ ઓળવવી વિગેરે અઢાર પાપ સ્થાનક સેવવા, પાપનો ઉપદેશ આપવો, કુદેવ, કુગુરૂ, કુધર્મ. મિથ્યાત્વ, અવિરતિ, કષાય, અશુભ મન વચન કાયાની પ્રવૃત્તિ વિગેરે આત્માને અકલ્યાણમય અનર્થને કરનારી થાય છે. એટલે નરક, તિર્યંચ વિગેરે

ખરાબ યોનિઓમાં ઘણા વખત સુધી જન્મ મરણ કરાવનારી થાય છે. તે જ મલનો અનાદિ સ્વભાવ જ છે. અને જે સમ્યગ્ જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વીર્ય એ મુક્તિના સદ્ ઉપાય છે. તે હે પંડિત પુરૂષો ! તમો અવશ્ય અંતઃકરણમાં ઉતારો. ૧૪૩

**अत एव च शस्त्राग्नि–व्यालदुर्ग्रहसन्निभः ।**
**श्रामण्यदुर्ग्रहोऽस्वन्तः, शास्त्र उक्तो महात्मभिः ॥१४४॥**

અર્થ:—જેમ શસ્ત્ર, અગ્નિ અને વ્યાલમાં બીજાને દુઃખ આપવાનો દુષ્ટ આગ્રહમય સ્વભાવ છે. તેવી જ રીતે શ્રામણ્યનો દુર્ગ્રહ એટલે ચારિત્રની વિરાધના મહાત્મા પુરૂષોએ શાસ્ત્રમાં અસુંદર એટલે અશુભ પરિણામવાળી કહી છે. ૧૪૪

વિવેચન:—જે કારણે મુક્તિના ઉપાદાન કારણ રૂપ સમ્યગ્ જ્ઞાન, દર્શન, ચારિત્ર રૂપ યોગ છે, તેને મલીન કરનારા મલ છે. તે મલ મલીન આત્માને દુર્ગતિમાં લઈ જવામાં હેતુ રૂપ બને છે. જેમકે છરી, ચાકુ, હળ, મુશલ, તરવાર, ભાલો, તે રૂપ જે શસ્ત્રો–હથિયારો તેનો પરમાર્થ નહિ સમજનારને દાહ અને નાશનું કારણ થાય છે. તેમજ બીજું વ્યાલ એટલે દુષ્ટ સર્પ તથા મદોન્મત્ત હાથી, વ્યાઘ્ર –સિંહ વિગેરે દુષ્ટ સ્વભાવના પ્રાણીઓ દુઃખે કરીને ગ્રહણ કરાય છે, અથવા વશ ન થાય તો જીવોનો નાશ કરવાને સમર્થ થાય છે. તેવી રીતે શ્રામણ્યની સાથેનો દુરાગ્રહ પણ અનર્થકારી છે. શ્રમણ એટલે સાધુ, તેનો ભાવ તે શ્રામણ્ય

કહેવાય છે. તેમાં જો મિથ્યાત્વ એટલે અજ્ઞાનમય, કષાય યુક્ત, સ્વમતિ કલ્પના યુકત સિદ્ધાંતોનો આગ્રહ રાખવો, એટલે અસત્ય રૂપ અસમ્યકૃત્વનો આગ્રહ રાખવો. અર્થાત્ તપ કરે, આતાપના સહે પણ વીતરાગ દેવની આજ્ઞા ન પાલે, તેમના વચન પ્રત્યે શ્રદ્ધા ન રાખે, તેમજ પોતાની પૂજા, મહિમા થાય તેવો દેખાવ કરે, અને મન વચન કાયાની અશુદ્ધતા પૂર્વક ક્રિયા કરાય તેથી તેનું પરિણામ પણ અસુંદર, ભયંકર જ આવે. એટલે અસદ્ ધ્યાન પૂર્વક કરેલી ક્રિયા કાયકલેશનું કારણ થાય છે. શાસ્ત્રમાં યોગનું સ્વરૂપ જણાવનારા યોગીંદ્રો એવા પૂજ્ય પૂર્વાચાર્ય, ઉપાધ્યાય, મુનિવરો આ પ્રમાણે જણાવે છે:—

"जह चेव उ मोक्खफला, आणा आराहिआ जिणिन्दाणं ।
संसारदुक्खफलया, तह चेव विराहिया नवरं ॥ १ ॥"

જેમ જિનવર પરમાત્માની આજ્ઞાના આરાધકને તે આરધના મોક્ષના ફલના હેતુ પણા માટે થાય છે. તેમજ જિનવર વીતરાગ પરમાત્માની આજ્ઞાના વિરાધકોને તે વિરાધના સંસારના દુઃખનું કારણ જ થાય છે. એમ નિશ્ચે જાણવું. તો પણ હજુ એક શંકા થાય છે કે પ્રભુની આજ્ઞાથી વિરુદ્ધ વર્તન કરતા અકામ નિર્જરાથી દેવત્વ આદિનો લાભ તો થાય છે, અને ત્યાંથી વનસ્પતિ આદિ તિર્યગ્ યોનિમાં ગમન થાય છે. માટે પરમાત્માની આજ્ઞા પૂર્વકનું શ્રામણ્ય પરંપરાએ મોક્ષનું હેતુપણું પ્રાપ્ત કરે છે. ૧૪૪

અહિંઆં એક શંકા થાય છે કે દુરાગ્રહી શ્રમણપણું

આરનારને સુરલોકનો લાભ થાય છે, છતાં પણ તે દુરાગ્રહીને દુર્ગતિનું કારણ કેમ જણાય છે? તેનો ઉત્તર જણાવે છે:—

**ग्रैवेयकाप्तिरप्येवं, नातः श्लाघ्या सुनीतितः ।**
**यथाऽन्यायार्जिता सम्पद्, विपाकविरसत्त्वतः ॥१४५॥**

અર્થ—અંતઃકરણની શુદ્ધિ વિનાનું શ્રાવણ્યપણું જો કે નવગ્રૈવેયકની પ્રાપ્તિ કરાવે છે તો પણ ન્યાયથી વખાણવા યોગ્ય નથી, જેમકે અન્યાયથી કદાપિ ધન મલે તો પણ પરિણામે તે અત્યંત દુઃખનું જ કારણ થાય છે. ૧૪૫

**વિવેચન:**—સારી રીતે-માખીની પાંખને પણ ઇજા ન થાય, તેવી રીતે જીવની યતના-દયા પાલે, એમજ બહારથી શુદ્ધ સામાચારીવાલા હોય તેમ છતાં આત્માની સમ્યક્ત્વ યુક્ત શુદ્ધતા ન હોય તેવા સાધુઓની બીજા પુરૂષો વડે સેવા કરાય, અને પૂજ્ય તરીકે મનાય, તેમજ ચક્રવર્ત્તિ, વાસુદેવ, બળદેવ, માંડલિક વિગેરે રાજા મહારાજા શેઠ વિગેરેથી પૂજાય, છતાં પણ મનથી તેવી ધન સંપદાની ઇચ્છા કરતા, આત્મતત્ત્વની શ્રદ્ધા વિના તેવા પ્રકારના દયા દાન, શિયળ, તપ કરતા હોવાથી તેમજ પૂર્વે પ્રાપ્ત કરેલ શ્રદ્ધાને ત્યાગ કરેલા પ્રાણીઓ પ્રાયઃ નવમ ગ્રૈવેયક આદિ દેવત્વ, ચક્રવર્ત્તિત્વ, વાસુદેવત્વ, પ્રતિવાસુદેવત્વ, માંડલીકત્વ, રાજ્યત્વ ને શ્રેષ્ઠિત્વને પણ મેળવે છે. તેમ સામાન્ય દેવત્વ પણ પામે છે. પરંતુ શુદ્ધ અંતઃકરણની શ્રધ્ધાનો અભાવ હોવાથી તેમનું શ્રમણપણું દુર્ગ્રહીત-ખોટા કદાગ્રહ યુક્ત અને સત્ય શ્રધ્ધા વિનાનું હોવાથી વખાણવા

યોગ્ય નથી. એમ સુનિતિજ્ઞ—સારા ન્યાયવંત પુરૂષો જણાવે છે. એટલે સારી નીતિને જાણનાર એવા સત્ય પારમાર્થિક વસ્તુનો વિચાર કરનારા તે અશ્રધ્ધાવંત ચારિત્રમાં સત્ય-સારો લાભ દેખી શકતા નથી. અહિંઆં દ્દષ્ટાંત આપે છે:-જેમકે-અન્યાયથી મેળવેલા એટલે ચોરી, જુગાર. જીવહિંસા, વ્યભિચાર, થાપણમોસો—વિશ્વાસથી આપણને રાખવા માટે આપેલી વસ્તુને ઓળવવી—પાછી માલીકને ન આપવી, સ્વામી દ્રોહ, વિશ્વાસઘાત વિગેરે અન્યાયથી હાથ કરેલી ધન, માલમીલ્કત વિગેરે સંપદા કદાપિ વખાણવા યોગ્ય નથી. વિષ મિશ્રિત અન્ન જેમ દુ:ખનું કારણ થાય છે, તેમ અન્યાયથી મેળવેલું ધન રૌદ્રધ્યાનના યોગે નરક તિર્યંચ ગતિની પ્રાપ્તિ થાય તેવા ચીકણા કર્મનો બંધ પણ પાડે છે અને તેવા અશુભ કર્મના ઉદયકાલે કડવો વિપાક ભોગવતા જીવને અત્યંત દુ:ખ થાય છે. તેથી જેમ અન્યાયથી પ્રાપ્ત કરેલી લક્ષ્મી વિદ્વાનોને પ્રશંસવા યોગ્ય નથી, તેવી જ રીતે અભવ્ય, દુર્ભવ્ય, ભવાભિનંદી કે જે સંસારના વિષય ભોગ, યશ, કીર્ત્તિ, સત્તા, ધનાધ્યક્ષ વિગેરેની લાલસાથી જપ, તપ, પૂજા-દાન, વ્રત, આતાપનાદિક કષ્ટોને સહન કરે છે. પરંતુ મોક્ષની અશ્રદ્ધા હોવાથી પાપાનુબંધી પુન્ય વડે નવ ગ્રૈવેયક આદિ સ્થાન કે દેવત્વને પામે છે, તો પણ મોક્ષની પ્રાપ્તિનું જે ઉપાદાન કારણ એટલે બીજ ભૂત સમ્યગ્ દર્શન તેમને પ્રાપ્ત થતું ન હોવાથી કદાપિ નવ ગ્રૈવેયક આદિના ભોગ સુખનો અનુભવ કરીને અહિંઆં ઉત્પન્ન કરેલા જે અશુભ ભાવના દુ:ખજનક વિપાકોને ભોગવવા માટે મહા

મિથ્યાત્વ આદિના યોગે તિર્યંચ યોનિ કે વનસ્પતિ જાતિ વિગેરેમાં ઉત્પન્ન થાય છે, તેમજ નરક યોનિઓમાં પણ ગમન કરે છે. તે કારણે સત્ય વિવેકનો અભાવ હોવાથી ભયંકર પાપમાં નિરંતર પ્રવૃત્તિ કરતો હોવાથી, નરક, નિગોદ, વનસ્પતિ, પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાયુકાય તથા બેઇંદ્રિય, ત્રીંદ્રિય, ચૌરિંદ્રિય, પંચેંદ્રિય તિર્યંચ વિગેરેમાં ઉપજે છે અને ઘણા કાલ સુધી અવ્યવહાર જેવા સંસારની યોનિઓમાં જન્મ મરણ કરે છે. તેનું ખરૂં કારણ જો હોય તો તે એક માત્ર મિથ્યાત્વ આદિ મહા મોહરાજનો જ નિત્ય ઉદય રૂપ વિપાકમય ભોગ વર્તે છે. ૧૪૫

ઉપર જણાવ્યા તે કારણે સમ્યગ્ દર્શનનો અભાવ હોવાથી જો કે જીવન પર્યંત અખંડ દ્રવ્ય સાધુપણું પાલન કરવા છતાં સમ્યક્ત્વ વમનારા મુનિઓ નવ ગ્રૈવેયક આદિ દેવ લોકની યોનિમાં પૌદ્ગલિક સાંસારિક સુખો ભોગવતા છતાં મુક્તિ ઉપર અરૂચિ હોવાથી છેવટે સંસાર ભ્રમણ રૂપ ફલ તેઓને મળે છે. તેમાં પણ એક વિશેષતા એ છે કે મોક્ષ ઉપર જેમને દ્વેષ ન હોય એવું જે નજીક ભાવીપણું એજ મોક્ષની પ્રાપ્તિને નજીક લાવવાનો હેતુ છે. તેને બતાવતાં જણાવે છે.—

**अनेनापि प्रकारेण, द्वेषाभावोऽत्र तत्त्वतः ।**
**हितस्तु यत्तदेतेऽपि, तथा कल्याणभागिनः ॥१४६॥**

**અર્થ:**—આ કારણથી પણ મુક્તિ પ્રત્યે દ્વેષનો જે અભાવ, તેજ મોક્ષ માર્ગની પ્રાપ્તિ માંટે તાત્ત્વિક હેતુ છે.

એમ આત્મા પ્રત્યે જ્યારે જીવાત્માને હિત બુદ્ધિ પ્રગટે છે. ત્યારે કલ્યાણને પામનારો થાય છે. ૧૪૬

**વિવેચન:**—પૂર્વે જણાવ્યું તેમ દ્રવ્યથી સાધુપણું લઇને બાહ્ય ભાવે સમિતિ, ગુપ્તિને પાળે, બેંતાળીશ દોષ-વિનાની ગોચરી લે, તપ કરે, આતાપના પણ લે, તેના પુન્યથી દેવત્વ, ચક્રિત્વ કે વધારેમાં વધારે પુન્યના યોગે નવ ગ્રૈવેયક સુધી જાય. અહિંઆં પણ બાહ્ય ચારિત્રના બલથી લોકમાં પૂજા સત્કાર પણ પામે, દેશનામાં લોકને રાગી બનાવવાની શક્તિ રૂપ લબ્ધિ પણ આવે, તો પણ મુક્તિ ઉપર અરૂચિ કાયમ રહે તો ભવ ભ્રમણજ થાય છે તે કારણે પરમાત્માની જ્ઞાન, દર્શન, ચારિત્રની અપૂર્વ શક્તિ રૂપ લબ્ધિ સાંભળીને તેમના પ્રત્યે પૂજાભક્તિ કરવાની ઈચ્છા થાય, તેમના ઉપદેશેલા શાસ્ત્રોને સાંભળવાની ઇચ્છા થાય, તેમનાં વચન પ્રમાણે આપણા જીવન સુધારવાની તીવ્ર વાંછા થાય, તે મુક્તિનો ઉપાય છે. એટલુંજ નહિ પણ બીજી રીતે કોઇ પણ શુભ પ્રવૃત્તિ ન કરતો હોય, છતાં પણ મોક્ષ એજ જીવને પરમ ધ્યેય છે, એવી શ્રદ્ધા માત્ર હોય, અથવા મોક્ષ પ્રત્યે દ્વેષ માત્રનોજ જો અભાવ હોય, તો પણ દ્રવ્યથી સાધુપણું પરંપરાએ તાત્વિક હિતનું કારણ થાય છે પરંતુ સમ્યક્ત્વ વિનાનું એકલી બાહ્ય ક્રિયા રૂપ દ્રવ્ય સાધુપણુંજ કલ્યાણનું કારણ નથીજ થતું. તે કારણથી કર્મના દોષથી ઉંચ કોટિનું સાધુપણું કદાપિ ન પ્રાપ્ત થયેલું હોય, તેવા દ્રવ્યશ્રામણ્ય—દ્રવ્યથી બાહ્ય સાધુતાવાલા જીવાત્માઓ મોક્ષપદ એટલે નિર્વાણમય મુક્તિની અનન્ય શ્રદ્ધાવાલા કે મુક્તિ

કાર્યો કરે. તપ, જપ વિગેરે સદ્ ધર્મની થોડી વા ઘણી ચેષ્ટા કરે તો પણ મિથ્યાત્વ, અવિરતિ, કષાય તથા અશુભ મન વચન કાયાના યોગની અશુભ પ્રવૃત્તિ ચાલતી હોવાથી, અજ્ઞાન મોહમાં બુડેલા જીવોને બાહ્ય ધર્મના કારણથી અનંત ગુણા વધારે પાપ રૂપ અપરાધ હોવાથી અવશ્ય ભવિષ્યમાં દુઃખ–દુર્ગતિનો ભોક્તા થવાનો જ છે. તેથી તેની થોડી સારી ક્રિયા વખાણને પાત્ર નથી. અહિં એક દૃષ્ટાંત કહેતાં જણાવે છે કે–જેને પૂજ્ય ગુરૂ માનીને સેવા કરવા યોગ્ય ગણ્યા છે, તેવા ભૌતિક ગુરૂને હણવા માટે ભીલ રાજા તૈયાર થઈને ઘાતકોને જણાવે છે કે ગુરૂ પૂજ્ય હોવાથી તેમના પગનો સ્પર્શ ન કરશો તથા તે પાદને હણશો નહિ, તે પાદ પૂજવા યોગ્ય છે. તેથી હણવાની બુદ્ધિથી સ્પર્શ કરતાં મહા પાપ લાગે છે. તેની કથા આ પ્રમાણે છેઃ—

કોઇ એક અટવીમાં અનેક ભીલોએ એક નગર વસાવ્યું છે. તેમાં એકને મુખ્ય ગણી રાજાનું સ્થાન આપ્યું છે. ત્યાં અનેક ભીલો જતા આવતા લોકોને લુંટવાના, તથા દારૂ, માંસ, વ્યભિચાર વિગેરે પ્રકારના અપકૃત્યો કરતા હતા. એવામાં ત્યાં તપસ્યા કરનારા ફળ, ફુલ, કંદ ઉપર જીવન ચલાવનારા તાપસોનો સમાગમ થયો. તેમનો ઉપદેશ સાંભળી ભજનમાં તેમની સાથે ભાગ લેવા લાગ્યા. તાપસોનો મહંત ઉપદેશમાં દેવતા દેવી વિગેરેની પૂજા, યજ્ઞ કરવા, ગુરૂ બ્રાહ્મણોને દાન દેવું, વિગેરે ઉપદેશ આપતો હતો. તેથી ભીલોના રાજા સર્વ ભીલ સાથે તેમના ભક્ત બન્યા, અને સર્વ તાપસોની મિષ્ટાન્નથી ભક્તિ કરવા લાગ્યા.

તે તાપસોના મહંતને માથે જે મુગટ હતો તેમાં મયૂરના પીંછા હોવાથી ભીલોના રાજાને તેવો મુગટ પહેરવાની ઇચ્છા થઈ, પણ જ્યાં આવા શિકારી લોકોનો વાસ હોય ત્યાં મયૂરો ક્યાથી આવે? તેથી મયૂરોના અભાવે જોઈએ તેટલાં પીંછા ન મલવાથી તાપસોના મહંત પાસે માગણી કરી. પણ મહંતે તેઓની મુગટ આપવાની વાત ન સ્વીકારી, એટલે ભીલોના રાજાએ તેઓને મારીને પણ પીંછા લેવા ભીલોને આજ્ઞા ફરમાવી. પણ એટલું યાદ રાખવાની સમજણ પાડી કે, તે આપણા ગુરૂઓ છે, તેથી તેમના પગને અડકવું નહિ કારણ કે પૂજ્યોના પગને અડવાથી મહા પાપ લાગે છે એવું કહેલું છે. માટે તેમના પગને અડક્યા સિવાય તેમને મારીને પીંછાં લાવવાં. ભીલોએ પણ રાજાના કહ્યા પ્રમાણે ગુરૂના પગને સ્પર્શ્યા સિવાય તેમને મારીને મોર પીંછાં લઇ લીધાં. કથાનો સાર એ છે કે ગુરૂના પગને સ્પર્શ નહિ કરવા રૂપ જે ગુણ છે, તે ગુણ સાચવ્યા છતાં ગુરૂને મારવા રૂપ મોટો દોષ હોવાથી થોડા ગુણની કાંઈ કિંમત નથી. ૧૪૮

એજ વાત જણાવે છેઃ—

**गुर्वादिपूजनान्नेह, तथा गुण उदाहृतः ।**
**मुक्त्यद्वेषाद्यथात्यन्तं, महापायनिवृत्तितः ॥१४९॥**

અર્થ—અહીંઆં બુદ્ધિશાળીઓએ પૂર્વ સેવામાં ગુરૂ વગેરેનાં પૂજનથી તેટલો ગુણ કહ્યો નથી જેટલો મહા અનર્થભૂત સંસાર વ્યાપારની નિવૃત્તિ રૂપ મુક્તિના અદ્વેષમાં કહ્યો છે ૧૪૯

પ્રત્યે દ્વેષભાવ વિનાના જે આત્મા હોય, તેજ પરંપરાએ પૂર્ણ સત્ય શ્રદ્ધાવંત ચારિત્રવંત બનીને ભવિષ્યમાં સર્વોત્કૃષ્ટ કલ્યાણ એટલે તાત્વિક સુખને પામનારા થાય છે, અને નવ-ગ્રૈવેયક અને અનુત્તર દેવત્વને પણ પ્રાપ્ત કરે છે, અને મોક્ષના હેતુભૂત સમ્યગ્ દર્શન, જ્ઞાન ને ચારિત્ર પણ પામે છે. તેથી તેજ જીવ મોક્ષમાર્ગને પામવામાં ઉપયોગી અધ્યાત્મ-યોગને પામે છે. ૧૪૬

તે પૂર્વ સેવાદિકની વાત કરી છે, તેનો અધિકાર જણાવતાં કહે છે કે:—

**येषामेवं न मुक्त्यादौ, द्वेषो गुर्वादिपूजनम् ।**
**त एव चारु कुर्वन्ति, नान्ये तद्‌गुरुदोषतः ॥ १४७॥**

અર્થ:—જે લોકોને મુક્તિ આદિમાં દ્વેષ ન હોય અને દેવ ગુરૂ ધર્મની પૂજાભક્તિની આરાધના હોય, તેજ લોકો પોતાનું સારૂં કલ્યાણમય કાર્ય કરે છે, પણ તેથી અન્ય મોટા દોષવાલા કલ્યાણ માર્ગને પામી શકતા નથી. ૧૪૭

વિવેચન:—જે ભવ્યાત્માઓ છે, તેઓ જ્યારે છેલ્લા પુદ્‌ગલ પરાવર્તનમાં આવી ગયા હોય, તે કરતાં વધારે ભમવાનું કારણ ન રહેલું હોય, તેમજ મુક્તિ તથા તેના કારણ રૂપ સમ્યગ્ દર્શન જ્ઞાન ચારિત્ર રૂપ જે યોગ મોક્ષની પ્રાપ્તિનો માર્ગ છે, તેની ઉપર ઇર્ષ્યા ન કરનારા હોય, તેમજ તે માર્ગમાં પ્રવૃત્તિ કરનારા અરિહંત પરમાત્મા, ગણધર, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા, સમ્યગ્ દર્શનથી યુક્ત, ભદ્રપરિણામવાલા મનુષ્યો આદિ પ્રત્યે દ્વેષ

અર્થાત્ મત્સર જો ન હોય, અર્થાત્ તેવા આત્માના ગુણો અને ગુણવંત પુરૂષો ઉપર દ્વેષ કે તિરસ્કાર ન હોય, તેમજ દેવ ગુરૂની સેવા ભક્તિ હોય, ધર્મની યથાશક્તિ આરાધના હોય, તે જ પૂર્વ સેવા યોગ કહેવાય છે. એવાં દેવ ગુરૂ તથા સાધર્મિકની ભક્તિ વિગેરે ક્રિયા રૂપ પૂર્વ સેવા નામનો યોગ જાણવો. તેઓમાં મુક્તિ પ્રત્યે જે અદ્વેષ એટલે રાગ-પ્રેમ હોય તેવા ગુણ યુક્ત મનુષ્ય મોક્ષ માટે યથાયોગ્ય ગણાય છે. અને અપ્રમાદી ભાવે જ્ઞાન, દર્શન, ચારિત્ર યોગમાં વિધિ પૂર્વક પ્રવૃત્તિ કરે છે. પણ તેથી અન્ય એટલે મુક્તિ પ્રત્યે જેમને અનાદર છે, તે આત્મા બાહ્યથી ગમે તેટલી ક્રિયા કરે તો પણ મુકિતમાં અનાદર રૂપ દ્વેષ હોવાથી, ભયંકર દોષ યુકત હોવાના કારણે સંસારમાં ભ્રમણ કરનારો થાય છે. ૧૪૭

એ વાતને પ્રગટ કરતાં જણાવે છે:—

सच्चेष्टितमपि स्तोकं, गुरुदोषवतो न तत् ।
भौतहन्तुर्यथाऽन्यत्र, पादस्पर्शनिषेधनम् ॥१४८॥

અર્થ:—મોટા દોષવંતો કદાપિ થોડું સારૂં કામ કરતા હોય, તો પણ ભૌત નામના ગુરૂની હિંસા કરવા તૈયાર થયેલા કદાપિ ગુરૂના પગને સ્પર્શ ન કરે, તેની પેઠે નકામું છે. ૧૪૮

વિવેચન:—જીવદયા વા દાન કે માંસ મદિરાના ત્યાગ કરવા રૂપ કોઇ વ્રત લે, બાહ્યથી પૂજા કરે, શ્રાવક શ્રાવિકાઓની ભક્તિ કરે, ઉજમણું કરે, સભ્ય જનોને વખાણવા યોગ્ય

કાર્યો કરે. તપ, જપ વિગેરે સદ્ ધર્મની થોડી વા ઘણી ચેષ્ટા કરે તો પણ મિથ્યાત્વ, અવિરતિ, કષાય તથા અશુભ મન વચન કાયાના યોગની અશુભ પ્રવૃત્તિ ચાલતી હોવાથી, અજ્ઞાન મોહમાં બુડેલા જીવોને બાહ્ય ધર્મના કારણથી અનંત ગુણા વધારે પાપ રૂપ અપરાધ હોવાથી અવશ્ય ભવિષ્યમાં દુઃખ–દુર્ગતિનો ભોક્તા થવાનો જ છે. તેથી તેની થોડી સારી ક્રિયા વખાણને પાત્ર નથી. અહિં એક દૃષ્ટાંત કહેતાં જણાવે છે કે–જેને પૂજ્ય ગુરૂ માનીને સેવા કરવા યોગ્ય ગણ્યા છે, તેવા ભૌતિક ગુરૂને હણવા માટે ભીલ રાજા તૈયાર થઈને ઘાતકોને જણાવે છે કે ગુરૂ પૂજ્ય હોવાથી તેમના પગનો સ્પર્શ ન કરશો તથા તે પાદને હણશો નહિ, તે પાદ પૂજવા યોગ્ય છે. તેથી હણવાની બુદ્ધિથી સ્પર્શ કરતાં મહા પાપ લાગે છે. તેની કથા આ પ્રમાણે છે:—

કોઈ એક અટવીમાં અનેક ભીલોએ એક નગર વસાવ્યું છે. તેમાં એકને મુખ્ય ગણી રાજાનું સ્થાન આપ્યું છે. ત્યાં અનેક ભીલો જતા આવતા લોકોને લુંટવાના, તથા દારૂ, માંસ, વ્યભિચાર વિગેરે પ્રકારના અપકૃત્યો કરતા હતા. એવામાં ત્યાં તપસ્યા કરનારા ફળ, ફુલ, કંદ ઉપર જીવન ચલાવનારા તાપસોનો સમાગમ થયો. તેમનો ઉપદેશ સાંભળી ભજનમાં તેમની સાથે ભાગ લેવા લાગ્યા. તાપસોનો મહંત ઉપદેશમાં દેવતા દેવી વિગેરેની પૂજા, યજ્ઞ કરવા, ગુરૂ બ્રાહ્મણોને દાન દેવું, વિગેરે ઉપદેશ આપતો હતો. તેથી ભીલોના રાજા સર્વ ભીલ સાથે તેમના ભક્ત બન્યા, અને સર્વ તાપસોની મિષ્ટાન્નથી ભક્તિ કરવા લાગ્યા.

તે તાપસોના મહંતને માથે જે મુગટ હતો તેમાં મયૂરના પીંછા હોવાથી ભીલોના રાજાને તેવો મુગટ પહેરવાની ઇચ્છા થઈ, પણ જ્યાં આવા શિકારી લોકોનો વાસ હોય ત્યાં મયૂરો ક્યાથી આવે? તેથી મયૂરોના અભાવે જોઈએ તેટલાં પીંછા ન મલવાથી તાપસોના મહંત પાસે માગણી કરી. પણ મહંતે તેઓની મુગટ આપવાની વાત ન સ્વીકારી, એટલે ભીલોના રાજાએ તેઓને મારીને પણ પીંછા લેવા ભીલોને આજ્ઞા ફરમાવી. પણ એટલું યાદ રાખવાની સમજણ પાડી કે, તે આપણા ગુરૂઓ છે, તેથી તેમના પગને અડ-કવું નહિ કારણ કે પૂજ્યોના પગને અડવાથી મહા પાપ લાગે છે એવું કહેલું છે. માટે તેમના પગને અડક્યા સિવાય તેમને મારીને પીંછાં લાવવાં. ભીલોએ પણ રાજાના કહ્યા પ્રમાણે ગુરૂના પગને સ્પર્શ્યા સિવાય તેમને મારીને મોર પીંછાં લઇ લીધાં. કથાનો સાર એ છે કે ગુરૂના પગને સ્પર્શ નહિ કરવા રૂપ જે ગુણ છે, તે ગુણ સાચવ્યા છતાં ગુરૂને મારવા રૂપ મોટો દોષ હોવાથી થોડા ગુણની કાંઈ કિંમત નથી. ૧૪૮

એજ વાત જણાવે છે:—

**गुर्वादिपूजनान्नेह, तथा गुण उदाहृतः ।**
**मुक्त्यद्वेषाद्यथात्यन्तं, महापायनिवृत्तितः ॥१४९॥**

અર્થ—અહીંઆં બુદ્ધિશાળીઓએ પૂર્વ સેવામાં ગુરૂ વગેરેનાં પૂજનથી તેટલો ગુણ કહ્યો નથી જેટલો મહા અનર્થભૂત સંસાર વ્યાપારની નિવૃત્તિ રૂપ મુક્તિના અદ્વે-ષમાં કહ્યો છે ૧૪૯

વિવેચન:—મુક્તિના દ્વેષીને ગુરૂના પૂજનથી ગુણ કરતાં દોષ વધારે લાગે છે તે હકીકત આગળની ગાથામાં દૃષ્ટાંત દ્વારાએ સમજાવી છે. તેને પૂર્વ સેવામાં સમજાવતાં કહે છે કે-મોટા અપરાધ રૂપ મુક્તિના દ્વેષમાં ગુરૂ આદિકના પૂજન રૂપ પૂર્વ સેવા ગુણને બદલે દોષને માટે વધારે થાય છે. કારણ કે બુદ્ધિશાળી પૂર્વાચાર્યોએ કહ્યું છે કે મુક્તિનો દ્વેષ એ સંસાર ઉપરનો રાગ જણાવે છે. સંસાર એ મોટો અપાય એટલે અનર્થ છે. તે સંસારનો જેને રાગ હોય તેને ગુરૂ આદિની સેવા ભક્તિ જો કે થોડો લાભ આપે છતાં પણ સંસારનો રાગ તો તેને સંસારમાં જ રાખે છે. તેથી તેના દુઃખનો નાશ થતો નથી. કહેવાનો સાર એ છે કે મુક્તિના અદ્વેષ પૂર્વક કરેલી ગુરૂ આદિકના પૂજન રૂપ પૂર્વ સેવા જ જીવને મોટા લાભને માટે થાય છે. કારણ કે તે સેવામાં મુક્તિનો અદ્વેષ હોવાથી મહા અનર્થ ભૂત સંસારની નિવૃત્તિ રહેલી છે. ૧૪૯

**भवाभिष्वंगभावेन, तथाऽनाभोगयोगतः ।**
**साध्वनुष्ठानमेवाहु–र्नैतान् भेदान् विपश्चितः ॥१५०॥**

**અર્થ:**—વિદ્વાનો ભવાભિષ્વંગ એટલે સંસારની આસક્તિ હોવાથી તેમજ અનાભોગના યોગથી કરાતાં આ ત્રણ ભેદવાળા અનુષ્ઠાનોને સદનુષ્ઠાન કહેતાં જ નથી ૧૫૦

**વિવેચન:**—અચરમ પુદ્ગલ પરાવર્તનમાં રહેલા તે જીવોનાં આગળ કહેવાતા વિષાદિ ભેદવાળા અનુષ્ઠાન વિશેષોને વિદ્વાન માણસો સદનુષ્ઠાન કહેતાં જ નથી. કારણ કે

તેમનાં અનુષ્ઠાનો ભવાભિષ્વંગ ભાવથી કરાય છે, એટલે એ જીવો જે અનુષ્ઠાનો કરે છે તેમાં તેઓનો આશય કીર્તિ તેમજ ઐશ્વર્યાદિ મેળવવાનો હોવાથી તે તેમના સંસારની વૃદ્ધિમાં કારણભૂત થાય છે મુક્તિ પ્રત્યે દ્વેષ હોવાથી તે અનુષ્ઠાનો તેમને કર્મની નિર્જરા માટે થતા નથી. આજ કારણથી તેમના અનુષ્ઠાનોને અનાભોગ યોગવાળાં કહ્યાં છે. મનના ઉપયોગ પૂર્વક કરાય તે આભોગ કહેવાય. પરંતુ જેમને મનનો અભાવ છે તેવા સંમૂર્છિમ જીવોની પ્રવૃત્તિ અનાભોગ યોગવાળી ગણાય છે. અને તેવી અનાભોગ પ્રવૃત્તિથી કર્મ નિર્જરા ઘણી જ ઓછી થાય છે. માટે મુક્તિના અદ્વેષપૂર્વક આભોગ યોગ પૂર્વક કરાતાં અનુષ્ઠાનો જ ગુણવાળાં જાણવાં. ૧૫૦

આ જ અર્થની ભાવના કરતાં જણાવે છે:—

**इहामुत्र फलापेक्षा, भवाभिष्वङ्ग उच्यते।**
**तथाऽनध्यवसायस्तु, स्यादनाभोग इत्यपि ॥१५१॥**

**અર્થ:**—અહીં તેમજ પરલોકમાં ફલની અપેક્ષાને ભવાભિષ્વંગ કહેવાય છે. તથા જે અનધ્યવસાય તેને જ અનાભોગ કહેવાય છે. ૧૫૧

**વિવેચન:**—આ લોકમાં મારી આ ધર્મ ક્રિયાથી મને કીર્તિ મળો અથવા ધન ધાન્યાદિ ઐશ્વર્યની પ્રાપ્તિ થાઓ. તેમજ અમુત્ર એટલે પરલોકમાં મને દેવતાની ઋદ્ધિ વગેરે મળો એવા પ્રકારની ઇચ્છા પૂર્વક કરાતાં અનુષ્ઠાનોને ભવાભિષ્વંગ કહેવાય છે. એટલે આવા પ્રકારની ઇચ્છા-

વાળા અનુષ્ઠાનો તે જીવની ભવમાં આસક્તિ અથવા રાગ જણાવે છે. તેથી તે જીવની ગુરૂ પૂજાદિ જે પૂર્વ સેવા તે તેના ભવને વધારનારી જ થાય છે. તેથી વિદ્વાન જનોએ તેને ભવાભિષ્વંગ એવું નામ આપ્યું છે. વળી તે કરાતી ક્રિયામાં ઉચિત અધ્યવસાયનો જે અભાવ તેને અનાભોગ કહેવાય છે. સંમૂર્છિમ જીવોને મન હોતું નથી તેથી તેમની ક્રિયાને અનાભોગ ક્રિયા કહેલી છે, તેવી રીતે આ સંજ્ઞી જીવને મન છે છતાં તેમાં ઉચિત અધ્યવસાય નહિ હોવાથી બુદ્ધિમાન પુરૂષોએ મનવાળા હોવા છતાં પણ તે જીવોની ક્રિયાને અનાભોગ ક્રિયા કહી છે. અથવા તેને અનાભોગ દ્રવ્યાનુષ્ઠાન કહેવાય છે આ કારણથી આવા અનુષ્ઠાન પંડિત જનોને વખાણવા લાયક નથી. ૧૫૧

આવા વિષ ગરલ અનુષ્ઠાનથી શું લાભ થાય ?

**एतद्युक्तमनुष्ठान-मन्यावर्तेषु तद् ध्रुवम् ।**
**चरमे त्वन्यथा ज्ञेयं, सहजाल्पमलत्वतः ॥१५२॥**

અર્થ:—પૂર્વ શ્લોકમાં જેવા અનુષ્ઠાનો જણાવ્યા છે તેવા છેલ્લા પુદ્ગલ પરાવર્તનમાં નથી હોતા, પણ તે પહેલાંના અન્ય પુદ્ગલ પરાવર્તનમાં તેવા અવશ્ય હોય જ છે. છેલ્લા પુદ્ગલ પરાવર્તનમાં તો ઉપર જણાવ્યા તેવા વિષાદિ અનુષ્ઠાનોનો પ્રાયઃ અભાવ હોય છે. કારણ કે તે વખતે સ્વાભાવિક રીતે કર્મ મેલનું અલ્પપણું હોય છે. ૧૫૨

વિવેચન:—એ પ્રમાણે ભવાભિષ્વંગ તથા અનાભોગ રૂપ આત્મ સ્વભાવો છે. તેમાં થતા અનુષ્ઠાનોમાં ભવાભિ-

ષ્વંગ એટલે સંસારમાં દેવત્વ, ચક્રિત્વ, વાસુદેવત્વ, રાજ્યત્વ, મહર્દ્ધિત્વ વિગેરે વિષય ભોગની લાલસાને પુષ્ટિ આપતી ભાવનાને મનમાં રાખીને, દેવપૂજા, ગુરૂભક્તિ, સાધર્મિક વાત્સલ્ય, વ્રત, પચ્ચખ્ખાણુ, તપ, જપ વિગેરે કરાય છે, તો પણ પુદ્દગલ ભોગની અત્યંત તીવ્ર ઈચ્છાવાલા હોવાથી અચરમાવર્ત એટલે છેલ્લા સિવાયના અનેક પુદ્દગલ પરાવર્તનમાં રહેનારો ભવાભિષ્વંગ એટલે સંસારમાં લાંબા કાલ કાયમ રહેવાના આગ્રહની ભાવનાવાલો જાણુવો. મોક્ષ ઉપર તથા તેના અનુષ્ઠાનો ઉપર અંતરથી અરૂચિમય, તિરસ્કાર રૂપ દ્વેષવાલો અવશ્ય રહે છે. પરંતુ છેલ્લા પુદ્દગલ પરાવર્તનમાં કર્મ બંધનની જે ચોગ્યતા છે તેમાં ફેરફાર થાય છે અને પારમાર્થિક ભાવની ચોગ્યતા પ્રગટે છે. તેથી શાસ્ત્રમાં જે સ્વરૂપ મોક્ષનું કહ્યું છે તેમાં જેઓને પૂર્વે કહેલા સ્વરૂપથી બીજી રીતે અન્ય પ્રકારે વિષ ગરલ અધ્યવસાય ભાવ વિના તેમજ અરૂચિ કે દ્વેષ વિના પ્રેમ શ્રદ્ધાથી યુક્ત મોક્ષમાં શ્રદ્ધા થાય છે તેથી, દેવપૂજા, ગુરૂ ભક્તિ, દાન વિગેરે ધર્મના અનુષ્ઠાનો શક્તિ અનુસારે શ્રદ્ધા પૂર્વક કરે છે. એવી શ્રદ્ધા પૂર્વકની પ્રવૃત્તિ છેલ્લા પુદ્દગલ પરાવર્તનમાં જ થાય છે, તેમ જાણુવું. કારણુ કે છેલ્લા પુદ્દગલ પરાવર્તનમાં એટલે નજીક મોક્ષવાલા જીવને સહજ ભાવે અલ્પ મલત્વ એટલે સ્વાભાવિક રીતે કર્મ બાંધવાની ચોગ્યતાવાલા જે અશુદ્ધ પરિણામો છે, તેની કાંઈક અંશે શુદ્ધતા હોવાથી તેઓનું અલ્પ સંસારીત્વ જાણુવું. અને તેથી જ તે જીવને અધ્યાત્મ આદિ ચોગની પ્રાપ્તિ થવા ચોગ્ય આત્માની સ્વભાવતા પ્રગટે છે. ૧૫૨

તેથી શું લાભ થાય તે જણાવે છે:—

**एकमेव ह्यनुष्ठानं, कर्तृभेदेन भिद्यते ।**
**सरुजेतरभेदेन, भोजनादि गतं यथा ॥१५३॥**

અર્થ:—એક જ રીતે કરતા અનુષ્ઠાનો વ્યક્તિઓમાં બાહ્યથી સરખા જ દેખાય છે, તો પણ કર્તાના અધ્યવસાયના ભેદથી જુદા જુદા ફલ આપનારા થાય છે. જેમકે એક જ પ્રકારના મિષ્ટાન્નો હોવા છતાં રોગીને દુ:ખકર થાય, અને નિરોગીને શરીરની પુષ્ટિ કરનારા થાય છે. ૧૫૩

વિવેચન:—એક જ પ્રકારના દેવ પૂજા, ગુરૂ ભક્તિ, સાધર્મિક વાત્સલ્ય, વ્રત, પચ્ચખ્ખાણ, તપ, જપ, આતાપનાદિ ક્રિયા અનુષ્ઠાનો જણાતા હોય છે. તો પણ કર્તાની અધ્યવસાયની ભિન્નતા (ક્રિયા અનુષ્ઠાન કરનારના જુદા જુદા અભિપ્રાયો) હોય છે, એટલે કર્તાના ભેદથી અધ્યવસાય રૂપ પરિણામની ભિન્નતા થાય છે. તેથી અથવા છેલ્લા પુદ્ગલ પરાવર્તનમાં હોય ત્યારે, અને તે પહેલાં અનેક પુદ્ગલ પરાવર્તનમાં હોય ત્યારે તે જ આત્મામાં યોગ્યતાની ભિન્નતા થવાથી પરિણામની ભિન્નતા થાય છે. તેમજ કારક એટલે ક્રિયામાં જોડાયેલા જીવો જુદા જુદા હોવાથી ક્રિયામાં પણ ભેદ વિશેષ રૂપ ગણાય છે. અત્ર દૃષ્ટાંત કહે છે. જેમકે ભોજન એટલે અસન, પાણ, મિષ્ટાન્નમાં પુષ્ટિ, તુષ્ટિ આપવાની સમાન શક્તિ હોવા છતાં પણ તે અસન રોગીને રોગની વૃદ્ધિનો હેતુ થાય છે અને આરોગ્ય શરીર વાળાને શક્તિ–વીર્યની વૃધ્ધિ કરનારા થાય છે. તેથી બલની

પણ વૃદ્ધિ થાય છે, તેમ સમાન જણાતાં અનુષ્ઠાનોમાં પણ જાણવું. ૧૫૩

એને સિદ્ધ કરતાં જણાવે છે:—

इत्थं चैतद्यतः प्रोक्तं, सामान्येनैव पञ्चधा ।
विषादिकमनुष्ठानं, विचारेऽत्रैव योगिभिः ॥१५४॥

અર્થ:—આમ સામાન્ય રીતે સર્વ અનુષ્ઠાનો પાંચ પ્રકારના જણાવ્યા છે. તેના વિચારમાં વિષ આદિ પાંચ પ્રકારના ભેદ પૂર્વ સેવા આદિના થાય છે એમ યોગીઓ કહે છે. ૧૫૪

વિવેચન:—એ પ્રકારે પૂર્વે જે ભાવના કહી છે, તે પ્રમાણે સામાન્ય રીતે જિનવર–ગુરૂવર–વિગેરેની સેવા–પૂજા કરે, તેમજ વ્રત, પચ્ચખાણ કરે, સદાચાર પાલે, એ સર્વ સદ્ અનુષ્ઠાનો કરાય છે. તેના જીવ વિશેષના અધ્યવસાય અનુસારે વિષ આદિ પાંચ પ્રકારો સામાન્ય ભાવે પાડેલા છે. તે અનુષ્ઠાનો જીવનું છેલ્લા આવર્તમાં આવવાપણું કે ચરમાવર્તમાં નહિ આવવાપણું જણાવતા હોવાથી, તેને લગતું સ્વરૂપ સમજવાનું જરૂરી છે. તેથી વિષ, ગરલ, અનનુષ્ઠાન, તદ્હેતુ ને અમૃત એમ પાંચ પ્રકારના અનુષ્ઠાનોની વિચારણા આ યોગશાસ્ત્ર, યોગબિંદુ ગ્રંથમાં કહી છે. તેમજ સાંખ્ય યોગ વિગેરેના મત પ્રમાણે પતંજલિ વિગેરેએ જણાવ્યું છે. તે અનુષ્ઠાનોનું સ્વરૂપ હવે આગળ કહીએ છીએ ૧૫૪

તેમાં પ્રથમ તે વિષાદિ અનુષ્ઠાનોનાં નામ જણાવે છે:—

विषं गरोऽननुष्ठानं, तद्धेतुरमृतं परम् ।
गुर्वादिपूजानुष्ठान–मपेक्षादिविधानतः ॥१५५॥

**અર્થ:**—વિષ, ગરલ, અનનુષ્ઠાન, તદ્ધેતુ ને અમૃત એ પાંચ પ્રકારના અનુષ્ઠાનોના ભેદ દેવપૂજા, ગુરૂ ભક્તિ આદિ ક્રિયાના અધ્યવસાયની અપેક્ષાએ ગણાવ્યા છે. ૧૫૫

**વિવેચન:**—વિષ વ્યવહારની અપેક્ષાથી બે પ્રકારના છે. એક બાહ્ય–દ્રવ્ય વિષ, બીજું અભ્યંતર અધ્યવસાય રૂપ વિષ. તેમાં દ્રવ્ય વિષ વચ્છનાગ, સોમલ, અફીણ, મોરથુથુ હરતાલ વિગેરે સ્થાવર વિષો જાણવાં. તેમજ સર્પ, વિચ્છુ, ગરોલી, અજગર, વનીચર વિગેરેનાં જંગમ વિષો છે, તે પણ દ્રવ્ય વિષ જાણવાં. તે દ્રવ્ય વિષ એક ભવમાં મરણનું કારણ થાય છે. ત્યારે દુષ્ટ ભાવથી જે ક્રિયાનુષ્ઠાન કરાય છે, એટલે લોકમાં ધાર્મિક કહેવરાવવાની, ધનવાન થવાની, શેઠ કે રાજા થવાની ઇચ્છાથી જે તપ, જપ વિગેરે અનુષ્ઠાન કરે તે પણ વિષ રૂપ છે. એટલે તે ક્રિયા–અનુષ્ઠાન અનેક જન્મ મરણનો હેતુ થતા હોવાથી ભાવ વિષ રૂપ અનુષ્ઠાન જાણવું. ગર–ભોજન આદિમાં ભેળવેલું વિષ મિશ્ર ભાવે થતું હોવાથી તેને લોક "ગર" કહે છે. એવું વિષ પણ મરણનો હેતુ થાય છે. તેમજ થોડી શ્રદ્ધા યુક્ત ધર્મ ક્રિયા થાય છે, તેમાં પરભવમાં દેવત્વ, ચક્રિત્વ, ઈન્દ્રત્વ વિગેરે પુદ્ગલ ભોગની ઇચ્છા થતી હોવાથી ભાવ ગર અનુષ્ઠાન કહેવાય છે. ત્રીજું અનનુષ્ઠાન એટલે પૂજાદિ ક્રિયા કરતાં સમુચ્છિમ ભાવે કોઇ પણ વિવેક, વિનય, વિચાર વિના, લોકની દેખાદેખીથી કરતાં છતાં શુભ વા અશુભ ભાવ વિનાજ કરાય તેનાથી લાભનો અભાવ જ છે. તે ક્રિયાને અનુષ્ઠાનાભાસ કહેવાય છે.

ચોથું તદ્‌હેતુ અનુષ્ઠાન એટલે મોક્ષની પ્રાપ્તિને ધ્યાનમાં રાખીને જે તપ, જપ, દાન, પૂજા, ભક્તિ, જ્ઞાન, ધ્યાન વિગેરે કરતાં અભ્યાસમય અનુષ્ઠાનો જો કે પૂર્ણ શુદ્ધ નથી હોતા, તો પણ સિદ્ધ સ્વરૂપ પ્રાપ્તિની એક જ ભાવના તેમાં હોવાથી પરંપરાએ મોક્ષના હેતુ થાય છે. તેમજ પાંચમું અમૃતાનુષ્ઠાન જેથી સદ્‌ગુરૂની ભક્તિ, દાન વગેરે કરતા, પરમદેવ વીતરાગની પૂજા, સ્તવના, ધ્યાન કરતા એકત્વ ભાવે મોક્ષની વાની સમાન અપૂર્વ આનંદ જેમાં અનુભવાય તે અમૃતાનુષ્ઠાન પરમ શ્રેષ્ટ જાણવું ગુરૂ કે જે પંચ મહાવ્રત ધારી હોય, સર્વ શાસ્ત્રોના પારંગત હોય, સર્વ જીવો પ્રત્યે મૈત્રી આદિ ભાવમય પ્રેમ હોય, વીતરાગ દેવની આજ્ઞાનુસાર જ્ઞાન, દર્શન, ચારિત્રની આરાધના અને ઉપદેશ કરનારા હોય, તેવા ગુરૂઓ જાણવા. અઢાર દોષ વિનાના, અને ચાર ઘાતી કર્મનો ક્ષય કરી કેવળ જ્ઞાન કેવળ દર્શનને ધરનારા, ચોસઠ ઈંદ્રાદિક દેવોથી સદા પૂજાતા, અરિહંત દેવ એ દેવ કહેવાય આવા-દેવ ગુરૂની પૂજા, ભક્તિ, સ્તવના કરવામાં આ લોક પરલોકના બાહ્ય સુખની ઇચ્છા હોય તેવા અનુષ્ઠાનો તે મોક્ષની પ્રાપ્તિમાં વિઘ્નરૂપ જ છે, તે માટે ત્યાગ કરવા યોગ્ય છે અને મોક્ષની એક ઇચ્છાથી કરવા યોગ્ય તેમ આરાધવા યોગ્ય હોવાથી ઉપાદેય એવા વિશેષ ભાવે ભેદ પાડેલા છે. ૧૫૫

તે અનુષ્ઠાનની વ્યાખ્યા કરતાં જણાવે છેઃ—

**विषं लब्ध्याद्यपेक्षात, इदं सच्चित्तमारणात् ।**
**महतोऽल्पार्थनाज्ज्ञेयं, लघुत्वापादनात्तथा ॥१५६॥**

કારણ થાય, તેવા મિશ્રિત વિષને દ્રવ્ય ગર કહેવાય છે. તેમ ભવાંતરમાં આત્મ ભાન ભુલાવનારા અનુષ્ઠાનોને યોગીઓ ગર અનુષ્ઠાન કહે છે, તે યોગ્ય જ છે. આ કારણથી વિષાનુષ્ઠાન તથા ગરાનુષ્ઠાન સંસારની પરંપરાના હેતુ હોવાથી ત્યાગ કરવા યોગ્ય છે. જેને યથાર્થ સમ્યગ્ દર્શન નથી થયું, જે દીર્ઘ સંસારમાં રહેનારા હોય તેવા ભવાભિનંદીને વિષ તથા ગર અનુષ્ઠાનોનો નિત્ય સંભવ છે. પ્રાયઃ નજીકમાં એક, બે કે ત્રણ ભવમાં મોક્ષ ગમન કરનારાને પ્રાયઃ વિષ કે ગર અનુષ્ઠાનનો સંભવ નથી ૧૫૭

બીજા ગર અનુષ્ઠાનની વાત કહ્યા પછી હવે ત્રીજા અનનુષ્ઠાનનું સ્વરૂપ કહેવાય છે:—

**अनाभोगवतश्चैत–दननुष्ठानमुच्यते ।**
**सम्प्रमुग्धं मनोऽस्येति, ततश्चैतद् यथोदितम् ॥१५८॥**

અર્થ:—જેનું મન સંપ્રમુગ્ધ એટલે અનિશ્ચિત અવસ્થાવાળું છે, તેથી તે વસ્તુતત્ત્વનો નિશ્ચય કરી શકતા નથી. તેમ છતાં ઉપયોગ વિના જે ક્રિયા અનુષ્ઠાન કરાય છે તે અનનુષ્ઠાન કહેવાય છે. કારણ કે આભોગ એટલે મનનો ઉપયોગ નથી. ૧૫૮

વિવેચન:—અનાભોગ એટલે શુભ વા શુદ્ધ ભાવનાના ઉપયોગ વિનાના અર્થાત્ આ લોક સંબંધી કે પરલોક સંબંધી વિચાર કરવાની શક્તિ વિનાના સમુચ્છૅન જીવની પેઠે પ્રવૃત્તિ કરનારા, એક પણ પ્રકારના વિચારથી રહિત એવા પુરૂષો ગુરૂદેવની પૂજા, ભક્તિ, જપ, તપ, સ્વાધ્યાય

કરે છે, તે તેવા પ્રકારના લોક સમુહથી, દેખાદેખીથી, ગાડરીયા પ્રવાહની જેમ ક્રિયા–અનુષ્ઠાન કરે છે, પરંતુ શુધ્ધ અધ્યવસાય ન હોવાથી, ક્રિયામાં ઉપયોગ નહિ રખાતો હોવાથી, તે ક્રિયાને અનાભોગ અનુષ્ઠાન કહેવાય છે. આત્માના ઉપયોગ રહિત કરાય છે, તેથી તેને અનનુષ્ઠાન કહેવાય છે. વાસ્તવિક રીતે ઉપયોગ વિનાનું હોવાથી તે અનુષ્ઠાન જ નથી. કારણ કે સંપ્રમુગ્ધ એટલે સર્વ પ્રકાર વડે અત્યંત મુચ્છીમાં પડેલા જીવો જેમ હણાય છે, એટલે ઘેરાય છે તેથી હું કોણ અને કયાં છું તેનો વિચાર કે નિશ્ચય કરી શકતા નથી. તેમ મોહના તેવા પ્રકારના ઉદયથી જીવાત્મા હું કોણ છું? મારૂં શું છે? મારે કયું કામ કયારે કરવા યોગ્ય છે? આ કાર્યનું કેવું પરિણામ રૂપ ફલ આવશે? તેનો વિચાર નથી કરતો. એવા અનાભોગ એટલે ઉપયોગના અભાવવાલા હોવાથી, તેમની ધર્મ સંબંધિ જે ક્રિયા–અનુષ્ઠાનો છે તે અનધ્યવસાય રૂપ જાણવા.

કારણ કે તેમાં આત્માને ઉત્તમ લાભ મલતો નથી. તે ઉપર વીરા સાલવીનું દૃષ્ટાંત આ પ્રમાણે જાણવું:—જયારે ભગવાન શ્રી નેમિનાથ પ્રભુ દ્વારકામાં સમોસર્યા, ત્યારે શ્રીમાન્ કૃષ્ણ નરેશ્વરે પરમાત્માને મોટા સમુદાય સાથે ચતુરંગી બલથી યુક્ત, મોટા સરઘસ સાથે આવી પાંચ અભિગમ સાચવીને વંદન કર્યું. તેમની સાથે કુતુહલ બુધ્ધિ યુકત આવેલા વીરા નામના વણકરે પણ કૃષ્ણની દેખાદેખીથી વંદનની ચેષ્ટા કરી. પરમાત્માનો ઉપદેશ સાંભળતાં વચમાં કૃષ્ણે પ્રશ્ન કર્યો કે દેવ ગુરૂના વંદનથી કેવો

અર્થ:—કીર્તિ વગેરે મેળવવાની ઇચ્છાથી થતું આ અનુષ્ઠાન આત્માના શુદ્ધ પરિણામનો નાશ કરતું હોવાથી વિષ કહેવાય છે, વળી મોટા અનુષ્ઠાનનો અલ્પ લાભ થાય છે તેમજ આત્માની લઘુતા કરે છે માટે તેને વિષ જાણવું. ૧૫૬

વિવેચન:—જેથી લોકમાં પોતાનું માન કીર્તિ વધે, ચમત્કારિક શક્તિ જાગે. ઘણા લોકો આજ્ઞાને અનુસરે, તેવી લબ્ધિઓની પ્રાપ્તિ માટે જે સેવા, પૂજા, ભક્તિ કરાય તે વિષાનુષ્ઠાન કહેવાય છે. તે ભાવ વિષ છે. જેમ વિષ જીવતા માણસના પ્રાણોનો નાશ કરે છે, તેમ આ ભાવ રૂપ વિષાનુષ્ઠાન આત્માના પરમ શુદ્ધ અંતઃકરણને મલીન કરે છે. તેથી તે આત્માને અનંત જન્મ મરણનું કારણ થાય છે, જે જપ, તપ, વ્રત, પચ્ચખાણથી આત્માને શુભ પરિણામ યોગે મ્હોટો લાભ થવાનો હતો, તે બાહ્ય સુખ, કીર્ત્તિ, લોક પૂજાદિ રૂપ અત્યંત તુચ્છ એટલે હલકો લાભ મેળવવા માટે ઇચ્છા કરવાથી આત્મ ગુણની પણ લઘુતા પ્રાપ્ત કરે છે. તેથી તે અનુષ્ઠાન વિષ રૂપે ગણાય છે. ૧૫૬

**दिव्यभोगाभिलाषेण, गरमाहुर्मनीषिणः ।**
**एतद् विहितनीत्यैव, कालान्तरनिपातनात् ॥१५७॥**

અર્થ:—દેવ સંબંધિ ભોગોની અભિલાષાથી જે ધર્માનુષ્ઠાન કરાય છે, તે કાલાંતરે આત્માને દુઃખના તથા અધઃપતનના કારણ થતા હોવાથી તેને પંડિતો ગરાનુષ્ઠાન કહે છે. ૧૫૭

વિવેચનઃ—દેવતાના સુંદર ભોગ અને દેવાંગનાના રૂપ, ગૌરવ, સૌભાગ્ય વગેરે જોઈને સ્વર્ગમાં મારો જન્મ થાય, ઇંદ્રાણી વિગેરે દિવ્ય રૂપવાળી દેવીઓ મારી અંગના થાય, અનેક દેવ દેવીઓ અને સ્વર્ગનો હું માલીક થાઉં, એવી ચિત્તની અભિલાષાથી સમ્યક્ત્વ દર્શન પૂર્વક પાંચ મહાવ્રત ધરે, અથવા શ્રાવક વ્રત લઈને પાળે, દાન દે, તપ કરે, સર્વ જીવ પ્રત્યે દયા ઉપકાર કરે, અહિંના ભોગ ઉપર સંયમ રાખે, તેની અભિલાષા ન કરે, તેને યોગ તત્વના અભ્યાસી ડાહ્યા પંડિતો ગરાનુષ્ઠાન કહે છે. વિષ અને ગર બંને મારનારા હોવાથી એમાં શો તફાવત છે? એવી શંકા થાય તેથી જણાવે છે કે આ ભાવ વિષ આ લોકના ભોગની વિષયોની રૂચિ રૂપ અત્યંત મોહની આસક્તિ વાલા હોવાથી, તથા પરભવ એટલે દેવ, નારક, તિર્યંચ રૂપ અન્ય ગતિના અસ્તિત્વમાં શ્રદ્ધાનો અભાવ ઉપજાવતા હોવાથી (આ લોક મીઠા પરલોક કોણે દીઠા) ધર્માનુષ્ઠાનના ફલમાં અશ્રદ્ધા ઉપજાવે છે. તેથી તુરત મારનાર વિષની જેમ આ અત્યંત ભયંકર ભાવ વિષ ગણાય છે. પરભવમાં શ્રદ્ધા હોવાથી એ મોક્ષમાં શંકા રૂપે હોવાથી પરલોકના સુખ માટે કરાતું અનુષ્ઠાન ગર અનુષ્ઠાન જાણવું. તે કાલાંતરે મરણ પમાડે છે. જેમકે દ્રવ્ય વિષ તે સોમલ, હલાહલ, વચ્છનાગ, મોરથુથુ, સર્પ, ગરોલી વિગેરે જેના પેટમાં જાય, તે થોડા કાલમાં પ્રાણનો ત્યાગ કરે છે. તે એક ભવનું વિનાશનું કારણ હોવાથી દ્રવ્ય વિષ જાણવું. તેમજ દ્રવ્ય ગર ભોજનમાં નંખાયેલા વિષ રૂપ હોવાથી કેટલાક કાળે નાશનું

કારણ થાય, તેવા મિશ્રિત વિષને દ્રવ્ય ગર કહેવાય છે. તેમ ભવાંતરમાં આત્મ ભાન ભુલાવનારા અનુષ્ઠાનોને યોગીઓ ગર અનુષ્ઠાન કહે છે, તે યોગ્ય જ છે. આ કારણથી વિષાનુષ્ઠાન તથા ગરાનુષ્ઠાન સંસારની પરંપરાના હેતુ હોવાથી ત્યાગ કરવા યોગ્ય છે. જેને યથાર્થ સમ્યગ્ દર્શન નથી થયું, જે દીર્ઘ સંસારમાં રહેનારા હોય તેવા ભવાભિનંદીને વિષ તથા ગર અનુષ્ઠાનોનો નિત્ય સંભવ છે. પ્રાયઃ નજીકમાં એક, બે કે ત્રણ ભવમાં મોક્ષ ગમન કરનારાને પ્રાયઃ વિષ કે ગર અનુષ્ઠાનનો સંભવ નથી ૧૫૭

બીજા ગર અનુષ્ઠાનની વાત કહ્યા પછી હવે ત્રીજા અનનુષ્ઠાનનું સ્વરૂપ કહેવાય છે:—

**अनाभोगवतश्चैत–दननुष्ठानमुच्यते ।**
**सम्प्रमुग्धं मनोऽस्येति, ततश्चैतद् यथोदितम् ॥१५८॥**

અર્થ:—જેનું મન સંપ્રમુગ્ધ એટલે અનિશ્ચિત અવસ્થાવાળું છે, તેથી તે વસ્તુતત્ત્વનો નિશ્ચય કરી શકતા નથી. તેમ છતાં ઉપયોગ વિના જે ક્રિયા અનુષ્ઠાન કરાય છે તે અનનુષ્ઠાન કહેવાય છે. કારણ કે આભોગ એટલે મનનો ઉપયોગ નથી. ૧૫૮

વિવેચન:—અનાભોગ એટલે શુભ વા શુદ્ધ ભાવનાના ઉપયોગ વિનાના અર્થાત્ આ લોક સંબંધી કે પરલોક સંબંધી વિચાર કરવાની શક્તિ વિનાના સમુચ્છર્ન જીવની પેઠે પ્રવૃત્તિ કરનારા, એક પણ પ્રકારના વિચારથી રહિત એવા પુરૂષો ગુરૂદેવની પૂજા, ભક્તિ, જપ, તપ, સ્વાધ્યાય

કરે છે, તે તેવા પ્રકારના લોક સમુહથી, દેખાદેખીથી, ગાડરીયા પ્રવાહની જેમ ક્રિયા—અનુષ્ઠાન કરે છે, પરંતુ શુધ્ધ અધ્યવસાય ન હોવાથી, ક્રિયામાં ઉપયોગ નહિ રખાતો હોવાથી, તે ક્રિયાને અનાભોગ અનુષ્ઠાન કહેવાય છે. આત્માના ઉપયોગ રહિત કરાય છે, તેથી તેને અનનુષ્ઠાન કહેવાય છે. વાસ્તવિક રીતે ઉપયોગ વિનાનું હોવાથી તે અનુષ્ઠાન જ નથી. કારણ કે સંપ્રમુગ્ધ એટલે સર્વ પ્રકાર વડે અત્યંત મુચ્છીમાં પડેલા જીવો જેમ હણાય છે, એટલે ઘેરાય છે તેથી હું કોણ અને કયાં છું તેનો વિચાર કે નિશ્ચય કરી શકતા નથી. તેમ મોહના તેવા પ્રકારના ઉદયથી જીવાત્મા હું કોણ છું ? મારૂં શું છે ? મારે કયું કામ કયારે કરવા યોગ્ય છે ? આ કાર્યનું કેવું પરિણામ રૂપ ફલ આવશે ? તેનો વિચાર નથી કરતો. એવા અનાભોગ એટલે ઉપયોગના અભાવવાલા હોવાથી, તેમની ધર્મ સંબંધિ જે ક્રિયા—અનુષ્ઠાનો છે તે અનધ્યવસાય રૂપ જાણવા. કારણ કે તેમાં આત્માને ઉત્તમ લાભ મલતો નથી. તે ઉપર વીરા સાલવીનું દ્દષ્ટાંત આ પ્રમાણે જાણવું:—જ્યારે ભગવાન શ્રી નેમિનાથ પ્રભુ દ્વારકામાં સમોસર્યા, ત્યારે શ્રીમાન્ કૃષ્ણ નરેશ્વરે પરમાત્માને મોટા સમુદાય સાથે ચતુરંગી બલથી યુક્ત, મોટા સરઘસ સાથે આવી પાંચ અભિગમ સાચવીને વંદન કર્યું. તેમની સાથે કુતુહલ બુધ્ધિ યુક્ત આવેલા વીરા નામના વણકરે પણ કૃષ્ણની દેખાદેખીથી વંદનની ચેષ્ટા કરી. પરમાત્માનો ઉપદેશ સાંભળતાં વચમાં કૃષ્ણે પ્રશ્ન કર્યો કે દેવ ગુરૂના વંદનથી કેવો

યથી યુક્ત જે ક્રિયા કરાય, તે ભાવમાં અત્યંત શ્રેષ્ઠ એવા શુદ્ધ શ્રદ્ધારૂપ દેવ ગુરૂ ધર્મ ઉપર આદર પૂર્વકની અત્યંત રૂચિ રૂપ સમ્યક્ત્વ પૂર્વક હોય છે. તેમજ દેવ પૂજા, ગુરૂ ભક્તિ, સામાયિક, પ્રતિક્રમણ વિગેરે અનુષ્ઠાનો આદર શ્રદ્ધા પૂર્વક કરવા. તેમજ શમ, સંવેગ, નિર્વેદ, આસ્તિક્યતા, અનુકંપા એ ભાવના વડે અંતરમાં સંસારની અસારતા ભાવવી, અને મોક્ષની પ્રાપ્તિ માટે યોગ્ય એવા ધર્મ માર્ગને ગ્રહણ કરવાની અત્યંત અભિલાષા કરવી. દેવ પૂજા, ગુરૂ ભક્તિ, સાધુને દાન આપવું, જીવોની દયા, વ્રત પચ્ચખાણ વિગેરે ભાવ પૂર્વક કરવા. દેશ ચારિત્ર વા સર્વ ચારિત્રમાં શુદ્ધ ઉપયોગ પૂર્વક ધ્યાન રાખવું. તેમજ સમાધિમાં એકત્વ ભાવ થતાં જે આનંદ થાય, તેવો શુદ્ધતા પૂર્વક અમૃતાનુષ્ઠાનનો જે ઉપયોગ તે જ જન્મ મરણના ક્ષય રૂપ યોગનો એક જ માત્ર ઉપાય છે. તે કારણે તેવી ભાવનાને અમૃત એવી સંજ્ઞા ( નામ ) આપેલ છે. એમ શ્રી ગૌતમ ઇંદ્રભૂતિ, સુધર્માસ્વામી આદિ મહામુનિઓ કે જેમણે પ્રત્યક્ષ તીર્થંકર દેવ શ્રી મહાવીર પરમાત્માના મુખથી ઉપદેશ સાંભળીને દ્વાદશાંગી એટલે બાર અંગ અને ચૌદ પૂર્વની બે ઘડીમાં રચના કરી છે, તે પરમ આપ્ત ગુરૂવરોએ આપણને જણાવ્યું છે. ૧૬૦

એમ પાંચ અનુષ્ઠાનને પ્રસંગ પામીને જણાવ્યા, હવે ચાલતા પ્રકરણને સમર્થન કરતાં જણાવે છે.—

एवं च कर्तृभेदेन, चरमेऽन्यादृशं स्थितम् ।
पुद्गलानां परावर्त, गुरुदेवादिपूजनम् ॥१६१॥

**અર્થ:**—એવી રીતે અનુષ્ઠાનના કર્તાના કાલાદિ ભેદ વડે છેલ્લા પુદ્‌ગલ પરાવર્તનમાં જીવાત્માને દેવ ગુરૂ આદિની પૂજા પૂર્વ કાલાદિથી અન્ય પ્રકારની થાય છે એમ સિધ્ધ થાય છે. ૧૬૧

**વિવેચન:**—એ પ્રકારે, વિષ, ગર, અનુષ્ઠાન, તધ્ધેતુ, ને અમૃત એ પાંચ ભેદ અનુષ્ટાનના પડે છે. તે અનુષ્ઠાનને કરનારા એવા જીવોના કાલાદિ યોગે દેશ, કાલ, દ્રવ્ય, ભાવ વિગેરે સ્વભાવના યોગે તે અનુષ્ઠાનમાં ભેદ પડે છે. છેલ્લા પુદ્‌ગલ પરાવર્તનમાં રહેલા, અને છેલ્લા સિવાયના અન્ય પુદ્‌ગલ પરાવર્તનમાં રહેલા જીવોમાં તેવી તેવી યોગ્યતા વડે મુક્તિ તથા તેના માર્ગ પ્રત્યે અદ્વેષ વા દ્વેષ રૂપ અધ્ય-વસાયના કારણે દેવ પૂજા, ગુરૂ ભક્તિ, તપ, જપ, ધ્યાનમાં વિલક્ષણ ભેદ થાય છે. તેનું એજ કારણ જાણવું કે અદ્વેષ વડે તધ્ધેતુ અને અમૃત અનુષ્ઠાન થાય, અને દ્વેષથી વિષ, ગર અને અનનુષ્ઠાન થાય છે. તે વાત સર્વ રીતે ન્યાયથી સિધ્ધ થયેલી જાણવી. આથી એમ સમજવું કે છેલ્લા પુદ્‌-ગલ પરાવર્તનમાં રહેલા જીવો કે જે એક ભવ માત્ર કર-નારા હોય અથવા ત્રણ કે પાંચ વા સંખ્યાતા ભવમાં જ જન્મ મરણનો નાશ કરનારા હોય, તેવા જીવાત્માઓને દેવપૂજા, ગુરૂ ભક્તિ, વ્રત, પચ્ચખાણ, તપ, જપ, ધ્યાન, સર્વ ધર્મના અનુષ્ઠાનો મુક્તિ માટે થતા હોવાથી, મુક્તિ રૂપ જ જાણવા. ૧૬૧

એ વાતને સિધ્ધ કરતાં જણાવે છે:—

લાભ થાય ? ત્યારે ભગવાને જણાવ્યું કે, ભાવથી વંદના કરનાર સંસારનો નાશ કરે છે. તેથી તમે આવતી ચોવીશીમાં અમમ નામના બારમા તીર્થપતિ થઈ, અર્હત્ લક્ષ્મીને ભોગવીને મોક્ષના સ્થાનને પામશો. ત્યારે શ્રી કૃષ્ણે પૂછયું કે મારી પેઠે આ વીરા સાલવીએ પણ આપને તથા સર્વ સાધુઓને વંદના કરી છે, તેને પણ તેવો લાભ થશેને ? ત્યારે ભગવાને કહ્યું કે તેને તો માત્ર કાયક્લેશ જ થયો છે. તેમાં તમારા જેવી ભાવનાનું અમૃત નથી આવ્યું. તેથી તેને બીજો લાભ નથી મલી શકયો. કારણ કે ઉપયોગ વિનાની ક્રિયા નિષ્ફળ છે. તેથી એમ જાણવું એવું યોગના વિશારદો કહે છે. ૧૫૮

હવે તદ્ધેતુ અનુષ્ઠાનને જણાવે છે.

**एतद्रागादिदं हेतुः, श्रेष्टो योगविदो विदुः ।**
**सदनुष्ठानभावस्य, शुभभावांशयोगतः ॥१५९॥**

અર્થ:—યોગના જાણકાર, પૂર્વ સેવાદિક ઉપર જે આ રાગ છે તેને યોગનો ઉત્તમ હેતુ છે તેમ જણાવે છે. કારણ કે તેથી યુકત જે ભાવ પૂર્વક સદ્ અનુષ્ઠાન તેમાં શુભ ભાવનો અંશ રહેલો છે. ૧૫૯

વિવેચન:—હવે અનુષ્ઠાનનો ચોથો ભેદ બતાવતાં જણાવે છે કે વીતરાગ અરિહંત દેવ ઉપર ભકિત કરવાનો તથા આચાર્ય, ઉપાધ્યાય, સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા, સંઘ, તપસ્વી, બાલક, ગ્લાન વિગેરેની સેવા ભકિત પૂજા વિગેરે સદ્ અનુષ્ઠાન ઉપર રાગ—અપૂર્વ પ્રેમ, આદર—બહુમાન

થાય છે. તેથી તેવા રાગ યુક્ત ભક્તિ—સેવા કરવી તે, ધર્માનુષ્ઠાનનું પ્રથમ પગથીયું જાણવું. તે માર્ગાનુસારી ભાવવાળું હોવાથી, મોક્ષ માર્ગમાં પ્રથમ ગુણસ્થાનક રૂપ હોવાથી, ( વીતરાગની પૂજા સેવા ભક્તિ વિગેરે ) સફળ છે. કારણ મોક્ષ માર્ગનો તે હેતુ થાય છે તેમ જાણવું. એમ યોગ તત્ત્વના વિશારદો કહે છે. કારણ કે ફલના નિશ્ચય પૂર્વક તાત્ત્વિક ભાવે દેવ પૂજા, ગુરૂ—ભક્તિ, સાધુ સાધ્વી અને સંઘની ભક્તિ, સાધર્મિક વાત્સલ્ય વિગેરે સદ્ અનુષ્ઠાન રૂપ આચારના પરિણામો મુખ્ય ધ્યેયને દૃષ્ટિ સન્મુખ રાખીને કરવાથી મુક્તિ ઉપર અદ્વેષ ( રાગ ) કાંઇક અંશે હોવાથી શુભ ભાવના અંશ રૂપ જાણવું. આ સદ્ અનુષ્ઠાનને પંડિત પુરૂષો તદ્હેતુ અનુષ્ઠાન કહે છે. ૧૫૯

હવે પાંચમા અમૃતાનુષ્ઠાનનું સ્વરૂપ જણાવે છેઃ—

जिनोदितमिति त्वाहु–र्भावसारमदः पुनः ।
संवेगगर्भमत्यन्त–ममृतं मुनिपुङ्गवाः ॥१६०॥

અર્થ:—અત્યંત સંવેગ ભાવવંત જ્ઞાન, દર્શન ચારિત્ર ગુણમાં શ્રેષ્ટતર ભાવથી યુક્ત મોક્ષ માત્રની અભિલાષાવાલા જે મુનિવરો ઉત્તમ ભાવ વડે, સમ્યગ્ ઉપયોગ વડે તપ, જપ, ધ્યાનમય જે અનુષ્ઠાનો કરે છે તે અત્યંત સંવેગ રંગથી ગર્ભિત હોવાથી તેને જિનવરો અમૃતાનુષ્ઠાન જણાવે છે. ૧૬૦

વિવેચન:—ભગવાન વીતરાગ જિનેશ્વરોએ ઉપદેશ આપતાં જણાવ્યું છે કે આગળ કહેવાશે તેવા અધ્યવસા-

યથી યુક્ત જે ક્રિયા કરાય, તે ભાવમાં અત્યંત શ્રેષ્ઠ એવા શુદ્ધ શ્રદ્ધારૂપ દેવ ગુરૂ ધર્મ ઉપર આદર પૂર્વકની અત્યંત રૂચિ રૂપ સમ્યક્ત્વ પૂર્વક હોય છે. તેમજ દેવ પૂજા, ગુરૂ ભક્તિ, સામાયિક, પ્રતિક્રમણ વિગેરે અનુષ્ઠાનો આદર શ્રદ્ધા પૂર્વક કરવા. તેમજ શમ, સંવેગ, નિર્વેદ, આસ્તિકયતા, અનુકંપા એ ભાવના વડે અંતરમાં સંસારની અસારતા ભાવવી, અને મોક્ષની પ્રાપ્તિ માટે યોગ્ય એવા ધર્મ માર્ગને ગ્રહણ કરવાની અત્યંત અભિલાષા કરવી. દેવ પૂજા, ગુરૂ ભક્તિ, સાધુને દાન આપવું, જીવોની દયા, વ્રત પચ્ચખાણ વિગેરે ભાવ પૂર્વક કરવા. દેશ ચારિત્ર વા સર્વ ચારિત્રમાં શુદ્ધ ઉપયોગ પૂર્વક ધ્યાન રાખવું તેમજ સમાધિમાં એકત્વ ભાવ થતાં જે આનંદ થાય, તેવો શુદ્ધતા પૂર્વક અમૃતાનુષ્ઠાનનો જે ઉપયોગ તે જ જન્મ મરણના ક્ષય રૂપ યોગનો એક જ માત્ર ઉપાય છે. તે કારણે તેવી ભાવનાને અમૃત એવી સંજ્ઞા ( નામ ) આપેલ છે. એમ શ્રી ગૌતમ ઇંદ્રભૂતિ, સુધર્માસ્વામી આદિ મહામુનિઓ કે જેમણે પ્રત્યક્ષ તીર્થંકર દેવ શ્રી મહાવીર પરમાત્માના મુખથી ઉપદેશ સાંભળીને દ્વાદશાંગી એટલે બાર અંગ અને ચૌદ પૂર્વની બે ઘડીમાં રચના કરી છે, તે પરમ આપ્ત ગુરૂવરોએ આપણને જણાવ્યું છે. ૧૬૦

એમ પાંચ અનુષ્ઠાનને પ્રસંગ પામીને જણાવ્યા, હવે ચાલતા પ્રકરણને સમર્થન કરતાં જણાવે છે:—

एवं च कर्तृभेदेन, चरमेऽन्यादृशं स्थितम् ।
पुद्गलानां परावर्त्त, गुरुदेवादिपूजनम् ॥१६१॥

**અર્થ:**—એવી રીતે અનુષ્ઠાનના કર્તાના કાલાદિ ભેદ વડે છેલ્લા પુદ્ગલ પરાવર્તનમાં જીવાત્માને દેવ ગુરૂ આદિની પૂજા પૂર્વ કાલાદિથી અન્ય પ્રકારની થાય છે એમ સિધ્ધ થાય છે. ૧૬૧

**વિવેચન:**—એ પ્રકારે, વિષ, ગર, અનુષ્ઠાન, તદ્ધેતુ, ને અમૃત એ પાંચ ભેદ અનુષ્ઠાનના પડે છે. તે અનુષ્ઠાનને કરનારા એવા જીવોના કાલાદિ યોગે દેશ, કાલ, દ્રવ્ય, ભાવ વિગેરે સ્વભાવના યોગે તે અનુષ્ઠાનમાં ભેદ પડે છે. છેલ્લા પુદ્ગલ પરાવર્તનમાં રહેલા, અને છેલ્લા સિવાયના અન્ય પુદ્ગલ પરાવર્તનમાં રહેલા જીવોમાં તેવી તેવી યોગ્યતા વડે મુક્તિ તથા તેના માર્ગ પ્રત્યે અદ્વેષ વા દ્વેષ રૂપ અધ્યવસાયના કારણે દેવ પૂજા, ગુરૂ ભક્તિ, તપ, જપ, ધ્યાનમાં વિલક્ષણ ભેદ થાય છે. તેનું એજ કારણ જાણવું કે અદ્વેષ વડે તદ્ધેતુ અને અમૃત અનુષ્ઠાન થાય, અને દ્વેષથી વિષ, ગર અને અનનુષ્ઠાન થાય છે. તે વાત સર્વ રીતે ન્યાયથી સિધ્ધ થયેલી જાણવી. આથી એમ સમજવું કે છેલ્લા પુદ્ગલ પરાવર્તનમાં રહેલા જીવો કે જે એક ભવ માત્ર કરનારા હોય અથવા ત્રણ કે પાંચ વા સંખ્યાતા ભવમાં જ જન્મ મરણનો નાશ કરનારા હોય, તેવા જીવાત્માઓને દેવપૂજા, ગુરૂ ભક્તિ, વ્રત, પચ્ચખાણ, તપ, જપ, ધ્યાન, સર્વ ધર્મના અનુષ્ઠાનો મુક્તિ માટે થતા હોવાથી, મુક્તિ રૂપ જ જાણવા. ૧૬૧

એ વાતને સિધ્ધ કરતાં જણાવે છે:—

यतो विशिष्टः कर्तायं, तदन्येभ्यो नियोगतः।
तद्योगयोग्यता भेदा-दिति सम्यग्विचिन्त्यताम् ॥१६२॥

અર્થ:—જેથી પૂર્વના પુદ્ગલ પરાવર્તનમાં જીવાત્માને યોગની પ્રાપ્તિની અયોગ્યતા હોવાથી દેવ ગુરૂનું પૂજન સેવન હતું તે વિષ રૂપ હતું, તેથી જુદા સ્વરૂપવાળું છેલ્લા-ચરમ પુદ્ગલ પરાવર્તનમાં યોગની યોગ્યતા રૂપ સ્વભાવ સહિત હોવાથી દેવ ગુરૂ ધર્મની પૂજા, સેવા, ભક્તિનું કરવાપણું આદર પૂર્વક થતું હોવાથી, પૂર્વની ક્રિયાથી વિશેષપણાવાલી તદ્હેતુ વા અમૃત ક્રિયાથી યુક્ત હોવાથી ભેદ અવશ્ય દેખાય છે. તેને સમ્યગ્ રીતે વિચારશે. ૧૬૨

વિવેચન:—જે કારણથી પ્રથમ એટલે છેલ્લા સિવાયના અનેક પુદ્ગલ પરાવર્તનમાં રહેલા જીવાત્માએ દેવ ગુરૂની ભક્તિ, પૂજા, દાન, જપ, વિગેરે અનુષ્ઠાને કરતા તે ચાલુ ભવમાં લોકમાં માન્ય થવા વા પૈસા, સ્ત્રી, ધન વિગેરે મેળવવા બાહ્ય ભોગની લાલસાને મુખ્ય ગણી પાતાંજલ પ્રણીત પૂર્વ સેવાદિ કાર્યોના નાશ કરનારા હતા તેથી તેની ક્રિયા વિષ રૂપ અનુષ્ઠાનમય હતી, તેમ જાણવું. કારણ કે એવી અવસ્થામાં મોક્ષના કારણ ભૂત યોગ પ્રાપ્તિની તે આત્મામાં અયોગ્યતા રહેલી હતી. હવે છેલ્લા પુદ્ગલ પરાવર્તનમાં આવેલા જીવાત્માઓને પૂર્વના પુદ્ગલ પરાવર્તનમાં રહેલાથી જુદા પ્રકારની એટલે વિશેષ પ્રકારની ભાવના વડે

દેવપૂજા, ગુરૂ ભક્તિ, સુપાત્ર દાન, તપ, જપ, વ્રત, પચ્ચખાણ વિગેરે તેવા પ્રકારના અનુષ્ઠાનોમાં યોગ માર્ગની ( મોક્ષ માર્ગની ) પ્રાપ્તિની યોગ્યતા પૂર્વક પ્રવૃત્તિ કરાતી હોવાથી તદ્ધેતુ વા અમૃત અનુષ્ઠાન પણ સંભવે છે. તે યોગની યોગ્યતા છે. એવી રીતે યોગની યોગ્યતા તથા અયોગ્યતાનો વિશેષ પ્રકારનો ભેદ રહેલો છે. તે તમો સમ્યગ્ રીતે વિચારશો. કારણ કે પૂર્વ કાલમાં એટલે અચરમ–છેલ્લા સિવાયના પુદ્ગલ પરાવર્તનમાં એકાંતે નિશ્ચયથી યોગની અયોગ્યતા હોવાથી, દેવપૂજા, ગુરૂ ભક્તિ વિગેરેમાં વિષ, ગર અને અનનુષ્ઠાન રૂપ અધ્યવસાય વર્તે છે. અને છેલ્લા પુદ્ગલ પરાવર્તનમાં તો યોગના માર્ગની યોગ્યતાનો પ્રાદુર્ભાવ થવાથી, દેવ પૂજા, ગુરૂ ભક્તિ, વ્રત, પચ્ચખાણ વિગેરે શુભાનુષ્ઠાનો પૂર્વ કાલીન અનુષ્ઠાનોથી જુદા પ્રકારના જ છે. તેથી તેવા અવસરમાં યોગ્ય સામગ્રીના યોગે જે સદ્ અનુષ્ઠાનો થાય, તે તદ્ધેતુ વા અમૃત અનુષ્ઠાન સ્વરૂપે જ સંભવે છે. કારણ કે મોક્ષના સ્વરૂપની જીજ્ઞાસા અને મોક્ષ તરફ જવાની ભાવના તેમાં આદર–બહુમાન ઉપજાવે છે. તેથી તે ક્રિયા અનુષ્ઠાનો યોગ્યતાવાળા થાય તે વાત અવશ્ય વિચારશો. ૧૬૨

આ છેલ્લા આવર્તમાં આત્માની કેવા પ્રકારની વિશેષ અવસ્થા હોય તે જણાવે છે:—

**चतुर्थमेतत्प्रायेण, ज्ञेयमस्य महात्मनः ।**
**सहजाल्पमलत्वं तु, युक्तिरत्र परोदिताः ॥१६३॥**

અર્થ:—પ્રાય: એ ચોથું તદ્ધેતુ અનુષ્ઠાન મહાત્મા-ઓને સહજ ભાવે, થોડો કર્મ મેલ રહ્યો હોય ત્યારે જ સંભવે છે. તેની યુક્તિ પૂર્વે જણાવેલી છે. ૧૬૩

વિવેચન:—જેનું સ્વરૂપ પૂર્વે જણાવ્યું છે, તે ચોથું તદ્ધેતુ અનુષ્ઠાન ઘણું કરીને છેલ્લા પુદ્ગલ પરાવર્તનમાં આવેલા એવા મહાત્માઓને હોય છે, સહજ ભાવે અલ્પ કર્મ મલનો સંસર્ગ રહેલો હોવાથી તેમનાં દેવપૂજા, ગુરૂ ભક્તિ, સંઘ વાત્સલ્ય, તપ, જપ, વ્રત શુભ ભાવ યુક્ત હોય છે. તેમજ છેલ્લા પુદ્ગલ પરાવર્તનમાં વિશેષ પ્રકારના જ્ઞાન તથા દર્શન રૂપ વિવેક પ્રાય: જાગેલો હોવાથી અનાભોગત્વ એટલે કાંઈક અંશે ચિત્તની શૂન્યતા કદાચિત્ હોવાથી જીવોને એ તદ્હેતુ અનુષ્ઠાન ન પણ હોય, તો પણ છેલ્લા પુદ્ગલ પરાવર્તન કાલમાં આવેલા જીવોને સ્વા-ભાવિક રીતે સહજ ભાવે કર્મનો મેલ બહુ અલ્પ હોય છે. તે મલનું સ્વરૂપ આગલ કહેવામાં આવશે. તે કર્મ મેલ પ્રવાહથી જીવ સાથે સમાન કાલિનતા એટલે અનાદિ કાલથી રહેલો હોવાથી અભેદ દેખાય છે, પણ જ્યારે જીવ છેલ્લા પુદ્ગલ પરાવર્તનમાં આવે છે, ત્યારે જીવની કર્મ બંધનની યોગ્યતામાં પણ ફેર પડે છે. તે વાતની યુક્તિ પૂર્વક વિચા-રણા પૂર્વે કહેલી છે, તે સમજવી. ૧૬૩

હવે કર્મ મલનો વિચાર જણાવતાં કહે છે:—

सहजं तु मलं विद्यात्, कर्मसम्बन्धयोग्यताम् ।
आत्मनोऽनादिमत्त्वेऽपि, नायमेनां विना यतः ॥१६४॥

અર્થ:—સહજ મલને જ કર્મ સંબંધની યોગ્યતા જાણવી. તે પણ આત્માનું અનાદિપણું યોગ્યતા વિના કદાપિ સંભવે જ નહિ. ૧૬૪

વિવેચન:—સહજ એટલે સ્વાભાવિક સંસારી આત્માને અશુદ્ધ આત્મ ધર્મ રૂપ મલ–કર્મ મલ વર્તે છે, તે સહજ ભાવે કર્મ મલ આત્મા સાથે તેવા પ્રકારની યોગ્યતાથી સંબંધિત થયેલ છે, તેમ જાણવું, તે કર્મ સંબંધની યોગ્યતા એટલે જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય, નામ કર્મ, ગોત્ર કર્મ, આયુષ્ય કર્મ, વેદનીય કર્મ એમ આઠ પ્રકારના કર્મનો સંબંધ થવામાં, તે જીવને નિમિત્ત કારણ છે, અને તે જીવની યોગ્યતા અનાદિમાન હોવાથી, કર્મ બંધની યોગ્યતા એટલે શક્તિ ધરાવે છે. જીવને સમયે સમયે કર્મ બંધ થાય છે. જીવની યોગ્યતા વિના તે કર્મ બંધ કદાપિ ન સંભવે. તે કારણે જીવ તથા કર્મનો અનાદિ કાલનો સંયોગ સંબંધ તે જીવની યોગ્યતાથી જ સંભવે છે. પણ તેમાં ગગન કે એવા કોઇ પણ પદાર્થની હેતુતા આવતી નથી. પણ તેમાં પોતાની સ્વભાવતા–યોગ્યતાની જ અપેક્ષા રહેલી છે. તેમાં કર્મનો બંધ થવો તે પ્રવાહની અપેક્ષાથી અનાદિ માન છે, તેથી એમ જ સિદ્ધ થાય છે કે કર્મનો સંબંધ જીવની સાથે છે, તે જીવ તથા કર્મની યોગ્યતાથી જ સિદ્ધ થાય છે. નહિ તો અનેક દોષોનો પ્રસંગ આવે છે. ૧૬૪

તે વાત હવે જણાવે છે.

અર્થ:—એવીજ રીતે જીવાત્માને અનાદિ કાલથી મુક્ત માનીએ, અને યોગ્યતાને ન માનીએ તો એ ન્યાયથી બીજા સંસારી આત્માની પેઠે મુક્તોને કર્મનો સંબંધ લાગુ પડે ૧૯૬.

વિવેચન:—એવી રીતે આત્માને અનાદિથી યોગ્યતાના અભાવે કર્મબંધના અભાવવાલો, નિત્ય મુક્ત માનીએ તો અતિવ્યાપ્તિ આવે છે. તે છતાં પણ સદાશિવ રૂપ આત્માને અનાદિ મુક્ત એટલે કર્મમલ રહિત માનીએ તો, તથા યોગ્યતા વિના જીવને કર્મ સંબંધ થવાથી કર્મબંધ માનીએ તો, કર્મમલથી રહિત થયેલા સિદ્ધ પરમાત્માને, અને અન્ય દર્શનકારોએ નિત્ય માનેલા ભગવાન સદાશિવને પણ કર્મમલથી પરવશ થવાનો પ્રસંગ આવે, એટલે અતિવ્યાપ્ત દોષ આવે છે. અને તેથી સંસારના પ્રવાહમાં જન્મ મરણ કરતા દેવ, નારક મનુષ્ય તિર્યંચ યોનિમાં ભ્રમણ કરતા સંસારી જીવાત્માઓ અદષ્ટ એટલે કર્મના બલથી જન્મ, મરણના દુઃખો ભોગવે છે. તે ન્યાયે કર્મબંધનની યોગ્યતા વિના પણ નિત્ય મુકત ગણાતા એવા ઈશ્વર સદાશિવ, શિવ વિગેરેને પણ સંસારમાં જન્મ મરણ કરવા પડશે, સંસારી જીવના જે લક્ષણ છે તે પણ નિત્યમુકત અથવા કર્માભાવથી મુકત એવા સિદ્ધ પરમાત્માને લાગુ પડશે, તે તો પ્રત્યક્ષપણે અનિષ્ટ છે. માટે જીવમાં કર્મબંધની યોગ્યતા અવશ્ય માનવી જોઈએ અતિવ્યાપ્તિનો અર્થ શું ? સાધ્યમાં રહ્યા છતાં અસાધ્યમાં જે લક્ષણ

જણાય તે અતિવ્યાપ્તિ. ગાય ધોળી છે એટલે કે ધોળી એટલી ગાય એ લક્ષણ એકલું ગાયનું નથી, બકરી પણ ધોળી હોય છે. એટલે ગાયને છોડીને બકરીમાં પણ એ લક્ષણ જણાવવું તે અતિવ્યાપ્તિ કહેવાય. ૧૬૬

तदन्यकर्मविरहाद्, न चेत्तद्बन्ध इष्यते।
तुल्ये तद्योग्यताभावे, न तु (नु) किं तेन चिन्त्यताम्॥१६७॥

અર્થ:—અહિંઆં પરવાદી કહે છે કે વર્તમાન કાલીન કર્મથી અન્ય કર્મનો આત્માને અભાવ છે. એમ માનવાથી તો વર્તમાન કાલીન કર્મને પણ બંધ માનવો ઇષ્ટ નથી, કારણ કે તેવી યોગ્યતા આપણે નથી માનતા એટલે સંસારી અને મુક્તાત્માને સરખાપણું આવશે તે વિચારશો. ૧૬૭

વિવેચન:—અહિંઆં પરવાદી કહે છે કે આત્માને કર્મબંધમાં યોગ્યતા માનવાની જરૂર નથી, કારણ કે વર્તમાન કાલમાં જે કર્મબંધન માટે પ્રવૃત્તિ થાય છે, તેજ પ્રવૃત્તિ કર્મબંધનું કારણ માનવું. પણ પૂર્વના બંધાયેલા કર્મને વર્તમાન કાલીન કર્મમાં હેતુતા માનવી તે ઈષ્ટ નથી. જો તેમ ન માનીએ તો વર્તમાનકાલના કર્મના બંધમાં પૂર્વના કર્મને હેતુ માનીએ, તેને પણ તેની પૂર્વના કર્મનો હેતુ માનીએ તો અવ્યવસ્થા થાય છે. તેથી વર્તમાનકાલીન જે ક્રિયા તેને જ કર્મબંધમાં કારણતા માનવી યોગ્ય છે. અહિંઆં આચાર્ય ભગવાન જણાવે છે કે, હે વાદી ! જીવાત્માના પૂર્વ કાલના કર્મને, વર્તમાન કાળના કર્મ બંધનમાં હેતુ ન માનીએ તો કર્મબંધનનું આદિપણું આવે, તે તમારે

अनादिमानपि ह्येष, बन्धत्वं नातिवर्तते ।
योग्यतामन्तरेणापि, भावेऽस्यातिप्रसङ्गता ॥१६५॥

અર્થ:—જીવ કર્મનો સંબંધ અનાદિમાન હોવા છતાં કર્મનું બંધનત્વ યોગ્યતા હોવાથી અતિ વ્યાપ્તિ વાળું નથી, પણ જો યોગ્યતા વિના કર્મ બંધ માનીએ તો અતિ વ્યાપ્તિનો પ્રસંગ આવે છે. ૧૬૫

વિવેચન:—જીવ અને કર્મનો સંબંધ અનાદિમાન માનતા હોય તો યથાર્થ યુક્તિ સંભવે છે. જો કર્મનો બંધ આદિભૂત માનીએ તો સિદ્ધ પરમાત્માને પણ બંધનો સંભવ થાય છે, તે અતિ અનિષ્ટ જ છે. તે વાતને જણાવતાં કહે છે કે જીવાત્મા આદિભૂત કર્મ બંધથી રહિત છે. એટલે પ્રથમ જ કર્મનો બંધ થયો, પહેલાં હતો નહિ, એવા પ્રકારના આદિ કાલનો અભાવ છે તો પણ, પરંપરાના પ્રવાહની અપેક્ષાથી અને પ્રત્યેક વ્યક્તિની અપેક્ષાથી તે જીવાત્મા-ઓએ કરેલા નવા તથા શુભાશુભ અધ્યવસાયથી નવા નવા કર્મનો બંધ સમયે સમયે થાય. અને પ્રાચીન કર્મને સમયે સમયે ભોગવતો ક્ષય કરતો જાય, એ અપેક્ષાથી કર્મ બંધનું જીવાત્મા સાથે આદિપણું પણ સંભવે છે. તેથી બંધત્વ જીવથી ગ્રહણ કરાતા કર્મની વર્ગણાના પુદ્ગલ રૂપ દલોનું કર્મ બંધ રૂપ કાર્ય જાણવું. તેથી જીવને કર્મદલોનો જે સંબંધ થાય છે, તે યોગ્યતાની અપેક્ષાથી થાય છે, તેમ માનતાં અતિવ્યાપ્તિ નથી આવતી.

" यो यो बन्धः स स बध्यमानयोग्यतामपेक्षते "

અર્થ:—જે જે કર્મ બંધ થાય છે તે તે સર્વ કર્મ

દલ કર્મને બાંધનાર જીવ સ્વભાવની યોગ્યતાની અપેક્ષાથી થાય છે. જેમકે વસ્ત્ર સુતરના હોય; કે ઉનની કાંબળી હોય, તે વસ્ત્રને જેવી યોગ્યતા હોય, તેવા તેવા મંજીઠ કરમજ, લાખ વિગેરેનો રંગ તેની સાથે જોડાય છે, તેવી જ રીતે જીવ અને કર્મનો સંયોગ થતાં જે કર્મ સંયોગથી બંધ થાય છે, તે જીવ સ્વભાવની યોગ્યતાની અપેક્ષાથી જ થાય છે, એમ સમજવું. પરંતુ (વિપક્ષે) બીજી રીતે યોગ્યતાનો અસ્વીકાર કરીએ તો અતિવ્યાપ્તિ દોષનો પ્રસંગ આવે છે. એટલે કે રાગ, દ્વેષ, ક્રોધ, માન, માયા, લોભ, મિથ્યાત્વ, અવિરતિ, મન વચન કાયાની અનુપયોગ પૂર્વકની પ્રવૃત્તિ રૂપ જીવ પરિણામ રૂપ યોગ્યતા કહેવાય છે. તે યોગ્યતા વિના જો પૂર્વ કર્મબંધનું કારણ પૂર્વના કર્મબંધ, તેનું કારણ પૂર્વતમ પૂર્વબંધ, એમ પરંપરા કર્મબંધની યોગ્યતાથી અનાદિ કાલથી ચાલતી આવેલી છે. હવે યોગ્યતાને નહિ સ્વીકારીને એકલા ભાવ એટલે આત્મદ્રવ્ય અને કર્મ દ્રવ્યની એકલી સત્તા એટલે ભાવરૂપ સત્વની અસ્તિતા માનીએ તો અતિવ્યાપ્તિ આવે છે, તે આવી રીતે-યોગ્યતા વિના આત્મા અને કર્મદલનો સંયોગ જ કર્મબંધમાં હેતુ થાય, તો સિદ્ધ પરમાત્મા કે જે મુક્ત થયેલા છે તેમને પણ કર્મબંધનો પ્રસંગ આવે છે. એમ તાત્પર્ય જાણવું. ૧૬૫.

આ પ્રમાણે કહી ફલિતાર્થને જણાવે છે—

एवं चानादिमान्मुक्तो, योग्यता विकलोऽपि हि।
बध्येत कर्मणा न्यायात्, तदन्या मुक्तवृन्दवत् ॥१६६॥

અર્થ:—એવીજ રીતે જીવાત્માને અનાદિ કાલથી મુક્ત માનીએ, અને યોગ્યતાને ન માનીએ તો એ ન્યાયથી બીજા સંસારી આત્માની પેઠે મુક્તોને કર્મનો સંબંધ લાગુ પડે ૧૯૬.

વિવેચન:—એવી રીતે આત્માને અનાદિથી યોગ્યતાના અભાવે કર્મબંધના અભાવવાલો, નિત્ય મુક્ત માનીએ તો અતિવ્યાપ્તિ આવે છે. તે છતાં પણ સદાશિવ રૂપ આત્માને અનાદિ મુક્ત એટલે કર્મમલ રહિત માનીએ તો, તથા યોગ્યતા વિના જીવને કર્મ સંબંધ થવાથી કર્મબંધ માનીએ તો, કર્મમલથી રહિત થયેલા સિદ્ધ પરમાત્માને, અને અન્ય દર્શનકારોએ નિત્ય માનેલા ભગવાન સદાશિવને પણ કર્મમલથી પરવશ થવાનો પ્રસંગ આવે, એટલે અતિવ્યાપ્ત દોષ આવે છે. અને તેથી સંસારના પ્રવાહમાં જન્મ મરણ કરતા દેવ, નારક મનુષ્ય તિર્યંચ યોનિમાં ભ્રમણ કરતા સંસારી જીવાત્માઓ અદષ્ટ એટલે કર્મના બલથી જન્મ, મરણના દુ:ખો ભોગવે છે. તે ન્યાયે કર્મબંધનની યોગ્યતા વિના પણ નિત્ય મુકત ગણાતા એવા ઈશ્વર સદાશિવ, શિવ વિગેરેને પણ સંસારમાં જન્મ મરણ કરવા પડશે, સંસારી જીવના જે લક્ષણ છે તે પણ નિત્યમુકત અથવા કર્માભાવથી યુકત એવા સિદ્ધ પરમાત્માને લાગુ પડશે, તે તો પ્રત્યક્ષપણે અનિષ્ટ છે. માટે જીવમાં કર્મબંધની યોગ્યતા અવશ્ય માનવી જોઈએ અતિવ્યાપ્તિનો અર્થ શું ? સાધ્યમાં રહ્યા છતાં અસાધ્યમાં જે લક્ષણ

જણાય તે અતિવ્યાપ્તિ. ગાય ધોળી છે એટલે કે ધોળી એટલી ગાય એ લક્ષણ એકલું ગાયનું નથી, બકરી પણ ધોળી હોય છે. એટલે ગાયને છોડીને બકરીમાં પણ એ લક્ષણ જણાવવું તે અતિવ્યાપ્તિ કહેવાય. ૧૬૬

तदन्यकर्मविरहाद्, न चेत्तद्बन्ध इष्यते ।
तुल्ये तद्योग्यताभावे, न तु (नु) किं तेन चिन्त्यताम्॥१६७॥

**અર્થ**:—અહિંઆં પરવાદી કહે છે કે વર્તમાન કાલીન કર્મથી અન્ય કર્મનો આત્માને અભાવ છે. એમ માનવાથી તો વર્તમાન કાલીન કર્મને પણ બંધ માનવો ઇષ્ટ નથી, કારણ કે તેવી યોગ્યતા આપણે નથી માનતા એટલે સંસારી અને મુકતાત્માને સરખાપણું આવશે તે વિચારશો. ૧૬૭

**વિવેચન**:—અહિંઆં પરવાદી કહે છે કે આત્માને કર્મબંધમાં યોગ્યતા માનવાની જરૂર નથી, કારણ કે વર્તમાન કાલમાં જે કર્મબંધન માટે પ્રવૃત્તિ થાય છે, તેજ પ્રવૃત્તિ કર્મબંધનું કારણ માનવું. પણ પૂર્વના બંધાયેલા કર્મને વર્તમાન કાલીન કર્મમાં હેતુતા માનવી તે ઈષ્ટ નથી. જો તેમ ન માનીએ તો વર્તમાનકાલના કર્મના બંધમાં પૂર્વના કર્મને હેતુ માનીએ, તેને પણ તેની પૂર્વના કર્મનો હેતુ માનીએ તો અવ્યવસ્થા થાય છે. તેથી વર્તમાનકાલીન્ જે ક્રિયા તેને જ કર્મબંધમાં કારણતા માનવી યોગ્ય છે. અહિંઆં આચાર્ય ભગવાન જણાવે છે કે, હે વાદી! જીવાત્માના પૂર્વ કાલના કર્મને, વર્તમાન કાળના કર્મ બંધનમાં હેતુ ન માનીએ તો કર્મબંધનનું આદિપણું આવે, તે તમારે

પણ ઈષ્ટ નથી, કારણ કે સર્વથી મુકત પરમાત્માઓ, ઈશ્વર, સદાશિવ વિગેરેને પણ કર્મબંધ થવાનો પ્રસંગ આવે છે. તેથી સામાન્ય જીવ, અને નિત્ય મુકત-કર્મક્ષયથી મુકત એવા પરમાત્માનું સમાનપણું આવી જશે. માટે હે વાદી ! તમારે પણ કર્મબંધમાં જીવાત્માની સ્વભાવની યોગ્યતા માનવી તે જ યોગ્ય છે. તેથી પૂર્વ કાલમાં બંધાયેલા કર્મ અહિંઆં ભોગવતાં નવા કર્મના બંધ પણ તે યોગ્યતા વડે જ થાય છે. આમ અનાદિની કર્મપરંપરા નવા નવા કર્મબંધમાં યોગ્યતાને યોગે હેતુપણાને પામે છે. માટે યોગ્યતા ન સ્વીકારવાથી તમારા મતની સિદ્ધિ થાય તેમ નથી. તેથી વિચારવાનું રહે છે કે પૂર્વકાલીન કર્મબંધને ન માનવો એટલે જે આત્મા પૂર્વે પૂર્ણ શુદ્ધ હતો, તેમ માનવો, તેજ આત્માને વર્તમાન કાલમાં કર્મબંધની કલ્પના કરવી તેમાં કયું પ્રયોજન રહેલું છે તે વિચારશો. આમ આ ચર્ચાનો એજ સાર છે કે જો યોગ્યતા વિના સર્વ સંસારી જીવોનો કર્મબંધ થાય છે તેમ સ્વીકારવામાં આવે તો, અનાદિમુક્ત સદાશિવ, વિષ્ણુ વિગેરે જે પરમેશ્વરો તમોને માન્ય છે, તેમને કર્મનો સંયોગ અવશ્ય લાગુ પડશે. કારણ કે બંનેમાં ચૈતન્ય અથવા જીવન સમાન જ છે. માટે સંસારી આત્મા અને નિત્ય સિદ્ધાત્મામાં યોગ્યતાનો અભાવ સમાન જ છે. ૧૬૭

અહિં પરમતવાદી કહે છે કે જીવોને વર્તમાન કાલમાં બંધાતા કર્મફલથી અન્ય જે પૂર્વકાલમાં બાંધેલા કર્મ. તે

કર્મબંધના હેતુ બને છે. તે કર્મ તેવી યોગ્યતાના અભાવે નથી બનતા. તેથી કર્મબંધની યોગ્યના અનાદિ મુક્ત એવા નિત્યેશ્વર, શિવ, સ્વયંભુ, પરમાત્મા જેમને સાંખ્યયોગ, નૈયાયિક વિગેરે નિત્ય મુક્તરૂપે માને છે, તેમને પણ કર્મનો બંધ માનવો પડશે. તેથી પૂજ્ય આચાર્ય કહે છે કે સર્વ જીવોમાં સમાનતા એટલે તુલ્યતાજ આવશે, કારણ કે કર્મબંધની યોગ્યતાનો અભાવ સર્વ જીવોમાં સરખો જ છે. તે પરવાદીઓને ઇષ્ટ નથી. એટલે નિત્ય સદાશિવને કર્મબંધ ઇષ્ટ નથી, તેમજ સાંખ્ય વિગેરે દર્શનકારો તે વાત માને તેમ નથી. તેમને પ્રાચીન કર્મબંધનો અભાવ માનીને ઉત્તરકાલીન કર્મબંધની કલ્પના કરવાથી શું લાભ થવાનો છે, તે વિચારશો. જો તમે જીવને કર્મબંધની યોગ્યતાનો સ્વીકાર કર્યા વિના ઈશ્વર વિગેરેને બાદ કરી બાકીના સર્વ સંસારી જીવોને કર્મબંધ થાય છે એમ કહેશો તો બીજો દોષ પણ ઉભો જ છે, તે એ કે અનાદિથી મુક્ત આત્માને યોગ્યતાનો અભાવ, સંસારીની યોગ્યતાના અભાવની સમાન છે. બીજાને યોગ્યતા ન હોવા છતાં પણ કર્મબંધ છે તેમ અનાદિ સિદ્ધને પણ કર્મસંબંધ લાગુ પડશે જ એ અવશ્ય વિચારવાનું છે. ૧૬૭

હવે એ ચર્ચાને સમાપ્ત કરતાં જણાવે છે કે—

तस्मादवश्यमेष्टव्या, स्वभाविक्येव योग्यता ।
तस्यानादिमती सा च, मलनान्मल उच्यते ॥१६८॥

અર્થઃ—તે કારણે સ્વાભાવિકી યોગ્યતા જીવાત્મામાં

અવશ્ય માનવા યોગ્ય જ છે તેમ જાણવું અને તે જીવની તથા મલ સ્વરૂપ કર્મમેલનુ સંયોગી ભાવનું અનાદિપણું પણ યોગ્યતાથી જ સિદ્ધ છે તેમ જાણવું. આત્માને મલીન કરવાનો કર્મનો સ્વભાવ હોવાથી કર્મને મેલ કહેવાય છે જ. ૧૬૮

વિવેચન:—જો યોગ્યતા વિના જીવોને કર્મમલનો સંયોગ થાય તો મુક્તાત્માને પણ કર્મનો સંગ થવાનો પ્રસંગ આવે તે ઇચ્છવા યોગ્ય નથી. તે કારણે જીવાત્માને યોગ્યતા અવશ્ય નિયમપૂર્વક માનવી જોઇએ, અને તે યોગ્યતા સ્વભાવ રૂપે માનવી એજ કર્મબંધમાં કારણ થાય છે. અને તે યોગ્યતા આત્માને કર્મના સંબંધમાં અનાદિ કાલથી પ્રવૃત્ત થયેલી છે. તેમજ કર્મબંધની યોગ્યતા જીવને મેલો કરે છે. તે કર્મરૂપ મેલની આવરણ કરવાના સ્વભાવવાલી યોગ્યતા હોવાથી જીવની આડે કર્મના બંધન બાંધનારી હોવાથી મલ એ નામે પણ ઓળખાય છે. ૧૬૮

એ વાતનુ અન્ય દર્શનકારોના મતને પ્રગટ કરીને સમર્થન કરતાં જણાવે છે—

दिदृक्षा भवबीजादि-शब्दवाच्या तथा तथा ।
इष्टा चान्यैरपि ह्येषा, मुक्तिमार्गावलम्बिभिः ॥१६९॥

અર્થ:—અન્યો કે જે મુક્તિમાર્ગને અનુલક્ષી પ્રવૃત્તિ કરનારા છે, તેઓ પણ જીવાત્માને જે કર્મદલ છે તેને જોવાની ઇચ્છા—દિદૃક્ષા કહે છે, તેને અન્ય ભવબીજ કહે છે, તેજ કર્મબંધનની યોગ્યતા છે. ૧૬૯

**વિવેચનઃ**—પુરૂષ એટલે આત્મા તે સાંખ્યદર્શન-કારે માનેલ પ્રકૃતિના વિકારથી દિદક્ષા એટલે જોવાની ઈચ્છા કરે છે. શૈવ દર્શનકારો ભયબીજ કહે છે, અને વેદાંતીઓ ભ્રાન્તિરૂપ અવિદ્યા. સૌગતો અનાદિ ક્લેશમય વાસના કહે છે, તે દિદક્ષા, ભવબીજ, અનાદિ વાસના વિગેરે શબ્દથી સંબોધે છે, તે દર્શનકારોએ પોતાની ભાષામાં ઇષ્ટ માનેલ જુદા જુદા લક્ષણોથી તેની સિદ્ધિ બતાવી છે. અમોએ સ્યાદ્વાદ સિધ્ધાંત વડે બાંધેલા લક્ષણથી જીવાત્માને સંસારમાં રહેવાનું કારણ એક માત્ર કર્મદલને બાંધવાની યોગ્યતા જ છે, એમ જણાવીએ છીએ. તે બધા અર્થની અપેક્ષાથી એકજ સ્વરૂપના જ છે. શબ્દની ભિન્નતા ભલે હોય, પણ અર્થનું એકત્વ આવતું હોય તેમાં વિશેષ નથી ગણાતો. કારણ કે સર્વ દર્શનકારોના શાસ્ત્રોમાં સાધ્ય એક માત્ર મુક્તિ માર્ગજ છે. તેવા નિવૃત્તિ માર્ગમાં ગમન કરનારાના શુભ અધ્યવસાયો કોઇ પણ ભાષાવાલા હોય, તે બાહ્ય ક્રિયાના ગમે તેવા ભેદવાલા હોય, પણ સુંદર એક મોક્ષનોજ માર્ગ વિચારતા હોય તે ગમે તે કાલે સત્ય વસ્તુ પ્રાપ્ત કરે છે. ૧૬૯

આમ હોવાથી જે સિદ્ધ થયું છે તે જણાવે છેઃ—

एवं चापगमोऽप्यस्याः, प्रत्यावर्तं सुनीतितः ।
स्थित एव तदल्पत्वे, भावशुद्धिरपि ध्रुवाः ॥ १७० ॥

**અર્થઃ**—એવીજ રીતે એનો અપગમ પણ દરેકે દરેક આવર્તોમાં થાય છે. એટલે ઓછો ઓછો કર્મબંધ

થતો જાય છે. એ વાત ન્યાયની યુક્તિથી ઘટે છે. કારણ કે જેમ જેમ કર્મબંધનનું અલ્પપણું તેમ તેમ ભાવશુદ્ધિ પણ નિશ્ચય થાય છે. ૧૭૦

વિવેચન:—ઉપર જણાવ્યું તે પ્રમાણે જીવોને ગાઢ-કર્મ બંધનું કારણ જીવાત્માના સ્વભાવરૂપ કર્મબંધનની યોગ્યતા રૂપ ભવબીજ છે, તેવી જ રીતે એ યોગ્યતા જ્યાં સુધી ઓછી ન થાય ત્યાં સુધી જીવાત્માને સંસાર ભ્રમણની પ્રવૃત્તિ નષ્ટ થતી નથી, એમજ નિશ્ચય માનવું. આ જીવાત્માની યોગ્યતા કે જે કર્મબંધનના હેતુભૂત છે તેનો એટલે યોગ્યતારૂપ દોષોનો પ્રત્યેક પુદ્ગલ પરાવર્તનમાં ક્રમે ક્રમે હ્રાસ થાય છે. તે સ્યાદ્વાદ ન્યાયની યુક્તિથી ઘટે છે. એટલે યથાર્થ વસ્તુભાવે વિચારતાં જેટલી જેટલી કર્મબંધની યોગ્યતા ન્યૂન, તેટલી તેટલી ભાવશુદ્ધિ અધિક જાણવી, એટલે જેમ કર્મમલ ઓછો તેમ તેમ પરિણામની નિર્મલતા વિશેષ સમજવી, એમ નિશ્ચે જાણવું. એમ દરેકે દરેક પુદ્ગલ પરાવર્તનમાં કર્મમેલ ઘણો ઓછો થઈ જાય છે. એમ કેવળજ્ઞાન પ્રાપ્ત થયા પછી મોક્ષ પ્રાપ્તિના છેલ્લા સમય સુધી કર્મમેલની ઓછાશ થતાં, છેલ્લા સમયે સર્વથા મલનો વિનાશ થાય છે. જો એવી ન્યાયપૂર્વકની યુક્તિનો સ્વીકાર ન કરતાં યોગ્યતાને કર્મબંધમાં હેતુ રૂપ ન માનીયે તો કર્મમેલનો અભાવ થવાનો સર્વથા અભાવ જ રહે છે. ૧૭૦

ततः शुभमनुष्ठानं, सर्वमेव हि देहिनाम् ।
विनिवृत्ताग्रहत्वेन, तथाबन्धेऽपि तत्त्वतः ॥१७१॥

અર્થ:—તે કારણે જીવાત્માઓને સર્વ પ્રકારનું શુભ અનુષ્ઠાન ભાવની શુદ્ધિપૂર્વક દુષ્ટ આગ્રહ વિના છેલ્લા પુદ્ગલ પરાવર્તનમાં આવશે. તેથી એવા ન્યાયથી કર્મવૃદ્ધિ અને હ્રાસ પણ યથાર્થ તત્વથી વિચારતાં લાગુ પડે છે તે સમજાશે. ૧૭૧

વિવેચન:—તેવી રીતે કર્મમલની ઓછાશ થયે છતે, કલ્યાણમય શુભ અનુષ્ઠાનથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ સંબંધી વિચારણા પ્રત્યક્ષ રીતે ધરનારા જીવાત્માઓ જેઓ ભવ્યત્વ સ્વભાવવંત છે, તેમને અભિનિવેશ ભાવ રૂપ મિથ્યાત્વ અજ્ઞાનતાની પરાધીનતાથી યુક્ત જે દુષ્ટ આગ્રહ હતો તેનો વિનાશ થાય છે. તેવીજ રીતે કર્મ બંધ પણ અલ્પ અલ્પતર થાય છે. એમ ક્રમે ક્રમે મિથ્યાત્વનો નાશ, અજ્ઞાનતાનો નાશ, અવિરતિપણાનો નાશ, તેમજ ક્રોધ, માન, માયા લોભનો નાશ નિશ્ચયથી થાય છે. ૧૭૧

नात एवाणवस्तस्य, प्राग्वत् संक्लेशहेतवः ।
तथान्तस्तत्वसंशुध्ये-रुदग्रशुभभावतः ॥ १७२ ॥

અર્થ:—આથી એમ સમજવાનું કે કર્મદલના અણુઓ પહેલાં જે સંક્લેશના હેતુ રૂપે થતા હતા તે હવે અંત:કરણની શુદ્ધિથી તેમજ ઉત્તમ શુભ ભાવથી સંક્લેશના હેતુ રૂપે થતા નથી ૧૭૨

વિવેચન:—છેલ્લા પુદ્ગલ પરાવર્તનમાં વર્તતા જીવાત્માઓને અજ્ઞાનમય અતત્વમાં તત્વ બુદ્ધિરૂપ મિથ્યાત્વ દૂર થયેલ હોવાથી જ્ઞાન, દર્શન, ચારિત્રને રોકનારા આવ-

રણુરૂપ જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય, અંતરાય વિગેરે કર્મોના પુદ્ગલો અત્યંત ક્લેશમયથતા નથી, કે જે પહેલાં અનેક પુદ્ગળ પરાવર્તન કાલની અવસ્થામાં આત્માને માલિન્ય ભાવને કારણે દુઃખદાયી હતા તે હવે તેવા દુઃખદાયી થતા નથી- તેમાં કારણ એ છે કે છેલ્લા પુદ્ગલ પરાવર્તનમાં કર્મદલ બહુ ઓછાં થવાથી જે કાંઇક શુદ્ધતા આવી છે, તેની સાથે ઉત્કૃષ્ટ શુભ પુન્ય બંધનના હેતુ રૂપ શુભ ભાવ ઉપજે છે, તેથી મન વચન કાયાને અત્યંત દુઃખદાયી સંક્લેશમય કર્મદલો નાશ પામે છે. તે કારણે આત્માની શક્તિનો કાંઈક વિકાશ પણ થાય છે. યથાપ્રવૃત્તિકરણે કરીને અપૂર્વકરણ આદિની યોગ્યતા આત્માને પ્રાપ્ત થાય છે. ૧૭૨

જો કે જીવને તેવા પ્રકારનાં કર્મબંધનો કાંઈક સંબંધ થવાનો સંભવ તો છે, તો પણ અનંત પુદ્ગલ પરાવર્તનરૂપ સંસારનો અભાવ હોવાથી મોટા પાપનું કારણ નથી. તે વાત જણાવતાં ઉપદેશ કરે છે:—

सत्साधकस्य चरमा, समयापि बिभीषिका ।
न खेदाय यथात्यन्तं, तद्वदेतद् विभाव्यताम् ॥१७३॥

અર્થ:—સારી રીતે મંત્ર સાધક જે હોય તેને પણ છેલ્લા સમય સુધીમાં પણ જે ભય ઉપજે છે, તે જેમ અત્યંત ખેદનો હેતુ નથી થતો, તેવી રીતે છેલ્લા પુદ્ગલ પરાવર્તનમાં રહેલા જીવાત્માઓને પણ તે અત્યંત દુઃખદાયી નથી, તે વસ્તુ વિચારશો. ૧૭૩

**વિવેચનઃ**—જેમ કોઈ ઉત્તમ મંત્ર વિદ્યાને સાધનારો પુરૂષ સમર્થ ઉત્તરસાધકની સહાયતાથી રોહિણી આદિમાંથી કોઈક ઉત્તમ વિદ્યા સાધવા માટે પ્રવૃત્ત થયો છતાં એકાગ્ર ભાવે વિદ્યા મંત્રનું ધ્યાન કરવામાં લીન થયો છે, તેવા સમયમાં અનેક વેતાલાદિક તરફથી ભયો ઉભા થાય તે સર્વને જીત્યા હોય, અને વિદ્યા સિદ્ધ થવાના છેલ્લા કાલમાં જે ભય ઉપસર્ગમાં રહેલો હોય તે દુઃખ તો આપે છે, પણ તે સાચા સાધકને બહુ ખેદજનક નથી હોતો, તેવી રીતે ભવ્યાત્માઓને છેલ્લા પુદ્ગલ પરાવર્તનમાં જો કે આઠે કર્મની બંધનતા ઉત્કૃષ્ટ હોય, તો પણ સંસારનો લાંબો કાલ ન હોવાથી અત્યંત દુઃખકર નથી થતો, એ વાત સૂક્ષ્મ બુદ્ધિથી અવશ્ય વિચારશો. કારણકે વિવેકવંત સત્પુરૂષોને ભવિષ્ય કાલમાં પ્રાપ્ત થનારી મોક્ષમાર્ગ રૂપ વસ્તુને મેળવવા માટે નિરંતર પ્રવૃત્તિ ચાલે છે, તે વખતે મોહને પ્રગટ કરનારા ઉપસર્ગ પરિષહો પણ પ્રગટે છે, પણ તે સદુપયોગવંત તેથી ખેદ પામતો નથી. ૧૭૩

તે વાતને સિદ્ધ કરવા માટે દૃષ્ટાંતને પ્રગટ કરતાં કહે છે—

**सिध्धेरासन्नभावेन, यः प्रमोदो विजृम्भते ।**
**चेतस्यस्य कुतस्तेन, खेदोऽपि लभतेऽन्तरम् ॥ १७४॥**

**અર્થઃ**—જેમને સિદ્ધિઓ પ્રગટ થવામાં કાલની નજીકતા આવેલી છે, તેઓને ચિત્તમાં જે પ્રમોદ પ્રગટે છે, તેઓને મનમાં જરા પણ ખેદ ક્યાંથી જ હોય? ૧૭૪

વિવેચનઃ—જે વિદ્યાસાધકને થોડાજ કાલમાં સર્વ વિદ્યાઓ સિદ્ધ થવાની દેખાય છે. તેવા આત્માને મનમાં જે આનંદ ઉપજે છે, તેનું વર્ણન કરવામાં કોઇનું પણ ગજુ નથી. તેવો આણુંદ-ઉલ્લાસ પ્રગટે છે, તે કારણે તે સર્વ વિદ્યાને સિદ્ધ કરનારા પુરૂષને પૂર્વ કાલમાં વેતાલ, ભૂત, પ્રેત વગેરેના ઉપસર્ગથી અનેક ખેદ તથા દુઃખોનો અનુભવ થયો છે, તેણે તે ધીરજ રાખી સહન કર્યા છે. તેથી છેલ્લા વખતમાં એટલે સિદ્ધિઓ વિદ્યા મંત્ર પ્રગટ થવાના પૂર્વ નજીકના કાલમાં ઉપસર્ગના દુઃખો સહન કરતા છતાં પણ તેના અંતરમાં જે આનંદ પ્રમોદ ઉલ્લસે છે, તેની પાસે એ ખેદ તો જરા પણ હિસાબમાં નથી, એટલે અંતરમાં ખેદ કેમ હોય! અથવા ખેદનો જરા પણ અવકાશ તેઓને નથી. ૧૭૪.

હવે દૃષ્ટાંતને જણાવીને સાધ્યને દાષ્ટાન્તિક ભાવ છે તેને આગલ કરીને જે વિશેષ છે તે જણાવે છેઃ—

न चेयं महतोऽर्थस्य सिद्धिरात्यन्तिकी न च ।
मुक्तिः पुनर्द्वयोपेता, सत्प्रमोदास्पदं ततः ॥१७५॥

અર્થઃ—આ વિદ્યા સાધનથી પ્રાપ્ત થનારી સિદ્ધિઓ કાંઈ મોટા લાભને આપનારી તો નથી જ, તેમજ કાયમ આપણી પાસે રહેનારી પણ નથી, પરંતુ તેના કરતા મુક્તિને આપનારી જે સિદ્ધિ ભવ્યાત્માને પ્રાપ્ત થાય છે તે અત્યંત પ્રમોદનું સ્થાન થાય છે, કારણકે એ સિદ્ધિમાં બંને લાભ રહેલા છે, તેજ સત્ય પ્રમોદનું કારણ છે. ૧૭૫

વિવેચનઃ—પ્રજ્ઞપ્તિ રોહિણી વિગેરે વિદ્યાઓની

સિદ્ધિ કે જે સાધકને પ્રાપ્ત થાય છે, તે કોઈ પણ રીતે મહાન્ લાભને આપનારી તો જરા પણ નથી. ફક્ત આ ભવમાંજ અલ્પ કાલ રહેનારી છે. અજ્ઞાનીઓને આશ્ચર્ય પમાડે છે. તે કાંઈ પરભવના લાભનું કારણ થતી નથી. તેવી વિદ્યામાં રક્ત બનેલાઓ પોતાના ભાવી ચાર ગતિના દુઃખો દૂર કરવા સમર્થ નથી. પરંતુ આપણુને પૂજ્યો જે સિદ્ધિ માટે સમજાવે છે તે સંસારભ્રમણના દુઃખોનો ઉચ્છેદ કરીને કર્મબંધથી અત્યંત મુક્ત કરનારી જણાવી છે, કારણકે તેની પ્રાપ્તિ થયા પછી તે મુક્તિ અભાવ કોઈ પણ કાલે નથી, થવાનો. આ મુક્તિમાં સર્વ કર્મનો ક્ષય થયેલો હોવાથી દ્રવ્યથી કર્મબંધથી છુટવાપણું અને ભાવથી સચ્ચિદાનંદમય અનંત સુખ સમૃદ્ધિરૂપ અવસ્થા સત્-શાશ્વત્ સત્-ચિત્-જ્ઞાન અને આનંદ સ્વરૂપમય મુક્તિ સર્વ અતિશયમય પ્રમોદના સ્થાનરૂપ છે. તેથી તે મુક્તિ મહાન છે. ૧૭૫

હવે શંકા થાય છે કે જ્યારે મુક્તિ માર્ગ નજીક આવ્યો છે, ત્યારે તો અવશ્ય પ્રમોદજ થાય, પરંતુ તેમાં એવી સંભાવના શી રીતે કરાય, એ શંકા રહે છે:—

आसन्ना चेयमस्योच्चैश्चरमावर्त्तिनो यतः ।
भूयांसोऽमी व्यतिक्रान्ता-स्तदेकोऽत्र न किंचन ॥१७६॥

અર્થ—છેલ્લા આવર્તમાં આવેલા જીવાત્માઓને મુક્તિ નજીકમાં આવેલી જાણવી કારણ કે સંસારમાં દરેક પ્રાણીને છેલ્લા સિવાયના અનેક પુદ્ગલ પરાવર્તનો થયા છે. તેમાં

અનંત ભવોના અવાચ્ય અનંતા દુઃખો ભોગવ્યા છે. તેની અપેક્ષાથી વિચારતાં છેલ્લા આવર્તમાં કાંઈ પણ વધારે પડતું નથી. ૧૭૬

વિવેચનઃ—આસન્ન એટલે અત્યંત નજીક જેની મુક્તિ છે, તે ભવ્યાત્માઓ વધારેમાં વધારે સંસારમાં રહેવું પડે તેમ હોય તો પણ છેલ્લા પુદ્દગલ પરાવર્તન કાલમાં અથવા તો અર્ધા પુદ્દગલ પરાવર્તન કાલમાં સર્વ કર્મ દલોનો વિનાશ કરવા અવશ્ય શક્તિમાન થાય છે. તે કારણે પૂર્વના અનંત પુદ્દગલ પરાવર્તન જીવને અનાદિ કાલીન સંસારમાં રખડતાં ગયાં છે. તેમાં નિગોદ કે જે અવ્યવહારિક રાશિ કહેવાય છે, તેમાં અનંતા અનંત પુદ્દગલ પરાવર્તનો ગયા છે, તેમજ વ્યવહાર નિગોદમાં પણ અનંતો કાલ પૂર્વે ગયો છે. તેમજ એકેંદ્રિય આદિ એટલે પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાયુકાય અને પ્રત્યેક વનસ્પતિકાયમાં પણ અસંખ્યાતો કાલ ગયો છે. તેમજ બેઈંદ્રિય, તેઈંદ્રિય, ચઉરિંદ્રિય, પંચેંદ્રિયના અસંજ્ઞીપણામાં પણ મોટો સંખ્યાતો કાલ ગયો છે. તેમજ નારક, તિર્યંચ, મનુષ્ય અને દેવ યોનિમાં પણ સંખ્યાતી વખત જન્મ મરણ કરી, ઘણા ભવ ભ્રમણ આ જીવે કર્યાં છે. ત્યાં અનેક પ્રકારના છેદન, ભેદન, પરતંત્રતાની વિડંબના ભોગવી છે. તે બધા અનંત પુદ્દગલ પરાવર્તન કાલના ભવ-ભ્રમણની અપેક્ષાથી વિચારશો. જીવે યથાપ્રવૃત્તિકરણ કરી પછી અપૂર્વકરણ વડે ગ્રંથી ભેદ કરી અંતરકરણ કરી ઉપશમ ભાવે વા ક્ષયોપશમ ભાવે સમ્યગ્ દર્શનને

પ્રાપ્ત કર્યું છે અથવા વીતરાગ કથિત સદ્ ધર્મના તત્ત્વોની શ્રદ્ધા—રૂચી રૂપ શુદ્ધ સમ્યક્ત્વ મેળવ્યું છે. તે જો વમી જાય —સદ્વસ્તુને ભૂલી જાય તો પણ અર્ધ પુદ્ગલ પરાવર્તન સંસારમાં ભમીને સંસારનો અંત કરનારા થાય છે. તેથી એજ સમજવાનું કે અનંત પુદ્ગલ પરાવર્તનની અપેક્ષાથી અનંત ભવવાળું એક છેલ્લું વા અર્ધ પુદ્ગલ પરાવર્તન માત્ર સંસાર ભ્રમણ કાલ અલ્પ હોવાથી વધારે ભય કરતા નથી. એટલે ભયનું સ્થાનક નથી ગણ્યું ૧૭૬

**अत एव च योगज्ञै—रपुनर्बन्धकादय ।**
**भावसारा विनिर्दिष्टा—स्तथापेक्षादिवर्जिताः ॥१७७॥**

અર્થ:—તે કારણ હોવાથી યોગના વિશારદો જણાવે છે કે સારા ભાવવાલા અપેક્ષા વિનાના આત્માઓ અપુનર્બંધકો છે ૧૭૭

**વિવેચન:**—ઉપર જે આસન્ન ભવી જીવો કે જે થોડા કાલમાં જ મુક્ત થવાના છે, તેવા ભવ્યાત્માઓ જેઓ તત્ત્વને સારી રીતે જાણવાની ઇચ્છાવાલા હોય છે અને દાન, શિયળ, તપ કરવાની ઇચ્છાવાલા હોવાથી ભાવસારા—સારા ભાવવાલા કહેવાય છે. તેમજ અહિંઆં અનાભોગ મિથ્યાત્વની અપેક્ષા નહિ કરતા છેલ્લા પુદ્ગલ પરાવર્તનમાં આવેલા હોવાથી સમ્યગ્દૃષ્ટિપણું અને ચારિત્રને પામેલા હોવાથી, ધર્મના અધિકારી હોવાથી અપુનર્બંધકો જાણવા, એમ યોગ તત્ત્વના તથા શાસ્ત્રના જાણકાર જણાવે છે. ૧૭૭

આવા અપુનર્બંધકો આદિ ધર્મના અધિકારી છે તેથી આદિમાં તેનું સ્વરૂપ જણાવે છે:—

भवाभिनन्दिदोषाणां, प्रतिपक्षगुणैर्युतः ।
वर्धमानगुणप्रायो, ह्यपुनर्बंधको मतः ॥१७८॥

અર્થ:—જે જીવાત્મા ભવાભિનંદી દોષોથી વિરોધી ગુણોવાળો, અને અભ્યાસ યોગે ગુણોનો ક્રમે ક્રમે વધારો કરનારો હોય તે ઘણું કરીને અપુનર્બંધક છે એમ યોગના જાણકારો જણાવે છે. ૧૭૮

વિવેચન:—ભવાભિનંદી જીવાત્મામાં રહેલા દોષો જણાવે છે:—

" क्षुद्रो लोभरतिर्दीनो, मत्सरी भयवान् शठः ।
अज्ञो भवाभिनन्दि स्यान्निष्फलारम्भसंगतः ॥ "

ક્ષુદ્ર સ્વભાવનો, લોભી, દીન, મત્સરી, ભયવાલો, કપટી, અજ્ઞાની એ ભવાભિનંદી જાણવો. તેનો સુખ માટે જે પ્રયાસ થાય છે તે નિષ્ફળ હોય છે. આવા ભવાભિનંદી જીવોના જે દોષો જણાવ્યા છે, તેથી વિરૂદ્ધ લક્ષણવાળા ગુણો જેવા કે ઉદારતા, નિર્લોભતા, અદીનતા, અમત્સર, નિર્ભય, સરલતા, વિવેક, જ્ઞાન એવા ગુણોથી યુક્ત થયો છતો શુકલ પક્ષમાં ચંદ્રની કલાની જેમ ઉત્તરોત્તર વધતા ગુણોવાળો તે જાણવો. તેનાઆં ઉદારતા, દાક્ષિણ્યતા, વિનય, વિવેક વિચાર સમ્યગ્ જ્ઞાન, ભક્તિ, શ્રદ્ધા વિગેરે ગુણો ક્રમે ક્રમે ઘણું કરીને વધતા જાય છે. તે જીવને દેવ પૂજા, ગુરૂભક્તિ, દાન, શિયળ, તપ વિગેરે ગુણો, તથા ક્રિયા વિગેરેની શુદ્ધિ પૂર્વક કરવાની પ્રવૃત્તિ પણ થાય છે. તેથી તે આત્માઓ ધર્મમાં અધિકારી થઈ ને મોક્ષ માર્ગમાં પ્રવૃત્તિ કરતા અપુનર્બંધકો થાય છે. એટલે તેઓ બહુ ચીકણા અને સંસારમાં લાંબો કાળ

રખડાવે તેવા ભયંકર કર્મને ઘણું કરીને બાંધતા નથી. એમ જાણવું. આવો અપુનર્બંધક ધર્મનો અધિકારી જાણવો. ૧૭૮

अस्यैषा मुख्यरूपा स्यात्, पूर्वसेवा यथोदिता ।
कल्याणाशययोगेन, शेषस्याऽप्युपचारता ॥१७९॥

અર્થ:—આ પુનર્બંધકોને પૂર્વે જણાવી તે પૂર્વ સેવા જે કહી છે તે મુખ્ય રૂપે જાણવી, કારણ કે તે પૂર્વ સેવા કલ્યાણમય આશય રૂપ યોગ હોવાથી તેઓ ધર્મના અધિકારી થાય છે, તેના સિવાયનો બીજો પૂર્વ સેવાદિ ભાવ જે પતંજલે કહ્યો છે તે ઉપચારિક જાણવો ૧૭૯

વિવેચન:—આ અપુનર્બંધક આત્માને પૂર્વે જણાવેલી સેવા કે જે દેવ પૂજા, ગુરૂ ભક્તિ, સદાચાર, દાન, શિયળ, તપ રૂપ જણાવી છે તે ઉપચારતા વિનાની મુખ્ય રૂપે જાણવી. તેથી તે અપુનર્બંધકતાથી તે આત્મા સહ ધર્મના અધિકારી થયેલા જાણવા. કારણ કે તે આત્મ: કલ્યાણ યોગવાલા છે. આ કલ્યાણમય યોગ કાંઈક અનુકુલ શુભ ભાવના રૂપ કલ્યાણમય આશયવાલો હોવાથી, તેમની પૂર્વ સેવા વિગેરે મુખ્ય રૂપે જાણવી. બાકીની કપિલ, વ્યાસ, પતંજલિ વિગેરે મહર્ષિઓ જેને પૂર્વ સેવા કહે છે, તે અપુનર્બંધક આત્માને જે પૂર્વ સેવા છે તેનુ સ્વરૂપ જે કલ્યાણાશયમય છે, તેથી ( તેની અપેક્ષાએ ) વિલક્ષણ એટલે જુદા પ્રકારની છે તેમ જાણવું. તેમાં સકૃદ્બંધકો અને અસકૃદ્ બંધકો એટલે અનેક વખત કર્મના બંધકો અથવા

પુનર્બંધકો વિગેરેને પૂર્વ સેવા વિગેરે જણાવે છે તે ઉપચાર રૂપે જાણવી પણ વાસ્તવિક પૂર્વ સેવા નથી. કારણ કે પુનર્બંધકોને તેવા પ્રકારનો પારમાર્થિક વૈરાગ્ય નથી હોતો, અહિંઆં કોઇક જીવો માર્ગો માર્ગમાં આવેલા એટલે મોક્ષ માર્ગની સન્મુખ આવેલા અર્થાત્ માર્ગાનુસારી થઇને માર્ગથી પાછા ફરેલા વિગેરે શેષ શબ્દથી જાણવા. એમ કેટલાક પર મતાનુયાયી જણાવે છે, પરંતુ તે નથી ઘટતું. જે અપુનર્બંધકો છે તે અપુનર્બંધક અવસ્થાથી વિશેષ પ્રકારે યુક્ત છે. તેથી સાચા જ્ઞાન પૂર્વક વૈરાગ્ય યુક્ત હોવાથી, સમ્યગ્ દર્શન, જ્ઞાન, ચારિત્ર રૂપ મોક્ષ માર્ગમાં પ્રવૃત્તિ કરનારા જાણવા તે વાત પૂર્વે જણાવી છે. તેમજ શ્રીમાન પૂજ્ય પ્રવર આચાર્ય દેવ શ્રીહરિભદ્રસૂરીશ્વરજીએ લલિત વિસ્તરામાં મોક્ષ માર્ગનું આવી રીતનું લક્ષણ જણાવ્યું છે.

" इह मार्गश्चेतसोऽवक्रगमनं भुजंगमगमननलिकाया-मतुल्यो विशिष्टगुणस्थानावाप्तिप्रगुणः स्वरसवाही क्षयोपशमविशेषः " इति

અહિંઆ માર્ગ એટલે જીવાત્માના ચિત્તનું મોક્ષ માર્ગ તરફ સરલ ભાવે ગમન થવું. જેવી રીતે દરમાં પેસતો સર્પ સીધો થઇને ગમન કરે છે તેમ, મોક્ષ માર્ગને પ્રાપ્ત કરવા યોગ્ય સરલ આશયવાળું માર્ગાનુસારીપણું પ્રાપ્ત કરી તે વડે વિશેષ પ્રકારે ગુણસ્થાનકની પ્રાપ્તિ માટે યોગ્યતાવાલા ભવ્ય જીવાત્મા થાય છે. સ્વરસવાહી એટલે

પોતાના સ્વભાવિક રસ એટલે સ્વરૂપ અર્થાત્ પોતાના સ્વભાવથી દેવ ગુરૂ ધર્મમાં ક્ષયોપશમ ભાવે રૂચિ રૂપ યથાપ્રવૃત્તિ કરણુ રૂપે ઓઘથી દેવપૂજા, ગુરૂ ભક્તિ, દાન, શિયળ, તપ, જપ, સ્વાધ્યાય વિગેરે સમ્યગ્ દર્શનને યોગ્ય પ્રવૃત્તિ થાય છે. તેવી રીતે સન્માર્ગમાં આવેલો જીવાત્મા મોક્ષ માર્ગમાં પ્રવેશ કરવા યોગ્ય ભાવના વિશેષને પામતો છતો જ તે માર્ગની સન્મુખ આવેલો આત્મા જાણુવો. પણુ તે અપુનર્બંધક નથી. શ્રેષ્ઠ શ્રેષ્ઠતર અનુષ્ઠાન યોગે અપુનર્બંધક અવસ્થાની નજીક આવેલો તે જાણુવો. એમ કહેલું છે. તે યોગ્ય છે અપુનર્બંધક થયેલ જીવાત્મા, પરમાત્મા તીર્થંકર દેવની આજ્ઞાને માનનારો હોય, તેને જ જાણુવો/એમ પંચ સૂત્રની વૃત્તિમાં કહેલું છે તે યથાર્થ રૂપે જણાવે છેઃ—

"इयं च भागवती सदाज्ञा सर्वैर्वा पुनर्बंधकादि गम्या। अपुनर्बंधकादयो ये सत्त्वा उत्कृष्टां कर्मस्थितिं तथाऽपुनर्बंधकत्वेन क्षपयन्ति ते खल्वपुनर्बंधकाः ॥ आदिशब्दान्मार्गपतितमार्गाभिमुखादयः परिगृह्यन्ते, दृढप्रतिज्ञालोचनादिगम्यलिंगाः। एतद् गम्येयं न संसाराभिनन्दि–गम्येति। संसाराभिनन्दिनश्चापुनर्बन्धकप्रागवस्थाभाजो जीवाः इति ॥"

આ પરમાત્મા વીતરાગે કહેલી ભગવતી આજ્ઞા જે અપુનર્બંધકો હોય તેને જ પ્રાપ્ત થાય છે. જે અપુનર્બંધક આદિ જીવો છે, તે સાત કર્મોની ઉત્કૃષ્ટ સ્થિતિને ખપાવીને, તથા ફરીને કર્મની મોટી સ્થિતિને ન બાંધવા

રૂપે તે કર્મની સ્થિતિને લઘુ કરે, તે જીવાત્માઓ અપુનર્બંધકો જાણવા પણ આદિ શબ્દથી માર્ગથી પડેલા પણ ગ્રહણ કરવા. એટલે યથાપ્રવૃત્તિ કરણ કરી સાતે કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિને ખપાવીને અપૂર્વ કરણ કરે. ત્યાર પછી એક અંતર્મુહૂર્ત અવસ્થા સુધી જે મિથ્યાત્વનો ઉદય છે, તેને ભોગવીને ખપાવીને જીવ ઉપશમ સમકિત પામે છે. ને ગ્રંથી ભેદ કરી જીવાત્મા, ઉપશમ સમ્યક્ત્વ પ્રાપ્ત કરી, અંતર્મુહૂર્ત કાલ આત્મ ભાવમાં રહીને પાછો સંકિલષ્ટ કર્મના ઉદયથી સન્માર્ગથી પાછો પડી, ફરી મોટી કર્મ સ્થિતિને કરે છે. તેમાં કેટલાક એક વખત એવી અવસ્થાને પામે છે. કેટલાક અનેક વખત પુનર્બંધકો પણ થાય છે. અને કેટલાક આત્માઓ જે કર્મની સ્થિતિને ખપાવી છે તેવી ઉત્કૃષ્ટ સ્થિતિને નથી બાંધતા તે અપુનર્બંધકો જાણવા. આથી એમ કહેવાનું છે કે જે પુનર્બંધકો છે, તેઓની પૂર્વ સેવા કે જે દેવ પૂજા, ગુરૂ ભક્તિ, દાન, તપ, જપ, સ્વાધ્યાય વિગેરે ઉપચારથી પૂર્વ સેવા રૂપ જાણવા, વાસ્તવિક નહિ. અને જે મોક્ષ માર્ગને સમજીને, તે માર્ગમાં આવીને દેવ પૂજા. ગુરૂ ભક્તિ, જ્ઞાનાભ્યાસ, શ્રદ્ધા, સદ્‌વિવેક પૂર્વક દેવ દાનવથી પણ શ્રદ્ધાથી ન ચલાવી શકાય તેવા દૃઢ પ્રતિજ્ઞા પૂર્વક વિવેક ચક્ષુવાલા થયેલા અને શમ સંવેગ, આસ્તિકયતા, અનુકંપા વિગેરે ધાર્મિક લક્ષણથી સમ્યક્ત્વવંતને જ અપુનર્બંધક જાણવા. કારણ કે જે સંસારને સુખમય માનનારા ભવાભિનન્દી જીવો છે તેને એવી સ્વભાવતા નથી હોતી, એમ સંસારાભિનંદી અને

અપુનર્બંધકોની અવસ્થા પૂર્વે જણાવી છે તે જ સમજવી. ૧૭૯

હવે એક શંકા થાય છે કે જો ઉપચારિક ભાવે પૂર્વ સેવા છે, વાસ્તવિક પૂર્વ સેવા નથી, તો અપુનર્બંધકોથી અન્ય જે આત્માઓ છે, તેઓની પ્રવૃત્તિને પૂર્વ સેવા કેમ કહેવાય ? તે જણાવે છે:—

**कृतश्चास्या उपन्यासः, शेषापेक्षोऽपि कार्यतः।**
**नासन्नोऽप्यस्य बाहुल्यादन्यथैतत्प्रदर्शकः ॥१८०॥**

અર્થ:—આ પૂર્વ સેવાનો ઉપન્યાસ શેષ જીવની અપેક્ષાથી કહેલો છે, તે એમ જણાવે છે કે આસન્ન કાલમાં સિદ્ધિ પામનારો ન હોવા છતાં પણ પ્રાય: અન્ય અવસ્થામાં પણ ઉપચારથી પૂર્વ સેવા છે, તેને દેખાડનારો થાય છે. ૧૮૦

વિવેચન:—અહિંઆં આજે પૂર્વ સેવાની પ્રરૂપણા કરી છે, તેમાં ઉપચારિક પૂર્વસેવા અને વાસ્તવિક પૂર્વસેવા એમ બે ભેદ બતાવ્યા છે. તેમાં અપુનર્બંધકથી બાકી જે રહ્યા તે પુનર્બંધકોની અપેક્ષાએ કપિલદેવ, વ્યાસ, પતંજલિ વિગેરેએ જણાવેલા અપુનર્બંધક છે, તે વસ્તુત: અપુનર્બંધકાભાસ એટલે કલ્પિત છે. તો પણ તેમાં પૂર્વ સેવાનો જે ઉપચાર કરેલો છે, તે પર્યાયની અપેક્ષાએ નજીકમાં તેવા અપુનર્બંધક ભાવને પામવા યોગ્ય જે થયેલો હોય, તેને ભાવી કાલમાં ભાવ રૂપ પૂર્વ સેવાની અપેક્ષાએ ધ્યાનમાં રાખીને ઉપચાર ભાવે પૂર્વસેવા કહેલી સમજવી.

જેમકે "नड्वलोदकं पादरोगः" નડ્વલ તૃણનું પાણી તેજ પગનો રોગ છે, એમ જે કહેવાય છે, તેમાં નડ્વલનું પાણી પીનારને પગનો રોગ થાય છે. તેથી કારણમાં કાર્યનો ઉપચાર કરવાનો જે વ્યવહાર પ્રસિદ્ધ છે, તેજ પ્રમાણે પુનર્બંધકોને પૂર્વ સેવા વાસ્તવિક શ્રદ્ધા ભક્તિયુક્ત ન હોવા છતાં ભવિષ્યમાં અપુનર્બંધક ભાવમાં વાસ્તવિક પૂર્વ સેવાનું કારણ હોવાથી તેમાં ઉપચાર કાંઈક કાર્યસાધક થાય છે. જેમકે આસન્ન કાલમાં અપુનર્બંધક થવાનો ન હોય તો ઘણું કરીને વિલક્ષણ ભાવવાળો હોવાથી સમ્યગ્ જ્ઞાનનો અભાવ હોવાથી, સંસાર સુખ અને મુક્તિનું સુખ સરખું માને છે. બધી વસ્તુ સરખી રીતે જુએ છે. ૧૮૦

એ વાતને વિશેષ ભાવે જણાવે છે—

**शुध्यल्लोके यथा रत्नं, जात्यं काञ्चनमेव वा ।**
**गुणैः संयुज्यते चित्रैस्तद्वदात्मापि दृश्यताम् ॥१८१॥**

અર્થ:—જેમકે લોકમાં શુદ્ધ કરાતું જાતિવંત રત્ન તથા કંચન આશ્ચર્યકારી ગુણોથી જોડાય છે, તેમ આત્મા પણ અભ્યંતર ભાવથી શુદ્ધતા પામતો છતો આશ્ચર્યકારી સ્વરૂપવંત ગુણો વડે પ્રત્યક્ષ થતો જાય છે. ૧૮૧

વિવેચન:—વ્યવહાર એટલે ન્યાયનીતિથી સભ્યતાથી પરસ્પર લેવડદેવડ ચાલતી હોય તે વ્યવહાર કહેવાય, તે વ્યવહારથી યુક્ત તે લોક કહેવાય, તેવા લોકમાં રહેતા જન એટલે મનુષ્ય સમુદાયમાં જે જે ઉંચ જાતિના રત્નો તથા સુવર્ણ વિગેરે મોટા મૂલ્યવાળા ગણાય છે. તેમ અહિંઆં

દૃષ્ટાંત જણાવે છે કે જેમ પદ્મરાગ, વૈડુર્ય, નીલરત્ન, ચંદ્રકાંત રત્ન, સૂર્યકાંત, જલકાંત વિગેરે જે જે રત્નો છે, તેની ઉત્પત્તિ રોહણાચલની ખાણોમાં થાય છે. તે રત્નને બહાર કાઢ્યા પછી પણ તેની સાથે પથ્થર, માટી વિગેરેના પડો સંયોગરૂપે ઉપર લાગેલા હોય છે, તે કારણે અશુદ્ધતા હોય છે. તેમજ ખાણમાં સુવર્ણ રજકણો પણ માટી, પત્થર તથા અન્ય ધાતુની રજકણો સાથે પ્રાયઃ અભેદ જેવા બનેલા હોય છે. તેથી તે બંને પૂર્વ કાલમાં અશુધ્ધ હોય છે. તેમ હોવા છતાં-ક્ષાર. માટી પાણી વિગેરેની સહાયતાથી ચીકણા માટી પત્થરના થરો દૂર થાય છે. તેથી સ્વ સ્વરૂપને પામેલું રત્ન જગતને ચમત્કારી લાગે છે. તથા સુવર્ણ પણ પાંણી વિગેરેના સંયોગથી તેની સાથે લાગેલા ચીકણા માટીના પત્થરના થરોને દૂર કરીને પોતાના સ્વરૂપને કાંઈક અંશે પ્રગટાવે છે, તો પણ તેમાં રહેલા કુધાતુના મિશ્રણને દૂર કરવા આકરા અગ્નિના સંયોગનો ખપ પડે છે, તેના યોગે સુવર્ણ સાથે એકરૂપ બનેલી કુધાતુ બળીને નાશ પામે છે, ત્યારે કાંતિમાન, ગુણયુક્ત, સહજ સ્વભાવવાળું સુવર્ણ પ્રગટ થાય છે. તેવીજ રીતે આત્મા પણ અનાદિ કાલથી પરંપરાની કર્મબંધની યોગ્યતા વડે આઠે પ્રકારના વિચિત્ર અને ભયંકર વિપાકમય દુઃખથી પીડાતો હતો, સંસારમાં ભમતો હતો. તે તેવા પ્રકારના કારણો રૂપ અનુકુલ સામગ્રીને પામીને, દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવના યોગથી સદ્ગુરૂના પરિશ્રમ વડે તેમજ બીજા શુભ નિમિત્ત કારણો વડે યથાપ્રવૃત્તિકરણ, અપૂર્વ કરણ વડે, મોહનીય આદિ કર્મને ઘણા અંશે ભેદીને

જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, નામકર્મ, ગોત્ર-કર્મ તથા અંતરાય કર્મના દલોના ઘણા અંશોનો નાશ કરીને, આત્મગુણો પ્રાપ્ત કરે છે. અને અનંતાનુબંધી, ક્રોધ, માન, માયા, લોભનો પણ ક્ષયોપશમ ભાવ કરે છે. આમ આત્મસ્વરૂપની શુદ્ધતા થતાં જેમ શુધ્ધ સુવર્ણ તથા જાતિ-વંત રત્ન, પોતાના તેજ કાંતિમય કિરણોથી શોભે છે, તેમ આત્મા પણ સમ્યગ્દર્શન તથા સમ્યગ્જ્ઞાન તથા સમ્યગ્ ભાવના, યથાશકિત આચારમાં મુકાયેલા આશ્ચર્યકારી ચારિ-ત્રથી શોભતો છતો, ચમત્કાર ઉપજાવે તેવા આત્માના સુંદર ભાવને પ્રગટાવે છે, તેમજ સંસારના વિષયોમાં વિરાગતા કરતો તે આત્મ સ્વરૂપનો અનુભવ, અવગ્રહ, ઇહા, અપાય, ધારણા રૂપે નિશ્ચય કરે છે. તેથી હે ભવ્યાત્માઓ! તમો અંતર્ચક્ષુ વડે વિચારો જેથી અપુનર્બંધકતા પ્રાપ્ત થાય. ૧૮૧

અહીં દર્શનકારોના જે મતો છે તે જણાવે છે:—

**तत्प्रकृत्यैव शेषस्य, केचिदेनां प्रचक्षते ।**
**आलोचनाद्यभावेन, तथानाभोगसङ्गताम् ॥१८२॥**

અર્થ:—જે અપુનર્બંધક છે, તેમને કર્મની મોટી સ્થિતિ બાંધવાની નથી હોતી. બાકીના જે સકૃત્ વા અસકૃત બંધક છે તેમાં કેટલાક મતવાદીઓ તે આત્મ—બ્રહ્મને સાથે લાગેલી પ્રકૃતિ વડે બંધ સંભવે છે, તેમજ કેટલાક દર્શ-નકારો આલોચનાના અભાવથી બંધનો સંભવ માને છે, તેમ કોઈક મતવાલા અનાભોગના સંગતથી કર્મનો સંબંધ માને છે. ૧૮૨

વિવેચન:—જે ભવ્યાત્માઓએ સમ્યગ્દર્શનને પ્રાપ્ત કરીને અર્ધ પુદ્ગલ પરાવર્ત ઉપરનો સર્વ સંસાર નાશ કર્યો છે તે અપુનર્બંધક છે, તેથી અન્ય જે સકૃત વા અસકૃત બંધકો છે તે વિષયમાં કેટલાક દર્શનકારો જેનું સ્વરૂપ આગલ કહેવાનું છે, તે પ્રકૃતિ એટલે જીવાત્માનો વિકારમય સત્વસ્, રાજસ્, તામસ્ રૂપ સ્વભાવ જીવાત્માને અસકૃતબંધ હેતુ વા સકૃતબંધ હેતુ થાય છે. એટલે પ્રકૃતિને કર્મબંધમાં સંસારના ભવભ્રમણમાં હેતુરૂપે માને છે. તેમજ બાહ્ય ભાવે અવિવેકપૂર્વક પૂર્વ સેવારૂપ ક્રિયામાં પણ તેજ હેતુ તે કપિલાદિ શાસ્ત્રકારો માને છે. પણ બધા પ્રકૃતિને જ કારણ નથી માનતા. બીજા કેટલાક દર્શનકારો આલોચના એટલે અવગ્રહ, ઈહા, અપાય, ધારણારૂપ વિવેક ચક્ષુથી કાર્યનો વિચાર કરવાના અભાવને કર્મ હેતુનું કારણ માને છે, કારણ કે ઇહા અપાયરૂપ સદ્ વસ્તુની વિચારણા, ગુરૂના ઉપદેશ પ્રમાણે વિચારતા સાચા માર્ગનો નિશ્ચય થાય છે. પણ એવા સદ્‌વિવેક પૂર્વક જ્યાં વિચારણા રૂપ આલોચના નથી થતી અને ઐહિક લાભની બુદ્ધિથી પ્રવૃત્તિ કરાય તે કેવળ સકૃત્ વા અસકૃત બંધનો હેતુ બને છે. તેમજ કોઈ દર્શનકારના મતે અનાભોગ વડે ઉપર કહ્યો તેવો સકૃત્ વા અસકૃત એટલે એક વખત વા અનેક વખત લાંબા સંસારમાં રખડાવનારા કર્મબંધનો હેતુ થાય છે. અનાયોગ એટલે હું કોણ છું ? મારૂં કેવું સ્વરૂપ છે ? કેમ અહિંઆં આવ્યો છું ? હવે આ ક્રિયાનું કેવું ફળ મળશે ? આવી વિવેક એટલે હિતાહિતની વિચારણનો જ્યાં અભાવ

હોય તેને અનાભોગ કહેવાય છે. તેથી જૈન શાસ્ત્રકારો આત્માના સદુપયોગનો જે અભાવ તેને અનાભોગ કહે છે. આવી અવસ્થામાં જે ક્રિયા ધર્મરૂપે કરાય, તે પુન્ય રૂપ હોવા છતાં પણ તે સંસારના કર્મબંધનો એક વખત, બે વખત વા વધારે વખત હેતુ થાય છે. તેથી તે ક્રિયાને ઉપચારથી અબંધક કહેલી છે, પણ વસ્તુતઃ કર્મબંધન રૂપ જ છે. એમ નિશ્ચય માનવું. ૧૮૨

એનું સમર્થન કરતાં જણાવે છે:—

**युज्यते चैतदप्येवं, तीव्रे मलविषे न यत्।**
**तदावेगो भवासङ्ग–स्तस्योच्चैर्विनिवर्तते ॥१८३॥**

અર્થઃ—એ વાત આમ પણ ઘટે છે, જ્યારે તીવ્ર કર્મમલ રૂપ વિષ આત્મામાં સંયુક્ત હોય ત્યારે તે કર્મમલનો વિષમય આવેગ ભવપરંપરાનો સંયોગ અત્યંત આવેશ યુક્ત સંસાર સંબંધ કરનારો થાય છે. ૧૮૩

વિવેચનઃ——પૂર્વે જે વાત હમણાં કહેવાણી કે પ્રકૃતિ–કર્મમલ પરંપરાએ સંસારની વૃદ્ધિ કરનારી થાય છે તે વાત યથાર્થ ઘટે છે. એમ કેટલાક દર્શનકારો માને છે. તેમાં એ હેતુ છે કે ત્યારે જીવાત્માને અત્યંત ઉત્કૃષ્ટ મલ એટલે કર્મ મલમય વિષ લાગેલું હોય છે. તે કારણે જીવાત્મામાં કર્મનો સંબંધ કરાવનારી યોગ્યતા રૂપ આંતર રાગ દ્વેષ મય પરિણામ ચાલતા રહેલા હોય છે, તે જ કર્મ બંધની યોગ્યતા જાણવી. તેના બલથી કર્મ પરંપરા ચાલે છે. તે કર્મ મેલથી ઉત્પન્ન થયેલા મલ વિષના આવે-

ગથી સંસારમાં જીવને બંધન કરાવનારો. સંસારનો સંબંધ હોય છે. તે જો કે સર્વને નથી. અપુનર્બંધક આત્માઓને તે કર્મબંધનું કારણ નથી બનતું, પણ બાકીના જે પુનર્બંધકો ભવાભિનંદી છે તેને તીવ્ર કર્મ મલ રૂપ વિષનો આવેગ હોવાથી, તે આત્માને ઉત્કૃષ્ટ કર્મની સ્થિતિને બાંધનાર યોગ્યતા અત્યંત વર્તે છે. હવે જ્યારે એવી કર્મ બંધની યોગ્યતા જરા તરા ઓછી થાય, ત્યારે પ્રાયઃ યથાપ્રવૃત્તિકરણ કરી બીજા અપૂર્વ કરણ રૂપ વિશુદ્ધ અધ્યવસાયથી મોહની કઠણ ગાંઠ જે કર્મરૂપ વૃક્ષમાં અનાદિ બીજ રૂપ છે, તેને ભેદે છે. મોહનીય કર્મની તથા બીજા પણ આયુષ્ય સિવાયના કર્મની જે ઉત્કૃષ્ટિ સ્થિતિ પહેલાં હતી, તેનો ઘણોખરો ભાગ ક્ષય કરીને સમ્યગ્દર્શનને પામે છે. ત્યાર પછી તે જીવ કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ ફરીને બાંધતો નથી તેથી તેવા જીવાત્માઓને અપુનર્બંધકત્વપણું અવશ્ય પ્રાપ્ત થાય છે, તેમને અપુનર્બંધકત્વ વાસ્તવિક ભાવે થયેલું સમજવું. અને બાકીના કપિલદેવ, પતંજલિ મહર્ષિ વિગેરેએ જે પૂર્વ સેવા કહી છે, તે યથાર્થ અનુભવ વિનાના, સંસાર સુખની વાસનાવાળાને પણ હોય, તેમ જણાવ્યું છે, માટે તે પૂર્વ સેવા ઉપચાર ભાવથી જાણવી. ૧૮૩

હવે જે પ્રકૃતિને લઈને પૂર્વસેવા કહેલી છે તે વાત જણાવી, હવે તેથી વિપરીત સહજ ભાવે જ્ઞાનપૂર્વક પૂર્વ સેવાના સ્વરૂપને જણાવતાં કહે છે:—

संक्लेशायोगतो भूयः, कल्याणाङ्गतया च यत् ।
तात्त्विकी प्रकृतिर्ज्ञेया, तदन्या तूपचारतः ॥१८४॥

અર્થ:—સંક્લેશના સંબંધ વિના અને કલ્યાણના અંગરૂપે પ્રકૃતિ જ્યારે હોય ત્યારે તે પ્રકૃતિને સત્ય તાત્વિકી પ્રકૃતિ જાણવી, તેથી અન્ય સંક્લેશવાળી પ્રકૃતિ પૂર્વ સેવા રૂપે જે કહેવાય છે તે માત્ર ઉપચારથી જ કહેવાય છે તેમ જાણવું. ૧૮૪

વિવેચન:—જે પ્રકૃતિની વાત કહેવાય છે તે પ્રકૃતિ જ્યારે સંક્લેશમય હોય છે ત્યારે વારંવાર પુનર્બંધકતા-વાલી હોય છે. પણ જ્યારે તે પ્રકૃતિ વડે પુરૂષ રૂપ આત્માને દુ:ખમય આધિ, ઉપાધિ, વ્યાધિમય સંક્લેશથી સંસારના દુ:ખનો અત્યંત અનુભવ થાય છે, ત્યારે તે આત્મા સંસારવાસનાથી કંટાળો લાવીને હળવે હળવે સત્ય અનુભવ થવાથી પુન્ય યોગની પ્રવૃતિમાં જોડાય છે, ત્યારે તીવ્ર પ્રકારના સંક્લે-શના અભાવથી તથા પુન્યરૂપ કલ્યાણય પ્રકૃતિથી ક્રમે ક્રમે ચઢતા ભાવે ભવ વૈરાગ્યથી ( સંવેગ, નિર્વેદથી ) તાત્વિક કલ્યાણમય મોક્ષમાર્ગ રૂપ પૂર્વ સેવા વ્રત, પચ્ચખાણ, જીવરક્ષા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, અકિંચનત્વ, પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિથી યુકત, મહાવ્રતની ભાવનામય અધ્યાત્મ ભાવનામય પ્રવૃત્તિ કરાય છે. તે તાત્વિકી પ્રકૃતિ જાણવી એટલે આત્મસ્વભાવિકી અને ધર્મની પ્રાપ્તિ માટે યોગ્યતા લાવનારી જાણવી. કારણ કે ધર્મને જે યોગ્ય થયેલો હોય તેને તે પ્રકૃતિ પ્રગટે છે. અને તેથી અન્ય એવી જે પ્રકૃતિ પૂર્વ સેવા રૂપે ગણાવી છે, તે સત્ય તા-ત્વિકી પ્રકૃતિ જાણવી, તેથી અન્ય પ્રકૃતિ તે સંસારને વધા-રનારી વિકૃત પ્રકૃતિ જાણવી. તેમાં પૂર્વ સેવા જે થાય છે,

તે મિથ્યાત્વમય હોવાથી તેવા આત્મા પુનર્બંધકો જ છે તેમ જાણવું. ૧૮૪

एनां चाश्रित्य शास्त्रेषु, व्यवहारः प्रवर्त्तते ।
ततश्चाधिकृतं वस्तु, नान्यथेति स्थितं ह्यदः ॥१८५॥

અર્થ:—એ પ્રકૃતિને આધારે શાસ્ત્રોમાં વ્યવહાર પ્રવર્તે છે. તે માટે જે વસ્તુનો શાસ્ત્રકારોએ સ્વીકાર કર્યો છે, તે વસ્તુ અવશ્ય નકામી નથી એમ માનવું. ૧૮૫

વિવેચન:—જે પ્રકૃતિને યોગશાસ્ત્રના પ્રણેતાઓ તાત્વિકી જણાવે છે, તે પ્રકૃતિ વડે યોગશાસ્ત્રકારોએ પૂર્વ સેવા આદિરૂપે નિરૂપણ કરેલો છે. આ તાત્વિકી પ્રકૃતિની અપેક્ષાને સ્વીકારીને કહેલ છે. તે હેતુથી પૂર્વસેવા, વીતરાગ પૂજા, ગુરૂભકિત, વ્રત નિયમ, દાન, શિયળ વિગેરે ઉત્તમ ગુણ પ્રાપ્તિમાં ઉપાદાન કારણ થતા હોવાથી તેવી પ્રકૃતિ-મય જે આત્મ સ્વભાવ છે, તે તાત્વિક સત્યજ છે. તેથી તેવી પ્રકૃતિવાળા અપુનર્બંધકો જ છે. તે પ્રકૃતિને છોડીને બીજી રીતે અપુનર્બંધકત્વનો સંભવ નથી. આમ હોવાથી અપુનર્બંધકો યોગરૂપ મોક્ષમાર્ગના પ્રત્યક્ષ અધિકારી થાય છે એમ સિદ્ધ થયું. ૧૮૫

शान्तोदात्तत्वमत्रैव, शुध्यानुष्ठानसाधनम् ।
सूक्ष्मभावोहसंयुक्तं, तत्वसंवेदनानुगम् ॥१८६॥

અર્થ:—શાંત અને ઉદાત્ત તત્વથી યુક્ત શુદ્ધ અનુ-ષ્ઠાન મોક્ષમાર્ગનું સાધન છે. અને તે સૂક્ષ્મ ભાવ યુક્ત

વિચારમય હોવાથી પારમાર્થિક તત્ત્વજ્ઞાનને અનુસરતું છે. ૧૮૬

વિવેચન:—આવી રીતે શાંત એટલે પ્રકૃતિની વિકૃતિથી યુક્ત જે ઇંદ્રિયોની ઉન્માદ અવસ્થારૂપ વિકારોને તથા મનની ચંચલતાને રોકવા માટે તેમજ ક્રોધ, માન, માયા, લોભ, કામ, રાગ, દ્વેષ વિગેરે કષાયોના વિકારોને રોકી રાખીને ઉપશમાવે અને ચિત્તની અવસ્થાને શાંત કરે તે શાંતત્વ અવસ્થા તથા ઉદાત્તત્વ-ઉચ્ચ ઉચ્ચતર ભાવના વડે આશ્રવને રોકીને સદાચાર-સારા આચાર વડે ક્રિયા અનુષ્ઠાન યુક્ત, તથા સ્થિરભાવ યુક્ત, એક આત્મધ્યેયની સામે ચિત્તને સ્થિતિરૂપે બાંધીને, આત્મામાં ધર્મરૂપ પ્રકૃતિને પ્રગટ કરતા, પાપમય વ્યાપારથી રહિત એવું નિરવદ્ય આચરણ થાય. તેવું શુદ્ધ અનુષ્ઠાનરૂપ સાધન તેવા પ્રકારના સૂક્ષ્મ ભાવરૂપ, આત્માના શુદ્ધ અધ્યવસાયથી યુક્ત થયે છતે બંધ મોક્ષ આદિ તત્ત્વના સમ્યગ્જ્ઞાનમાં નિપુણ ભાવમય ઈહા—આલોચના કરતાં, સત્ય તત્ત્વનું યથાર્થ સંવેદન રૂપ જ્ઞાન વિશેષ આત્માને થાય છે. ૧૮૬

આ બધુ શાંત ઉદાત્તત્વપણું આત્માના સ્વભાવમય પ્રકૃતિથી સંભવે છે તે બતાવે છે—

शान्तोदात्तः प्रकृत्येह, शुभभावाश्रयो मतः ।
धन्यो भोगसुखस्येव, वित्ताढयो रूपवान्युवा ॥१८७॥

અર્થ:—અહિંઆં પ્રકૃતિ વડે આત્માનો શાંત અને ઉદાત્ત સ્વભાવ પ્રગટે છે, તે શુભ ભાવને આશ્રય આપનાર

થાય છે એમ યોગીઓનો મત છે. આવી શુભ ભાવના જેને હોય તે ઉત્તમ કલ્યાણસાધક કાર્ય કરનાર થાય છે, માટે તે ધન્ય છે. સારો રૂપવાન એવો યુવાન સારા વિત્તનો માલિક હોય, તેનો સુખ, ભોગ વિલાસ વખાણવા યોગ્ય છે તેમ અહીં જાણવું. ૧૮૭

**વિવેચનઃ**—જે આત્મા શાંત અને ઉદાત્ત પ્રકૃતિવાળો હોય, એટલે એવા સુંદર સ્વભાવ યુક્ત જે યોગાભ્યાસી હોય તેમ જાણવું. આ ચરાચર જગતમાં અત્યંત શુદ્ધ ચિત્તના પરિણામને રાખનારો તે જીવાત્મા શુભ ભાવમય આત્મસ્વરૂપને આશ્રય આપનારો થાય છે. તેમ યોગતત્ત્વને જાણનારા પૂજ્યોનો અભિપ્રાય છે. અહિંઆં એક દૃષ્ટાંત કહેવાય છે, જેમકે સારા રૂપવાળો જે હોય, તેમજ શુભ શરીરવાળો હોય, બળવાન હોય, તેમજ સારા દેખાવનો જે યુવાન પુરૂષ હોય, વળી તે સાથે તે સારો પૈસાપાત્ર હોય, સારા સંગીતમય ગાયનોને સાંભળી શબ્દમય ભોગને પામતો છતો, રૂપવાન, યુવાન, સૌભાગ્યવાન સ્ત્રીઓનો સ્વામી થઈ તેના ભોગ ભોગવતો છતાં, સારા ઉત્તમ જાતના રેશમી કપડાંને તથા રત્ન, સુવર્ણમય આભૂષણોને ધરતો છતો, સુગંધમય અત્તરનો ઉપભોગ કરતો, સારી સુગંધમય ગુલાબ, જાઇ, જુઇ, માલતી, કેવડો તથા કમલ, પદ્મ વિગેરે પુષ્પની માલાઓને ધારણ કરતો છતો, રાજ્ય લક્ષ્મીનો સ્વામી હોય છે. તેમજ સૌભાગ્યવાળો હોવા સાથે, લોકોના ઉપયોગી કાર્ય કરનારો જો હોય તો તેથી લોકમાન્ય પણ થયેલો હોય છે. તેવા જીવાત્માની સર્વ કોઇ ધન્યવાદ આપીને પ્રશંસા કરે છે. તેમ

જે આત્મા ઇંદ્રિયો તથા મનના વિકારોનો નિગ્રહ કરનાર, ઉદાત્ત ચિત્તવાળો, કષાયરૂપ ક્રોધ માન માયા લોભ કામ ઇર્ષ્યા રાગ દ્વેષને જીતનાર એવી શુભ ભાવના વડે શુદ્ધ ચિત્તની પરિણતિમય શુભ ભાવને ધરનારો હોય, તેને યોગશાસ્ત્રોના વિશારદો અવશ્ય ધન્યવાદ આપીને પ્રશંસા કરે છે, અને તેવા પુરૂષને અધ્યાત્મ યોગમાં પ્રવેશ કરનારો માને છે. ૧૮૭

ઉપર કહી તેથી વિરૂદ્ધ પ્રકૃતિવંતને વિરૂદ્ધ ભાવ જ આવે છે તે જણાવે છે:—

अनीदृशस्य च यथा, न भोगसुख मुत्तमम् ।
अशान्तादेस्तथा शुध्धं, नानुष्ठानं कदाचन ॥१८८॥

અર્થ:—જ્યાં તેવા અર્થાદિની સામગ્રી ન હોય ત્યાં ઉત્તમ ભોગ સુખ પણ નથી, તેમજ જ્યાં અશાંત અનુદાત્ત તથા અશુદ્ધ અનુષ્ઠાન હોય ત્યાં કદાપિ પૂર્વ સેવાદિ આત્મ ગુણો અધ્યાત્મ ભાવને પ્રગટ કરનારા નથી થતા. ૧૮૮

વિવેચન:—હવે ઉપર જે પ્રકૃતિનું સ્વરૂપ જણાવ્યું તેમાં શાંત ઉદાત્ત પ્રકૃતિ વડે શુભ અનુષ્ઠાનનો આશ્રય થાય છે. અને તે ન હોય ત્યાં શુભાનુષ્ઠાનનું આશ્રય નથી બનતું. તેને વ્યક્ત કરતાં કહે છે કે જેની પાસે, ધન, ધાન્ય, સુવર્ણ વિગેરે અર્થ એટલે ભોગની સામગ્રી નથી, તેમ રૂપ સોભાગ્ય પણ નથી. શબ્દ, રૂપ, રસ, સુગંધ તથા સ્પર્શ સુખની તીવ્ર ઈચ્છા છતાં પણ સર્વ સામગ્રીનો અપૂન્યવંતોને અભાવ

છે તેવા જીવાત્માઓને શબ્દાદિરૂપ કંચન કામિનીના વિષય ભોગનું સુખ મળતું નથી. તેમજ તેવી અવસ્થાવાલાને કોઈ આદર કે સત્કાર નથી કરતું, પણ લોકોથી ધિક્કારજ કરાય છે. તેવી જ રીતે જે આત્માઓએ પાંચ ઈંદ્રિયો તથા મનના વિષયોનો નિગ્રહ નથી કર્યો, તેમજ કષાયો જ્યાં ઉપશાંત નથી કરાયા એવી અશુદ્ધ પ્રકૃતિનો ઉદય હોય છે તેવા આત્માઓને સફળતાવાલું મોક્ષ માર્ગના બીજ રૂપ શુદ્ધ અનુષ્ઠાન રૂપ, દેવપૂજા, ગુરૂભક્તિ, સત્પાત્રદાન, વિનય, ભક્તિ, વાત્સલ્ય આદિ કદાપિ નથી સંભવતું. ૧૮૮

આમ હોવાથી હવે કેમ વર્તવું તે જણાવે છે:—

मिथ्या विकल्परूपं तु, द्वयोर्द्वयमपि स्थितं ।
स्वबुद्धिविकल्पनाशिल्पि–निर्मितं न तु तत्त्वतः ॥१८९॥

અર્થ:—ભોગની ઇચ્છાવાલા તથા ધર્મની ઇચ્છાવાલામાં ભોગો તથા ભોગની સર્વ સામગ્રી મિથ્યા વિકલ્પ રૂપે રહેલી છે. તેનો અભાવ થતાં તેના સ્વરૂપ ભોગનો પણ અભાવ થાય છે. તેવી જ રીતે પોતાની મનોકલ્પના રૂપ શિલ્પીએ કલ્પેલા સાધનોથી વાસ્તવિક આત્મહિત થતું નથી પણ ભવની પરંપરા માત્ર વધે છે. ૧૮૯

વિવેચન:—મિથ્યા વિકલ્પ રૂપ એટલે "मरूमरीचिकादिषु" મારવાડની લૂખી ભૂમીમાં સૂર્યના કિરણોનો સ્પર્શ થવાથી દુરથી પાણીના પ્રવાહના કલ્લોલો ઉછળતા હોય તેવી ભ્રમણા લોકોને થાય છે, તેથી વાસ્તવિક વિવેકવિકલ એવા ભોળા મૃગલા આદિ જીવોને પણ પાણીના ભ્રમણ થયા કરે છે.

ને તે પ્રત્યે દોટ મૂકાવે છે. અને અંતે થકવીને નિરાશ કરે છે. એમ મિથ્યાત્વવંત અજ્ઞાનીઓ તથા બાહ્ય ભાવે ધર્મી હોવા છતાં પણ અંતરમાં ભોગ સુખની ઇચ્છાવાલા હોવાથી, પાણીની ભ્રાંતિવાલા મૃગની પેઠે સુખના સાધન મનાતા પુદ્ગલમય પદાર્થો માટે વલખાં મારે છે. અને આર્તધ્યાન અને રૌદ્રધ્યાન વડે અનંત સંસારના હેતુમય પાપકર્મને મેળવીને દુ:ખી થાય છે. એટલે જે પુન્યશાલી આત્મા શાંત અને ઉદાત્ત એટલે ઉંચા આશયવાલા હોય છે, તે ભોગની લાલસા વિનાના હોવાથી અનુકુલ ધન, ધાન્ય, સ્વજન, પરિવાર, સત્તા, સૌભાગ્યાદિ ભોગો ભોગવે છે. છતાં પણ તેમને અનિત્ય અને અસાર જાણે છે, તેમાં રાચતા નથી. અને અપુન્યાત્માઓને વિષયોમાં તીવ્ર વાંછા હોવાથી અનેક જીવહિંસા, ચોરી, અસત્ય, વ્યભિચાર, ચાડી, ચુગલી, લુંટ વિગેરે પાપોને કરતાં છતાં જરા પણ સુખને પામતા નથી, પણ દુ:ખની જ પરંપરાને પામે છે. અહિંઆં સાર એજ છે કે મરૂ મરીચિકા એટલે મરૂદેશની ઉજ્જડ, રેતાલ ભૂમિમાં રખડતા મૃગલાને પાણીથી ભરેલી નદીના પ્રવાહની ભ્રાંતિ થાય છે. તેમ પુદ્ગલના ભોગી અને ભોગની પ્રાપ્તિ માટે ધર્મ કરનારા ધાર્મિકોને બાહ્ય ભાવથી દેખાતા ધન, ધાન્યરૂપ રંગવાલા, સ્ત્રી સ્વજન સત્તા વિગેરે સાધન રૂપ વસ્તુઓમાં જે સુખની વાસના અનાદિ કાલીન બંધાઈ છે, તે પણ મિથ્યા વિકલ્પ મય ભ્રાંતિ જ છે. વાસ્તવિક દુ:ખનું જ નિદાન છે. તેમાં જે સુખનું ખોટું જ્ઞાન થાય છે, તે તો માત્ર પોતાની અજ્ઞાનવાસનામય બુદ્ધિરૂપ શિલ્પિએ ઉત્પન્ન કરેલ વિકલ્પરૂપ ભ્રાંતિ

જ છે પણ તાત્ત્વિક રીતે સત્ય નથી. તેમ ભોગ સુખ ધર્માનુગત હોય, તો પણ તે અતાત્ત્વિક જ છે. આત્મ શુદ્ધતા પૂર્વક ધર્માનુષ્ઠાન એજ મોક્ષ માર્ગનો ઉપાદાન હેતુ થાય છે. તે તાત્ત્વિક છે. ૧૮૯

તે વસ્તુની ભાવના પ્રગટ કરતાં જણાવે છેઃ—

**भोगाङ्गशक्तिवैकल्यं, दरिद्रायौवनस्थयोः ।**
**सुरूपरागाशङ्के च, कुरूपस्य स्वयोषिति ॥ १९० ॥**

અર્થ:—ભોગમાં કારણ રૂપ જે સામગ્રી જોઇએ તેનો તથા તેને ભોગવવા યોગ્ય શક્તિનો જે અભાવ હોય તેમજ ધનનો અભાવ હોય, યુવાનીનો અભાવ હોય, તેમજ પોતે કુરૂપ હોય, તો તે કુરૂપને સારા રૂપવાલી પોતાની સ્ત્રીને વિષે આશંકા રહ્યા કરે છે. તેથી તેને સંસાર સુખનો સંભવ નથી. ૧૯૦.

વિવેચન:—અહિંઆં દૃષ્ટાંત આપતાં જણાવે છે કે જેમ વિષય ભોગની તીવ્ર ઇચ્છાવાલા મનુષ્યને વિષય ભોગોના જે અંગો એટલે કારણો કહેવાય છે, તેને વાત્સાયન ઋષિ આ પ્રમાણે જણાવે છે:—

**रूपवयो वैचक्षण्यसौभाग्यमाधुर्यैश्वर्याणि भोगसाधनम् इति । तत्रापि रूपवयोवित्ताढयत्वानि प्रधानानि इति ॥**

રૂપ, ગૌરતા, વય, યુવાન અવસ્થા, વૈચક્ષણ્ય, ડહાપણ, ચતુરાઇ, સૌભાગ્ય, સર્વજનતામાં આદર પામવાપણું, માધુર્ય—ભાષામાં કોમલતા યુક્ત સુંદરતા, ઐશ્વર્ય લોકમાં પોતાની આજ્ઞા ચલાવવાપણું તેમજ ધનાઢયતા આ સર્વ

વિષય ભોગનાં અનુકુલ કારણો હોવાથી, ભોગના અંગો માનેલા છે. તેમાં પણ રૂપ, વય, વિત્તાઢયત્વ એ ત્રણ મુખ્ય કારણો સમજવા. આ ત્રણ ભોગાંગ જેની પાસે હોય તે ભોગી બને છે અને જેને એ ત્રણ કારણોની ઉણપ હોય તે ભોગ શક્તિથી વિકલ જાણવા. એટલે ભોગોના કારણ ભૂત રૂપ, વય, ધનના અભાવવાલા, પાંચ ઇંદ્રિયોના અનુકુલ વિષય ભોગ સેવી શકતા નથી. જેમકે મનુષ્ય ધનની સંપત્તિ રહિત છે, તેથી પ્રાયઃ ભોગને માટે અનુકુલ સામગ્રી મેળવી શકતો નથી. તેમજ વૃદ્ધત્વ, શરીર શક્તિથી રહિત હોવાથી મેળવેલા ભોગોને ભોગવી શકતો નથી. સ્ત્રી જનોમાં રહેલા સુરૂપ વિગેરે ગુણોમાં ભોગ વિલાસનો રાગ રહેલો હોય છે. પણ વૃદ્ધત્વ અવસ્થામાં આવેલા મનુષ્ય ઉપર યુવાન સ્ત્રી પોતાની હોય તો પણ પ્રીતિ કરવામાં શંકાશીલ રહે છે. ધન રહિત મનુષ્યને પ્રાયઃ કન્યા કોઇ આપતું નથી. પુન્ય યોગે સ્ત્રી મળી હોય તો બીજા ધનવાન અને રૂપવાનના ચાળાચટકાથી, આભૂષણોથી, ખાનપાનથી મુંઝાયેલી અનાચારમાં પડીને પોતાના દરિદ્રી પતિને છોડી, અન્ય સાથે વિષય સેવી પતિનો ત્યાગ પણ કરે છે. તેમજ ખરાબ રૂપવાલા ઉપર પોતાની સ્ત્રી પણ પ્રાયઃ પ્રીતિ નથી કરતી. તેમજ યુવાન સ્ત્રી પોતાના પતિમાં ઉપર કહેલી ત્રણ વસ્તુનો જો અભાવ હોય તો તે પુરૂષને પણ મારી સ્ત્રી સદાચારી છે કે નહિ? મારા કહ્યા પ્રમાણે ચાલનારી છે કે નહિ? એવી શંકા પ્રાયઃ નિત્ય રહ્યા કરે છે. આમ હોવાથી જેમ જીવાત્મા મનુષ્ય સંબંધિ સુખથી પ્રાયઃ વંચિત રહે છે, તેવી

રીતે જે જીવાત્મામાં શાંતિ ઉદાત્તતા વિગેરે ગુણો ન હોય એ અધ્યાત્મરસનો આનંદ ભોગવી શકતા નથી. ૧૯૦

તે કારણોમાં વિશેષપણું જણાવે છે:—

**अभिमानसुखाभावे, तथाक्लिष्टान्तरात्मनः ।**
**अपायशक्तियोगाच्च, न हीत्थं भोगिनः सुखम् ॥१९१॥**

અર્થ:—જીવોને અનુકુલ સુખના સાધનોનો યોગ મલે તો અભિમાન થાય છે અને સાધનના અભાવમાં અંતરમાં ક્લેશ થાય છે. આમ અનેક અપાયવાળી ક્ષણિક શક્તિ જીવાત્મામાં હોવાથી ભોગીઓને પણ સુખ તો નથી જ. ૧૯૧

વિવેચન:—હું સુખી છું એવો જે ચિત્તનો પરિણામ અજ્ઞાની જીવાત્માઓને થાય છે, તે અભિમાનનું કારણ થાય છે; અને જ્યારે તેવા પ્રકારના અનુકુલ સુખના સાધનો નથી મલતા ત્યારે આત્માને અંતરમાં ક્લેશ થાય છે. કારણ કે જીવાત્મા સુખ માટે કલ્પેલા સાધનો પૂર્ણ રૂપે ન મલે તેથી સુખમાં ખામી માનીને ખેદ કરે છે. આમ અજ્ઞાની આત્મા બાહ્ય પાંચ ઇંદ્રિયોના અનુકુલ સાધનો મલતાં હું સુખી છું, મારે આટલી સંપત્તિ છે, સત્તા છે, હું દેવ છું, સર્વશક્તિ સંપન્ન છું, એમ અભિમાન કરે છે, અને બીજાની સંપત્તિની ઇર્ષ્યા કરી, તેને હરી લેવાની પ્રપંચતાને રચે, અને તેવી અન્યની વસ્તુ હાથમાં ન આવે તો સુખાભાવ એટલે દુઃખ માને; એમ ઈચ્છિત વસ્તુથી નહિ ધરાયેલો આત્મા દુઃખી મનવાલો હોવાથી આત્મામાં જે સહજ શક્તિ છે, તે મોહમય આવરણથી ઘેરાયેલી હોવાથી અજ્ઞાન ભાવથી

આમ આત્મ ધર્મનું સ્વરૂપ આવી રીતે સિધ્ધ હોવાથી જે સાધ્યની પ્રાપ્તિ થાય છે તે જણાવે છેઃ—

**क्रोधाद्यबाधितः शान्त, उदात्तस्तु महाशयः ।**
**शुभानुबन्धिपुण्याच्च, विशिष्टमतिसङ्गतः ॥१९३॥**

અર્થઃ—ક્રોધ આદિ કષાયથી જેનો આત્મા બાધિત નથી થયો તેવા મહાશય આત્મા શાંત તથા ઉદાત્ત પ્રકૃતિવાળો હોવાથી તેમની શુભ પુન્યાનુબંધી પુન્યની સંગતિવાલી બુદ્ધિ હોય છે, અને તેથી વિશેષ પ્રકારના ગુણોની પ્રાપ્તિ પણ થાય છે. ૧૯૩.

વિવેચનઃ—જે ક્રોધ, માન, માયા ને લોભ, રાગ, દ્વેષ, ઈર્ષ્યા, કામ વિગેરે કષાયમય દોષથી જે જીવના આત્મ ચૈતન્ય રૂપ જ્ઞાન દર્શન ચારિત્ર રૂપ ગુણો દૂષિત થયા નથી એવો શાંત તથા ઉદાત્ત અથવા દાનાદિક ગુણમાં ઉદારતાવાલો એટલે એવા ગુણોને ધરનાર અને મહાશય એટલે ગંભીરતા યુક્ત જે પુન્યશાલી આત્મા હોય, તેજ શુભ પુન્યાનુબંધી પુન્યથી વિશેષ પ્રકારની શુભમતિવાળો હોવાથી સમ્યગ્ ધર્મમાર્ગને અનુસરનારો મહાન્ પ્રજ્ઞાવંત જાણવો. ૧૯૩

આવા પ્રકારથી શુભ પ્રજ્ઞાવંત થયેલો મહાનુભાવ કેવી પ્રવૃત્તિ કરે છે તે જણાવે છેઃ—

**ऊहतेऽयमतः प्रायो—भवबीजादिगोचरम् ।**
**कान्तादिगतगेयादि, तथा भोगीव सुन्दरम् ॥१९४॥**

અર્થઃ—જેમ વિષય ભોગમાં આસક્ત યુવાન સ્રીથી સંગીતના આલાપ પૂર્વક ગવાતા ગાયનોની સુંદરતા સમજે

છે, તેવી રીતે ધર્મમાર્ગને અનુસરનારો અપુનર્બંધક આત્મા, ભવના કારણોને વિચારતો છતો ઘણું કરીને ભવનિર્વેદને પામે છે. ૧૯૪.

વિવેચનઃ—જેમ સ્વરૂપવંતી, ચતુર, સંગીત આદિ શાસ્ત્રોમાં પ્રવિણ કાંતા ગાયન, નાટક, નૃત્ય આદિમાં અત્યંત કુશળ હોવાથી, તેની મુખ મુદ્રાથી પ્રગટતા ગીતથી, તથા તેમાં સહજ ભાવે દેખાતા રૂપ રસ આદિ સર્વ ઇંદ્રિય ગોચર સ્વરૂપથી ભોગી કે જે પુન્યવંત જીવાત્મા છે, તે તેવા સ્વરૂપનો અનુભવ કરતો દેવેન્દ્રની પેઠે આનંદ માને છે, તેમ જે ભવ્યાત્મા અપુનર્બંધક ભાવને પ્રાપ્ત થયો હોય તે ઘણું કરીને વિશેષ પ્રકારની વિવેકવાલી પ્રજ્ઞાવાળો હોવાથી, સંસારના કારણમય રાગ દ્વેષ રૂપ બીજ તથા સંસારના જન્મ મરણ, રોગ, શોક, આધિ, વ્યાધિ રૂપ ફળમય સ્વરૂપને પણ યથા સ્વરૂપે જાણે છે, તે માટે શાસ્ત્રોમાં કહ્યું છે કે—

" एस णं अणाइ जीवे अणाइजीवस्स भवे अणाइकम्मसंजोगनिव्वत्तिए दुक्खरूवे दुक्खफले दुक्खाणुबन्धित्ति "

આ જીવને દ્રવ્યાર્થિક નયથી તેમજ પર્યાયાર્થિક નયથી અનંત જન્મ મરણો રહેલા છે. અને તે ભવ પરંપરાનું કારણ અનાદિ કાલથી પ્રવાહની પરંપરાએ લાગતા, ભોગવાતા એવા કર્મનો સંયોગ સંબંધ પણ પરંપરાએ અનાદિજ છે. તે કર્મ સંયોગ જ્યાં સધી રહે છે, ત્યાં સુધી જીવોને દુઃખ સ્વરૂપ સંસારનો સંબંધ છે. અને તેનું ફલ

વિષય ભોગની આસક્તિને વધારતો અનેક પ્રકારના આર્ત તથા રૌદ્ર ધ્યાન વડે શરીરબળ મનોબળ તથા પુન્યબલને ખરચી તથા પુન્યબલનો નાશ કરતો છતો ધનનો નાશ, યૌવન શક્તિનો નાશ, રૂપ સૌભાગ્યનો નાશ કરે છે. તેથી દારિદ્રત્વ, વૃદ્ધત્વ, કુરૂપ ને અસૌભાગ્યતાને પામેલો તે જીવાત્મા પોતે મનમાં ઇષ્ટ રૂપે માનેલી સ્ત્રીઓ તરફથી પણ તિરસ્કાર પામે છે. અથવા મંત્ર, જડીબુટ્ટી વડે ઉચ્ચાટન ક્રિયા વડે મરણની દશાને પણ પહોંચાડે છે. આમ હોવાથી ભોગની ઈચ્છાવાલા આત્માઓને સંસારમાં ક્યાંય સુખ મળતું નથી. તે માટે હે તત્ત્વના ગવેષકો! હે વિશેષ બુદ્ધિમંતો! સંસારમાં ક્યાં સુખ છે, તે તમો બરાબર તપાસો? અમને તો પ્રશમ રસમય જ્ઞાન દર્શન ચારિત્ર તપમય પરમ વૈરાગ્ય યોગ જ સત્ય સુખનું કારણ દેખાય છે. ૧૯૧

જેવી રીતે રૂપ, યૌવન, સંપત્તિમાનપણું સુખનું અનુષ્ઠાન ગણાય છે, તે ઉપર દૃષ્ટાંત કહ્યું છે. તેવી રીતે દાર્ષ્ટાંતિક ભાવે તે કેવી રીતે લાગુ પડે છે તે જણાવે છેઃ—

अतोऽन्यस्य तु धन्यादे–रिदमत्यन्तमुत्तमम् ।
यथा तथैव शान्तादेः शुध्धानुष्ठानमित्यपि ॥१९२॥

અર્થઃ—આથી એમ સમજવાનું કે પૂર્વે જે ભોગીઓને સુખ વડે ધન્યવાદ અપાય છે, તે ભોગીઓના સુખ કરતાં શાંત તથા ઉદાત્ત પ્રકૃતિવંત ભવ્યાત્માઓ શુદ્ધ અનુષ્ઠાનથી અનેકગણા વધારે વાસ્તવિક સુખને પાત્ર થતા હોવાથી વિશેષ પ્રકારે વખાણવા યોગ્ય છે. ૧૯૨

**વિવેચનઃ—**પૂર્વે બાંધેલા શાતા વેદનીય શુભ કર્મના ઉદય વડે પાંચ ઇંદ્રિઓના અનુકુલ વિષયભોગમાં રહેલા ઇંદ્ર, ચંદ્ર, ચક્રવર્તિ, વાસુદેવ અને અન્ય પુન્યવંતો બાહ્ય સુખથી આ લોકમાં ધન્યવાદને પાત્ર ગણાય છે. બાલજીવો તેવા સુખની નિત્ય ઇચ્છા રાખે છે. અને માને છે કે એવા સુખો અમોને ક્યારે મળે? પરંતુ એ સુખ ક્ષણિક છે, અમુક સમય પછી નાશ પામનાર છે, તેમ પારમાર્થિક દૃષ્ટિવંતો માને છે. તેવીજ રીતે આવા પુન્યવંત આત્મા કરતાં પુન્યાનુબંધી પુન્યવંત કે જેમને પારમાર્થિક સમ્યગ્-જ્ઞાન થયેલ હોવાથી, સમગ્ર ભોગીઓ જેઓ બાહ્ય સુખથી પોતાને સુખી માને છે, તેના કરતા અનંતગણું સુખ સાચા અનુભવ જ્ઞાનવંતને હોય છે, કારણ કે ઇંદ્રિય સુખનો ત્યાગ કરી, કષાયરૂપ ક્રોધ, માન, માયા, લોભ ને મદ છોડીને રાજસ્, તામસ્, પ્રકૃતિનો ત્યાગ કરી પ્રશમ રસમય શાંત ભાવે આત્મામાં સ્થિરતા લાવીને, વિષયના વિચારોને જ્ઞાન વડે ઉપશમાવીને ઉપશમ રસમાં ઝીલવા છતાં, અનેક વિચિત્ર પ્રકૃતિવાલા જીવાત્માઓ પ્રત્યે ઉદાર ભાવે રહે છે. સમ્યગ્ જ્ઞાન દર્શન ચારિત્રની આરાધના કરતા, મૈત્રી પ્રમોદ કરૂણા અને માધ્યસ્થ ભાવ વડે ઉદાત્ત પ્રકૃતિવંત આત્માઓથી જે જે શુભ અનુષ્ઠાન થાય તે તે અનંતગણો લાભ આપનારૂં થાય છે. તેથી શુધ્ધ અનુષ્ઠાન જો એકાગ્ર ભાવે થાય તો અહિંઆં પણ ભોગી આત્માઓ કરતાં અનંતગણો આનંદ આત્મા અનુભવે છે. તેથી સર્વ ધન્યવાદ કરતા અનંતગણો ધન્યવાદ તેઓને જ ઘટે છે તેમ જાણવું. ૧૯૨

આમ આત્મ ધર્મનું સ્વરૂપ આવી રીતે સિદ્ધ હોવાથી જે સાધ્યની પ્રાપ્તિ થાય છે તે જણાવે છે:—

**क्रोधाद्यबाधितः शान्त, उदात्तस्तु महाशयः ।**
**शुमानुबन्धिपुण्याच्च, विशिष्टमतिसङ्गतः ॥१९३॥**

અર્થ:—ક્રોધ આદિ કષાયથી જેનો આત્મા બાધિત નથી થયો તેવા મહાશય આત્મા શાંત તથા ઉદાત્ત પ્રકૃતિવાળો હોવાથી તેમની શુભ પુન્યાનુબંધી પુન્યની સંગતિવાલી બુદ્ધિ હોય છે, અને તેથી વિશેષ પ્રકારના ગુણોની પ્રાપ્તિ પણ થાય છે. ૧૯૩.

વિવેચન:—જે ક્રોધ, માન, માયા ને લોભ, રાગ, દ્વેષ, ઈર્ષ્યા, કામ વિગેરે કષાયમય દોષથી જે જીવના આત્મ ચૈતન્ય રૂપ જ્ઞાન દર્શન ચારિત્ર રૂપ ગુણો દૂષિત થયા નથી એવો શાંત તથા ઉદાત્ત અથવા દાનાદિક ગુણમાં ઉદારતાવાલો એટલે એવા ગુણોને ધરનાર અને મહાશય એટલે ગંભીરતા યુક્ત જે પુન્યશાલી આત્મા હોય, તેજ શુભ પુન્યાનુબંધી પુન્યથી વિશેષ પ્રકારની શુભમતિવાળો હોવાથી સમ્યગ્ ધર્મમાર્ગને અનુસરનારો મહાન્ પ્રજ્ઞાવંત જાણવો. ૧૯૩

આવા પ્રકારથી શુભ પ્રજ્ઞાવંત થયેલો મહાનુભાવ કેવી પ્રવૃત્તિ કરે છે તે જણાવે છે:—

**ऊहतेऽयमतः प्रायो–भवबीजादिगोचरम् ।**
**कान्तादिगतगेयादि, तथा भोगीव सुन्दरम् ॥१९४॥**

અર્થ:—જેમ વિષય ભોગમાં આસક્ત યુવાન સ્ત્રીથી સંગીતના આલાપ પૂર્વક ગવાતા ગાયનોની સુંદરતા સમજે

છે, તેવી રીતે ધર્મમાર્ગને અનુસરનારો અપુનર્બંધક આત્મા, ભવના કારણોને વિચારતો છતો ઘણું કરીને ભવનિર્વેદને પામે છે. ૧૯૪.

વિવેચનઃ—જેમ સ્વરૂપવંતી, ચતુર, સંગીત આદિ શાસ્ત્રોમાં પ્રવિણ કાંતા ગાયન, નાટક, નૃત્ય આદિમાં અત્યંત કુશળ હોવાથી, તેની મુખ મુદ્રાથી પ્રગટતા ગીતથી, તથા તેમાં સહજ ભાવે દેખાતા રૂપ રસ આદિ સર્વ ઇંદ્રિય ગોચર સ્વરૂપથી ભોગી કે જે પુન્યવંત જીવાત્મા છે, તે તેવા સ્વરૂપનો અનુભવ કરતો દેવેન્દ્રની પેઠે આનંદ માને છે, તેમ જે ભવ્યાત્મા અપુનર્બંધક ભાવને પ્રાપ્ત થયો હોય તે ઘણું કરીને વિશેષ પ્રકારની વિવેકવાલી પ્રજ્ઞાવાળો હોવાથી, સંસારના કારણમય રાગ દ્વેષ રૂપ બીજ તથા સંસારના જન્મ મરણ, રોગ, શોક, આધિ, વ્યાધિ રૂપ ફળમય સ્વરૂપને પણ યથા સ્વરૂપે જાણે છે, તે માટે શાસ્ત્રોમાં કહ્યું છે કે—

" एस णं अणाइ जीवे अणाइजीवस्स भवे अणाइकम्मसंजोगनिव्वत्तिए दुक्खरूवे दुक्खफले दुक्खाणुबन्धित्ति "

આ જીવને દ્રવ્યાર્થિક નયથી તેમજ પર્યાયાર્થિક નયથી અનંત જન્મ મરણો રહેલા છે. અને તે ભવ પરંપરાનું કારણ અનાદિ કાલથી પ્રવાહની પરંપરાએ લાગતા, ભોગવાતા એવા કર્મનો સંયોગ સંબંધ પણ પરંપરાએ અનાદિજ છે. તે કર્મ સંયોગ જ્યાં સધી રહે છે, ત્યાં સુધી જીવોને દુઃખ સ્વરૂપ સંસારનો સંબંધ છે. અને તેનું ફલ

પરંપરાએ દુઃખના ફલરૂપે જ થાય છે, તેથી રાગ દ્વેષ જેનું બીજ છે તેવો સંસાર સર્વ દુઃખનું કારણ છે. આથી એમજ સમજવું કે જ્યાં જ્યાં સંસારના કારણરૂપ જે જે રાગદ્વેષમય અઢાર પ્રકારના પાપસ્થાનકો દ્વારા મન વચન કાયાથી થતી સર્વ ક્રિયાઓ, સંસારના અનુબંધ એટલે કારણરૂપ જ જાણવી. અથવા ભવના કારણરૂપ સંસારના સુખ માટે કરાતી સર્વ ક્રિયા અનેક દુઃખની પરંપરા વધારનારી થાય છે, તેજ ભવનું બીજ એટલે ઉપાદાન કારણ છે એમ અવશ્ય ભવ્યાત્માઓએ વિચારવું જોઈએ. તે માટે જેમ યુવાન રસીક પુરૂષ દીવ્ય સંગીતને કરનારી સ્ત્રીમાં જેવા ભાવથી રસીક બને છે, તેવા ભાવથી આત્મવિચારણામાં રસીક થવું. ૧૯૪

આમ વિચારવામાં કેવો અનુભવ આવે છે તે જણાવે છે :—

प्रकृतेर्भेदयोगेन, नासमो नाम आत्मनः।
हेत्वभेदादिदं चारु, न्यायमुद्रानुसारतः ॥१९५॥

અર્થઃ—પ્રકૃતિના ભેદથી આત્માની અસમાનતા પડતી નથી, પરંતુ તેના હેતુ ( સ્વભાવ )નું અભેદપણું હોવાથી, આત્મસ્વરૂપની અભેદતાજ છે. અને તે ન્યાયની મુદ્રાને અનુસારે જણાય જ છે, તેથી ઉત્તમ જ છે. ૧૯૫

વિવેચનઃ—સાંખ્ય દર્શનકારોએ પ્રકૃતિરૂપ માયાના સત્વ, રજસ્ ને તમસ્ રૂપ ત્રણ ભેદ પાડયા છે. તેને જૈન સ્યાદ્‌વાદ સિદ્ધાંતના મત પ્રમાણે જ્ઞાનાવરણ, દર્શના-

વરણુ, મોહનીય, અંતરાય, નામકર્મ, ગોત્રકર્મ, આયુષ્યકર્મ ને વેદનીય કર્મ એમ આઠ ભેદ પાડેલા છે; તે પ્રકૃતિરૂપ કર્મના ભેદ પાડવાથી આત્મામાં પણ એકાંતે ભેદ પડે છે, એમ જરા પણ માનવા યોગ્ય નથી. કારણ કે આત્માને લાગેલી કર્મની વિરૂપતાથી આત્માના અનેક પરિણામ રૂપ પર્યાયો થાય છે. તો પણ મૂલ ચેતન્ય ગુણો જે આત્માના સહજ ભાવે છે, તેમાં ફેર પડતો નથી. જેમકે સૂર્યનો પ્રકાશક સ્વભાવ છે. તે જ્યારે વાદળાંથી ઢંકાયો હોય છે, ત્યારે પૃથ્વીને એવો પૂર્ણ પ્રકાશ નથી આપતો, પણ તે વાદળાં જ્યારે ખસી જાય છે ત્યારે પૃથ્વીને પૂર્ણ પ્રકાશ આપે છે, તેમ પ્રકૃતિનો વિલય થતાં સહજ સ્વભાવે આત્મ-ચેતન્ય પૂર્ણ પ્રકાશે છે, તેથી એકાન્તથી આત્માનો ભેદ નથી. જેને મૂલ ધર્મ સમાન હોય તે કદાપિ કાલે ભેદ-સ્વરૂપને નથી પામતો એટલે જીવાત્મામાં પરિણામ ભાવે, ચતન્ય ભાવે, શ્રદ્ધા ભાવે એકત્વપણું પ્રત્યક્ષ દેખાય છે, પણ ભેદત્વરૂપ જુદા સ્વભાવપણું નથી અનુભવાતું; પરંતુ સર્વ જીવાત્માઓમાં સદા સર્વદા સરખાપણું જ અનુભવાય છે, તેનું જો કોઈ કારણ હોય તો જીવોનું મૂલ આત્મ-સ્વરૂપ હેતુ એકસમાન હોવાથી અભેદત્વ આવે છે. તેમજ કર્મરૂપ પ્રકૃતિ જુદા જુદા ભેદને વિકારી ભાવે એટલે વિભાગ રૂપે જુદાપણું ધરે છે, તો પણ તેનું પણ મૂલ એક પ્રકૃતિ (કર્મદલ) રૂપ એકજ એટલે અભેદ રૂપ હોવાથી નાનાપણું એટલે જુદા જુદાપણું સહજ ભાવનું નથી. કહ્યું છે કે—

"न ह्यभिन्ने हेतौ क्वचिदपि फलभेद उपपद्यते इति"

જ્યાં હેતુઓનો ભેદ ન હોય ત્યાં કદાપિ પણ ફલનો ભેદ ન હોય, એવું અવશ્ય પ્રત્યક્ષ અનુભવાય છે, તેથી એમ અવશ્ય સમજવું કે આ કર્મ રૂપ પ્રકૃતિઓનો અનેકાંત રૂપ સ્યાદ્‌વાદ દૃષ્ટિથી વિચારતાં અપેક્ષાએ ભેદ પણ મનાય છે, પણ એકાંતથી ભેદ નથી. તેના યોગે આત્માના પરિણામ પણ કથંચિત્ ભિન્ન પ્રકારના પણ દેખાય છે, એમ અપેક્ષાએ ભેદત્વ વા અભેદત્વ ભિન્ન દૃષ્ટિથી અનુભવાય છે, એટલે અપેક્ષા દૃષ્ટિથી અનુભવાય છે, પણ એકાન્તથી ભેદ રૂપે છે કે અભેદરૂપે છે એમજ પ્રકૃતિમાં કે આત્મામાં મનાતું નથી. માટે ન્યાય મુદ્રાને અનુસારે વિચારતાં એજ સત્ય જણાય છે. એટલે અહીંઆં સત્ય, તર્ક, હેતુવાદ પૂર્વક સાધ્યની સિદ્ધિ થાય, તેવી રીતે ન્યાય મુદ્રા એટલે હેતુવાદથી વિચાર કરવા વડે પરવાદીઓએ આપેલા દોષનું ખંડન કરીને, સત્ય નિર્ણય કરી વસ્તુ તત્ત્વની યથાર્થ સિદ્ધિ કરાય છે તેવી ન્યાય રાજાની મુદ્રારૂપ આજ્ઞા પરવાદી એટલે એકાંતથી વસ્તુ નિત્ય જ છે કે અનિત્ય જ છે, એવી વાયડા દર્શનકારોની સિદ્ધિઓની આજ્ઞાને નષ્ટ કરીને યથાર્થ વસ્તુ સ્વભાવને પ્રગટ કરવાથી પૂજ્ય વીતરાગ પરમાત્મા મહાવીર દેવ પ્રણીત આગમને અનુસારે વસ્તુ સ્વરૂપનું પ્રતિપાદન કરવું તે ન્યાયમુદ્રા કહેવાય છે, તે ન્યાય મુદ્રાને અનુસારે વિચારતાં કર્મરૂપ પ્રકૃતિ જે પુદ્‌ગલ પરમાણુથી બનેલી હોવાથી, અને આત્માએ તેવી યોગ્યતા વડે શુભાશુભ પરિણામથી ગ્રહણ

કરીને કર્મરૂપે પરિણમાવેલી હોવાથી એક સ્વભાવવાળી દ્રવ્યાર્થિક નયથી એકજ મનાય છે, તો પણ તે પ્રકૃતિઓમાં કોઇ જ્ઞાન શક્તિને રોકે છે, કોઇ દર્શન શક્તિને રોકે છે, કોઈ ચારિત્ર શકિતને રોકે છે, કોઈ પ્રકૃતિ સુખનું કારણ થાય છે, તો કોઈ દુઃખનું કારણ થાય છે, કોઈ પાપબંધનો હેતુ, કોઈ પુન્યબંધનો હેતુ, કોઇ લાંબા આયુષ્ય માટે, કોઈ ટુંકા આયુષ્ય માટે આમ એ પ્રકૃતિઓ જુદા જુદા કાર્યોનો હેતુ બનતી હોવાથી પર્યાયાર્થિક નયથી ભેદવાળી પણ ગણાય છે. આમ જોકે પ્રકૃતિનો ભેદ માનીએ, તો પણ આત્માથી આત્મ પરિણામ અભિન્ન હોવાથી, અને ભિન્ન થતુ ન હોવાથી એકજ સ્વરૂપ આત્માનું દ્રવ્યાર્થિક નયથી માનવું. પણ જો આત્માને પ્રકૃતિથી એકાંત અભિન્ન જ માનીએ તો કોઈ આત્મા કદાપિ પણ મુકત જ ન થાય, અને તેવી જ રીતે આત્માથી કર્મદલ ભિન્ન હોવાથી જો આત્માને હેતુ વિના ચોંટી જતા હોય તો મુકત આત્માઓ પુનઃ સંસારમાં પડી જાય. તેમજ તેવા પ્રકારની યોગ્યતા વિના કર્મ સર્વથા આત્માથી એકદમ ભિન્ન થાય તો સંસારી આત્મા મુકત પણ થઇ જાય, આમ જો એકાંતે કર્મરૂપ પ્રકૃતિને ભેદ સ્વરૂપ વા અભેદ સ્વરૂપ માનીએ તો અનેક દોષ આવી જાય છે, માટે આત્મ સ્વરૂપ કે પ્રકૃતિનું સ્વરૂપ કદાપિ ન્યાય મુદ્રાનો ત્યાગ કરતું નથી. ૧૯૫

एवं च सर्वस्तद्योगा–दयमात्मा तथा तथा ।
भवे भवेदतः सर्व–प्राप्तिरस्याविरोधिनी ॥१९६॥

અર્થ:—એ પ્રમાણે આત્મા તથા પ્રકૃતિ વગેરે સર્વ વસ્તુનું સ્વભાવે પરિણમન થતું હોવાથી પ્રકૃતિના સંબંધ વડે આત્માઓને ભવને વિષે સર્વ ભવની પ્રાપ્તિ થાય તે અવિરૂદ્ધ છે. ૧૯૬

વિવેચન:—એ પ્રમાણે પ્રકૃતિ એટલે કર્મનું અનેક સ્વભાવત્વ જે ઉપર જણાવ્યું છે તે અપેક્ષાથી થાય છે તેમ જાણવું. એમ પ્રકૃતિના ભેદથી આત્માના અનેક પ્રકારના પરિણામ થાય છે તે યથાર્થ સંગત (સત્ય) જ છે, તેથી સર્વ આત્માઓ જેઓમાં કર્મબંધની યોગ્યતા રૂપ રાગદ્વેષનું બીજ રહેલું છે તે સર્વ આત્માઓ જે કર્મરૂપ પ્રકૃતિના સંયોગો પરિણામના કારણે થાય છે. તેથી કથંચિત્ ઉપચાર ભાવે વ્યવહારનય વડે એકત્વભાવ આત્મા અને પ્રકૃતિનો ગણાય છે, તે કારણે આત્માના પર્યાયરૂપ પરિણામનું અનેકપણું પણ સિદ્ધ થાય છે, તેથી આત્મા કર્મના પરિણામને ભોગવતો સંસારમાં ભમે છે, વારંવાર ઉંચ નીચ યોનિઓમાં ઉપજે છે, અને તેવી ભવ પરંપરાની યોગ્યતારૂપ બીજનો જેટલા અંશે ક્ષય થાય તેટલો ઉંચત્વને પામતો ક્રમે ક્રમે અપુનર્બંધક અવસ્થાને ધારણ કરનારો પણ થાય છે. તેથી પ્રકૃતિના યોગ્ય સંયોગથી એક અવસ્થાને પામનારો આત્મા સંસારની ભવ પરંપરા કે અપવર્ગરૂપ મોક્ષ વિગેરેના લાભને પામે છે. તેમાં જરા પણ વિરોધ નથી આવતો, એટલે સાર એજ સમજવાનો કે જીવાત્માને કર્મરૂપ પ્રકૃતિનો સંયોગ રહે ત્યાં સુધી સંસારવાસ છે અને

તેમાં હેતુ એક ઈશ્વર પ્રેરીત છે, અને તેની સિદ્ધતા પ્રમાણુથી પ્રતિષ્ઠિત થયેલી છે. કારણુ કે જગતનો નિયામક પરમેશ્વર કોઈથી નહિ દબાયેલો સ્વતંત્ર સ્વરૂપવાલો ને વૈરાગ્યવાન છે તેમ બતાવતી આ કારિકા તે દર્શનકારો કહે છે, તે અમો અત્રે જણુાવીએ છીએ.

" ज्ञानमप्रतिघं यस्य, वैराग्य च जगत्पतेः। पेश्वर्यं चैव धर्मश्च सहसिद्धं चतुष्टयं "

જેનું કોઇથી ન હણુાય એવું અપૂર્વ જ્ઞાન હોય, તેમજ તેવો વૈરાગ્ય હોય, ઐશ્વર્ય અને પ્રાણીઓને દુર્ગતિમાં પડતાં બચાવનાર ધર્મ હોય, એ ચાર વસ્તુ જેને સહજ સિદ્ધ હોય, તે જગતનો રક્ષણુ કરનારો જગત્પતિ ઈશ્વર જાણુવો." આમ જો ઇશ્વરમાં જ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્ય અને ધર્મ સહજ હોય તો તેમાં પ્રથમથી વિરાગતા હોવાથી કોઇનું ભલું કે બુરૂ કરવાનું રહેતું નથી. અને જો ઇશ્વર કોઈનું ભલું કે બુરૂં કરતા હોય તો, ઈશ્વરમાં રાગ અને દ્વેષ રહેલા છે તેમ તમે સ્વીકાર કર્યો. તેથી રાગ દ્વેષ હોય ત્યાં વૈરાગ્યતા નથી રહેતી,. એટલે વૈરાગ્યતા ઉડી ગઈ, અને જો યોગ્યતા પ્રમાણે ઇશ્વરની કૃપા વા અકૃપા થાય છે, તો અત્રે જીવોને કર્મબંધના યોગ્યતાની આપેક્ષા છે, એમ સંભવે છે. તેથી મોક્ષ પણુ જીવોની યોગ્યતાથી કર્મનો સંબંધ છુટે ત્યારે થાય છે. તેથી તેમાં પણુ ઇશ્વર હેતુ સિદ્ધ થતો નથી, જો ઇશ્વરને તેમાં હેતુ માનવો હોય તો આકાશને કેમ ન માનવો. કારણુ કે તેમાં પણુ તેની અસ્તિતા તો દેખાય છે, પણુ તેથી બાધ

કતા આવે છે. જો ઇશ્વરની ઇચ્છાને હેતુતા માનીએ તો રાગદ્વેષપણું ઈશ્વરમાં આવી જાય છે. જો ઇશ્વરનો અનુગ્રહ, નિગ્રહ, સર્વત્ર યોગ્યતા અયોગ્યતા વિના સામાન્ય ભાવે થાય છે, એમ હોય તો તેમાં કોઈ પણ હેતુ વિના બધા કાં તો કર્મથી એક સાથે મુક્ત થવા જોઈએ વા વિના હેતુએ ધર્મીઓ પણ અધર્મીઓની સાથે નરકમાં જ જવા જોઈએ. કારણ કે ઇશ્વરની સર્વ જીવો પર સરખી કૃપા વા અવકૃપા થાય છે. અથવા સર્વત્ર ઈશ્વરની કૃપા વિના કોઇ પણ હેતુ આપના મત પ્રમાણે બંધ મોક્ષમાં સંભવતો નથી. ઇશ્વર સમાન દૃષ્ટિવાલો છે તો એકને નરક, બીજાને સ્વર્ગ કે મોક્ષનો ઉપકાર કે અપકાર નજ કરી શકે, તેથી વિભાગ કરવો પણ ઉચિત નથી, કારણ કે તેમાં યોગ્યતા રૂપ કોઈ નિમિત્ત માનવામાં નથી આવતું. તે માટે કહ્યું છે કે,'

" नित्यं सत्त्वमसत्त्वं वा हेतोरन्यानपेक्षणात् । अपेक्षातो हि भावानां, कादाचित्कत्वसंभवः ।"

જો પદાર્થોને એકાંતથી નિત્ય માનીએ વા એકાન્તથી અનિત્ય માનીએ તો તેમાં નિત્યતા પક્ષે પદાર્થોનું હોવાપણું ને અનિત્યપક્ષે પદાર્થોનો અભાવ આવે છે. કારણ કે તેમાં અન્ય હેતુની અપેક્ષાનો સંભવ નથી. પણ જો સ્યાદ્વાદ દૃષ્ટિ પ્રમાણે વસ્તુઓની અસ્તિતા વા નાસ્તિતામાં હેતુતા માનીએ તો દરેક દ્રવ્યોમાં દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવે યથાર્થતા સંભવે છે. એટલે દરેક દ્રવ્યો સ્વદ્રવ્યત્વભાવે સદ્, પરદ્રવ્યતાભાવે અસત્, ક્ષેત્રથી અમુક જગ્યાએ અમુક ઘટે છે, તેનો અન્ય જગ્યાએ અભાવ,

કતા આવે છે. જો ઇશ્વરની ઇચ્છાને હેતુતા માનીએ તો રાગદ્વેષપણું ઈશ્વરમાં આવી જાય છે. જો ઇશ્વરનો અનુગ્રહ, નિગ્રહ, સર્વત્ર યોગ્યતા અયોગ્યતા વિના સામાન્ય ભાવે થાય છે, એમ હોય તો તેમાં કોઈ પણ હેતુ વિના બધા કાં તો કર્મથી એક સાથે મુક્ત થવા જોઈએ વા વિના હેતુએ ધર્મીઓ પણ અધર્મીઓની સાથે નરકમાં જ જવા જોઈએ. કારણ કે ઈશ્વરની સર્વ જીવો પર સરખી કૃપા વા અવકૃપા થાય છે. અથવા સર્વત્ર ઈશ્વરની કૃપા વિના કોઇ પણ હેતુ આપના મત પ્રમાણે બંધ મોક્ષમાં સંભવતો નથી. ઇશ્વર સમાન દૃષ્ટિવાળો છે તો એકને નરક, બીજાને સ્વર્ગ કે મોક્ષનો ઉપકાર કે અપકાર નજ કરી શકે, તેથી વિભાગ કરવો પણ ઉચિત નથી, કારણ કે તેમાં યોગ્યતા રૂપ કોઈ નિમિત્ત માનવામાં નથી આવતું. તે માટે કહ્યું છે કે,

" नित्यं सत्त्वमसत्त्वं वा हेतोरन्यानपेक्षणात् । अपेक्षातो हि भावानां, कादाचित्कत्वसंभवः ।"

જો પદાર્થોને એકાંતથી નિત્ય માનીએ વા એકાન્તથી અનિત્ય માનીએ તો તેમાં નિત્યતા પક્ષે પદાર્થોનું હોવાપણું ને અનિત્યપક્ષે પદાર્થોનો અભાવ આવે છે. કારણ કે તેમાં અન્ય હેતુની અપેક્ષાનો સંભવ નથી. પણ જો સ્યાદ્વાદ દૃષ્ટિ પ્રમાણે વસ્તુઓની અસ્તિતા વા નાસ્તિતામાં હેતુતા માનીએ તો દરેક દ્રવ્યોમાં દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવે યથાર્થતા સંભવે છે. એટલે દરેક દ્રવ્યો સ્વદ્રવ્યત્વભાવે સદ્, પરદ્રવ્યતાભાવે અસત્, ક્ષેત્રથી અમુક જગ્યાએ અમુક ઘટે છે, તેનો અન્ય જગ્યાએ અભાવ,

કાલથી શ્રીમાન કૃષ્ણ દેવ મહાભારતના કાલમાં હતા, પણ તેનો વર્તમાન કાળમાં કૃષ્ણપણે અભાવ છે. ભાવથી શ્રીકૃષ્ણ પોતાના ગુણ શક્તિ, અનુભવ, સ્વરૂપ વાસુદેવ હતા. પણ દુર્યોધનની જ્ઞાન, શક્તિ, તેમજ અનુભવ સ્વરૂપ ગુણોનો કૃષ્ણમાં અભાવ આવે છે. એમ ભાવ–પદાર્થોનું અસ્તિત્વ, નાસ્તિત્વ, કાર્યતા, અકાર્યતા અપેક્ષાથી સંભવે છે. તેમ જ જીવોને કાર્યનું થવાપણું અગર નહિ થવાપણું તે જીવની યોગ્યતાની અપેક્ષા રાખે છે. તેથી પણ ઇશ્વરને જીવોના લાભાલાભમાં ઉપાદાન રૂપે હેતુતા સંભવી શકતી નથી. માટે ઇશ્વરની સંસિદ્ધિના વિષે કાંઇ સામર્થ્ય સંભવતું નથી, પણ જીવોના જે જે પરિણામ એટલે શુભ વા અશુભ વિચાર થાય તેને અનુસારે શુભાશુભ કર્મ બંધ થાય. તેથી શુભાશુભ સુખ વા દુઃખના વિચિત્ર ભાવોમાં તે જીવના પરિણામને હેતુતા છે, તેથી ઇશ્વરની સિદ્ધિ ચતુષ્ટયને હેતુતા માનવી તે નકામી છે. માટે જીવોમાં ભિન્નતા દેખાય છે તે કર્મની એટલે માયારૂપ પ્રકૃતિને જ કારણે છે. તેમજ વ્યક્તિમાં દરેક પદાર્થોમાં ગુણો તથા પર્યાયોની ભિન્ન પ્રવૃત્તિ હોવાથી વ્યક્તિની પણ ભિન્નતા સિદ્ધ થાય છે. એટલે દરેક આત્માઓમાં પણ ગુણપર્યાયોની એવી રીતે ભિન્નતા જાણવી. તેમજ દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવથી પણ ભિન્નતા અનુભવાય છે. તેમજ સમાન ધર્મની અપેક્ષાએ સર્વ આત્માઓમાં ચૈતન્યની સમાનતા હોવાથી અભેદ પણ છે, એક આત્મામાં પણ જ્ઞાન ગુણના પર્યાય, દર્શન ગુણના પર્યાય, ચારિત્ર ગુણના પર્યાય જુદા જુદા હોવાથી ગુણના પર્યાયની ભિન્નતા અનુભવાય છે. જેમકે એક આમ્ર ફલ છે,

તેમાં રસના પરિણામ, ગંધના પર્યાય રૂપ (રંગ) પર્યાય જુદા જુદા છે, તો પણ એક ફળ રૂપ વ્યક્તિની અપેક્ષાએ એક ગણાય છે. તેમ આત્માના ચૈતન્ય રૂપ પર્યાયો એક છતાં જ્ઞાન, દર્શન, ચારિત્ર, ક્રિયારૂપ પર્યાયો ભિન્ન ભિન્ન અનુભવાતા છતાં એક દ્રવ્યને આધારે થતા હોવાથી સર્વનું એકત્વ પણ અપેક્ષાએ ગણાય છે. તે કેવી રીતે થાય ? તો જણાવે છે કે કાલાદિ એટલે કાલ, સ્વભાવ, નિયતિ, પૂર્વકૃત અને પુરૂષાર્થ એ પાંચ કારણો સર્વ કાર્યોમાં નિમિત્ત કે ઉપાદાન કારણો છે, તેજ જગતના કાર્યો કરનારા થાય છે. તે કારણોમાં જેટલા અંશે વિરૂપપણું હોય, તેવા પ્રકારે કાર્યોની પણ વિચિત્રતા થાય છે તેવી રીતે જ પાંચ કારણની પણ વિચિત્રતા જીવોના પરિણામની વિચિત્રતાના કારણે થાય છે. તેથી આત્મામાં તે કર્મના વિપાકોના ઉદય આવે છતે સુખ વા દુઃખ ભોગવવા યોગ્ય શરીર, ઈંદ્રિયો, તથા તેવા પ્રકારના સ્થાન વિગેરેનું પરિણામ અનુપચરિત ભાવ (ઉપચાર વિના) જ થાય છે. પરંતુ તેમાં ઈશ્વર આદિનો ઉપકાર કે અપકાર થતો હોય તેવું કઇ અનુભવમાં આવતું નથી. તે વાતનું પૂર્વે ન્યાયની યુક્તિથી ખંડન કરેલું છે તે વિચારવું. ૧૯૭

આ વાતનું સમર્થન કરતાં જણાવે છેઃ—

विरोधिन्यपि चैवं स्यात्, तथा लोकेऽपि दृश्यते ।
स्वरूपेतरहेतुभ्यां, भेदादेः फलचित्रता ॥१९८॥

અર્થઃ—જૈન મતથી વિરોધ રાખનારાઓના મત પ્રમાણે પણ એવી રીતે સર્વ પદાર્થોની પ્રાપ્તિ સંભવે છે,

તેમજ સામાન્ય લોકોમાં પણ એ વ્યવહાર દેખાય છે. સ્વ. રૂપની પ્રાપ્તિમાં કે અન્ય રૂપની પ્રાપ્તિમાં તેવા તેવા પ્રકારના જુદા જુદા હેતુઓનો સંબંધ થતો હોવાથી તેવા તેવા ફૂલની પણ વિચિત્રતા થાય છે એમ જાણવું. ૧૯૮

**વિવેચન:**—સ્યાદ્વાદ દર્શનના વિરોધિઓના સિદ્ધાંતિક મતો પ્રમાણે વિચારતાં પણ સર્વ દ્રવ્યોમાં ગુણ પર્યાયો રૂપ સર્વ અર્થોની પ્રાપ્તિ જૈન સિદ્ધાંતમાં પ્રગટ કરીને કહેલા સ્યાદ્વાદ સ્વભાવને અનુસારે જ સિદ્ધ થાય છે. તેમાં જરા પણ વિરોધ નથી આવતો, એમને પણ જ્યાં એકાંત જાતનો સ્વીકાર હોય ત્યાં વિરોધ પણ કથંચિત્ હોય છે જ, આત્મામાં અનાદિ કાલથી લાગેલા મલરૂપ કર્મો એજ, પ્રકૃતિ વા માયાના ભિન્ન ભિન્ન રૂપો જાણવા, અને જીવાત્માની સાથે રજમેલ કનકની જેમ સિદ્ધ છે. હવે તેવી રીતે પ્રકૃતિ (કર્મનો સંબંધ સિદ્ધ હોવાથી) તેનાથી વિરૂદ્ધ ઇશ્વરને જગતની વિચિત્રતાનો હેતુ માનીએ તો સર્વ અર્થની પ્રાપ્તિ એટલે વસ્તુતત્ત્વની સમજણમાં વિરોધ આવે છે, તે પૂર્વે દેખાડયું છે. તેવી જ રીતે બીજા હેતુઓ પણ જણાવે છે. સામાન્ય લોકો પણ સ્યાદ્વાદ શાસ્ત્રોમાં જગતનાં વિચિત્ર કારણો જે કહ્યાં છે તેનો જ સ્વીકાર પોતાની ભાષામાં કરે છે. જેમકે માટી ઘરનું ઉપાદાન કારણ છે તેમ અન્ય ચક્ર, ચિવર, દંડ વિગેરે ઉપકરણો નિમિત્ત કારણો છે. તેઓના સહકારથી ઉપાદાન કારણ રૂપ માટી ઘટ રૂપ પર્યાયને પામે છે. તેમાં ઘટ કાર્યમાં ઉપાદાન રૂપ માટી અભેદ ઉપાદાન તથા બીજા અન્ય નિમિત્ત કારણો કંથચિત્ ભેદાભેદ રૂપે,

યથાયોગ્ય સંબંધના અનુસારે પોતાના હેતુ (નિમિત્ત) વા ઉપાદાનરૂપ ભિન્નાભિન્ન હેતુઓની અપેક્ષાથી ફલ એટલે કાર્યોની પણ વિચિત્રતા અનેક પ્રકારની માલમ પડે છે. જો માટી એકલીને જ ઘટનો હેતુ માનીએ તો સર્વ ઘટમાં માટીવાલાપણું સામાન્ય ભાવે આવતું હોવાથી સર્વ ઘટોમાં એક આકારપણું આવી જાય, એટલે અભેદતા આવી જાય છે. તેથી અહિંઆં કહેવાનું કે, જેમ ઘટમાં એટલી માટીને કારણે બાહ્ય નિમિત્ત કારણોને ન માનીએ તો કાર્યનો અસંભવ થાય છે તેમજ એકલા બાહ્ય કારણો જ નિમિત્તપણે હોવે છતે, ઉપાદાનરૂપ પરિણામી કારણનો વિરહ હોય તો કાચબાના રોમની પેઠે કોઈ પણ કાર્યની સિદ્ધિ નજ થાય. તેથી સ્વરૂપ એટલે ઉપાદાન અને અન્ય નિમિત્ત એવા હેતુઓની અભેદ વૃત્તિ યુકત સહાયતાથી ચિત્ર એટલે આશ્ચર્યજનક સ્વરૂપવાલું કાર્ય ઉપજે છે, એમ સ્વીકારવું જોઈએ. એવી જ રીતે આત્માને સહજ ભાવે સંસિધ્ધ એટલે તેવા પ્રકારની યોગ્યતાથી, અનાદિ કાલના પ્રવાહથી લાગેલો કર્મરૂપ મેલ જે છે તે જીવાત્માઓના પરિણામીક સ્વભાવનો હોવે છતે તેવા પ્રકારના કાલ, સ્વભાવ, નિયતિ, કર્મ અને પુરૂષ પ્રયત્ન એ બાહ્ય તથા અભ્યંતર કારણોની અપેક્ષા લઇને વિચિત્ર કર્મના બાંધનારા થાય છે, અને તેવા પ્રકારના પરિણામોથી બાંધેલા કર્મનો ભોગ કરવા માટે નરક, દેવ, મનુષ્ય, તિર્યંચ વિગેરે પર્યાયોને ધારણ કરે છે. એમ સર્વ લોક કહે છે, તેમજ એ વાત અન્ય શાસ્ત્રોમાં પણ પ્રસિધ્ધ છે, આ યોગ્યતા કે જે કર્મ બંધના હેતુ ભૂત છે તે યોગ્યતાનો જેટલા અંશે નાશ થાય તેટલા અંશે આત્મા

પણ ગોપેન્દ્ર પંડિતના કહ્યા પ્રમાણે માને છે, તેથી જે પ્રમાણે પરમાત્મા વીતરાગે ઉપદેશેલું છે તેનો સારી રીતે વિચાર કરીએ તો આત્માને સત્ય વસ્તુનો અવશ્ય અનુભવ પૂર્વક નિશ્ચય થશે. એટલે તે અપુનર્બંધક થશે તેમ જણાવે છે. માટે ભવ્યાત્માએ પરમાત્માના કહેલા પારમાર્થિક ઉપદેશમાં સ્થિર શ્રદ્ધા રાખી, શક્તિ પ્રમાણે પુરૂષાર્થ પૂર્વક દેવપૂજા, ગુરૂ ભક્તિ વિગેરે કરવું, અને આત્મ વીર્યના સંપૂર્ણ ઉલ્લાસ પૂર્વક અપ્રમાદ ભાવે પાંચ મહાવ્રતને અંગીકાર કરી યથાસ્વરૂપે આઠ પ્રવચન માતાને પાળતા, સ્વાધ્યાય અને ધ્યાનથી સર્વ કર્મ મલનો નાશ કરવા ઉદ્યમ કરવો. ૨૦૦

તે વાતને હવે શ્રી હરિભદ્ર સૂરીશ્વર ભગવાન જણાવે છે:—

**योजनाद्योग इत्युक्तो, मोक्षेण मुनिसत्तमैः ।**
**स निवृत्ताधिकारायां, प्रकृतौ लेशतो ध्रुवः ॥२०१॥**

**અર્થ:**—મોક્ષની સાથે જે ક્રિયા સંબંધ કરાવે તેને યોગ કહેવાય છે એમ મહા મુનિવરોએ કહેલું છે. તે યોગ પ્રકૃતિનો અધિકાર એક અંશથી નિવૃત્ત થતા નિશ્ચય જલ્દી થાય છે. ૨૦૧

**વિવેચન:**—મોક્ષની સાથે એટલે સર્વ કર્મના ક્ષયપૂર્વક સચ્ચિદાનંદ પદની પ્રાપ્તિ થાય તેવા નિર્વાણપદની સાથે જે જપ, તપ, અનુષ્ઠાન સંબંધ કરાવે એટલે મોક્ષ તરફ ગમન કરાવે તેવી જે સર્વશ્રેષ્ઠ ક્રિયા—અનુષ્ઠાન હોય તેને યોગ કહેવાય છે. એમ મુનીશ્વરોમાં પરમ શ્રેષ્ઠ તીર્થંકર, ગણધર; મહર્ષિ વિગેરે આપણા મહાપુરૂષ પ્રવરો

જેમ ઉહાપોહ ભવ સંબંધિ બીજોનો વિચાર કરાવીને આત્માને સંસાર સ્વરૂપનો યથાસ્વરૂપે નિશ્ચય કરાવે છે, તેવીજ રીતે તે ઉહાપોહ કર્મની સાથેનો જે અનાદિ સંબંધ છે, તેનો પણ વિયોગ કરાવે છે. કારણ કે તે ઉહાપોહ—તર્કરૂપ વિચારણા સમ્યગ્ બુધ્ધિવંતને મોક્ષમાર્ગમાં ગમન કરાવીને પોતાના નામને યથાર્થ રૂપે જાહેર કરે છે. ૧૯૯

**एवं लक्षणयुक्तस्य, प्रारम्भादेव चापरैः ।**
**योग उक्तोऽस्य विद्वद्भिर्गोपेन्द्रेण यथोदितम् ॥२००॥**

અર્થ:—એ પ્રમાણે લક્ષણથી યુકત જીવ પૂર્વ સેવાના આરંભથી યોગથી યુકત છે એમ શ્રી ગોપેન્દ્ર નામના પંડિતે કહ્યું છે, તેમ અન્ય વિદ્વાનોએ પણ માન્યું છે. ૨૦૦

વિવેચન:—એ પ્રમાણે પૂર્વે કહેલા ઉહા (અવગ્રહ ઇહા, અપાય, ધારણા) એટલે આ વસ્તુ આમ કેવી રીતે સંભવે તેવા તર્ક બલથી યોગ્યાયોગ્યનો વિચાર જે જીવાત્માને થાય છે, તેવા વિચાર યુક્ત લક્ષણ ગુણથી યુક્ત જે હોય તે ઉહા કહેવાય છે. તે જીવાત્માને પૂર્વ સેવા, દેવ ગુરૂ ભકિત, તપ, જપ, વ્રતપાલન વિગેરે પ્રારંભથી જ હોય છે. તે જીવાત્માઓના કર્મમેલનો જેટલા અંશે નાશ થયેલ હોય, સમ્યગ્ માર્ગાનુસારીપણું થયેલું હોય, તેમને તેટલા અંશે મોક્ષ માર્ગમાં પ્રવર્ત્તક થાય છે. એમ યોગશાસ્ત્રોના રચનારા સારા યોગી શ્રીમાન ગોપેન્દ્ર ભગવાન માને છે. તેમજ બીજા વિલક્ષણ વિદ્વાનો કે જે જૈન મતવાલા નથી તેઓ

પણ ગોપેન્દ્ર પંડિતના કહ્યા પ્રમાણે માને છે, તેથી જે પ્રમાણે પરમાત્મા વીતરાગે ઉપદેશેલું છે તેનો સારી રીતે વિચાર કરીએ તો આત્માને સત્ય વસ્તુનો અવશ્ય અનુભવ પૂર્વક નિશ્ચય થશે. એટલે તે અપુનર્બંધક થશે તેમ જણાવે છે. માટે ભવ્યાત્માએ પરમાત્માના કહેલા પારમાર્થિક ઉપદેશમાં સ્થિર શ્રદ્ધા રાખી, શક્તિ પ્રમાણે પુરૂષાર્થ પૂર્વક દેવપૂજા, ગુરૂ ભકિત વિગેરે કરવું, અને આત્મ વીર્યના સંપૂર્ણ ઉલ્લાસ પૂર્વક અપ્રમાદ ભાવે પાંચ મહાવ્રતને અંગીકાર કરી યથાસ્વરૂપે આઠ પ્રવચન માતાને પાળતા, સ્વાધ્યાય અને ધ્યાનથી સર્વ કર્મ મલનો નાશ કરવા ઉદ્યમ કરવો. ૨૦૦

તે વાતને હવે શ્રી હરિભદ્ર સૂરીશ્વર ભગવાન જણાવે છે:—

योजनाद्योग इत्युक्तो, मोक्षेण मुनिसत्तमैः।
स निवृत्ताधिकारायां, प्रकृतौ लेशतो ध्रुवः ॥२०१॥

**અર્થ:**—મોક્ષની સાથે જે ક્રિયા સંબંધ કરાવે તેને યોગ કહેવાય છે એમ મહા મુનિવરોએ કહેલું છે. તે યોગ પ્રકૃતિનો અધિકાર એક અંશથી નિવૃત્ત થતા નિશ્ચય જલ્દી થાય છે. ૨૦૧

**વિવેચન:**—મોક્ષની સાથે એટલે સર્વ કર્મના ક્ષયપૂર્વક સચ્ચિદાનંદ પદની પ્રાપ્તિ થાય તેવા નિર્વાણપદની સાથે જે જપ, તપ, અનુષ્ઠાન સંબંધ કરાવે એટલે મોક્ષ તરફ ગમન કરાવે તેવી જે સર્વશ્રેષ્ઠ ક્રિયા—અનુષ્ઠાન હોય તેને યોગ કહેવાય છે. એમ મુનીશ્વરોમાં પરમ શ્રેષ્ઠ તીર્થંકર, ગણધર; મહર્ષિ વિગેરે આપણા મહાપુરૂષ પ્રવરો

જણાવે છે, તેવા પ્રકારનો યોગ એટલે યોગનો અમુક અંશ. જે પુરૂષથી એટલે આત્માથી પ્રકૃતિનો અધિકાર એટલે સત્તા નિવૃત્તિ થઇ હોય તેને અપુનર્બંધકત્વ થાય છે. કહ્યું છે કે

" पुरुषाद् विनिवृत्ताधिकारायामपुनर्बंधत्वं लभते "

આત્માથી પ્રકૃતિનો એક અંશ નાશ પામતાં યથાપ્રવૃતિ કરણ તથા અપૂર્વકરણ વડે સંસારના બીજભૂત રાગદ્વેષની ગાંઠ ભેદાતાં તે યોગના અંશ રૂપ, મોક્ષ ગમનના પ્રારંભમય સમ્યગ્દર્શન નિશ્ચયથી પ્રાપ્ત કરે છે તેથી તે આત્મા અપુનર્બંધકતાને પામે છે. ૨૦૧

તે કેવા પ્રકારે થાય છે તે આગળ જણાવે છેઃ—

**वेलावलनवन्नद्या–स्तदा पुरोपसंहृतेः ।**
**प्रतिस्रोतोऽनुगत्वेन, प्रत्यहं वृद्धिसंयुतः ॥ २०२ ॥**

અર્થઃ—સમુદ્રમાં વેલા ( ભરતી ) થવાથી નદીનું ઉલટું ગમન થતાં નદીના પુરમાં જલની વૃદ્ધિ થાય છે. તેવીજ રીતે પ્રકૃતિની તરફ મન તથા ઇંદ્રિયોનું જે પ્રવાહથી ગમન થતું હતું તે પ્રકૃતિનો સંબંધ છોડવાથી પાછો વળેલો પરિણામ રૂપ ભાવનાનો પ્રવાહ આત્મ સ્વરૂપમાં વૃદ્ધિ કરનારો થાય છે. ૨૦૨

વિવેચનઃ—જેવી રીતે ગંગાદિ મહા નદીઓનો સ્રોત–પ્રવાહ સમુદ્ર તરફ ગમન કરતો હતો તેથી નદીનો પ્રવાહ અધોગામી હતો. ત્યાં સુધી બે કાંઠામાં જલનું પુર વધતું નથી, પરંતુ સમુદ્રમાં જ્યારે વેલાગમન રૂપ ભરતી આવે છે, અને તે પાણી ઉછાળા મારતું કાંઠા તરફ ગમન કરે છે,

ત્યારે તે નદીના પ્રવાહને સમુદ્ર ગમન કરવા દેતો નથી, ત્યાંથી પાછું ફરેલું જલનું પુર નદીના બંને કાંઠા સુધી વધતું જાય છે. તેવી રીતે પ્રકૃતિનો અધિકાર નિવૃત્ત થયે છતે એટલે આત્મા સાથે અનાદિ કાલથી રાગ, દ્વેષ, મોહ વિગેરે કર્મ પ્રકૃતિનો નવા કર્મની ઉત્કૃષ્ટી સ્થિતિ બાંધવાનો સ્વભાવ નષ્ટ થયે છતે પુરૂષની–આત્માની ઈંદ્રિયોના વિષયમાં તેટલા અંશે ઓછી પ્રવૃત્તિ થવાથી તે આત્મ પરિણામોનો પ્રવાહ પાછો ફરતો ફરતો આત્મ સ્વરૂપમાં પ્રવર્તે છે. કહ્યું છે કેઃ—

"इन्द्रियकषायानुकूलावृत्तिरनुस्रोतस्तत्प्रतिकूला तु प्रतिस्रोतः"

ઈંદ્રિય વિષય કષાયને પુષ્ટિ કરનારી ચિત્તની જે પ્રવૃત્તિ છે તે અનુસ્રોત પ્રવૃત્તિ કહેવાય છે. અને તેની વિરૂદ્ધ પ્રવૃત્તિ એટલે ઈંદ્રિયભોગ જો ત્યાગ કરવાની જે પ્રવૃત્તિ તથા ક્રોધ માન, માયા, લોભ રૂપ કષાયને દબાવીને નષ્ટ કરવાની જે પ્રવૃત્તિ તે પ્રતિસ્રોત પ્રવૃતિ કહેવાય છે, તેથી જે આત્માના પરિણામ રૂપ પ્રવૃત્તિ ઈંદ્રિય વિષય કષાયથી પાછી ફરતાં–પ્રતિસ્રોત રૂપે આત્મ પરિણામની શુદ્ધિ તથા વૃદ્ધિ થતાં આત્માનુભવ થાય છે. જેમ નદીનો પ્રવાહ પાછો વળવાથી નિત્ય જલની વૃદ્ધિ થાય છે, તેમ પ્રતિસ્રોત રૂપ આત્માના દર્શન જ્ઞાન ચારિત્ર રૂપ યોગનો પ્રવાહ આત્માનુભવમાં જોડાવાથી તે આત્મા અવશ્ય યોગનો અધિકારી થાય છે. ૨૦૨

આ દ્રવ્યથી યોગ જાણવો એ અર્થથી જણાવતાં કહે છેઃ—

**भिन्नग्रन्थेस्तु यत्प्रायो, मोक्षे चित्तं भवे तनुः ।**
**तस्य तत्सर्व एवेह, योगो योगो हि भावतः ॥ २०३ ॥**

**અર્થ**:—ભિન્ન ગ્રંથીવાલા આત્માઓને પ્રાય: મોક્ષમાં ચિત્તની પ્રવૃત્તિ રહે છે, અને ભવ–સંસારમાં શરીરથી પ્રવૃત્તિ હોય છે, તેવી પ્રવૃત્તિને શાસ્ત્રકારો ભાવ યોગ કહે છે. ૨૦૩

**વિવેચન**:—આમ ભવ્યોને સંસારના બીજભૂત રાગ-દ્વેષની પરિણતિ અમુક અંશે નાશ થઇ છે, તેવા આત્માઓ મોક્ષની પ્રાપ્તિની યોગ્યતાને પ્રાપ્ત થાય છે. અપુનર્બંધક થાય છે, એમ પૂર્વે જણાવ્યું: હવે તે કેવી રીતે સંસારના બીજનો નાશ કરે છે, તે જણાવતાં કહે છે કે જેણે ગ્રંથી-ભેદ કર્યો છે એટલે તીવ્ર રાગદ્વેષના નિરંતર પરિણામવાલી આત્માની જે ચિત્તવૃત્તિ રૂપ મોહની ગાંઠને જેણે વિદારી છે તેવો પુરૂષ પ્રાય: મોક્ષ માટે અંત:કરણમાં ભાવના રૂપ પ્રવૃત્તિ કરનારો થાય છે. એટલે મોક્ષનું ધ્યેય રાખીને તપ જપ, સંયમ, ધ્યાન, સમાધિમાં ચિત્તને જોડે છે, અને શરીરને સંસારના કાર્યોમાં એટલે માતા પિતાની સેવા, સ્ત્રી સ્વજનના ભરણ પોષણ આદિ વ્યવહાર કાર્યોમાં પ્રવૃતિ કરાવે છે. આવા ભિન્ન ગ્રંથીવાળા આત્માઓની આ બંને પ્રકારની પ્રવૃત્તિ પ્રાય: થયા કરે છે, તેથી તેવા સર્વ યોગીઓના વ્યાપારને યોગવિચાર કરનારા મહા પંડિત પુરૂષો ભાવયોગી કહે છે, " **धर्मार्थादिगोचरो व्यापार एव योगः** " ધર્મ–મોક્ષમાર્ગમાં જે અર્થ રૂપ વ્યાપાર તેને યોગ કહેવાય છે, એટલે સમ્યગ્દર્શન જ્ઞાન ચારિત્ર રૂપ જે ધર્મવ્યાપાર છે, તેજ ભાવ-યોગ છે, તેજ નિશ્ચયથી યોગ જાણવો.

" चित्तानुरूपफलत्वात्सर्वव्यापाराणामितिमोक्षाकांक्षाऽक्षणिकचित्तस्य सम्यग्दृष्टेर्या या चेष्टा सा सा मोक्षप्राप्तिपर्यवसानफला "

ભવ્ય જીવાત્માઓને સર્વ વ્યાપારો મનની અનુસારિણી પ્રવૃત્તિથી થાય છે, તેના ફલથી યુક્ત હોવાથી મોક્ષની ઇચ્છાવાલા સમ્યગ્દષ્ટિ ભવ્યાત્માઓની નહિ ક્ષય થાય તેવી જે ચિત્તની શુભ વા શુદ્ધ પ્રવૃત્તિ છે, તેનાથી જે જે બાહ્ય ચેષ્ટાઓ થાય છે, તે તે સર્વ પ્રવૃત્તિ મોક્ષ પ્રાપ્તિ સુધીના સર્વ આત્મશુદ્ધિના પર્યાય રૂપ પરિણામને જગાડનારા ફલ વાળીજ હોય છે, એમ સિદ્ધ થતું હોવાથી, તે યોગને ભાવથી યોગ જાણવો. કારણ કે તે મોક્ષનું ઉપાદાન કારણ થાય છે. ૨૦૩

એ વાતને ભાવનાથી વિચારતાં એક દૃષ્ટાંત જણાવે છે:–

नार्या यथान्यसक्ताया–स्तत्र भावे सदा स्थिते ।
तद्योगः पापबन्धश्च, तथा मोक्षोऽस्य दृश्यताम् २०४

**અર્થ:**—જેમ પર પુરૂષમાં આસક્ત થયેલી સ્ત્રીને પર પુરૂષમાં હમેશાં ભાવ રહે છે, તેના મનમાં સ્વ પુરૂષની ભક્તિ સેવા પાપમય લાગે છે. તેમ મોક્ષ માટે ભાવનાવાળાને જે યોગમાં પણ વ્યાપાર છે તે તેવુંજ સમજવું, ૨૦૪

**વિવેચન:**—જેવી રીતે કોઈ કુલટા નારી પર પુરૂષમાં વિષયરાગથી બંધાઇને તેમાં અત્યંત આસક્ત થયેલી હોય છે. તેવી પુંશ્ચલી સ્ત્રીઓને સ્વપુરૂષથી અન્ય સાથે રમવાની અત્યંત ઇચ્છા હોવાથી, તેવા પર પુરૂષના રૂપ, લાવણ્ય, કંઠ, સંગીત વિગેરે ગુણોથી ખેંચતું, તે સ્ત્રીનું મન તે પર

પુરૂષમાં એકાગ્ર ભાવે બંધાયેલું સદાજ રહે છે. તેના વિના બીજુ કાંઇ પણ તેને ગમતું નથી. તે પર પુરૂષના એકાંત રાગના કારણે તેને પોતાના પરિણીત પતિની સેવાભક્તિ આદિમાં પાપજ દેખાય છે. મનમાં તેના પ્રત્યે અતિ તિરસ્કાર હોય છે. તે કારણે તે સ્ત્રીને કેવલ પાપનોજ બંધ થાય છે તેમ જાણવું તેમજ ભાવથી પર પુરૂષની સાથે વિષયભોગ જન્ય અશુભ અધ્યવસાયથી પણ પાપનોજ બંધ્ કરે છે. તેવી રીતે અહિંઆં અપુનર્બંધક આત્મસ્વરૂપના બોધવાલા પાંચ ઇંદ્રિયો તથા મનના અશુભ અધ્યવસાયનો નિરોધ કરનારા યોગી પુરૂષો, જેમણે ચઢતા અધ્યવસાય વડે રાગદ્વેષ રૂપ મોહની મહાગ્રંથી (ગાંઠ) ને ભેદી છે તેવા મહાપુરૂષો, કુટુમ્બ સ્ત્રી સ્વજન આદિની આજીવિકા માટે એક માથે આવેલી ફરજ સમજીને મનના અધ્યવસાય વિના પણ કર્મ યોગીત્વપણે જે જે વ્યાપારો કરે, તેમાં કુટુંબાદિ પ્રત્યે ફરજનોજ ઉદ્દેશ રાખીને કરતા હોવાથી અને મનને આત્મના જ્ઞાન દર્શન ચારિત્ર યોગમાં રાખવાની પ્રવૃત્તિ કરતા હોવાથી, એકલી રાગ દ્વેષની પરિણુતિનો બંધ નથી. ભિન્ન ગ્રંથી એટલે ગ્રંથિભેદ કરનારા અપુનર્બંધકને બંને પ્રકારની નિર્જરા રૂપ ફલનો યોગ મળે, ક્રિયાના યોગે જે કર્મબંધ થાય તે કર્મ-બંધ લુખો અલ્પકાલીનજ હોય છે, તેથી તે કર્મબંધ નથી કહેવાતો, માટે આ વાતનો સ્થિર ચિત્તે વિચાર કરવો. ૨૦૪

આ વાતની ભાવના કરતાં જણાવે છે:—

न चेह ग्रन्थिभेदेन, पश्यतो भावमुत्तमम् ।
इतरेणाकुलस्यापि, तत्र चित्तं न जायते ॥२०५॥

**અર્થ:**—અત્ર એક શંકાકાર કહે છે કે ગ્રંથી ભેદ કરનારો પુરૂષ ઉત્તમ ભાવને નથી જોઈ શકતો કારણ કે સંસારના બાહ્ય કાર્યોથી તેનું ચિત્ત આકુલ વ્યાકુલ રહેલું છે, તેનો ઉત્તર આપતાં કહે છે કે સંસારના વ્યાપારમાં જો કે કાયા પ્રવર્તે છે, તો પણ તે યોગીનું ચિત્ત આત્મયોગમાં પ્રવર્તતું હોવાથી તે આત્માને સ્વરૂપથી સંસારમાં અન્ય ચિત્ત પ્રવૃત્તિનો પ્રાયઃ અભાવ રહે છે. ૨૦૫

**વિવેચન:**—જે આત્માએ મોહ રૂપ ગ્રંથીનો ભેદ કર્યો છે તો પણ સંસારની પ્રવૃત્તિમાં રોકાયેલ હોવાથી તેવા આત્માને મોક્ષ રૂપ જે આત્મ સ્વરૂપનો સર્વોત્તમ ભાવ એટલે સ્વ સ્વરૂપની રમણુતાનો શુદ્ધ અધ્યવસાય તે નથી આવી શકતો. કારણ કે પુત્ર, સ્ત્રી, કુટુંબ, સ્વજન, પરિવાર સંબંધી પ્રતિબંધ એટલે તેઓના જીવન રક્ષણમાં સંસારનો વ્યાપાર કરવાનો હોવાથી ચિત્તની આકુલ વ્યાકુલતા દૂર કરી શકતો નથી. અને સંસારના વ્યાપાર વડે—કર્મ પરિણામો વડે તેનું ચિત્ત ડોળાયેલું રહે છે. તેથી ઉત્તમ જે મોક્ષ તેનો ભાવ—પરિણામ તે કેવી રીતે પામે? એમ જે વાદી શંકા કરે છે તેનો પૂજ્યો ઉત્તર આપતાં જણાવે છે કે કર્મયોગી જે અપુનર્બંધક છે તે મનની પરિણુતિ અશુભ અધ્યવસાય વિનાની રાખીને બાહ્ય સંસારમાં કુટુંબાદિનું કાર્ય કરતો હોવાથી, આત્મ સ્વરૂપની શુદ્ધિવાલા અધ્યવસાયથી યુક્ત હોવાથી મોક્ષમય સ્વરૂપ રમણુતામાં ઉત્તમ ભાવવાલા અધ્યવસાયો તેને કેમ ન થાય? અવશ્ય શુભ અથવા શુદ્ધ આત્મ

સ્વરૂપના ઉત્તમ ભાવને પ્રત્યક્ષ કરવાવાલા અધ્યવસાયો થાય છે જ. જો એમ ન થતું હોય તો તત્ત્વ સ્વરૂપનો—ગ્રંથી ભેદનો શુભ યોગ તેને થયેલો ન જ હોય, એટલે જેને ગ્રંથી ભેદ થયો છે, તેને આત્મ સ્વરૂપનો યોગ નિશ્ચયથી હોય જ છે. એમ અવશ્ય જાણવું. ૨૦૫

હવે એક વાદી શંકા કરતાં પ્રશ્ન કરે છે કે એકલા મોક્ષ સ્વરૂપમાં માત્ર મન રાખવાથી કોઇ પણ કાર્ય સિદ્ધ થતું નથી. તેમજ તમે ગ્રંથી ભેદ કરેલા આત્માને ભાવ યોગ રહે છે, તેમ કહો છો તે પણ યોગ્ય નથી, કારણ કે તેવા પ્રકારના ક્રિયા યોગમાં જે ફલ દેવાનું સામર્થ્ય છે તે ભાવ-યોગમાં જણાતું નથી. તેથી મોક્ષ માટે તેવા પ્રકારની ક્રિયાનો જ પ્રયત્ન કરવો જોઇએ, કહ્યું છે કે:—

"क्रियैव फलदा पुंसां, न ज्ञानं फलदं मतं ।
यतः स्त्रीभक्ष्यभोगज्ञो, न ज्ञानात्सुखितो भवेत्"

પુરૂષોને એક માત્ર ક્રિયા જ ફલ આપનારી છે, પણ જ્ઞાન માત્ર ફલ આપનારૂં નથી, કારણ કે સ્ત્રી, ભોજન તથા ભોગના સ્વરૂપને જ્ઞાનથી સમજનારો તેવા પ્રકારની ભોગની સામગ્રીને પ્રાપ્ત કર્યા વિના સુખી થતો નથી. આવી વાદીની શંકા છે તેનો ઉત્તર આપતાં જણાવે છે કે—

**चारु चैतद्यतो ह्यस्य, तथोहः सम्प्रवर्तते ।**
**एतद्वियोगविषयः शुद्धानुष्ठानभाक् स यतः ॥२०६॥**

અર્થ:—આ વાત પણ સુંદર છે. કેમકે તેથી—જ્ઞાનથી

તેને તે વસ્તુનો વિચાર આવે છે, તેથી એ વસ્તુના વિયોગથી દુઃખ પામતો છતો તે આત્મા ઇષ્ટ વસ્તુને મેળવવાના વિષયવાળું શુદ્ધાનુષ્ઠાન કરવાવાળો થાય છે. ૨૦૬

વિવેચનઃ—આ મોક્ષ મેળવવાના મનવાલી ઉપર જણાવેલી તમારી વાત અત્યંત સુંદર છે. કારણ કે જેણે ગ્રંથીનો ભેદ કર્યો હોય તે—અપુનર્બંધકો જેણે આત્મ—સ્વરૂપનો યથાર્થ બોધ મેળવ્યો હોય, તેવા યોગી પુરૂષને તેવા પ્રકારનો ઉહા (ઈહિા) એટલે તર્ક વા વિમર્શ એટલે મીમાંસા રૂપ સદ્ વિચાર આવે છે, જો કે જાણવા માત્રથી વસ્તુની સિદ્ધિ નથી, તો પણ એ મોક્ષ માટે હવે અપ્રમાદ ભાવે શુદ્ધાનુષ્ઠાન રૂપ ક્રિયા કરૂં, કારણ કે ક્રિયા એ જ હવે ફલને નજીક લાવશે, આવો સદ્ વિચાર જ્ઞાનથી જ અપુનર્બંધકને થાય છે, પણ અજ્ઞાનીને નથી થતો. ગ્રંથી ભેદથી કેવો વિચાર સમ્યગ્ જ્ઞાનીને થાય છે તે કહે છે. જે આઠે કર્મના સંયોગથી ભવ પરંપરાનું દુઃખ આજ સુધી મેં અનુભવ્યું તેવા સંસારમાં અજ્ઞાનતાથી આજ સુધી કર્મનો સંબંધી બનીને સંસારની કેદ ભોગવી, હવે તો હું તે બંધનનો છેદ કરી સંસારથી મુક્ત કેવી રીતે થઉં ? હવે હું સંસારમાં નહિ રાચું અને મોક્ષ એટલે સંસારથી મુક્ત થવા, કર્મનો વિયોગ કરવા શુદ્ધ અનુષ્ઠાન પૂર્વક અપ્રમાદથી યુક્ત થઈને પરમ શુદ્ધ ભાવે દેવ પૂજા, ગુરૂ સેવા, ધર્મ ઉપર રાગ, સર્વ જીવો ઉપર મૈત્રી આદિ સદ્ આચારવાલો થઈને શુદ્ધ ચારિત્રનું અનુષ્ઠાન કરી, મોક્ષ માર્ગમાં પ્રવૃત્તિ કરનારો થાઉં, આવો સદ્ વિચાર ગ્રંથી ભેદ કર-

નાશ જીવાત્માને જ થાય છે એમ અવશ્ય જાણવું. ૨૦૬

આ વાતને વિસ્તારથી જણાવતાં કહે છે:—

**प्रकृतेरायतश्चैव, नाप्रवृत्त्यादिधर्मताम् ।**
**तथा विहाय वर्तत, ऊहोऽस्य विमलं मनः ॥२०७॥**

અર્થ:—જ્યાં સુધી કર્મની પ્રકૃતિઓ વર્તે છે ત્યાં લગી ક્રિયા પ્રવૃત્તિ વિનાનો નિવૃત્તિ રૂપ ધર્મ જીવને પ્રાપ્ત થતો નથી, તેમજ જેમ જેમ પ્રકૃતિનો વિયોગ જેટલે અંશે થાય છે તેટલે અંશે મનની વિમલતા થાય છે. તેથી જ્યાં સુધી પ્રકૃતિનો ઉદય હોય ત્યાં સુધી પ્રવૃત્તિમય ધર્મ-શુદ્ધતા એટલે ધર્મને અર્થે મનની નિર્મલતા યુક્ત તર્કાદિ વિચારો પણ થાય છે, એટલે એવા પ્રકારનો ઉહાપોહ થાય છે. ૨૦૭

વિવેચન:—ભવ્યાત્માઓને કર્મ પ્રકૃતિઓનો ઉદય જ્યાં લગી તીવ્ર ભાવે વર્તે છે, ત્યાં લગી ગ્રંથી ભેદનારો હોવા છતાં પણ અપ્રવૃત્તિ–નિવૃત્તિ રૂપ ધર્મનો અધિકારી થઈ શકતો નથી, તેથી તેનો જે વ્યવહાર થાય તે બધો પ્રકૃતિને જ આધીન છે. એટલે નિવૃત્તિ ધર્મપણું જીવોને કેવી રીતે પ્રાપ્ત થાય ? તેમજ મોહમય પ્રકૃતિનો ઉદય હોય ત્યાં લગી વીર્યાંતરાય–આત્મામાં તેવા પ્રકારનો પુરૂષાર્થ કરવાની શક્તિનો અભાવ–હોવાથી સમ્યગ્ ભાવે આત્મવીર્યને પણ તે વિકસાવી શકતો નથી જ, તે કારણે રાગ, દ્વેષ, ઇચ્છા, મમત્વ ભાવ વિનાની નિવૃત્તિ ધર્મ રૂપ અપ્રવૃત્તિ તેમજ આત્મ સ્વરૂપમાં રમણુતા નથી પ્રગટાવી

શકતો, આમ હોવાથી ઉહા કેવી રીતે સંભવે ? આવી વાદીની શંકા છે. તેનો ઉત્તર આપતાં પૂજ્યો જણાવે છે કે, જેને ગ્રંથી ભેદ થયો છે તેવા સમ્યક્ત્વવંત આત્મા અનંતાનુબંધી કષાયનું ચતુષ્ક નષ્ટ કર્યે છતે, વિમલ મન જેનું થયેલ છે તેવા આત્માને પણ તીવ્ર કર્મ પ્રકૃતિઓના ઉદયનો વિરહ થયો છે, તે કારણે તે આત્માઓ ઉપરથી પ્રકૃતિનો અધિકાર દૂર થયેલો છે. તેથી સંસારમાં રહેલા આત્માને પ્રકૃતિની નિવૃત્તિ રૂપ કષાયના અભાવમય એટલે રાગ દ્વેષની નિવૃત્તિ મય ધર્મને પામવા રૂપ વિચારમય ઉહા ઘટે છે, તે માત્ર નિવૃત્તિ ધર્મને પ્રાપ્ત કરવા રૂપ પરમ બ્રહ્મમાં સ્થિરતા રૂપ ઉહા—તર્કમય વિચારણા સહજ ભાવે સંભવે છે. ૨૦૭

તે કારણે

**सति चास्मिन्स्फुरद्रत्न—कल्पे सत्त्वोल्बणत्वतः ।**
**भावस्तैमित्यतः शुद्ध—मनुष्ठानं सदैव हि ॥२०८॥**

અર્થ:—આમ ઉહા થયે છતે દેદીપ્યમાન રત્ન સમાન સત્ત્વનો વિકાશ થાય છે અને તે થયે છતે નિત્ય શુદ્ધ અનુષ્ઠાન બને છે. ૨૦૮

વિવેચન:—જેમ શુદ્ધ જાતિમાન પદ્મરાગ પારિજાત રત્નમણિ પોતાના સહજ ગુણોથી દશે દિશામાં દેદીપ્યમાન સુંદર પ્રકાશનો વિસ્તાર ફેલાવે છે, તેમ અપુનર્બંધક આત્માને ગ્રંથીનો ભેદ થતાં જે વિશુદ્ધ ઉહા—તર્ક વા

'વિચારણા મનમાં થાય છે, તે વિદ્યમાન હોવાથી વીર્યાંતરાયનો ક્ષયોપશમ ભાવ થાય છે, તેના યોગે અપૂર્વ વીર્યનો ઉલ્લાસ પ્રગટવાથી સમ્યગ્ શ્રદ્ધાની પ્રભા રત્નકાંતિની જેમ પ્રગટે છે. અને ઉત્તમ ક્રિયા–અનુષ્ઠાનમાં એવી ભાવની અપૂર્વ સ્થિરતા પ્રગટે છે, તેના બલથી શુદ્ધ અંતઃકરણવાળાને ભવાભિનંદીપણું અને ઇર્ષ્યા દ્વેષ, કામાભિલાષ, માયા, કપટ વિગેરે ક્ષુદ્રતાવાલા દોષો નાશ પામે છે. આત્મ ભાવની શુદ્ધિવાલી સ્થિરતા પ્રાપ્ત થાય છે. ને તેથી તેવા ભવ્યાત્માને ગુરૂ ભક્તિ, પરમેશ્વરની પૂજા, ગુરૂ વિનય, સેવા ભક્તિ કરવી અને ગુરૂની પાસે ધર્મ શાસ્ત્ર સાંભળવું, સામાયિક, પૌષધ, દેશ વિરતિ, ચારિત્ર વ્રત તથા સર્વ વિરતિ પાંચ મહાવ્રત, અષ્ટ પ્રવચન માતાનું પાલન, સંયમ ચારિત્રને પાલવા રૂપ અનવદ્ય–પાપ વિનાની શુદ્ધ અનુષ્ઠાન રૂપ ક્રિયા સર્વદા થાય છે. કારણ કે ગ્રંથી ભેદથી મિથ્યાત્વ રૂપ અજ્ઞાનમય અનાદિનો દોષ નષ્ટ થવાથી, શુદ્ધ સમ્યક્ત્વ ભાવમય શુદ્ધ તત્ત્વની વિચારણા રૂપ ઉહા પ્રગટે છે, તે સમ્યગ્ ધર્મ શાસ્ત્રોના શ્રવણ સાથે તપ, જપ, યમ, નિયમ, પવિત્રતા, બ્રહ્મચર્ય વિગેરે હોવાથી સફલ જ છે પણ નિષ્ફલ નથી એવી રીતે સાચો ઉહા અને તે વડે સમ્યગ્ દર્શન, જ્ઞાનમય અપોહ–અનુભવ રૂપ નિશ્ચય જ્ઞાન શુદ્ધ અનુષ્ઠાનવાલા થતા હોવાથી સફલ છે. એમ નિશ્ચય ભાવે સિદ્ધ થયું, અને તેથી તમોએ કરેલો આક્ષેપ દૂર થાય છે એમ જાણવું. ૨૦૮

આ વાત અનુષ્ઠાનના અધિકારને જણાવતાં કહે છે:—

एतच्च योगहेतुत्वा-द्योग इत्युचितं वचः ।
मुख्यायां पूर्वसेवाया-मवतारोऽस्य केवलम् ॥२०९॥

અર્થ:—આવું અનુષ્ઠાન યોગનો હેતુ બનતું હોવાથી તે અનુષ્ઠાનને યોગ કહેવાય છે. તેમાં મુખ્ય રીતે પૂર્વ સેવામાં સિદ્ધિ પ્રાપ્ત થયે સર્વ યોગોનો ક્રમે ક્રમે પ્રકાશ થાય છે. ૨૦૯

વિવેચન:—આમ જે શુદ્ધ અનુષ્ઠાન જીવોને ઉપજે છે. તે આત્મ સ્વરૂપની શુદ્ધતા કરતો હોવાથી અને મોક્ષના પરમ શુદ્ધ અનુષ્ઠાનમાં આત્માને જોડતો હોવાથી, યોગ કહેવાય છે. તે અનુષ્ઠાનને એવું સ્વરૂપ આપવું તે વચન યોગ્ય છે, કારણ કે ઇંદ્રથી પુરંદર કે શક્ર એક જ અર્થમાં આવે છે, તેમ અનુષ્ઠાન ક્રિયામાં જે વચનો વપરાય છે તે અનુષ્ઠેયની ઓળખાણ કરતા હોવાથી, કારણમાં કાર્યનો ઉપચાર કરવામાં આવે તે યથાર્થ જ છે. પરંતુ પુનર્બંધકોમાં એવા પ્રકારના ભાવને ઉપજાવનારા અનુષ્ઠાનો ન થતા હોવાથી, ત્યાંના અનુષ્ઠાનોને યોગત્વ લાગુ પડતું નથી. અહિંઆં એ પણ વિશેષતા છે કે યોગ માર્ગમાં પ્રથમ પ્રવેશ કરવામાં મુખ્ય રીતે કહેવા યોગ્ય દેવ પૂજા, ગુરૂ ભક્તિ અને તપ, જપ, દાન, બ્રહ્મચર્ય, અભક્ષ્ય ત્યાગ, ક્ષમા, મૈત્રી વિગેરે અનુષ્ઠાન પૂર્વ સેવામાં જ આવી જાય છે. આ યોગના માટે કરાતા અનુષ્ઠાનો કેવળ યોગમાં જ એટલે પૂર્વ સેવામાં અવતાર પામે છે, એટલે તેમાં જ સમાય છે. અથવા તે યોગથી બહાર નથી. જો તે યોગથી

બહારના હોય તો પુનર્બંધકમાં રહેલા તેવા અનુષ્ઠાનોની ચેષ્ટા યોગાભાસ જ કહેવાય. ૨૦૯

હવે યોગને ઉદ્દેશીને જે કથનીય છે તે જણાવે છે:—

**त्रिधा शुद्धमनुष्ठानं, सच्छास्त्रपरतंत्रता ।**
**सम्यक् प्रत्ययवृत्तिश्च, तथात्रैव प्रचक्षते ॥२१०॥**

અર્થ:—ત્રણ પ્રકારે શુદ્ધતાવાલા અનુષ્ઠાન, સત્ શાસ્ત્રની આજ્ઞામાં પરતંત્રપણું, અને તેમાં સમ્યગ્ પ્રત્યય—શ્રદ્ધા એ ત્રણ યોગના અંગ છે. તેને વિસ્તારથી આગળ કહેવામાં આવે છે. ૨૧૦

વિવેચન:—હવે યોગના સ્વરૂપનું વર્ણન કરતાં યોગમાં પ્રથમ ત્રણ પ્રકારે શુદ્ધિથી યુક્ત એવું ક્રિયામય અનુષ્ઠાન કરવું, તથા સમ્યગ્ શાસ્ત્રોની આજ્ઞાને આધીન રહેવું એટલે તેવા શાસ્ત્રો ગુરૂ પાસે વિનય પૂર્વક ભણી તે શાસ્ત્રોની આજ્ઞા પ્રમાણે વર્તવું. તથા સમ્યગ્ રીતે આત્માની શુદ્ધિ તથા દેવ ગુરૂની શુદ્ધિ વિચારવી. લિંગ શુદ્ધિ એટલે સાધુઓના આચાર, વેષ, પ્રવૃત્તિની શુદ્ધિ પણ સમજવી, કારણ કે તેવી વિધિનું જ્ઞાન હોય તોજ યોગમાં શુદ્ધતા પૂર્વક પ્રવૃત્તિ કરનારા આત્મા ધાર્મિકો જાણવા, તેઓની અનુષ્ઠાનમાં જે પ્રવૃત્તિ થાય છે તેને યોગ કહે છે. ૨૧૦

**विषयात्मानुबन्धैस्तु, त्रिधा शुद्धमुदाहृतम् ।**
**अनुष्ठानं प्रधानत्वं, ज्ञेयमस्य यथोत्तरम् ॥२११॥**

અર્થ:—વિષય, સ્વરૂપ અને અનુષ્ઠાન એમ ત્રણ

પ્રકાર વડે જે શુદ્ધ અનુષ્ઠાન કહેલું છે, તે અનુષ્ઠાનનું પ્રધાન-પણું જણાવતાં અનુક્રમે પ્રથમ વિષયથી શુધ્ધ, ત્યાર પછી સ્વરૂપથી શુધ્ધ, અને અનુબંધથી શુધ્ધ એમ અનુષ્ઠાનની શુધ્ધતા વિચારવી. ૨૧૧

વિવેચન:—વિષય, આત્મા અને અનુબંધ વડે જેના અનુષ્ઠાન શુદ્ધ હોય તે મોક્ષનો અર્થી કહેવાય છે. તેમાં વિષય એટલે પાંચ ઇંદ્રિયો તથા મન વડે જગતના અનુભવાએલા પદાર્થો તરફ મમત્વ, ભોગની અભિલાષા અને તેવા પદાર્થોના સંગ્રહથી આત્મા આર્ત તથા રૌદ્ર ધ્યાન વડે અનેક કર્મને બાંધીને, અનેક દુઃખના ભોગનો હેતુ બને છે એવી વૈરાગ્ય ભાવનાથી ભોગને છોડવાની પ્રવૃત્તિ કરવી તે વિષય-શુદ્ધ. તેમજ અરિહંત પરમાત્માએ જે તત્ત્વનો ઉપદેશ કરેલો છે તે ધર્મશાસ્ત્રો તથા દેવગુરૂમાં શ્રદ્ધા રાખવી ને મોક્ષ માટે કાયાથી પ્રવૃત્તિ કરવી ને વચનથી દેવ ગુરૂ તથા ધર્મની સ્તુતિ કરવી, આદર સત્કાર કરવો તે વચન શુદ્ધતા એમ મન વચન કાયાની શુદ્ધતા રાખવી તે અપુનર્બંધકતાનો વિષય જાણવો તેમજ બોધ જેમાં છે તે આત્મા અને તેનું સ્વરૂપ વા લક્ષણ—જ્ઞાન દર્શન ચારિત્ર રૂપ ચૈતન્ય જાણવું. વસ્તુ-સ્વરૂપના બોધથી અંતરમાં પરિણામની શુધ્ધતા ઉપજે છે તે આત્માનો સ્વભાવ જાણવો. તે સ્વભાવના બલથી આત્માના શુધ્ધ પરિણામની પરંપરા વડે તદ્ હેતુ અને અમૃત અનુષ્ઠાનના અનુબંધ રૂપ ફલ વિશેષ રૂપે શુધ્ધતાવાળું થાય છે. આમ ત્રણ પ્રકારની શુધ્ધતા અનુક્રમે આત્માને પાપ રહિત બનાવે છે. તેથી સમ્યગ્દર્શન રૂપ શુધ્ધ તત્ત્વની પ્રતીતિ

થાય છે, તે વિશ્વાસ–શ્રદ્ધાના બલથી દેવપૂજા–ગુરૂભક્તિ વિષયભોગની તૃષ્ણાની નિવૃત્તિ એમ ક્રમે ક્રમે આવતાં અનુષ્ઠાનોનું પ્રધાનત્વ એટલે મુખ્યતા આવતી જાય છે. એટલે પ્રથમ સંસારની અસારતા, અનંત દુઃખમય સંસારનો અનુભવ અને તેથી યથાપ્રવૃત્તિ રૂપ વૈરાગ્ય–ભવનિર્વેદ પ્રગટે, દુઃખથી છુટવા સદ્‌ગુરૂનું શરણ સ્વીકારતા, તેમના વિશ્વાસથી દેવ ગુરૂ અને ધર્મ ઉપર વિશ્વાસ–શ્રદ્ધા થાય અને શ્રદ્ધાથી તદ્ હેતુ અને અમૃત રૂપ સફલ અનુષ્ઠાન–ચારિત્ર રૂપ વા દેવપૂજા, ગુરૂભક્તિ, સત્પાત્ર દાન, પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રત એમ બાર વ્રતમય શ્રાવક ધર્મનું અનુષ્ઠાન તદ્ હેતુ રૂપ આવે છે, તે મોક્ષના હેતુભૂત આત્મવિકાસમાં કારણ થતું હોવાથી શ્રેષ્ઠતર અનુષ્ઠાન જાણવું. ૨૧૧

હવે ક્રમ પૂર્વક એ અનુષ્ઠાનના સ્વરૂપને જણાવે છેઃ––

**आद्यं यदेव मुक्त्यर्थं, क्रियते पतनाद्यपि ।**
**तदेव मुक्त्युपादेय–लेशभावाच्छुभं मतम् ॥२१२॥**

અર્થઃ—પ્રથમથી મુક્તિ માટે કરાતા સદ્ અનુષ્ઠાનથી પ્રયત્ન કરનારનું કદાચિત્ અનાદિ કાલના મોહના અશુભ સંસ્કારવાલા કર્મના ઉદયથી પડવાનું થાય છે, તો પણ મુક્તિ ભાવની ઉપાદેયતાનો લેશ–અંશ હોવાથી શુભ છે એમ માનવું. અથવા મુક્તિનું ધ્યેય રાખીને પ્રાણનો નાશ થાય તેવું આપઘાતમય જે ભૃગુપાત રૂપ મરણ પણ શુભ ભાવ યુક્ત હોવાથી પ્રથમ અનુષ્ઠાન રૂપે શુભ ગણ્યું છે. ૨૧૨.

વિવેચનઃ—પ્રથમ મુક્તિ માર્ગમાં પ્રવૃત્તિ કરતા ભવ્યાત્માઓ વડે વિષય શુદ્ધિ એટલે મુક્તિ રૂપ જે સાધ્ય વિષયને અનુલક્ષીને તપ, જપ, દાન, પૂજા વિગેરે જે જે અનુષ્ઠાનો કરાય છે, તેમાં કદાચિત્ મોહના ઉદયથી પડવાનું પણ થાય એટલે સમ્યક્ત્વથી પડવાનું પણ હોય છે; તેમજ મને આ અનુષ્ઠાન કર્મરજથી મુક્ત કરનારૂં થાય એવા પ્રકારનો સંકલ્પ રૂપ ભાવ મનમાં રાખીને ભ્રગુપાત —પર્વતના ઉંચા શિખર ઉપરથી ઉંડા ખાડામાં પડવા માટે ઝંપાપાત કરવો, અથવા અત્યંત ઠંડી રૂતુમાં ખુલ્લા તલાવ, દ્રહમાં પડવું, અથવા અગ્નિ, સૂર્યની આતાપના લેવી, એવા પ્રકારની તપશ્ચર્યા વિશેષ મુક્તિના અધ્યવસાય મનમાં રાખીને એટલે તેવું પ્રણિધાન કરીને, મરણાંત તપ કરવામાં આવે છે. તેમજ બીજા પ્રકારે શસ્ત્ર વડે શરીરને ચીરી નાંખવામાં આવે, ગળે ફાંસો નાંખી મરણ પામવાની પ્રવૃત્તિ મોક્ષને અનુલક્ષીને કરવામાં આવે, તેમજ ગીધ, શિયાળ, વાઘ, સિંહ વિગેરે પ્રાણીઓને આ શરીર સોંપી દેવામાં આવે તે ગૃધ્રપૃષ્ઠ. એમ મોક્ષનું ધ્યેય રાખીને પોતાના શરીરના ઘાતનો ઉપાય કરતા આત્મહિંસા—આપઘાત થાય છે. તો પણ મોક્ષનું એક અંશે પ્રણિધાન એટલે ધ્યેય—લક્ષ્ય તેમાં હોવાથી એવા પ્રકારના અનુષ્ઠાનમાં કાંઈક અંશે શુભ ભાવ રહેલો હોવાથી મુક્તિના ઉપાય રૂપ અનુષ્ઠાનમાં ગણેલું છે, કારણ માત્ર એટલું છે કે ત્યાં માત્ર ભાવની અંશ માત્ર શુધ્ધિ છે, અને આ યોગમાં ભાવની પ્રધાનતા સ્વીકારવામાં આવી છે, તેથી ઉપર કહેલા આવા પ્રકારના

અનુષ્ઠાનોને શુભ અનુષ્ઠાન માનેલું છે. કારણ કે મુક્તિની ઉપાદેયતા-ધારણા તેમાં રહેલી છે. પરંતુ સ્વરૂપથી એ અનુષ્ઠાન અત્યંત શુભ નથી. એમ આપણા પૂજ્ય પૂર્વ પુરૂષોનો મત છે. તે જો કે સ્વરૂપથી શુદ્ધ નથી તો પણ બહુ દુષ્ટ પરિણામવાલા ન હોવાથી કાંઇક અંશે શુભ પરિણામ છે. ૨૧૨

**द्वितीयं तु यमाद्येव, लोकदृष्ट्या व्यवस्थितं ।**
**न यथा शास्त्रमेवेह, सम्यग् ज्ञानाद्ययोगतः ॥२१३॥**

અર્થ:—બીજો પ્રકાર જે યમાદિક છે તે કેવલ લૌકિક દૃષ્ટિથી વ્યવસ્થિત કરાયેલો છે, પણ સમ્યગ્ રીતે તે શાસ્ત્ર સંમત નથી જ. કારણ કે તે યમાદિક અનુષ્ઠાનમાં પ્રાય: સમ્યગ્ જ્ઞાન દર્શન ચારિત્ર રૂપ સમ્યગ્ યોગનો અભાવ છે. ૨૧૩

વિવેચન:— ક્રમ-પરંપરાએ વ્યવહારની પ્રમાણતાથી આવતું બીજું અનુષ્ઠાન યમાદિ કહેવાય છે. તે લોક વ્યવહારથી શુદ્ધ અનુષ્ઠાન કહેવાય છે, તે આ પ્રમાણે છે.—

" यमनियमासन-प्राणायाम-प्रत्याहार-धारणा-ध्यान-समाधयोऽष्टावङ्गानि "

યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા, સમાધિ એ આઠ અંગ કહેવાય છે. તેમાં પાંચ યમ, ને પાંચ નિયમ છે તેને સ્વરૂપથી શુદ્ધ અનુષ્ઠાન કહેલું છે, તે કેવું છે તે જણાવે છે, તે લોકદૃષ્ટિથી શુદ્ધાનુષ્ઠાન મનાયું છે. એટલે બાહ્ય આચાર રૂપ વ્યવહાર કે જે લૌકિક

વ્યવહાર છે તેના મત પ્રમાણે છે, એટલે સાંખ્ય, નૈયાયિક, વેદાંતિક લોકમાં પ્રસિદ્ધ છે, તેથી અહિંઆં કહેલું છે. પણ જૈન સ્યાદ્વાદ દૃષ્ટિથી પ્રમાણ રૂપ નથી, એટલે શાસ્ત્ર સિદ્ધાંત રૂપે પ્રસિધ્ધ નથી. શાસ્ત્ર એટલે શું ? તે જણાવતાં કહે છે:—

" सद्भावशासनाद् दुःखत्राणायोच्यते तच्च जैनमेव "

જે સત્ય ભાવ–પદાર્થોના ઉપદેશથી જીવોને દુઃખથી રક્ષણ કરે છે તેજ જૈન શાસ્ત્ર રૂપ શાસન છે. કહ્યું છે કે,

" शासनसामर्थ्येन तु. संत्राणबलेन चानवद्येन ।
युक्तं यत्तच्छास्त्रं, तच्चैतत्सर्वविद् वचनम् "

જે શાસ્ત્રો જગતના જીવોને ઉપદેશના બલ વડે સર્વ પ્રકારે પાપ રહિત બનાવે અને જન્મ જરા મરણ, આધિ, વ્યાધિ, ઉપાધિથી રક્ષણ કરે તેવું ઉપદેશનું સામર્થ્ય–સહજ બલ જેમાં છે તે જ શાસ્ત્ર કહેવાય, અને તે સ્યાદ્‌વાદ–અનેકાંત દૃષ્ટિમય સર્વજ્ઞ વીતરાગ તીર્થંકરોના ઉપદેશમય શાસ્ત્રો જ છે. તેથી એમ જ નિશ્ચય થાય છે કે જેવી રીતે સાત નય, સપ્ત ભંગી, ચાર અથવા છ નિક્ષેપાથી યુક્ત સમ્યક્ પ્રકારે શાસ્ત્રની વ્યવસ્થા–ગુંથણી કરાઇ છે, તેવી જ રીતે યોગ સ્વરૂપની પણ ચિંતવના સમ્યક્ પ્રકારે તે શાસ્ત્રોમાં થયેલી છે. તે આ પ્રમાણે–ઉપર જે યમ અને નિયમ જણાવ્યા તે જ્યાં સુધી યથા સ્વરૂપે જીવ, અજીવ, પુન્ય, પાપ વિગેરેનો સમ્યગ્ બોધ ન હોય ત્યાં સુધી મોક્ષ માર્ગનું સ્વરૂપ થતું ન હોવાથી ઉપચાર એટલે વ્યવહારથી

યોગ કહેવાય છે, તે પુનર્બંધક જીવાત્માને પણ હોય એમ વાસ્તવિક નથી. તેમજ સમ્યગ્ જ્ઞાન અને સમ્યગ્ શ્રધ્ધાનો અભાવ હોવાથી સંસાર ઉપર વૈરાગ્યવાન્ હોય છતાં પણ સાચું તાત્વિક જ્ઞાન તેમાં ન હોવાથી મોક્ષ માર્ગમાં કેવી રીતે પ્રવૃત્તિ કરનારા થાય? ન જ બને. પરંતુ કદાચિત્ "ઘુણાક્ષર" ન્યાયથી (ઘુણ નામનો કીડો જેમ લાકડામાં પેસી કોરતા કોરતા કદાચિત્ એક સુંદર અક્ષર ઉભો કરે છે તેમ) મહર્ષિ પતંજલિ, કપિલદેવ, પુરણ વિગેરે કાંઇક રીતે જીવ વિગેરે વિષે જેવું તેવું જ્ઞાન પામે, અને થોડા ઘણા પ્રકારે જીવાદિકની રક્ષા કરી શકે, તેવા આત્મા પ્રથમ ગુણસ્થાનકમાં વર્તતા છતાં સંસાર ઉપરના વૈરાગ્યથી બાહ્ય દૃષ્ટિવાલા લોક વ્યવહારમાં વર્તનારા જીવોની દૃષ્ટિમાં પ્રતિષ્ઠાને પામેલ છે, તેઓ યમ નિયમ વિગેરે આચારો, જીવાદિક તત્ત્વને કાંઇક અંશે જાણે છે, પૂર્ણ નથી જાણતા. જેટલા અંશે પણ અનુષ્ઠાન કરે છે તેટલા અંશે તેઓના અનુષ્ઠાન શુભાચાર રૂપે હોવાથી, વ્યવહારથી શુધ્ધાનુષ્ઠાન તરીકે અહિંઆં જણાવ્યા છે. ૨૧૩

એમ બીજું શુધ્ધાનુષ્ઠાન કહેવાયું. હવે ત્રીજું કહેવાય છેઃ—

तृतीयमप्यदः किन्तु, तत्त्वसंवेदनानुगम् ।
प्रशान्तवृत्त्या सर्वत्र, दृढमौत्सुक्यवर्जितम् ॥२१४॥

અર્થઃ—ત્રીજું અનુષ્ઠાન કેવું છે તે જણાવે છે. જેવા તત્ત્વનું યથા સ્વરૂપે જ્ઞાન હોય, મન વચન કાયા શાંત

પ્રવૃત્તિવાલા હોય,' પણ અત્યંત ઉત્સુકતા ન હોય, તેવી રીતે યમ નિયમ પાળે તે ત્રીજુ અનુષ્ઠાન્ જાણવું. ૨૧૪

**વિવેચનઃ**—હવે ત્રીજુ અનુષ્ઠાન જણાવતાં પૂજ્ય કહે છે કે યમ એટલે અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અકિંચનતા રૂપ પાંચ વ્રત અને આહારાદિકની શુધ્ધતા રૂપ શૌચાદિ નિયમોમાં સારી રીતે વર્તે છે, તેમજ તે યમ નિયમો તત્ત્વ સંવેદન રૂપ જીવાજીવ, પુન્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ વિગેરે તત્ત્વોના યથા સ્વરૂપે સમ્યગ્ જ્ઞાન અને શ્રધ્ધા યુક્ત હોવાથી મોક્ષ માર્ગનું અનુયાયિત્વ છે, તે સમ્યગ્ જ્ઞાનથી યુક્ત વ્રત નિયમવંત આત્મા થતો હોવાથી પ્રશાંત વૃત્તિ એટલે કામ, ક્રોધ, માન, માયા, લોભ, ઇર્ષ્યા વિગેરે દોષોના વિકારોની શાંતિ તથા ઇંદ્રિયભોગની લાલચનો રોધ કરતો હોવાથી ચિત્તની પ્રશાંતતા આવે છે. તે જ કારણે દરેક કાર્યમાં અત્યંત ચંચલતા નથી હોતી, તેથી શાંત ચિત્તથી મોક્ષ માર્ગમાં પ્રવૃત્તિ કરનારા થાય છે. કારણ કે જ્યાં ચિત્તની અશાંતતા હોય એટલે મન વચન કાયાની ચંચલતા હોય, ત્યાં અનેક દોષ (અતિચાર) પામવાનો અવકાશ હોય છે. માટે ચંચલતા છોડીને મોક્ષ માર્ગ રૂપ ધર્મમાં પ્રવૃત્તિ કરવી. ૨૧૪

હવે તે ત્રણ અનુષ્ઠાન કરવાથી જે ફળ થાય છે તે જણાવે છેઃ—

**आद्यान्न दोषविगम–स्तमो बाहुल्ययोगतः ।**
**तद्योग्यजन्मसन्धान–मत एके प्रचक्षते ॥२१५॥**

અર્થ:—પ્રથમ વિષય રૂપ અનુષ્ઠાનમાં પતન આદિ દોષનો અભાવ નથી થતો, કારણ કે તેમાં તમ એટલે અજ્ઞાનની બહુલતા હોય છે. તે કારણે તેને યોગ્ય નિયમોમાં જન્મની પરંપરા રહેલી છે એમ એક આચાર્ય કહે છે. ૨૧૫

વિવેચન:—પહેલું જે વિષયાનુષ્ઠાન છે તેમાં તો આત્માને પતન આદિ દોષોને નાશ કરવાની પ્રવૃત્તિ જરા પણ નથી થતી. કારણ કે મોક્ષ માર્ગનો લાભ થાય તેવા સમ્યગ્ જ્ઞાન દર્શન ચારિત્ર રૂપ ગુણોને ઘાત કરનારા દોષોને આ અનુષ્ઠાનથી દૂર કરી શકાતા નથી, કારણ કે તમો, રજસ્, પ્રકૃતિના ઉદય રૂપ અજ્ઞાન, મોહ, માયા, કામ, ક્રોધ, લોભ, ઈંદ્રિય વિલાસની અતિ બહુલતા રૂપ અભિલાષા હોવાથી તે પૂર્ણ ન થતાં આત્મઘાત આદિ દેહ પાતનની પ્રવૃત્તિ થાય છે. નિયાણા કરાય છે. તેમાં અંશથી મોક્ષની જો કે અભિલાષા હોવાથી પ્રથમ અનુષ્ઠાન કહેવાય છે. પણ તેમાં મોક્ષને યોગ્ય અનુષ્ઠાનનો અભાવ જ છે. અહિંઆં અન્ય આચાર્યના મતને વ્યક્ત કરતાં જણાવે છે કે તેવી રીતે દેહ પાતન, આત્મઘાત આદિથી મરણ પામનાર નવા જન્મ મરણના દોષોને ઉપજાવે છે, તેને દૂર કરવા યોગ્ય ઉત્તમ જાતિ કુલ વિગેરે, ઉંચ યોનિ વિગેરે ઉત્તમ સ્થાનકોમાં પરંપરાએ જન્મ પામવા યોગ્ય પુન્યનું અનુસંધાન કરીને તેવા મોક્ષની પ્રાપ્તિ યોગ્ય સ્થાનને પ્રાપ્ત કરે છે, તે કારણે તેવા પતનાદિકને અનુષ્ઠાન કહેવાય છે. ૨૧૫

અહિંઆં હેતુ બતાવે છે:—

**मुक्ताविच्छापि यच्छ्लाघ्या, तमःक्षयकरी मता।**
**तस्याः समन्तभद्रत्वा-दनिदर्शनमित्यदः ॥२१६॥**

અર્થ:—જેઓને મુક્તિની ઈચ્છા જેટલા અંશે થાય તેટલા અંશે તે પણ વખાણવા યોગ્ય છે. કારણ કે તે ઈચ્છા અજ્ઞાન રૂપ અંધકારને કાલાંતરે નાશ કરનારી છે, જો કે તે ઇચ્છા કલ્યાણકારી છે, પરંતુ મોક્ષના સાક્ષાત રૂપે તો નથી જ. ૨૧૬

વિવેચન:—બીજુ અનુષ્ઠાન કે જેમાં જીવોને કર્મના બંધનથી મુક્ત થવાની ઇચ્છા થાય છે. અને તે અર્થે જે કોઇ ક્રિયા કરાય છે તે અવશ્ય વખાણવા યોગ્ય છે. કારણ કે એ મોક્ષની ઈચ્છા કાલાંતરે તામસી પ્રકૃતિ તથા રાજસી પ્રકૃતિ એટલે અજ્ઞાનતા રૂપ જે પ્રકૃતિ-સ્વભાવ છે તેનો નાશ કરનારી થાય છે. મોહનો પણ નાશ કરનારી થાય છે. એમ કેટલાક ગીતાર્થ પૂજ્યોનો મત છે. કારણ મોક્ષની ઈચ્છા કલ્યાણકારી છે, તે ભવ્યાત્માને થતી હોવાથી પુન્યના હેતુ ભૂત છે. માટે તેવા સુંદર ભાવથી કરાતી તે ક્રિયા અવશ્ય વખાણવા યોગ્ય છે જ; કારણ કે આવી ઈચ્છા કે કે જે મોક્ષ સ્વરૂપને પામવાની છે. તેના જેવું જગતમાં અન્ય કોઇ વખાણવા જેવું નથી. તેથી તેનું દૃષ્ટાંત નથી મળતું, કારણ કે સર્વ ઇચ્છા કરતાં તે અત્યંત જુદા પ્રકારની છે. જગતના પદાર્થોની જે ઇચ્છા થાય છે, તે સર્વ સાવદ્ય-પાપમય છે. તેથી ભોગ્ય વિષયને ભોગવવાની પ્રવૃત્તિ

ફરાવે છે, અને જેવો ભાવ તેના તેવા કારણો હોય છે. જેમકે ઘટના કારણો માટી છે, સંસારના કારણો વિષયની ઈચ્છા છે તે પાપમય છે, અને મોક્ષની ઈચ્છા તો પાપનો ક્ષય કરનારી છે. તો સમજવાનું કે વિષયાનુષ્ઠાન એકાંત સાવદ્ય પાપમય રૂપ હોવાથી મુક્તિનું કારણ કેવી રીતે થાય? ન જ થાય. તેના જવાબમાં જણાવે છે કે જો કે તે વિષયાનુષ્ઠાન સાક્ષાત્ મુક્તિનું કારણ નથી થતું, પરંતુ ભવ્યાત્માના મનમાં જે મોક્ષ પામવાની ઇચ્છા થાય છે તે જ ભવિષ્યમાં મુક્તિ માટે ઉપયોગી સાધનની પ્રાપ્તિમાં કારણ રૂપ થશે, માટે તેવી ઈચ્છા શ્લાઘાને યોગ્ય છે. ૨૧૬

द्वितीयाद् दोषविगमो, न त्वेकान्तानुबन्धनात् ।
गुरुलाघवचिन्तादि, न यत्तत्र नियोगतः ॥२१७॥

અર્થ—બીજું અનુષ્ઠાન સ્વરૂપાનુષ્ઠાન છે, તેમાં મોટા દોષોનો નાશ થાય છે. પરંતુ એકાંત પૂર્ણ શુદ્ધતા નથી થતી, કારણ કે કર્મ બંધના કારણો તો ત્યાં રહેલા છે, તેથી એકાંતથી મોક્ષનું કારણ નથી થતું. તેમજ આ મહાન આ લઘુ એવા પ્રકારની વિવેક રૂપ વિચારણા નિશ્ચય પૂર્વક થતી નથી. ૨૧૭

વિવેચનઃ—બીજા સ્વરૂપાનુષ્ઠાનમાં આત્મા કાંઈક અંશે ક્રોધ, માન, માયા, લોભ, ઈર્ષ્યા વિગેરે કષાય રૂપ મોટા દોષોને રોકવાની પ્રવૃત્તિ કરનારા થાય છે. તો પણ એકાંતથી નિશ્ચય પૂર્વક કષાય અને સંસારના બીજ ભૂત રાગ દ્વેષ તો મૂલ બીજ રૂપ છે, તેનો નાશ સર્વથા નથી

થતો, પણ કાંઈક અંશે દબાઈને રહેલા હોય છે. જેમકે દેડકાના શરીરના ચૂરણમાં દેડકા દેખાતા નથી, પણ તેને જ્યારે પાણીનો સંબંધ થાય છે, ત્યારે અનેક દેડકાં તેમાંથી પ્રગટ થાય છે. કારણ કે ઉપાદાન રૂપ બીજ તેમાં રહેલું છે, તેવી રીતે કષાયનું બીજ રાગ દ્વેષ જ્યાં સુધી નષ્ટ ન થાય ત્યાં લગી જીવ નવા નવા કર્મો રાગ દ્વેષના ઉદયથી બાંધતો રહે છે. તે દેડકાનું ચૂરણ જો અગ્નિના તાપથી બલીને ભસ્મ બનેલું હોય તો, તેમાંથી બીજત્વ નષ્ટ થયેલું હોવાથી નવા દેડકા ઉપજતાં નથી. તેવી રીતે રાગ દ્વેષનો જ્યારે નાશ થાય છે ત્યારે જીવ લાંબા સંસારના હેતુ ભૂત નવા ભયંકર કર્મ બાંધતો નથી તેથી એમ નિશ્ચય થયો કે જે સ્વરૂપ શુદ્ધ અનુષ્ઠાન કહેવાય છે, તેમાં ગુરૂ વા લઘુ એટલે પૂજ્ય -પૂજક, ગુરૂ-શિષ્ય, અથવા ગુણ દોષ વિગેરે વિવેક, વિચાર સારી રીતે નથી આવતો. ગુણ અને દોષની વિવેક પૂર્વક વિચારણા નથી, તે હેતુથી મોક્ષ પ્રાપ્ત કરાવી ન શકે. જ્યાં વિવેક વિચાર અલ્પ છે, કાયાથી એટલે શરીર વચન વડે જ ક્રિયા અનુષ્ઠાનનું પ્રધાનપણું હોવાથી માનસિક શુદ્ધતામાં લક્ષ્ય યોગ્ય રીતે ન હોવાના કારણે અત્યંત દોષોનો અભાવ નથી થતો, એટલે સર્વથા પાપ પ્રવૃત્તિઓનો નાશ આ બીજા સ્વરૂપ શુદ્ધાનુષ્ઠાનમાં નથી થતો. તે માટે જણાવે છે કે:—

" कायकिरिआए दोसा, खविया मण्डुक्कचुण्णतुलत्ति ।
सव्वावणए ते पुण, नेया तच्छारसारिच्छा ॥ १ ॥"

જેમ મંડુક ચૂર્ણમાં મંડુકો જીવતા-વિદ્યમાન નથી

તો પણ બીજત્વ હોવાથી પાણી વાયુ વિગેરેનો સંસર્ગ થતાં જલદી મંડુકોની ઉત્પત્તિ થાય છે. પણ તે ચૂર્ણને બાલીને ભસ્મ કરવાથી બીજત્વનો અભાવ થયે છતે તે ચૂર્ણ મંડુકને ઉપજાવતું નથી. તેમ કાયાથી તથા વચનથી જે ક્રિયા અનુષ્ઠાનો થાય છે તે પુન્ય બંધ, અને કાંઇક અંશે કેટલાક કર્મનો નાશ કરે છે, પણ તે કર્મના કારણ—બીજત્વ રૂપ મોહનીય કર્મમય રાગ જે સંસારનું બીજ છે. તેને જ્યારે બાલીને ભસ્મ કરવામાં આવે છે ત્યારે જ સંસારનો નાશ નિશ્ચયથી થાય છે. ૨૧૭

તેને દૃષ્ટાંત સિધ્ધ કરે છે.

**अत एवेदमार्याणां, बाह्यमन्तर्मलीमसम् ।**
**कुराजपुरसच्छाल–यत्नकल्पं व्यवस्थितम् ॥२१८॥**

અર્થ:—આથી જ બહારથી સારા દેખાતા આચરણો હોવા છતાં જેઓનું અંતઃકરણ કર્મ મેલથી મેલું છે, તેઓના બહારના સુંદર આચરણો દુષ્ટ રાજાના કબજામાં રહેલા સારા નગર જેવા પૂજ્ય આચાર્યો માને છે. ૨૧૮

વિવેચન:—આર્યો એટલે "સર્વહેયધર્મેભ્ય આરાદ્ યાતાયિન:" સર્વ ત્યાગ કરવા યોગ્ય ધર્મો જગતમાં ચાલે છે એટલે વસ્તુતઃ અધર્મ હોવા છતાં લોકોએ ધર્મના નામે માનેલ હોવાથી તેવા અનાર્યોના વ્યવહારો ખાવા પીવા, નાચવા, કુદવા, અપેય પેય, ગમ્ય અગમ્ય અભક્ષ્ય ખાવું વિગેરેના ધર્મનો જે આર્યો ત્યાગ કરશે તે ઉત્તમ જાતિ—જ્ઞાતિય જનોને ત્યાગ કરવા યોગ્યનો ત્યાગ કરનારા

અને સુંદર ધર્મ કે જે સમ્યગ્ જ્ઞાન દર્શન ચારિત્રમાં વિચરતા સર્વ આત્માઓના હિત માટે સદા પ્રવૃત્તિ કરનારા, મહા પુરૂષો આર્ય એટલે આચાર્ય ઉપાધ્યાય, સાધુ મહર્ષિ કહેવાય છે. તેવા પૂજ્યોના મત પ્રમાણે જે દોષો છે તેનો એટલે સંસારમાં રખડાવનાર કર્મ બંધનોમાં હેતુ થાય એવા અનાર્યના ધર્મનો જેઓએ બાહ્યથી ત્યાગ કર્યો છે, તેમજ આર્ય ધર્મને આચરે છે તે પણ બહારના દેખાવથી આચરનાર હોય પણ અંતઃકરણમાં અશુભ અધ્યવસાય હોવાથી મેલા હોય, તેઓનું ધર્માનુષ્ઠાન સર્વથા દોષના અભાવવાળું ન હોવાથી બાહ્ય દૃષ્ટિએ દોષનો જે અભાવ થવો તેને જ સ્વરૂપ શુધ્ધાનુષ્ઠાન કહે છે. પણ બહારથી ઉપર ઉપરથી ક્રિયાના દેખાવ–આડંબરને તો અપ્રમાણ એટલે અયોગ્ય માને છે. તે બાહ્ય ક્રિયા એકાંતથી મોક્ષનો હેતુ થતી નથી. તેથી તે અપ્રધાન–અપ્રમાણ ગણે છે. કારણ કે બહારથી સુંદર ક્રિયા કરતો છતાં સમ્યગ્ દેવ ગુરૂ ધર્મની શ્રધ્ધાનો અભાવ હોય છે. અહિંઆં શમ, સંવેદ, નિર્વેદ, અનુકંપા અને આસ્તિક્યતાનો અભાવ હોય. ઈંદ્રિયોના વિષય ભોગની લાલસા હોય. ક્રોધ, માન, માયા, લોભ, કામ વાસના હોય છે, તેથી ત્યાં સુધી મનની અત્યંત મલીન ચંચલતા પણ હોય છે, તે કારણે મનની મલીનતા અવશ્ય રહે છે. તેથી તેમના શુભાચાર બહારથી હોય છે, તે કુરાજાના નગરમાં કોટના રક્ષણથી જો કે બહારના શત્રુથી બચાવ કદાપિ થાય, પણ રાજાના નોકરો તથા રાજા પોતે જ લુંટારો હોય, ચોર હોય, વ્યભિચારી હોય, તો મહા ઉપદ્રવનો હેતુ તે નગર

ક્રિયા કહેવાય છે, તે અર્થ અને કામમાં સર્વ જીવો અનાદિ કાલના સંસ્કાર વડે પ્રવીણુ હોય છે, અમુક વયે જીવને વિષય ભોગવવાની ઇચ્છા થાય છે, અને પૈસા કમાવાની બુધ્ધિ-કલા પણુ વગર ઉપદેશે આવડી જાય છે. કારણુ કે પૂર્વ ભવ પરંપરામાં તેવા પ્રકારના દ્દઢ સંસ્કાર પડેલા હોય છે, તેમજ દેખાદેખી વડે લોક વ્યવહારની રૂઢિની જે પરંપરા તે અર્થ કામમાં પ્રમાણુ મનાય છે. પણુ તે વાસ્તવિક રીતે સર્વ દુઃખની મુક્તિ માટે પ્રમાણિક નથી. પણુ જીવોને અનાદિ કાલથી વિષયભોગની અને અર્થ સંગ્રહની વાસના રહેલી હોય છે, તેથી વગર ભણ્યે ગણ્યે અનાદિ કાલથી ભવ ભ્રમણુમાં તે વાસનાના સંસ્કારો હોવાથી, અહિંઆં દૃષ્ટિ પડતાં તરત જ પ્રગટ થાય છે. પણુ ધર્મનો સંસ્કાર-અજ્ઞાન, મોહ, માયા, ઈર્ષ્યા, ઝેરને દબાવીને શાંતિમાં આવે ત્યારે પરમ ગુરૂના ઉપદેશ વડે ધર્મ, પુન્ય, પાપનો વિવેક ભવ્યાત્માઓને જાગે છે, તે પરમ ગુરૂના ઉપદેશ રૂપ શાસ્ત્રનો યથાર્થ બોધ જ્યાં લગી ન મળે, ત્યાં લગી ધર્મ રૂપ મોક્ષ માર્ગનો બોધ પ્રાપ્ત ન થાય, માટે શાસ્ત્ર ઉપર-તેના ઉપદેશ ઉપર તથા પૂજ્ય ગુરૂઓ ઉપર હિતના અર્થિઓએ અવશ્ય આદર કરવો. તેથી સારૂ કલ્યાણુમય પુન્ય પ્રાપ્ત થાય છે. ૨૨૨

अर्थादावविधानेऽपि, तदभावः परं नृणाम् ।
धर्मेऽविधानतोऽनर्थः, क्रियोदाहरणात्परः ॥२२३॥

અર્થ——અર્થ તથા કામ વિગેરે સંસારના ગણુાતા

પુરૂષાર્થોનો વિધિ જૈન શાસ્ત્રોમાં નથી કહ્યો, તેથી તો અર્થને કામથી જીવોને તેના દુઃખથી બચવાનો લાભ થશે, પરંતુ ધર્મનું જો વિધાન ન કરવામાં આવે તો મહાન અનર્થ થાય. અહીં વૈદ્યની ક્રિયાનું ઉદાહરણ જાણવું. ૨૨૩

**વિવેચનઃ**—અર્થ તથા કામના વિષયમાં વિચાર કરતાં જણાવે છે કે અર્થ–દ્રવ્ય સુવર્ણ, રૂપું વિગેરે તેમ ધન, ધાન્ય, જર, જમીન કે જેનો લોકો સંગ્રહ કરે છે, અને કામ–પાંચ ઇંદ્રિયોથી ભોગવાતા ત્રેવીશ પ્રકારના વિષયો વસ્ત્ર પાત્ર સ્ત્રી વિગેરેનો ભોગ ઉપભોગ કરાય તે કામ કહેવાય છે. તેના સ્વીકાર માટે જૈનાચાર્યોએ આગમમાં ઉપદેશ નથી કર્યો. તેનું પારમાર્થિક કારણ એ છે કે "अर्थो अनर्थ मूलो" જે અર્થ છે તે અનર્થનું કારણ થાય છે, એટલે દુઃખનો હેતુ થાય છે. કહ્યું છે કે–

"लुध्धा नरा अत्थपरा हवंति, मूढा नरा कामपरा हवंति। वुद्धा नरा धम्मपरा हवंति, मिस्सा नरा तिन्निवि आयरंति"

જે લોકો લોભી છે તે અર્થ મેળવવામાં અત્યંત તત્પર થઈને ભયંકર પાપોને આચરે છે, અને મૂઢ–અજ્ઞાની લોકો સ્ત્રી આદિની વિષય સેવનામાં પડીને અત્યંત પાપમાં આસક્ત થઇને પશુ યોનિયોમાં જન્મ પામે છે. પરંતુ જ્ઞાનીઓ આત્મ ધર્મને પ્રાપ્ત કરવામાં તત્પર થઈ મુક્તિની સાધના કરે છે. અને જે અર્થ અને કામમાં આસક્ત હોવા છતાં ધર્મને સાચો માને છે તે ત્રણને આચ-

હોવાથી નિરંતર દુઃખ અને ભયથી આત્મા વ્યાપક રહે છે. તેથી કોટ, કિલ્લા, ખાઈ રક્ષણ કરવામાં નકામા છે. તેમ સંસારની શુધ્ધતા હોવાના કારણે બાહ્ય ક્રિયા અનુષ્ઠાન સ્વરૂપથી શુધ્ધ નથી. પરંતુ તત્ત્વજ્ઞાનથી યુક્ત, શ્રધ્ધા સહિત, બાહ્ય આચારની શુધ્ધતા, શુધ્ધ સ્વરૂપાનુષ્ઠાનના નિમિત્ત માટે થાય છે. પણ અંતરની શુધ્ધતા વિના બહારના અનુષ્ઠાન શ્રેષ્ટ ગુણ પ્રાપ્તિમાં એટલે સમ્યગ્ દર્શન જ્ઞાનની પ્રાપ્તિમાં પ્રવૃત્તિ કરી શકતા નથી. કારણ માત્ર અજ્ઞાનતા જ છે તે અજ્ઞાન રૂપ દોષોનો ઘાત થવાથી આત્મગુણની ક્રમે ક્રમે પ્રાપ્તિ થાય છે, તે જણાવે છે. ૨૧૮

**तृतीयाद् दोषविगमः, सानुबन्धो नियोगतः ।**
**गृहाद्यभूमिकापात-तुल्यः कैश्चिदुदाहृतः ॥२१९॥**

અર્થ:—ત્રીજા શુધ્ધાનુષ્ઠાનથી દોષોનો નાશ થાય છે, તેમાં નિશ્ચયથી અંતરની-મનની શુધ્ધતાનો સંબંધ-હેતુ છે. તેથી કેટલાક દર્શનકારો અંતરની શુધ્ધતાવાલા અનુષ્ઠાનને ગૃહ બાંધવા માટે પ્રથમ ભૂમિની શુધ્ધતા સમાન ગણે છે. ૨૧૯

વિવેચન:—ત્રીજા સાનુબંધ અનુષ્ઠાનથી એટલે ત્રીજા શુધ્ધાનુષ્ઠાનમાં તત્વજ્ઞાન અને પૂર્ણ વસ્તુ તત્ત્વની શુધ્ધ શ્રદ્ધા યુક્ત દેવપૂજા, ગુરૂ ભક્તિ, સાધુર્મિક ભક્તિ, તપ, જપ, સ્વાધ્યાય વિગેરે અનુષ્ઠાનો [illegible] તથા ઇંદ્રિયોના નિગ્રહથી યુક્ત હોવાથી [illegible] દોષોનો ક્ષય કરનારા થાય છે

પ્રવર્તકો આ શુધ્ધ સ્વરૂપાનુષ્ઠાનને દેવ ગૃહ વા ગૃહસ્થના ભુવનને માટે આરંભ કરાતા કાર્યમાં પ્રથમ દૃઢ પીઠીકા રૂપ એટલે મજબુત પાયા સમાન ગણે છે. અમો પણ તેઓના આ વિચારમાં સંમત થઈએ છીએ. જેમકે પાયાની ભૂમિકા પ્રથમ શુધ્ધ કરી યથા સ્વરૂપે દૃઢ બનાવી હોય તો તે ઉપર બનાવેલુ દેવાદિકનું ઘર વા દેવળ અથવા ગૃહસ્થનુ ઘર ઘણા કાલ શુધ્ધ, નિશ્ચિંત, અભંગ રહે છે, પડવાનો ભય પ્રાયઃ નથી રહેતો. તેવી જ રીતે વ્રત, પચ્ચખાણ, જપ, તપ, સ્વાધ્યાય વિગેરે તત્ત્વ એટલે જીવ, અજીવ, પુન્ય, પાપ, આશ્રવ, સંવર, બંધ, મોક્ષ વિગેરે સમ્યગ્ જ્ઞાનની પ્રાપ્તિ તથા શ્રધ્ધાથી યુક્ત, અને શંકા, કાંક્ષા, વિગિચ્છા વિના શુધ્ધ થવાથી-શુધ્ધ સ્વરૂપાનુષ્ઠાનની આત્મામાં પ્રવૃત્તિ થવાથી અનાદિ કાલથી રહેલા પાપ રૂપ દોષોનો નાશ કરીને અનુક્રમે મોક્ષની નજદીક લાવે છે. પણ નિષ્ફળ થતા નથી. ૨૧૯

તે વાતને દૃઢ કરતાં જણાવે છેઃ—

**एतद्व्युदग्रफलदं, गुरुलाघवचिन्तया ।**
**अतः प्रवृत्तिः सर्वत्र, सदैव महोदया ॥२२०॥**

અર્થઃ—આમ દૃઢ શ્રધ્ધા અને જ્ઞાન યુક્ત અનુષ્ઠાનનું મહાન વિશાલ ફલ પ્રાપ્ત થાય છે. કારણ કે તેમાં ગુરૂ તથા લઘુતાના વિવેકની ચિંતા-વિચાર હોય છે, તેથી મહાન ઉદયના હેતુ ભૂત આ ત્રીજું અનુષ્ઠાન થાય છે. ૨૨૦

વિવેચનઃ—આ ઉપર જણાવ્યું તે સ્વરૂપ શુધ્ધ

હોવાથી નિરંતર દુઃખ અને ભયથી આત્મા વ્યાપક રહે છે. તેથી કોટ, કિલ્લા, ખાઈ રક્ષણ કરવામાં નકામા છે. તેમ સંસારની શુધ્ધતા હોવાના કારણે બાહ્ય ક્રિયા અનુષ્ઠાન સ્વરૂપથી શુધ્ધ નથી. પરંતુ તત્ત્વજ્ઞાનથી યુક્ત, શ્રધ્ધા સહિત, બાહ્ય આચારની શુધ્ધતા, શુધ્ધ સ્વરૂપાનુષ્ઠાનના નિમિત્ત માટે થાય છે. પણ અંતરની શુધ્ધતા વિના બહારના અનુષ્ઠાન શ્રેષ્ટ ગુણ પ્રાપ્તિમાં એટલે સમ્યગ્ દર્શન જ્ઞાનની પ્રાપ્તિમાં પ્રવૃત્તિ કરી શકતા નથી. કારણ માત્ર અજ્ઞાનતા જ છે તે અજ્ઞાન રૂપ દોષોનો ઘાત થવાથી આત્મગુણની ક્રમે ક્રમે પ્રાપ્તિ થાય છે, તે જણાવે છે. ૨૧૮

**तृतीयाद् दोषविगमः, सानुबन्धो नियोगतः ।**
**गृहाद्यभूमिकापात–तुल्यः कैश्चिदुदाहृतः ॥२१९॥**

અર્થ:—ત્રીજા શુધ્ધાનુષ્ઠાનથી દોષોનો નાશ થાય છે, તેમાં નિશ્ચયથી અંતરની–મનની શુધ્ધતાનો સંબંધ–હેતુ છે. તેથી કેટલાક દર્શનકારો અંતરની શુધ્ધતાવાલા અનુષ્ઠાનને ગૃહ બાંધવા માટે પ્રથમ ભૂમિની શુધ્ધતા સમાન ગણે છે. ૨૧૯

વિવેચન:—ત્રીજા સાનુબંધ અનુષ્ઠાનથી એટલે ત્રીજા શુધ્ધાનુષ્ઠાનમાં તત્વજ્ઞાન અને પૂર્ણ વસ્તુ તત્ત્વની શુધ્ધ શ્રદ્ધા યુક્ત દેવપૂજા, ગુરૂ ભક્તિ, સાધર્મિક ભક્તિ, તપ, જપ, સ્વાધ્યાય વિગેરે અનુષ્ઠાનો અંતરના કષાય તથા ઈંદ્રિયોના નિગ્રહથી યુક્ત હોવાથી નિશ્ચયતા પૂર્વક આંતરિક દોષોનો ક્ષય કરનારા થાય છે, તેમ કેટલાક દર્શન પંથ

પ્રવર્તકો આ શુધ્ધ સ્વરૂપાનુષ્ઠાનને દેવ ગૃહ વા ગૃહસ્થના ભુવનને માટે આરંભ કરાતા કાર્યમાં પ્રથમ દઢ પીઠીકા રૂપ એટલે મજબુત પાયા સમાન ગણે છે. અમો પણ તેઓના આ વિચારમાં સંમત થઇએ છીએ. જેમકે પાયાની ભૂમિકા પ્રથમ શુધ્ધ કરી યથા સ્વરૂપે દઢ બનાવી હોય તો તે ઉપર બનાવેલુ દેવાદિકનું ઘર વા દેવળ અથવા ગૃહસ્થનું ઘર ઘણા કાલ શુધ્ધ, નિશ્ચિંત, અભંગ રહે છે, પડવાનો ભય પ્રાયઃ નથી રહેતો. તેવી જ રીતે વ્રત, પચ્ચખાણ, જપ, તપ, સ્વાધ્યાય વિગેરે તત્ત્વ એટલે જીવ, અજીવ, પુન્ય, પાપ, આશ્રવ, સંવર, બંધ, મોક્ષ વિગેરે સમ્યગ્ જ્ઞાનની પ્રાપ્તિ તથા શ્રધ્ધાથી યુક્ત, અને શંકા, કાંક્ષા, વિગિચ્છા વિના શુધ્ધ થવાથી—શુધ્ધ સ્વરૂપાનુષ્ઠાનની આત્મામાં પ્રવૃત્તિ થવાથી અનાદિ કાલથી રહેલા પાપ રૂપ દોષોનો નાશ કરીને અનુક્રમે મોક્ષની નજદીક લાવે છે. પણ નિષ્ફળ થતા નથી. ૨૧૯

તે વાતને દઢ કરતાં જણાવે છેઃ—

एतद्व्युदग्रफलदं, गुरुलाघवचिन्तया ।
अतः प्रवृत्तिः सर्वैव, सदैव महोदया ॥२२०॥

અર્થઃ—આમ દઢ શ્રધ્ધા અને જ્ઞાન યુક્ત અનુષ્ઠાનનું મહાન વિશાલ ફલ પ્રાપ્ત થાય છે. કારણ કે તેમાં ગુરૂ તથા લઘુતાના વિવેકની ચિંતા—વિચાર હોય છે, તેથી મહાન ઉદયના હેતુ ભૂત આ ત્રીજું અનુષ્ઠાન થાય છે. ૨૨૦

વિવેચનઃ—આ ઉપર જણાવ્યું તે સ્વરૂપ શુધ્ધ

અનુષ્ઠાનનું ફલ અત્યંત ઉત્તમ થાય છે. તે આ પ્રમાણે— સર્વ કાર્ય કરતાં તે કાર્યથી થતી ક્રિયાના ગુણ દોષની પ્રથમ વિચારણા આવે, તે વડે વ્યવહારમાં યશ, અપયશનો પણ વિચાર આવે, તેમજ ધર્મ અધર્મ એટલે પુન્ય પાપના ફલનો વિવેક વિચારાય છે. તેથી આ કાર્ય કરતાં આત્મા પાપના ભારથી હલકો થશે કે પાપના ભારથી ગુરૂ થશે તેવો વિચાર આવે, આવી વિવેક પૂર્વકની વિચારણા રૂપ ચિંતા સહિત કાર્યમાં પ્રવૃત્તિ થવી તે આત્માને જેવો તેવો લાભ ન ગણાય. આવો વિવેક તેવા શુધ્ધાનુબંધને કોઈક વખત આવે કે ન આવે, એમ નહિ પણ શુધ્ધાનુબંધ-શુધ્ધ સ્વરૂપાનુષ્ઠાનવાલા જીવોને જે શુધ્ધાનુબંધ અથવા પુન્યાનુબંધિ પુન્યના ફલ રૂપ સદ્ વિવેક યુક્ત વિચારણા સર્વદા રહે છે, તેજ આત્માનો મહાન્ ઉદય કરનારો છે, એટલે મોક્ષ માર્ગમાં ગમન કરાવનાર થાય છે. ૨૨૦

મોક્ષનો અર્થી શાસ્ત્રને આધીન રહે છે તે જણાવે છે:—

परलोकविधौ शास्त्रात्, प्रायो नान्यदपेक्षते ।
आसन्नभव्यो मतिमान्, श्रद्धाधनसमन्वितः ॥२२१॥

**અર્થ**:—આસન્ન કાલમાં મોક્ષમાં ગમન કરનારો શુભ બુદ્ધિવંત શ્રદ્ધા રૂપ ધનથી સમૃદ્ધ આત્મા પરલોકની વિચારણામાં ઘણું કરીને શાસ્ત્ર વિના બીજા પ્રમાણની અપેક્ષાને નથી વિચારતો. ૨૨૧

**વિવેચનઃ**—જે આત્મા ભવ્ય હોવા છતાં નજદીકમાં સમ્યગ્ જ્ઞાન દર્શન ચારિત્રને પ્રાપ્ત કરી મોક્ષની સાધના

કરનારો છે તે આસન્ન ભવ્ય વચનથી, અભવ્ય અને દુર્ભવ્યને અયોગ્ય જણાવ્યા. એટલે આસન્ન ભવ્ય જ મોક્ષ માર્ગમાં પ્રવૃત્તિ કરનારો છે તેમ જાણવું. એવો આસન્ન ભવ્ય માર્ગાનુસારીપણા વડે યુક્ત શુધ્ધ બુદ્ધિવંત હોય, તેમજ દેવ ગુરૂ ધર્મના વિષયમાં શ્રધ્ધા હોય એટલે મોક્ષની અભિલાષાવાળો હોય, આવા શ્રધ્ધા રૂપ ધનથી જે ધનવાન હોય તે આત્મા પરલોકના નિશ્ચયમાં કુતર્કની વિચારણા ન કરતાં આગમ શાસ્ત્રના અર્થની જ વિચારણા કરે છે, પણ લોક રૂઢિની તે અપેક્ષા નથી કરતો તેથો સત્ય વિવેક વિચાર અને શ્રધ્ધા યુક્ત સદ્‌ક્રિયા વડે સમાધિ માર્ગને પામે છે. ૨૨૧

उपदेशं विनाप्यर्थ–कामौ प्रति पटुजनः ।
धर्मस्तु विना शास्त्रा–दिति तत्रादरो हितः ॥२२२॥

અર્થ:—સામાન્ય રીતે સર્વ માણસો અર્થ અને કામમાં ઉપદેશ વિના પણ પ્રવીણ બને છે. પરંતુ ધર્મમાં તો શાસ્ત્ર વિના પ્રવીણ નથી થતો, માટે ધર્મ અર્થે શાસ્ત્રનો ઉપદેશ કરવો. ૨૨૨

વિવેચન:—શાસ્ત્ર વડે કરવા યોગ્ય કાર્યોની વિધિનું પ્રતિપાદન કરવું તે ઉપદેશ કહેવાય. તેવા પ્રકારના ઉપદેશ વિના પણ સર્વ માણસો અર્થ એટલે દ્રવ્ય કમાવવું અને પાંચ ઇંદ્રિયોના વિષય ભોગવવા, ખાવું, પીવું સુવું, ઉઠવું, હરવું, ફરવું, નાચવું, કુદવું, હાસ્ય કરવું, સુંદર કપડાં પહેરવા, અનુકુલ વસ્તુનો સંગ્રહ કરવો વિગેરે ભોગોને કામ—

ક્રિયા કહેવાય છે, તે અર્થ અને કામમાં સર્વ જીવો અનાદિ કાલના સંસ્કાર વડે પ્રવીણ હોય છે, અમુક વયે જીવને વિષય ભોગવવાની ઇચ્છા થાય છે, અને પૈસા કમાવાની બુધ્ધિ–કલા પણ વગર ઉપદેશે આવડી જાય છે. કારણ કે પૂર્વ ભવ પરંપરામાં તેવા પ્રકારના દૃઢ સંસ્કાર પડેલા હોય છે, તેમજ દેખાદેખી વડે લોક વ્યવહારની રૂઢિની જે પરંપરા તે અર્થ કામમાં પ્રમાણ મનાય છે. પણ તે વાસ્તવિક રીતે સર્વ દુઃખની મુક્તિ માટે પ્રમાણિક નથી. પણ જીવોને અનાદિ કાલથી વિષયભોગની અને અર્થ સંગ્રહની વાસના રહેલી હોય છે, તેથી વગર ભણ્યે ગણ્યે અનાદિ કાલથી ભવ ભ્રમણમાં તે વાસનાના સંસ્કારો હોવાથી, અહિંઆં દૃષ્ટિ પડતાં તરત જ પ્રગટ થાય છે. પણ ધર્મનો સંસ્કાર–અજ્ઞાન, મોહ, માયા, ઈર્ષ્યા, ઝેરને દબાવીને શાંતિમાં આવે ત્યારે પરમ ગુરૂના ઉપદેશ વડે ધર્મ, પુન્ય, પાપનો વિવેક ભવ્યાત્માઓને જાગે છે, તે પરમ ગુરૂના ઉપદેશ રૂપ શાસ્ત્રનો યથાર્થ બોધ જ્યાં લગી ન મળે, ત્યાં લગી ધર્મ રૂપ મોક્ષ માર્ગનો બોધ પ્રાપ્ત ન થાય, માટે શાસ્ત્ર ઉપર–તેના ઉપદેશ ઉપર તથા પૂજ્ય ગુરૂઓ ઉપર હિતના અર્થિઓએ અવશ્ય આદર કરવો. તેથી સારૂ કલ્યાણમય પુન્ય પ્રાપ્ત થાય છે. ૨૨૨

अर्थादावविधानेऽपि, तदभावः परं नृणाम् ।
धर्मेऽविधानतोऽनर्थः, क्रियोदाहरणात्परः ॥२२३॥

અર્થ——અર્થ તથા કામ વિગેરે સંસારના ગણાતા

પુરુષાર્થોનો વિધિ જૈન શાસ્ત્રોમાં નથી કહ્યો, તેથી તો અર્થને કામથી જીવોને તેના દુઃખથી બચવાનો લાભ થશે, પરંતુ ધર્મનું જો વિધાન ન કરવામાં આવે તો મહાન અનર્થ થાય. અહીં વૈદ્યની ક્રિયાનું ઉદાહરણ જાણવું. ૨૨૩

**વિવેચન:**—અર્થ તથા કામના વિષયમાં વિચાર કરતાં જણાવે છે કે અર્થ—દ્રવ્ય સુવર્ણ, રૂપું વિગેરે તેમ ધન, ધાન્ય, જર, જમીન કે જેનો લોકો સંગ્રહ કરે છે, અને કામ—પાંચ ઇંદ્રિયોથી ભોગવાતા ત્રેવીશ પ્રકારના વિષયો વસ્ત્ર પાત્ર સ્ત્રી વિગેરેનો ભોગ ઉપભોગ કરાય તે કામ કહેવાય છે. તેના સ્વીકાર માટે જૈનાચાર્યોએ આગમમાં ઉપદેશ નથી કર્યો. તેનું પારમાર્થિક કારણ એ છે કે "अर्थो अनर्थ मूलो" જે અર્થ છે તે અનર્થનું કારણ થાય છે, એટલે દુઃખનો હેતુ થાય છે. કહ્યું છે કે—

"लुध्धा नरा अत्थपरा हवंति, मूढा नरा कामपरा हवंति। बुद्धा नरा धम्मपरा हवंति, मिस्सा नरा तिन्निवि आयरंति"

જે લોકો લોભી છે તે અર્થ મેળવવામાં અત્યંત તત્પર થઈને ભયંકર પાપોને આચરે છે, અને મૂઢ—અજ્ઞાની લોકો સ્ત્રી આદિની વિષય સેવનામાં પડીને અત્યંત પાપમાં આસક્ત થઇને પશુ યોનિયોમાં જન્મ પામે છે. પરંતુ જ્ઞાનીઓ આત્મ ધર્મને પ્રાપ્ત કરવામાં તત્પર થઈ મુક્તિની સાધના કરે છે. અને જે અર્થ અને કામમાં આસક્ત હોવા છતાં ધર્મને સાચો માને છે તે ત્રણને આચ-

રવામાં પ્રવૃત્તિ કરે છે. અર્થ કામનો ઉપદેશ વીતરાગ શાસનમાં નથી કર્યો, તેથી કાંઈ હાનિ થવાની નથી. બીજું કારણ એ પણ છે કે મહર્ષિ વાત્સાયને કામનો ઉપદેશ કામ શાસ્ત્રમાં કરેલો છે. તેમજ ભગવાન કૌટિલ્ય દેવે અર્થ શાસ્ત્રનો ઉપદેશ કરેલો છે. અરિહંતોએ અર્થ અને કામ દુર્ગતિનો હેતુ હોવાથી નથી ઉપદેશ્યા, તેથી કાંઈ જીવાત્માને મોટું નુકશાન નથી થયું. અર્થ અને કામનો લાભ જીવાત્માને ન મળે તેથી કાંઈ હાનિ નથી, પરંતુ જો મનુષ્યોને ધર્મની પ્રાપ્તિ ન થાય તો સંસારના દુઃખોનો અંત કેવી રીતે આવે? તેના વિના અનેક અનર્થની પરંપરા વધે છે, માટે ધર્મનો ઉપદેશ આપવાની વીતરાગના અનુયાયી આચાર્યાદિકને આવશ્યકતા રહેલી છે. અહિંઆં ક્રિયા એટલે ચિકિત્સાકારક દૃષ્ટાંત પ્રગટ રીતે જણાવે છે. તે આ પ્રમાણે—

"पडिवज्जिऊण किरियं, तीए विरुध्धं निसेवइ जो उ।
अपवत्तग्गाउ अहियं, सिग्धं च संपावइ विनासं" ॥

જે કરવા યોગ્ય કાર્યો છે તેનો ત્યાગ કરીને તેની વિરૂદ્ધ જે આચરે છે તે થોડા કાલમાં વિનાશને પામે છે. એટલે વૈદ્યે જે અનુપાન સાથે દવા લેવાની કહેલી હોય, તેવી રીતનો ત્યાગ કરીને શરીરની સ્થિતિ વિરૂદ્ધ, થએલા રોગોનો વધારો કરનારા ખોરાકનું અનુપાન કરવાની જો પ્રવૃત્તિ થાય તો અહિત એટલે રોગની વૃદ્ધિ થાય છે. અંતે મરણની પ્રાપ્તિ જલ્દી થાય છે. તેવી જ રીતે મોક્ષ માટે

કરવા યોગ્ય જ્ઞાન દર્શન ચારિત્ર રૂપ ક્રિયા યોગનો ત્યાગ કરીને જે આત્માથી વિરૂદ્ધ અર્થ અને કામમાં અત્યંત આસક્તિ ધરી જીવ હિંસાદિ અઢારે પાપ સ્થાનોને સેવે છે તે અહિત એટલે અનેક દુ:ખને ભોગવતો વિનાશને પામે છે. ૨૨૩

तस्मात्सदैव धर्मार्थी, शास्त्रयत्नः प्रशस्यते ।
लोके मोहान्धकारेऽस्मि-ञ्शास्त्रालोकः प्रवर्तकः ॥२२४॥

અર્થ:—તે કારણે ધર્મની ઇચ્છા કરનારા શાસ્ત્રમાં કહેલા મોક્ષના ઉપાયોને નિત્ય આદરે છે અને તેમ કરનારના પ્રયત્નની પ્રશંસા કરે છે, તે ધન્યવાદને પાત્ર છે. કારણ કે મોહ રૂપ અંધકારથી ઘેરાયેલા આ સંસારમાં શાસ્ત્ર રૂપ દીપક જ્ઞાનમય પ્રકાશ કરે છે. ૨૨૪

વિવેચન:—પૂર્વે જણાવ્યા પ્રમાણે જે પરમ ઉપકારી વીતરાગ પરમાત્માઓ ભવ્યોના ઉપકાર માટે ધર્મના સ્વરૂપ બતાવનારા શાસ્ત્રોનું પ્રતિપાદન કરે છે, તે જો ન કહેલું હોત તો આ જગતમાં મોટો અનર્થ થાત. કામ અને અર્થ માટે અનેક પ્રકારની જીવ હિંસા, ચોરી, જુઠું બોલવાનું અને વસ્તુઓને સંઘરી રાખીને અન્યને ન આપવાનું, પરિગ્રહ ભેગો કરવાનું, વ્યભિચાર કરવાનું, અન્યનું લુંટી લેવાનું વિગેરે પાપ કાર્યો કરવાથી જીવોને નરક, તિર્યંચની યોનિઓમાં જન્મ મરણ કરવાનું થાત. આવો મહાન્ અનર્થ રોકવા માટે ઉપકારી અરિહંતો, ગણધરો, આચાર્યો વિગેરે એ શાસ્ત્રની રચના કરીને આપણા ઉપર મહાન ઉપકાર

કર્યો છે. તેથી તે શાસ્ત્રોમાં ધર્મના અર્થી એટલે મોક્ષના અભિલાષી આત્માઓએ શાસ્ત્રને જાણવાનો, તેની આજ્ઞા પ્રમાણે ચાલવાનો, શાસ્ત્ર ઉપર પૂજ્ય ભાવે આદર સત્કાર કરવાનો યત્ન અવશ્ય કરવો. જેઓ એવી રીતે શાસ્ત્રમાં આદર ભક્તિ કરનારા છે, તેઓનો ઉત્સાહ વધારવો તેઓની પ્રશંસા કરવી, સત્કાર કરવો તે સર્વ ધર્માનુષ્ઠાનની ક્રિયા અવશ્ય વખાણવા યોગ્ય છે. કારણ કે આ મોહ, માયા, અજ્ઞાન, મિથ્યાત્વ રૂપ અંધારામાં જગતના જીવોનો સર્વ સમુદાય પ્રાયઃ મોહમાં મુંઝાઇ ગયો છે, તેથી કરવા યોગ્ય કે ન કરવા યોગ્ય કાર્યનો વિવેક-વિચાર પ્રાયઃ તેઓને નથી જાગેલો. તેથી તેમના મોહ અજ્ઞાન રૂપ અંધકાર દૂર કરવાને, સદ્‌વિવેક જગાડવાને વીતરાગ દેવથી ઉપદેશ કરાયેલા સમ્યગ્ શાસ્ત્રો દીપક સમાન છે. તેના સંબંધથી જીવોમાં રહેલા અજ્ઞાનને દૂર કરી સદ્‌વિવેક જ્ઞાન રૂપ પ્રકાશ તે શાસ્ત્રના અભ્યાસથી થાય છે. તે જ્ઞાન પ્રકાશથી જીવ, અજીવ, પુન્ય, પાપ વિગેરેનું જ્ઞાન થવાથી જીવો પરલોક માટે ધર્મની આરાધના ક્રિયા-અનુષ્ઠાન કરી શકે માટે ધર્મના ઉપદેશની અથવા ઉપદેશ શાસ્ત્રોની જીવો માટે અવશ્ય જરૂર છે. ૨૨૪

હવે શાસ્ત્રની સ્તુતિ કરતાં જણાવે છેઃ—

पापामयौषधं शास्त्रं, शास्त्रं पुन्यनिबन्धनम् ।
चक्षुः सर्वत्रगं शास्त्रं, शास्त्रं सर्वार्थसाधनम् ॥२२५॥

અર્થઃ—શાસ્ત્રજ પાપ રૂપ રોગનો નાશ કરવા માટે સાચું ઔષધ છે, શાસ્ત્ર તેજ પુન્ય અને મોક્ષનું

કારણ છે, શાસ્ત્ર તેજ સર્વ વસ્તુનું યથાર્થ દર્શન કરવા માટે આંખો છે, ટુંકાણમાં કહીએ તો શાસ્ત્ર–આગમ જ સર્વ ઇચ્છિત વસ્તુને પ્રાપ્ત કરવા માટે મહાન સાધન છે ૨૨૫

વિવેચનઃ—પાપ રૂપ જે ભાવ રોગની પીડા ભવ્યાત્માને થાય છે, તેનો નાશ કરવામાં શાસ્ત્ર ભાવ ઔષધ રૂપ થાય છે, એટલે શાસ્ત્રના અભ્યાસથી સદ્ વિવેક થતાં યથાપ્રવૃતિ, અપૂર્વકરણ આદિ ક્રિયાથી સમ્યગ્ દર્શન રૂપ શક્તિ આત્મામાં પ્રગટે છે. તેથી અર્ધા પુદ્ગલ પરાવર્તનથી અધિક સંસારના ભ્રમણનો નાશ કરે છે. તેમજ શાસ્ત્ર જ પુન્યનું કારણ થાય છે એટલે આત્માને પવિત્ર કરે છે. શાસ્ત્ર તેજ પારમાર્થિક પદાર્થોની ગવેષણા કરવામાં સાચી ચક્ષુ છે, આ કારણથી આત્માને ઇષ્ટ જે જે હોય તે શાસ્ત્રની સહાયતાથી પ્રાપ્ત થાય છે. એટલે પરમ મોક્ષ સુખ તેજ સર્વમાં ઇષ્ટ વસ્તુ છે, તેની સિદ્ધિ પણ શાસ્ત્રથી થાય છે. જે શાસ્ત્રો સર્વ ઇષ્ટ વસ્તુના સાધક થાય છે, તે શાસ્ત્રો સર્વજ્ઞ વીતરાગ પ્રણીત જ સમજવા. તેમાંજ આપ્તતા–વિશ્વાસ તેમના વચનમાં રહેલો છે, અન્યના વચનમાં વિશ્વાસ રાખવા યોગ્ય નથી. કારણ કે અન્ય શાસ્ત્રો જીવાદિક પારમાર્થિક વસ્તુને યથા સ્વરૂપે કહેતા નથી, તેઓના પ્રતિપાદન કરેલા તર્કની વિચારણા સહન કરી શકતા નથી. માટે વીતરાગ દેવ સર્વજ્ઞોના વચન ભવ રોગના કારણો તથા તે રોગને મૂલથી નાશ કરવાના ઉપાયો જણાવે છે, તેથી તે જ સત્ય છે. તે પારમાર્થિક શાસ્ત્રોનો અભ્યાસ કલ્યાણ એટલે સમ્યગ્ દર્શન જ્ઞાન ચારિત્ર રૂપ પરમ સુખના કારણ

રૂપ પુન્યનું ઉપાદેય છે, તેમાં કારણુ થાય છે. જે સંસારી છદ્મસ્થ આત્માના જ્ઞાનાદિક આવરણોથી વિવેક ચક્ષુ નષ્ટ થયેલી છે, તે આત્માને સર્વજ્ઞ શાસ્ત્રોનો અભ્યાસ કરવાથી પારમાર્થિક અનુભવ વડે સત્ય શ્રદ્ધાથી, પાંચે ઇંદ્રિયોથી અને મનથી પણુ અગોચર વસ્તુનો અનુભવ થાય છે, માટે શાસ્ત્ર જ્ઞાન તે જ સત્ય ચક્ષુ છે. તે જ કારણે તે આગમ ભવ્યાત્માને પરમ ઇષ્ટ જે સર્વ કરતાં મહાન્ અર્થ છે, તેની સિદ્ધિ એટલે મોક્ષની પ્રાપ્તિનું પરમ કારણુ થાય છે. ૨૨૫

તે માટે જણાવે છે કે:—

**न यस्य भक्तिरेतस्मि-स्तस्य धर्मक्रियापि हि ।**
**अन्धप्रेक्षाक्रियातुल्या, कर्मदोषादसत्फला ॥२२६॥**

અર્થ:—તે શાસ્ત્રો ઉપર જેની ભકિત નથી તેની કરેલી બધી ધર્મક્રિયા આંધળા માણસની ક્રિયા સમાન સારા ફલને નથી આપતી, પરંતુ કર્મનાં દોષથી ઉલટા ફલને આપે છે. ૨૨૬

વિવેચન:—જે ધર્મના અર્થિઓની ભકિત એટલે વિનય, વૈયાવચ્ચ, બહુમાન વિગેરે શાસ્ત્ર અને ગીતાર્થ ગુરૂઓ વિગેરે ઉપર યથાસ્વરૂપે એટલે શ્રદ્ધાપૂર્વક નથી, અથવા દેવ પ્રત્યે નમસ્કાર મનમાં પ્રેમ બહુમાન વિગેરે પૂર્વક નથી, તેમની ધર્મક્રિયા એટલે દેવવંદન, ગુરૂ-વંદન, સામાયિક, પૌષધ, પ્રતિક્રમણુ, તપ, જપ, આયંબિલ ઉપવાસ વિગેરે તથા આતાપના કેશ લોચન વિગેરે સર્વ સાચા ફલને નથી આપી શકતા. લોકમાં એક કહેવત છે

કે "આંધળી દળે અને કુતરા લોટ ચાટે" તેમાં ડોશીને મહેનતનું ફળ ન મળે અને ઘઉં નકામા જાય. તેમજ શાસ્ત્રકાર બીજું દૃષ્ટાંત આપે છે—જેમ આંધળો માણસ નગરમાં પ્રવેશ કરવા માટે ગમન ક્રિયા કરે છે, પણ તેનું દ્વાર આંખના અભાવે નહિ પામતો નગર ફરતા અનેક આંટા માર્યા કરે, તે જેમ નકામા થાય, તેમ સમ્યગ્ જ્ઞાન શ્રદ્ધા વિનાની બાહ્ય ક્રિયા જ્ઞાનાવરણાદિ દોષોના બલથી હણાઇ ગયેલ હોવાથી, સકામ નિર્જરા રૂપ ફલને આપતી નથી. પરમાનંદ મોક્ષને પણ આપતી નથી. પરંતુ કાય ક્લેશ થતાં સંસાર ભ્રમણરૂપ અનિષ્ટ ફલને જ આપે છે. શ્રીમાન કૃષ્ણદેવના પરમ ભકત વીરા સાલવીએ કૃષ્ણ સાથે ભગવાન નેમિનાથને કાયાથી શ્રદ્ધા ભકિત વિના વંદન તો કર્યું, પણ કાય ક્લેશ સિવાય બીજા ફલરૂપ પુન્યને ન પામ્યો તેમ સમજવું. ૨૨૬

એમ કેમ બને તે કહે છે:—

**યઃ શ્રાદ્ધો મન્યતે માન્યા–નહઙ્કારવિવર્જિતઃ ।**
**ગુણરાગી મહાભાગ–સ્તસ્ય ધર્મક્રિયા પરા ॥૨૨૭॥**

અર્થ:—જે શ્રાવક માનવા–સત્કારવા યોગ્ય પૂજ્ય પુરૂષો તથા તેમના વચનોને અહંકાર તથા માયાને છોડતો છતો માને છે, સન્માન કરે છે, તે ગુણાનુરાગી મહાન ભાગ્યશાલીની કરેલી ધર્મ અનુષ્ઠાન વિગેરે ક્રિયા મહાન ફલને આપનારી થાય છે. ૨૨૭

વિવેચન:—જે શ્રાવક શ્રદ્ધાપૂર્વક મોક્ષમાર્ગની પ્રાપ્તિ

માટે ઈચ્છા રાખતો છતો, જેઓ સત્કાર પ્રેમપૂર્વક બહુમાન કરવા યોગ્ય છે તેવા ગીતાર્થ આચાર્ય, ઉપાધ્યાય, સાધુ અને શ્રાવક વિગેરે સુવિહિત પૂજ્યો પ્રત્યે, તેમજ જ્ઞાન ક્રિયા ધ્યાનમાં નિત્ય પ્રવૃત્તિ કરનાર તથા બીજા મોક્ષાર્થી આત્માઓને જ્ઞાન ક્રિયામાં નિત્ય પ્રવૃત્તિ કરાવનાર, તે પૂજ્યો પ્રત્યે સત્કાર પ્રતિપૂર્વક બહુમાન કરે છે, તેમજ વીતરાગ દેવની પૂજા, ભક્તિ, સ્તવન સ્તુતિ તે પણ પ્રેમ ભક્તિપૂર્વક આદર સહિત કરે છે. તેમજ આ બધું હું રાજા શેઠ કે જ્ઞાની છું એવા અભિમાનને છોડી કરવું જોઈએ. કારણ કે જે અભિમાન માયાને છોડીને દેવ, ગુરૂ, ધર્મ, સાધર્મિક પ્રત્યે પ્રેમપૂર્વક સત્કાર સન્માન કરે છે, તે તેમના ધર્મના ગુણરાગથી કરે છે, અને તેથી તેવો પ્રમોદ ભાવનાને પ્રાપ્ત થાય છે. તેથી તે ભવ્યાત્મા પુન્યાનુબંધ પુન્યની વૃદ્ધિ કરતો, વખાણવા યોગ્ય અપૂર્વ શક્તિને પામતો છતો વીતરાગદેવ પ્રણીત શાસ્ત્રોની આજ્ઞા ગીતાર્થ પાસેથી પ્રાપ્ત કરી તે શાસ્ત્રને આધીન રહીને, યમ, નિયમ, રૂપ વ્રત પચ્ચખ્ખાણ, સામાયિક, પૌષધ, પ્રતિક્રમણ, આયંબિલ, ઉપવાસ, અભિગ્રહાદિક-ધર્મ ક્રિયામાં પરાયણ રહ્યો છતો, અનાદિ કાલના બાંધેલા આપણા કર્મમલને શાસ્ત્રોની આજ્ઞાને આધીન રહીને, ઉપયોગપૂર્વક ક્રિયા કરી ખપાવતો મહાન નિર્જરાને પ્રાપ્ત કરતો ધર્મ શુક્લ ધ્યાનના યોગે સદ્ ચિદાનંદનો ભોક્તા બને છે. તેથી તેમની ક્રિયા મહાન ફલને આપનારી થાય છે. ૨૨૭

તેથી વિપરીતપણે વર્તનારા જે જીવાત્માઓ છે. તેઓની ક્રિયા કેમ સાદર પ્રાપ્ત નથી તે જણાવે છે—

यस्य त्वनादरः शास्त्रे, तस्य श्रद्धादयो गुणाः ।
उन्मत्तगुणतुल्यत्वा-न्न प्रशंसास्पदं सताम् ॥२२८॥

અર્થ:—જેઓને પરમાત્માના કહેલા શાસ્ત્રો પ્રત્યે આદર નથી તેઓની શ્રદ્ધા વ્રત પચ્ચખ્ખાણ વિગેરે ગુણો ઉન્મત્ત માણસની જેમ અયોગ્ય હોવાથી સજ્જન પુરૂષોને વખાણવા યોગ્ય નથી. ૨૨૮

વિવેચન:—જે જીવાત્માઓની પરમાત્મા વીતરાગ સર્વજ્ઞ દેવે પ્રરૂપેલા, ગણધર, સ્થવિર, આચાર્યો અને ગીતાર્થ પૂજ્ય ગુરૂવરોએ ગુંથેલા શાસ્ત્રો આગમ પ્રકરણો, નિર્યુક્તિ, ભાષ્ય, ટીકા, ચૂર્ણિ વિગેરે સુવિહિત પરંપરાગત ગ્રંથો ઉપર શ્રદ્ધા અને આદર બહુમાન રૂપ પૂજ્ય બુદ્ધિ નથી તેઓની શ્રદ્ધા, સંવેગ (વૈરાગ્ય), નિર્વેદ (ભવભિતિ), તપ, જપ, અનુષ્ઠાન, કેશલોચ, આતાપનાદિક જે બાહ્ય-ગુણો હોય તે ઉન્માદી એટલે દારૂના ઘેનમાં થતા પુરૂષાર્થ, શૌર્ય, ઉદારતા, દાતારતા વિગેરે બકવાદ સમાન હોવાથી અથવા ભૂતગ્રહ શાકિની, ડાકિનીના પ્રવેશથી થતી અસંબંધ-ક્રિયા જેવી હોવાથી નકામી છે. તેથી વસ્તુ સ્વરૂપના યથાર્થ-બોધવંત વિવેકી સજ્જન પુરૂષોને વખાણવા યોગ્ય નથી હોતી. ૨૨૯.

એવું શા માટે કહો છો ? તેનો ઉત્તર આપતા પૂજ્ય-શ્રી જણાવે છે:—

मलीनस्य यथात्यन्तं, जलं वस्त्रस्य शोधनम् ।
अन्तःकरणरत्नस्य, तथा शास्त्रं विदुः बुधाः ॥२२९॥

અર્થ:—જેમ અત્યંત મેલા કપડાને પાણી તથા સાબુ શુદ્ધ બનાવે છે, તેમ કર્મ મેલથી મેલા થયેલા અંતઃકરણને શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે થતું અનુષ્ઠાન પવિત્ર કરે છે એમ પંડિત પૂજ્ય પુરૂષો જણાવે છે. ૨૨૯

વિવેચન—જેમ રજના તથા કાદવના સંસર્ગથી અત્યંત મલીન થયેલા વસ્ત્રને ક્ષાર, સાબુ અને ઘણું પાણી શોધી મેલ દૂર કરીને પવિત્ર બનાવે છે, તેવી જ રીતે આપણું અંતઃકરણ ચિંતામણિ કરતાં પણ બહુ મૂલ્યવાલું છે તેવા મનરૂપ રત્નને શાસ્ત્રોજ શુદ્ધ કરે છે. પરમાત્માના ઉપદેશ વડે પૂર્ણ અનુભવને પામેલા પૂજ્ય ગુરૂઓની નિશ્રામાં રહીને જે આત્મા સમ્યગ્ જ્ઞાનનો અભ્યાસ અત્યંત આદરપૂર્વક કરતા છતા જગતના સર્વ પદાર્થોના સ્વરૂપને શાસ્ત્ર આજ્ઞાના અનુભવ પ્રમાણે જાણે છે. તે આત્માને પુદ્ગલનો વિવેક જાગવા વડે સંપૂર્ણ શુદ્ધ શ્રદ્ધા થાય છે, તેના યોગે અપ્રમાદભાવે પાંચ મહાવ્રત, અષ્ટ પ્રવચન માતારૂપ ગુણવ્રત, સ્વપરના વિવેકરૂપ શિક્ષાવ્રતને આદરતા, જંપ, તપ, સ્વાધ્યાય તથા ધર્મધ્યાન વડે અનાદિ કાલથી આત્મા સાથે લાગેલા જ્ઞાનાવરણીય મોહનીય આદિ કર્મમલને ધોતા મનને શુદ્ધ કરીને એટલે મોહ માયા, મિથ્યાત્વને દૂર કરી આત્માને પવિત્ર કરે છે, તેમાં શાસ્ત્રો મુખ્ય નિમિત્ત અને અપેક્ષાએ ઉપાદાન કારણ થાય છે, એમ સર્વ શાસ્ત્રના વિશારદ પંડિત પુરૂષો જણાવે છે. માટે શાસ્ત્ર અને તેનો ઉપદેશ કરનારા પરમાત્મા તથા સુવિહિત પૂજ્ય ગુરૂ પ્રત્યે પ્રેમ ભક્તિ, આદર, બહુમાન

અને આત્માના ઉલ્લાસની પ્રથમ આવશ્યકતા છે. ૨૨૯

તે માટે સિદ્ધાંત-શાસ્ત્રો ઉપર આદર કરવો તે જણાવે છે:—

शास्त्रे भक्तिर्जगद्वन्द्यै-र्मुक्तेर्दूती परोदिता ।
अत्रैवेयमतो न्याय्या, तत्प्राप्त्यासन्नभावतः ॥२३०॥

અર્થ:—શાસ્ત્ર ઉપર જે ભક્તિ તે મુક્તિની મહાન દૂતી છે. તેથી શાસ્ત્રો ઉપર પરમ ભક્તિ રાખવી તે યથાર્થ ન્યાયજ છે, તેજ ભક્તિ જીવોને મુક્તિ તરફ પ્રવૃત્તિ જલ્દી કરાવે છે એમ જગતમાં પૂજ્ય ગુરૂદેવોએ જણાવ્યું છે. ૨૩૦

**વિવેચન:**—શાસ્ત્રો ઉપર જે ભકિત, આદર, સત્કાર, સન્માન થાય તેજ મુકિતરૂપ મહાન સૌભાગ્યવંતી ભામિની જે કોઈને પરવશ નથી પણ પૂર્ણ સ્વતંત્ર છે, તેની સાથે આત્માનો મેલાપ કરવા માટે મહાન સમર્થ દૂતિકા છે, એમ પરમ પૂજ્ય જગતને વંદનીય, પૂજનીય એવા તીર્થંકર, ગણધર, પૂર્વધર, યુગપ્રધાન વિગેરે પરમ ગીતાર્થ પુરૂષોએ જણાવ્યું છે. તે કારણે શાસ્ત્ર, તેના ઉપદેશક અને પૂજ્ય ગુરૂવરો ઉપર ભક્તિ, પ્રેમ કરવો, આદર કરવો તેજ ન્યાયયુક્ત છે. જે અલ્પ કાળમાં મુકત થવાના હોય તેનેજ સાચી શાસ્ત્ર ભકિત પ્રગટે છે, પણ જે દીર્ઘ કાલ સંસારમાં વસનારો હોય તેને શાસ્ત્ર, ગુરૂ અને દેવની ભક્તિ પ્રાપ્ત થતી નથી એટલે આવશ્યક યોગ્ય છે તે ભકિતવડે આત્મા પૂર્ણ પવિત્ર થઈને જલદી મોક્ષાનંદને પ્રાપ્ત કરે છે એમ જગતના પૂજ્ય પરમ ગુરૂઓ આપણને જણાવે છે. ૨૩૦

હવે આત્માએ સમ્યક્ત્વપૂર્વક વીતરાગ પ્રણીત આગમ -શાસ્ત્રોમાં વિશ્વાસ રાખીને ધર્મમાં પ્રવૃત્તિ કરવી જોઇએ તેનો અધિકાર જણાવે છે:—

**तथात्मगुणलिङ्गानि, प्रत्ययस्त्रिविधो मतः ।**
**सर्वत्र सदनुष्ठाने, योगमार्गे विशेषतः ॥२३१॥**

અર્થ:—આત્મા, ગુરૂ તથા લિંગ એમ જાણને ઓળખીને સદનુષ્ઠાન કરતા જીવાત્માઓ યોગના અધિકારી થાય છે એમ યોગ શાસ્ત્રમાં જણાવેલું છે. ૨૩૧

વિવેચન:—હવે યોગમાર્ગ સંબંધી વિશેષ કહેવાનું છે તેને સમુચ્ચય ભાવે જણાવતાં કહે છે કે આત્મા, ગુરૂ અને લિંગ એ ત્રણ પ્રકારે પ્રત્યય કહેલો છે એટલે એનાથી વસ્તુની યથાર્થ પ્રતીતિ થાય છે, તેમ પૂજ્યો જણાવે છે. આ ત્રણેનો નિશ્ચય જે ભવ્યાત્માઓએ કરેલો હોય તે સર્વ પ્રકારના સદનુષ્ઠાનોના પારમાર્થિક ફલને અનુકુલતાએ પૂર્ણ સ્વરૂપે પ્રાપ્ત કરે છે. એટલે આત્મસ્વરૂપનો બોધ, આત્માના ગુણો વડે બોધ, તેમજ આત્માના લિંગ એટલે ચિન્હ, ધર્મ અનુષ્ઠાનને ફલવાળા બનાવવામાં ઉપાદાન કારણ થાય છે. તેમ આ યોગ મોક્ષમાર્ગમાં વિશેષ ઉપયોગી થાય છે, એમ અમારો મત છે. કારણ કે આ ત્રણ જ્ઞાન, દર્શન, ચારિત્ર, સ્વાધ્યાય, ધ્યાન સમાધિ વિગેરે સારા સર્વ અનુષ્ઠાનોમાં વિશ્વાસપૂર્વક બલને આપનારા થાય છે. ૨૩૧

આ ત્રણ પ્રકારના સ્વરૂપનો નિશ્ચય કરાવવા માટે પૂજ્યશ્રી જણાવે છે:—

आत्मा तदभिलाषी स्याद्, गुरुराह तदेव तु ।
तल्लिङ्गोपनिपातश्च, सम्पूर्णं सिद्धिसाधनम् ॥२३२॥

અર્થ:—આત્મા પોતાના સ્વરૂપને જાણવાની ઇચ્છા કરે, ગુરૂવરો તે આત્માના સ્વરૂપનો ઉપદેશ આપે, તે સ્વરૂપને આપણે તેના ચિન્હથી સંપૂર્ણ જાણીએ એમ તે ત્રણના બલથી વસ્તુ સ્વરૂપની સિદ્ધિ થાય છે. ૨૩૨

વિવેચન:—આત્મા સમયે સમયે નવા નવા જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, ઉપયોગ રૂપ અનુષ્ઠેય ભાવને પામનારો છે. તેના ત્રણ પ્રકારો આ પ્રમાણે છે. જ્યાં સુધી બાહ્ય પુદ્ગલ પરિણામરૂપે ધન, કુટુંબ આદિમાં મમત્વભાવ અને શરીર ઇંદ્રિય તેજ હું આવા વિચારોની પરંપરા પર્યાય રૂપે કરે છે, ત્યાં લગી તો તે બહિરાત્મા છે, તેવી સ્થિતિમાં જીવાત્મા મોક્ષને અર્થે કાંઇ પણ પ્રયત્ન કરી શકતો નથી. પરંતુ જ્યારે આત્મા ભવાભિનંદિત્વનો ત્યાગ કરીને મોક્ષનો અભિલાષી થાય છે, ત્યારે તે મોક્ષ માર્ગમાં ગમન યોગ્ય સારા અનુષ્ઠાન કરવાનો આરંભ કરે છે, તેવા પ્રકારની શુભ પ્રવૃત્તિ અંતરાત્મ ભાવ પ્રગટાવે છે. એટલે સદ્અનુષ્ઠાન કરવાની અભિલાષા જાગવાથી સદ્ગુરૂની ઉપાસના કરે છે, તેથી યોગ્ય જાણી પૂજ્ય ગુરૂ—ધર્મના ઉપદેશક તે ભવ્યાત્માને યોગ્ય સદ્ અનુષ્ઠાનનો ઉપદેશ કરે છે, અને આત્મ સ્વરૂપનો યથા સ્વરૂપ અનુભવ કરાવે છે. ત્યારે તત્ત્વની પ્રાપ્તિ માટે તે અંતરાત્માને અત્યંત તીવ્ર ભાવના પ્રગટે છે. તેને સમભાવે, સંવેગ ભાવે અને નિર્વેદ ભાવે દેવ ગુરૂના ઉપદેશમાં આસ્તિક્ય ભાવ થાય છે, તેથી સર્વ જીવાત્માઓ

ઉપર કરૂણાભાવ જાગે છે, તે વડે મોક્ષાભિલાષી આત્મા દેવ પૂજા, દર્શન, સ્તવન કરે છે, ગુરૂ ભકિત, સાધર્મિક ભકિત, બહુ માન પૂર્વક ગુરૂ વંદનં તથા પૂજા કરે છે. ને સામાયિક, પૌષધ, પ્રતિક્રમણ, નવકારસી, પોરસી, આયંબિલ, એકાશન, ઉપવાસ વિગેરે તપ, જપ, સ્વાધ્યાય, વ્રત, જીવદયા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ વિગેરેની પ્રાપ્તિ થાય છે. અથવા સાધુના ચિન્હ લેવાની અભિલાષા થઇ ક્રમે ક્રમે ભાવ સાધુતાની પ્રાપ્તિ પણ થાય છે. આવી સ્થિતિ પ્રાપ્ત થવી તે મોક્ષ પ્રાપ્તિનો માર્ગ પામવાના ચિન્હો જાણવા. કહ્યું છે કે:-

"नन्दी तूरं पुन्नस्स, दंसणं संखपडहसद्दो य।
भिंगार-छत्त-चामर-ज्झयपडागा पसत्थाइं"

જે આત્માઓને પુન્ય પ્રગટ થાય છે તેઓ મહાન રાજ્યના રાજા બને છે, તેથી નિત્ય મંગલકારી વાજીંત્ર કે નંદી, શંખ, પડહ વિગેરે શબ્દ સંભળાય છે. ઉત્તમ કળશ વડે મસ્તક ઉપર અભિષેક થાય છે, તેમજ મસ્તક ઉપર છત્ર ધરાય છે, બંને બાજુ ચામર વીંઝાય છે, આગળ ધ્વજા-પતાકા વિગેરે ચાલે છે. આમ વખાણવા યોગ્ય અવસ્થા પ્રાપ્ત થવી તે પુન્યના મહાન ચિન્હો છે તેનો નિત્ય અનુભવ થાય છે. તેવી જ રીતે મોક્ષ માર્ગમાં ગમન કરનારા ભવ્યાત્માઓ જે આત્માને સંસારથી મુક્ત કરવાની અભિલાષા, સદ્‌ગુરૂઓનો એ વિષે ઉપદેશ અને સમ્યગ્‌ દર્શનની પ્રાપ્તિ, ચારિત્ર લેવાની ભાવના, દેવ ગુરૂ ધર્મ, ધર્મીની ભકિત વિગેરે ચિન્હો મોક્ષની પ્રાપ્તિના સંપૂર્ણ સાધનો

છે, કારણકે તે વડે મોક્ષરૂપ ઇચ્છિત ફલની પ્રાપ્ત થાય છે. ૨૩૨

હવે તે ઇષ્ટ વસ્તુઓની સિદ્ધતા બતાવતા જણાવે છે કે:—

**सिध्यन्तरस्य सद्बीजं, या सा सिद्धिरिहोच्यते।**
**ऐकान्तिक्यन्यथा नैव, पातशक्त्यनुवेधतः ॥२३३॥**

અર્થ:—જેનાથી ઉત્તરોત્તર ગુણની સિદ્ધિઓની પ્રાપ્તિમાં હેતુ રૂપ બીજ થાય, તેવી શક્તિઓને અહિંઆં સિદ્ધિઓ કહેલી છે, એટલે નિશ્ચય એકાંતથી સિદ્ધિઓ કહેલી છે. પણ જે સિદ્ધિઓથી આત્માનું પતન થાય તે અત્ર સિદ્ધિ નથી કહેવાતી. ૨૩૩

વિવેચન:—સિદ્ધિ એટલે અંતર વિના લાગલાગટ ફળવાળી કે જેથી નવા નવા ફલરૂપ આત્માના શ્રેષ્ટતર ગુણોને ક્રમે ક્રમે પ્રાપ્તિ કરાવે, અર્થાત્ સત્ફલથી અવંધ્ય હોય તેવા ઉત્તમ ફલમાં જે પૂર્વની સિદ્ધિઓ ઉપાદાન કારણ રૂપ સદ્બીજ રૂપે હોય, તેને જ વિદ્વાન પુરૂષોએ એટલે યોગશાસ્ત્રમાં પૂર્ણ વિશારદ છે તેઓએ સિદ્ધિ કહેલી છે. પરંતુ જે બાહ્ય ચમત્કારિક સિદ્ધિઓ હોય તે આત્માને ચારિત્રાદિ ઉત્તમ ગુણોરૂપ અન્ય સિદ્ધિઓમાં ઉપાદાન કારણ કે નિમિત્ત કારણ ન થતી હોય એટલે આત્મગુણશ્રેણિમાં બીજભૂત ન થતી હોય તેમને અહિંઆં પૂજ્ય આચાર્યો સિદ્ધિઓ તરીકે નથી સ્વીકારતા. તેથી જે એકાંત નિશ્ચયતાપૂર્વક ઉત્તરોત્તર આત્માના ગુણને પ્રાપ્ત કરાવે તેને સિદ્ધિ કહેવાય છે. તેથી અન્ય અસિદ્ધ-

રૂપ બાહ્ય પુદ્‌ગલ ભાવની અભિલાષાને જે નિશ્ચયથી દૂર કરાવે, તેને જ વસ્તુતઃ સિદ્ધિ તરીકે માનેલી જાણવી. જેમકે વાસ કરવા યોગ્ય ઘર પ્રાસાદ વા દેવ મંદિર આદિ બાંધતા તેના પાયા નીચે રહેલા હાડકા વિગેરે શલ્યો જો દૂર ન કરવામાં આવ્યા હોય તો મહામહેનત વડે કરીને થયેલા એવા પણ ભુવનમાં રહેતા આત્માઓ પુન્યના ઉદયને નથી પામતા. પરંતુ પ્રથમ જે ઉદય હોય તે નાશ પામે છે, કારણ કે તેવા અશુદ્ધ હાડકા પાયામાં રહી ગયા હોય તો તે મહેલ અકસ્માત્ પડી જવાથી આત્મઘાત થાય છે. તેવી જ રીતે અહિંઆં જેનું વિવેચન કરાય છે તે સિદ્ધિઓ જે મિથ્યા આગ્રહવાલી ન હોય, કુશંકા યુક્ત ન હોય, ભયંકર પાપવાલી ન હોય, મોક્ષ રૂપ ફલનો ઘાત કરનારી ન હોય, તે જ સત્ય સિદ્ધિઓ કે જે મોક્ષના ફલ સુધીની ગુણ શ્રેણિમાં ઉપકારક થાય છે. તે સિદ્ધિ રૂપ શક્તિ મિથ્યાત્વમય હોય કે પુદ્‌ગલ ભોગની વાસનાવાલી હોય. અને ક્રોધ, માન, માયા, ને લોભ યુક્ત હોય તો તે શક્તિ આત્માનું ગુણસ્થાનકથી પતન કરાવી ચાર ગતિમાં ભ્રમણ કરાવનાર થાય છે. તેવી પાડનારી શક્તિ નકામી હોવાથી મોક્ષ માર્ગ તરફ ગમન કરાવતી નથી, તેથી તે મોક્ષ રૂપ ફલ માટે થતી નથી. ૨૩૩

सिद्ध्यन्तरं न सन्धत्ते, या सावश्यं पतत्यतः ।
तच्छक्त्याप्यनुविध्यैव, पातोऽसौ तत्त्वतो मतः ॥२३४॥

અર્થ:—જે સિદ્ધિઓ અન્ય સિદ્ધિઓને પ્રાપ્ત કરાવવામાં કારણ—સંબંધ કરાવતી નથી તે અવશ્ય પડવામાં

કારણ થાય છે, જે સિદ્ધિ પતનના કારણથી સંબંધિત થયેલી હોય તેને તત્ત્વથી પાત એટલે પતન કહેવાય છે. ૨૩૪

**વિવેચનઃ**—જે સિદ્ધિઓ એટલે આત્માની શક્તિ વિશેષ કે જે છેવટનું સાધ્ય મોક્ષ છે ત્યાં સુધીની વચમાં રહેલી અવાંતર (બીજી) સિદ્ધિઓને પ્રાપ્ત કરવામાં નિમિત્ત કે ઉપાદાન ભાવે કારણ બનીને સંબંધ કરાવી આપે, તેને જ વસ્તુતઃ સિદ્ધિ કહેવાય. પરંતુ જે સિદ્ધિઓ મોક્ષ માર્ગના કારણ રૂપ ન થાય એટલે સમ્યગ્ દર્શન જ્ઞાન અને ઉત્તરોત્તર ચારિત્ર ગુણ રૂપ સિદ્ધિઓ માટે ઉપાદાન કારણનો સંબંધ ન ધારણ કરે તે આત્માને ગુણથી અવશ્ય પાડવામાં નિમિત્ત ભાવ કે ઉપાદાન ભાવ રૂપે કારણ થાય જ છે. કારણ કે જે સિદ્ધિઓ પડવાના કારણોમાં સંબંધ ધરાવતી હોય છે તે વાસ્તવિક રીતે પાત જ એટલે પતન કહેવાય છે. જો કે સિધ્ધિઓ પડવામાં નિમિત્ત ભૂત નથી તો પણ તે સિધ્ધિ સાથે રહેલા પડવાના કારણોની શક્તિથી યુક્ત પ્રાપ્ત થયેલી સિધ્ધિઓ પણ પરમ દૃષ્ટિથી વિચારતા તત્ત્વ જ્ઞાનીઓની અનુમતિ પ્રમાણે પતન કહેવાય છે જેમ કોઈક વર્તમાન કાળે પુત્ર, પોત્રાદિ સંતાન ન હોવા છતાં પણ ભાવીમાં થતારા પુત્રાદિનો પણ પિતા કહેવાય છે. તેમ જે પુરૂષ વર્તમાન કાળમાં તેને મળેલી સિદ્ધિ વડે દુષ્ટ આચરણમાં નથી પડયો, પણ તે તે સિધ્ધિઓ ભવિષ્યમાં પતનના હેતુ ભૂત ભાવનાથી યુક્ત જો કાંઈક અંશે હોય, તો તે શક્તિ રૂપ સિધ્ધિઓ પતન જ કહેવાય. તેથી યમ, નિયમ, આસન, પ્રાણાયમ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણ, સમાધિ

વિગેરેની સિધ્ધિઓ પતનના કારણોથી જો રહિત હોય તો તે પ્રાપ્ત કરવા યોગ્ય છે. કારણ કે તે જ મોક્ષની સિદ્ધિ માટે સમજવી, પણ જેમાં પડવાનો સંભવ હોય તેવા કારણોની આચરણા ન કરવી. તેવા રાગ, દ્વેષ, કામ, ક્રોધ, માન, માયાની વિચારણા ન કરવી. ૨૩૪

હવે તેથી વિપરીત જેમાં પડવાના કારણ ન આવતા હોય તેવી સિધ્ધિઓનો વિચાર આપતા જણાવે છે:—

**सिद्ध्यन्तराङ्गसंयोगात्, साध्वी चैकान्तिकी भृशम् ।**
**आत्मादिप्रत्ययोपेता, तदेषा नियमेन तु ॥२३५॥**

અર્થ:—જેમાં અન્ય સિધ્ધિઓના કારણો (અંગ) નો સંયોગ હોય તેવી સિધ્ધિઓને જ નિશ્ચયથી એકાંત સાધ્વી સિધ્ધિ કહેલી છે, કારણ કે તે આત્માદિકના પ્રત્યયથી યુક્ત હોવાથી અત્યંત શુધ્ધતાવાલી સિધ્ધિ જાણવી. ૨૩૫

વિવેચન:—જે સિધ્ધિઓ અન્ય વિશેષ ગુણ રૂપ સિધ્ધિઓના અંગ રૂપ એટલે નિમિત્ત વા ઉપાદાન કારણ રૂપે થાય, જેમ યથાપ્રવૃત્તિકરણ અપૂર્વકરણ માટે હોય, અપૂર્વકરણ ગ્રંથી ભેદ માટે થાય, ગ્રંથી ભેદ અંતરકરણ માટે થાય, અંતરકરણ સમ્યક્ત્વ માટે થાય, સમ્યક્ત્વ દેશ ચારિત્ર વા સર્વ ચારિત્ર માટે થાય, ચારિત્ર સર્વ સંવર ભાવ માટે થાય, સર્વ સંવર નિર્જરા માટે થાય, નિર્જરા શુકલ ધ્યાન માટે થાય, શુકલ ધ્યાન ઘાતિકર્મના ઘાત માટે થાય, ઘાતી કર્મનો ઘાત કેવળજ્ઞાન કેવળદર્શન માટે થાય, કેવળ જ્ઞાન દર્શન સર્વ કર્મ નિર્જરા માટે થાય, સર્વ કર્મ નિર્જરા

મોક્ષ માટે થાય. આમ તે સિધ્ધિ છેવટે મોક્ષના ફલને આપનાર હોય. આ પ્રમાણે પૂર્વે થયેલી સિદ્ધિ-અન્ય સિદ્ધિઓની પરંપરાનો સંયોગ સંબંધ કરાવી આપે તે જ સાચ્વી સત્ય સંબંધવાલી એકાંત નિશ્ચયથી હિત કરનારી સિદ્ધિ જાણવી. પરંતુ તેમાં પતનનો સંભવ ન હોવો જોઇએ. એટલે પરંપરાએ પણ કદાપિ પાડવાના સ્વરૂપવાલી તે સિદ્ધિ-શક્તિ ન હોય તે સારી સિધ્ધિથી આત્મા તેમજ તેના સ્વરૂપનો બોધ થાય છે. તથા તે સ્વરૂપનો યથાસ્વરૂપે બોધ આપનારા સદ્ગુરૂનો સંબંધ, ધર્મનો બોધ અને શ્રદ્ધા તથા ચારિત્રના સ્વરૂપની પ્રાપ્તિના ચિન્હની પ્રતીતિ એટલે સત્ય જ્ઞાન-અનુભવ જેથી થાય તેવી સિધ્ધિને જ એકાંતથી નિશ્ચય પૂર્વકની સિધ્ધિઓ જાણવી. કારણ કે આત્માને સદ્ગુરૂ અને દેવાધિદેવ વીતરાગ તથા ધર્મના લક્ષણનો યથાસ્વરૂપે જે બોધ થાય, તે જ ઉત્તરોત્તર જ્ઞાન, દર્શન, ચારિત્ર, યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા, સમાધિનો જે પ્રત્યય અન્ય મોક્ષાદિક સિદ્ધિઓ માટે સફલ હેતુઓ એટલે આવશ્યક ઉપાદાન કારણો બને છે. ૨૩૫

હવે એ વાતનું સમર્થન કરતાં પૂજ્યો જણાવે છેઃ—

न ह्युपायान्तरोपेय-मुपायान्तरतोऽपि हि ।
हाठिकानामपि यत-स्तत्प्रत्ययपरो भवेत् ॥२३६॥

અર્થઃ—જે જે સિદ્ધિઓ જે જે ઉપાયથી પ્રાપ્ત થવા યોગ્ય હોય તેથી અન્ય ઉપાયોથી અનેક પ્રકારની હઠ કરવા છતાં પણ પ્રાપ્ત થતી નથી, માટે તે આત્માદિકના પ્રત્યયમાં પરાયણ થવાની અવશ્ય જરૂર છે. ૨૩૬

વિવેચનઃ—જે ઉપાયથી જે વસ્તુની પ્રાપ્તિ થઈ હોય તેને છોડીને અન્ય ગમે તેટલા ઉપાયો હઠ એટલે આગ્રહપૂર્વક કરવામાં આવે પણ તેથી મહેનત ફોગટ જ થાય છે. કારણકે તેથી જરાયે કાર્યની સિદ્ધિ થતી નથી. જે માટીથી સિદ્ધિ થવા યોગ્ય ઘટ છે, તે ઘડો માત્ર રેતી તથા તંતુના સમુહથી હજારો ઉપાય હઠ પૂર્વક કરતાં ઘડો બનતો નથી. તેમ આત્મા ગુરૂ તથા ધર્મ સ્વરૂપના ચિન્હો એટલે યથાસ્વરૂપનું જ્ઞાન અને શ્રધ્ધા રૂપ પ્રત્યય વિના યમ નિયમ વિગેરે તપ, જપ, આતાપના કરતાં કે પ્રાણાયામ કરી વૃક્ષની પેઠે એકાગ્રતા કરતાં, અત્યંત બલથી બધા પ્રયોગો કરતાં પણ કોઇ પ્રકારે સાધ્યની સિદ્ધિ થતી નથી જ. પરમાનંદની પ્રાપ્તિ નથી જ થતી. તે કારણ માટે આત્માદિકનો શ્રદ્ધા જ્ઞાન પૂર્વક પ્રત્યય એટલે યથા સ્વરૂપે શ્રદ્ધા –વિશ્વાસમાં પરાયણ થઇને જે યોગી મોક્ષ સાધવા માટે અપ્રમાદ પૂર્વક પ્રવૃત્તિ કરે છે, અને તે મોક્ષની અભિલાષા કરે છે, તે અવશ્ય મોક્ષ રૂપ કાર્યની સિધ્ધિ મેળવે છે. તે સિધ્ધિઓની પ્રાપ્તિમાં શુદ્ધતા પૂર્વકનો એક શ્રદ્ધા રૂપ આત્મ સ્વરૂપનો વાસ્તવિક બોધ, ગુરૂનો યથા સ્વરૂપનો ઉપદેશ, અને તેની પ્રાપ્તિ માટે જે સત્ ચારિત્ર રૂપ ચિન્હમાં પ્રવૃત્તિ થાય છે તે અવશ્ય મોક્ષ રૂપ કાર્યની સિદ્ધિ પ્રાપ્ત કરાવે છે. જેમ કુંભાર માટી ચક્ર દંડ વિગેરે ઉપકરણોથી ઘટની સિદ્ધિ કરે છે, તેમ તેવા ઉપકરણ વડે વસ્ત્રની પ્રાપ્તિ કદાપિ ન થાય. વસ્ત્ર માટે વસ્ત્ર યોગ્ય સુતર, સાળ, સામગ્રીની જરૂર પડે છે. તેવી જ રીતે મોક્ષના વિગેરે

સુખની ઈચ્છા કરનારે–આત્મા, તેના ઉપદેશ યોગ્ય ગુરૂ, આત્માની યથાસ્વરૂપે ઓળખાણુ રૂપ વિશ્વાસ–શ્રદ્ધા, સ્વરૂપ, લિંગના સહયોગ જે મોક્ષ રૂપ સાધ્યમાં ઉપાદાન થાય છે, તે ત્રણુ સાધનની સિદ્ધિ મેળવવી જોઈએ. જેઓએ તે સાધન મેળવ્યા નથી અને આત્મા, ગુરૂ અને લિંગના વિશ્વાસથી વિકલ જે આત્મ હોય તેઓ મુખ્ય સાધનને છોડીને બીજા જેટલા અનુષ્ઠાનો કરે તે પણુ સિદ્ધિની પ્રાપ્તિમાં સમર્થ નથી થતા. એટલે એકાંત પૂર્ણ સહજાનંદ ભાવ રૂપ મોક્ષની સિધ્ધિ કરવામાં તે બલવાન બનતો નથી. ૨૩૬.

એ વાતને આગલ કરીને કહે છેઃ—

**पठितः सिद्धिदूतोऽयं, प्रत्ययो ह्यत एव हि ।**
**सिद्धिहस्तावलम्बश्च, तथान्यैर्मुख्ययोगिभिः ॥२३७॥**

અર્થઃ—તે કારણે આત્માદિકનો જે પ્રત્યય તે સિદ્ધતાની પ્રાપ્તિમાં સિધ્ધિ દૂત કહ્યો છે. તેમજ સિધ્ધનો હસ્ત મેળાપ કરાવનાર આલંબન રૂપ છે, તેમ યોગીઓમાં મુખ્ય એવા મહાપુરૂષોએ કહેલું છે. ૨૩૭

વિવેચનઃ—આત્મા, ગુરૂ તથા ધર્મના સ્વરૂપને જાણનારો, તેમાં પૂર્ણ શ્રદ્ધા રાખનારો યોગી મોક્ષના સ્વરૂપને પામે છે તે કારણે આત્માદિ ત્રણની પ્રતીતિને સિદ્ધિની પ્રાપ્તિમાં ઉપાદાન કારણ કહેલું છે, તેથી તેને સિધ્ધિની દૂતિકા રૂપે પ્રથમ પ્રગટ રૂપે જણાવ્યું છે. કારણ કે આત્માદિ તત્વનો પ્રત્યય એકાંત મોક્ષનો હેતુ થાય છે, તે કારણે વિશ્વાસ મોક્ષનો દૂત છે. કહ્યું છે કે—

" दंसणभट्ठो भट्ठो, दंसणभट्ठस्स नत्थि निव्वाणं चरण-रहिया सिज्झंति, दंसणेन विना नहि "

દર્શન—શ્રદ્ધાથી જે ભ્રષ્ટ થયો તે સર્વ શુભ ગતિથી ભ્રષ્ટ થયેલો જાણવો. કારણ કે ચારિત્ર વિના પણ કદાચિત્ જીવ મુક્ત થાય પણ ચારિત્રવાન હોવા છતાં દર્શનના અભાવે મોક્ષ કદાપિ પણ થતો નથી. આત્માદિક તત્વની જે પ્રતીતિ તે મોક્ષનું ઉપાદાન કારણ થાય છે. તેજ કારણે આત્મા-દિકની પ્રતીતિ મોક્ષ માર્ગમાં ગમન કરતાં, હાથનું આલં-બન આપીને દોરી જનારી છે તેમ જણાવ્યું છે. મેડી ઉપર ચડતા નિસરણીનું આલંબન લેવું પડે છે તેમ મોક્ષ મહેલમાં ઉપર ચઢતા આત્માદિની શ્રધ્ધા નિસરણી રૂપ છે. તેમજ તે શ્રધ્ધા ચારિત્ર મહેલ ઉપર ચઢતા હાથમાં ઝાલીને ચઢવાના દોરડા સમાન છે. આમ જૈન દર્શનમાં પૂજ્ય ગીતાર્થો જણાવે છે. અન્ય લિંગમાં રહેલા પણ પરમાર્થથી સ્વરૂપને પામેલા આત્માદિક તત્ત્વના યથાર્થ અનુભવ કરનારા મહર્ષિ યોગિઓમાં મુખ્ય મહાપુરૂષોએ પણ તેમજ જણાવ્યું છે. કારણકે તેઓએ પરમ શુધ્ધ મોક્ષ માર્ગને જાણેલો હોવાથી અન્ય મુમુક્ષુઓને તે યથાર્થ દેખાડે છે, તેથી તેઓ તાત્ત્વિક રીતે ધાર્મિક છે. તેઓને આત્માદિકની શ્રદ્ધા મોક્ષનો હેતુ થાય છે તેમ જણાવે છે ૨૩૭

આ વાતને પ્રગટ કરતા જણાવે છે કેઃ—

अपेक्षते ध्रुवं ह्येनं, सद्योगारम्भकस्तु यः।
नान्यः प्रवर्तमानोऽपि, तत्र दैवनियोगतः ॥२३८॥

અર્થ:—સત્ય યોગમાં આરંભ કરનારા જે યોગીઓ છે તે નિશ્ચયતાથી આત્માદિકના પ્રત્યયની અપેક્ષા રાખે છે, પણ તેમાં પ્રવૃત્તિ કરતો છતો પણ અન્ય જીવ કર્મની બહુલતાના કારણે સદ્યોગનો આરંભ આત્માદિની પ્રતીતિના અભાવે નથી કરી શકતો. ૨૩૮

વિવેચન:—જે યોગીને સત્ય યોગનો આરંભ કરવો છે, તે યોગી નિશ્ચયથી આત્માનું સ્વરૂપ ગુરૂ પાસેથી અનુભવપૂર્વક યથા સ્વરૂપે સમજીને તત્ત્વરૂચિ અને સંપૂર્ણ શ્રધ્ધાપૂર્વક પ્રવૃત્તિ કરે છે એટલે આત્મા ગુરૂ તથા ધર્મ ચિન્હનું આલંબન અવશ્ય ઇચ્છે છે, તેને સાનુબંધ યોગારંભક કહેવાય છે. એટલે આ યોગમાં પ્રવૃત્તિ થવામાં અનુબંધ—કારણરૂપ આત્માદિ તત્ત્વની રૂચિ થયેલ હોવાથી તે યોગીને સદ્ યોગારંભક કહેવાય છે, કારણ કે તે મોક્ષના હેતુરૂપે થાય છે. અન્યને વ્યવછેદ કરતા જણાવે છે કે, અન્ય એટલે પ્રથમ વિષયાનુષ્ઠાનમાં રહેલો, અને બીજા સ્વરૂપ શુધ્ધાનુષ્ઠાનમાં આવેલો, જો કે યમ નિયમાદિકમાં પ્રવૃત્તિ કરતો છતો અજ્ઞાન, મિથ્યાત્વ, કષાય અને અશુભ યોગના બલથી પરાધીન અવસ્થાને પામેલો હોવાથી, જીવાદિક તત્ત્વના બોધથી રહિત હોવાથી, આત્મા ગુરુ અને લિંગ વિગેરે આત્માના અવબોધને નથી પામતો. તેથી તેવા જીવાત્માની પ્રવૃત્તિ અશુભ કર્મને આધીન હોવાથી, તત્ત્વજ્ઞાન અને વિવેક વિનય વિનાનો હોવાથી તેની યમ નિયમાદિ ક્રિયા સત્ફલ માટે નથી થતી. ૨૩૮

પરંતુ જણાવે છે કે:—

**आगमात्सर्व एवायं, व्यवहारः स्थितो यतः ।**
**तत्रापि हाठिको यस्तु, हन्ताऽज्ञानां स शेखरः ॥२३९॥**

**અર્થ:**—આ બધો વ્યવહાર આગમમાં પ્રસિદ્ધ છે, તેથી તે વસ્તુને છોડીને હઠ–કદાગ્રહથી મોક્ષ માટે પ્રવૃત્તિ કરનારો મૂર્ખના સરદાર છે. ૨૩૯

**વિવેચન:**—આ બધો યોગમાર્ગ મોક્ષમાર્ગમાં પ્રવૃત્તિ કરનારા યોગીઓને અવશ્ય ઉપયોગી છે, કારણ કે તેઓ વ્યવહારમાં રહેલા છે, તેથી આગમથી ત્યાગવા યોગ્યને ત્યાગ કરવા માટે ને આદરણીયને આરંભ કરવા માટે તેઓ પ્રવૃત્તિ કરે છે તે આગમ–શાસ્ત્ર સર્વજ્ઞ રૂપ આપ્ત ગુરૂઓનાં વચન રૂપ છે. તેમાં શ્રધ્ધા રાખનારાનેજ સદ્યોગના લાભ પ્રાપ્ત થાય તેમ છે. પણ અન્ય નાસ્તિકોને તે નથી પ્રાપ્ત થતો. કારણ કે સદ્યોગની પ્રવૃત્તિથી જે લાભ થવા યોગ્ય છે તે આ ભવમાં પ્રત્યક્ષ–ઈંદ્રિય ગોચર નથી પણ તે યોગનું ફલ ઇંદ્રિઓથી અગોચર એટલે અપ્રત્યક્ષ છે. આવા અગોચર ફલમાં જેઓને શ્રધ્ધા હોય તે તેવા યોગના અનુષ્ઠાનમાં પ્રવૃત્તિ કરે છે તે યોગમાં શ્રધ્ધા થવા માટે પરમ ગુરૂ વીતરાગ સર્વજ્ઞ પ્રણીત આગમોના ગુરૂગમપૂર્વકના અભ્યાસ કારણ બને છે, કારણકે તેઓ ગુરૂ અને આગમને આધીન રહેલા છે તેથી વિરૂધ્ધ અજ્ઞાન યોગી પોતાના કલ્પેલા માર્ગથી પ્રવૃત્તિ કરનારો યોગી પરમાર્થની અપેક્ષા વિના હઠથી પ્રવૃત્તિ કરનારો યોગી પરમાર્થિક લાભને કદાપિ નથી પામતો, તેથી તેવો માણસ

અજ્ઞાનીઓમાં (મૂર્ખોમાં) આગેવાન જાણવો, કારણ કે તેની આ પ્રવૃત્તિ ખોટા ઉપાયથી યુક્ત હોવાથી ઇષ્ટ ફલના અભાવ માટે જ થાય છે. ૨૩૯

तत्कारी स्यात्स नियमा-त्तद्वेषी चेति यो जडः ।
आगमार्थे तमुल्लंध्य, तत एव प्रवर्तते ॥ २४० ॥

**અર્થ**:—મોક્ષ માટે નિશ્ચય પૂર્વક ક્રિયા કરતો છતો, મોક્ષના ઉપદેશક આગમનો અનાદર કરતો મનુષ્ય મોક્ષમાર્ગનોજ દ્વેષી જાણવો, કારણ કે આગમના અર્થનું ઉલ્લંઘન કરીને સ્વચ્છંદતાથી પ્રવૃત્તિ કરે છે. માટે તે ખરેખર મૂર્ખનો આગેવાન છે તેમ જાણવું. ૨૪૦

**વિવેચન**:—આમ પૂર્વે જણાવેલા ઉપદેશ પ્રમાણે આગમની આજ્ઞાને નહિ માનતો છતો નિશ્ચય પૂર્વક તેવી ક્રિયામાં પ્રેમ શ્રદ્ધા અને આદર ભાવ વિના પ્રવૃત્તિ કરે છે, તેથી અનાદર પૂર્વક અને શ્રદ્ધા વિના કદાગ્રહ પૂર્વક તેવી ક્રિયા કરનારો વસ્તુતઃ તે અનુષ્ઠાનનો પોતે દ્વેષી થાય છે. શ્રદ્ધા-રૂચિ વિનાની અનાદર પૂર્વક ક્રિયા કરનારો મૂર્ખ સર્વજ્ઞ પ્રણીત આગમ ગુરૂ અને પરમાત્માનો શત્રુ જાણવો. કારણ કે આગમમાં પરમાર્થ રૂપે ચૈત્યવંદન, ગુરૂ વંદન, સાધર્મિક-વાત્સલ્ય, તપ, સંયમ, જપ, ધ્યાન, સમાધિ, ઇષ્ટ મોક્ષ ફલ માટે કરવા યોગ્ય છે. તેવી આગમની આજ્ઞાને ઓળંગીને આગમથી વિપરીત રીતે પ્રવૃત્તિ કરે છે, એટલે આગમમાં જે વિધિ કહેલી છે તેને અનુસારે ક્રિયા ન કરતાં પોતાની સ્વચ્છંદતાથી કલ્પેલી વિધિને આગમ રૂપે આગળ કરીને તે મૂર્ખ આગમધર ગીતાર્થોનો

-શત્રુ બને છે. એટલે પરમાત્માનો ભક્તિ કરનારો ભક્ત તે ન કહેવાય પણ શત્રુ જ કહેવાય. કારણ કે દ્વેષ ઈર્ષ્યા વિના આજ્ઞાનો અનાદર કદાપિ નથી બનતો. તેમ નિશ્ચયથી માનવું. તે ઉપર એક દૃષ્ટાંત છે કે પરમાત્મા મહાવીર દેવના શાસન કાલમાં એક પરમ ગીતાર્થ ગુરુનો શિષ્ય દુષ્ટ શીલ આચારવાળો હોવાથી ગુરુની હિત શિક્ષાને ન માનતા, ગુરુ ઉપર દ્વેષ રાખીને લાગ સાધતો હતો. તેવામાં ગુરુ સાથે સિધ્ધગિરિ ઉપર પરમાત્માના દર્શન કરી પાછા ફરતા ગુરુ આગળ ગયા ને તે પાછળ રહ્યો. તેની નજરે એક મોટી પણ ગબડાવી શકાય તેવી શીલા પડી તે જોઇને પોતાની પાપી ઇચ્છા સિદ્ધ કરવા ગુરુ તરફ તે શિલાને રડતી મૂકી, ગુરુ તેનો અવાજ સાંભળીને ચેતી ગયા અને ઉંચા ટેકરા ઉપર ચઢી ગયા, પછી પાછળ જોતાં તે કુશિષ્યની ચેષ્ટા જાણી તેનો ત્યાગ કર્યો. તે કુલવાલુ નામનો શિષ્ય અત્યંત કઠણ તપ એકાંતમાં કરવા છતાં અંતે અગમ્ય ગમન, હિંસા, મદિરાપાન વિગેરે પાપ કરીને ભયંકર નરકનો અતિથિ થયો. ૨૪૦

હવે તે વાતને ઉલટાવીને વ્યતિરેક ભાવે જણાવે છે:—

न च सद्योगभव्यस्य, वृत्तिरेवंविधापि हि ।
न जात्वजात्यधर्मान्य–ज्जात्यः सन् भजते शिखी ॥ २४१ ॥

અર્થ:—સારા સદ્‌યોગમાં પ્રવૃત્તિ કરનારા ભવ્યા-

ત્માને અશ્રધ્ધા અરૂચિ પૂર્વક એવા પ્રકારના યોગમાં પ્રવૃત્તિ નથી થતી, જેમ મયૂરને પોતાની જાતિ અને ધર્મને છોડીને અન્ય જાતિના ધર્મમાં કદાપિ પણ પ્રવૃત્તિ થતી નથી. ૨૪૧

વિવેચનઃ—જે ભવ્યાત્માઓની પ્રવૃત્તિ સદ્દયોગ એટલે મન વચન કાયાની શુદ્ધતા પૂર્વક જ્ઞાન, શ્રધ્ધા, મનમાં બહુ પ્રેમ, આદર લાવવા પૂર્વક આગમને અનુસારે યમ, વ્રત, નિયમ, આસન, પ્રત્યાહાર વિગેરે યોગ માર્ગમાં સમ્યગ્ રીતે ક્રિયા કરવા રૂપ સમાચારી કરવામાં પ્રવૃત્તિ રહે છે, પરંતુ દ્વેષ, ખેદ, અશ્રધ્ધા કે અન્ય લોકોને છેતરવા માટે બહારથી પ્રવૃત્તિ નથી હોતી, તે ભવ્યાત્માઓને અરિહંત પરમાત્મા વીતરાગના ઉપદેશેલા આગમ તથા આચાર્ય, ઉપાધ્યાય, સાધુ પુરૂષો—પરમ ગુરૂઓ પ્રત્યે ભક્તિ આદર અને શ્રધ્ધા હોય છે. તેથી અપૂર્વ સદ્દયોગનો આરંભ તે ભવ્યોને હોય છે. પણ તેવી ઉત્તમ ક્રિયા કરનારા પ્રત્યે પણ દ્વેષ બુધ્ધિ કદાપિ પણ થતી નથી. તેમાં વિરૂદ્ધ વચનની ઉપમાના દૃષ્ટાંત વડે જણાવતાં કહે છે કે જેમ મયૂર જાતિ-વંત પ્રાણી હોવાથી તે જાતિના ધર્મ રૂપ આચરણને છોડી દઇને તેનાથી વિરૂધ્ધ જાતિવાલા ધર્મને કદાપિ નથી આચરતો. એટલે મોર પોતાના સહજ—જાતિય ધર્મ સ્વભાવ પ્રમાણે પ્રવૃત્તિ કરે છે અથવા શરીરથી મૈથુન કરતો નથી. તે જ તેનો સહજ જાતિ સ્વભાવ છે. તેથી તે કુજાતવાલાની ક્રિયાને નથી કરતો, તેમ તે ભવ્યાત્મા સહજ ભાવે ધર્મની શ્રધ્ધા વડે આગમને અનુસારે પ્રેમ આદર પૂર્વક પ્રવૃત્તિ કરે છે. ૨૪૧

હવે સદ્યોગ પ્રવૃત્તિનું સમર્થન કરતા ભવ્ય જાતિવંત આત્મા જ્યારે પુન્યનો ઉદય પ્રગટે છે ત્યારે કેવી કલ્યાણમય પ્રવૃત્તિ કરે છે તે જણાવતાં કહે છે કેઃ—

**एतस्य गर्भयोगेऽपि, मातॄणां श्रूयते परः।**
**औचित्यारम्भनिष्पत्तौ, जनश्लाघ्यो महोदयः ॥२४२॥**

અર્થઃ—સદ્યોગવાલા ભવ્યાત્માઓ ગર્ભવાસમાં રહેલા હોવા છતાં પણ માતાદ્વારા તેમને એવી ઉંચ આચરવા યોગ્ય ક્રિયા અનુષ્ઠાનો કરાવાય છે કે તેથી જગતના મનુષ્યો માતાની બહુ પ્રશંસા કરે છે, એવા મહાન ઉદયવાલા તેઓ પ્રગટે છે. ૨૪૨

વિવેચનઃ—એવા સદ્યોગવંત ભવ્યાત્મા કે જે તીર્થંકર, ગણધર, ચક્રવર્તિ વિગેરે જીવાત્માઓ જ્યારે માતાની કુક્ષિમાં ગર્ભાવસ્થામાં હોય છે, ત્યારે પણ માતાના હાથે સુંદર અને જગતમાં મહાન ઉપકાર કાર્યો કરાવે છે, કે જેથી જગતના લોકો માતાની મહાન પ્રશંસા કરે છે. એ મહાપુરુષો માતાને એવા પ્રકારના ઉચિત શ્રેષ્ઠ અનુષ્ઠાનો કરવાની ભાવના પ્રેરે છે, કે જેથી તે પૂજ્યોની માતા જગતને વંદનીય–પૂજનીય થાય છે. અને માતા પિતા, કુટુંબ, કુલ, જાતિનો પણ મહાન ઉદય–યશ–કીર્તિ જગતમાં થાય છે. આમ આગમ–શાસ્ત્રોમાં પ્રગટ રૂપે આપણે સાંભળીયે છીએ. આવા મહાપુરૂષો પોતાની સ્વયં શક્તિ વડે જગતમાં કેટલો મહાન ઉપકાર કરતા હશે તે જ વિચારવાનું છે. આવા મહાન પુન્યના ઉદયવંત સદ્યોગવંત સાચા યોગવાલા યોગી ભવ્યાત્મા જગતમાં સદા જયવંતા વર્તો. તે શાસ્ત્રના

ઉદાહરણ વડે આ પ્રમાણે જણાવે છેઃ—

" जणणो सव्वत्थ विणिच्छपसु सुमइत्ति तेण सुमइ जिणे "

શ્રી સુમતિનાથ પ્રભુ માતા સુમતિના ગર્ભમાં હોતે છતે જગતના સર્વ પદાર્થો કે જેના સ્વભાવને સામાન્ય માણસો નથી જાણતા તેના યથાર્થ સ્વરૂપનો નિશ્ચય કરવામાં જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમ ભાવ થવાથી માતામાં ઉત્તમ —સારી બુદ્ધિનો વિકાશ થયો, તે કારણે પ્રભુનું નામ સુમતિ જિન પડ્યું હતું. તેમજ

" गब्भगए जं जणणी, जाय सुधम्मत्ति तेण धम्मजिणो "

પ્રભુ માતાના ગર્ભમાં આવ્યા પછી માતાને સારી રીતે ધર્મ કરણી કરવાની ભાવના જાગવાથી પ્રભુનું નામ ધર્મ-નાથજી પડ્યું. તેમજ

" जाया जणणी जं सुव्वयत्ति मुणिसुव्वओ तम्हा "

પ્રભુ ગર્ભમાં આવ્યા પછી માતાને મુનિ જેવા સારા વ્રત પાળવાની ભાવના થવાથી પ્રભુનું નામ મુનિસુવ્રત થયું. આમ અત્યંત ધર્મી મહાપુન્યવંત આત્માઓ કે જેમને સદ્યોગની આરાધના ઉત્તમ ભાવે પૂર્વના કાલમાં થયેલી હોવાથી તેના પ્રભાવથી પણ તે યોગીઓ ગર્ભમાં હોય ત્યારે પણ તેમની ઉત્તમ ભાવ લેશ્યાના બલથી ફેંકાયેલ દ્રવ્ય લેશ્યા વડે માતા, પિતા, કુટુંબ, નગર, દેશ અને સમગ્ર ખંડમાં અપૂર્વ ધર્મના આંદોલનો ફેલાવે છે, અત્યંત ધર્મના કાર્યો પણ કરાવે છે, આધિ, વ્યાધિ ઉપાધિથી મુક્ત કરીને મહાન ઉન્નતિ પ્રગટાવે છે. આમ ગર્ભમાં અપ્રગટ ભાવે

હોવા છતાં મહાન ઉદય પ્રગટાવી શકે છે. તો જ્યારે પ્રગટ રીતે વિચરતા હોય, ઉપદેશ આપતા હોય, ત્યારે કેટલો મહાન ઉદય પ્રગટ થશે? આમ જગતને ઉચિત ઉદય વડે મહાપ્રભાવ યુક્ત સદ્‌યોગવાલા ભવ્યો કહે છે. ૨૪૨

જેથી આમ બને છે તે દૃષ્ટાંતથી સમજાવે છે:—

जात्यकाञ्चनतुल्यास्त-त्प्रतिपच्चन्द्रसन्निभाः ।
सदोजोरत्नतुल्याश्च, लोकाभ्युदयहेतवः ॥२४३॥

અર્થ:—ઉત્તમ જાતના સુવર્ણ સમાન, સુદ પડવેના ચન્દ્ર સમાન, ઉત્તમ તેજવાલા રત્ન સમાન સદ્‌યોગવાલા ભવ્યાત્માઓ સ્વગુણ વૃદ્ધિની સાથે લોકમાં પણ મહાન અભ્યુદય કરતા હોય છે. ૨૪૩

વિવેચન:—જાતિવંત એટલે નકલી ભાવ વિનાનું, સ્વભાવિક રીતે ઉત્તમ જાતિનું સુવર્ણ પોતાના સ્વભાવે પ્રકાશમાન થાય છે, તેમ અથવા શુકલ પક્ષના પડવાનો ચંદ્રમા સ્વભાવથી જ ક્રમે ક્રમે પોતાના તેજનો વધારો કરે છે તેમ, અથવા સુંદર જાતિવંત ચિંતામણિ રત્ન પોતાના સ્વભાવિક તેજના વધારા વડે જગતમાં જેમ આનંદ આપે છે અને અંધકારને દૂર કરે છે, તેમ સદ્‌યોગમાં પ્રવૃત્તિ કરનારા ભવ્યાત્માઓ મહાન પુન્યાનુબંધી પુન્ય વડે ગર્ભ અવસ્થામાં પણ જગતનો મહાન ઉદય પોતના મહાત્મ્યના બલથી કરનારા થાય છે. તેઓ જન્મ લેવાના હોય, ત્યારે જગતના સર્વ જીવોને પૂર્ણ સાતાવેદનીયનો અનુભવ થાય છે, નરક જેવા સ્થાનમાં પણ સુંદર સુખાકારી પ્રકાશ થાય છે, તેમજ જ્યાં તેઓની વિદ્યમાનતા હોય ત્યાં દુષ્કાળ, મારી, મરકી, પર-

ચક્ર, સ્વચક્ર, અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, ભૂમિકંપ વિગેરે ઉપદ્રવોનો અભાવ હોય છે અર્થાત્ તેવા ઉપદ્રવો થતા નથી. જગતને મહાન આનંદ થાય તેમાં તે તીર્થંકર આદિ સદ્યોગ પ્રવર્તક નિમિત્તભૂત થાય છે. ૨૪૩

આમ ગર્ભ અવસ્થામાં રહેલા મહાપુરૂષોના પ્રભાવને જણાવીને હવે અન્ય અવસ્થામાં પ્રગટ ભાવે કેવો ઉદય કરે તે જણાવતાં કહે છે:—

औचित्यारम्भिणोऽक्षुद्राः, प्रेक्षावन्तः शुभाशयाः ।
अवन्ध्यचेष्टाः कालज्ञा, योगधर्माधिकारिणः ॥२४४॥

અર્થ:—જે ઉચિત હોય તેવી ક્રિયા વડે સર્વ કરવા યોગ્ય કાર્યનો પ્રારંભ કરે છે, જે અક્ષુદ્ર એટલે પેટમાં પવિત્ર વિચારવંત હોય છે, તેમજ તેઓની જે જે ક્રિયા-પ્રવૃત્તિ થાય તે અવસ્ય સત્ફલવાલી જ હોય છે, તેમજ દેશ કાલના જાણકાર હોય છે. તેવા યોગી મહા પુરૂષો સદ્ યોગ ધર્મના અધિકારી જાણવા. ૨૪૪

વિવેચનઃ—સર્વ કાર્યોમાં યોગ્યાયોગ્યનો વિવેક કરી જે ઉચિત–અવશ્ય કરવા યોગ્ય હોય તેનો જ પ્રારંભ કરનારા જે હોય, તેમજ અક્ષુદ્ર એટલે નીચ સ્વભાવના, ચાડીઆ, અન્યના દોષોને ઉઘાડા પાડનારા ન હોય, પણ ગંભીર મનના હોય. દરેક કાર્યોમાં નિપુણ બુદ્ધિથી સૂક્ષ્મ ઉપયોગ વડે વસ્તુ તત્ત્વનો વિચાર કરનારા હોય. તેમના માનસિક પરિણામો શુભ વૃત્તિવાલા હોય, અન્યનું ભલું કરવામાં જ નિત્ય વિચાર કરતા હોય, તેમજ તેઓ જે જે ક્રિયાની પ્રવૃત્તિ

અર્થ—સર્વ વસ્તુઓમાં આવતા વિઘ્નોને દૂર કરી ધૈર્યપૂર્વક અને બહુ વિચારથી યુક્ત તે યોગી મહાપુરૂષોની પ્રવૃત્તિ હોય છે ૨૪૬

વિવેચનઃ—તે યોગ ધર્મના અધિકારીઓ ધર્મ માર્ગમાં તથા આર્થિક વ્યાપારમાં ન્યાય યુક્ત જે જે પ્રવૃત્તિ કરે છે, તે મહાધૈર્યથી એટલે દેવ, દાનવ, રાક્ષસોના વિઘ્નોથી ભય પામ્યા સિવાય સ્થિર ચિત્તથી કરે છે, તેમજ ધર્માદિક અનુષ્ઠાનોમાં આવનારા વિઘ્નોને દૂર કરવા પૂર્વક તેમજ કરવા યોગ્ય ધર્મ અર્થ ક્રિયાનુષ્ઠાનોના પરિણામો માટે સૂક્ષ્મ બુદ્ધિથી ખુબ વિચારીને–નિશ્ચય કરીને સર્વદા પ્રવૃત્તિ કરવાવાલા તેઓ હોય છે, તેથી તેમની પ્રવૃત્તિ અવશ્ય સફલ જ હોય છે. ૨૪૬

હવે વિશેષ વાત જણાવે છે:—

**तत्प्रणेतृसमाक्रान्त–चित्तरत्नविभूषणा।**
**साध्यसिद्धावनौत्सुक्य–गाम्भीर्यस्तिमिताननना ॥२४७॥**

અર્થ:—તે યોગ સ્વરૂપના ઉપદેશકોની પ્રવૃત્તિ ચિત્ત રૂપ રત્ન વિભૂષણથી શોભતી હોય છે. યોગની પ્રવૃત્તિમાં વ્યાપ્ત થએલા યોગીઓ સાધ્યની સિદ્ધિ થયે થકે ઉત્સુકતા દેખાડતા નથી, પણ તે વખતે સ્થિર સમુદ્રની પેઠે ગંભીર મુખ મુદ્રાવાળા તેઓ હોય છે. ૨૪૭

વિવેચનઃ—તે સદ્યોગની પ્રવૃત્તિ કરનારા પરમ પૂજ્ય પરમાત્મા તીર્થંકર દેવો, ગણધરો, આચાર્યો, બહુશ્રુતો, ઉપાધ્યાયો, મુનિવરો. વિગેરે ઉપદેશને દરેક સમયે

સ્મૃતિમાં રાખતા છતા, અને તેની સતત ભાવના વડે ચિત્ત રૂપી રત્નને વ્યવસ્થામાં સ્થિર આભૂષણ રૂપે કરતાં છતાં તે મહાપુરૂષોને આત્મ સ્વરૂપની પ્રાપ્તિમાં હેતુ રૂપે જે જે સિદ્ધિઓ પ્રાપ્ત થયેલી હોય, તેની શક્તિ જાણતા છતાં અભિમાન કે ઉત્સુકતા રાખતા નથી. એટલે ધર્મ માર્ગથી પ્રાપ્ત થયેલી તે સિદ્ધિઓને અર્થ કે કામની સાધનામાં ન વાપરે, ફક્ત ધર્મની ઉન્નતિમાં જ એ શક્તિને ફેરવવા પ્રવૃત્તિ કરે. તથા અભિમાન કે હર્ષના વિકાર નહિ પામતા ચંચલતા વિના સ્વયંભૂરમણ સમુદ્રની પેઠે સ્થિર-ગંભી-રતાથી યુક્ત મનની પ્રસન્નતાવાલી તેઓની મુખમુદ્રા રહે છે. ૨૪૭

તે કારણે જણાવે છે કેઃ—

**फलवद् द्रुमसद्बीज-प्ररोहसदृशं तथा ।**
**साध्वनुष्ठानमित्युक्तं, सानुबन्धं महर्षिभिः ॥२४८॥**

**અર્થઃ**—સારા ફળવાળા મહાવૃક્ષના બીજ ફળના હેતુવાલા હોય છે, તેમજ તેના અંકુરો પણ સફલતાવાલા જ હોય છે, તેવી જ રીતે યોગાધિકારી આત્માઓના સારા અનુષ્ઠાનો અવશ્ય સારા ઉત્તમ ફલના હેતુવાલા જ હોય છે, એમ મહામુનિઓ જણાવે છે. ૨૪૮

**વિવેચનઃ**—જેમ સમ્યગ્ રીતે ફલના ભારથી વ્યાપક બનેલા વડ આમ્ર વિગેરે મહાવૃક્ષનાં બીજ, અંકુરો, મુલીયાં, થડ, ડાળ, શાખા, પત્ર અને પુષ્પ સારા સત્ય ફલને આપ-નારા હોવાથી અવંધ્ય છે, તેથી તેના રોપનારને અવશ્ય

કરવામાં લાગેલા હોય તે અવશ્ય સારા પૂર્ણ ફલને પ્રાપ્ત કરનારી હોય, પણ એકે પ્રવૃત્તિ વાંઝણી એટલે નિષ્ફલ ન જ હોય. દેશ કાળના પ્રસંગને ઓળખનારા હોય, તે જ મહાપુરૂષો સદ્‌યોગના ધર્મના અધિકારી છે. જેમાં પાપનો આશ્રવ ન આવે પણ આશ્રવને રોકનારો સંવર હોય. જેઓ જગતને સંસારના ભયંકર બંધનથી મુક્ત કરવા ઉપાય શોધતા હોય, જેમનામાં મૈત્રી, પ્રમોદ, માધ્યસ્થ તથા કરૂણા ભાવના હોય, શત્રુ મિત્રમાં પણ સમતા ભાવે રહેતા હોય, તે સમ્યગ્‌-શુભ યોગ ધર્મના આરાધનારા અધિકારીઓ જાણવા. ૨૪૪

હવે જે મયૂરનું દષ્ટાંત પૂર્વે જણાવ્યું છે તેનો ઉપનય કરતા જણાવે છે:—

**यश्चात्र शिखिदृष्टान्तः, शास्त्रे प्रोक्तो महात्मभिः ।**
**स तदण्डरसादीनां, सच्छक्त्यादिप्रसाधनः ॥२४५॥**

અર્થ:—અહિંઆં જે મયૂરનું દષ્ટાંત મહાપુરૂષોએ શાસ્ત્રમાં જણાવ્યું છે તે જેમ સારી મોરડીનું ઈંડું રસાદિક પોતાની શક્તિથી મોરના બાલને ઉત્પન્ન કરે છે, તેમ મહાપુરૂષોના આંદોલનો જગતમાં સદ્‌ ધર્મનો પ્રચાર કરે છે. ૨૪૫

વિવેચન:—અહિંઆં યોગ ધર્મમાં કેવો યોગી અધિકારી હોય, એ વિચાર જણાવતાં મયૂરનું દ્દષ્ટાંત આપે છે. જાતિવંત મયૂરનું દષ્ટાંત યોગ વિષય વિચારમાં આદર્શ રૂપ હોવાથી શાસ્ત્રોમાં યોગ શાસ્ત્રનો વિચાર કરનારા મહા પુરૂ-

ધોએ જણાવ્યું છે તે આ પ્રમાણે છેઃ-તે મયૂરનું ઈંડું મયૂરના વીર્ય અને મયૂરીના લોહીથી મિશ્ર બનીને એક રસ થાય છે. તેમાં ભાવીમાં મયૂર બનનારો જીવ ગર્ભ ભાવે આવેલો છે, તે ઈંડાંમાં ગર્ભ ભાવે હોવા છતાં પોતાના અંગ ઉપાંગ, ચાંચ, પગ, તેના સુંદર દેખાવડા અવયવો, તે રંગ બેરંગી ઈંડાંમાં રહેલો ભાવી મોર પોતાની શક્તિ વડે સાધનારો થાય છે. તેના ફલ રૂપ જન્મને પ્રાપ્ત કરવામાં કારણ થાય છે. અહિંઆં એજ સમજવાનું કે અંડ અવસ્થામાં રહેલો સત્તા રૂપે મોર છે, તે જ પ્રગટ ભાવે બહાર આવે છે, પણ પૂર્વે જેની સત્તા ન હતી તે પ્રગટ પણે બનતો નથી. કહ્યું છે કે—

**" नासतो विद्यते भावो, नाभावो विद्यते सतः "**

જે વસ્તુ ખર વિષાણ રૂપે અસત્ છે તે કદાપિ સત્પણાને-વિદ્યમાન ભાવને નથી પામતી જેનો સદ્ભાવ છે, ભાવ રૂપ સત્તા વર્તે છે,-પદાર્થો છે તેનો કદાપિ અભાવ નથી થતો. તેવી રીતે સદ્ યોગ રૂપ ધર્મના જે પૂર્ણ અધિકારીઓ છે, તેઓ ગર્ભાવસ્થામાં રહેલા હોવા છતાં પણ ભવિષ્યમાં જેવા કાર્યો તેઓ કરવાના હોય તેના બીજ ભૂત લક્ષણો પુન્ય બલના પ્રાગટય વડે જગતને જણાવે છે. આ પુત્રમાં અનેક ગુણ સંપન્નતાનું બીજ ઉપાદાન કારણ છે. ૨૪૫

એ જ વાતને વિશેષતાથી જણાવે છેઃ—

**प्रवृत्तिरपि चैतेषां, धैर्यात्सर्ववस्तुनि ।**
**अपायपरिहारेण, दीर्घालोचनसङ्गता ॥२४६॥**

અર્થ—સર્વ વસ્તુઓમાં આવતા વિઘ્નોને દૂર કરી ધૈર્યપૂર્વક અને બહુ વિચારથી યુક્ત તે યોગી મહાપુરૂષોની પ્રવૃત્તિ હોય છે ૨૪૬

વિવેચનઃ—તે યોગ ધર્મના અધિકારીઓ ધર્મ માર્ગમાં તથા આર્થિક વ્યાપારમાં ન્યાય યુક્ત જે જે પ્રવૃત્તિ કરે છે, તે મહાધૈર્યથી એટલે દેવ, દાનવ, રાક્ષસોના વિઘ્નોથી ભય પામ્યા સિવાય સ્થિર ચિત્તથી કરે છે, તેમજ ધર્માદિક અનુષ્ઠાનોમાં આવનારા વિઘ્નોને દૂર કરવા પૂર્વક તેમજ કરવા યોગ્ય ધર્મ અર્થ ક્રિયાનુષ્ઠાનોના પરિણામો માટે સૂક્ષ્મ બુદ્ધિથી ખુબ વિચારીને-નિશ્ચય કરીને સર્વદા પ્રવૃત્તિ કરવાવાલા તેઓ હોય છે, તેથી તેમની પ્રવૃત્તિ અવશ્ય સફલ જ હોય છે. ૨૪૬

હવે વિશેષ વાત જણાવે છેઃ—

**तत्प्रणेतृसमाक्रान्त–चित्तरत्नविभूषणा।**
**साध्यसिद्धावनौत्सुक्य–गाम्भीर्यस्तिमितानना ॥२४७॥**

અર્થઃ—તે યોગ સ્વરૂપના ઉપદેશકોની પ્રવૃત્તિ ચિત્ત રૂપ રત્ન વિભૂષણથી શોભતી હોય છે. યોગની પ્રવૃત્તિમાં વ્યાપ્ત થએલા યોગીઓ સાધ્યની સિધ્ધિ થયે થકે ઉત્સુકતા દેખાડતા નથી, પણ તે વખતે સ્થિર સમુદ્રની પેઠે ગંભીર મુખ મુદ્રાવાળા તેઓ હોય છે. ૨૪૭

વિવેચનઃ—તે સદ્યોગની પ્રવૃત્તિ કરનારા પરમ પૂજ્ય પરમાત્મા તીર્થંકર દેવો, ગણધરો, આચાર્યો, બહુશ્રુતો, ઉપાધ્યાયો, મુનિવરો વિગેરે ઉપદેશને દરેક સમયે

સ્મૃતિમાં રાખતા છતા, અને તેની સતત ભાવના વડે ચિત્ત રૂપી રત્નને વ્યવસ્થામાં સ્થિર આભૂષણ રૂપે કરતાં છતાં તે મહાપુરૂષોને આત્મ સ્વરૂપની પ્રાપ્તિમાં હેતુ રૂપે જે જે સિધ્ધિઓ પ્રાપ્ત થયેલી હોય, તેની શક્તિ જાણતા છતાં અભિમાન કે ઉત્સુકતા રાખતા નથી. એટલે ધર્મ માર્ગથી પ્રાપ્ત થયેલી તે સિધ્ધિઓને અર્થ કે કામની સાધનામાં ન વાપરે, ફક્ત ધર્મની ઉન્નતિમાં જ એ શક્તિને ફેરવવા પ્રવૃત્તિ કરે. તથા અભિમાન કે હર્ષના વિકાર નહિ પામતા ચંચલતા વિના સ્વયંભૂરમણ સમુદ્રની પેઠે સ્થિર-ગંભી-રતાથી યુક્ત મનની પ્રસન્નતાવાલી તેઓની મુખમુદ્રા રહે છે. ૨૪૭

તે કારણે જણાવે છે કે:—

फलवद् द्रुमसद्बीज-प्ररोहसदृशं तथा ।
साध्वनुष्ठानमित्युक्तं, सानुबन्धं महर्षिभिः ॥२४८॥

અર્થ:—સારા ફળવાળા મહાવૃક્ષના બીજ ફળના હેતુવાલા હોય છે, તેમજ તેના અંકુરો પણ સફલતાવાલા જ હોય છે, તેવી જ રીતે યોગાધિકારી આત્માઓના સારા અનુષ્ઠાનો અવશ્ય સારા ઉત્તમ ફલના હેતુવાલા જ હોય છે, એમ મહામુનિઓ જણાવે છે. ૨૪૮

વિવેચન:—જેમ સમ્યગ્ રીતે ફલના ભારથી વ્યાપક બનેલા વડ આમ્ર વિગેરે મહાવૃક્ષનાં બીજ, અંકુરો, મુલીયાં, થડ, ડાળ, શાખા, પત્ર અને પુષ્પ સારા સત્ય ફલને આપ-નારા હોવાથી અવંધ્ય છે, તેથી તેના રોપનારને અવશ્ય

ફલનો લાભ થાય છે. તેવી જ રીતે પરમાત્મા તીર્થંકર દેવ આદિના ઉપદેશ રૂપ બીજ વડે સદ્ ભવ્યાત્માના હૃદય પ્રદેશમાં ઉગેલા સદ્યોગ બીજ રૂપ સમ્યક્ત્વ દર્શન, કષાયનો વિજય, ઉપશમ ભાવ, સારા વ્રત, પચ્ચખ્ખાણ, તપ જપ વિગેરે સદનુષ્ઠાનો કે જે યમ નિયમ આદિ સ્વરૂપે છે, તે યોગના અધિકારીઓમાં અત્યંત સુંદર અને પ્રભાવવાલા છતાં શ્રેષ્ઠ મોક્ષ રૂપ ફલને દેનારા પ્રગટે છે. તે જ મહા પુન્યથી યુક્ત હોવાથી ઉત્તરોત્તર એટલે પ્રથમ કરતા બીજું વધારે શુદ્ધ તેથી ત્રીજું વધારે શુધ્ધ, એમ એક બીજાના ઉપાદાન કારણ રૂપે બનનારી સિધ્ધિઓ ઉત્તમ–મોક્ષ ફલ તેના અનુબંધ–કારણ રૂપે થાય છે. એમ મહાન ઋષિયો, મહામુનિઓ કે જેમને પરમ શુધ્ધ યોગની આરાધનાનો અધિકાર પ્રાપ્ત થએલો છે, એવા તીર્થંકરો, ગણધરો, ચઉદ પૂર્વધરો, મહાન શ્રુત સમુદ્રના પારંગત પૂજ્યો જણાવે છે; કારણ કે જે શુધ્ધ યોગ માર્ગમાં અધિકારી હોય તેઓની પ્રવૃત્તિ ઉપર જણાવ્યા તેવા પ્રયત્નોથી વ્યાપ્ત હોય છે. ૨૪૮

તે કારણે હવે જણાવે છે કેઃ—

अन्तर्विवेकसम्भूतं, शान्तोदात्तमविप्लुतम् ।
नाऽग्रोद्भवलताप्रायं, बहिश्चेष्टाधिमुक्तिकम् ॥२४९॥

અર્થઃ—અંતઃકરણમાં પ્રગટ થયેલા વિવેક વડે વૃત્તિઓ શાંત થાય છે, તેમજ ઉદાર ગુણ પણ પ્રગટે છે, તેથી ચિત્તમાં યોગીની જે પ્રવૃત્તિ થયેલ છે, તે વિનાશને નથી પામતી જેવી રીતે વૃક્ષના થડમાં ઉભેલી વેલડી ઘણું કરીને અન્ય લત્તા સાથે સંબંધિત થતી ન હોવાથી

વૃક્ષના આલંબને વધે છે અને અન્ય સંબંધથી મુક્ત રહે છે. તેમ આત્મ શુદ્ધ ભાવની વૃત્તિ વિનાશ પામતી નથી. ૨૪૯

વિવેચનઃ--જેઓને અંતઃકરણમાં સત્ય તત્વ જ્ઞાન પ્રગટ થયેલું છે, તેવા સદ્‌વિવેકવાન યોગના અધિકારીઓને શાંત અને ઉદાત્ત એટલે જે અંતરના કષાયોનો ઉદય શાંત પડે છે અથવા મૂલથી નાશ પામે છે, એવા મહાન ઉદાર ક્ષમા, માર્જવ, આર્દવ પ્રાપ્ત થાય છે. લોભનો વિપ્લવ —તોફાન થતું નથી જેવી રીતે કોઈ વૃક્ષની ઉપર ઉત્પન્ન થયેલી વેલડીને પ્રાયઃ અન્ય વેલડી સાથે સંબંધ બાંધવાનું અશક્ય હોવાથી, વૃક્ષના રસને ગ્રહણ કરવાથી વૃક્ષના ગુણો નાશ પામે છે, તેમજ પરમાત્મા વીતરાગ દેવ, સુસાધુ ગુરૂ તથા તેમનો ઉપદેશેલો ક્ષમા, આર્જવ, માર્દવ આદિ ધર્મની શ્રદ્ધા આદર બહુમાન—પ્રેમ વડે સેવા કરતા, બહારથી ચૈત્ય-વંદન, પૂજા, સ્તુતિ વિગેરે ક્રિયા અનુષ્ઠાન કરતા, તેના બલ વડે ઉત્તમ વિવેકપૂર્ણ જ્ઞાનમય શ્રધ્ધા થાય છે. માટે બાહ્ય ક્રિયા અનુષ્ઠાન આંતર શ્રધ્ધાના પુષ્ટાવલંબન રૂપ બને છે, અને તે મુક્તિ માટે થતો હોવાથી ઉપકારક છે. ૨૪૯

આ પ્રમાણે વિષયાનુષ્ઠાન, સ્વરૂપ શુધ્ધાનુષ્ઠાન, અનુબંધ શુધ્ધાનુષ્ઠાન, આત્માની શુધ્ધતા અને મુક્તિમાં હેતુ છે, તે વાત કહીને હવે એ ત્રણ અનુષ્ઠાનો ભિન્ન ભિન્ન અવસ્થામાં કેવી રીતે ઉપકારક થાય છે તે જણાવે છેઃ—

इष्यते चैतदप्यत्र, विषयोपाधिसङ्गतम्।
निदर्शितमिदं तावत्, पूर्वमत्रैव लेशतः ॥२५०॥

અર્થ:—અહિંઆં પંડિત પુરૂષોની એવી પણ માન્યતા છે કે વિષય શુધ્ધાનુષ્ઠાન પણ ઉપચારથી યોગના અંગનું કારણ થાય છે, તે વાત પૂર્વે સંક્ષેપથી જણાવેલી છે. ૨૫૦.

વિવેચન:—અહિંઆં એટલે આ શાસ્ત્રમાં યોગ સ્વરૂપનો વિચાર કરતાં ત્રણ પ્રકારના અનુષ્ઠાનોમાં પ્રથમ વિષય શુધ્ધ અનુષ્ઠાન ઉપાધિથી–ઉપચારથી યોગના અંગ રૂપે સ્વીકારાયું છે, તો પછી સ્વરૂપ શુધ્ધ અનુષ્ઠાન, અનુબંધ શુદ્ધ અનુષ્ઠાનનો શા માટે સ્વીકાર ન થાય? અવશ્ય તેઓનો યોગ સ્વરૂપે સ્વીકાર થયેલો છે, અને તે માનવું સંગત–યથાર્થ છે. તે વાત આ યોગબિન્દુ શાસ્રમાં સંક્ષેપ વ્યાખ્યાન કરવા વડે જણાવી છે કે—

" मुक्ताविच्छापि यच्छ्लाघ्या, तमःक्षयकरी मता "

મુક્તિની જે ઈચ્છા માત્ર પણ વખાણવા યોગ્ય છે. કારણ કે તે અજ્ઞાનનો ક્ષય કરનારી છે એમ પૂજ્યોએ માનેલું છે (અધિક શ્લોક ૨૧૯ માં જણાવ્યું છે.) તેનો વિસ્તાર વિશેષ બીજા યોગના ગ્રંથોથી જાણવો. ૨૫૦

હવે આ અનુષ્ઠાનોને યોગ્ય એવા અધિકારીઓનો વિચાર કરતા કહે છે:—

अपुनर्बंधकस्यैवं, सम्यग्नीत्योपपद्यते ।
तत्तत्तन्त्रोक्तमखिल–मवस्थाभेदसंश्रयात् ॥२५१॥

અર્થ:—આ ઉપર જણાવ્યું તે યોગની પ્રવૃત્તિ સમ્યગ્ભાવે–ન્યાયથી વિચારતા જેમ અપુનર્બંધકને મળે

છે, તેમજ અન્ય શાસ્ત્રોમાં પણ અવસ્થાના ભેદનો આશ્રય કરનારા સર્વ અપુનર્બંધકોને વસ્તુનો લાભ કેવી રીતે થાય છે તે જણાવે છે. ૨૫૧

વિવેચનઃ—જે આત્મા અપુનર્બંધક છે એટલે હવે પછીના કાળમાં લાંબા ભવ કરીને ઘણો સંસાર જેઓને વધારવાનો ન હોય તે અપુનર્બંધક કહેવાય છે. તેવા અપુનર્બંધકો પૂર્વે જણાવેલા વિષયાનુષ્ઠાન, સ્વરૂપ શુદ્ધાનુષ્ઠાન, શુદ્ધ અનુબંધ અનુષ્ઠાન અનુકુલ સામગ્રીના યોગે પ્રાપ્ત કરે છે અને અપૂર્વકરણ વડે ગ્રંથીભેદ કરી; સમ્યગ્ રીતિ–નીતિથી શુદ્ધતાપૂર્વક સમ્યગ્ દર્શનને પામે છે. એ વાત બરાબર સંભવે છે. પણ કપિલદેવ પ્રણીત સાંખ્ય શાસ્ત્ર, તથા સૌગત પ્રણીત અમોહ વિગેરે શાસ્ત્રોમાં જણાવેલું છે કે, તે કેવી રીતે અપુનર્બંધકોને બધું ઘટી શકે છે? અવસ્થા ભેદનો વિચાર કરતા ભિન્ન ભિન્ન જીવોની ભિન્ન ભિન્ન અવસ્થાના સ્વરૂપો હોવાથી અપુનર્બંધકના પ્રકારો સ્વીકારવા પડે છે. તેથી કયું અનુષ્ઠાન કયી અવસ્થામાં ઉપકારક થાય તે વિચારવાનું રહે છે. ૨૫૧

જીવાત્મા અપુનર્બંધક થયા પછી શું કરી શકે? તે જણાવતાં કહે છેઃ—

स्वतन्त्रनीतितस्त्वेव, ग्रन्थिभेदे तथा सति ।
सम्यग्दृष्टिर्भवत्युच्चैः, प्रशमादिगुणान्वितः ॥२५२॥

અર્થઃ—સ્વતંત્ર–સ્યાદવાદ ન્યાયથીજ વિચારતા આત્મા જ્યારે ગ્રંથીભેદ કરે છે, ત્યારે તે સમ્યગ્દૃષ્ટિ થાય છે,

અને તેથી ઉંચ પ્રકારના પ્રશમાદિક ગુણો પ્રગટે છે. ૨૫૨

વિવેચન:—સ્વતંત્ર ન્યાયથી એટલે એકાંતવાદના બંધનનો ત્યાગ કરીને એટલે સ્યાદ્વાદ દૃષ્ટિના અનુસારે અથવા જુદી જુદી અપેક્ષાથી નિરીક્ષણ કરનાર સ્યાદ્વાદ-ન્યાયને અનુસારે, જૈનાગમમાં બતાવેલા સિધ્ધાંત પ્રમાણે, રાગ દ્વેષ. મોહ, માયાના પરિણામથી અત્યંત કઠણ બનેલી-કર્મની મડાગાંઠનો અપૂર્વકરણ વડે ભેદ કરવા વડે એટલે ગ્રંથીભેદ કરવાથી, અનંતાનુબંધી મોહનીયની ચોકડીને-તથા મિથ્યાત્વ મોહનીય, મિશ્રમોહનીય અને સમકિત મોહનો ઉપશમાદિ કરીને, દર્શનની પ્રાપ્તિ કરીને, આત્મા સમ્યગ્દૃષ્ટિ એટલે શુધ્ધ સમ્યક્ત્વને ધરનારો થાય છે. તેથી પૂર્વ અવસ્થાથી અત્યંત શક્તિવાલા પ્રશમ આદિ-ગુણો—ઉપશમ, સંવેદ, નિર્વેદ, અનુકંપા, આસ્તિક્યતા વિગેરે ગુણો પ્રગટ રીતે વધતા જાય છે. તે પ્રશમ, સંવેગ, નિર્વેદ અનુકંપા, આસ્તિક્યતાનું સ્વરૂપ જણાવતાં કહે છે કે:—

" प्रकृतीश्च प्राक्कर्मणां, विज्ञाय वा विपाकमशुभमिति ॥ अवरोद्धेर्थेऽपि न कुप्यति, उपशमात् सर्वकालमपि ॥१॥ नरविबुधेश्वरसुखं, दुःखमेव भावतस्तु मन्यमानः॥ संवेगतो न मोक्षं, मुक्त्वा किमपि प्रार्थयते ॥२॥ दृष्ट्वा प्राणिनिवहं, भीमे भवसागरे दुःखार्तम् । अविशेषतोऽनुकम्पां, द्विधापि सामर्थ्यतः करोति ॥ ३ ॥ नारकतिर्यङ्नरामर-भवेषु निर्वेदाद्यसति दुःखम् । अकृतपरलोकमार्गो, ममत्वविषवेगरहितोऽपि ॥४॥ मन्यते तदेव सत्यं, निश्शंकं यज्जिनैः-प्रज्ञप्तं । शुभपरिणामः सर्वं, काङ्क्षादिविस्रोतसिका-रहितः ॥५॥

સમ્યગ્દૃષ્ટિ અપુનર્બંધક આત્મા અનુભવથી આઠ કર્મની પ્રકૃતિને જાણી, તે શુભાશુભ કર્મના ભોગવાતા વિપાકોને અનુભવતો છતો અન્ય નિમિત્ત બનેલા જીવાત્મા-ઓના અપરાધને ક્ષમા કરે છે, તેમજ કષાયોને દબાવે છે. તે ઉપશમ ભાવના જાણવી. ૧ નર, દેવ આદિના ભોગોને પણ દુઃખદાયી જાણતો આત્મા એક મોક્ષ સુખની ઈચ્છા કરે તે સંવેગ ભાવ જાણવો. ૨ સંસારમાં પ્રાણિઓનાં ભયંકર દુઃખો દેખીને તેઓને તેવા પ્રકારના દુઃખથી મુક્ત કરવાનો જે વિચાર થાય છે તેને અનુકંપા કહેવાય છે ૩ જે આત્માઓ પરમાત્માના કહેલા ઉપદેશ પ્રમાણે શ્રદ્ધાપૂર્વક પરલોક ગમનમાં ઉપકારક થાય તેવા સમ્યગ્ ધર્મને નથી આચરતા, તેઓ નર, નરક, તિર્યંચ, દેવ યોનિઓમાં ભ્રમણ કરે છે. અને અનેક ભયંકર દુઃખોને ભોગવે છે. આમ વિચાર કરતાં છતાં, સંસારના વિષયોમાં મમત્વ બુદ્ધિનો ત્યાગ કરે, તેવા વિષયવિષથી દૂર રહેવા પ્રવૃત્તિ કરવાની જે ભાવના થાય તેને નિર્વેદ કહેવાય છે. ૪ પરમાત્મા વીતરાગ તીર્થંકર દેવોએ જે ઉપદેશ આપીને જીવાત્માઓને કલ્યાણ માર્ગ બતાવ્યો છે તેજ સત્ય છે, તેમાં જરા પણ ફેરફાર નથી એવું શંકાશલ્ય વગરનું નિશ્ચયપૂર્વક માનવાપણું તે આસ્તિક્યતા કહેવાય છે ૫ આવા લક્ષણયુક્ત જે ભાવ સમ્યગ્ દર્શન આત્મગુણ રૂપ છે તેને ધારણ કરતા છતાં પરમ શુદ્ધ સમ્યગ્ દર્શનને પ્રગટ કરે છે. ૨૫૨

તે ચિન્હનું સ્વરૂપ જણાવે છેઃ—

**शुश्रूषा धर्मरागश्च, गुरुदेवादिपूजनम् ।**
**यथाशक्ति विनिर्दिष्टं, लिङ्गमस्य महात्मभिः ॥२५३॥**

અર્થ:—શુશ્રૂષા, ધર્મરાગ, યથાશક્તિ દેવ ગુરૂની પૂજા ભક્તિ, સાધર્મિ જનની ભક્તિ વિગેરે ધર્મ પ્રાપ્તિના ચિન્હો મહાપુરૂષોએ શાસ્ત્રોમાં જણાવ્યા છે. તે આપણી શક્તિ અનુસારે આચરતા આત્મામાં સમ્યક્ત્વ પ્રગટે છે. ૨૫૩.

વિવેચન:—અનુભવ જ્ઞાન સાંભળવાની અત્યંત પ્રીતિ થાય, ધર્મક્રિયાના અનુષ્ઠાનો, ચારિત્ર, તપ, જપ ઉપર અત્યંત રાગ થાય, શ્રાવકના વ્રત સારી રીતે પાળવાની ઇચ્છા થાય, ગુરૂ એટલે પાંચ મહાવ્રતધર, સર્વ જીવોને અભયદાન આપનાર, સત્ય ધર્મનો ઉપદેશ કરનાર આચાર્ય, ઉપાધ્યાય, સાધુ, સાધ્વીઓ તેમજ શ્રાવક, શ્રાવિકા, સમ્યગ્દર્શનવંત, તથા ભદ્ર પરિણામીની યથાયોગ્ય સેવા-શુશ્રૂષા દ્વારા કરવી, તથા વૃધ્ધ, માંદાની ભક્તિ, પૂજા, સત્કાર કરવામાં ઉમંગ વધે, જિનેશ્વર વીતરાગના મંદિરમાં મહાપૂજા, પ્રભાવના કરવામાં ઉમંગ વધે, જિનેશ્વર વીતરાગના મંદિરમાં મહાપૂજા, પ્રભાવના કરવામાં ઉલટ આવે, સરખા ધર્મ પાળનારા સાધર્મિક બંધુઓની સેવા, ભક્તિ, દાન, સન્માન કરવા, તેઓને સુખી કરવામાં ધર્મ આરાધન કરવામાં અત્યંત આદર વધે તેવી દાનશક્તિ ફેરવે, એટલે પોતાની શક્તિ પ્રમાણે તેવા કાર્યોમાં પ્રવૃત્તિ કરે, એવા જીવો સમ્યગ્દષ્ટિપણાને પામ્યા છે તેવું જણાવતા હોવાથી ધર્મના ચિન્હ કહેવાય છે. એમ મહાગીતાર્થ મહાપુરૂષોએ શાસ્ત્રમાં પ્રગટ રીતે જણાવ્યું છે. ૨૫૩

તે ચિન્હોનું વિવેચન હવે વિસ્તારથી કરે છે:—

न किन्नरादिगेयादौ, शुश्रूषा भोगिनस्तथा ।
यथा जिनोक्तावस्येति, हेतुसामर्थ्यभेदतः ॥२५४॥

અર્થ:—કિન્નર આદિ દેવોના ગાયનો સાંભળતાં ભોગીઓને જેટલી પ્રીતિ થાય છે, તેથી પણ અનંત ગણી પ્રીતિ પરમાત્માના ઉપદેશ સાંભળતાં થાય છે. કારણ તેમાં સામર્થ્ય રહેલું છે, તેની હેતુથી પ્રતીતિ થાય છે. તે પણ પુણ્ય યોગે જીવોને મળે છે. ૨૫૪

વિવેચન:—જગતમાં સંજ્ઞી પ્રાણિઓ જેવા કે મનુષ્ય અથવા તિર્યંચ જાતિના હોય, તેમજ દેવ જાતિના હોય તેઓને સંગીતમાં અત્યંત પ્રીતિ થાય છે, એ વાત સર્વ કોઇ જાણે છે. પરંતુ અત્ર જણાવે છે કે કોઇ યુવાન સંગીતનો જ્ઞાતા, સર્વ વાતે વ્યવહારમાં સુખી, ભોગી અને આરોગ્યવાન હોય, તેઓ પોતાની નાની નવયૌવના સહ દેવ કિન્નર વિગેરેના સંગીતના આલાપ યુક્ત ગીતો સાંભળતાં જેટલો આલ્હાદનો અનુભવ કરે છે, તેથી પણ અત્યંત રાગથી એકાગ્ર ચિત્તે ધર્મ સ્વરૂપને—તેના ફલને સાંભળવામાં સમ્યક્ત્વવંતને રસ જામે, પરમાર્થની વિચારણા થાય, પરમાત્મા વીતરાગના ઉપદેશનો લાભ લેતાં ભૂખ તરસ ભૂલી જાય, સંસારના વિષય સુખમાં ચિત્ત ન લાગે, તે સમ્યગ્દૃષ્ટિનું લક્ષણ જાણવું. કારણ કે કિન્નરાદિ ગાયકોને સાંભળવા કરતાં પરમાત્મા વીતરાગના વચનનો ઉપદેશ સુગુરૂના મુખથી સાંભળવામાં અત્યંત પ્રેમ સમ્યગ્દૃષ્ટિ—આસન્ન ભવ્યાત્માનેજ થાય છે. તે પરમાત્માની વાણીના સામર્થ્યથી રાગની વિશે-

ષતા રૂપ યોગ થાય છે. ૨૫૪

તેની વિચારણા જણાવતા કહે છે:—

**तुच्छं च तुच्छनिलया-प्रतिबद्धं च तद्यतः ।**
**गेयं जिनोक्तिस्त्रैलोक्य-भोगसंसिद्धिसङ्गता ॥२५५॥**

અર્થ:—ગાયન વિગેરે ભોગો અત્યંત ક્ષણિક જ છે, તેમજ હલકા સ્થાનને બતાવનારા છે, તે કારણે તે તુચ્છ છે. પરંતુ પરમાત્માના વચનના ઉપદેશમાં, ત્રણ લોકના સ્વામિત્વ રૂપ ભોગની સિદ્ધિ પ્રાપ્ત થાય તેટલું સામર્થ્ય છે. ૨૫૫

વિવેચન—દેવ, કિન્નર, ગાંધર્વાદિકના સંગીતોના આલાપ પૂર્વક ગાયન આલાપક થાય છે તે વસ્તુત: વિલાપ તુલ્ય છે, માત્ર શ્રવણેંદ્રિય-કાનને ક્ષણિક સુખના હેતુ થાય છે. તે સુખ પણ પારમાર્થિક તો નથી જ પણ ઉપચાર ભાવે જ માનેલું છે. કારણ કે તે સાંભળતા એક ક્ષણ એક જીવાત્મા સુખનો અનુભવ કરે છે, તે વખતે અન્યને તે સાંભળતાં દુ:ખનો અનુભવ થાય છે, તેથી તે સુખ વસ્તુત: એકાંત નથી. તેમજ તે ગાયનો શૃંગાર રસથી યુક્ત હોવાથી ઇંદ્રિયોમાં વિક્રિયા-દારૂના ઘેન જેવો ઉન્માદ કરે છે. કારણ કે તે ગાયનો જે વસ્તુનું શૃંગારીક ભાવે વર્ણન કરે છે તે સ્રીનું શરીર મલ, મૂત્ર, લોહી, માંસ, વીર્યાદિના ગંદા ઘર જેવું દુર્ગંચ્છનીય છે. તેવા સ્રીના શરીરને કવિઓ સૂર્ય, ચન્દ્ર, પદ્મ, કમલ વિગેરેની ઉપમા અલંકારોના વચનથી શણગારીને કામ રાગ રૂપ મદિરા વડે મિશ્ર કરી કામીઓને

થાય છે. તેથી ગાંધર્વો કિન્નરોના સંગીત સાંભળીને ઇંદ્રિયોમાં ઉન્માદ માત્ર પ્રાપ્ત થાય છે, પણ સત્ય સુખ એક સમયનું પણ થતું નથી. માટે તે સાંભળવાથી સર્યું. પરંતુ તેના કરતાં એકાગ્ર ભાવે સર્વ સંકલ્પ વિકલ્પોને છોડીને, પરમાત્મા વીતરાગના ઉપદેશેલા શાસ્ત્રોને સાંભળવાથી, તેમના શાસનમાં પ્રેમ ભક્તિ રાખવાથી, તેમની આજ્ઞાનુસારે જીવન સુધારવાથી, ઇંદ્રિય મનનો નિગ્રહ કરનારા જીવો ત્રણ ભુવનના રાજાના ભોગ કરતાં પણ અનંત ગુણો આનંદ અનુભવે છે. એટલે ઇન્દ્ર, ચક્રવર્તી, વાસુદેવ વિગેરેના સુખો જેની પાસે નકામા છે, એવી અને સર્વ કર્મના ક્ષયથી મળનારી મોક્ષ લક્ષ્મીના સંગતનો લાભ પ્રાપ્ત કરે છે. તે કારણે જીન વચનનું મહાસામર્થ્ય જાણવું. ૨૫૫

हेतुभेदो महानेव–मनयोर्यद्व्यवस्थितः ।
चरमात्तद् युज्यतेऽत्यन्तं, भावातिशययोगतः ॥२५६॥

અર્થ:—આ બે પ્રકારના શ્રવણમાં હેતુઓનો મોટો ભેદ રહેલો છે, છેલ્લા ભેદથી સંસારમાં છેલ્લા પુદ્ગલ પરાવર્તનમાં આવેલા ભવ્યાત્માને ભાવની અતિશયતાના યોગે ધર્મ–શ્રવણમાં પ્રેમ થાય છે. ૨૫૬

વિવેચન:—પૂર્વે જણાવેલા બે પ્રકારના શ્રવણોમાં હેતુ ભિન્ન હોવાથી તેથી થનારા કાર્યો પણ ભિન્ન સ્વરૂપના જ હોય છે. તેથી આ બે પ્રકારના હેતુ ભૂત શ્રવણોમાં પ્રથમ એટલે શ્રૃંગાર પૂર્વક ગાયનનું સાંભળવું, અને બીજું સદ્ગુરૂના મુખથી જીન વાણી રૂપ સત્ય ધર્મનું સ્વરૂપ

સાંભળવું તે રૂપ હેતુ-કારણોમાં મહાન ભેદ રહેલો છે. તેમાં પણ જીવોને શ્રી વીતરાગ પરમાત્માના વચન રૂપ ઉપદેશને સાંભળવા અત્યંત પ્રીતિ થવી દુઃખકર છે ભવ્યાત્મા જ્યારે ઘણો સંસાર ભમીને છેલ્લા પુદ્‌ગલ પરાવર્તનમાં આવેલો હોય, તેથી વધારે હવે પછી સંસારમાં ભમવાનું ન હોય તો જ પરમાત્મા વીતરાગના વચન ઉપદેશ સાંભળવામાં અત્યંત પ્રીતિ થાય છે. તેમાં આત્માનો અપૂર્વ ભાવ રૂપ અતિશય જાગે છે. તે ભાવાતિશયથી જિનવરની વાણી રૂપ ઉપાદાનથી ભાવાતિશય ઉપાદેય એટલે કાર્ય રૂપ થાય છે. તે શ્રવણની ઇચ્છાથી ધર્મ આદરવામાં ઉલ્લાસ પણ વધે છે. આ સમ્યક્‌ત્વનું પ્રથમ ચિન્હ જાણવું. ૨૫૬

હવે બીજું લિંગ જણાવતાં કહે છેઃ—

**धर्मरागोऽधिकोऽस्यैवं, भोगिनः स्त्र्यादिरागतः ।**
**भावतःकर्मसामर्थ्यात्, प्रवृत्तिस्त्वन्यथापि हि ॥२५७॥**

અર્થઃ—ભોગી યુવાનોને સ્ત્રી આદિમાં જે રાગ થાય છે, તેથી પણ સમ્યક્‌ત્વવંત આત્માને ધર્મમાં અત્યંત રાગ અંતઃકરણથી થાય છે. જો કે કદાચિત્ કર્મના બલથી સંસારમાં વિરૂદ્ધ પ્રવૃત્તિ દેખાય છે, તો પણ ધર્મ રાગ કાયમ જ રહે છે. ૨૫૭

વિવેચનઃ—ધર્મ રાગનું સ્વરૂપ જણાવતાં કહે છે કે આવા પ્રકારના સમ્યક્ દૃષ્ટિવંત ભવ્યાત્માઓને ઉપર જણાવ્યું તેમ ધર્મ સાંભળવામાં જે અત્યંત રાગ થાય છે, તેમજ ચારિત્ર ધર્મ એટલે પાંચ મહાવ્રતને ધારણ કરવા, પાંચ સમિતિ પાળવી, નવ વાડથી પરમ શુદ્ધ બ્રહ્મચર્ય

ધરવું, દશ પ્રકારે યતિધર્મ પાળવામાં અત્યંત પુરૂષાર્થ થાય છે. કદાચિત્ તેમાં અશકત હોય તો શ્રાવકના બાર અણુવ્રત પાળવામાં, તપસ્યા ધ્યાન કરવામાં, અધિક અધિક પ્રેમનો વધારો થતો જાય છે. જેમ વિષયભોગમાં પ્રવૃત્ત થયેલા નીરોગી યુવાનને સ્ત્રી, સંગીત, સિનેમા, નાટક વગેરે ઇંદ્રિયોના વિષયોમાં રાગ એટલે ભોગો ભોગવવામાં અભિલાષા વધતી જાય છે, પણ બહાર વ્યવહારમાં મોહનીય કર્મના એટલે ચારિત્રાવરણીય કર્મના બલથી ચારિત્રધર્મની આરાધના નથી કરી શકતા, વ્રત પચ્ચખ્ખાણ નથી કરી શકતા, કદાપિ કરે તો પણ અનુકુલતાએ કાંઇક અંશે કરે છે, એટલે જેવું ધર્મભાવનામાં છે, તેથી વિરૂદ્ધ પ્રવૃત્તિ કરનારા હોય છે. તો પણ અંતઃકરણમાં શ્રી કૃષ્ણદેવ વિગેરેની માફક ધર્મપ્રેમ અસ્થિમજ્જાની જેમ પૂર્ણ ભાવે રહેલો હોય છે. ૨૫૭

તમને અહિં શંકા થશે કે ધર્મથી વિરૂદ્ધ પ્રવૃત્તિ કરતા છતાં તેમાં ધર્મનો રાગ છે તેમ કેમ કહેવાય ? તેનો ઉત્તર આપતાં જણાવે છે કેઃ—

न चैवं तत्र नो राग, इति युक्त्योपपद्यते ।
हविःपूर्णप्रियो विप्रो, भुङ्क्ते यत् पूयिकाद्यपि ॥२५८॥

અર્થ—એમ વિરૂદ્ધ આચરણા કરતા છતા તેમાં ધર્મનો રાગ નથી એમ ન માનવું, કારણ કે જેમ બ્રાહ્મણને ઘી અત્યંત પ્રિય છે, તેને પણ લુખું રસ વિનાનું અન્ન ખાવું પડે છે, તેથી તેનો ઘીનો પ્રેમ જે મનમાં છે તે નથી જતો. ૨૫૮

વિવેચન—જો કે સમ્યક્ત્વવંત ભવ્યાત્માઓને પૂર્વે બાંધેલાં વિચિત્ર ભોગાવલી કર્મના ઉદય વડે વ્યવહાર, નીતિ, ન્યાયમાર્ગથી વિપરીત કાર્યો કરવામાં પ્રવૃત્તિ થતી હોય, તેથી એકાંતથી એમ ન જ કહી શકાય કે અમુક જીવાત્માને ચારિત્રધર્મ માર્ગમાં કે સમ્યક્ત્વ ધર્મમાં રાગ–પ્રેમ નથી, પરંતુ પૂર્ણ રાગ અવશ્ય હોય છે. અહિંઆં એક બ્રાહ્મણનું દૃષ્ટાંત આપતાં જણાવે છે કે–જેમ બ્રાહ્મણને ઘી બહુ પ્રિય હોય છે. લોકમાં પણ કહેવાય છે કે "मोदकान् स्वादन्ते ब्राह्मणाः" આમ ઘીમાં–મોદકમાં અત્યંત પ્રેમ હોવા છતાં સંયોગને અનુસારે યજ્ઞયાગની વિધિ કરતાં આવશ્યક પ્રસંગને અનુસારે સોમરસ પીવો પડે છે, જેનો સ્વાદ બગડી ગયો હોય, તેવા પ્રકારના પીણા ગોમુત્ર તથા લુખા અને રાત્રિવાસી વાલ વિગેરે મનને નહિં ગમતા, મોઢાથી પાછા દૂર થાય તેવા પણ આહાર ઈચ્છા વિના કરવા પડે છે, તેથી કાંઇ તે બ્રાહ્મણને ઘી, મોદક કે ઘેબર ઉપરનો જે અંતઃકરણનો પ્રેમ છે તે જરા પણ બદલાતો નથી. અહિંઆં જે બ્રાહ્મણનું દૃષ્ટાંત આપ્યું છે તેથી એમ ન માનવું કે અન્યને ઘી વિગેરે પ્રિય નથી, સ્વાદની પ્રિયતા નથી; એમ ન માનવું. ફક્ત લોકની કહેવત પ્રમાણે બ્રાહ્મણ જાતિને મિષ્ટાન્ન ઉપર પ્રેમ અતિશય હોવાથી એ દૃષ્ટાંત આપેલું છે. અહિંઆં કહેવાનું કે જે બ્રાહ્મણ સંયોગવશાત્ વિરસ ભોજન કરતા છતાં ઘી તથા તેની અધિકતાવાળા પદાર્થોને જમે છે, તેમ અપુનર્બંધક સમ્યક્ત્વવંત આત્મા સાત્યકી વિદ્યાધરના જેવો તત્વજ્ઞાનનો જ્ઞાતા હોવા છતાં વીતરાગ

પરમાત્માના વચનમાં અનન્ય રાગ હોવા છતાં, વ્યવહારના નીતિ ન્યાયને અનુસારે ગૃહસ્થધર્મ યોગ્ય ચારિત્ર પાળી શકતો ન હતો, તો સર્વવિરતિ ધર્મરૂપ પાંચ મહાવ્રત કેવી રીતે પાલી શકે ? નજ પાળી શકે. તેમજ વ્યભિચાર અને અત્યાચારમાં પણ તે બહુ ભયંકર હતો, તેથી લોકો તેને રૂદ્ર નામે સંબોધતા હતા, ફક્ત તેમાં એટલું ચારિત્ર હતું કે સાધર્મિક દુઃખમાં પડેલા હોય તો પોતાની શક્તિ વડે તેને દુઃખમુક્ત કરતો, તેને અનુકુલ સહાય પણ કરતો. આમ વ્યવહાર વિરૂદ્ધ આચરણ હોવા છતાં પણ તેમાં વીતરાગ ધર્મ પ્રત્યે અનન્ય ભક્તિભાવ જાગતો હોવાથી ધર્મરાગ પ્રત્યક્ષ અનુભવાતો. આથી એમ નિશ્ચય થાય છે કે લોકાચાર વિરૂદ્ધ પ્રવૃત્તિ-જે ધર્મ વિરૂદ્ધ પ્રવૃત્તિ ગણાય છે તેવું વર્તન છતાં, ધર્મરાગનો અભાવ છે તેમ ન માનવું. ૨૫૮.

આ વાતનો અધિકાર કરીને હવે જે કહેવા યોગ્ય છે તે જણાવે છે—

पातात्त्वस्येत्वरं कालं, भावोऽपि विनिवर्तते ।
वातरेणुभृतं चक्षुः, स्त्रीरत्नमपि नेक्षते ॥ २५९ ॥

અર્થ—પડવાથી ઉપજેલા નવા કાલમાં સમ્યક્ત્વભાવ ચાલ્યો જાય છે, જેમકે વાયરાથી ઉડતી રેતીથી જેની ચક્ષુ ભરાઇ ગઇ છે તેવો પુરૂષ પાસે રહેલ સુંદર સ્ત્રીને પણ દેખવા સમર્થ નથી થતો. ૨૫૯

વિવેચન—તેવા પ્રકારના નિકાચિત કઠણ મિથ્યાત્વ

કર્મના ઉદયથી એટલે મહામોહનીય કર્મના ભયંકર બલથી જીવાત્મા સમ્યગ્દર્શનથી ભ્રષ્ટ થયેલો હોવાથી, જ્યાં સુધી તેવા ઉત્તમ ભાવવાળું સમ્યક્ત્વ ન પામે ત્યાં સુધી મિથ્યાત્વવંત રહે છે, તે વધારેમાં વધારે પ્રાયઃ અર્ધા પુદ્ગલ પરાવર્તન કાલ સુધી તેવા સ્વરૂપને-શુદ્ધાત્મ ભાવરૂપ સમ્યક્ત્વને નથી અનુભવી શકતો, તો તે ભાવરૂપ હેતુના કાર્યરૂપ ધર્મશ્રવણ, ભક્તિપૂજા, સાધુ અને શ્રાવકના ધર્મ વિગેરેને પણ કેવી રીતે પામે? નજ પામે. અહિંઆં દૃષ્ટાંતથી જણાવે છે કે અત્યંત તોફાની વાયુના યોગે ઉડેલી રેતીના સમુદાયથી જે પુરૂષની બંને આંખોના ડોળા પુરાઈને બંધ થઈ ગયા હોય, તે પોતાની પાસે ઉભેલી સર્વાંગ સુંદર અપ્સરા, રંભા, તીલોત્તમા, મેનકા વિગેરે સ્ત્રી રત્નોને કેવી રીતે જોઇ શકે? નજ જોઇ શકે. તેવીજ રીતે બીજી વસ્તુઓને પણ નથીજ જોઇ શકતો. તે જેમ પોતાની પાસે હોવા છતાં જાણી શકતો નથી, તેમ જે આત્માના સમ્યગ્દર્શનરૂપ જ્ઞાનલોચન મિથ્યાત્વ મોહરૂપ વાયુના પ્રબલ ઉદયથી અજ્ઞાનરૂપ રેતીથી બંધ થયેલા હોવાથી તે જીવાજીવાદિ તત્ત્વને કેવી રીતે જાણે? અર્થાત્ ન જાણે પરંતુ ઉપદ્રવ શાંત થયા પછી આંખોમાંથી રેતી દૂર થતાં જે વસ્તુઓ પાસે છે તેને સારી પેઠે જાણે છે. તેમ જીવાત્માને મહામોહનો ઉદય ટળ્યા પછી અજ્ઞાન, અવિવેક દૂર થતાં સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર-સદ્ઉપયોગ-આત્મવીર્ય - તપ-જપ - સ્વાધ્યાય વિગેરે અનુષ્ઠાનો અનુભવવામાં આવે છે. ૨૫૯

હવે સમ્યક્ત્વનું ત્રીજું લિંગ સ્વરૂપ સાથે જણાવે છે:—

मोगिनोऽस्य स दूरेण, भावसारं तथेक्षते ।
सर्वकर्तव्यतात्यागाद्, गुरुदेवादिपूजनम् ॥ २६० ॥

અર્થ—વિષયભોગી દૂર રહેલ સ્ત્રીરત્નને આદરથી જુવે છે, તેમજ સંસારના સર્વ કરવા યોગ્ય કાર્ય દૂર કરીને તેને મેળવવા પ્રવૃત્તિ કરે છે, તેમ સુંદર સાત્વિક ભાવવાળા પુરૂષો સંસારમાં કરવા યોગ્ય કાર્યને દૂર કરીને પણ પૂજ્ય દેવ ગુરૂ ધર્મ આદિનો આદર–પૂજા–સેવા–સત્કાર તથા ધર્મા-રાધનામાં પ્રવૃત્ત થાય છે. ૨૬૦

વિવેચન—જે ભોગી પુરૂષો વિષયભોગમાં અત્યંત આસક્ત હોવાથી સ્ત્રી, નાટક, નૃત્ય, સંગીત, સીનેમા વિગેરે દૃશ્યો તેમજ શૃંગારિક વિષયોમાં અત્યંત આદર પૂર્વક પ્રવૃત્તિ કરે છે, અને અન્ય કરવા યોગ્ય વ્યાપારને દૂર કરી એકાગ્રભાવે તેમાં લીન થાય છે, તે પ્રમાણે જે સમ્યગ્દૃષ્ટિ-વંત ભવ્યાત્મા હોય તે અંતઃકરણની શુદ્ધતા પૂર્વક એટલે સારા ઉત્તમ વખાણવા યોગ્ય ભાવથી યુક્ત થઇને, બધા સંસારના કરવાના કાર્યને દૂર કરીને, વીતરાગદેવ જે પરમ પૂજ્ય પરમાત્મા છે, તે તથા તેમની આજ્ઞાનુસાર પંચમહા-વ્રતાદિ ધર્મના આરાધક તપસ્વી પૂજ્ય ગુરૂઓ આચાર્ય, ઉપાધ્યાય, સાધુ, સાધ્વી તેમજ સાધર્મિક બંધુઓમાં પૂજા-સેવા–ભકિત–બહુમાન કરવામાં અનન્ત ગણો તત્પર બને છે. ૨૬૦

હવે દેવ ગુરૂની પૂજામાં પ્રેમભાવના જણાવે છે:—

निजं न हापयत्येव, कालमत्र महामतिः ।
सारतामस्य विज्ञाय, सद्‌भावप्रतिबन्धतः ॥ २६१ ॥

અર્થ—આ મહાન બુદ્ધિવંત પુરૂષ આજ ધર્મનો સાર છે તેમ યથાસ્વરૂપે સમજવાથી ઉત્તમ ભાવથી યુક્ત થયો છતો પોતાની એક ક્ષણ પણ બગાડવા માગતો નથી. ૨૬૧

વિવેચન—તે ભવ્યાત્માને જ્યારે મોહનીન કર્મનો પડદો દૂર થાય છે, ત્યારે પ્રશંસવા યોગ્ય તે મહા બુદ્ધિવંતને સમ્યગ્‌દૃષ્ટિ પ્રગટે છે, તેથી આત્મા વીતરાગ પરમાત્મા દેવાધિદેવ, પંચ મહાવ્રતધર સમ્યગ્‌ધર્મનો ઉપદેશ આપનારા પૂજ્ય ગુરૂઓ, તેમજ સાધર્મિક બંધુઓની પૂજા—ભક્તિ—સેવા કરવાનું મુખ્ય કામ કરતા, તેમાંજ સત્ય લાભ માનતા, સારા ઉત્તમ ભાવ પૂર્વક તાત્વિક પરિણામથી સર્વ કાર્યોમાં પ્રવૃત્તિ કરે છે. ધર્મમાં એક ક્ષણનો પણ સમય નકામો ન બગાડતાં ત્રણે કાલ દેવપૂજા, પ્રતિક્રમણ, સામાયિક, ધર્મશ્રવણ, ગુરૂભક્તિ, ઇંદ્રિયનિગ્રહ, ઇચ્છારોધ, યથાશક્તિ વ્રતગ્રહણ, તેનું ઉપયોગ પૂર્વક પાલન વિગેરે કરવું. એજ તેમનો મુખ્ય કાર્યક્રમ હોય છે. ૨૬૧

વળી બીજું કહેવા યોગ્ય છે તે જણાવે છે:—

शक्तेर्न्यूनाधिकत्वेन, नात्राप्येष प्रवर्तते ।
प्रवृत्तिमात्रमेतद्यद्, यथाशक्ति तु सत्फलम् ॥ २६२ ॥

અર્થ—કોઇ જીવાત્માની શક્તિ કદાપિ ન્યૂન હોય,

બીજા જીવાત્માની કદાચિત્ અધિક પણ હોય તે અવગણુવાની નથી, પણ અહિં તો સદ્દ્યોગમાં જે પ્રવૃત્તિ થાય છે, તે યથાશક્તિએ જે થાય—જેનું આખ્યાન કરવાનું છે તે સત્ય ફલ આપવામાં સમર્થ છે. ૨૬૨

વિવેચન—સર્વ જીવાત્માઓને આઠ કર્મદલનો સંયોગ કાયમજ અનાદિકાલના પ્રવાહની પરંપરાથી રહેલો છે, તેનો નિર્જરાયોગે જેવો જેવો ક્ષય ઉપશમ ભાવ થાય, તે પ્રમાણે તેઓને શક્તિનું હીનત્વ વા અધિકત્વ પ્રાપ્ત થાય છે. હીન શક્તિવંત અધિક બળ નથીજ ફોરવી શકતો, અને અધિક બળવાળો હીન બળ નથી કરતો એટલે દેવ ગુરૂ પૂજા, ભક્તિ, સાધર્મિક વાત્સલ્ય, તપ, જપ વિગેરે સદ્દ્યોગમાં ક્રિયા અનુષ્ઠાન કરતાં જેની જેટલી શક્તિ—વીર્યનો ઉલ્લાસ થાય તે પ્રમાણે કરે છે, તે જીવાત્માને સમ્યગ્દર્શનવાળો—સમ્યગ્દૃષ્ટિ જાણવો. સમ્યગ્દર્શન વિના માત્ર ગાડરીયા પ્રવાહની પેઠે જ્યાં તદ્હેતુરૂપ અનુષ્ઠાન ન હોય, તે ક્રિયા એકલી ભાવશૂન્ય હોવાથી તે ફળ વિનાની જાણવી. તે કારણે સમ્યગ્દૃષ્ટિ આત્મા શમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા, આસ્તિકયતા આદિ ગુણયુક્ત પોતાની સાધનશક્તિને અનુસારે દેવપૂજા—ગુરૂભક્તિ, સદ્પાત્રમાં દાન ભાવયુક્ત કરતા ઉત્તમ ફલને પ્રાપ્ત કરે છે. એટલે સમ્યગ્દૃષ્ટિ ભવ્યાત્મા જેટલી શક્તિરૂપ ભાવનો વીર્યોલ્લાસ ખીલવે છે, તેટલો તેને સત્ફલરૂપ લાભ પ્રાપ્ત થાય છે. એટલે દેવપૂજા, ગુરૂભક્તિ કરતો પુન્યાનુબંધિ પુન્યને પ્રાપ્ત કરે છે, અને અશુભ કર્મનો ઘાત કરતો મહાન નિર્જરા કરનારો થાય છે. ૨૬૨

હવે સમ્યગ્દૃષ્ટિ આત્મા કેવી રીતે થાય છે તે જણાવે છે:—

एवंभूतोऽयमाख्यातः सम्यग्दृष्टिर्जिनोत्तमैः ।
यथाप्रवृत्तिकरण–व्यतिक्रान्तो महाशयः ॥ २६३ ॥

**અર્થ**—એવા પ્રકારે આત્મા મહાન સુંદર આચારવાળો થયો છતો યથાપ્રવૃત્તિકરણને કરીને, તેને ઓળંગી આગળ ભાવનાના બળથી સમ્યગ્દૃષ્ટિ થાય છે. એમ જિનેશ્વરોએ કહેલું છે. ૨૬૩

**વિવેચન**—ઉપર જણાવ્યા પ્રમાણે પ્રશસ્ત યોગ પ્રવૃત્તિમાં આગળ વધતો સુદેવ, સુગુરૂ, સુધર્મ અને ધર્મી આત્માની સેવા કરતો, પરમાત્માની પૂજાભક્તિ કરતો, ગુરૂદેવના ઉપદેશને સાંભળતો, નિત્ય ઉપદેશ સાંભળવાની ઈચ્છા રાખતો છતો મ્હોટા પ્રકારની ઉત્તમ ભાવના રાખતો, તે મહાશય આગળ જેનું વર્ણન કહેવાશે તે યથાપ્રવૃત્તિ કરણને કરીને અનુક્રમે અપૂર્વકરણ તથા અનિવૃત્તિકરણ કરીને આગળ વધતા, સમ્યગ્દર્શનને પ્રાપ્ત કરતો સમ્યગ્દૃષ્ટિ થાય છે, તેમ સર્વજ્ઞ કેવળી વીતરાગ જણાવે છે. ૨૬૩

તે કરણોને જણાવે છે:—

करणं परिणामोऽत्र, सत्त्वानां तत्पुनस्त्रिधा ।
यथाप्रवृत्तमाख्यात–मपूर्वमनिवृत्ति च ॥ २६४ ॥

**અર્થ**—કરણ એટલે પરિણામ વિશેષ. તે જીવાત્માઓને ત્રણ પ્રકારના થાય છે. તેમાં પ્રથમ યથાપ્રવૃત્તિ કરણ,

બીજું અપૂર્વકરણ અને ત્રીજું અનિવૃત્તિકરણ કહેલું છે. ૨૬૪.

વિવેચન—કરણ એટલે કર્તારૂપ જે આત્મા તે જે ક્રિયા કરવાની હોય તેમાં જે જે અનુકુળ સાધન વડે નિશ્ચિત ફલને પ્રાપ્ત કરાવે તે ભાવને કરણ કહેવાય છે. આત્માને જે મોક્ષની સાધના કરવાની છે, તે તેના શુદ્ધ શુદ્ધતમ પરિણામોની પ્રાપ્તિને આધીન છે. અહિંઆં મોક્ષનું સર્વથી મુખ્ય કારણ શુદ્ધ સમ્યક્ત્વ દર્શન છે, તેની પ્રાપ્તિ ત્રણ કરણ કરવાથી થાય છે. તેમાં પ્રથમ યથાપ્રવૃત્તિ કરણ કરીને આગળ પરિણામની ધારા વધારતો ભવ્યાત્મા અપૂર્વકરણ અને અનિવૃત્તિકરણ કરીને સમ્યગ્દર્શનને પામે છે. તેથી કરણરૂપ પરિણામના અહિંઆં સમ્યગ્દર્શન સુધીના ત્રણ ભેદ પાડેલા છે, તે યથાક્રમે થાય છે. તેનું વર્ણન આગળ જણાવે છે. તે અનિવૃત્તિકરણથી સમ્યગ્દર્શન અવશ્ય થાય છે. ૨૬૪.

તે કરણો જીવાત્માઓ ક્યારે કરે તે વાત જણાવતાં કહે છે:—

एतत्त्रिधापि भव्याना-मन्येषामाद्यमेव हि ।
ग्रन्थिं यावत् त्विदंतं तु, समतिक्रामतोऽपरम् ॥२६५॥

અર્થ—આ ત્રણે પ્રકારના કરણો ભવ્યાત્માઓ જ કરે છે. અભવ્યાત્માઓ તો માત્ર પ્રથમ યથાપ્રવૃત્તિ કરણ કરીને ગ્રંથીની નજીક આવી પાછા પડે છે, અને ભવ્યાત્મા

તેને ઓળંગીને અપૂર્વકરણ કરી સમ્યક્ત્વને પ્રાપ્ત કરે છે. ૨૬૫

**વિવેચન**—આ કરણો ત્રણ પ્રકારે છે. આ ત્રણે કરણો ભવ્ય–નિર્વાણ પામવા યોગ્ય જે જીવનો ભવ્ય સ્વભાવ છે તે ભવ્યો ઉપર જણાવેલા યથાપ્રવૃત્તિ, અપૂર્વ તથા અનિવૃત્તિ કરણોને કરે છે. પણ તે ભવ્યથી અન્ય જે અભવ્યો છે કે જે મોક્ષમાં જવા યોગ્ય આત્માના સ્વભાવને કરવાની શક્તિ ધરાવતા નથી, તે અભવ્યાત્મા પ્રથમનું યથાપ્રવૃત્તિકરણ એકજ માત્ર કરે છે. તે અભવ્યાત્મા ગ્રંથીના ભાગ સુધી આવે છે, પરંતુ ત્યાંથી આગળ જઈ શકતો નહિ હોવાથી પાછો ફરે છે. ગ્રંથીભાગથી પાછા ફરીને યથાપ્રવૃત્તિકરણને યોગે જે કર્મદલની સ્થિતિ ખપાવી હતી તેવી સાત કર્મની ઉત્કૃષ્ટિ અવસ્થાને ક્લિષ્ટ પરિણામના યોગે બાંધે છે. તે ગ્રંથીભેદનું સ્વરૂપ આગળ જણાવવાનું છે. આ યથાપ્રવૃત્તિકરણ અનાદિ સંસારમાં ભમતો જીવાત્મા જ્યારે સન્નિ પંચેંદ્રિયપણું પામે છે, ત્યારે તેવા પ્રકારના વૈરાગ્યમય પરિણામથી (ભવ્ય તથા અભવ્યાત્મા) કરી શકે છે. પણ અભવ્ય જીવ ગ્રંથી સુધી આવીને આગળ વધી શકતો નથી, પરંતુ પાછો પડે છે. જેનો અલ્પ સંસાર છે તેવો ભવ્યાત્મા ગ્રંથીભેદ કરવાને સતત પ્રયત્ન કરતો બીજા કરણમાં પ્રવૃત્ત થાય છે. ૨૬૫

भिन्नग्रन्थेस्तृतीयं तु, सम्यग्दृष्टेरतो हि न।
पतितस्याप्यते बन्धो, ग्रन्थिमुल्लङ्घ्य देशितः॥२६६॥

અર્થ—જે ગ્રંથિભેદ કરે છે તે ત્રીજું અનિવૃત્તિકરણ: કરીને સમ્યક્ત્વ પામે છે, ત્યાર પછી તે કરણો કરવાના નથી, પણ સમ્યક્ત્વ પામ્યા પછી પાછો પડતો છતો પણ કર્મનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ નથી કરતો તેમ કહેલું છે. ૨૯૬

વિવેચન—ત્યાર પછી આત્મા અપૂર્વકરણ વડે ગ્રંથીભેદ કરીને અનિવૃત્તિ કરણ કરે છે, એ પ્રમાણે આત્મા સમ્યગ્દર્શન પામે છે, આમ હોવાથી એજ નિશ્ચય થયો કે આત્મા ત્રણ કરણ કરવા વડે આત્મલાભ રૂપ સમ્યગ્દર્શનને પામે છે. પરંતુ જેમ યથાપ્રવૃત્તિ કરણથી પાછો પડેલો ગ્રંથીભેદ નથી કરતો, તેમ ગ્રંથીભેદ કરી અનિવૃત્તિ કરણ કરતા તેવા પ્રકારના રાગદ્વેષના અશુભ પરિણામ નહિ પામતો છતો સમ્યક્ત્વ પામે છે. તો પણ મહામોહના ઉદયથી સમકિતથી પડેલો જીવ જ્ઞાનાવરણીય આદિ કર્મદલને ગ્રહણ કરતો છતો મોહનીય આદિનો મહાબંધ પણ કરે છે, એટલે ગ્રંથીભેદ કરતાં જે કર્મની સ્થિતિઓને ખપાવી હતી તેવી આઠ કર્મની અવસ્થાને બાંધે છે. બીજા આચાર્યો કહે છે કે ગ્રંથીભેદ કરીને જે સમ્યક્ત્વ ઉપાર્જ્યું હતું તેથી સિત્તેર કોડાકોડિ સાગરોપમ અવસ્થાવાળા મોહનીય કર્મ તેમજ જ્ઞાનાવરણી આદિ કર્મ ઉત્કૃષ્ટ સ્થિતિએ બંધાતા નથી. શાસ્ત્રમાં કહ્યું છે કે "बन्धेण न वोलइ" સમ્યક્ત્વ પામેલો આત્મા કદાચિત મોહનીય આદિ કર્મનો બંધ કરે પણ અર્ધ પુદ્ગલ ઉપર વધારે બંધ કરી સંસારમાં બુડતો નથી. આ વચનનું પ્રામાણ્યપણું હોવાથી એવો નિશ્ચય થાય છે. ૨૯૬

एवं सामान्यतो ज्ञेयः, परिणामोऽस्य शोभनः।
मिथ्यादृष्टेरपि सतो, महाबन्धविशेषतः ॥ २६७ ॥

અર્થ—એ પ્રમાણે સમ્યગ્દૃષ્ટિના પરિણામ સારા હોય છે એમ સામાન્ય ભાવે જાણવું, અને તે મિથ્યાત્વ દૃષ્ટિવંત થતાં વિશેષ પ્રકારે અશુભ પરિણામથી મહાન બંધ કરે છે. ૨૬૭

વિવેચન—ઉપર જણાવ્યું છે કે ગ્રંથીભેદ કરવાથી આત્મા કર્મનો મહાબંધ નથી કરતો તે વાત સામાન્યભાવે જણાવી, પણ અપવાદથી એટલે વિશેષભાવે જોતાં ભેદ પણ થાય છે. કદાપિ મહા કર્મબંધને પણ કરે છે તેમ જાણવું. વિશેષ એ છે કે જે સમ્યગ્દૃષ્ટિ આત્મા છે, તેના આત્મપરિણામો દેવપૂજા, ગુરૂભક્તિ, વ્રત, જપ, તપ, ધ્યાન, સમાધિ વિગેરે ક્રિયામાં શોભન—સારા વખાણવા યોગ્ય રહે છે, અને મિથ્યાત્વ દૃષ્ટિવાળાને મોહનીય કર્મનો ઉદય થવાથી દેવગુરૂ—ધર્મ—જપ—તપ વિગેરેની નિંદા, હિંસા, અસત્ય પ્રવૃત્તિની ભાવના જાગતી હોવાથી મોહનીય અને જ્ઞાનાવરણીય આદિ કર્મની સ્થિતિનો મહાબંધ પણ કરે છે, તેથી વિશેષતાએ સમ્યક્ત્વને પામીને પડેલો જીવાત્મા કર્મનો મહાબંધ કરે છે એમ જાણવું. તે કારણે બંધના બે ભેદ જણાવ્યા છે. એક મહાબંધ, બીજો અલ્પ—સામાન્ય બંધ, તેમાં જે આત્મા મિથ્યાદૃષ્ટિ છે તે મલીન પરિણામનાં કારણે મહાબંધ કરે છે, અને જે સમ્યગ્દૃષ્ટિ છે તે શુભ પરિણામથી કર્મનો બંધ કરે તે અલ્પ કાળમાં ક્ષય થાય તેવો

કરે છે, એટલે મિથ્યાદૃષ્ટિ આત્મા જ કર્મનો મહાન બંધ કરે છે. તેમાં એ વિશેષતા છે કે—જે આત્માને ત્રણ કરણ કરીને સમ્યક્ત્વ પ્રાપ્ત કરેલું હોવા છતાં પણ મિથ્યાત્વનો કદાપિ ઉદય થાય, તેથી સમ્યક્ત્વનો ત્યાગ કરે તો પણ અપ્રાપ્ત સમ્યક્ત્વની જેવો કે સામાન્ય મિથ્યાદૃષ્ટિની જેવો કર્મનો મહાબંધ તેને નથી પડતો, પરંતુ કર્મનો મધ્યમ બંધ થાય છે, એટલો લાભ સમકિત પામીને પડેલાને માટે વિશેષ છે એમ નિશ્ચય જાણવું. ૨૬૭

શા માટે એવું બને ? તેનો ઉત્તર આપતાં જણાવે છે કેઃ—

सागरोपमकोटीनां, कोटयो मोहस्य सप्ततिः ।
अभिन्नग्रन्थिबन्धो यद्, न त्वेकोऽपीतरस्य तु ॥२६८॥

અર્થ—જે આત્માએ ગ્રંથીભેદ નથી કર્યો, તેને મોહનીય કર્મપ્રકૃતિની સ્થિતિનો બંધ સિત્તેર કોટાકોટીનો હોય છે. પણ ભિન્ન ગ્રન્થીવાળા ભવ્યાત્માને આવો એક કોડાકોડીનો પણ નથી હોતો. ૨૬૮

વિવેચન—જે આત્માએ કર્મબંધનના અનાદિ બીજ રૂપ રાગદ્વેષમય જે ગાંઠ છે, તેનો અપૂર્વ કરણ કરીને ભેદ નથી કર્યો તેવો જીવાત્મા સાતે કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિવાળી જ્ઞાનાવરણીય આદિની સ્થિતિ બાંધે છે. તેમાં મોહનીય કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ સિત્તેર કોટાકોટી સાગરોપમની છે. તે વાત કર્મગ્રંથમાં પ્રસિદ્ધ છે. તેવી ઉત્કૃષ્ટ અવસ્થાનો મોહનીય કર્મનો સ્થિતિબંધ કહ્યો છે, પરંતુ જેણે ગ્રંથીભેદ કરીને

સમ્યગ્દર્શન પ્રાપ્ત કરેલું છે તે આત્મા કદાપિ મોહનીયના ઉદય વડે સમ્યક્ત્વદર્શનનો ત્યાગ કરી મિથ્યાત્વ દશાને પામે તો પણ ઉત્કૃષ્ટપણે એક સાગરોપમ કોટાકોટીનો મોહ-નીયનો બંધ નથી કરતો. ૨૬૮.

હવે તે વાતને સંક્ષેપ કરતાં જણાવે છે:—

तदत्र परिणामस्य, भेदकत्वं नियोगतः ।
बाह्यं त्वसदनुष्ठानं, प्रायस्तुल्यं द्वयोरपि ॥ २६९ ॥

અર્થ—અહિંઆં ભિન્ન ગ્રંથીને તથા અભિન્ન ગ્રંથીને બહારની ક્રિયા પ્રાયઃ સમાન હોવા છતાં પરિણામની ધારા જુદા જુદા રૂપે હોવાથી નિશ્ચયભાવે ભેદ થાય છે. ૨૬૯.

વિવેચન—જો કે સમ્યગ્દૃષ્ટિ અને અસમ્યગ્દૃષ્ટિ આત્માના સદ્ અનુષ્ઠાનો કે અસદ્ અનુષ્ઠાનો બહારથી પ્રાયઃ સરખા રૂપે હોય છે અને દેખાય છે તેથી ભેદ નથી દેખાતો કે આ ગ્રંથીભેદક છે અને આ ગ્રંથીભેદક નથી, પરંતુ નિશ્ચય નયના મત વડે વિચારતાં જેણે મોહનીય કર્મના બીજમય ગાંઠનો ભેદ કરીને અપૂર્વકરણ અને અનિવૃત્તિકરણ કરીને સમ્યક્ત્વ પ્રાપ્ત કરેલું છે તેને મોહનીય આદિ કર્મનો અત્યંત તીવ્ર બંધ થતો નથી, તે કારણે તે ગ્રંથીભેદ વાળાને અલ્પ અને ઢીલો મોહનીય આદિનો બંધ હોય છે. અને જેણે ગ્રંથીભેદ નથી કર્યો તે ઉત્કૃષ્ટો કર્મબંધ તીવ્ર ભાવે કરે છે એટલે સીત્તેર કોડાકોડી સાગરોપમનો કરે છે. આમ ભિન્ન ગ્રંથિક અને અભિન્ન ગ્રંથીકનો ભેદ જીવોના તેવા

તેવા શુભાશુભ પરિણામો વડે નિશ્ચયથી થાય છે. ૨૬૯.
તેમાં બીજું પણ જાણવા યોગ્ય છે—

अयमस्यामवस्थायां, बोधिसत्त्वोऽभिधीयते ।
अन्यैस्तल्लक्षणं यस्मात्, सर्वमस्योपपद्यते ॥ २७० ॥

અર્થ—આવી અવસ્થાવાળા જીવોને બૌદ્ધો બોધિસત્વ કહે છે તે સર્વ પણ સમ્યક્ત્વના લક્ષણથી યથાર્થ ઘટે છે. ૨૭૦

વિવેચન—આવી રીતે જે આત્માઓએ ગ્રંથીભેદ કર્યો હોય અને સમ્યગ્દર્શન અવસ્થા પ્રાપ્ત કરી હોય, તેને અન્ય દર્શનીય બૌદ્ધ-સૌગત કહેવાય છે, તેઓ બોધિસત્વ એટલે જ્ઞાનનું તાત્પર્ય અથવા પરિણામ કહે છે. એટલે જૈનદૃષ્ટિ પ્રમાણે સમ્યગ્દર્શનના લક્ષણનો અર્થ તેમાં ઘટે છે તેથી બોધિસત્વ કહે છે. તેમાં સમ્યગ્દર્શનનું લક્ષણ સમગ્ર ભાવે ઘટે છે. હવે તેને બરાબર બતાવતાં જણાવે છે કે બોધિસત્ત્વ તેમાં બોધ—સમ્યગ્જ્ઞાન તે જ્ઞાનનો હેતુ તે રૂપ બીજ તે સત્ત્વ તે જીવાત્મામાં રહે છે. તે બોધિસત્ત્વ—સમ્યક્ત્વ કહેવાય. તેના જે અધિષ્ઠાતા તે સમ્યગ્દૃષ્ટિ આત્મામાં બોધિસત્ત્વ પણ યથાર્થ ઘટે છે. ૨૭૦

એ વાતની સિદ્ધિ કરતાં જણાવે છે:—

कायपातिन एवेह, बोधिसत्त्वाः परोदितम् ।
न चित्तपातिनस्ताव-देतदत्रापि युक्तिमत् ॥ २७१ ॥

અર્થ—અન્ય મતવાદીઓના મતે કાયાથી પાત કરનારા

બોધિસત્ત્વ હોય છે, પણ ચિત્તનો પાત કરનારા બોધિસત્ત્વ નથી, એ વાત યુક્તિથી યુક્ત છે. ૨૭૧.

**વિવેચન**—કાયપાત-એટલે સ્વકાયાનો ઘાત કરનાર તથા સ્વકાયા વડે માત્ર જીવહિંસાદિ કર્મયોગે થતી હોય. પણ મન તેવી ક્રિયામાં દુષ્ટ બુદ્ધિવાળું ન હોય, તો પૂર્વે જે બોધિસત્ત્વનું સ્વરૂપ જણાવ્યું તેવું બોધિસત્ત્વપણું જીવોમાં રહેવાનું સંભવે છે, એમ પરવાદી બૌધ કહે છે તે યોગ્ય છે. પરંતુ જે આત્માનું ચિત્ત જીવહિંસા, અસત્ય વિગેરે પાપપ્રવૃત્તિમાં વર્તતું હોય, તેને બોધિસત્ત્વ રહેલું છે તેમ ન કહેવાય, કારણ કે બોધિસત્ત્વ એટલે સમ્યગ્દૃષ્ટિ આત્મા જીવો પ્રત્યે એવા ક્રૂર પરિણામવાળો નથી હોતો. "तप्तलोह पदन्यास-तुल्यावृत्तिः क्वचिद्यदि" જેમકે તપાવેલા લોઢાના પાટલા ઉપર પગનું સ્થાપન કરવું દુઃખદાયિ છે, તેમ જાણવા છતાં તેવા પ્રકારના કર્મસંયોગ વડે ઈચ્છા ન હોવા છતાં પણ સંસારમાં કુટુંબીજન વા સમાજના અર્થે એક ફરજ તરીકે કરવું પડે છે, તેમ સમ્યગ્દૃષ્ટિ આત્માને સર્વ જીવો ઉપર કરૂણાભાવ રાખનારો હોવા છતાં આજીવિકા વિગેરે કારણે કોઈક વખતે અનિષ્ટ ક્રિયા તેવા અશુભ કર્મના ઉદય યોગે કરવી પડે છે, તો પણ તે આત્મા પાપ કર્મથી બંધાતા નથી તે વાત પ્રમાણથી સિધ્ધ હોવાથી માનવા યોગ્ય છે. તે વાત વિશેષ જાણવા ઇચ્છનારે બૌધના પુસ્તકોથી જાણવું. તે બોધિસત્ત્વનું જે લક્ષણ છે, તે જૈન શાસ્ત્રોમાં જે સમ્યગ્દૃષ્ટિ આત્મા છે તેઓમાં યથાર્થ ઘટે છે, તેથી અમે તે બોધિસત્ત્વને યુક્તિસંગત કહીએ છીએ. ૨૭૧

તે યુક્તિઓને જણાવીએ છીએ:—

**परार्थरसिको धीमान्, मार्गगामी महाशयः।**
**गुणरागी तथेत्यादि, सर्वं तुल्यं द्वयोरपि ॥ २७२ ॥**

અર્થ—પરોપકારમાં પ્રેમવાળો, બુદ્ધિશાળી, માર્ગને અનુસરનારો, ઉદાર આશયવાળો, ગુણાનુરાગી વિગેરે ગુણો બંને દર્શન શાસ્ત્રોમાં સરખા મનાયા છે ૨૭૨

વિવેચન—પારકાઓનું ભલું કરવામાં જે અત્યંત પ્રેમ ધરનારો તે પરોપકારીને પરાર્થરસિક કહેવાય છે. (૧) ધીમાન્ સારાસારનો યથાર્થ વિચાર કરનારો અને તે પ્રમાણે અનુસરનારો વિવેકી (૨) માર્ગાનુગામી એટલે ધર્મ-મય મોક્ષને અર્થે ધર્મના અનુષ્ઠાનો કરનારો, પુજય કલ્યાણમય પંથમાં ગમન કરનારો (૩) મહાશય એટલે શુદ્ધ—કપટ વિનાના મનોપરિણામવાળો (૪) ગુણાનુરાગી એટલે અન્ય મનુષ્ય વિગેરેમાં જે સારા સારા ગુણો હોય તેની અનુમોદના કરનારો સદ્ગુણ ઉપર રાગવાળો (૫) એવા અનેક ગુણો જેનામાં હોય તે બોધિસત્ત્વવંત કહેવાય છે. આમ બૌદ્ધશાસ્ત્રમાં જે બોધિસત્વને માટે જણાવ્યા છે તે સર્વ ગુણો સમ્યગ્દૃષ્ટિ આત્માને માટે જૈન સ્યાદ્વાદ શાસ્ત્રોમાં જણાવ્યા છે, માટે તે બંને બોધિસત્ત્વ સમ્યગ્દૃષ્ટિનું સરખાપણું જણાવે છે. ૨૭૨

આમ અર્થથી અન્વય વડે બંનેની તુલ્યતાને બતાવતાં કહે છે. કે:—

यत् सम्यग्दर्शनं बोधि-स्तत्प्रधानो महोदयः ।
सत्त्वोऽस्तु बोधिसत्त्वस्तद्धन्तैषोऽन्वर्थतोऽपि हि ॥२७३॥

અર્થ—જે સમ્યગ્દર્શન છે તેજ બોધિસત્ત્વ છે, તેજ જીવોના મહાન ઉદયમાં પ્રધાન હેતુ છે, કારણ કે જીવોનું તે સમ્યગ્ કાર્યમાં પ્રવૃત્તિ કરાવનારૂં સત્ત્વ-વીર્ય છે, તે બોધિસત્ત્વરૂપ હોવાથી એક સ્વરૂપ જ છે, આમ શબ્દાર્થથી એકજ અનુભવાય છે. ૨૭૩

વિવેચન—જે કારણે સ્યાદ્વાદ જૈન શાસ્ત્રોમાં સંમત સમ્યગ્દર્શન-સમ્યક્ત્વ છે તે અને બૌદ્ધ શાસ્ત્ર-સંમત બોધિસત્ત્વ-બોધ એટલે યથાર્થ વસ્તુસ્વરૂપનું જ્ઞાન તે પણ શ્રદ્ધાયુક્ત હોવાથી બોધિસત્ત્વ છે. તે બંને બોધિ-સાર-સમ્યગ્જ્ઞાનના મુખ્ય પરમાર્થરૂપ હોવાથી આત્માનો મહાન ઉદય કરનારા થાય છે, અને વખાણવા લાયક સારા ગુણોને પ્રગટ કરાવે છે, એટલે સત્ત્વરૂપ જીવ સમ્યગ્ બોધથી સત્ય તત્ત્વનો જ્ઞાતા જીવાત્મા થતો હોવાથી જીવ એજ બોધિસત્ત્વ થાય છે. બોધિપ્રધાન ધર્મ જેમાં છે તે બોધિસત્ત્વ કહેવાય, તે કારણે નિશ્ચયથી વિચારતાં જે બોધિસત્ત્વ તેજ સમ્યગ્દૃષ્ટિ એમ અન્વય રૂપ શબ્દાર્થથી વિચારતાં બંનેમાં વિશેષરૂપ ભિન્નતા નથી આવતી પણ એકતા-અભેદતા જ અનુભવાય છે. ૨૭૩

અહિંઆં પક્ષભેદ છે તે જણાવે છેઃ—

वरबोधिसमेतो वा, तीर्थकृद् यो भविष्यति ।
तथाभव्यत्वतोऽसौ वा, बोधिसत्त्वः सतां मतः ॥२७४॥

અર્થ—સુંદર શ્રેષ્ઠ જ્ઞાન સહિત એવા તીર્થંકર પદને યોગ્ય આત્માઓ સમ્યક્ત્વ દર્શનને પામનારા થાય છે. કારણ કે તે મહા પુરૂષોમાં તેવા પ્રકારનું ભવ્યત્વ હોય છે તેજ વસ્તુતઃ તીર્થંકર થનારા ક્ષાયિક સમ્યક્ત્વવંત આત્માઓ બોધિસત્ત્વ છે એમ મહાન પુરૂષોનો મત છે. ૨૭૪

વિવેચન—વરબોધિ એટલે સુંદર જ્ઞાનયુક્ત વસ્તુ-સ્વરૂપનો નિશ્ચયરૂપ બોધ એટલે સમ્યગ્દર્શન કહેવાય,, તે તો ઘણું કરીને તીર્થંકર જે ભવિષ્યમાં ત્રીજે ભવે થવાના હોય છે, તે વખતે વીશસ્થાનક તપ કરીને જ્ઞાન દર્શન ચારિત્રયોગે ક્ષયોપશમ ભાવે અપ્રમાદ પૂર્વક આરાધતા ઉત્કૃષ્ટા પરિણામના બળ વડે તેવા પ્રકારના ઉત્તમ સમ્યક્ત્વવંત હોય છે, તે વાસ્તવિક રીતે બોધિસત્ત્વ કહેવાય છે. એટલે તે તીર્થંકરનો જે જીવાત્મા તે ભવિષ્ય કાળમાં ઘાતિકર્મનો ક્ષય કરી કેવળજ્ઞાન પ્રગટ કરીને તીર્થની સ્થાપના કરી અનેક જીવાત્માને મોક્ષ માર્ગમાં પ્રયાણ કરાવીને મોક્ષ માર્ગનો પ્રવાહ ચાલતો કરશે, તેમનો જીવ બોધિસત્ત્વ કહેવાય તે યોગ્ય છે. કારણ કે તેમનામાં તેવા પ્રકારનું ભવ્યત્વ વર્તે છે. કહ્યું છે કે "तथा भव्यत्वत." તેવા પ્રકારનો ભવ્યત્વ સ્વભાવ અન્ય ભવ્યાત્માથી કેટલાક અંશે જુદા પ્રકારનો હોય છે. કહ્યું છે કે "भव्यत्वं नाम सिद्धिगमन-योगत्वमनादिपारिणामिको भावः" ભવ્યત્વ એટલે સર્વ કર્મદલોનો સંપૂર્ણ નાશ કરી પરમ નિર્વાણરૂપ મોક્ષને પ્રાપ્ત કરવું એવો જે જીવાત્માનો સ્વભાવ છે, તે અનાદિ કાળથી જીવની સાથે પારિણામિક ભાવે સત્તામાં અવ્યક્ત રહ્યો છે, તે યોગ્ય કાલની પરિપકવતા આવે છતે આત્મા

ઉપર અનાદિ કાલથી લાગેલા કર્મમેલને નાશ કરી તેવા પ્રકારની યોગ્ય શુદ્ધતા પામીને સહજ ભાવે રહેલી આત્મશક્તિને પ્રગટ કરે છે. તેમાં જે તીર્થંકર થવા યોગ્ય ભવિતવ્યતાવાળા આત્માઓ તે ઉત્તમ શક્તિ વડે એવી ભાવનામાં આવે છે કે આ સર્વ જીવાત્મા સંસારભ્રમણથી જે ભયંકર દુઃખ ભોગવી રહ્યા છે, તેમાંથી કેવી રીતે હું તેમને મુક્ત કરવા શક્તિમાન થાઉં, આવી ભાવના તે આત્માને ખીલે છે. શ્રીમાન - હેમચંદ્ર સૂરીશ્વર જણાવે છે કે **"माकार्षीत् कोऽपि पापानि, मा च भूतकोऽपि दुःखितः; मुच्यतां जगदप्येषा मतिर्मैत्री निगद्यते"** જગતના કોઈ પણ જીવો પાપકર્મો ન કરો, અને તેવા પાપ કરીને નરક તિર્યંચ વિગેરે યોનિના ભયંકર દુઃખો ન ભોગવો, કોઈ પણ જીવાત્મા જરા પણ રોગ, શોક, આધિ વ્યાધિ ન ભોગવો, સર્વ જીવાત્મા કર્મબંધથી મુક્ત થઈને પરમ મોક્ષના શાશ્વત સુખોને ભોગવો, આવી ભાવના રૂપ મતિ તીર્થંકરના આત્માઓને જ પ્રગટે છે. તેને શ્રી હેમચંદ્રાચાર્ય મૈત્રીભાવના કહે છે. વસ્તુતઃ તેવી ભાવનામાં પરમ કરૂણા—ભાવદયા રહેલી છે. તે તેવા પ્રકારના કાલાદિક સામગ્રીને પ્રગટ કરીને તીવ્રતમ અપ્રમાદ ભાવથી યુક્ત સંયમ, સંસારવાસના ક્ષયોપશમ ભાવે પ્રગટાવતા, તીર્થંકર નામકર્મની ઉપાર્જના કરતા, પરમ શુદ્ધ ક્ષાયિક સમ્યગ્દર્શન રૂપ વર બોધિસત્વને આત્મભાવે પ્રગટ કરે છે. તથા **"भव्यत्वं चैतदेव-कालनैयत्यादिना प्रकारेण वैचित्र्यमापन्नं"** તેવા પ્રકારના ભવ્યત્વતાના યોગે કાલ—નિયતિ—સ્વભાવ—પુરૂષાર્થ— ભવિતવ્યતાના વિચિત્ર સંબંધ વડે રિદ્ધિ સિદ્ધિઓને પામે છે.

તે કારણે આ બોધિસત્ત્વ તેજ વાસ્તવિક વરબોધિ રૂપ મહાન સમ્યક્ત્વ જાણવું. જે ભાવી તીર્થંકરોને પ્રગટ થાય છે, એમ મહાન ગીતાર્થોનો મત છે ૨૭૪

હવે ભવ્યત્વ એટલે શું તે જણાવે છેઃ—

**सांसिद्धिकमिदं ज्ञेयं, सम्यक्चित्रं च देहिनाम्।**
**तथाकालादिभेदेन, बीजसिद्ध्यादिभावतः ॥ २७५ ॥**

અર્થ—ભવ્યાત્માઓને આ આશ્ચર્યકારી સમ્યક્ પ્રકારનો ભવ્યત્વ ભાવ અનાદિથી સંસિદ્ધ છે, તેવા પ્રકારના દેશ, કાલ, નિમિત્ત વગેરે સામગ્રીને પામીને બીજ સિદ્ધિ સ્વરૂપ ભાવથી પ્રગટે છે. ૨૭૫

**વિવેચન**—જીવાત્માનો ભવ્યત્વ સ્વભાવ પાછળથી પ્રાપ્ત નથી થતો, પણ અનાદિ કાલથી આત્મામાં સહજ ભાવે રહેલો છે, અને અભવ્ય જીવાત્માને અભવ્યત્વ પલટાવવાનો અભાવ છે તેમ નિશ્ચયથી જાણવું. સમ્યક્ પ્રકારની જે ભવ્યતા તેજ વસ્તુતઃ મોક્ષની પ્રાપ્તિની યોગ્યતા જાણવી. તે ભવ્યત્વ રૂપ યોગ્યતા તેવા પ્રકારના કાલ, સ્વભાવ, નિયતિ, કર્મ, પ્રયત્ન રૂપ કારણોનો સમવાય—સમુદાય મળતે છતે વિચિત્ર પ્રકારે આશ્ચર્યકારક થાય તેવી રીતે ધર્મશ્રવણ, ધર્મપ્રશંસા, સદ્‌ગુરૂસેવા, પરમાત્મપૂજા આદિ ક્રિયા યોગ વડે ભવ્ય જીવો પ્રાપ્ત કરે છે, એટલે ધર્મ કેવો હોય, ગુરૂ કેવા હોય, ક્યાં મળે, દુઃખછેદનનો કયો ઉપાય, શાથી આ દુઃખ આવ્યું વિગેરે વિચાર ધર્મ સાંભળવાથી થાય છે. ધર્મ સાંભળવાની અત્યંત ભાવના

થાય, સાંભળેલા ધર્મને આચરવાની નિષ્ઠા થાય, તેમાં અનન્ય ભાવે શ્રદ્ધા થાય, પ્રેમ, શ્રદ્ધા, ભક્તિ, બહુ માન પૂર્વક ધર્મ અનુષ્ઠાનો તે ભાવયુક્ત થાય છે, તેજ આસન્ન ભવ્યાત્માનું ચિન્હ જાણવું. ૨૭૫

તે વાતને વિચારતાં જણાવે છે;—

**सर्वथा योग्यताऽभेदे, तदभावोऽन्यथा भवेत् ।**
**निमित्तानामपि प्राप्तिस्तुल्या यत्तन्नियोगतः ॥ २७६ ॥**

**અર્થ**—જો તે જીવાત્માઓમાં જે યોગ્યતા છે, તેનો ભેદ અપેક્ષા વડે માનીએ તો તે યોગ્યતાનો અભાવજ આવે, તેમજ નિમિત્તોની પ્રાપ્તિ પણ બધાને સરખી હોવા છતાં એકને મોક્ષ યોગ્ય સમ્યક્ત્વ મળે, અન્યને ન મળે તેમાં ભવ્યત્વ વિના બીજો કયો હેતુ સમજવો. ૨૭૬

**વિવેચન**—હવે સર્વ જીવાત્માઓમાં જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય, ઉપયોગ વિગેરે ગુણ રૂપ આત્મધર્મ સમાન જ છે છતાં તે ગુણધર્મ કેટલાક જીવોને વિકાસ કરવાની અનુકુલતા થાય છે અને કેટલાકને નથી થતી, તે માટે ભવ્યત્વ સ્વભાવને માનવો જોઈએ. જો એ ભવ્યત્વ સ્વભાવનો સર્વથા સર્વ જીવાત્મામાં અભેદ માનીએ એટલે યોગ્યતાનો ભેદ ન સ્વીકારીએ—એકીભાવ માનીએ તો ભવ્યત્વની યોગ્યતાનો સર્વથા અભાવ આવે, એટલે સર્વ જીવો એક સ્વરૂપવાળા થાય, તો પછી યોગ્યતાના ભેદનો અભાવ માનતા આશ્ચર્યકારી સમ્યક્ત્વ બીજ આદિ ગુણોની કેટલાક જીવોમાં પ્રાપ્તિ થાય છે, અને કેટલાકને નથી થતી તે યોગ્ય-

તાનો અભાવ તમારા મતે આવે છે, તેથી કાં તો બધાજ સંસારી રહેવા જોઈએ, કોઈ ને મોક્ષ થવાનો અધિકાર જ ન હોવો જોઈએ અને કાં તો બધા સાથે મુકત થવા જોઈએ, કારણ કે તેવા પ્રકારના બીજાદિકનું આધાન ગમે તેવા પ્રકારના વૃક્ષને માટે થાય છે, તેમાં તેવા પ્રકારની ભવ્યત્વ સ્વભાવ રૂપ યોગ્યતા જો ન સ્વીકારીએ તો કેવી રીતે સંભવે ? તેનો ઉત્તર શંકાકાર જણાવે છે કે બધા જીવોને યોગ્યતાનો અભાવ માનતા છતાં પણ તે તે જીવોને જેવા જેવા કારણનો સહયોગ સંબંધ પ્રાપ્ત થાય તેવા તેવા ફલની પ્રાપ્તિ થાય, તેમ માનવામાં કાંઈ વાંધો નથી આવતો, કારણ કે યોગ્યતાની વિચિત્રતા તમે કહો છો તેમ અને સહકારી કારણ રૂપ, સહયોગ કારણ રૂપ નિમિત્તને મોક્ષ પ્રાપ્ત અપ્રાપ્તિમાં કારણ કહીએ છીએ. આમ શંકાકારના પ્રશ્નને ધ્યાનમાં લઈને પૂજ્યો જણાવે છે કે કાલ, સ્વભાવ, નિયતિ, પૂર્વકૃત, પુરૂષાર્થ એ પાંચ કારણોનો સરખો સમવાય સર્વ યોગ્યતાને આધીનજ છે. તો પછી પાંચ કારણોની તુલ્યતામાં યોગ્યતા રૂપ સ્વભાવ આવેજ છે. તે વાદીના મતમાં યોગ્યતા સમાન હોવા છતાં પણ કાર્ય નથી થતું એમ જણાવે છે, તે યોગ્ય નથી. બીજા કારણની જરૂર છે, પરંતુ યોગ્યતા વિના બીજા કારણો ઘણા મળે છતાં કાર્ય થવું જોઈએ તે નથી થતું માટે સર્વ કારણની સિદ્ધિ યોગ્યતા–ભવ્યત્વ સ્વભાવનેજ આધીન છે, તેથી સરખા સ્વભાવની યોગ્યતાવાળા ભવ્ય જીવોમાં ભવ્યત્વ રૂપ યોગ્યતા હોવે છતે, સરખા બળવાળા સહકારી કારણોની સામગ્રીની અનુકુલતા મળ્યે છતે તે સર્વ જીવો તુલ્ય એટલે સરખા સ્વભાવવાળા કહેવાય છે. પણ તેથી

તુલ્ય યોગ્યતા તથા તુલ્ય સામગ્રીના સહકારમાં તે જીવો તુલ્ય ફ્લની પ્રાપ્તિ અવશ્ય કરી શકે, પણ તેમ એક સાથે નથી બનતું. ૨૭૬

હવે તેથી વિપરીત હોય તો બાધક ભાવને પામે છેઃ—

अन्यथा योग्यताभेदः, सर्वथा नोपपद्यते ।
निमित्तोपनिपातोऽपि, यत्तदाऽऽक्षेपतो ध्रुवम् ॥ २७७ ॥

અર્થ—બીજી રીતે માનતાં યોગ્યતાનો ભેદ કોઈ પણ રીતે સિધ્ધ નથી થતો, તેમજ નિમિત્તની સિદ્ધિ પણ યોગ્યતાના અભાવમાં સિદ્ધ થતી નથી. નિમિત્તોની પણ તુલ્યતાથી જ સિદ્ધ થાય તેમ છે. ૨૭૭

વિવેચન—બીજી રીતે યોગ્યતાનો એકાંતથી અભેદ માનીએ તો તેમાં સહકારી કારણોની તુલ્યતા–સરખાપણાનો ભાવ પણ માનવોજ રહ્યો, કારણ કે તે પાંચ સમવાયો જે કહ્યાં છે, તેમાં એક યોગ્યતા રૂપ સ્વભાવ પણ તેમાં કારણ રૂપે ગણાવ્યું છે, તેથી યોગ્યતાનો એકાંતે અભેદ માનતાં પાંચ કારણોની સામગ્રીની સિદ્ધિ ઘટતી નથી. પણ કાલ આદિ પાંચ કારણોનો ઉપનિપાત થાય એટલે સંબંધથી જોડાય તે પાંચની પ્રાપ્તિની યોગ્યતા જ્યાં હોય ત્યાં ફ્લની સિદ્ધિ થાય છે. એટલે કાલાદિક સમવાયોનું વિચિત્રત્વ માનતાં પણ યોગ્યતાનો એકાંત અભેદ માનીએ તો એ સર્વ જીવોનો એકત્વ રૂપ અભેદતા સ્વભાવ માનીયે તો તે ઘટતી નથી. બીજી જે નિમિત્તાદિની સહકારી સામગ્રી યોગ્યતાવાળાને પ્રાપ્ત થવા

રૂપે અને અયોગ્યતાવાળાને તે સામગ્રીનો લાભ નથી મળતો એમ આક્ષેપ વડે પણ યોગ્યતાના બળ પૂર્વક ખેંચવી તો તમારે પણ પડે છે જ. આથી ભવ્યત્વ સ્વભાવ રૂપ યોગ્યતા ધ્રુવ-નિશ્ચયથી સિદ્ધ થાય છે. ૨૭૭

આથી યોગ્યતા તેજ તેવા પ્રકારનુ જીવોમાં રહેલું તથા-ભવ્યત્વ છે, એ વ્યકત કરતાં જણાવે છે:—

**योग्यता चेह विज्ञेया, बीजसिध्ध्याद्यपेक्षया ।**
**आत्मनः सहजा चित्रा, तथाभव्यत्वमित्यतः ॥ २७८ ॥**

અર્થ—અહિંઆં આત્માની મોક્ષગમનની યોગ્યતા તેનેજ કહેવાય છે કે જે સમ્યગ્દર્શન રૂપ બીજની પ્રાપ્તિ માટેની યોગ્યતા છે, તેનીજ અપેક્ષાએ ગણાય છે. તે તો આત્માનો વિચિત્ર પ્રકારનો અકૃતિમ તેવા પ્રકારનો ભવ્યત્વ રૂપે સ્વભાવ જ છે, એમ જાણવું. ૨૭૮

વિવેચન—યોગ્યતા એટલે આત્માનો મોક્ષગમન કરવા યોગ્ય સહજ સ્વભાવજ જાણવો એમ આગળના પ્રકરણના અનુસારે સમજવું, એટલે જેમ બીજની યોગ્યતાથી ઉત્પન્ન થતા વૃક્ષના ફૂલની સિદ્ધતા અનુભવાય છે, તેમ આત્મામાં રહેલી મોક્ષ ગમન રૂપ યોગ્યતા બીજભૂત જે ભવ્યત્વ સ્વભાવ છે, તેની અપેક્ષાવડે જીવ દેવપૂજા, ગુરૂ-ભક્તિ, ધર્મોપદેશ સાંભળવાની તીવ્ર વાંચ્છા, સંસારમાંથી ક્યારે છુટું એવા ઉપાયની શોધ, ધર્મક્રિયા અનુષ્ઠાનમાં ઉત્સાહ વિગેરે પ્રવૃતિનું આલંબન કરવાનો આત્માનો સહજ

—આત્માથી અભિન્ન એટલે સહભાવી (જીવના સમાન કાલીન તેની સાથે રહેલો) સ્વભાવ છે. તેમાં અપૂર્વ આશ્ચર્યકારીપણું રહેલું છે. એટલે યોગ્ય સમય આવે પરભવનો ત્યાગ કરવા, સ્વરૂપને જાણવા ઉદ્યમવંત થાય છે, તેવું તે આત્મામાં તેવા પ્રકારનું ભવ્યત્વ-સુંદર સ્વભાવ ધરવાપણું, તથા અનાદિ કાળથી લાગેલું પુદ્‌ગલાનંદિપણું છે, તેને ત્યાગ કરવાપણું પૂર્વે જણાવ્યું છે, તેવું રહેલું છે, તે કારણે ભવ્યત્વ સ્વભાવ તથા અભવ્યત્વ સ્વભાવ વડે જીવોમાં ભેદ પડે છે. ૨૭૮

કેવો ભેદ પડે છે, તે જણાવે છે—

**वरबोधेरपि न्याया–त्सिद्धिर्नो हेतुभेदतः ।**
**फलभेदो यतो युक्तस्तथा व्यवहितादपि ॥ २७९ ॥**

**અર્થ**—ઉત્તમ બોધિથી જીવો મુક્તિ પામે છે, પણ હેતુની ભિન્નતાથી છે એમ ન માનવું, કારણ આત્માની યોગ્યતાથી ફલનો ભેદ માનવો તે યોગ્ય છે. માટે યોગ્યતાની વ્યવધાનતા તેમાં કારણ માનવી તેજ યોગ્ય છે. ૨૭૯

**વિવેચન**—ઉત્તમ પ્રકારનું એટલે વરબોધિ નામ છે જેનું એવા ક્ષાયિક સમ્યક્ત્વ લક્ષણવાળા સુંદર તત્ત્વ સ્વરૂપના જ્ઞાન પૂર્વકની શુદ્ધ રૂચિ એટલે પરમાત્માના વચનમાં અપૂર્વ શ્રદ્ધા થવી તે જીવાત્માની સહજ ભાવની આત્માથી અભિન્ન સ્વભાવતાજ તેમાં હેતુ છે. તે અપૂર્વ બોધિ અવશ્ય મુક્તિનો હેતુ થાય છે, તેમજ અવાંતર બીજી પણ જગતમાં પ્રભાવના કરનારી અપૂર્વ સિદ્ધિઓ આત્મા પ્રાપ્ત કરે છે, પણ બીજા નિમિત્તાદિ હેતુના ભેદથી

અથવા આચાર્યાદિકની વિચિત્રતાથી થાય છે એમ ન સમજવું, પણ આત્માની તેવા પ્રકારની વિચિત્ર સ્વરૂપવાળી સહજ ભાવની યોગ્યતાને તે પ્રભાવના મહોદય વિગેરેમાં કારણરૂપે જાણવી. જેમ ફૂલની ભિન્નતા રૂપ કાર્યોનું જુદા જુદાપણું અનુભવાય છે. તેમાં ઉત્પાદન હેતુનું જુદા જુદાપણું થાય છે, તેમ વિવિધ પ્રકારની જીવાત્માની યોગ્યતા વડે પ્રભાવના મહોદય કરવારૂપ તથા મોક્ષગમન રૂપ કાર્યોનું જુદા જુદાપણું થાય છે, તેમ અવશ્ય માનવું એમ કહેવાનું છે. ૨૭૯

આમ હોવાથી જે સિદ્ધ થવાનું છે તે જણાવે છે—

**तथा च भिन्ने दुर्भेदे, कर्मग्रंथिमहाचले ।**
**तीक्ष्णेन भाववज्रेण, बहुसंक्लेशकारिणि ॥ २८० ॥**

**आनन्दो जायतेऽत्यन्तं, तात्त्विकोऽस्य महात्मनः ।**
**सद्व्याध्यभिभवे यद्वद्, व्याधितस्य महौषधात् ॥२८१॥**

અર્થ—તેવા પ્રકારના યોગ્યતાના બલથી ભયંકર કર્મની મહાન ગ્રંથી–ગાંઠ દુઃખે કરીને ભેદાય તેવી પર્વત સમાન છે. તેને અત્યંત કઠણ અને તીક્ષ્ણ ધારવાળા વજ્રમય કુઠાર રૂપ અપૂર્વ કરણ ભાવથી ભેદે છતે આત્માને જે અપૂર્વ આનંદ પ્રગટે છે. તે ખરેખરો તાત્ત્વિકજ આનંદ છે. જેમ વિદ્યમાન મહાવ્યાધિથી પીડાતા રોગીને રોગ દૂર કરનાર મહાન ઔષધ મળવાથી આનંદ થાય, તેમ ભવ્યાત્માને પણ આનંદ થાય છે એમ સમજવું. ૨૮૦–૨૮૧

વિવેચન—તેવા પ્રકારની જીવાત્માની યોગ્યતા આત્માથી કથંચિત્ અભિન્ન હોવાથી તે યોગ્યતાના ફલરૂપ મોક્ષમાર્ગમાં ગમન થવારૂપ ક્રિયા, તેનું ફલ નિર્જરા, અને અંતે મોક્ષ છે. તે બધા ફલનું કારણ આત્માની યોગ્યતા છે તે યોગ્યતાથીજ નિમિત્તોની કારણ સામગ્રી પામી તે આત્મા ગ્રંથીભેદ કરે છે. તે વાત જણાવતાં કહે છે કે આત્મા અનાદિ કાલથી રાગ દ્વેષના યોગે આઠ પ્રકારના કર્મદલનો સંગ્રહ કરે છે, તે રાગ દ્વેષરૂપ મોહનીય કર્મના બીજરૂપ કે જે અનંત ભયંકર સંસારમાં અવાચ્ય બહુ કલેશમય દુખને આપતા છતા ભમાવે છે, તેવી અત્યંત દુઃખે કરીને ભેદી શકાય તેવી બીજ રૂપ અનંત મોહનીય કર્મદલના સમુહરૂપ ગાંઠ છે. તે કઠણ પત્થરના દલથી બનેલા હીમાલય (શૈલરાજ) જેવી અને દુર્બલ જીવાત્માથી અભેદ્ય છે. ભવ્યત્વ સ્વભાવરૂપ યોગ્યતાવાળો મહાપુરૂષ અપૂર્વ કરણરૂપ ભાવ વજ્રવડે તે કર્મબીજ રૂપ ગાંઠને જે સમ્યગ્દર્શનને આવરી લેનાર છે, તેમજ મહાકષાયને ઉપજાવનાર છે, તેને શક્રેન્દ્ર વજ્ર વડે વૈતાઢ્ય શૈલરાજની શિલાદિને ભેદે છે, તેમ ગાંઠને ભેદે છે. તે કર્મગાંઠને ભેદવાથી આત્માને કોઈ પણ વખત નથી થયેલો એવો મહાન સત્યતાવાળો અપૂર્વ આનંદ થાય છે. તેમજ તત્ત્વશ્રદ્ધામય એટલે સમ્યગ્જ્ઞાન દર્શનનો અનુભવ પારમાર્થિક રૂપે પ્રગટે છે. સર્વ જીવોને ઉપકાર કરવા પ્રેરણા થાય છે, જેમકે કોઈક મનુષ્ય કોઢ, જ્વર, ક્ષય આદિ મહાવ્યાધિથી ઘણા કાળથી અત્યંત પીડાતો હોય અને મુંઝવણ થતી હોય, તેવા રોગી આત્માને રોગનો ઉપાય હાથ આવતો ન હોય તેવા

અવસરમાં તે પુરૂષના પુન્યના બળથી પરમ વૈદ્યની નજરે ચઢી ગયો હોય, તો તે વૈદ્ય પણ અત્યંત કરૂણાવંત હોવાથી તે જીવને રોગમાંથી ઉગારવા માટે શ્રેષ્ઠ ઔષધ રૂપ કવાથ (ઉકાળો) તથા કાષ્ટાદિક ચૂર્ણ અથવા મહાન રસાયનાદિ ઔષધ તેના યોગ્ય અનુમાન સાથે આપે અને તેનું પાન કરતો રોગી રોગથી મુકત થાય છે, ત્યારે તે રોગી પણ અપૂર્વ આનંદનો અનુભવ કરે છે, તેમ ગ્રંથી ભેદીને સમ્યગ્દર્શનને પામેલા આત્માને અકલ્પનીય પરમ આનંદનો અનુભવ થાય છે. ૨૮૦–૨૮૧

હવે ગ્રંથીભેદ એટલે શું ? તે જણાવે છે—

भेदोऽपि चास्य विज्ञेयो, न भूयो भवनं तथा ।
तीव्रसङ्क्लेशविगमात्, सदा निःश्रेयसावहः ॥२८२॥

અર્થ—આમ ગ્રંથી ભેદથી જેમ આનંદ થાય છે, એટલું જ નહિ પણ ફરીથી તેવી ગાંઠ ન બંધાય તેનો પણ આનંદ થાય છે. કારણ એ છે કે ભયંકર કલેશનો નાશ થવાથી સદા શાશ્વતા કલ્યાણને તે ગ્રંથી ભેદી અનુક્રમે પામે છે. ૨૮૨

વિવેચન—અહિંઆ જે આનંદ થાય છે તે એકલા ગ્રંથીનો ભેદ થયો છે તેટલા માટે છે એમજ નથી, પરંતુ ગ્રંથી ભેદ કર્યા પછી જીવાત્માને અપુનર્ભવતા અથવા અપુનર્બંધકતા એટલે ફરીને મહાન કલેશના હેતુભૂત થાય તેવા લાંબા કાળ સુધી નવા નવા જન્મ મરણ રૂપ સંસાર નથી બંધાતો એ પણ આનંદનો હેતુ છે. કારણ કે તેવા પ્રકારના

જીવાત્માને ભયંકર સંસાર સમુદ્રમાંથી જેને જેવા સાધનની જરૂર હોય તેને તેવી રીતના સાધનની પ્રાપ્તિ કરાવીને કોઈ પણ ઉપાય વડે સંસારથી પાર ઉતારૂં, આવી સર્વ દયા કરતાં શ્રેષ્ઠતર ભાવ દયા જેઓમાં વર્તે છે તેજ મહાત્મા પુરૂષો ઉત્તમ બોધ યુક્ત ભાવી તીર્થંકરો જાણવા એટલે સુંદર સમ્યક્ત્વરૂપ ઉત્તમ તત્ત્વ સ્વરૂપનો બોધ જેમને છે તે મહાપુરૂષ પ્રવરોજ ભાવિ અર્હંતો થાય છે તેમ જાણવું. એવા પુરૂષો જ જગતનું કલ્યાણ કરનારા જાણવા. ૨૮૬

હવે તે મહાપુરૂષોમાં કેવા ગુણો છે તે જણાવે છે:—

**करुणादिगुणोपेतः, परार्थव्यसनी सदा ।**
**तथैव चेष्टते धीमान् वर्धमानमहोदयः ॥ २८७ ॥**

અર્થ—કરૂણાદિક ગુણવાળો, હંમેશાં પારકાના કાર્યો કરવાના સ્વભાવવાળો, તેમજ સારી બુદ્ધિવાળા વધતા પુન્યોદયથી, નિત્ય વધતા ભાવવાળો તેવા કાર્યોની નિત્ય પ્રવૃત્તિ કરે છે. ૨૮૭

વિવેચન—અપુનર્બંધક ભાવવાળા કે જેમને સર્વોત્કૃષ્ટ બોધિતત્ત્વનો-સમ્યક્ત્વનો ઉદય થયો છે, તે મહાપુરૂષ ભાવ કરૂણા દયા તથા સત્ય ધર્મ ~~ઉપર~~ પૂર્ણ શ્રદ્ધાવાળો વિગેરે ગુણોવાળો હોય છે. કહ્યું છે કે " अणुकंपो निव्वेओ, संवेगो होइ तहय पसमुत्ति । एएसिं अणुभावा इच्छाणं जहासंखं ॥१॥ સર્વ જીવો ઉપર કરૂણા એટલે દુઃખથી મુક્ત કરવાની ઈચ્છા, નિર્વેદ સંસારના અનુકુળ વા પ્રતિકુળ

લાગતા સર્વ સંબંધો અસારતાવાળા છે, દેવાદિના ભોગો પણ દુઃખના હેતુ રૂપે છે, સર્વ જગતના વિષયભોગો સાચા સુખના કારણ નથી, પરંતુ તે સર્વ ભોગો અવાચ્ય દુઃખનાજ હેતુ થાય છે તેથી તેનો ત્યાગ, તેની ઇચ્છાઓનો ત્યાગ કરવો તેજ મોક્ષનો સર્વ કર્મથી મુક્ત થવાનો એકજ હેતુ છે. આવા પ્રકારના પરિણામ રૂપ સંવેગ જગતના બધા જીવો કર્મવશ હોવાથી તેમના પ્રયત્નથી મારૂં કાંઇ અનિષ્ટ થઇ શકવાનું નથી, તેઓ તેમાં નિમિત્ત બને છે, તે તો મારા કર્મનોજ દોષ છે, આમ વિચારીને તેમના પ્રત્યે ક્રોધાદિનો ત્યાગ કરનારા તે ઉપશમ ભાવવાળા કહેવાય છે. તેવા ગુણોને નિત્ય ધારણ કરનારા, તેમજ અન્ય જીવાત્માના કલ્યાણ માટે, તેમના દુઃખો દૂર કરવા માટે, તેઓના મોક્ષ સુખના લાભ માટે, નિરંતર વ્યવસાયવાળા રહેતા છતા તેવી પ્રવૃત્તિવાળા મહાન બુદ્ધિવંત નિરંતર ગુણોમાં વધતા છતા મહાન પુન્યના ઉદયને પામે છે. ૨૮૭

તે વાત આગળ સિદ્ધ કરતાં જણાવે છે કે—

तत्तत्कल्याणयोगेन, कुर्वन्सत्त्वार्थमेव सः ।
तीर्थकृत्त्वमवाप्नोति, परं सत्त्वार्थसाधनम् ॥ २८८ ॥

અર્થ—તેવા તેવા પ્રકારના સર્વ જીવાત્માને માટે હિતકર કાર્યોને કરતા છતા કરૂણારૂપ યોગથી પોતાના સાધ્ય અર્થની સિદ્ધિ કરતા તે મહાત્મા તીર્થંકરપણાની લક્ષ્મીને પ્રાપ્ત કરનારા થાય છે. ૨૮૮

તેવા પ્રકારની ભવ્યત્વતા વડે સંસારનું સ્વરૂપ બહુ વિચિત્ર છે, એમ ચિંતવન કરે છે. ૨૮૪

**વિવેચન**—ઉપર કહી ગયા તેવા પ્રકારે ગ્રંથી ભેદ કરવાથી જે શુદ્ધ સમ્યગ્દર્શન તે ભવ્યાત્માને થયેલું છે, તેના યોગે ભવ એટલે જન્મ, જરા, મરણ, રોગ, શોક, સંયોગ, વિયોગ વિગેરે અનેક પ્રકારના દુઃખની બહુલતા દેખે છે. તેથી સંસારને નિર્ગુણ એટલે જરા પણ સુખ આનંદ આરોગ્ય રૂપ ગુણ વિનાનો યથા સ્વરૂપે જુવે છે. તે કારણે ઉત્તમ વખાણવા યોગ્ય અધ્યવસાયવંત મહાશય તેવા પ્રકારની ભવ્યત્વતા વડે એટલે નજીકમાં મુક્ત થવા યોગ્ય આત્મ શક્તિનો વિકાશ તેવા પ્રકારનો થવાથી, તે ભિન્નગ્રંથીવાળો મહાશય સંસારના ભાવોની વિચિત્રતાને અતિક્લિષ્ટતા રૂપે ભાવતો છતો આત્મસ્વરૂપને અનુભવમાં ઉતારે છે ૨૮૪

તે વાતને પ્રગટ કરતાં જણાવે છેઃ—

**मोहान्धकारगहने, संसारे दुःखिता बत ।**
**सत्त्वाः परिभ्रमन्त्युच्चैः, सत्यस्मिन्धर्मतेजसि ॥२८५॥**

**અર્થ**—હા! મહાખેદની વાત છે કે અત્યંત સત્ય તેજવાળા ધર્મનું વિદ્યમાનપણું હોવા છતાં પણ જીવાત્માઓ અત્યંત ગહન મોહના અંધારાવાળા સંસારમાં ભમે છે. ૨૮૫

વિવેચન—અહો ભવ્યાત્માઓ! તમો એક આશ્ચર્ય તો જુવો, તે એ છે કે જગતમાં સર્વજ્ઞ વીતરાગ પરમાત્મા દેવોએ સ્વમુખ કમલદ્વારા જે ઉપદેશવડે સમ્યગ્જ્ઞાન પ્રકાશિત

કરેલું છે, તે અત્યંત સંપૂર્ણ સત્ય આગળથી પ્રકાશિત કરેલા ધર્મ સ્વરૂપ અનંત સૂર્યની પ્રભા સમાન સમ્યગ્જ્ઞાનનો પ્રકાશ જગતમાં વ્યાપક હોવાથી, તે જ્ઞાન સૂર્યના પ્રકાશથી સમ્યગ્દર્શનવંત આત્માઓ વડે દેખાય છે, આમ હોવા છતાં જગતમાં જે જીવ અજીવ આદિ પદાર્થો પોતપોતાના અનંત ગુણ તથા પર્યાયને કરતા વિદ્યમાન છે, તેને અનંત જીવાત્માઓ અનાદિ કાલથી મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને અશુભ યોગરૂપ અજ્ઞાનતા રૂપ ભયંકર અંધકારથી જેમનાં વિવેક ચક્ષુ ઉપર પડળ આવેલા છે તે કારણે ઘેરાયેલા અવાચ્ય દુઃખરૂપ મહાસંસાર સમુદ્રમાં વારંવાર નવા નવા જન્મ, મરણ, આધિ, વ્યાધિ, ઉપાધિને ભોગવતા છતા ભમે છે, તે અત્યંત ખેદનો વિષય છે. ૨૮૫

હવે તે જીવાત્માનો ઉદ્ધાર કેવી રીતે થાય ? એવી ભાવના તેમના મનમાં આવે છે તે ભાવી તીર્થંકરો જે વિચાર કરે છે તે જણાવે છે:—

अहमेतानतः कृच्छ्राद्, यथायोगं कथञ्चन ।
अनेनोत्तारयामीति, वरबोधिसमन्वितः ॥ २८६ ॥

અર્થ—હું તે સર્વ જીવોને કોઇ પણ ઉપાય વડે જેમ યોગ્ય લાગે તેમ આ ભયંકર દુઃખમાંથી ઉગારૂં એવી ભાવના જેમને ઉત્તમ બોધિસત્વ પ્રાપ્ત થયેલું છે તે વિચારે છે. ૨૮૬

વિવેચન—હું સંસારના જન્મ મરણ આધિ વ્યાધિના ભયંકર ચક્રાવામાં પડેલા અવાચ્ય દુઃખથી પીડાતા સર્વ

**વિવેચન**—તેવા પ્રકારની જીવાત્માની યોગ્યતા આત્માથી કથંચિત્ અભિન્ન હોવાથી તે યોગ્યતાના ફલરૂપ મોક્ષમાર્ગમાં ગમન થવારૂપ ક્રિયા, તેનું ફલ નિર્જરા, અને અંતે મોક્ષ છે. તે બધા ફલનું કારણ આત્માની યોગ્યતા છે. તે યોગ્યતાથીજ નિમિત્તોની કારણ સામગ્રી પામી તે આત્મા ગ્રંથીભેદ કરે છે. તે વાત જણાવતાં કહે છે કે આત્મા અનાદિ કાલથી રાગ દ્વેષના યોગે આઠ પ્રકારના કર્મદલનો સંગ્રહ કરે છે, તે રાગ દ્વેષરૂપ મોહનીય કર્મના બીજરૂપ કે જે અનંત ભયંકર સંસારમાં અવાચ્ય બહુ કલેશમય દુઃખને આપતા છતા ભમાવે છે, તેવી અત્યંત દુઃખે કરીને ભેદી શકાય તેવી બીજરૂપ અનંત મોહનીય કર્મદલના સમુહરૂપ ગાંઠ છે. તે કઠણ પત્થરના દલથી બનેલા હીમાલય (શૈલરાજ) જેવી અને દુર્બલ જીવાત્માથી અભેદ્ય છે. ભવ્યત્વ સ્વભાવરૂપ યોગ્યતાવાળો મહાપુરૂષ અપૂર્વ કરણરૂપ ભાવ વજ્રવડે તે કર્મબીજ રૂપ ગાંઠને જે સમ્યગ્દર્શનને આવરી લેનાર છે, તેમજ મહાકષાયને ઉપજાવનાર છે, તેને શક્રેન્દ્ર વજ્ર વડે વૈતાઢ્ય શૈલરાજની શિલાદિને ભેદે છે, તેમ ગાંઠને ભેદે છે. તે કર્મગાંઠને ભેદવાથી આત્માને કોઈ પણ વખત નથી થયેલો એવો મહાન સત્યતાવાળો અપૂર્વ આનંદ થાય છે. તેમજ તત્ત્વશ્રદ્ધામય એટલે સમ્યગ્જ્ઞાન દર્શનનો અનુભવ પારમાર્થિક રૂપે પ્રગટે છે. સર્વ જીવોને ઉપકાર કરવા પ્રેરણા થાય છે, જેમકે કોઈક મનુષ્ય કોઢ, જ્વર, ક્ષય આદિ મહાવ્યાધિથી ઘણા કાળથી અત્યંત પીડાતો હોય અને મુંઝવણ થતી હોય, તેવા રોગી આત્માને રોગનો ઉપાય હાથ આવતો ન હોય તેવા

અવસરમાં તે પુરૂષના પુન્યના બળથી પરમ વૈદ્યની નજરે ચઢી ગયો હોય, તો તે વૈદ્ય પણ અત્યંત કરૂણાવંત હોવાથી તે જીવને રોગમાંથી ઉગારવા માટે શ્રેષ્ઠ ઔષધ રૂપ કવાથ (ઉકાળો) તથા કાષ્ટાદિક ચૂર્ણ અથવા મહાન રસાયનાદિ ઔષધ તેના યોગ્ય અનુમાન સાથે આપે અને તેનું પાન કરતો રોગી રોગથી મુકત થાય છે, ત્યારે તે રોગી પણ અપૂર્વ આનંદનો અનુભવ કરે છે, તેમ ગ્રંથી ભેદીને સમ્યગ્દર્શનને પામેલા આત્માને અકલ્પનીય પરમ આનંદનો અનુભવ થાય છે. ૨૮૦–૨૮૧

હવે ગ્રંથીભેદ એટલે શું? તે જણાવે છે—

भेदोऽपि चास्य विज्ञेयो, न भूयो भवनं तथा ।
तीव्रसङ्क्लेशविगमात्, सदा निःश्रेयसावहः ॥२८२॥

અર્થ—આમ ગ્રંથી ભેદથી જેમ આનંદ થાય છે, એટલું જ નહિ પણ ફરીથી તેવી ગાંઠ ન બંધાય તેનો પણ આનંદ થાય છે. કારણ એ છે કે ભયંકર કલેશનો નાશ થવાથી સદા શાશ્વતા કલ્યાણને તે ગ્રંથી ભેદી અનુક્રમે પામે છે. ૨૮૨

વિવેચન—અહિંઆ જે આનંદ થાય છે તે એકલા ગ્રંથીનો ભેદ થયો છે તેટલા માટે છે એમજ નથી, પરંતુ ગ્રંથી ભેદ કર્યા પછી જીવાત્માને અપુનર્ભવતા અથવા અપુનર્બંધકતા એટલે ફરીને મહાન કલેશના હેતુભૂત થાય તેવા લાંબા કાળ સુધી નવા નવા જન્મ મરણ રૂપ સંસાર નથી બંધાતો એ પણ આનંદનો હેતુ છે. કારણ કે તેવા પ્રકારના

તીવ્ર ભયંકર કષાયોનો નાશ પ્રાયઃ ગ્રંથીભેદથી થાય છે, ફરીને તેવા દુઃખદાયી કર્મકલેશ હેતુને નથી ઉપજાવતો, તેમજ ગ્રંથી ભેદ સર્વદા મોક્ષ માર્ગમાં એટલે સમ્યગ્જ્ઞાન દર્શન ચારિત્રરૂપ સંયમ માર્ગનો પણ અવશ્ય હેતુ થાય છે. એટલે મોક્ષનો હેતુ થાય છે, તે પણ આનંદનું કારણ છે. ૨૮૨

આ માટે બીજો પ્રમાણમય અભિપ્રાય પણ જણાવે છેઃ—

**जात्यन्धस्य यथा पुंसश्चक्षुर्लाभे शुभोदये ।**
**सद्दर्शनं तथैवास्य, ग्रन्थिभेदेऽपरे जगुः ॥ २८३ ॥**

અર્થ—જેમ જન્મથી અંધ પુરૂષને શુભ પુન્યોદયથી ચક્ષુના લાભથી તથા જગતના પદાર્થોને જોવાથી જે લાભ થાય તેનો આનંદ થાય છે; તેમ ગ્રંથી ભેદીને સમ્યગ્દર્શન મળવાથી મોક્ષમાર્ગની સમજણ પડવાથી અપૂર્વ આનંદ થાય છે. ૨૮૩

વિવેચન—જે પુરૂષ અશુભ કર્મના ઉદયથી જન્મ સમયથી અંધ થયેલો હોય, અથવા અંધત્વ જન્મ સાથેજ આવેલું હોય, તે કારણે જગતમાં કૃષ્ણ, રક્ત, શ્વેત વિગેરે રૂપ દેખવા જાણવા રૂપ જ્ઞાનનો અભાવ હોય છે. તેથી સામે મિત્ર વા શત્રુ આવ્યો હોય તેનો સત્કાર કે સામનો નથી કરી શકતો, એ કારણે તેને બહુ દુઃખ ભોગવવું પડે છે. આવા પુરૂષને જ્યારે શુભ પુન્યનો ઉદય થાય, ત્યારે કુશલ વૈદ્યના ઓષધયોગે તે પડદો ઉઘડી જાય છે, ચક્ષુ કમલ પુષ્પની પેઠે વિકસ્વર બને છે, તે ચક્ષુની દર્શન શક્તિ

વડે જગતના સર્વ પદાર્થોનો બોધ. થાય છે. તેથી જેમ અપૂર્વ આનંદ થાય છે. તેમજ વળી પૂર્વ ભવમાં અનુભવેલા પદાર્થોના અવબોધથી જાતિસ્મૃતિ જ્ઞાન પણ થાય, તે પણ કદાચિત સમ્યક્ત્વના લાભમાં પણ હેતુ થાય છે. તેવીજ રીતે જીવાત્મા જે પૂર્વે અનાદિ કાલથી મિથ્યાત્વવંત પુરૂષ છે, તેને શુભ પુંન્યાનુબંધી પુન્યના ઉદયથી, સદ્ગુરૂનો સંયોગ થવાથી સદ્બોધ થવા વડે યથાપ્રવૃત્તિ કરણ કરી અપૂર્વ કરણના બલવડે ભયંકર સંસારના બીજરૂપ રાગ-દ્રેષમય મોહનીય કર્મની કઠણ ગ્રંથીનો ભેદ કરવાથી પૂર્વે જે સમ્યગ્જ્ઞાનના અભાવે ભવભ્રમણનો ભય હતો તે નષ્ટ થયો, કારણ કે ગ્રંથી ભેદથી સમ્યગ્દર્શન તથા જ્ઞાન વડે જગતમાં વિદ્યમાન સત્ય પદાર્થોના સ્વરૂપ સ્વભાવના યથાર્થ જ્ઞાનપૂર્વકની પૂર્ણ શ્રદ્ધા, દેવ ગુરૂ ધર્મનો સાચો અવબોધ થયો, એટલે તે મહાશય અપુનર્બંધક ભાવને ભજનારો થયો, તે પણ આનંદનો હેતુ છે. આ પ્રમાણે ગ્રંથી ભેદથી બહુ લાભ જીવોને થાય છે એમ અન્ય યોગી પુરૂષોનો મત છે. ૨૮૩

તે કારણે આગળ અપુનર્બંધકની સ્થિતિ વિશેષ જણાવે છેઃ—

अनेन भवनैर्गुण्यं, सम्यग्विक्ष्य महाशयः ।
तथाभव्यत्वयोगेन, विचित्रं चिन्तयत्यसौ ॥ २८४ ॥

અર્થ—આવી રીતે ગ્રંથી ભેદ થવાથી જીવાત્મા સંસારમાં નિર્ગુણતા અસારતા દેખે છે તેમજ તે મહાશય

તેવા પ્રકારની ભવ્યત્વતા વડે સંસારનું સ્વરૂપ બહુ વિચિત્ર છે, એમ ચિંતવન કરે છે. ૨૮૪

વિવેચન—ઉપર કહી ગયા તેવા પ્રકારે ગ્રંથી ભેદ કરવાથી જે શુદ્ધ સમ્યગ્દર્શન તે ભવ્યાત્માને થયેલું છે, તેના યોગે ભવ એટલે જન્મ, જરા, મરણ, રોગ, શોક, સંયોગ, વિયોગ વિગેરે અનેક પ્રકારના દુઃખની બહુલતા દેખે છે. તેથી સંસારને નિર્ગુણ એટલે જરા પણ સુખ આનંદ આરોગ્ય રૂપ ગુણ વિનાનો યથા સ્વરૂપે જુવે છે. તે કારણે ઉત્તમ વખાણવા યોગ્ય અધ્યવસાયવંત મહાશય તેવા પ્રકારની ભવ્યત્વતા વડે એટલે નજીકમાં મુક્ત થવા યોગ્ય આત્મ શકિતનો વિકાશ તેવા પ્રકારનો થવાથી, તે ભિન્નગ્રંથીવાળો મહાશય સંસારના ભાવોની વિચિત્રતાને અતિકિલષ્ટતા રૂપે ભાવતો છતો આત્મસ્વરૂપને અનુભવમાં ઉતારે છે ૨૮૪

તે વાતને પ્રગટ કરતાં જણાવે છે:—

**मोहान्धकारगहने, संसारे दुःखिता बत ।**
**सत्त्वाः परिभ्रमन्त्युच्चैः, सत्यस्मिन्धर्मतेजसि ॥२८५॥**

અર્થ—હા! મહાખેદની વાત છે કે અત્યંત સત્ય તેજવાળા ધર્મનું વિદ્યમાનપણું હોવા છતાં પણ જીવાત્માઓ અત્યંત ગહન મોહના અંધારાવાળા સંસારમાં ભમે છે ૨૮૫

વિવેચન—અહો ભવ્યાત્માઓ! તમો એક આશ્ચર્ય તો જુવો, તે એ છે કે જગતમાં સર્વજ્ઞ વીતરાગ પરમાત્મા દેવોએ સ્વમુખ કમલદ્વારા જે ઉપદેશવડે સમ્યગ્જ્ઞાન પ્રકાશિત

કરેલું છે, તે અત્યંત સંપૂર્ણ સત્ય આગળથી પ્રકાશિત કરેલા ધર્મ સ્વરૂપ અનંત સૂર્યની પ્રભા સમાન સમ્યગૂજ્ઞાનનો પ્રકાશ જગતમાં વ્યાપક હોવાથી, તે જ્ઞાન સૂર્યના પ્રકાશથી સમ્યગૂદર્શનવંત આત્માઓ વડે દેખાય છે, આમ હોવા છતાં જગતમાં જે જીવ અજીવ આદિ પદાર્થો પોતપોતાના અનંત ગુણ તથા પર્યાયને કરતા વિદ્યમાન છે, તેને અનંત જીવાત્માઓ અનાદિ કાલથી મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને અશુભ યોગરૂપ અજ્ઞાનતા રૂપ ભયંકર અંધકારથી જેમનાં વિવેક ચક્ષુ ઉપર પડળ આવેલા છે તે કારણે ઘેરાયેલા અવાચ્ય દુઃખરૂપ મહાસંસાર સમુદ્રમાં વારંવાર નવા નવા જન્મ, મરણ, આધિ, વ્યાધિ, ઉપાધિને ભોગવતા છતા ભમે છે, તે અત્યંત ખેદનો વિષય છે. ૨૮૫

હવે તે જીવાત્માનો ઉદ્ધાર કેવી રીતે થાય? એવી ભાવના તેમના મનમાં આવે છે તે ભાવી તીર્થંકરો જે વિચાર કરે છે તે જણાવે છેઃ—

**अहमेतानतः कृच्छ्राद्, यथायोगं कथञ्चन ।**
**अनेनोत्तारयामीति, वरबोधिसमन्वितः ॥ २८६ ॥**

અર્થ—હું તે સર્વ જીવોને કોઇ પણ ઉપાય વડે જેમ યોગ્ય લાગે તેમ આ ભયંકર દુઃખમાંથી ઉગારૂં એવી ભાવના જેમને ઉત્તમ બોધિસત્ત્વ પ્રાપ્ત થયેલું છે તે વિચારે છે. ૨૮૬

વિવેચન—હું સંસારના જન્મ મરણ આધિ વ્યાધિના ભયંકર ચકાવામાં પડેલા અવાચ્ય દુઃખથી પીડાતા સર્વ

જીવાત્માને ભયંકર સંસાર સમુદ્રમાંથી જેને જેવા સાધનની જરૂર હોય તેને તેવી રીતના સાધનની પ્રાપ્તિ કરાવીને કોઈ પણ ઉપાય વડે સંસારથી પાર ઉતારૂં, આવી સર્વ દયા કરતાં શ્રેષ્ઠતર ભાવ દયા જેઓમાં વર્તે છે તેજ મહાત્મા પુરૂષો ઉત્તમ બોધ યુકત ભાવી તીર્થંકરો જાણવા એટલે સુંદર સમ્યકત્વરૂપ ઉત્તમ તત્ત્વ સ્વરૂપનો બોધ જેમને છે તે મહાપુરૂષ પ્રવરોજ ભાવિ અર્હંતો થાય છે તેમ જાણવું. એવા પુરૂષો જ જગતનું કલ્યાણ કરનારા જાણવા. ૨૮૬

હવે તે મહાપુરૂષોમાં કેવા ગુણો છે તે જણાવે છેઃ—

करुणादिगुणोपेतः, परार्थव्यसनी सदा ।
तथैव चेष्टते धीमान् वर्धमानमहोदयः ॥ २८७ ॥

અર્થ—કરૂણાદિક ગુણવાળો, હંમેશાં પારકાના કાર્યો કરવાના સ્વભાવવાળો, તેમજ સારી બુદ્ધિવાળા વધતા પુન્યોદયથી નિત્ય વધતા ભાવવાળો તેવા કાર્યોની નિત્ય પ્રવૃત્તિ કરે છે. ૨૮૭

વિવેચન—અપુનર્બંધક ભાવવાળા કે જેમને સર્વોત્કૃષ્ટ બોધિતત્ત્વનો–સમ્યક્ત્વનો ઉદય થયો છે, તે મહાપુરૂષ ભાવ કરૂણા દયા તથા સત્ય ધર્મ ~~ઉપર~~ પૂર્ણ શ્રદ્ધાવાળો વિગેરે ગુણોવાળો હોય છે. કહ્યું છે કે "अणुकंपो निव्वेओ, संवेगो होइ तहय पसमुत्ति। एएसिं अणुभावा इच्छाणं जहासंखं ॥१॥ સર્વ જીવો ઉપર કરૂણા એટલે દુઃખથી મુકત કરવાની ઈચ્છા, નિર્વેદ સંસારના અનુકુળ વા પ્રતિકુળ

લાગતા સર્વ સંબંધો અસારતાવાળા છે, દેવાદિના ભોગો પણ દુઃખના હેતુ રૂપે છે, સર્વ જગતના વિષયભોગો સાચા સુખના કારણ નથી, પરંતુ તે સર્વ ભોગો અવાચ્ય દુ.ખનાજ હેતુ થાય છે તેથી તેનો ત્યાગ, તેની ઇચ્છાઓનો ત્યાગ કરવો તેજ મોક્ષનો સર્વ કર્મથી મુક્ત થવાનો એકજ હેતુ છે. આવા પ્રકારના પરિણામ રૂપ સંવેગ જગતના બધા જીવો કર્મવશ હોવાથી તેમના પ્રયત્નથી મારૂં કાંઇ અનિષ્ટ થઇ શકવાનું નથી, તેઓ તેમાં નિમિત્ત બને છે, તે તો મારા કર્મનોજ દોષ છે, આમ વિચારીને તેમના પ્રત્યે ક્રોધાદિનો ત્યાગ કરનારા તે ઉપશમ ભાવવાળા કહેવાય છે. તેવા ગુણોને નિત્ય ધારણ કરનારા, તેમજ અન્ય જીવાત્માના કલ્યાણ માટે, તેમના દુઃખો દૂર કરવા માટે, તેઓના મોક્ષ સુખના લાભ માટે, નિરંતર વ્યવસાયવાળા રહેતા છતા તેવી પ્રવૃત્તિવાળા મહાન બુદ્ધિવંત નિરંતર ગુણોમાં વધતા છતા મહાન પુન્યના ઉદયને પામે છે. ૨૮૭

તે વાત આગળ સિદ્ધ કરતાં જણાવે છે કે—

तत्तत्कल्याणयोगेन, कुर्वन्सत्त्वार्थमेव सः ।
तीर्थकृत्त्वमवाप्नोति, परं सत्त्वार्थसाधनम् ॥ २८८ ॥

અર્થ—તેવા તેવા પ્રકારના સર્વ જીવાત્માને માટે હિતકર કાર્યોને કરતા છતા કરૂણારૂપ યોગથી પોતાના સાધ્ય અર્થની સિદ્ધિ કરતા તે મહાત્મા તીર્થંકરપણાની લક્ષ્મીને પ્રાપ્ત કરનારા થાય છે. ૨૮૮

વિવેચન—તેવી તેવી કલ્યાણના હેતુમય ક્રિયાઓ કરવા વડે એટલે પરમ શુદ્ધ વીતરાગ પ્રણીત આગમ-પ્રવચનને ભણવા વડે, ભણાવવા વડે, શુદ્ધ શ્રદ્ધાથી યુક્ત અપ્રમાદ ભાવે, સચ્ચારિત્રના પાળવાથી ઉપજેલી જે અતિશય પ્રવચન વ્યાખ્યાન શક્તિની અતિશયતા વડે ધર્મ કથા કરીને લોકોને મોક્ષમાર્ગમાં જોડતા, સમ્યગ્જ્ઞાન દર્શન ચારિત્રની આરાધના કરાવતા, શુદ્ધ પ્રમાણિક નિમિત્તમય ધર્મયોગના વ્યાપાર વડે જગતના જીવોને મોક્ષના બીજરૂપ સમ્યક્ત્વમાં સ્થાપન કરતા, સ્વમાન. પૂજા, ખ્યાતિની ઇચ્છા-વિના પ્રશસ્ત શ્રેષ્ઠ ભાવવડે તે મહાત્મા વર બોધિલાભરૂપ તીર્થંકરપણાની લક્ષ્મીને પ્રાપ્ત કરાવનારૂં મહાન પુન્ય પ્રાપ્ત કરે છે. અને તે અપૂર્વ શક્તિ વડે સર્વ ભવ્યાત્માને પરમ ઉપકારક વરબોધિ પ્રગટ થાય છે. ૨૮૮

તેમજ બીજી વાત પણ જણાવે છે:—

चिन्तयत्येवमेवैतत्, स्वजनादिगतं तु यः ।
तथानुष्ठानतः सोऽपि, धीमान् गणधरो भवेत् ॥२८९॥

અર્થ—સ્વકુટુંબી સ્વજનને દુઃખથી મુક્ત કરવા, કરાવવાની વિચારણા કરતો છતો તેવા પ્રકારે જે ધર્મનું આચરણ કરે છે તે તેવા પ્રકારની સારી બુદ્ધિવાળા ગણધર થાય છે. ૨૮૯

વિવેચન—પૂર્વે જણાવેલા સુંદર ભાવયુક્ત તે પરમ શ્રેષ્ઠ બુદ્ધિવંત સ્વજન, કુટુંબ, ગ્રામ, નગર, દેશ, મિત્ર

આદિ વિશેષ પ્રકારના વિભાગને લક્ષ્ય કરી સંસાર સમુદ્રથી તારવાની ભાવના કરનારો સુંદર સમ્યક્ત્વવંત આત્મા, તેવા પ્રકારના અનુષ્ઠાનો તપ, જપ, સ્વાધ્યાય કરતો અને અન્યોને કરાવતો, મહાન પરોપકાર કરતો છતો ગણધરત્વ–તીર્થંકરના મુખ્ય શિષ્યરૂપે થઇને દેવ, દાનવ, મનુષ્ય આદિથી પૂજાતા, વંદાતા, દ્વાદશાંગીની રચનાવડે જગતને મહાન ઉપકાર કરનારા થાય છે. ૨૮૯

તેમજ વિશેષ જણાવતાં કહે છેઃ—

**संविग्नो भवनिर्वेदा–दात्मनिःसरणं तु यः ।**
**आत्मार्थसम्प्रवृत्तोऽसौ, सदा स्यान्मुण्डकेवली ॥२९०॥**

અર્થ—ભવથી વૈરાગ્ય–નિર્વેદ-પામીને, જીવને કોઇનું શરણુ નથી એમ જાણીને, પોતાના હિત માટે, ઇંદ્રિય તથા મનનો સંયમ કરતો છતો, સ્વરૂપમાં રમતો, જીવાત્મા મુંડવા મુંડકેવળી થાય છે, અને મોક્ષ દશાને પામે છે. ૨૯૦

વિવેચન—દશ પ્રકારના યતિધર્મમાં પ્રવૃતિ કરતો, હિંસા, ચોરી, અસત્ય, મૈથુન, પરિગ્રહનો ત્યાગ કરતો, વીતરાગના ધર્મોપદેશમાં પૂર્ણ શ્રદ્ધા રાખીને મોક્ષાર્થે પ્રવૃત્તિ કરનારો આત્મા સંવિગ્ન કહેવાય છે. કહ્યું છે કે "तथ्ये धर्मे ध्वस्तहिंसाप्रबन्धे, देवे रागद्वेषमोहादिमुक्ते ।
साधौ सर्वग्रन्थसन्दर्भहिने, संवेगोऽसौ निश्चलो योऽनुरागः ॥१॥
સંવિગ્નતાનુ લક્ષણુ જણાવતા કહે છે કે જે ધર્મમાં હિંસા, અસત્ય, ચોરી, મૈથુન, પરિગ્રહને ત્યાગવા યોગ્ય છે એવો

તથ્ય-સત્ય ઉપદેશ દેવાય છે, અને વીતરાગે કહેલાં તત્ત્વમય અનુષ્ઠાનરૂપ ધર્મનો ઉપદેશ અપાયેલો છે, તે ધર્મમાં અનુરાગ એટલે પ્રીતિ કરવી. રાગ, દ્વેષ, મોહ, માયા, કામ, ક્રોધ, અહંકાર, લોભ, અજ્ઞાનતા, મિથ્યાત્વ વિગેરે દોષોના નાશ કરનારા સર્વજ્ઞ દેવ છે માટે તેમના ઉપર પ્રેમભક્તિ રૂપ અનુરાગ કરવો તથા સર્વ પરિગ્રહની મમતાનો ત્યાગ કરનારા, સત્ય વીતરાગ કથિત ધર્મનો ઉપદેશ આપનારા, સુસાધુ પ્રત્યે ગુરૂતા બુદ્ધિ ધરનારા, તથા સર્વજ્ઞ વીતરાગ દેવે કહેલા ધર્મ પ્રત્યે સાચી શ્રદ્ધા એમ સુંદર તત્ત્વમયી ઉપર નિશ્ચયતા પૂર્વક જે દૃઢ રાગ કરવો તે સંવેગ કહેવાય છે. તે સંવેગવંત તેજ સંવિગ્ન આત્મા ભવ-સંસારને ગુણ વિનાનો જાણે છે. કારણ કે દેવ, નારક, તિર્યંચના ભવની પરંપરા જીવોને દુઃખકારક અવશ્ય લાગે છે. તે કારણે તે સંસાર ઉપરથી જેનો પ્રેમ ઉઠી ગયો છે તે નિર્વેદી કહેવાય છે. તે ભવ નિર્વેદથી સંસાર અસાર જાણવાથી તેમાં રખડતા આત્માને ધર્મ વિના કોઈ આશરો નથી, એટલે જન્મ, જરા, મરણ, રોગ, શોક, હનન, દહન વિગેરે ભયંકર દુઃખ વેદનાને લીધે બળીને મહાપીડા પામતા, પોતાના આત્માને તે દુઃખ સમુદ્રથી મુક્ત કરવા વિચાર કરે, તે અર્થે યોગ્ય ધર્મનાં અનુષ્ઠાન; જપ, સ્વાધ્યાય, ધ્યાન કરે, એમ એકલો પોતાનાજ માટે સમ્યક્પ્રકારે પ્રવૃત્તિ કરતો, મન વચન કાયાની એકાગ્રતા કરવામાં સદા પ્રવૃત્તિ કરનારો.

આત્મા દ્રવ્યથી પાંચ મહાવ્રત, અને કેશમુંડનથી દ્રવ્યમુંડ થાય છે. અને ક્રોધ, માન, માયા, લોભ, કામ, મિથ્યાત્વનો ત્યાગ કરી ભાવમુંડ થાય છે. તેવો આત્મા શુકલ ધ્યાનવડે

સ્વ-સ્વરૂપને ભાવતો કેવળજ્ઞાન દર્શનને પ્રાપ્ત કરે છે, તે અન્યને ઉપકારક નથી થતા, કારણ કે વિશેષ અતિશય વિનાના હોવાથી, તથા શિષ્ય સમુદાય નથી હોતો તેથી મુંડ કેવળી ઉપદેશ દાનનો પણ અતિશય ન હોવાથી મૂક કેવળી કહેવાય છે. તેનું દૃષ્ટાંત જાણવા પીઠ, મહાપીઠ એ બે સાધુનું જીવન શાસ્ત્રમાંથી જોવું યોગ્ય છે ૨૯૦

અહિંઆં વિચિત્ર ચિંતાની પ્રવૃત્તિ હોય, તેમાં તેવા પ્રકારની ભવિતવ્યતા હેતુ હોય છે તે જણાવે છેઃ—

**तथाभव्यत्वतश्चित्र–निमित्तोपनिपाततः ।**
**एवं चिन्तादिसिद्धिश्च, सन्न्यायागमसङ्गता ॥ २९१ ॥**

**અર્થ**—તેવા પ્રકારની ભવિતવ્યતાના યોગે અને વિચિત્ર નિમિત્તની પ્રાપ્તિઓ વડે આત્માઓને તેવા પ્રકારના વિચારો પ્રગટે છે, તે કારણે એવા ન્યાયથી યુક્ત છે તેમ આગમમાં પણ તેની સિદ્ધિ તેવી જણાવેલી છે. ૨૯૧

**વિવેચન**—આમ જગતમાં મોક્ષનો એક માર્ગ સાધનારા અનેક જીવાત્માઓમાં જેઓને જેવી ભવિતવ્યતા હોય, તેવા પ્રકારના શુભ વા શુદ્ધ અનુષ્ઠાનો કરતાં છતાં આશ્ચર્યકારી જુદા જુદા નિમિત્તો વડે તેવા ફલની પ્રાપ્તિ થાય છે. કોઇ આત્મા તીર્થંકર થાય, કોઇ ગણધર થાય, કોઈ સામન્ય કેવળી થાય છે, અને સામાન્ય શિષ્યોના પરિવારથી યુક્ત થઇ જગતમાં વિચરતા ઉપદેશ આપીને મોક્ષ માર્ગમાં પ્રવૃત્તિ કરાવે છે. કોઇ મૂક કેવળી થાય છે, કોઇ અંતકૃત કેવળી થાય છે, આમ વિચિત્ર તત્વો પ્રગટ થવામાં તે

જીવાત્માઓને તેવા પ્રકારના કાલ, નિયતિ, સ્વભાવ ભાવી-ભાવ, કર્મ, પુરૂષાર્થ કારણો રૂપ સમવાય પંચક તેવી યોગ્યતાને અનુસારે પ્રાપ્ત થાય છે, અને પૂર્વે જણાવ્યા પ્રમાણે ચિંતા–ભાવના અનુષ્ઠાન પણ તેવા પ્રકારના થાય છે. કહ્યું છે કે—

"न हि कारणवैचित्र्यमंतरेण कार्यवैचित्र्यं लोकशास्त्रयोः क्वचित्केनापि प्रतिपन्नमस्ति"

કોઈ પણ કારણો–સાધનોની વિચિત્રતા વિના કાર્યોની વિચિત્રતાનો સંભવ નથી, એમ લૌકિક તથા સમ્યગ્ જૈન આગમ–શાસ્ત્રોએ પ્રમાણ પૂર્વક જણાવ્યું છે, એટલે ઉપર કહી તે વાત ન્યાય પૂર્વક આગમમાં પણ યથાર્થરૂપે ઘટે છે. તેથી એમ નિશ્ચય માનવો કે ચિંતાદિક એટલે ભાવના વિશેષની વિચિત્રતાની પ્રાપ્તિ જીવાત્માને તેવી ભવિતવ્યતાના યોગે તેવા વિચિત્ર નિમિત્તો વડે થાય છે. તેથી ભવિતવ્યતાની વિચિત્રતા વિના અન્ય મુખ્ય કારણ ઘટતું નથી. ૨૯૧

એ વાતને પૂર્ણ કરતાં જણાવે છે કેઃ—

एवं कालादिभेदेन, बीजसिध्ध्यादिसंस्थितिः ।
सामग्र्यपेक्षया न्याया–दन्यथा नोपपद्यते ॥ २९२ ॥

અર્થ—એ પ્રકારે કાલાદિ કારણોના ભેદની વિચિત્રતાથી ફલની વિચિત્રતા આવે છે, તેમ જીવાત્માઓને પણ નિમિત્ત યોગ્ય બીજાદિ સિદ્ધિઓ સામગ્રીની અપેક્ષાએ પ્રાપ્ત

થાય છે, એ વાત ન્યાયપૂર્વકની જ છે. તે વિના બીજી રીતે સિદ્ધ થતી નથી. ૨૯૨

વિવેચન—પૂર્વે જણાવેલ રીતે તેવા પ્રકારની કાલ, ક્ષેત્ર, દ્રવ્ય, ભાવ આદિની વિચિત્ર સ્વરૂપવાળી નિમિત્ત તથા ઉપાદાન કારણરૂપ અનુકુલ સામગ્રી વિશેષને અનુસારે બીજસિદ્ધિ એટલે સમ્યગ્‌દર્શન, જ્ઞાન, ચારિત્ર, સાતા, અસાતા, પ્રભાવના, આદેયતા, ચક્રિત્વ, રાજ્યત્વ, ભોગીત્વ વિગેરેની સ્થિતિ પ્રાપ્ત થાય છે. તેમજ તેવા પ્રકારની ચમત્કારિક સિદ્ધિઓ અને લબ્ધિઓ તેમજ તેવા પ્રકારની વિચિત્ર બીજ રૂપ સામગ્રીનો યોગ પણ ભવિતવ્યતાને અનુસારે મળે છે. તેમજ તેવા પ્રકારના સદ્‌ગુરૂઓનો સહકાર પણ તે ભવિતવ્યતાને અનુસારે મળે છે. તે વાત ન્યાય યુક્ત છે. એટલે સદ્‌યુક્તિયુક્ત છે. તે કારણ જો અન્યથા રૂપે હોય તો તેવા પ્રકારે કેવી રીતે બને ? એટલે જેને ભાવી ભાવ કહેવાય છે તે ભવ્યત્વ વા ભવિતવ્યતા જાણવી. તે ભવિતવ્યતાની વિચિત્રતાને ન માનીએ તો બીજી રીતે તેવા કાર્યો બનવાનો સંભવ સિદ્ધ થતો નથી. માટે જે જે સિદ્ધિઓ શક્તિઓ ભવ્યાત્માઓને પ્રગટ થાય છે, તેવા પ્રકારની ભવિતવ્યતાના યોગે, તેવા નિમિત્ત કારણોના સહકારને મેળવીને અવશ્ય બને છે એમ માનવું. ૨૯૨

હવે તેવા પ્રકારના હેતુને સિદ્ધ કરનારા ન્યાય વચનોને સ્મરણ કરતાં પૂજ્ય જણાવે છેઃ—

तत्तत्स्वभावता चित्रा, तदन्यापेक्षणी तथा ।
सर्वाभ्युपगमव्याप्त्या, न्यायश्चात्र निदर्शितः ॥२९३॥

અર્થ—જે જે કાર્ય બને છે તેમાં તે તે વસ્તુઓના સ્વભાવની વિશેષ પ્રકારની વિચિત્રતા એક હેતુરૂપ છે, તેમજ તેવા તેવા બીજા નિમિત્તોની પણ અપેક્ષા તે કાર્યો રાખે છે, તેથી સર્વ કાર્યો તેવા પ્રકારની સામગ્રીઓથી વ્યાપક હોય છે, એમ સ્વીકાર કરવો. તેવો ન્યાય હવે આ ગ્રંથમાં દેખાડવામાં આવે છે. ૨૯૩

વિવેચન—તે તે આત્માઓ વડે જે જે, વિચિત્રતા થવાની હોય છે તેને અનુકુલ તે આત્મામાં સ્વભાવ સત્તારૂપે રહેલો છે, તેમજ તેઓને તેવા પ્રકારની કાલ, દેશ, ગુરૂ સહાયક વિગેરે જુદા જુદા પ્રકારના સ્વભાવવાલી કારણોની સામગ્રીઓ મળવાની અપેક્ષા પણ હોય છે. એમ એક બીજા કારણોનો પરસ્પર સંબંધ પણ તેવા તેવા થતા કાર્યોમાં અપેક્ષવા યોગ્ય હોય છે. તે પ્રકારે વિશેષ રૂપે સર્વ કાર્યોમાં તેવા તેવા પ્રકારની અનુકુલતાવાલી સામગ્રીનો સંયોગ હોય છે, એમ આપણે અવશ્ય માનવું જોઇએ, કારણ એ છે કે તે સહકારી કારણો કાર્યને વ્યાપીને અવશ્ય રહેલા હોય છે, એમ તો નજ માનવું કે અમુક કાર્યોમાં તે સામગ્રીની અપેક્ષા રહે છે અને અમુકમાં નથી. જેમકે જે બીજથી સહકાર (આંબો) ઉગવાનો હોય તે બીજને તેવા પ્રકારના પાણી, વાયુ, જમીન, ઋતુ વિગેરે અનુકુલ સામગ્રીનો સહકાર મળ્યે અવશ્ય વૃક્ષ અને તેના ફલની સિદ્ધતા રહેલી છે. તેમજ તે ન્યાયે જે જે કાર્યો જે જે આત્મા વિશેષથી થવા યોગ્ય હોય તેને તેવા પ્રકારની સર્વ સામગ્રીનો સહકાર મળે છે. તેનાથી થતા કાર્યોમાં આત્મા ઉપાદાન હેતુતાને પામે છે. તે

વાત પૂર્વે (૮૨) બ્યાસીમા શ્લોકમાં જણાવી છે. તે પ્રમાણે તે તે કાર્યોમાં તેના ઉપાદાન નિમિત્ત કારણોની વિચિત્રતા માનવી તે ન્યાય એટલે નીતિ યુકતજ છે, એ પરમાર્થ જાણવો. ૨૯૩

અહિંઆં અન્ય પંડિતોના અભિપ્રાયો જણાવતા કહે છે કેઃ—

अधिमुक्त्याशयस्थैर्य–विशेषवदिहापरैः ।
इष्यते सदनुष्ठानं, हेतुरत्रैव वस्तुनि ॥ २९४ ॥

અર્થ—મુક્તિમાં ગમન થાય તેવા શુભ વા શુદ્ધ અધ્યવસાયમાં જેટલા અંશે વિશેષ પ્રકારની સ્થિરતા થાય અને તે ધ્યેયને સમ્યક્ પ્રકારે લક્ષ્ય કરીને ક્રિયા અનુષ્ઠાનો કરાય, તે મોક્ષનો હેતુ થાય છે. એમ અન્ય મતવાળાઓ પણ માને છે. ૨૯૪

વિવેચન—અધિમુકિત એટલે આત્મા સર્વ કર્મ બંધનથી મુકત થાય, પરમાનંદનો ભોકતા થાય, એવા પ્રકારના અધ્યવસાયથી યુકત સંપૂર્ણ શ્રદ્ધાયુકત થયેલો આત્મા સર્વ પ્રકારના બાહ્ય સંકલ્પ વિકલ્પ વિના મનમાં સ્થિરતા લાવીને સંસારના કલેશના હેતુઓ વિદ્યમાન હોવા છતાં પણ ઉદ્વેગ, વિષાદ આદિ દોષોના કારણો આડા આવે તો પણ જરા પણ શ્રદ્ધામાં ફેર ન પડે, તેમજ વિષયભોગના, દેવત્વ, ચક્રિત્વ આદિ ભોગના પ્રલોભનો આવે, લબ્ધિ સિદ્ધિઓની બાહ્ય શકિતઓના પ્રલોભનો આવે તો પણ મુંઝાય નહિ, એટલે

બાહ્ય સિદ્ધિઓમાં લોભાય નહિ, આમ વિશેષ પ્રકારનું અતિશયવાળું શ્રદ્ધામય સ્થિરત્વ જે મહાત્મામાં હોય છે તે અધિમુક્તાશયવાલો કહેવાય. તેવા આશયવાલામાં સ્થિરતાવાલો મુમુક્ષુ સમજવો. આ પ્રમાણે યોગતત્ત્વના વિચારક અન્યમત-વાલા એટલે સાંખ્ય યોગદર્શનવાલા મહાપંડિતો કહે છે. કારણકે તેવા પ્રકારના સ્થિરતાવાલા જ મુક્તિની શ્રદ્ધાવાલા હોય છે, તેવા આત્માઓ મનવચન કાયાની શુદ્ધતા પૂર્વક સારા પ્રકારના અનુષ્ઠાનોની પ્રવૃત્તિ કરે છે, એટલે યમ, નિયમ, વ્રત પચ્ચખ્ખાણ પૂજા આદિ શુદ્ધ યોગનો અભ્યાસ કરે છે. કહેવાનું કે તે આત્મા સર્વ જીવોની હિંસાનો ત્યાગ, મૃષાવાદનો ત્યાગ, ચોરીનો ત્યાગ, મૈથુનનો ત્યાગ અને પરિગ્રહની મમતાનો ત્યાગ કરે છે. તેમજ ખાદ્યાખાદ્યનો વિવેક કરી અખાદ્યનો ત્યાગ, અગમ્યના ત્યાગ પૂર્વક બાહ્ય અભ્યંતર શૌચતા પાળે છે. તેમજ તપ, જપ, સ્વાધ્યાય, ધ્યાન, સિદ્ધાંત જ્ઞાનનો અભ્યાસ કરે છે, દેવગુરૂની પૂજાભક્તિ કરે છે, મોક્ષના અર્થિની સાધર્મિક ભાવે ભક્તિ કરે છે, તે સર્વ મોક્ષમાર્ગ પ્રાપ્તિના સાચા અવંધ્ય હેતુઓ છે. કારણકે તેવા પ્રકારના સદનુષ્ઠાનનો અભ્યાસ કરનારા તેવા પ્રકારના બલવંત અધ્યવસાયના યોગે તીર્થંકરો વા ગણધરો, અથવા સામાન્ય કેવળી અથવા મુંડ કે મુક કેવળીઓની અવસ્થાને તરતમ યોગે પામે છે, ને મોક્ષની પ્રાપ્તિ પણ કરે છે. આ સાધ્ય વસ્તુઓમાં તેવા પ્રકારના તે તે અનુષ્ઠાનો ઉપાદાન વા નિમિત્ત કારણો થાય છે. જો કે તે અનુષ્ઠાનોમાં નામનો ભેદ આવે છે તો પણ તે સર્વ નામ તથા આકારમાં ભેદવાલા હોવા છતાં, પરમ પદની પ્રાપ્તિમાં નિમિત્ત કારણ વા પુષ્ટાવ-

લંબન કારણુ અવશ્ય થાય છે, માટે તે સર્વ અનુષ્ઠાનો આપણને પૂર્ણ ઉપકાર રૂપ છે, તે વાત પૂર્વે જણાવેલી છે, જેમને આવા પુરૂષોમાં એટલે તીર્થંકર, ગણધર, આચાર્ય, ઉપાધ્યાય તથા સાધુઓના ઉપદેશમાં પૂર્ણ વિશ્વાસ-શ્રદ્ધા-સ્થિરતા પૂર્વક હોય, અને તેમના કહ્યા પ્રમાણે શુદ્ધ વા શુભ અનુષ્ઠાનની આચરણ કરતો આત્મા તીર્થંકરત્વને પામે છે, મધ્યમ શ્રદ્ધાથી કરતો ગણધરત્વ, અલ્પ શ્રદ્ધાવંત સામાન્ય કેવળી, અલ્પતર શ્રદ્ધાવંત મુકકેવળી અથવા મુંડકેવળીપણાને પામે છે. એમ અન્ય આચાર્યોનો મત છે. ૨૯૪

અહિંઆં વિશેષ પ્રકારના મતભેદને બતાવતા કહે છે:—

**विशेषं चास्य मन्यन्त, ईश्वरानुग्रहादिति ।**
**प्रधानपरिणामात्तु, तथाऽन्ये तत्त्ववादिनः ॥ २९५ ॥**

**અર્થ**—વિશેષ વાત કરતાં જણાવે છે કે કેટલાક અન્ય મતવાદીઓ મુક્તિની પ્રાપ્તિમાં ઇશ્વરનો અનુગ્રહ હોય છે તેમ માને છે, તેમજ કેટલાક પ્રધાન પ્રકૃતિના પરિણામને હેતુ માને છે, એમ તત્ત્વનો વાદ કરનારા મુક્તિમાં અનેક જુદા જુદા હેતુઓની કલ્પના કરે છે. ૨૯૫

**વિવેચન**—વિશેષ વાત કરતાં શ્રીમાન્ જણાવે છે કે પૂર્વે મુક્તિની પ્રાપ્તિ માટે યોગ્ય શ્રદ્ધા યુક્ત અનુષ્ઠાન કરવા જોઇએ તેમ જે વાત કહેવાઈ છે, તેને સ્મરણ કરતાં કહે છે કે આ આત્માને અધિમુક્તિના આશયમાં સ્થિરતા આવવી એટલે સર્વ કર્મકલંકનો ત્યાગ કરીને. સહજાનંદમય શિવપદની પ્રાપ્તિનો અભિલાષ થવા માટે જે અધ્યવસાય

રૂપ પરિણામધારા પૂર્ણ શ્રદ્ધામય સ્થિરતાવાળી હોય તે મુક્તિમાં ઉપાદાન કારણ થાય છે. એ વાત સર્વ દર્શનવાદીઓ માને છે, તો પણ તેઓ વિશેષ વાત એ જણાવે છે કે તેવા પ્રકારની સ્થિરતામાં કોઈ ઈશ્વર, મહેશ્વર, વિષ્ણુ, સદાશિવ વિગેરેની કૃપા–મહેરબાની–મુક્ત કરવાની ઈચ્છા, વિગેરે મોક્ષમાં હેતુ છે તેમ જણાવે છે, તેમજ કેટલાક માને છે. વળી કેટલાક પ્રધાન પ્રકૃતિ અથવા માયા કે સત્ત્વ, રજસ્ તમો રૂપ છે, તે પ્રકૃતિઓના પરિણામને મોક્ષમાં હેતુ જણાવે છે, એટલે ત્રણ પ્રકૃતિઓ આત્માથી દૂર જવા રૂપને મુક્તિનો હેતુ કહે છે, એટલે પ્રકૃતિ પોતાનો અધિકાર જીવાત્મા ઉપરથી દૂર કરવાથી જીવ મુક્ત થાય છે, એમ તત્ત્વવાદના રસિક વાદીઓ મુક્તિ માટે અનેક બાહ્ય હેતુની ચર્ચા કરે છે, પરંતુ આત્મસ્વરૂપની પ્રાપ્તિ છે તેજ મુકિતનો હેતુ છે તેમ અર્હત્શાસ્ત્રો જણાવે છે. ૨૯૫.

ઉપર જે મતવાદીઓના અભિપ્રાય જણાવ્યા તેનો જવાબ આપતાં જણાવે છેઃ—

तत्तत्स्वभावतां मुक्त्वा, नोभयत्राप्यदो भवेत् ।
एवं च कृत्वा ह्यत्रापि, हन्तैषैव निबन्धनम् ॥ २९६ ॥

અર્થ—તે તે જીવોના તે તે સ્વભાવો જણાવ્યા છે તેને છોડીને બીજી કોઈ પણ રીતે કોઈ મતવાદથી આત્માની સિદ્ધિ થતી નથી. માટે વસ્તુ સ્વરૂપ આમ

હોવાથી અમે જે કારણો જણાવ્યા છે તેમાં શ્રદ્ધા રાખવી યોગ્ય છે. ૨૯૬

**વિવેચન**—તે તે પૂર્વે જણાવેલા તીર્થંકરત્વ, ગણુધરત્વ, સામાન્ય કેવલીત્વ, મુક કેવલીત્વ, અંતકૃત કેવલીત્વ અથવા મુંડ કેવલીત્વ વિગેરે વિશેષ પ્રકારના મહોદય વાળાં લભો જે આત્માઓને મળવામાં જેવી યોગ્યતા હોય છે, તેમાં તેમના સહજ ભાવના સ્વભાવની વિશેષતાની યોગ્યતા તેજ હેતુતા છે, તે યોગ્યતા ન માનવાથી અન્ય-બીજી રીતે ઇશ્વરની કૃપા અથવા પ્રધાન પ્રકૃતિના પરિણામનો પક્ષ કરવાથી તે વસ્તુસ્વભાવની સિદ્ધિ થતી નથી, કારણ જગતમાં એકજ વ્યક્તિ રૂપે ઇશ્વર છે તેવી સિદ્ધિ થતી નથી, તેથી શ્રી ભગવદ્ ગીતામાં પાંચમા અધ્યયનમાં ચૌદમી અને પંદરમી ગાથા આ પ્રમાણે કહે છે—

न कर्तृत्वं न कर्माणि, लोकस्य सृजति प्रभुः ।
न कर्मफलसंयोगं, स्वभावस्तु प्रवर्तते ॥ १४ ॥

ગીતા અ. ૫.

અર્થ—ઇશ્વર એટલે પરમાત્મા લોક-જગતના જીવાત્માનું કર્તૃત્વ-કરવાપણાને નથી સ્વીકારતા, તેમજ કર્મપણું જીવાત્માને નથી આપતા, એટલે પુન્ય કે પાપને પણ પ્રભુ આપનાર નથી. તેવીજ રીતે જીવાત્માને કર્મથી જે ફલ ભોગવવાના હોય તેનો સંબંધ પણ નથી કરાવી દેતા, ત્યારે એમ કેમ બને? જેઓ અનિષ્ટ ફલ લેવા નથી ઇચ્છતા છતા તે ફલ કેવી રીતે ભોગવે? આમ શંકા થાય

રૂપ પરિણામધારા પૂર્ણ શ્રદ્ધામય સ્થિરતાવાળી હોય તે મુક્તિમાં ઉપાદાન કારણ થાય છે. એ વાત સર્વ દર્શનવાદીઓ માને છે, તો પણ તેઓ વિશેષ વાત એ જણાવે છે કે તેવા પ્રકારની સ્થિરતામાં કોઈ ઈશ્વર, મહેશ્વર, વિષ્ણુ, સદાશિવ વિગેરેની કૃપા–મહેરબાની–મુક્ત કરવાની ઈચ્છા, વિગેરે મોક્ષમાં હેતુ છે તેમ જણાવે છે, તેમજ કેટલાક માને છે. વળી કેટલાક પ્રધાન પ્રકૃતિ અથવા માયા કે સત્ત્વ, રજસ્ તમો રૂપ છે, તે પ્રકૃતિઓના પરિણામને મોક્ષમાં હેતુ જણાવે છે, એટલે ત્રણ પ્રકૃતિઓ આત્માથી દૂર જવા રૂપને મુક્તિનો હેતુ કહે છે, એટલે પ્રકૃતિ પોતાનો અધિકાર જીવાત્મા ઉપરથી દૂર કરવાથી જીવ મુક્ત થાય છે, એમ તત્ત્વવાદના રસિક વાદીઓ મુક્તિ માટે અનેક બાહ્ય હેતુની ચર્ચા કરે છે, પરંતુ આત્મસ્વરૂપની પ્રાપ્તિ છે તેજ મુક્તિનો હેતુ છે તેમ અર્હત્શાસ્ત્રો જણાવે છે. ૨૯૫.

ઉપર જે મતવાદીઓના અભિપ્રાય જણાવ્યા તેનો જવાબ આપતાં જણાવે છેઃ—

तत्तत्स्वभावतां मुक्त्वा, नोभयत्राप्यदो भवेत् ।
एवं च कृत्वा ह्यत्रापि, हन्तैषव निबन्धनम् ॥ २९६ ॥

અર્થ—તે તે જીવોના તે તે સ્વભાવો જણાવ્યા છે તેને છોડીને બીજી કોઈ પણ રીતે કોઈ મતવાદથી આત્માની સિદ્ધિ થતી નથી. માટે વસ્તુ સ્વરૂપ આમ

હોવાથી અમે જે કારણો જણાવ્યા છે તેમાં શ્રદ્ધા રાખવી યોગ્ય છે. ૨૯૬

**વિવેચન**—તે તે પૂર્વે જણાવેલા તીર્થંકરત્વ, ગણધરત્વ, સામાન્ય કેવલીત્વ, મુક કેવલીત્વ, અંતકૃત કેવલીત્વ અથવા મુંડ કેવલીત્વ વિગેરે વિશેષ પ્રકારના મહોદય વાળાં લભો જે આત્માઓને મળવામાં જેવી યોગ્યતા હોય છે, તેમાં તેમના સહજ ભાવના સ્વભાવની વિશેષતાની યોગ્યતા તેજ હેતુતા છે, તે યોગ્યતા ન માનવાથી અન્ય—બીજી રીતે ઇશ્વરની કૃપા અથવા પ્રધાન પ્રકૃતિના પરિણામનો પક્ષ કરવાથી તે વસ્તુસ્વભાવની સિદ્ધિ થતી નથી, કારણ જગતમાં એકજ વ્યક્તિ રૂપે ઇશ્વર છે તેવી સિદ્ધિ થતી નથી, તેથી શ્રી ભગવદ્ ગીતામાં પાંચમા અધ્યયનમાં ચૌદમી અને પંદરમી ગાથા આ પ્રમાણે કહે છે—

न कर्तृत्वं न कर्माणि, लोकस्य सृजति प्रभुः ।
न कर्मफलसंयोगं, स्वभावस्तु प्रवर्तते ॥ १४ ॥

ગીતા અ. ૫.

અર્થ—ઇશ્વર એટલે પરમાત્મા લોક—જગતના જીવાત્માનું કર્તૃત્વ—કરવાપણાને નથી સ્વીકારતા, તેમજ કર્મ પણું જીવાત્માને નથી આપતા, એટલે પુન્ય કે પાપને પણ પ્રભુ આપનાર નથી. તેવીજ રીતે જીવાત્માને કર્મથી જે ફલ ભોગવવાના હોય તેનો સંબંધ પણ નથી કરાવી દેતા, ત્યારે એમ કેમ બને ? જેઓ અનિષ્ટ ફલ લેવાં નથી ઇચ્છતા છતા તે ફલ કેવી રીતે ભોગવે ? આમ શંકા થાય

તેનો ઉત્તર આપતાં જણાવે છે કે તેવો જીવાત્માઓનો સ્વભાવજ છે કે પોતે અજ્ઞાનતાના યોગે પોતાને નરક આદિ ગતિમાં જવું પડે તેવાં કર્મ કર્યાં હોવાથી તેવા પ્રકારના સંસારરૂપ ભવમય ગતિનો કર્તા જીવાત્મા પોતેજ બને છે. તેમજ કર્મનો કર્તા પણ પ્રભુ નથી, પરંતુ જીવાત્મા અજ્ઞાનથી અંધ હોવાથી દુઃખના હેતુઓને સુખના હેતુ સમજી તેવા પાપાદિક કર્તવ્યો કરીને, તેવા પ્રકારના કર્મને સર્જે છે, તેવીજ રીતે કર્મનું ફલ કે જે સુખ રૂપે હોય, દુઃખરૂપે હોય, તેને ભોગવવા યોગ્ય જે જે પદાર્થો હોય તેમનો અજ્ઞાનતાથી સંબંધ કરે છે કારણ કે તેવી જીવાત્માની સ્વાભાવિક યોગ્યતા તેમાં વર્તી રહેલી છે. તે સાથે સંબંધ ધરાવતી વસ્તુ પણ અત્રે જણાવતાં કહે છે કે પ્રભુનો જીવાત્મા ઉપર કૃપા કરવી કે અવકૃપા કરવી તેવો પણ સ્વભાવ નથી. તે જણાવતાં કહે છે કે—

" नादत्ते कस्यचित्पापं, न चैव सुकृतं प्रभुः ।
अज्ञानेनावृतं ज्ञानं, तेन मुह्यन्ति जन्तवः ॥१५॥

પરમાત્મા કોઈના પાપને લઈને જીવોને પાપ મુકત કરતા નથી, તેમ પુન્ય પણ નથી લેતા, પરંતુ જીવાત્મામાં જે મોહમય અજ્ઞાન રહેલું છે તેણે તેઓની જ્ઞાનરૂપ જે સારાસાર વિચારની શકિત છે. તેને આવરણ કરી દીધી છે, એટલે જ્ઞાનાવરણીય કર્મથી જીવાત્માની વસ્તુ સ્વરૂપને યથાર્થ ભાવે જાણવાની શકિત અવરાઈ છે–ઢંકાઈ ગઇ છે, તેથી જીવાત્મા મોહના યોગે મુંઝાઇને વિપરીત કાર્યો કરે છે. છતાં માનો કે તે ઇશ્વરરૂપ એક વ્યક્તિ છે તો પણ

તેના ગુણદોષ વિચારતાં તે ઈશ્વરનો અનુગ્રહ એકાંત મુક્તિનો હેતુ છે તેમ સિદ્ધ થતું નથી. બીજું ઈશ્વરનો અનુગ્રહ સર્વ જીવો ઉપર સરખો જ હોવો જોઈએ. તેમાં પક્ષપાત ન હોવો જોઇએ. જ્યાં પક્ષપાત હોય ત્યાં ઈશ્વ-રના ઈશ્વરત્વની હાનિ આવે છે, માટે તે ઈશ્વરનો અનુગ્રહ અનેકાંતિક ( વ્યભિચારી ) હોવાથી અસિદ્ધ થાય છે તેમજ પ્રધાન પ્રકૃતિ સર્વત્ર સમાન ભાવે સર્વ જીવોમાં સરખી વર્તે છે. તેના પરિણામો પણ સર્વત્ર સરખા જ થાય છે, તેથી જીવોને અનુગ્રહ કે ઉપઘાત વિશેષ થવાનો સંભવ સિદ્ધ થતો નથી. માટે મોક્ષ માર્ગમાં જે જે અનુષ્ઠાનો ભવ્યાત્માઓને થાય છે, તે અમારા મનમાં તો સર્વજ્ઞ પ્રણીત શાસ્ત્રોમાં પ્રમાણ પૂર્વક સિદ્ધ કર્યા છે, તેમ બનતા હોવાથી તે ઈશ્વરના અનુગ્રહ તથા પ્રકૃતિના પરિણામ હેતુના અનેકાંતિક વ્યભિચારથી દોષિત હોવાથી અસિદ્ધ થાય છે. માટે આ સ્યાદ્‌વાદ જૈન સિદ્ધાંતનો મોક્ષ સંબંધી વિચાર સ્વીકારવો યોગ્ય છે. તે માટે બીજી સંકલ્પ વિકલ્પ રૂપ વિચારણાનો ત્યાગ કરીને જીવવિશેષનો જે સહજ સ્વભાવ છે તે રૂપ ભવ્યત્વ સ્વભાવ અથવા યોગ્યતા રૂપ સ્વભાવને તે મહા પુરૂષથી થતા આશ્ચર્યકારી કાર્યોમાં હેતુતા માનવી જોઈએ. કારણ કે તે સર્વ કાર્યોની હેતુતાની સિદ્ધિ બતાવે છે, માટે તે સ્વભાવ રૂપ યોગ્યતાનો જ સ્વીકાર કરવો તે યોગ્ય છે. ૨૯૬

હવે કોઇ વાદીઓ ઉપર પ્રમાણે અન્ય મતને માનતા

છતાં તેમાં પોતાની અનુમતિ જણાવે છે તે વાત જણાવતાં કહે છે:—

आर्थं व्यापारमाश्रित्य, न च दोषोऽपि विद्यते ।
अत्र माध्यस्थ्यमालम्ब्य, यदि सम्यग्निरूप्यते ॥२९७॥

અર્થ—અર્થને અનુલક્ષીને ઇશ્વરનો અનુગ્રહ ઇચ્છવો તે રૂપ વ્યાપારને આશ્રય કરતાં દોષ થતો નથી એમ માધ્યસ્થ ભાવનું અવલંબન કરીને સાચી રીતે વિચારતાં જણાવે છે. ૨૯૭

વિવેચન—અર્થ એટલે આત્માની જે શક્તિ રૂપ સામર્થ્ય છે તેનું પ્રાગટ્ય કરવા માટે જો તેવા પ્રકારની ઇશ્વરની મહેરબાની કે જે ભવ્યાત્માને આત્મસામર્થ્યને પ્રગટ કરવામાં પુષ્ટાવલંબન રૂપ થાય છે એમ માનીને આરાધનામાં જરા પણ દોષ નથી, કારણ કે સ્યાદ્વાદ સિદ્ધાંતને અનુસારે અપેક્ષા વિચારતા ઇશ્વર કે જે વીતરાગ છે, તેમના સ્વરૂપના ધ્યાન સમાધિ વડે આત્મા પોતાના ઇષ્ટ પદાર્થોને પ્રાપ્ત કરે છે. તે કારણે યુક્તિ તર્ક ન્યાય વડે વિચારતાં સ્યાદ્વાદ સિદ્ધાંત માન્ય એ વાત હોવાથી વીતરાગના અનુગ્રહ એટલે મહેરબાની માટે ઇશ્વર વીતરાગની પૂજા કરવી વિગેરે અનુમાનો કરવા, તે આત્માને ગુણ માટે થાય છે તે વાત પક્ષપાતનો ત્યાગ કરી માધ્યસ્થ ભાવનું અવલંબન કરી વિચારીએ તો સમ્યગ્ એટલે યથાર્થ સમજાશે. 'અહિં લોક વ્યવહારમાં પણ એવું અનુભવાય છે.

જેમકે અર્થ—ધન—ધાન્ય—રત્ન—સુવર્ણના અર્થીઓ અથવા સંસારના વિષય ભોગના અર્થીઓ તે આર્થિક વસ્તુથી પુષ્ટ હોય તેવા ધનવાન, જ્ઞાનવાન કે બુદ્ધિવાનનો આશ્રય કરીને, તેઓના મનને રંજીત કરીને પોતાના વ્યાપાર માટે તેમની આર્થિક વા બૌધિક સહાય મેળવીને પોતાને સંસારમાં અનુકુલ ઉપયોગી દ્રવ્ય મેળવીને સુખી થાય છે તેમ અહિંઆં મોક્ષના અર્થી યોગીઓ તેવા પ્રકારના ઉત્તમ ગુણવાળા દેવના ગુણ, શક્તિ, આનંદ મેળવવા અર્થે તેમનો અનુગ્રહ ઇચ્છતા, તે દેવની પૂજા, સેવા, ભક્તિ કરીને, ગુણ સ્તવન કરીને, પોતે મહાન પુન્યને મેળવીને તે પુન્યના બળથી અનુક્રમે પોતાને યોગ્ય સિદ્ધિઓ મેળવે છે, તેમાં પરમાત્માની કૃપા ઉપચાર ભાવે ઇચ્છવી યોગ્ય છે. ૨૯૭

હવે ઈષ્ટનું જે ઇચ્છવા યોગ્ય છે તે જણાવે છે—

गुणप्रकर्षरूपो यत्, सर्वैर्वन्द्यस्तथेष्यते ।
देवतातिशयः कश्चित्, स्तवादेः फलदस्तथा ॥ २९८ ॥

અર્થ—જેમાં ગુણનું ઉત્કૃષ્ટપણું હોય તેવા અતિશય શક્તિવંત જે કોઇ પણ દેવત્વની સ્તુતિ તથા વંદન પૂજન કરવું તે તેવા પ્રકારના ફલ આપનારા થાય તે અવશ્ય માનવા યોગ્ય છે. ૨૯૮

વિવેચન—જ્ઞાન દર્શન ચારિત્ર ગુણોમાં જેમનો વધારે અતિશય એટલે શક્તિવંત સ્વભાવ પ્રગટ થયો હોય તે હરિ, હર, બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવ, અલ્લા—ખુદા નામથી હોય તો પણ વાંધો લેવા જેવો નથી, કારણ કે આપણે તો

ગુણનો અતિશય જ્યાં દેખાય તે વંદનીય, પૂજનીય, સ્તુત્ય છે, તેમજ બહુ આદર પૂર્વક માનનીય છે. કહ્યું છે કે જિનેશ્વર આદિ પરમાત્માની પૂજા, સેવા, ધ્યાન, સ્તવન વિગેરે ક્રિયા અનુષ્ઠાનો સ્વર્ગ અપવર્ગ રૂપ ફલને આપનારા થાય છે. જેવી રીતે તે જિનદેવને અનુલક્ષીને કરાતી ક્રિયા ફલને આપે છે. તેવીજ રીતે જગતકર્તા કે નિત્ય ઈશ્વર, બ્રહ્મા, મહાદેવ આદિ નામવાળા ગુણ અતિશયની સેવા ભક્તિ વિગેરે આલંબન કરીને સ્તુતિ કરનારને તેની શ્રદ્ધા ભક્તિ તેવા પ્રકારના ફળનો લાભ કરશે, તેમજ ઇચ્છા કરતાં ધન, માલ મિલ્કત, આરોગ્યતા, સ્ત્રી, પુત્ર વિગેરે ઇષ્ટ ફળનો અનુગ્રહ તે બ્રહ્માદિ દેવતા વિશેષ કે જે સ્તુતિ વડે ભક્તિથી ગોચર કહેલ છે તે અવશ્ય આપશે ૨૯૮

હવે બીજો પણ અનુગ્રહ કેવો થાય છે તે જણાવે છે—

भवंश्चाप्यात्मनो यस्मा–दन्यतश्चित्रशक्तिकात् ।
कर्माद्यभिधानादे–र्नान्यथाऽतिप्रसङ्गतः ॥ २९९ ॥

અર્થ—જીવાત્મા તેના ભાવિભવને યોગ્ય અન્ય જે જે કાર્ય કરે છે તે કર્મની વિચિત્ર શક્તિ અને પોતાની ભવ્યત્વ રૂપ યોગ્યતા પ્રમાણે નામ ગોત્ર કુલ જાતિને પ્રાપ્ત કરે છે. જો તેમ ન હોય તો અતિવ્યાપ્તિ આવે. ૨૯૯

વિવેચન—જીવાત્મા સંસારમાં પૂર્વે બાંધેલા કર્મને અનુસારે નવા ભાવમાં જન્મને ધરતો છતો શરીર, ઇંદ્રિયો,

જ્ઞાન, શક્તિ, કુટુંબ, પરિવારના સંબંધને પામે છે, તે પણ પોતાની ભવિતવ્યતા—ભાવીભાવ અને કરેલા કર્મની યોગ્યતા જેવી હોય તેવા પ્રકારની અનુકુલતા વા પ્રતિકુલતા-વાળા સ્થાનને પામે છે તે તેની ભવિતવ્યતા તથા કર્મ બંધનની યોગ્યતા તથા કર્મની વિચિત્ર શક્તિથી પામે છે. તે કર્મ અને સ્વયોગ્યતા વિના પામે છે એમ માનતા હોય તો અતિવ્યાપ્તિ દોષ આવે, એટલે કર્મની અને યોગ્યતાની અપેક્ષા છોડીને અન્ય ઇશ્વર આદિના અનુગ્રહથી અથવા ઇશ્વરની વિચિત્ર શક્તિના અનુગ્રહથી તેવા પ્રકારના જન્મા-દિકને માનતાં અનેક દોષોનો સંભવ પ્રગટ દેખાય છે. માટે અવિદ્યા—અજ્ઞાન મિથ્યાત્વરૂપ કર્મના બલથી જીવાત્મા તેવી યોનિ, કુલ, જાતિ, નામ, ઇંદ્રિય, રૂપ વિગેરે સ્થાનને પામે છે. કારણકે તેવીજ તે જીવોની યોગ્યતા પણ છે. માટે તે જીવાત્માનો સ્વભાવ. તેની યોગ્યતા અને તેના પૂર્વકૃત કર્મને તે જીવોના જન્માદિકમાં આવશ્યક હેતુતા રહેલી છે, તેનો સ્વીકાર કરાય તો અને યોગ્યતાનો અભાવ માનીયે તો સર્વ જીવોને ભવ્ય, અભવ્ય વિગેરે વિશેષણોનો અભાવ આવે, માટે સર્વત્ર સ્વયોગ્યતા એજ પ્રધાન હેતુ માનવો ૨૯૯

હવે તે વાતને પૂર્ણ કરતાં જણાવે છેઃ—

माध्यस्थ्यमवलम्ब्यैव–मैदम्पर्यव्यपेक्षया ।
तत्त्वं निरूपणीयं स्यात्, कालातीतोऽप्यदोऽब्रवीत् ॥३००॥

અર્થ—માધ્યસ્થ્યને ધારણ કરીને તત્ત્વ સ્વરૂપની યથાર્થ આલોચના કરીને તત્ત્વનું જ્ઞાન કરનારે વસ્તુ તત્ત્વનો

નિશ્ચય કરવો જોઈએ એમ કાલાતીત નામના એક પંડિતે કહ્યું છે. ૩૦૦

વિવેચન—સ્વપક્ષમાં રાગ, પરપક્ષમાં દ્વેષ, એવી રીતના રાગદ્વેષ જેમાં હોય તે વસ્તુતત્ત્વનો યથાર્થ નિશ્ચય નથી કરી શકતો, માટે પક્ષપાતનો ત્યાગ કરવા પૂર્વક માધ્યાસ્થ્યનું અવલંબન કરીને સ્વપક્ષનો રાગ અને સામા પક્ષ ઉપર દોષ ભાવનો ત્યાગ કરવા પૂર્વક માધ્યસ્થ્યને ધરીને, ન્યાયની યુક્તિપૂર્વક પરમાર્થ સ્વરૂપે સર્વ પદાર્થોના સ્વરૂપનો યથાર્થ વિચાર કરવો જોઈએ. પારમાર્થિક દેવ કેવા હોય? ગુરૂ કેવા હોય? ધર્મ કેવો હોય? તે તે તત્ત્વ સ્વરૂપનો સ્થિરતા પૂર્વક વિચાર કરવો જોઇએ. તેવા સ્થિરતા પૂર્વક તત્ત્વનું ચિંતવન કરતા જેમાં જ્ઞાનાદિ ગુણનો પ્રગટ ઉત્કૃષ્ટ ભાવ હોય, તેમજ તેવા બીજા પણ બાહ્ય અતિશય હોય, તે આરાધ્ય દેવાધિદેવનું સ્વરૂપ જાણવા યોગ્ય છે, તેમજ આત્માનું વિશેષ સ્વરૂપ પણ જાણવા યોગ્ય છે, બાહ્ય કર્મ-વડે તેવા પ્રકારના નામ સંજ્ઞા વિગેરેમાં જો કે ભેદ હોય તો પણ વસ્તુ સ્વરૂપમાં જરા પણ ભેદ નથી આવતો, આ વાત અન્ય મતને માનનારાને પણ વસ્તુતત્ત્વનો યથાર્થ બોધ થાય છે, માટે શ્રીમાન કાલાતીત નામના કોઈ અન્ય દર્શનીય આચાર્ય છે કે જે અનેક શાસ્ત્રોના રચનારા છે તે કહે છે, તો અમે પણ તેજ વાત કહીએ છીએ. ૩૦૦

તે કહે છે તે જણાવીએ છીએ:—

अन्येषामप्ययं मार्गो, मुक्ताविद्यादिवादिनाम् ।
अभिधानादिभेदेन, तत्त्वनीत्या व्यवस्थितः ॥ ३०१ ॥

અર્થ—મુકતવાદી, અવિદ્યાવાદી વિગેરે અન્યમતવાદીઓ પણ નામ તથા તત્ત્વના કેટલાક ભેદ–ભિન્નતાવાળા છે તો પણ તત્ત્વની નીતિ વડે આજ માર્ગમાં વ્યવસ્થિત થયેલાં છે. ૩૦૧

વિવેચન—અન્ય એટલે અન્ય તીર્થાન્તરીય–અન્ય દર્શન પંથમાં થયેલા પંડિત લોકો અમારા કહેલા આ યોગમાર્ગને માનનારા થયા છે, જો કે તેઓ દેવ ગુરૂ ધર્મના નામનો ભેદ ધરાવે છે, તો પણ કાંઈક અંશે આ અમારા કહેલા મોક્ષ માર્ગને અનુસારે ભાષાદિના ભેદથી કહે છે. તે આ પ્રમાણે–મુકતવાદી તથા અવિદ્યાવાદીઓના મતમાં નામના ભેદથી કથંચિત્ દેવ ગુરૂ તત્ત્વના ભેદથી કોઈક અંશે કેટલાક તત્ત્વો એકાંત નિત્ય માનતા હશે, તો કેટલાક એકાંત અનિત્ય માનતા હશે, તેથી તત્ત્વના પણ ભેદથી ભલે જુદા પડતા હોય, તો પણ તત્ત્વની નીતિ એટલે સ્યાદ્વાદ ન્યાયની અપેક્ષા તથા ન્યાયની યુકિતઓમાં પરમાર્થથી તત્ત્વની વિચારણામાં જૈન સ્યાદ્વાદ સિદ્ધાંતને અનુસરીને પોતાના સિદ્ધાંતની વ્યવસ્થા તથા સ્થિરતા કરી રહ્યા છે, અમે પણ એજ રીતે તત્વ સ્વરૂપને જણાવીએ છીએ. ૩૦૧

તે વાતને પ્રગટ કરતા જણાવે છે;—

मुक्तो बुद्धोऽर्हन्वापि, यदैश्वर्येण समन्वितः ।
तदीश्वरः स एव स्यात्, संज्ञाभेदोऽत्र केवलम् ॥३०२॥

અર્થ—મુકત, બુદ્ધ, અર્હન્ તથા અન્ય પણ નામવાળા ઈશ્વરો હોવા છતાં જે યોગ્ય ઐશ્વર્યથી યુકત હોય તે

ઈશ્વરજ કહેવાય સંજ્ઞા એટલે નામ માત્રનો કેવલ ભેદ છે. પણ તેથી વસ્તુત: અભેદ સમજવો. ૩૦૨

વિવેચન—મુક્ત એટલે કર્મમલથી મુકાએલા જે ઈશ્વર છે તે મુક્તેશ્વર, એમ પરમ બ્રહ્મવાદીઓ કહે છે. બુદ્ધ એટલે સમ્યગ્ જ્ઞાનાદિ ગુણવંત બુદ્ધ ભગવંત એમ બૌદ્ધો માને છે, અને અર્હન્ એટલે તેવા પ્રકારના પૂજવા યોગ્ય ગુણ, અતિશય વડે જે યુક્ત હોય તેઓને જૈનો પૂજ્ય વીતરાગ અર્હન્તો માને છે, તેમજ વિષ્ણુ એટલે સર્વ જગતમાં જ્ઞાન દર્શન ચારિત્રગુણથી વ્યાપક વૈષ્ણવો માને છે. શિવ–સર્વનું કલ્યાણ કરનારા શૈવો માને છે. એમ નામનો ભેદ હોવા છતાં સર્વ કરતાં અત્યંત અતિશયવાળા કેવળજ્ઞાન, કેવળદર્શન, પૂર્ણ ઉંચ કોટિનું ચારિત્ર વિગેરે ઐશ્વર્યથી જે પૂર્ણ રીતે યુક્ત હોય, તે કારણે નામ ભેદને છોડીને તેવા સ્વરૂપવાળા પરમાત્માને ઈશ્વર પરમેશ્વર ભગવાન અમે કહીએ છીએ. તમે પણ તેવા ઈશ્વરને માનો છો, તો તેજ મુક્ત, બુદ્ધ, અર્હન્, વિષ્ણુ, શિવ, મહાદેવ થાય છે. જો કે સંજ્ઞા એટલે નામનો તો ભેદ છે, તો પણ વસ્તુ સ્વરૂપે પરમાર્થથી અર્થમાં અભેદ આવતો હોવાથી કાંઈ ભેદ ન કહેવાય. કહ્યું છે કે—

बुद्धस्त्वमेव विबुधार्चितबुद्धिबोधात् ।
त्वं शंकरोऽसि भुवनत्रयशंकरत्वात् ॥
धातासि धीर शिवमार्गविधेर्विधानात् ।
व्यक्तं त्वमेव भगवन् पुरुषोत्तमोऽसि ॥

અર્થ—હે ભગવન્! તમે બુદ્ધ જ છો કારણ કે વિબુધો એટલે ઈંદ્રાદિક સર્વ દેવો તમને પરમ પૂજ્ય ભાવે સ્વીકારીને પૂજે છે, કારણ કે તમારામાં કેવલ્યબુદ્ધિ હોવાથી ત્રણ જગતના સર્વ પદાર્થોને, દ્રવ્યત્વ, ગુણત્વ, પર્યાયત્વ સ્વરૂપે સર્વદા જાણો છો. હે પ્રભુ! તમેજ શંકર છો, કારણ કે ત્રણ જગતના જીવોનું તમે કલ્યાણ કરો છો, દુઃખોને દૂર કરો છો. હે પ્રભુ! તમેજ ધાતા એટલે બ્રહ્મા છો, કારણ કે સર્વ જગતના આત્માઓને માટે મોક્ષ માર્ગની વિધિનું સર્જન કરો છો તેમજ તમેજ પ્રગટ પુરૂષોત્તમ છો, કારણ કે તે ઉપર કહ્યા તે જ્ઞાન દર્શન ચારિત્ર, દયા તથા તારકત્વ, શરણત્વ તમારામાં જ સંભવે છે, તેથી હે ભગવન! તમે પ્રગટ–પ્રત્યક્ષ ભાવે નજરે દેખાતા સર્વ પુરૂષોમાં શ્રેષ્ઠ પુરૂષોત્તમ છો. ૩૦૨

અહિંઆં હવે પરવાદીઓએ કલ્પના કરેલા વિશેષ અયોગ્ય તત્ત્વનું ખંડન કરતા જણાવે છેઃ—

अनादिशुद्ध इत्यादि–र्यश्च भेदोऽस्य कल्प्यते ।
तत्तत्तन्त्रानुसारेण, मन्ये सोऽपि निरर्थकः ॥ ३०३ ॥

અર્થ—તેઓ જે ઈશ્વરને અનાદિ શુદ્ધ વિગેરે વિશેષણોથી ભેદની જે કલ્પના કરે છે તે તો તેમના માન્ય કરેલા તંત્ર શાસ્ત્રને અનુસારે કહે છે, પણ તે નકામાં જ છે. ૩૦૩

**વિવેચન**—આ બધા દર્શનવાદીઓમાં કેટલાક–મહેશ્વરીઓ ઇશ્વરને અનાદિ શુદ્ધ અને સર્વ વ્યાપક માને છે,

તેમજ કેટલાક-જૈનો દેહવ્યાપક અને આદિ શુદ્ધ, કેટલાક–સૌગતો ક્ષણિક માને છે. કેટલાક-સાંખ્યો ઈશ્વરનો અભાવ જણાવે છે. તેમાં જૈનો ઇશ્વરને આદિ શુદ્ધ અને દેહવ્યાપક જણાવે છે. જેની આદિ ન હોય તે અનાદિ કહેવાય, એમ અનાદિ શુદ્ધ ઇશ્વર છે, તેમજ બ્રહ્માંડ વ્યાપક છે એવી રીતના ઇશ્વરને શૈવ-મહેશ્વરીઓ માને છે. બૌધો ઇશ્વરને ક્ષણભંગુર એટલે એક ક્ષણ (સમય)ની અવસ્થાવાળો માને છે. આમ તેમના દર્શન શાસ્ત્રના રચનારાઓની એવી કલ્પના વડે ઇશ્વરમાં સ્વરૂપથી ભેદ કહે છે, ત્યારે તો તમે નામના ભેદની વાત માત્ર કરતા હતા, પણ અર્થ સ્વરૂપમાં પણ ભેદ પડે છે. તેથી તમારૂં કહેવું નામ માત્રના ભેદથી વસ્તુ સ્વરૂપનો ભેદ નથી પડતો તે ક્યાં રહ્યું? સત્ય વિચારકને તેવા સ્વરૂપને માનવાનું કાંઇ પ્રયોજન નથી. ૩૦૩

શા માટે તે નિષ્પ્રયોજન છે તે જણાવીએ છીએ:—

**विशेषस्यापरिज्ञाना–द्युक्तीनां जातिवादतः ।**
**प्रायो विरोधतश्चैव, फलाभेदाच्च भावतः ॥ ३०४ ॥**

અર્થ—તે તંત્રવાદીને વિશેષ પ્રકારનો શુદ્ધ જ્ઞાનનો અભાવ હોવાથી તેઓના વચનમાં એકાંતવાદ હોવાથી સદ્યુકિતવડે અસિદ્ધતા રૂપ પરસ્પર દોષો આવે છે, તેવા વિચારનો અત્ર વિરોધ છે, પરંતુ ફલમાં તથા ઇશ્વરનાં અસ્તિત્વમાં અભેદ હોવાથી ભાવથી અભેદ માનીએ છીએ. ૩૦૪

વિવેચન—તે પરતંત્રવાદીઓ આત્મા, મુકત દેવ,

યુક્તિ વિગેરે પ્રશ્નોમાં વિશેષ પ્રકારના શુદ્ધ જ્ઞાનનો તેઓમાં અભાવ હોવાથી, ઇંદ્રિય માત્રના જ્ઞાનવાળા હોવાના કારણે, ઇંદ્રિયાગોચર વસ્તુના વિષયમાં નથી જાણતા. તેમજ અનુમાનની યુક્તિમાં તેઓને જાતિવાદ—અસિદ્ધ—વ્યભિચાર—અસંભવ વિગેરે દોષો આવે છે તેથી તે અનુમાનાભાસરૂપ થાય છે. તે આ પ્રમાણે—સાંખ્યો અને શૈવો ક્ષણિકવાદી બૌદ્ધોને કહે છે કે તમો જે શ્રી બુદ્ધદેવને માનો છો, તે ક્ષણિક છે, તેમ તમો જણાવો છો, તો ભગવાન બુદ્ધ દેશનારૂપ જે સ્વઅર્થ ક્રિયા કરે છે તે વિદ્યમાન ક્ષણમાં કરે છે કે તેની અવિદ્યમાન એવી ભૂત ભાવિ ક્ષણોમાં ઉપદેશ રૂપ અર્થક્રિયા કરે છે? આ પ્રમાણે ત્રણ પ્રશ્નો છે, તેનો ઉત્તર તમો આપશો? જો તમો ઉત્પતિ પહેલાના સમયમાં તેવી ક્રિયા થાય છે તેમ કહો તો તે યુક્તિ યુક્ત નથી કારણ કે તે સમયે પોતાની વિદ્યમાનતા ન હોય ત્યારે ક્રિયા કેવી રીતે બને? વળી બીજી વાત—જો ઉત્પન્ન થયા પછીના બીજા ક્ષણે દેશના થાય છે, એમ કહો તો તે પણ યુક્તિથી સિદ્ધ થતી નથી. ક્ષણિક હોવાથી બીજા ક્ષણે નષ્ટ થયા પછી પણ ઉપદેશ આપવાનો અભાવ આવશે. જ્યારે, પોતાની અવિદ્યમાનતા હોય ત્યારે તે વસ્તુ કેવી રીતે થાય? ઉત્પત્તિ સમયે પણ ઉત્પન્નતામાં વ્યગ્ર હોવાથી ક્રિયાનો અભાવ આવશે, તે ઉત્પત્તિ ક્ષણમાં સર્વ કાર્ય કરે છે તેમ માનવું પણ યોગ્ય નથી, કારણ કે એકજ ક્ષણમાં તે બધા કાર્ય કરે છે, તે કાર્ય પ્રત્યક્ષ દેખાતું નથી, તેમ માનવા યોગ્ય પણ નથી. ઉત્પત્તિ પૂર્વક્ષણ, પશ્ચાત્ ક્ષણમાં કાર્યને કરવાપણું તમારે પણ માન્ય નથી. કારણ કે જો તમો પોતાની

ઉત્પત્તિ ક્ષણ પૂર્વે કામ કરે છે તેમ માનતા હો તો તે યોગ્ય કોઈ પણ રીતે નથી જ. માતાની કુક્ષિથી જન્મ થયા પૂર્વે બાલક માતાના સ્તનનું દુધ પીવે છે તેમ માનવું જોઈએ, નાશ પામેલો પણ કાર્ય કરવામાં સમર્થ થાય જ નહિ. મરેલો કાર્ય કરતો હોય તો મરેલા મોરનો કેકારવરૂપ આ શબ્દ છે તેમ માનવું જોઈએ. આવા ક્ષણિક પદાર્થોથી અર્થ ક્રિયાનો અભાવ આવે છે માટે ક્ષણિક પદાર્થોમાં ક્રિયાકારીત્વ નથી આવતુ, તે કારણે તેથી વિરૂધ્ધ પદાર્થોમાં નિત્યત્વ માનવું તેજ ઉચિત છે, કારણ કે નિત્ય પદાર્થોમાં ક્રમથી સર્વ અર્થ ક્રિયા થાય છે, ક્ષણિક પદાર્થથી અર્થ ક્રિયાનો અભાવજ આવે છે. તેથી નદીના તીરથી કાંઠામાં હોવા છતાં પાણી નહિ દેખતા પક્ષિની ગતિ નષ્ટતાને પ્રાપ્ત થાય છે. તેવા ન્યાય એટલે દષ્ટાંતને એકાંત ક્ષણિકત્વ સિધ્ધાંત પ્રાપ્ત થતો હોવાથી સર્વ પદાર્થોમાં નિત્યત્વ ભાવને સ્વીકારવો તેજ યોગ્ય છે, તે નિત્યત્વ વડે અમે માનેલા ઈશ્વર અનાદિથી શુધ્ધ, પરમ પવિત્ર, કરૂણાના ભંડાર હોવાથી તેમને આપ્ત વિશેષરૂપે સ્વીકારવા યોગ્ય છે. એ શિવ મતના પંડિતની વાત સાંભળીને બોધ્ધ પંડિતો શૈવ પંડિતને પૂછે છે કે—ભાઈ સાહેબ! ઈશ્વર નિત્ય હોવાથી સદા એકજ રૂપે રહેલો હોવો જોઇએ, તે નિત્યનું લક્ષણ આપ જણાવો! શૈવ કહે ભાઈ! " अप्रच्युतानुत्पन्नस्थिरस्वभावो नित्यः " જે નાશ ન પામે અને ઉપજે નહિ પણ ત્રણ કાલમાં સ્થિરતાવાળા એક સ્વભાવમાં રહે તે નિત્ય કહેવાય છે. આમ અમારા મતમાં નિત્ય ઈશ્વર હોવાથી તે ધ્યાન કરવા યોગ્ય છે, તેમ તેમનું વચન આપ્ત રૂપે માનવા યોગ્ય છે હવે

બૌદ્ધો કહે છે કે જો ઇશ્વર અવિચલિત-સ્થિર એક સ્વરૂપ-વાળા હોય તો તે નિત્યમાં અર્થ ક્રિયા કેવી રીતે થાય છે, તે નિત્ય ઇશ્વર ક્રમથી-અનુક્રમે અર્થ ક્રિયા કરે છે? કે ક્રમ વિના કરે છે કે સર્વ ક્રિયા એક સાથે કરે છે? એ ત્રણ પ્રશ્નનો ઉત્તર આપ આપશો? પ્રથમ તો અનુક્રમે અર્થ ક્રિયા કરે છે તેમ કહો તો તે યોગ્ય નથી, તે ઇશ્વર સર્વ શક્તિવંત હોવાથી અન્ય કાલ, દ્રવ્ય, ક્ષેત્રની સહાયતાની જરૂર તેમને નથી, તેથી એક ક્ષણમાં સર્વ થવું જોઇએ. જો અન્યની સહાયતા ઇચ્છે તો અશકિતવંતજ જાણવો. ઇશ્વર નિત્ય સર્વ શક્તિમાન છે તો તેને કાલ, ક્ષેત્ર અને અન્ય દ્રવ્યની સહાયતાની જરૂર નથી. જો ઇશ્વરનામાં અન્ય સહાયકની અપેક્ષા રાખીયે તો સર્વાતિશયતામાં ક્ષતિ આવે છે. હવે બીજી વાત એ છે કે જો બધી ક્રિયા એક સાથે થાય છે એમ કહો તો બીજા ક્ષણે શું કરવાનું રહે? બીજી ક્ષણે ક્રિયાનો અભાવ થતાં અવસ્તુત્વ બને. ક્રિયાકારીત્વ અનિત્યતા બલથી પણ આવીને ઉભી રહી, તેને દૂર કરવાનું તમારામાં સામર્થ્ય નથી. તે કારણે હે શૈવમત દર્શન પંડિતો! તમારે પણ ઇશ્વર આદિ સર્વ પદાર્થોને દરેક ક્ષણે નવા નવા પરિણામને ધારણ કરતા માનવા પડશે. સ્વકાલના રૂપનો ત્યાગ કરીને નવા રૂપને ધારણ કરવા રૂપ ક્ષણિકતા તે વસ્તુનો સહજ ધર્મ છે, અને એથીજ સર્વ પદાર્થો ક્ષણિક માનવા જોઇએ, તેથી શિવ વા બુદ્ધ ભગવંત પણ ક્ષણિક જ છે. આમ શૈવ તથા બૌદ્ધોના પરસ્પર ખંડન થાય છે આવો વિરોધ જ્યાં હોય ત્યાં ફલનો અભેદ કે સાધ્યનો અભેદ કેમ કહેવાય? તેનો ઉત્તર આપતાં જણાવે છે કે બંને દર્શનકારોમાં

"વિચારનો ભેદ છે, તો પણ તે બન્નેને જે આરાધ્ય દેવતા "વિશેષ છે તે તો સર્વ ક્લેશના હેતુભૂત જ્ઞાનાવરણીય, મોહનીય આદિકર્મનો ક્ષય કરવા વડે સર્વજ્ઞત્વ આદિ ગુણવાળી ઉત્કૃષ્ઠ પુરૂષ વિશેષ પરમાત્મા ઇશ્વરને આરાધ્ય દેવ માને છે તે દેવતા વિશેષને કથંચિત્ નિત્યાનિત્ય, કથંચિત્ રૂપીઅરૂપી, શુદ્ધાશુદ્ધ આદિ સ્વરૂપે સ્વીકારતા જરા પણ ભેદનો સંભવ નથી રહેતો. તેથી તે આરાધવા યોગ્ય દેવ વિશેષમાં દ્રવ્યત્વધર્મથી નિત્યત્વ, પર્યાયત્વ ધર્મથી અનિત્યત્વ એમ સ્યાદ્વાદ સિધ્ધાંતના અનુસારે અનાદિ કાલથી સત્તાએ શુધ્ધ છતાં જ્યારે જપ, તપ, ધ્યાન, સમાધિયોગથી સર્વ કર્મનો નાશ કરે, ત્યારે સત્તાથી જે શુધ્ધ છે તે વ્યક્તિભાવે પરમ શુધ્ધ પરમાત્મા ઇશ્વર રૂપે પ્રગટ થાય છે. પણ જે અસદ્ છે તેની ઉત્પત્તિ નથી થતી. આમ માધ્યસ્થ્ય ભાવે નિત્યત્વાનિત્યત્વ આદિ સર્વ ઇશ્વર અને અન્ય પદાર્થોમાં સમ્યગ્ રીતે બરાબર સિધ્ધ થાય છે, માટે ઇશ્વરમાં ભાવથી અભેદ સત્ય હોવાથી તે પરમાત્માના અતિશય ગુણની ઉત્કૃષ્ટતામાં બહુમાનથી વંદન, પૂજન, સ્તવના કરનારા આરાધકને સાચા ફલને આપનારી થાય છે, કારણ કે સર્વ દર્શન પંથવાલાને મુક્તિની સાધના સામાન્ય ભાવે ઇષ્ટ છે. ૩૦૪

તે સંબંધી વિશેષ જણાવતા કહે છે—

अविद्याक्लेशकर्मादि–र्यश्च भवकारणम् ।
ततः प्रधानमेवैतत्, संज्ञाभेदमुपागतम् ॥ ३०५ ॥

અર્થ—અવિદ્યા ક્લેશ કર્મ આદિ ભવની પરંપરાનું

કારણ છે, તેને કોઇ પ્રધાન પ્રકૃતિ પણ કહે છે, કોઈ અવિદ્યા કહે છે, કોઇ વાસના પણ કહે છે, તે તો નામ સંજ્ઞાનો ભેદ માત્ર છે, વસ્તુતઃ ભેદ નથી. ૩૦૫

વિવેચન—જગતના સર્વ જીવોને સંસારમાં નરક, તિર્યંચ, દેવ, માનવ વિગેરે ચોરાસી લાખ યોનિઓમાં નવા નવા જન્મ લઈને ભમવું પડે છે, તેનું કારણ અજ્ઞાન, મિથ્યાત્વ, કષાય તથા અશુભ યોગો છે, તેથી તે ભવ હેતુના જે કારણ છે તેને જ અદ્વૈત મતવાલા વેદાન્તીઓ અવિદ્યા કહે છે. સાંખ્યદર્શન કે જે શ્રી કપિલ દેવથી ઉપદેશાયેલ છે તે ક્લેશ કહે છે. જૈન દર્શનના પૂજ્ય પુરૂષો તેને જ કર્મ કહે છે. તેવી જ રીતે સૌગત એટલે શ્રી બુદ્ધ દેવના ઉપાશકો વાસના કહે છે. શૈવ દર્શનકારો પાશ કહે છે. યોગદર્શન રચયિતા પતંજલિ ઋષિ પ્રકૃતિ કહે છે. તેમાં આ પણ પ્રધાન એટલે મુખ્ય રીતે સર્વ જુદા જુદા નામ હોવા છતાં એક જ કાર્યના કરનારા છે, તેથી વિચારો કે અવિદ્યા, અજ્ઞાનતા તે જ્યાં સુધી હોય ત્યાં સુધી સંસારનું બંધન છે, તે પણ યોગ્ય નામ છે. ક્લેશ જીવોને આકુલ વ્યાકુલ કરનારા છે તે પણ યોગ્ય છે. જૈનો કર્મ કહે છે તે પણ દ્રવ્યથી પરમાણુનો સમુદાય જીવોએ શુભાશુભ અધ્યવસાયોથી ગ્રહણ કરેલો હોવાથી ઉદયકાલે શુભાશુભ ફલ રૂપે કર્મ ભોગવાય છે તેથી તે કર્મ નામ પણ યુક્ત છે બૌદ્ધો વાસના કહે છે તે પણ આત્માના અધ્યવસાય રૂપે કર્મનો હેતુ છે તેથી કારણમાં કાર્યનો ઉપચાર થયેલ છે તે પણ યોગ્ય જ નામ છે. શૈવ એટલે મહેશ્વરો પાશ કહે છે, તે પરમાનં-

વાદીઓ જુદા જુદા વિશેષણોનો ઉપચાર કરીને એક બીજાથી તેના જુદા નામો પાડે છે, જેમકે કેટલાક તે કર્મને અમૂર્ત કહે છે, અને કેટલાક મૂર્ત કહે છે, તે તે તેમના દર્શન મતના આગ્રહથી કહે છે, તો પણ તે કર્મને સંસારમાં નવા નવા ભવનું કારણ તો બધા દર્શનકારો સ્વીકારે છે જ, તેમાં જે ભેદ કરે છે તે વિશેષ પ્રકારના સારા જ્ઞાન રૂપ વિવેકના અભાવથી કરે છે. પરંતુ બુદ્ધિવંતને જેમ દેવતા વિશેષના નામ ભેદમાં પણ ગુણવડે અભેદ જોવાય છે, તેમ કર્મ વિશેષમાં નામ ભેદ હોવા છતા સંસારના હેતુ તે કર્મ વાસના, પાશ, પ્રકૃતિ વિગેરેમાં નામ ભેદ હોવાથી પરમાર્થ ભાવે ભેદ ન હોવાથી જે ભેદ માનવો તે અવાસ્તવિક છે, કારણ કે યોગના સર્વ અભ્યાસીઓને યમ, નિયમ વિગેરે યોગની પ્રવૃત્તિઓ વડે તે કર્મમલને દૂર કરવાના છે, મૂર્ત હોય કે અમૂર્ત હોય તો પણ તે બંને પ્રકારના કર્મને દૂર કરવા યોગ્ય જ છે તેને દૂર કરી પરમ મોક્ષની સાધના કરવાની છે. તેથી અન્ય વિશેષ પ્રકારના હોય કે ન હોય તેની કંઈ ચિંતા કરવાની નથી. ૩૦૬

આથી એજ સિદ્ધ થાય છે કે—

ततोऽस्थानप्रयासोऽयं, यत्तद्भेदनिरूपणम् ।
सामान्यमनुमानस्य, यतश्च विषयो मतः ॥ ३०७ ॥

અર્થ—તેથી જ્યાં તત્ત્વથી અભેદ છે ત્યાં ભેદનો પ્રયત્ન નકામો છે, કારણ કે તે સર્વ વિચારણામાં સામાન્ય રીતે અનુમાનનો વિષય છે. ૩૦૭

વિવેચન—તેથી જ્યાં વિશેષપણે પૃથક્ત્વ રૂપ ભેદ નથી ત્યાં તેવા ખોટા ભેદ કરવાનો જે પ્રયત્ન થાય તે અયોગ્ય છે, માટે આ કર્મના વિષયમાં ભેદનો પ્રયાસ કરવાનું સ્થાન નથી. આમ સત્ય તત્ત્વ ચિંતકો માટે જાણવું એટલે જે દેવ તથા કર્મ વિષયમાં પરમાર્થની ગવેષણા કરતા હોય ત્યાં ભેદ કરવો તે અયોગ્ય છે, કારણ કે તે વસ્તુ આરાધ્ય દેવ, તથા કર્મ રૂપ પ્રારબ્ધ, આપણી ચક્ષુ વિગેરે ઇંદ્રિયોથી અગોચર છે. પરંતુ સામાન્ય રીતે તે વસ્તુઓનું અસ્તિત્વ માત્ર રહે છે, અને તેના યોગથી આત્મામાં કાંઇક નવા નવા અનુભવ પણ થાય છે તેમ જાણીયે છીએ. પણ વિશેષ રૂપે તે કેવું છે, ઇશ્વર સાકાર છે કે નિરાકાર, કર્મ મૂર્ત છે કે અમૂર્ત તે વિષે અનુમાન પ્રમાણથી નિશ્ચય કરવાનો રહે છે. કારણ કે જ્યાં વસ્તુ પ્રત્યક્ષ ગોચર ન હોય ત્યાં ચાલુ વ્યવહારમાં પણ આપણે અનુમાન વડે નિશ્ચય કરવાનો હોય છે. દેવ તત્ત્વ તથા કર્મ તત્ત્વ પણ ઇંદ્રિય તથા મનવડે પ્રત્યક્ષ થાય તેવું નથી તેથી આગમ તથા અનુમાન ગમ્ય છે, તેમ અહિંઆં તે વાત બુદ્ધિવંતોને પણ માન્ય છે, તો જ્યાં દેવ વિષયનો વિચાર ચાલતો હોય ત્યાં કયા દેવને દેવત્વ રૂપે માનવા યોગ્ય છે ? તે દેવમાં કયા કયા ગુણ છે તે વિચારવાનું રહે છે, તો નિર્દોષ પુરૂષ વિશેષ એટલે જેના અઢાર દોષ નાશ પામ્યા હોય તેવા વીતરાગ દેવ વિશેષ માનવા યોગ્ય છે. કર્મ પણ અપ્રત્યક્ષ છે તેથી ત્યાં પણ અનુમાનથી નિશ્ચય કરવાનો રહે છે, તે અનુમાનો આ પ્રમાણે કરવા જોઇએ—

"ये ये चयापचयधर्माणस्ते ते क्वचिन्सर्वथाप्युच्छेदं प्रतिपद्यन्ते, यथा क्वचिद्रोगिणि रोगा नभसि वा जला धराः॥"

જે જે નષ્ટ થવાના ધર્મ-સ્વભાવ વાળા પદાર્થો છે તે સર્વથા નષ્ટ પણ થાય છે, જેમ રોગીઓના રોગ તથા આકાશમાં પ્રત્યક્ષ દેખાતી મેઘધારા તે પણ અપચય-વિખરણ ધર્મવાળી હોવાથી નષ્ટ થાય છે તે આપણે નજરે જોઈએ છીએ, તેવી જ રીતે—

"चयापचयधर्माणश्च रागादयः,ततो यत्र ते सर्वथा समुच्छेदभाजः स कश्चित् पुरुषातिशयो मुक्तादिशब्दवाच्यो देवः ॥"

મિલન વિખરણ ધર્મવાળા રાગ દ્વેષ વિગેરે કર્મ સમૂહો છે, તેથી કોઈક પુરૂષ વિશેષમાં સર્વથા પણ નષ્ટ થાય છે. તે કોઈક પુરૂષાર્થી પુરૂષ વિશેષ અતિશય યુક્ત થઈ સર્વ કર્મમલનો ક્ષય કરીને મુક્ત થાય છે, તે પુરૂષને મુક્ત દેવ વિશેષ કહેવાય, તેમજ બીજી વાત કહે છે કે જે બે સરખા સાધન અને પુરૂષાર્થ પૂર્વક એક નિષ્ઠાથી ધનાદિક અર્થ માટે પ્રયત્ન કરે છે, તેમાં એક ધનવંત થાય છે, અન્ય નિર્ધન રહે છે, તેમાં પ્રત્યક્ષ અન્ય કારણ નથી દેખાતું. માટે અવશ્ય અદૃશ્ય-નજરે નહિં પડતુ એવું કારણ હોવું જોઈએ, કારણ કે જે જે કાર્ય થાય છે તેમાં અવશ્ય કારણની અપેક્ષા રહેલી હોય છે. કારણ વિના કોઈ કાર્યની ઉત્પત્તિ થતી નથી. જેમકે કુંભાર વિગેરે સાધન વડે ઘટ બને છે તે આપણે નજરે જોઈએ છીએ. કાર્ય એટલે કરાતી એક ક્રિયાનું ફલ વિશેષ. અહિંઆં બે પુરૂષમાં એકનું ધનવાન

પણું, અન્યનું નિર્ધનપણું તે કાર્ય છે. તેમ જે અદૃશ્ય હેતુ હોય તે કારણ રૂપ કર્મ અવશ્ય માનવું જોઈએ, એમજ અનુમાનથી આરાધ્ય દેવ વિશેષની સિદ્ધિ કરવી જોઈએ. કારણ કે તે સર્વને પ્રત્યક્ષ નથી પણ સામાન્યથી દેવ છે એમ સર્વ માને છે, તેની વિશેષ વિચારણા કરતાં પ્રત્યક્ષથી જાણવું અશકય હોય, ત્યાં કેવી રીતે વસ્તુનો નિશ્ચય થાય? કોઈ કહે છે કે અમારા શાસ્ત્રથી તેનો નિશ્ચય કરશું તે પણ યોગ્ય નથી, કારણ કે જે શાસ્ત્રો છે તે બધા જો આપ્ત પુરૂષ પ્રણીત હોય તો જ બની શકે અન્યથા ન બને, માટે ત્યાં અનુમાન પ્રમાણ વડે તત્ત્વનું નિશ્ચયપણું લાવવું જોઈએ. ૩૦૬

હવે ભગવાન કાલાતીતે કહેલા શાસ્ત્ર વડે તે વસ્તુનું પ્રતિપાદન કરતા જણાવે છે—

साधु चैतद्यतो नीत्या, शास्त्रमत्र प्रवर्तकम् ।
तथाभिधानभेदात्तु, भेदः कुचित्तिकाग्रहः ॥ ३०८ ॥

અર્થ—તે કારણ માટે કાલાતીતે આ જે કહ્યું છે તે સારી નીતિથી યુક્ત જ છે, એમજ સદ્શાસ્ત્રો આ વિષયમાં જ ઉપદેશની પ્રવૃત્તિ કરે છે કે નામ માત્રના ભેદથી વસ્તુ સ્વરૂપનો ભેદ માનવો તે ખરાબ-અશુભ મનનો કદાગ્રહ જ માત્ર છે. ૩૦૮

વિવેચન—શ્રીમાન કાલાતીત ભગવાને જે ઉપર પ્રમાણે કહ્યું છે તે બહુ સુંદર-વખાણવા યોગ્ય જ કહેલું છે, તે માટે પરમાર્થ રૂપ આત્માદિક તત્ત્વચિંતવન કરતાં દેવતા,

ઈશ્વર, આત્મા, કર્મ વિગેરે પદાર્થોના સ્વરૂપમાં શાસ્ત્રરૂપ આગમ એવી જ રીતે ભવ્યાત્માઓને તે તે દેશ કાલ પ્રમાણે ભાષા વિગેરે પદ્ધતિમાં ભેદ પડે છતાં મુખ્ય સાધ્યને અનુલક્ષીને પ્રવૃત્તિ કરે છે, અને ભવ્યાત્માને મોક્ષમાર્ગમાં પ્રવૃત્તિ કરાવે છે, તેથી મુક્ત, બુદ્ધ, શિવ, વિષ્ણુ બ્રહ્મા વિગેરે નામના ભેદથી ભેદ માનવો તે ભારે કદાગ્રહ છે. તેવી જ રીતે કર્મ વિષયમાં નામના ભેદે ભેદ માનવો તે કુટિલતા યુક્ત કદાગ્રહ જ જાણવો, તેથી સત્ય તત્ત્વ આપણા હાથમાં નજ આવે. ૩૦૮

તે માટે જે કરવા યોગ્ય છે તે જણાવે છે—

विपश्चितां न युक्तोऽय-मैदम्पर्यप्रिया हि ते ।
यथोक्तास्तत्पुनश्चारु, हन्ताऽत्रापि निरूप्यतां ॥३०९॥

અર્થ—જે વિદ્વાન છે તેને તો આ પરમાર્થિક વિષયમાં કપટ યુક્ત ખોટો કદાગ્રહ કરવો જરા પણ યોગ્ય નથી, કારણ કે તેઓ સત્ય તત્ત્વની નિશ્ચયતામાં પ્રીતિવાળા હોય છે, તેથી જ્યાં સદ્યુક્તિ ન્યાયથી પૂર્ણ વચન તેને જ માનવાપણું હોવાથી આટલો વિચાર કરવો જોઈએ. ૩૦૯

વિવેચન—જે પરમાર્થ તત્ત્વ ગવેષણા કરનારા પંડિત પુરૂષો છે, તેમને પારમાર્થિક તત્ત્વની સત્ય ગવેષણામાં સ્વ કે પરપક્ષનો ભેદ રાખી કુયુક્તિવાળા ખોટા સિદ્ધાંતનો કદાગ્રહ કરવો તે જરા પણ યોગ્ય નથી, કારણ કે તત્ત્વોનો નિશ્ચય જેમને પ્રિય છે, તેમને તો જ્યાં જ્યાં ન્યાયયુક્તિથી સત્ય હોય તે મારૂં એનો જ સ્વીકાર કરવાનો

પરિણામિત્વ પ્રાપ્ત ન થાય, તેમજ અનુગ્રહ કરનાર, અનુગ્રહ માંગનાર અને અનુગ્રહત્વ પણ અસિદ્ધ થાય છે. તેથી તે ઈશ્વર, જીવ, પ્રધાન, કર્મ વિગેરેમાં અસિદ્ધતા પ્રાપ્ત થાય છે. આથી સર્વ પદાર્થોમાં અનેક સ્વરૂપતા (અનેક સ્વભાવતા) ઈચ્છા ન હોવા છતાં અદ્વૈતવાદીને માનવી પડે છે, એટલે પરિણામિકતા સર્વ પદાર્થોમાં સ્વીકારવી પડશે. ૩૧૦

આથી શું સિદ્ધ થયું તે જણાવે છે:—

**सर्वेषां तत्स्वभावत्वा–त्तदेतदुपपद्यते ।**
**नान्यथातिप्रसङ्गेन, सूक्ष्मबुद्ध्या निरूप्यताम् ॥३११॥**

અર્થ—સર્વ પદાર્થોમાં તેમના તેવા પ્રકારના સ્વભાવ હોવાથી તેઓની પરિણામિકતા સિદ્ધ થાય છે. બીજી રીતે માનતાં અતિવ્યાપ્તિ આવે છે, માટે તે વાત સૂક્ષ્મ બુદ્ધિથી વિચારવી જોઈએ. ૩૧૧

વિવેચન—સર્વ પદાર્થો એટલે ઈશ્વર, જીવ, કર્મ વિગેરે વસ્તુઓમાં અનુગ્રહ, અનુગ્રાહ્યતા વિગેરે ધર્મો છે, તેની સિદ્ધિ તેઓ સર્વ પદાર્થોમાં રહેલા સ્વસ્વભાવત્વ રૂપ અનુગ્રાહક પ્રવૃત્તિ અધિકારથી નિવૃત્તિવાળી થઈ હોય, બીજા અનુગ્રાહ્ય રૂપવાળા હોય તેમનામાં ઈશ્વરનો જે અનુગ્રહ થાય છે તે જો પરિણામ સ્વભાવ હોય તોજ બને છે. એટલે ઈશ્વરમાં સત્તામાં રહેલો અનુગ્રહ સ્વભાવ વ્યાપારમાં પ્રવૃત્ત થાય અને જીવાત્માનો તેવા અનુગ્રહને યોગ્ય શુભ કર્મનો ઉદય જાગતો હોય ત્યારે અનુગ્રાહ્ય જીવાત્મા ઉપર અનુગ્રહ

રૂપ ઉપકાર કરી શકે છે. માટે સર્વ વસ્તુઓમાં જે પરિ-ણામકતા એટલે નવા નવા પર્યાયને પામવાની સ્વભાવતા હોવાથી જ તે બને છે, અન્યથા તે વિના નથીજ બનતું. માટે પરિણામિકતાને ન માનવામાં અતિવ્યાપ્તિ દોષ રૂપ પ્રસંગ પ્રગટે છે, માટે આ વાત નિપુણ જ્ઞાનવાળાએ સ્થિરતા પૂર્વક વિચારવો જોઇએ. ૩૧૧

હવે ચાલુ પ્રકરણમાં તીર્થંકર વિગેરેની વિચારણા કરીએ છીએ:—

**आत्मनां तत्स्वभावत्वे, प्रधानस्यापि संस्थिते ।**
**ईश्वरस्यापि सन्न्यायाद्, विशेषोऽधिकृतो भवेत् ॥३१२॥**

અર્થ—આત્માનો તેવો સ્વભાવ હોવાથી તેમજ પ્રધાન કર્મનો પણ તેવા પ્રકારનો સ્વભાવ હોય અને ઈશ્વ-રમાં તેવા પ્રકારનો સ્વભાવ હોય તો તે સત્ય ન્યાયથી વિશેષ પ્રકારનો અધિકાર સિદ્ધ થાય છે. ૩૧૨

વિવેચન—આત્માઓ એટલે જીવાત્માઓમાં તેવા પ્રકારનો અનુગ્રાહકતાને યોગ્ય સ્વભાવ હોય છે, તેમ જ્યારે પ્રગટ રીતે સિદ્ધ થાય છે ત્યારે અવશ્ય પૂર્વે જણાવ્યા પ્રમાણે ઇશ્વરમાં પણ પરિણામ સ્વભાવ સિદ્ધ થાય છે. તે વડે અનુગ્રહ કરવાની યોગ્યતા પણ સિદ્ધ થાય છે, તેવી સાચી ન્યાયની યુક્તિ જે ઉપર જણાવી છે તે પ્રમાણે સિદ્ધ થાય તો ઉપકાર કરવા યોગ્ય ભવ્યાત્મા ઉપર તેની યોગ્યતાથી પરમાત્મા ઈશ્વરનો ઉપકાર ભવિતવ્યતાથી પ્રાપ્ત થાય છે, અને તે સ્યાદ્વાદ રૂપે સત્ય ન્યાયથી વિચારતાં

હોય છે, તેમ મહર્ષિ શ્રીકાલાતીત કહે છે, તેથી જ નહિ પણ બીજા પણ સર્વ પરમાર્થદર્શી પંડિતો છે તે પણ કહે છે કે, પક્ષ ભેદનો ત્યાગ કરી, સત્ય તત્ત્વની ગવેષણા શુદ્ધ અને સૂક્ષ્મ બુદ્ધિના ઉપયોગથી કરવી જોઇએ. તેજ પંડિતનો સત્ય ધર્મ છે. ૩૦૯

હવે શ્રીકાલાતીતના મતની સાથે અમારા મતમાં વિશેષણનો જે ભેદ છે તે જણાવીયે છીએ—

उभयोः परिणामित्व, तथाभ्युपगमाद् ध्रुवम् ।
अनुग्रहात्प्रवृत्तेश्च, तथाध्धाभेदतः स्थितम् ॥ २१० ॥

અર્થ—બંને વસ્તુઓનું પરિણામીપણું જ્યારે સ્વીકારવામાં આવે તો તેને અનુસારે ધ્રુવત્વ સિદ્ધ થાય અને અનુગ્રહથી પ્રવૃત્તિનું સાધક થાય છે. તેમજ કાળથી ભેદની પણ નિશ્ચય સિદ્ધતા આવે છે. ૩૧૦

વિવેચન—શ્રીમાન કાલાતીત મહર્ષિ કહે છે કે ઉભય-ઇશ્વર અને પ્રધાન કર્મ પ્રકૃતિઓના પરિણામિકત્વનો જ્યારે સ્વીકાર થાય, ત્યારે જ વસ્તુઓમાં કથંચિત્ ધ્રુવત્વ એટલે સ્યાદ્ નિત્યત્વનો નિશ્ચય થાય છે. " उत्पाद–विनाश–ध्रुवत्वयुक्तं सद्द्रव्यं " જેમાં પરિણામોનો-પર્યાયોનો ઉત્પાદ થાય અને વિનાશ થાય છે તેમ માનીએ તોજ તેમાં ઉભયમાં કથંચિત જે સ્થિર ભાવે રહે છે તે સદ્રૂપ-વિદ્યમાન દ્રવ્ય છે, તેથી ઈશ્વર રૂપ ચૈતન્ય ધર્મવાન્ પરમાત્મા સત્તાથી નિત્ય હોવા છતાં સમયે સમયે નવા નવા પરિણામ રૂપ પર્યાયને ધરનારા છે. તેથીજ દ્રવ્યાર્થિક નયની અપેક્ષા

વડે આત્મ દ્રવ્યનું ધ્રુવત્વ–નિત્યત્વ સિદ્ધ થાય છે. તે કારણેજ અનુગ્રહ એટલે તેવા પ્રકારના યોગ્ય જીવાત્માની ઉત્તમ ભક્તિ–પૂજા–ધ્યાન વડે ઇશ્વરનો અનુગ્રહ એટલે કૃપા મેળવી શકે છે, એટલે પોતાને અનુકુલ સાધન ઇશ્વર પાસેથી મેળવે છે. ઇશ્વર દાન કરે તે પરિણામી ભાવે ન હોય તો કેમ થાય માટે જીવ અને ઇશ્વર બંનેમાં પરિણામિતા સિદ્ધ થાય છે. તેવીજ રીતે પ્રધાન પ્રકૃતિ કે માયા રૂપ કર્મને પણ જીવાત્માના વ્યાપારને અનુસારે મળવા વિખરવા રૂપ ક્રિયા કરણત્વ હોવાથી પરિણામિકતાની સિદ્ધિ થાય છે, એટલે સર્વ વસ્તુની સિદ્ધિ થવામાં તેવા પ્રકારના દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવની પણ અનુકુલતા જોઇએ. આમ આત્મા, ઇશ્વર, કર્મ રૂપ પ્રધાન અને કાલ વિગેરેનું પરિણામિત્વ માનવું જોઇએ. કારણ કે જગતમાં કાલથી અનુક્રમે સર્વ ક્રિયાની પ્રવૃત્તિ થાય છે. આથી એમ સમજવાનું કે કાલની સમય વડે ભિન્નતા સિદ્ધ થાય છે. વ્યવહારમાં દિવસ, રાત, ઘડી, પલ, માસ, ઋતુ, અયન વિગેરે વિભાગો કાલના થાય છે, તેમજ સમય તે કાલનો બહુ સૂક્ષ્મ ભેદ છે, તો જીવોને તપ, જપ, યમ, નિયમ કરતાં, ઇશ્વરનું ધ્યાન કરતાં જેમ જેમ યોગ્યતા પ્રાપ્ત થાય તેમ તેમ કાલના ક્રમથી જીવાત્માના પુન્યબલથી ઇશ્વરની કૃપા થાય છે, તેવીજ રીતે પ્રધાન પ્રકૃતિ (કર્મ) પણ અનુક્રમે તેનાં ફલ આપવામાં અનુકુલ ભાવે પ્રવૃત્ત થાય છે. પણ જો તે સર્વ પદાર્થોની એકાંત કુટસ્થ રૂપ સ્થિર સ્વભાવથી એક રૂપ નિત્યતા માનવા જઇએ તો ક્રિયા કરવા રૂપ

પરિણામિત્વ પ્રાપ્ત ન થાય, તેમજ અનુગ્રહ કરનાર, અનુગ્રહ માંગનાર અને અનુગ્રહત્વ પણ અસિદ્ધ થાય છે. તેથી તે ઈશ્વર, જીવ, પ્રધાન, કર્મ વિગેરેમાં અસિદ્ધતા પ્રાપ્ત થાય છે. આથી સર્વ પદાર્થોમાં અનેક સ્વરૂપતા (અનેક સ્વભાવતા) ઈચ્છા ન હોવા છતાં અદ્વૈતવાદીને માનવી પડે છે, એટલે પરિણામિકતા સર્વ પદાર્થોમાં સ્વીકારવી પડશે. ૩૧૦

આથી શું સિદ્ધ થયું તે જણાવે છે:—

सर्वेषां तत्स्वभावत्वा–त्तदेतदुपपद्यते ।
नान्यथातिप्रसङ्गेन, सूक्ष्मबुद्ध्या निरूप्यताम् ॥३११॥

અર્થ—સર્વ પદાર્થોમાં તેમના તેવા પ્રકારના સ્વભાવ હોવાથી તેઓની પરિણામિકતા સિદ્ધ થાય છે. બીજી રીતે માનતાં અતિવ્યાપ્તિ આવે છે, માટે તે વાત સૂક્ષ્મ બુદ્ધિથી વિચારવી જોઈએ. ૩૧૧

વિવેચન—સર્વ પદાર્થો એટલે ઇશ્વર, જીવ, કર્મ વિગેરે વસ્તુઓમાં અનુગ્રહ, અનુગ્રાહ્યતા વિગેરે ધર્મો છે, તેની સિદ્ધિ તેઓ સર્વ પદાર્થોમાં રહેલા સ્વસ્વભાવત્વ રૂપ અનુગ્રાહક પ્રવૃત્તિ અધિકારથી નિવૃત્તિવાળી થઇ હોય, બીજા અનુગ્રાહ્ય રૂપવાળા હોય તેમનામાં ઇશ્વરનો જે અનુગ્રહ થાય છે તે જો પરિણામ સ્વભાવ હોય તોજ બને છે. એટલે ઇશ્વરમાં સત્તામાં રહેલો અનુગ્રહ સ્વભાવ વ્યાપારમાં પ્રવૃત્ત થાય અને જીવાત્માનો તેવા અનુગ્રહને યોગ્ય શુભ કર્મનો ઉદય જાગતો હોય ત્યારે અનુગ્રાહ્ય જીવાત્મા ઉપર અનુગ્રહ

રૂપ ઉપકાર કરી શકે છે. માટે સર્વ વસ્તુઓમાં જે પરિ-
ણામકતા એટલે નવા નવા પર્યાયને પામવાની સ્વભાવતા
હોવાથી જ તે બને છે, અન્યથા તે વિના નથીજ બનતું.
માટે પરિણામિકતાને ન માનવામાં અતિવ્યાપ્તિ દોષ રૂપ
પ્રસંગ પ્રગટે છે, માટે આ વાત નિપુણ જ્ઞાનવાળાએ સ્થિરતા
પૂર્વક વિચારવો જોઇએ. ૩૧૧

હવે ચાલુ પ્રકરણમાં તીર્થંકર વિગેરેની વિચારણા
કરીએ છીએઃ—

**आत्मनां तत्स्वभावत्वे, प्रधानस्यापि संस्थिते ।**
**ईश्वरस्यापि सन्न्यायाद्, विशेषोऽधिकृतो भवेत् ॥३१२॥**

અર્થ—આત્માનો તેવો સ્વભાવ હોવાથી તેમજ
પ્રધાન કર્મનો પણ તેવા પ્રકારનો સ્વભાવ હોય અને ઇશ્વ-
રમાં તેવા પ્રકારનો સ્વભાવ હોય તો તે સત્ય ન્યાયથી
વિશેષ પ્રકારનો અધિકાર સિદ્ધ થાય છે ૩૧૨

વિવેચન—આત્માઓ એટલે જીવાત્માઓમાં તેવા
પ્રકારનો અનુગ્રાહકતાને યોગ્ય સ્વભાવ હોય છે, તેમ જ્યારે
પ્રગટ રીતે સિદ્ધ થાય છે ત્યારે અવશ્ય પૂર્વે જણાવ્યા
પ્રમાણે ઇશ્વરમાં પણ પરિણામ સ્વભાવ સિદ્ધ થાય છે. તે
વડે અનુગ્રહ કરવાની યોગ્યતા પણ સિદ્ધ થાય છે, તેવી
સાચી ન્યાયની યુક્તિ જે ઉપર જણાવી છે તે પ્રમાણે
સિદ્ધ થાય તો ઉપકાર કરવા યોગ્ય ભવ્યાત્મા ઉપર તેની
યોગ્યતાથી પરમાત્મા ઈશ્વરનો ઉપકાર ભવિતવ્યતાથી પ્રાપ્ત
થાય છે, અને તે સ્યાદ્વાદ રૂપે સત્ય ન્યાયથી વિચારતાં

તેવા પ્રકારની ભવિતવ્યતાને યોગે ભવ્યાત્માઓ ઉપર ઉપકાર કરનારા શ્રેષ્ઠ અતિશયવંત હોવાથી વિશેષ પ્રકારે અરિહંત તીર્થંકરો જ તેના યોગ્ય અધિકારી હોય છે. ૩૧૨

હવે તીર્થંકરાદિકમાં જે તેવા પ્રકારનો સ્વભાવ છે તે જીવોને ઉપકારનો હેતુ બને છે તે જણાવતાં કહે છે કે:—

**सांसिद्धिकं च सर्वेषा–मेतदाहुर्मनीषिणः ।**
**अन्ये नियतभावत्वा–दन्यथा न्यायवादिनः ॥ ३१३ ॥**

અર્થ—સર્વ પદાર્થો પોતાના સ્વભાવથી સર્વદા સિદ્ધ છે એમ સર્વ ડાહ્યા વિચારકો કહે છે, અને કેટલાક નિશ્ચિત એક સ્વભાવવાળા પદાર્થો છે તેમ માને છે. તેમજ તેથી અન્ય રીતે ન્યાયવાદીઓ માને છે. ૩૧૩

**વિવેચન**—જગતના સર્વ પદાર્થો સાંસિદ્ધિક—સહજ-નિશ્ચિત પોતપોતાના સ્વભાવ પ્રમાણે વર્તે છે, એટલે સહજ-ભાવે પરિણામિક સ્વભાવમાં સ્વગુણ પર્યાયમાં વર્તે છે, પરસ્વભાવમાં પ્રાયઃ ગમન નથી કરતા. કહેવાનું કે આત્મા, ઈશ્વર, કર્મ વિગેરેનો એજ સ્વભાવ છે કે પોતાના ગુણ-પર્યાયમાં પ્રવૃત્તિ કરવી એમ જૈનો જે ન્યાયની યુક્તિ પ્રમાણે સમ્યગ્ રીતે વિચાર કરનારા છે તેઓ માને છે. કહ્યું છે કે—

"आदीपमाव्योम–समस्वभावं,
स्याद्वादमुद्रानतिभेदी वस्तु"

લોકમાં ક્ષણિક દેખાતા દીપક વિગેરે પદાર્થોથી માંડીને શાશ્વતા નિત્ય દેખાતા આકાશ આદિ સર્વે પદાર્થો એકાંત

નિત્ય છે એમ વૈશેષિક વગેરે મતવાળા માને છે. અને દ્વ્યણુક આદિ સર્વ પદાર્થો એકાંત અનિત્ય જ છે.

" तं नित्यमेकमनित्यमन्यदिति । "

એમ એકાંત ભાવે માને છે. પણ અપેક્ષાએ સર્વ વસ્તુ દ્રવ્યાર્થિક ભાવે નિત્ય છે અને પર્યાયાર્થિક ભાવે અનિત્ય છે તેને તે જોઈ શકતા નથી તેથી તેમ માને છે અને પ્રતિપાદન કરે છે. અન્ય જે નિયતિવાદીઓ છે તે એકલી નિયતિને સર્વ જગતનું ઉત્પત્તિ કારણ માને છે. કહે છે કે—

" सर्वं जगदेकनियतस्वभावत्वात् तेन रूपेण प्रवर्तते "

સર્વ જગતના પદાર્થો એક નિયતિ નિશ્ચિત જે ભાવી ભાવ હોય તે પ્રમાણે જ પ્રવૃત્તિ કરે છે. દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ પણ તે ભાવિભાવને આધારે નિશ્ચિત કરાયેલા છે. તેજ ભાવે એટલે સ્વભાવને અનુસારે જે તીર્થંકરો વિગેરેની સત્તા પ્રવર્તે છે તે પણ નિયતિ ભાવને આધારે જ છે. તે નિયતિનો જો અસ્વીકાર કરવામાં આવે તો જે જૈનો સહજ સ્વભાવ રૂપ સાંસિદ્ધિકતા માને છે તે વિરૂદ્ધ લક્ષણવાળી થઇને અસિદ્ધ થાય છે. માટે તે સાંસિદ્ધતા નિયતિ રૂપ જ છે એવું નિયતિવાદીનું માનવું છે. એમ ન્યાયવાદીઓ યુક્તિ પૂર્વક બોલે છે તેવી જ રીતે નિયતિવાદી પંડિતોનો આ મત છે તે જણાવે છે—

" यद्यदा तत्तदा यद् यत्र तत्तत्र यद्येन तत् तेन यद् यस्य तत् तस्य यद् भवति तद् भवति यन्न भवति तन्न भवतीति ॥ "

જે જ્યારે થવાનું હોય ત્યારે જ થાય, અન્ય કાલમાં

નથી જ થતું. જે જ્યાં થવાનું હોય ત્યાં જ થાય, અન્ય સ્થાનમાં નથી જ બનતું. જે વસ્તુ જેનાથી થવાની હોય તે તેનાથી જ થાય, અન્યના પ્રયત્નથી નથી જ થતી. જેને જેનો સંબંધ થવાનો હોય તેને તેનો જ થાય, અન્ય સાથે નથી જ થતો. જે થવાનું હોય તે અવશ્ય થાય જ છે અને જે નથી થવાનું તે કદાપિ પણ નથી જ થતું. તેમજ બીજી વાત જણાવતાં કહે છે કે—

"प्राप्तव्यो नियतिबलाश्रयेण योऽर्थः,
सोऽवश्यं भवति नृणां शुभोऽशुभो वा ॥
भूतानां महति कृतेऽपि हि प्रयत्ने,
नाऽभाव्यं भवति न भाविनोऽस्ति नाशः ॥१॥

જે પદાર્થો થવા યોગ્ય છે તે નિયતિબલના આશરાથી જ પ્રાપ્ત થવાના છે તેમ અવશ્ય માનવું. જેમકે જીવોને શુભ વા અશુભ ભાવ પ્રાપ્ત થવા યોગ્ય છે તે થાય જ છે. તેમાં જીવ મહાન પ્રયત્ન કરે તો પણ નથી રોકાતો. જે થવાનો છે તેને રોકવા મહાન પ્રયાસ કરે તો પણ તે અવશ્ય બને છે. તેનો નાશ નથી કરી શકાતો. તેમજ જે ન બનવાનો હાય તેને કરવા હજાર ઉપાય થાય તો પણ તે નથી જ બનતો એટલે સર્વત્ર નિયતિજ બલવત્તર છે. એમ નિયતિવાદીઓનો મત છે. ૩૧૩

જે નિયતિવાદ છે તે પણ પદાર્થના સહજ સ્વભાવને અનુસરનારો છે. સાંસિદ્ધિક જ—સ્વભાવને અનુસારે જ છે તે જણાવે છે—

सांसिद्धिकमदोऽप्येव—मन्यथा नोपपद्यत ।
योगिनो वा विजानन्ति, किमस्थानग्रहेण नः ॥३१४॥

અર્થ—નિયતિ ભાવં પણ સાંસિદ્ધિક સ્વરૂપે જે છે તે પણ આત્માનો સહજ સ્વભાવ છે. તે જો ન હોય તો નિયતિની સિદ્ધિ સાંસિદ્ધિક સ્વભાવથી નહિ જ બને, કારણ કે તે તેનાથી જ થાય છે. આ વાત અનુભવી યોગીઓ જાણે છે. આપણે તેમાં અયોગ્ય કદાગ્રહ કરવો યોગ્ય નથી. ૩૧૪

વિવેચન—જેમ સાંસિદ્ધિકપણું આત્મ સ્વભાવથી ઉપજેલું છે. તેવી જ રીતે નિયતિ ભાવ પણ આત્મ સ્વભાવથી ઉપજેલો છે. તો પછી નિયતિ સ્વભાવત્વ તત્સ્વભાવત્વને પણ તેમજ આત્મ સ્વભાવત્વ છે તેમ જાણવું. આમ વસ્તુ સ્વરૂપ હોવાથી સાંસિદ્ધિકત્વ વિના નિયતિ ભાવની સિદ્ધિ નથી થતી. જેમકે વાંઝણીના પુત્રને ઉપજવામાં પોતાના સ્વભાવને છોડીને અન્ય નિયતિભાવ વિશેષ કેવી રીતે સિધ્ધ થાય ? ન જ થાય, તે કારણે પદાર્થોથી થનારા સર્વ કાર્યોને વ્યાપક થયેલ સાંસિધ્ધિક રૂપ તત્સ્વભાવત્વને હેતુ માનવો, અથવા અવિવાદનો ભેદ આત્મ સ્વરૂપ પ્રત્યક્ષ કરનારા યોગી કે જે દિવ્ય દૃષ્ટિવાળા છે. તે આ નિયતિ આદિનું સત્ય સ્વરૂપ જાણે છે. કારણ કે જે આપણી ઇંદ્રિયોથી પ્રત્યક્ષ ન હોય તેમાં આપણો કદાગ્રહ નકામો છે. ૩૧૪

હવે એ વાત જણાવતા કહે છે—

अस्थानं रूपमन्धस्य, यथा सन्निश्चयं प्रति ।
तथैवातीन्द्रियं वस्तु, छद्मस्थस्यापि तत्त्वतः ॥३१५॥

અર્થ—અંધને રૂપ દેખાડવાનું અને તેનો નિશ્ચય કરાવવાનું અસ્થાને છે, નકામુ છે. તેમ આપણા જેવા છદ્મસ્થ કે જેને દિવ્યદૃષ્ટિ નથી તેઓને ઇંદ્રિયથી અગોચર વસ્તુનો વિવાદ કરવો અયોગ્ય છે તેમ સમજવું. ૩૧૫

વિવેચન—આંખથી જોવાનો વ્યાપાર જેમનાથી નથી બની શકતો, તેવા અંધ લોકોને આ લાલ છે, પીળું છે, આ લીલું છે કે આ ધોળું છે તેવા સ્વરૂપનો નિશ્ચય નથી કરાવી શકાતો, તેથી તે માટે પ્રયત્ન કરવો નકામો છે. પરંતુ જેને વિકાસવાળી પ્રફુલ્લ આંખો હોય તેને રૂપાદિકનો નિશ્ચય કરાવાય છે, તેમ અંધને રૂપનું દર્શન અને નિશ્ચય કરાવવાનો પ્રયત્ન નકામો છે. તે ન્યાયે આપણા જેવા છદ્મ-સ્થ કે જેને અગોચર વસ્તુનો બોધ કરવાની યથાર્થ શક્તિ નથી, માત્ર ઇંદ્રિયોથી બહારના પદાર્થો જાણવા–દેખવાનું અભિમાન ધરે છે, તેવા મનુષ્યોને ઇંદ્રિયોથી અને મનથી પણ અગોચર–અપ્રત્યક્ષ એવા આત્મા, પરમેશ્વર, કર્મ વિગેરે પારમાર્થિક પદાર્થોના સ્વરૂપનો પ્રત્યક્ષ ભાવે નિશ્ચય કેવી રીતે કરાવાય? ફક્ત પરમાર્થ દૃષ્ટિને જગાડનારી અપક્ષ પાતવાળી ન્યાયની યુક્તિ રૂપ અનુમાન પ્રમાણવડે જ તેનો નિર્ણય થાય તેમ છે. ૩૧૫

જો છદ્મસ્થથી અતીંદ્રિય વસ્તુનો નિશ્ચય નજ બને તો તેનો ઉપદેશ કરવાનો કેવી રીતે યોગ્ય હોય? તેનો ઉત્તર આપતાં જણાવે છે:—

हस्तस्पर्शसमं शास्त्रं, तत एव कथंचन ।
अत्र तन्निश्चयोऽपि स्यात्, तथा चन्द्रोपरागवत् ॥३१६॥

અર્થ—હાથના સ્પર્શથી અંધ પુરૂષ પણ વસ્તુનો કાંઇક નિશ્ચય કરે છે, તેવીજ રીતે શાસ્ત્ર પણ શ્રદ્ધાવંતને આ અગોચર વસ્તુ સંબંધી કાંઇક અંશે નિશ્ચય કરાવે છે. જેમ ચંદ્રગ્રહણ દૂર હોવા છતાં નિશ્ચય થાય છે, તેમ શાસ્ત્ર વડે કાંઇક અંશે પારમાર્થિક અગોચર વસ્તુનો નિશ્ચય થાય છે. ૩૧૬

વિવેચન—જેવી રીતે આંધળા મનુષ્યને હસ્તના સ્પર્શ વડે વસ્તુઓનો બોધ–આ આકાર છે, આ ભારે છે વા હલકો છે, કોમલ છે વિગેરે રૂપે થાય છે, તેમ ઇંદ્રિયો અને મનથી જાણી ન શકાય તેવા આત્મા, કર્મ, ઈશ્વર વિગેરે પદાર્થોનો બોધ શાસ્ત્ર સાંભળવાથી શ્રદ્ધાયુક્ત છદ્મસ્થ મનુષ્યને કોઇક પ્રકારે કાંઇક અંશે થાય, તેથી શાસ્ત્ર જે અતીંદ્રિય પદાર્થને જાણવામાં ચસ્માનું કામ કરે છે તે શાસ્ત્રોવડે તે આત્મા ઈશ્વર અને કર્મ વિગેરે પદાર્થોનો નિશ્ચય કરાવશે. તે પણ વિશેષ રૂપે કાંઇક અનુભવ થવામાં હેતુ બને છે. જેમ ચંદ્રગ્રહણ વા સૂર્યગ્રહણ દૂર હોવા છતાં અર્ધો ભાગ કે પા ભાગ કાળા પારદર્શક કાચથી અનુમાનથી રાહુ આટલા અંશે સૂર્ય કે ચંદ્રને ગ્રહણ કરી ગળી ગયો છે એમ નિશ્ચય થાય છે, તેમ શાસ્ત્ર વડે ઇંદ્રિયોથી અગોચર વસ્તુ વિશેષ રૂપે અનુભવવામાં આવશે એટલે છદ્મસ્થ આત્મા દેવ, ગુરૂ, ધર્મ, કર્મ, ઈશ્વર વિગેરે વસ્તુઓનો નિશ્ચય તેના લક્ષણ, સ્વભાવ વિગેરેના બોધવડે કરી શકે છે. ૩૧૬

તે વાતને સમાપ્ત કરતાં જણાવે છે:—

अहं सर्वत्र सन्त्यज्य, तद्गम्भीरेण चेतसा ।
शास्त्रगर्भः समालोच्यो, ग्राह्यश्चेष्टार्थसङ्गतः ॥ ३१७ ॥

અર્થ—આગ્રહનો સર્વ પ્રકારે દેવ, ગુરૂ, ધર્મ, જીવ આદિના વિષયમાં ત્યાગ કરીને ગંભીરતા યુક્ત મનવડે શાસ્ત્રમાં કહેલા ભાવોને શાંતિ પૂર્વક વિચારીને પદાર્થોના લક્ષણક્રિયા વિગેરે ચેષ્ટાને ધ્યાનમાં રાખી પરમાર્થને વિવેક પૂર્વક વિચારીને ગ્રહણ કરવો જોઇએ. ૩૧૭

વિવેચન—એ પ્રમાણે દૈવ એટલે સામાન્ય લોક જેને પ્રારબ્ધ અથવા કર્મ કહે છે, કોઇક નસીબ કહે છે, કોઇક કિસ્મત કહે છે તે કર્મ, અને પુરૂષાકાર એટલે પુરૂષ–આત્માનો પ્રયત્ન. એ બંને વસ્તુ આત્માના ધર્મજ છે. એક ક્રિયા રૂપ છે તો બીજો ફળ રૂપ છે. તે બંને પણ સરખા બલવાળા પ્રત્યક્ષ અનુભવાય છે, કારણ કે પરિણામી સ્વભાવ તેમાં રહેલો છે. તેથી જે દૈવ કહેવાય છે તે કર્મ તથા પુરૂષાર્થ તેમજ ઇશ્વર આત્મા વિગેરે સર્વ વસ્તુ પરિણામિત્વ સ્વભાવવાળા છે એમ પૂર્વે વ્યવસ્થિત રીત સિદ્ધ થયે છતે જીવાજીવાદિક સર્વ વસ્તુ ન્યાય પૂર્વક દ્રવ્ય સ્વરૂપે નિત્ય છે, અને પર્યાય સ્વરૂપે અનિત્ય છે એટલે સ્યાદ્ નિત્યાનિત્ય રૂપે છે, પરંતુ બીજી રીતે એકાંત નિત્ય વા અનિત્ય નથીજ, તેથી તેવા રૂપે એકાંત નિત્ય વા અનિત્ય માનવાથી વાસ્તવિક સિધ્ધિ થતી નથી. ૩૧૮

એ વાતની ભાવના કરતાં જણાવે છે:—

दैवं नामेह तत्त्वेन, कर्मैव हि शुभाशुभम् ।
तथा पुरुषकारश्च, स्वव्यापारो हि सिद्धिदः ॥३१९॥

અર્થ—દૈવ એટલે અહિંઆં તત્ત્વ રૂપ કર્મ કે જે શુભ વા અશુભ ફલનું નિમિત્ત થાય છે તે જાણવું, તથા પુરૂષકાર એટલે જીવાત્માનો જે પ્રયત્ન રૂપ વ્યાપાર છે તે જાણવો. આ બંનેનો સહયોગ ઈષ્ટ ફલની સિદ્ધિ આપનારો થાય છે. ૩૧૯

વિવેચન—દૈવ અને પુરૂષકારનો તુલ્ય કાર્ય સાધક સ્વભાવ છે તેની વિચારણા કરતાં દૈવ એ નામ કર્મને કહેવાય છે, કોઈ પ્રારબ્ધ પણ કહે છે, કોઇ નશીબ પણ કહે છે, કોઈ કિસ્મત કહે છે, તે જીવોએ પૂર્વ કાલમાં જે શુભ વા અશુભ અધ્યવસાય- વિચારો વડે તેવી અશુભ વા શુભ ક્રિયા વડે બાંધ્યા હોય તે કર્મજ છે તેમ જાણવું. કારણકે દૈવનો રૂઢ અર્થ શુભાશુભ અથવા પ્રશસ્ત વા અપ્રશસ્ત કર્મજ થાય છે, તેજ લોકમાન્ય અર્થ લેવો યોગ્ય છે, પરંતુ જે વ્યુત્પત્તિ કરતાં દેવતા તરફથી થયેલ અનુગ્રહ વા અપગ્રહ એ અર્થ લેવો અહિ યોગ્ય નથી, તેમજ પુરૂષકાર વા પુરૂષાકાર એટલે જીવાત્માનો ઈષ્ટ અર્થ માટે કરાતો વ્યાપાર રૂપ પ્રયત્નજ જાણવો, પરંતુ ઈશ્વરાદિનો વ્યાપાર એ યોગ્ય અર્થ નથી. આ બે એટલે કર્મ અને પુરૂષાર્થ સમ્યગ્ વિવેકવંત આત્માને વિવક્ષિત ઈષ્ટ કાર્યની પ્રાપ્તિમાં સિદ્ધિ આપનારા થાય

અર્થ—સંસારમાં રહેલા સર્વ જીવાત્માને જે કર્મ બંધ થાય છે તે જીવના વ્યાપાર વિના નથી સંભવતો, તેમજ વ્યાપાર કરતા જે ફળ આવવું જોઈએ તે કર્મના સંબંધ વિના નથી આવતું, તેમજ શુભાશુભ કર્મનું ફલ પણ પુરૂષાર્થ વિના નથી આવતું, આમ અન્યોઅન્ય—પરસ્પર કર્મ અને પુરૂષાર્થ-ને સંબંધ વ્યવહાર નયની અપેક્ષાથી જોડાયેલો છે તેમ જાણવું. ૩૨૧

વિવેચન—સંસારમાં રહેલા જીવો અનેક પ્રકારના સુખ દુઃખનો જે અનુભવ કરે છે, તેમાં પુરૂષાર્થ તથા કર્મની મુખ્યતા તથા ગૌણતા રહેલી છે, તેમ અવશ્ય અનુભવાય છે. જે કર્મ જીવ કરે છે તે તેવા પ્રકારના પુરૂષાર્થ રૂપ વ્યાપાર વિના નથી બનતા, એટલે મનવડે વચનવડે અને કાયાવડે જે વ્યાપાર ક્રિયારૂપ પુરૂષ પ્રયત્ન થાય છે, તે વડે જીવાત્મા સંસારના બંધન રૂપ શુભ વા અશુભ કર્મ ઉપજાવે છે, તેમજ તે કરેલા કર્મના ફલની પ્રાપ્તિ પણ તેવા પ્રકારની બુદ્ધિ અને વ્યાપાર વિના નથી સંભવતી. કહ્યું છે કે—

" असंभवं हेममृगस्य जन्म, तथापि रामो लुलुभे मृगाय ।
प्रायः समापन्नविपत्तिकाले, धियोऽपि पुंसां मलीना भवंति "॥

જગતમાં સુવર્ણના મૃગનો જન્મ થવાનો સંભવ નથી એમ સર્વ કોઈ જાણે છે, છતાં શ્રીમાન રામચંદ્ર દેવ શ્રીમતી સીતાદેવીના આગ્રહને વશ થઈને તે દેખાતા મૃગને સુવર્ણ મૃગ માનીને તેને ગ્રહણ કરવાના લોભી બની તે મૃગને પકડવા અથવા મારવાની પ્રવૃત્તિ કરવા લાગ્યા, તેમાં બીજું

કોઇ કારણ નથી. પણ શ્રીમાન રામચંદ્રને અશુભ કર્મનો જે ઉદય આવેલો હતો, તે કારણે જ્ઞાની વિચક્ષણ અને દયાવંત હોવા છતાં તેવી પ્રવૃત્તિ થાય છે. તે માટે પંડિતો કહે છે કે વિપત્તિનો કાલ પ્રાપ્ત થાય ત્યારે ડાહ્યા માણસો પણ બુદ્ધિથી ભ્રષ્ટ થાય છે. તેમજ તેવા પ્રકારના કર્મનો ઉદય જો જીવને ન હોય તો પુરૂષાર્થ કરવા છતાં અનુકુલ ફલની સિદ્ધિ પણ નજ થાય, એટલે વ્યવહારનય ફળની પ્રાપ્તિમાં એકલા કર્મને કે એકલા પુરૂષાર્થને કારણપણે નથી જ સ્વીકારતો. અન્યોઅન્ય કર્મ અને પુરૂષાર્થ આશ્રયવાળા માને છે. કહે છે કે "एकेन चक्रेण न रथश्चलति" એક પૈડાથી રથ નથી ચાલતો. માટે ફલની પ્રાપ્તિમાં કર્મ અને ઉદ્યમ બંને હેતુ છે. એમ ડાહ્યાઓએ સ્વીકારવું જોઈએ. ૩૨૧

બીજી રીતે ફરીથી તે વાત જણાવે છે—

**व्यापारमात्रात्फलदं, निष्फलं महतोऽपि च ।**
**अतो यत्कर्म तद्दैवं, चित्रं ज्ञेयं हिताहितम् ॥ ३२२ ॥**

અર્થ—એકને વ્યાપાર કરવા માત્રમાં જ ફલ આપનાર થાય છે, અને બીજાને મહોટા આરંભ કરતા છતાં પણ નિષ્ફળતા મળે છે. તેથી એમ સિદ્ધ થાય છે કે તેમાં અદૃશ્ય હેતુ છે. તેજ કર્મરૂપ વિચિત્ર દૈવ તે હિત અહિતમાં કારણ છે તેમજ માનવું જોઈએ. ૩૨૨

વિવેચન—એક જીવાત્માને નામ માત્રની અલ્પ પ્રવૃત્તિ એટલે વ્યાપાર કરતાંની સાથે નહી કલ્પેલા એવા ઈષ્ટ ફલની પ્રાપ્તિ

છે. પરમાત્માનો વ્યાપાર આપણુને અનુકુલ–ઈષ્ટ સિદ્ધિમાં વા પ્રતિકુલ–દુઃખ દેવામાં સમર્થ થાય છે તેમ ન માનવું. ૩૧૯

તે વાતને કહેતાં જણાવે છે કેઃ—

स्वरूपं निश्चयेनैत–दनयोस्तत्त्ववेदिनः ।
ब्रुवते व्यवहारेण, चित्रमन्योन्यसंश्रयम् ॥ ३२० ॥

અર્થ—તત્ત્વના જાણકારો પુરૂષકાર તથા દૈવ આ બંનેનું સ્વરૂપ નિશ્ચય નયથી ઉપર પ્રમાણે કહે છે. તેમજ એક બીજાનો આશ્ચર્યકારી આશ્રય કરીને રહયા છે એમ વ્યવહાર નયના આલંબનથી કહે છે. ૩૨૦

વિવેચન—આ દૈવ એટલે કર્મ તથા પુરૂષાર્થ એ બંને પોતાના સ્વરૂપના અનુસારે પૂર્વે જણાવ્યા તેમ સર્વ કાર્યમાં પોતાના સ્વભાવને યોગે સરખા બળવાન છે. અને સ્વતંત્ર રીતે પોત પોતાના કાર્યો કરે છે, એમ નિશ્ચય નયવાલા તત્ત્વજ્ઞ પુરૂષો જણાવે છે, તે વાત પૂર્વે કહેવાઈ ગઈ છે, પરંતુ વ્યવહાર નયનું આલંબન કરનારા તત્ત્વજ્ઞ પંડિતો કર્મ તથા પુરૂષાર્થને વ્યવહાર નયના મત વડે ચિત્ર સ્વભાવવાલા એટલે ભિન્ન ભિન્ન સ્વભાવવાલા હોવા છતાં અન્યોઅન્ય એક બીજાનો સહયોગ કરીને કાર્ય સાધક થાય છે, એમ જાહેર કરે છે. તેમાં આ પરમાર્થ સમજવાનો છે કે, નિશ્ચયનય એમ જણાવે છે કે જ્યારે પુરૂષાર્થ બલવાન હોય ત્યારે દૈવની સત્તા હોવા છતાં તે પુરૂષકારજ કાર્ય કરવામાં સફળ હેતુ બને છે, પણ દૈવ–નશીબ–કર્મ જુદા પ્રકારનું વિપરીત હોવા છતાં પણ બલવત્તર પુરૂષાકારથી વિપરી-

ત ફળ આપવા સમર્થ નથી થઈ શકતું, અને જ્યારે દૈવનું બલ વધારે પડતું હોય છે ત્યારે તે દૈવજ ફલને આપનારૂં થાય છે, પુરૂષકાર હોવા છતાં તે દૈવથી વિપરીત ફળ નથી આપી શકતો, આમ ન માનીયે તો અને એક બીજાની અપેક્ષા જો પરસ્પર માનીયે તો તે બંનેના સામર્થ્યનો અભાવજ માનવો પડશે. કારણકે "सापेक्षमसामर्थ्यं" જ્યાં દૈવ તથા પુરૂષાર્થ એક બીજાની સહાયતાથી કાર્ય કરતા માનવામાં આવે તો કર્મ અને પ્રયત્નમાં પોતાને સ્વતંત્ર સામર્થ્યનો અભાવ છે એમ માનવું રહ્યું. આ વચન વડે એમ સિદ્ધ થાય છે કે તે દૈવ અને પુરૂષાકારમાં રહેલ વિદ્યમાન જે અર્થ ક્રિયાકારિત્વ છે, તે જો પરસ્પરની અપેક્ષા રાખે તો કાર્યસાધક થાય એમ માનીયે તો બલથી પણ તે બંનેમાં અર્થ ક્રિયા કારિત્વની સ્વતંત્રાનો અભાવ આવે. તેથી વસ્તુત્વ—પદાર્થત્વનો પણ અભાવ આવે. તેથી કરીને નિશ્ચય નય એમજ કહે છે કે જેનું જ્યાં પ્રધાનભાવે બલવાનપણું હોય ત્યાં તેને કાર્યમાં હેતુપણું જાણવું. પરંતુ વ્યવહાર નય તો પદાર્થોમાં રહેલ પર્યાયોના કરવાપણાને પ્રધાન તથા ગૌણ ભાવે કર્મ અને પુરૂષકાર બંનેને એ કાર્યમાં અર્થ ક્રિયા કરનારા માને છે, તેથી બેના સહકારથી કાર્યની ઉત્પત્તિ થાય છે એમ સિદ્ધ કરે છે. ૩૨૦

હવે વ્યવહાર નયના મતની ભાવના જણાવે છે:—

न भवस्थस्य यत्कर्म, विना व्यापारसम्भवः ।
न च व्यापारशून्यस्य, फलं यत्कर्मणोऽपि हि ॥३२१॥

અર્થ—સંસારમાં રહેલા સર્વ જીવાત્માને જે કર્મ બંધ થાય છે તે જીવના વ્યાપાર વિના નથી સંભવતો, તેમજ વ્યાપાર કરતા જે ફળ આવવું જોઈએ તે કર્મના સંબંધ વિના નથી આવતું, તેમજ શુભાશુભ કર્મનું ફલ પણ પુરૂષાર્થ વિના નથી આવતું, આમ અન્યોઅન્ય–પરસ્પર કર્મ અને પુરૂષાર્થ-ને સંબંધ વ્યવહાર નયની અપેક્ષાથી જોડાયેલો છે. તેમ જાણવું. ૩૨૧

વિવેચન—સંસારમાં રહેલા જીવો અનેક પ્રકારના સુખ દુઃખનો જે અનુભવ કરે છે, તેમાં પુરૂષાર્થ તથા કર્મની મુખ્યતા તથા ગૌણતા રહેલી છે, તેમ અવશ્ય અનુભવાય છે. જે કર્મ જીવ કરે છે તે તેવા પ્રકારના પુરૂષાર્થ રૂપ વ્યાપાર વિના નથી બનતા, એટલે મનવડે વચનવડે અને કાયાવડે જે વ્યાપાર ક્રિયારૂપ પુરૂષ પ્રયત્ન થાય છે, તે વડે જીવાત્મા સંસારના બંધન રૂપ શુભ વા અશુભ કર્મ ઉપજાવે છે, તેમજ તે કરેલા કર્મના ફલની પ્રાપ્તિ પણ તેવા પ્રકારની બુદ્ધિ અને વ્યાપાર વિના નથી સંભવતી. કહ્યું છે કે—

" असंभवं हेममृगस्य जन्म, तथापि रामो लुलुभे मृगाय ।
प्रायः समापन्नविपत्तिकाले, धियोऽपि पुंसां मलीना भवंति "॥

જગતમાં સુવર્ણના મૃગનો જન્મ થવાનો સંભવ નથી એમ સર્વ કોઈ જાણે છે, છતાં શ્રીમાન રામચંદ્ર દેવ શ્રીમતી સીતાદેવીના આગ્રહને વશ થઈને તે દેખાતા મૃગને સુવર્ણ મૃગ માનીને તેને ગ્રહણ કરવાના લોભી બની તે મૃગને પકડવા અથવા મારવાની પ્રવૃત્તિ કરવા લાગ્યા, તેમાં બીજું

કોઇ કારણુ નથી. પણુ શ્રીમાન રામચંદ્રને અશુભ કર્મનો જે ઉદય આવેલો હતો, તે કારણે જ્ઞાની વિચક્ષણ અને દયાવંત હોવા છતાં તેવી પ્રવૃત્તિ થાય છે. તે માટે પંડિતો કહે છે કે વિપત્તિનો કાલ પ્રાપ્ત થાય ત્યારે ડાહ્યા માણસો પણ બુદ્ધિથી ભ્રષ્ટ થાય છે. તેમજ તેવા પ્રકારના કર્મનો ઉદય જો જીવને ન હોય તો પુરૂષાર્થ કરવા છતાં અનુકુલ ફલની સિદ્ધિ પણ નજ થાય, એટલે વ્યવહારનય ફળની પ્રાપ્તિમાં એકલા કર્મને કે એકલા પુરૂષાર્થને કારણુપણે નથી જ સ્વીકારતો. અન્યોઅન્ય કર્મ અને પુરૂષાર્થ આશ્રયવાળા માને છે. કહે છે કે " एकेन चक्रेण न रथश्चलति " એક પૈડાથી રથ નથી ચાલતો. માટે ફલની પ્રાપ્તિમાં કર્મ અને ઉદ્યમ બંને હેતુ છે. એમ ડાહ્યાઓએ સ્વીકારવું જોઇએ. ૩૨૧

બીજી રીતે ફરીથી તે વાત જણાવે છે—

**व्यापारमात्रात्फलदं, निष्फलं महतोऽपि च ।**
**अतो यत्कर्म तद्दैवं, चित्रं ज्ञेयं हिताहितम् ॥ ३२२ ॥**

અર્થ—એકને વ્યાપાર કરવા માત્રમાં જ ફલ આપનાર થાય છે, અને બીજાને મ્હોટા આરંભ કરતા છતાં પણ નિષ્ફળતા મળે છે. તેથી એમ સિદ્ધ થાય છે કે તેમાં અદૃશ્ય હેતુ છે. તેજ કર્મરૂપ વિચિત્ર દૈવ તે હિત અહિતમાં કારણુ છે તેમજ માનવું જોઈએ. ૩૨૨

વિવેચન—એક જીવાત્માને નામ માત્રની અલ્પ પ્રવૃત્તિ એટલે વ્યાપાર કરતાંની સાથે નહી કલ્પેલા એવા ઈષ્ટ ફલની પ્રાપ્તિ

થાય છે. તેનીજ સાથે અન્ય માણુસ તેવીજ ઇષ્ટ વસ્તુ માટે લાંબા કાળ સુધી મ્હોટો ઉદ્યમ કરવા છતાં ઈષ્ઠ ફલ નથી મેળવી શકતો, કોઇક વખત તેવા પ્રકારના કાલ, ક્ષેત્ર, દ્રવ્ય, ભાવનું બલ વિરૂદ્ધ હોવાથી દેખાતું ફલ પણ નથી મળતું. કહ્યું છે કે—

" जातिचातुर्यहीनोऽपि, कर्मण्यभ्युदयाव हे ।
क्षणाद्रङ्कोऽपि राजा स्यात्, छन्नछत्रदिगन्तरः ॥ "

ઉંચ ક્ષત્રીય જાતિમાં નહિ જન્મેલો, રંક એટલે ભિક્ષુક જેવી હલકી માતાની કુક્ષિથી જન્મેલો હોવા છતાં, બુદ્ધિ ચાતુર્ય, હોશિયારી પણ ન હોવા છતાં, રૂપ ગુણ પણ હીન છતાં, હાથ પગ વિગેરે અંગ પણ પૂર્ણ અને સુંદર ન હોવા છતાં, પુન્ય કર્મના શુભોદયથી છત્ર ચામર વિગેરે રાજ્ય ચિન્હની વિભુતિથી યુક્ત દશે દિશામાં જેની આજ્ઞા પ્રવર્તી રહી છે તેવો બલથી યુક્ત ચક્રવર્ત્તિ રાજા-સમાન બની જાય છે. તેમાં કાંઇ પુરૂષાર્થ બાહ્યથી દેખાતા પણ નથી, તેથી ત્યાં કર્મનો જ બલવાન પ્રભાવ માનવો જ જોઈએ, ત્યારે તો પુરૂષાર્થ કરતા દૈવ એટલે કર્મ વિચિત્ર પ્રકારનું છે. તેજ જીવાત્માના હિતાહિત રૂપ શુભ વા અશુભ થવામાં કારણ માનવું જ પડશે. ૩૨૨

एवं पुरुषकारस्तु, व्यापारबहुलस्तथा ।
फलहेतुर्नियोगेन, ज्ञेयो जन्मान्तरेऽपि हि ॥ ३२३ ॥

અર્થ—એવી રીતે પુરૂષાર્થ રૂપ બહુ વ્યાપાર છે તે

નિશ્ચયથી જન્માંતરમાં પણ ફલ આપે છે એમ અવશ્ય જાણવું, એટલે ફળમાં પુરૂષાર્થ કારણ બને છે ૬૨૩

વિવેચન—પૂર્વે કર્મની બલવત્તા જણાવી એવી જ રીતે પુરૂષાર્થ–પુરૂષકાર પણ કોઈક અપેક્ષાથી બળવાન સિદ્ધ થાય છે, એટલે કર્મની અપેક્ષાવડે પુરૂષનો બહુ વ્યાપાર એટલે પુરૂષાર્થ ફલ આપવામાં બળવાન હેતુ હોય છે. ત્યાં કર્મને ગૌણતા થાય છે, એટલે તે પુરૂષાર્થ જીવાત્માને આ ભવમાં ફલદાયક થાય છે, તેટલું જ નહિ પણ જન્માન્તર એટલે આવતા નવા ભવમાં પણ નિશ્ચિત ફલદાતા થાય છે. પુરૂષાર્થને બલવાન કહેવાનું એ તાત્પર્ય છે કે તે પુરૂષાર્થ વડે જીવે કરેલા શુભાશુભ કર્મ આવતા ભવમાં અવશ્ય સફલ થાય છે. ફળ આપ્યા વિના નથી રહેતા. ૩૨૩

આ વાત પૂર્ણ કરતાં હવે જણાવે છે કે:—

अन्योन्यसंश्रयावेवं, द्वावप्येतौ विचक्षणैः ।
उक्तावन्यैस्तु कर्मैव, केवलं कालभेदतः ॥ ३२४ ॥

અર્થ—એ પ્રમાણે કર્મ અને પુરૂષાર્થને ડાહ્યા પંડિતોએ અરસ્પરસ આશ્રય કરીને રહેલા માન્યા છે. અને અન્ય કાલવાદીઓએ કેવળ કાળથી જ બંનેને જુદા માન્યા છે. ૩૨૪

વિવેચન—એવી રીતે પૂર્વે જણાવ્યા પ્રમાણે દૈવ–કર્મ અને પુરૂષકાર એ બે થવા યોગ્ય કાર્યના ઉપાદાન કારણ અને નિમિત્તો છે. તે એક બીજા સાથે આશ્રય આશ્રયી ભાવે રહેલા છે. એટલે કર્મ પુરૂષકારના આધારે છે. અને પુરૂષકાર કર્મને આધારે છે. એમ શાસ્ત્રમાં વ્યવહાર નયના

વિચક્ષણુ પંડિતો કહે છે. કર્મથી જે ફળ પ્રાપ્ત થવાનું હોય તેમાં પુરૂષકારને નિમિત્ત કારણુતા હોય છે. પુરૂષકારથી થનાર કાર્યમાં કર્મની નિમિત્ત કારણુતા રહેલી છે, એમ પરસ્પર એક બીજાની અપેક્ષાવાળા બંને કર્મ તથા પુરૂષાર્થ છે તેમાં અમારા વિચારથી વિચિત્ર વિરૂધ્ધતા ધરાવનારા સાંખ્યવાદીઓ છે. તેઓ કર્મ એકલું જ કાર્યમાં હેતુ છે. એટલે કર્મ તેજ સર્વ થનારા કાર્યમાં પ્રધાન હેતુ છે. પુરૂ-ષાર્થ રહિત એકલા કર્મ પણ ફળ આપવામાં સમર્થ છે તેમ કહે છે. એટલે તે કાર્યને ઉત્પન્ન થવામાં કારણુ સાથે કાલની અનુકુળતા થવી જોઇએ. મોક્ષ માટે જેમ કાળની પરિપકવતા તમે જૈનો માનો છો તેમ સર્વ કાર્યમાં કાલને અનુસારે પુરૂષકાર તથા કર્મ અનુકુલ વા પ્રતિકુલ રૂપે બાધ્ય બાધક ભાવને પણ પામે છે. એટલે કોઇ વખત કર્મ બળવાન થાય, કોઈ વખત પુરૂષકાર બળવાન થાય, એમ સર્વ કાલને અનુસારે કર્મ ફલદાયી થાય છે, તેમ કાળને અનુસારે તેના કર્મનો નાશ પણ કરે છે. ૩૨૪

તે વાતનો જવાબ આપતાં જણાવે છે કે—

दैवमात्मकृतं विद्यात्, कर्म यत्पूर्वदैहिकम् ।
स्मृतः पुरुषकारस्तु, क्रियते यदिहापरम् ॥ ३२५ ॥

અર્થ—દૈવ એટલે કર્મ તે આત્માનું–જીવનું કરેલું જ જાણુવું. અને કર્મ તે પૂર્વભવમાં કરેલુ કર્મ જાણુવુ. અહિંઆં જે કાર્ય કરાય તેમાં જે પ્રવૃત્તિ થાય છે તેને પુરૂષકાર જાણુવો. ૩૨૫

વિવેચન—દૈવ એટલે આત્માએ મિથ્યાત્વ, અવિરતિ, કષાય, યોગ અને પ્રમાદથી પૂર્વકાળમાં બાંધેલા કર્મને દૈવ વા અદૃષ્ટ એ નામથી કેટલાક સંબોધે છે તેજ જાણવું. તેમજ વિશેષ રૂપે કર્મ એને કહે છે કે જે આ જન્મની પ્હેલાના જન્મમાં જીવે જે જે પુન્ય પાપ કરેલા હોય તે તે રૂપે સ્મરણ કરાય છે–કહેવાય છે પુરૂષકાર અથવા પુરૂષાર્થ એટલે વ્યવહારમાં વર્તતા સર્વ સંસારી જીવાત્મા વડે વ્યાપાર, રાજ સેવા વિગેરે આ ભવમાં આજીવિકા માટે તથા રક્ષણ માટે જે વ્યાપાર રૂપ ક્રિયા કરાય તેને કહે છે. ૩૨૫

**नेदमात्मक्रियाभावे, यतः स्वफलसाधकम् ।**
**अतः पूर्वोक्तमेवेह, लक्षणं तात्त्विकं तयोः ॥ ३२६ ॥**

અર્થ—આ કર્મ છે તે પોતાના પુરૂષાર્થ રૂપ ક્રિયા વિના પોતાનું ફળ આપવા સમર્થ થતા નથી, માટે પૂર્વે જે લક્ષણો કર્મ તથા પુરૂષકારના જણાવ્યા તે સાચા છે એમ જાણવું. ૩૨૬

વિવેચન—આવી રીતે જેઓના પૂર્વે લક્ષણ જણાવ્યા છે તે કર્મ જીવાત્માના તેવા પ્રકારના વ્યાપાર–પુરૂષાર્થ એટલે ક્રિયા વિના એકલા પોતાના ફળોને આપી શકતા હોય તેમ જાણવામાં નથી આવ્યું. એટલે જે કર્મ છે તે પુરૂષાર્થના યોગે પોતાના ફલને આપે છે. એમ માનવું. આમ પૂર્વે જે કર્મનું તથા પુરૂષાકારનું લક્ષણ જણાવ્યું કે તેઓ બંને પરસ્પર એક બીજાને ઉપકારક થાય છે તેજ યુક્ત છે.

કારણ કે એ લક્ષણ જીવના કર્મ અને પુરૂષાકારમાં સદ્ભૂત-ભાવે-તાત્ત્વિકભાવે ઘટે છે. ૩૨૬

અહિંઆં વિશેષ જે કહેવાનું છે તે જણાવે છે—

दैवं पुरुषाकारेण, दुर्बलं ह्युपहन्यते ।
दैवेन चैषोऽपीत्ये–तन्नान्यथा चोपपद्यते ॥ ३२७ ॥

**અર્થ**—નબળું કર્મ પુરૂષાકારથી નાશ પામે છે. તેમજ પુરૂષકાર પણ જો નબળો હોય તો તે કર્મના બળથી નાશ પામે છે, એમ વિરૂદ્ધ ભાવમાં જે બળવાન હોય તે ફાવે છે, તે વિના જીવોને કર્મ તથા પુરૂષાર્થ સંબંધની સિદ્ધતા નથી. ૩૨૭

**વિવેચન**—દૈવ-કર્મ વા નશીબ બલમાં જો હીન હોય એટલે દુર્બળ અથવા નબળું હોય તો બલવાન વીર્ય-વાળા પુરૂષકાર રૂપ પુરૂષાર્થથી હણાય છે. એટલે તે કર્મ પોતાનું ફળ પ્રાયઃ આપી શકતું નથી. આ વાત ઉપદેશપદમાં પ્રસિદ્ધ છે કે જ્ઞાન ગર્ભ-સારા વિવેક યુક્ત જ્ઞાનવાળા એક મહાન મંત્રીએ પુરૂષાર્થ વડે પોતાના કુટુંબી સ્વજનને ઉદયમાં આવેલા અશુભ કર્મને યોગે વધ થવાનો પ્રસંગ આવેલો ત્યારે પોતાની ઉત્તમ બુદ્ધિ વડે કરેલા પુરૂષાર્થ વડે તે કર્મના બલને હઠાવીને કુટુંબને તથા પોતાને વધના પ્રસંગમાંથી ઉગારી લીધું હતું. હવે બીજી વાત જ્યારે કર્મ બહુ બળવાન હોય છે ત્યારે પુરૂષાર્થ પણ નષ્ટ થાય છે. "किं पुनः पुरुषकारेण दैवमिति" પુરૂષાર્થ શું કરવાનો છે. દૈવજ બળવાન અને સત્ય છે એમ કહેવાય છે. જ્યારે

દ્વારકા નગરીને અશુભ કર્મયોગે દારૂથી બળવાનો પ્રસંગ આવ્યો ત્યારે બળભદ્ર તથા શ્રી કૃષ્ણનો અથાગ પુરૂષાર્થ હોવા છતાં અશુભ કર્મની ભયંકર ઉત્કૃષ્ટતાથી વિપરીત પરિણામ આવેલું સર્વ કોઇ જાણે છે. આમ પુરૂષાકાર પણ કર્મની બલવત્તર સત્તા હોય ત્યારે નષ્ટ થાય છે. નકામા થાય છે. આથી અન્ય વિપરીત રીતે માનતા વસ્તુ તત્ત્વની સિદ્ધતા થતી નથી, બાધ વિગેરે અનેક દોષો આવે છે. તે વાત પૂર્વે જણાવેલી છે કે વિપરીત રીતે માનતા પરસ્પરના લક્ષણની હાનિ થાય છે વસ્તુ તત્ત્વની યથાર્થ સિદ્ધિ થતી નથી, એટલે બંને સરખા બલવાળા ન હોય, કાં તો કર્મ બળવાન હોય કે કાં તો પુરૂષાકાર બળવાન હોય ત્યારે આ વાત ઘટે છે. ૩૨૭

આવી રીતે જ્યાં પરસ્પર કર્મ તથા પુરૂષાર્થ ઘાતક ઘાત્ય ભાવે હોય ત્યાં જે વસ્તુ બને છે તે જણાવે છે—

**कर्मणा कर्ममात्रस्य, नोपघातादि तत्त्वतः ।**
**स्वव्यापारगतत्त्वे तु, तस्यैतदपि युज्यते ॥ ३२८ ॥**

અર્થ—કર્મથી કર્મ માત્રનો ઉપઘાત આદિ તત્ત્વથી નથી જ થતો, પરંતુ આત્માનો તેવા પ્રકારનો વ્યાપાર સાથે હોય તો અશુભ કર્મથી શુભ કર્મનો નાશ થાય. તે વાત બને છે એમ સિદ્ધ થાય છે. ૩૨૮

વિવેચન—કર્મ માત્રથી એટલે એકલા કર્મ વડે કર્મ માત્રનો એટલે પૂર્વ કાળમાં બાંધેલા સર્વ કર્મનો નાશ નથી થતો, કારણ કે શુભ કર્મથી પુન્યનો લાભ અને અશુભ કર્મથી

પાપનો લાભ થાય જ છે. પણ નવા બંધાતા કર્મ બીજાં પૂર્વકાલીન કર્મનો નાશ નથી કરતા, તેમ ઉપકાર પણ નથી કરતા. તેમ કરવામાં કર્મ કોઇ પણ રીતે સમર્થ નથી, પરંતુ આત્માના વીર્યના યોગે જે પુરૂષાર્થ થાય છે. તેનાથી શુભ વા અશુભ કર્મનો નાશ વા ઉપકાર તે જીવાત્માના તેવા પ્રકારના અધ્યવસાય વડે થાય છે. એટલે જીવ ક્રિયા–જીવાત્માની તેવા પ્રકારના પરિણામ યુક્ત જે ક્રિયા અનુષ્ઠાન થાય તેના યોગે શુભ વા અશુભ કર્મનો ઘાત વા ઉપકાર થાય છે. ૩૨૮

હવે ચાલતી વાતનો અધિકાર જણાવતાં કહે છે—

**उभयोस्तत्स्वभावत्त्वे, तत्तत्कालाद्यपेक्षया ।**
**बाध्यबाधकभावः स्यात, सम्यग्न्यायाविरोधतः ॥३२९॥**

**અર્થઃ**—કર્મ તથા પુરૂષાર્થ બંને પોત પોતાના સ્વભાવવાલા હોવાથી તે તે કાલાદિની અપેક્ષાએ પરસ્પર એક બીજાના બાધક વા બાધ્ય ભાવને પામનારા થાય છે, એમ સમ્યગ્ ન્યાયથી વિચારતાં અવિરોધે–યથાર્થ ભાવે વસ્તુનું જ્ઞાન થાય છે. ૩૨૯

**વિવેચનઃ**—દૈવ–કર્મ અને પુરૂષકાર એ બંને વસ્તુઓ આત્મામાં રહેલી છે, આત્માના તેવા યોગ વડે ઉપજેલા છે, તો પણ બંનેના કાર્ય કરવાના સ્વરૂપે સ્વભાવ ભિન્ન ભિન્ન છે, એટલે કર્મનો–પુદ્ગલનો ઉદયકાલે આત્માને શુભાશુભ વિપાક રૂપ સુખ દુઃખ આપવાનો સ્વભાવ છે, અને પુરૂષકાર એટલે પુરૂષાર્થનો આત્મ વીર્યની સાથે શુભાશુભ વિચારને અનુસારે કર્મનો ઘાત કરવામાં કે કર્મને ઉપજાવવાની ક્રિયા

કરવામાં સહાયભૂત થવાનો સ્વભાવ છે, એટલે સ્વ સ્વભાવ-થી બાધ્ય બાધક પરસ્પર છે, તેમાં તે કાલ, દ્રવ્ય, ક્ષેત્ર, ભાવની અનુકુલતાએ જ્યાં કર્મનો ઉદય બળવાન હોય ત્યાં પુરૂષાર્થ હણાય છે-નબળો પડે છે, અને જ્યાં પુરૂષાર્થ કર્મ કરતાં બળવ ન હોય ત્યાં કર્મ હણાય છે. માટે અહિંઆં એકાંત કદાગ્રહનો ત્યાગ કરી સમ્યગ્-યથાર્થ ન્યાયની યુક્તિઓ વડે વસ્તુ તત્ત્વ વિચારતાં સત્ય સમજાય છે. ૩૨૯-

હવે અહિંઆં વસ્તુની સ્થિતિ જણાવતાં કહે છે

**तथा च तत्स्वभावत्व–नियमात्कर्तृकर्मणोः ।**
**फलभावोऽन्यथा तु, स्यान्न काङ्कटुकपक्तिवत् ॥३३०॥**

અર્થઃ—કર્તા અને કર્મનો નિશ્ચયથી તેવા પ્રકારનો સ્વભાવ હોવાથી નિશ્ચયથી ફલની પ્રાપ્તિ થાય છે તેમ ન હોય તો ગાંગડુ (કોયડું) મગને પકવવાનો પરિશ્રમ નકામો થાય છે, તેમ કર્મ અને પુરૂષાર્થ કાર્ય સાધક ન થાય. ૩૩૦

વિવેચન—તે પ્રમાણે કર્મ પુરૂષાર્થમાં બાધ્ય બાધક ભાવ હોવાની સિદ્ધિ થવાથી કર્તા આત્મા તથા ક્રિયા વડે ઉપજેલા કર્મ તેમજ પુરૂષાર્થ વિગેરે પોત પોતાના સ્વભાવમાં નિશ્ચયતા પૂર્વક વર્તતા હોવાથી જ્યાં પરસ્પર બાધ્ય બાધકતા નાશ કરવા યોગ્ય અને નાશ કરનારનો અભાવ હોય ત્યાં તેવા પ્રકારના ફલની પ્રાપ્તિ થાય છે. જેમકે પાચક-રસોઇઆના પુરૂષાર્થથી પાચ્ય-રસવતીની સિદ્ધિ થાય છે, એટલે પૂર્વ કર્મની અનુકુલતાએ પુરૂષાર્થ યોગે વસ્તુ તત્ત્વના ફલની સિદ્ધિ થાય છે, પણ તેથી વિરૂદ્ધતા હોય એટલે કર્મ પુરૂ-

ષાર્થ પરસ્પર બાધ્ય બાધક ભાવે જ્યાં હોય ત્યાં ફલના અભાવ રૂપ બાધા થાય છે તેમ ન હોય તો કર્તાના પુરૂ-ષાર્થ કર્મને પોત પોતાના સ્વભાવનો-નિશ્ચયનો ભાવ ન હોય તો પાકમાં અયોગ્ય તેવા કોરડા મગને પણ પાચક પચાવી શકે. પણ તે નથી બનતું. બાધક કર્મરૂપ કોરડા મગને પુરૂષાર્થ રૂપ રસોઇઆથી પાકી જવું જોઇએ પણ તે તો નથીજ બનતું. અહિંઆં નંદિષેણનું દૃષ્ટાંત છે. વૈરાગ્યથી ચારિત્ર લઈને પાળતા, કઠણ તપ કરવા રૂપ ઉગ્ર પુરૂષાર્થથી પણ પૂર્વે પુન્યથી બાંધેલા વિષય ભોગના વિપાકવાલા કર્મ-દલનો નાશ ન કરી શકયા, તે કર્મના બલવાન ઉદયથી ચારિત્ર છોડીને બાર વર્ષ વેશ્યાના ઘરમાં વાસ કરવો પડયો, તે વાત શાસ્ત્ર પ્રસિદ્ધ છે. એટલે કર્મનું બલ હોય ત્યાં પુરૂ-ષાર્થ પાછો પડે છે. ૩૩૦

હવે બીજી રીતે કર્મ પુરૂષાર્થનો બાધ્ય બાધક ભાવ બતાવતા કહે છે—

**कर्मानियतभावं तु, यत्स्याच्चित्रं फलं प्रति ।**
**तद्बाध्यमत्र दार्वादि, प्रतिमायोग्यता समम् ॥३३१॥**

અર્થ—કર્મનો જો અનિશ્ચિત ભાવ માનીયે અને વિચિત્ર ફલ માટે કારણ થાય, જો એમ હોય તો તે બાધ્ય કે જે અહિંઆં દારૂ-લાકડું છે તે પ્રતિમાની યોગ્યતા સમાન થાય છે. તેથી બાધક વિદ્યમાન હોય તો પણ કાર્ય થાય. ૩૩૧

**વિવેચન**—વિચિત્ર પરિણામ વાળા સુખ, દુઃખ, અરતિ,

રતિ, લાભાલાભ વિગેરે ફલ આપનારા કર્મમાં તેના સ્વભાવને નિયમીત નિશ્ચિત પરિણામી ભાવવાળા નથી એમ માનીએ તો તે કર્મમાં પુરૂષાર્થના અભાવ રૂપ બાધક વડે આવતી બાધ્યતા કેવી રીતે દૂર કરાય ? એમ બાધ્ય બાધક ભાવનો વિચાર કરતાં દારૂ આદિ લાકડુ વા પત્થર વિગેરેના દલમાં સારી પ્રતિમાની યોગ્યતા હોવા છતાં, કર્તા રૂપ પુરૂષાર્થના અભાવ રૂપ બાધકતામાં પણ સમાન ભાવે આવે છે. એટલે કર્મ તથા પુરૂષાર્થને નિયત સ્વભાવવાળા ન માનીએ તો દારૂની યોગ્યતા હોવાથી પુરૂષાર્થના અભાવ રૂપ બાધક હોવા છતા પ્રતિમા થવી જોઈએ, તેમાં જો પુરૂષકારના અભાવ રૂપ બાધ્ય બાધક ભાવની નિશ્ચયતા ન માનવામાં આવે તો પ્રતિમા થવી જોઇએ. ૩૩૧

માટે નિયત ભાવવાળી યોગ્યતા માનવી જોઈએ તે વાત જણાવતા કહે છે—

**नियमात्प्रतिमा नात्र, न चातोऽयोग्यतैव हि ।**
**तल्लक्षणन्नियोगेन, प्रतिमेवाबाधकः ॥ ३३२ ॥**

અર્થ—દારૂમાં નિયમથી પ્રતિમા નથી તેથી તેની અયોગ્યતા છે તેમ ન કહી શકાય, તે દારૂમાં રહેલા લક્ષણ વડે પ્રતિમા તેજ અબાધક થાય છે. ૩૩૨

વિવેચન—આ જે દારૂ ચંદન વિગેરે સારી જાતના લાકડામાં વા આરસ વિગેરે ઉંચી જાતના પત્થરમાં દેવતાના સ્વરૂપના આકાર રૂપે પ્રતિમા નિયમથી–નિશ્ચયથી વિદ્યમાન નથી. તે કારણે તે વસ્તુઓમાં તેવી પ્રતિમા માટે યોગ્ય-

તાનો અભાવ નથી સિદ્ધ થતો, કારણ કે દારૂ-લાકડા વા પત્થરમાં તેવા પ્રકારની જે સહજ ભાવની યોગ્યતાના લક્ષણોનો સંબંધ તાદાત્મ્ય ભાવે હોવે છતે, અને અયોગ્યતાના લક્ષણનો અભાવ હોવાંથી લોક વ્યવહારમાં પણ કહેવાય છે. કે આ દારૂમાં પ્રતિમા થવાની છે. કારણ કે તેમાં યોગ્યતા છે. તેથી યોગ્ય તેવા દેવ વિશેષની પ્રતિમા અવશ્ય બનશે જ તે આ પ્રતિમા ન થવામાં જે બાધક છે તે કારીગરના પુરૂષાર્થનો અભાવ છે. તેથી આ ક્રિયા પુરૂષાર્થના અભાવથી બાધ્ય ભાવે રહેલી છે. તેવી જ રીતે આત્મામાં કર્મ રૂપ પુદ્ગલ અવશ્ય બાધ્ય ભાવે છે. અને પુરૂષકાર બાધક ભાવે છે. કારણ કે બળવાન પુરૂષકારથી તેમાં કર્મ રૂપ આવરણ બાધ્ય ભાવે રહેલું છે. તે જ્યારે પુરૂષકાર રૂપ પ્રયત્ન થતા યોગ્યતા પ્રગટ થાય છે. તે જ્યાં સુધી પ્રતિમા રૂપ લક્ષણ છે, જેનું તે કાર્ય ઉત્પન્ન થાય ત્યાં લગી બાધ્ય ભાવે રહે છે. આમ સર્વ જગ્યાએ જે કારણ હોય, તેમાં અકારણભુત કાર્ય રહેલું હોય છે, તે વાત રૂઢ-પ્રસિદ્ધ છે. એવી જ રીતે કર્મ પણ જ્યાં સુધી આત્મ સ્વરૂપને પ્રગટ કરનારો પુરૂષાર્થ પ્રગટ ન કરે, ત્યાં સુધી બાધક ભાવે રહીને આત્મ સ્વરૂપને ઢાંકે છે, એટલે સ્વરૂપની વિક્રિયા રાખે છે, અને વિપરીત પરિણામને લાવે છે ત્યાં સુધી બાધક ભાવે રહે છે. પણ જ્યારે આત્મા જાગ્રત થઈને કર્મના દલને હઠાવવા ઉત્કૃષ્ટો પુરૂષાર્થ કરે છે. ત્યારે તે બાધક રૂપે રહેલું કર્મ બાધ્યભાવે થઈને, તે પુરૂષાર્થ બાધક થઈને તે કર્મરૂપ બાધ્યનો બાધક થાય છે, એટલે નાશ કરનારો થાય છે ૩૩૨

હવે તમે એમ તો નહિ કહી શકો કે પ્રતિમા પોતાની એકલી યોગ્યતાની જ અપેક્ષા રાખે પણ બાધકતાવાળા પુરુષકારનું શું પ્રયોજન છે? તેનું સમાધાન કરતાં જણાવે છે—

**दार्वादेः प्रतिमाक्षेपे, तद्भावः सर्वतो ध्रुवः ।**
**योग्यस्यायोग्यता चेति, न चैषा लोकसिद्धितः ॥३३३॥**

**અર્થ**—દારૂ આદિમાં પ્રતિમાની ઉત્પત્તિની યોગ્યતા છે, તો સર્વત્ર નિશ્ચય પૂર્વક તે પ્રગટ થશે જેમાં યોગ્યતા રહેલી છે, તેની યોગ્યતા લોક પ્રસિદ્ધ હોવાથી તે યોગ્યતા નથી તેમ નથી કહી શકાતું. ૩૩૩

**વિવેચન**—દારૂ આદિના દલની શુદ્ધતા, કોમળતા, કઠણતા વિગેરે યોગ્ય ગુણના સંયોગ વડે પ્રતિમા માટે તે કાષ્ટમાં વા પત્થરમાં યોગ્યતા છે તે માટે ઉપયોગી ગણાય છે, કારણ કે તેવા ચંદન વિગેરે સુંદર સર્વ કાષ્ઠમાંથી દેવ વિગેરેની સારી ભાવવાહક પ્રતિમાઓ નિશ્ચિતરૂપે અવશ્ય બને છે. સર્વ જાતના લાકડામાંથી નહિ, પણ બાવના ચંદન, હાથીદાંત, મકરાણી આરસપહાણ વિગેરે ઉચ્ચ જાતિના દલમાંથી જેમાં તેવા પ્રકારની યોગ્યતા હોય તે દલમાંથી બને છે, પણ અયોગ્ય અનેક પ્રકારના દોષવાળા કાષ્ટ કે પત્થરમાંથી નથી જ બનતી જો તેમાં યોગ્યતાની અપેક્ષા ન કરવામાં આવે તો સર્વમાંથી પ્રતિમા થવાની પ્રસંગતા આવે; ભલે આવે? એમાં કોઈ દોષ હોય તો કહો? તો ગુરૂ જણાવે છે કે સર્વ લોકમાં એ વાત પ્રસિદ્ધ જ છે કે જે દ્રવ્યમાં તેની યોગ્યતા હોય તેમાંથી તે વસ્તુ બને છે.

પણ જેમાં પ્રતિમા કરવાનો પ્રયાસ નથી થતો તથા અયો-ગ્યતા જ છે, તેમાંથી પ્રતિમા નથી બનતી એમ પ્રસિદ્ધ થયેલ છે. ૩૩૩

હવે મુખ્ય વાત જણાવતાં કહે છેઃ—

**कर्मणोऽप्येतदाक्षेपे, दानादौ भावभेदतः ।**
**फलभेदः कथं नु स्यात्, तथा शास्त्रादिसङ्गतः ॥३३४॥**

અર્થ—કર્મમાં પણ પુરૂષાર્થ ઉત્પન્ન કરવાની શક્તિની અપેક્ષા હોય તો દાનાદિક ક્રિયામાં પ્રવૃત્તિ થાય છે. તેમાં પણ ભાવના ભેદથી ફલની ઉત્પત્તિમાં કેમ ભેદ પડે? જે શાસ્ત્રોમાં માનેલો છે તેવો ભેદ ન પડવો જોઈએ. ૩૩૪

વિવેચન—કર્મ એટલે દૈવ જેનું નામ છે, તેથી પુરૂ-ષાર્થ ઉત્પન્ન થતો હોય તો ફળમાં કર્મ જ એકલું ફલનો હેતુ બને છે, તો પછી દારૂ-કાષ્ઠની યોગ્યતા જ એકલી પુરૂષાર્થ વિના પ્રતિમા ઉપજાવે એમ માનવું યોગ્ય છે. તો સર્વત્ર તેવો ભાવ બનવો જોઈએ? તે નથી બનતું. તેમજ દાન, શીયળ, તપ વિગેરે સારા પુણ્ય કાર્ય વડે જે શુભ કર્મ બંધાય છે, તેમાં ભાવરૂપ પુરૂષાર્થમય પરિણામની ધારા વિશેષે જે પુન્ય બંધાય છે, તે તે વડે કર્મના ફળમાં તર-તમતા રૂપ ભેદ થાય છે. તેમાં એક આત્મા મહાન ભોગ પામે છે. અન્ય યશોવાદ પામે છે. ત્રીજો સાધન મળ્યે છતે વસ્તુનો ભોગ ઈચ્છા છતાં નથી લઈ શકતો, એમ પ્રકૃષ્ટરૂપ ફલનો ભેદ શું કામ થાય છે? કોઈ પણ રીતે ફળને ભેદ ન થવો જોઈએ? પરંતુ ભેદનો અનુભવ થાય છે, તે વાત

શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે બરાબર ઘટે છે. પણ પુરૂષાર્થ વિના એકલું કર્મ ફળ આપવામાં સમર્થ માનવામાં આવે તો કોઇ પણ પ્રકારે ફલની વિચિત્રતા જે અનુભવાય છે, તે નથી ઘટતી. કારણ કે પુરૂષાર્થનો અસ્વીકાર કરી એકલા કર્મને ફળમાં હેતુ માનતાં એક રૂપતાનો દોષ આવી જાય છે. જે વિચિત્રતા દેખાય છે, તે બીજી રીતે પુરૂષાર્થ વિના નથી સંભવતી. આ વાત અન્ય વાદીઓ જે એકાંતતાથી માને છે, તેઓને વસ્તુતત્ત્વ સમજાવવા માટે બીજી રીતે પણ સિદ્ધ કરવામાં આવી છે. ૩૩૪

અહિંઆં કોઇ શંકા કરે છે કે દાનાદિકમાં જુદા જુદા તત્ત્વ હોવા છતાં પણ દાનાદિ તો સરખા કાર્ય કરે છે. કર્મ પણ તેવા બાંધતો ફલમાં ભેદ કેવો રીતે થાય ? તેનો ઉત્તર આપતાં જણાવે છે—

**शुभात्ततस्त्वसौ भावो, हन्तायं तत्स्वभावभाक् ।**
**एवं किमत्र सिद्धं स्यात्, तत एवास्त्वतो ह्यदः ॥३३५॥**

**અર્થ**—જો એમ કહેવાય કે શુભાશુભ કર્મથી શુભાશુભ ભાવ થાય છે તો તે કર્મનો સ્વભાવ થયો, આથી શું સિદ્ધ થયું ? તો જણાવવાનું કે ભાવથી કર્મની ઉત્પત્તિ, કર્મથી ભાવની ઉત્પત્તિ. ૩૩૫

**વિવેચન**—શુભ તેમજ અશુભ એવા કર્મ જે પૂર્વે જુદા જુદા નિમિત્તોથી તથા ભિન્ન ભિન્ન પ્રકારના ભાવોથી ઉપજાવ્યા છે, તેવા કર્મથી ભિન્ન ભિન્ન જાતના અધ્યવસાય-વડે કરાયેલા દાન, શીયળ, તપ વિગેરેની પ્રવૃત્તિ બાહ્યમાં

સરખી હોવા છતાં કર્મની ભિન્નતા પરિણામ–ભાવથી થાય છે. તો પણ તેથી કર્મથી જે સરખા મલવા યોગ્ય ફળ હોય, તેથી ભિન્ન સ્વરૂપવાળુ ફળ કેવી રીતે આવે ? તો કહેવું જ પડે છે કે તેમાં રહેલો જે ભાવ રૂપ પરિણામ તેવા પ્રકારના ફળ આપવામાં સમર્થ સ્વભાવવાળો છે. તેથી પરિણામ રૂપ પુરૂષાર્થ તેમાં રહેલો છે. તેથી આવ જાતનો ફળમાં ભેદ થાય છે. આવા પ્રકારનું સ્વરૂપ જે ભજે છે તે પુરૂષકાર કહેવાય છે. એટલે બંનેનો સહયોગ ઈષ્ટ ફળમાં સાધક થાય છે. માટે પુરૂષાર્થ કર્મ વડે, અને કર્મ પુરૂષાર્થ વડે સફળ થાય છે આવી રીતે કર્મ ને પુરૂષાર્થ પરસ્પર અપેક્ષા રાખનારા છે. એટલે એક બીજાનો સહકાર રાખનારા છે. હવે પરવાદી પૂછે છે કે જો તે કર્મ તથા પુરૂષાર્થ પરસ્પર અપેક્ષાથી સફળતાવાળા હોય તો તેમાં ઈષ્ટ કઈ વસ્તુ માનવી ? આમ કર્મ અને પુરૂષાર્થના વિચારમાં જે સિદ્ધ થાય છે તે જણાવે છે. તે પૂર્વે કરેલા શુભ વા અશુભ કર્મો હોય છે, તે વડે જીવોને શુભાશુભ ભાવ પ્રગટ થાય, અને તે ભાવથી શુભાશુભ કર્મ ઉપજે, એમ પરંપરાએ એક બીજાના કારણ કાર્ય ભાવે થાય છે. આમ અનાદિની સ્થિતિ છે. ૩૩૫

હવે આ વાતને પૂર્ણ કરતાં જણાવે છે કે—

तत्त्वं पुनर्द्वयस्यापि, तत्स्वभावत्वसंस्थितौ ।
भवत्येवमिदं न्यायात्, तत्प्राधान्याद्यपेक्षया ॥३३६॥

અર્થ—આ ઉપરથી એજ તત્ત્વ સિદ્ધ થયું કે કર્મ

તથા પુરૂષાર્થ પોતાના સ્વભાવમાં રહીને એક બીજાના પ્રધાન ગૌણ ભાવે વા કાર્ય કારણ ભાવે અપેક્ષા પૂર્વક ન્યાયથી વર્તે છે. ૩૩૬

વિવેચન—તત્ત્વ એટલે વિચારવા યોગ્ય એ સાર છે કે કર્મ તથા પુરૂષાર્થનો પરસ્પર બાધ્ય બાધક રૂપ લક્ષણવાળો સ્વભાવ છે પણ તે એક છે અને અન્ય નથી એમ ન માનવું, કારણ કે તે કર્મ અને પુરૂષાર્થ પોતપોતાના સ્વભાવમાં પ્રવૃત્તિ કરે છે. એટલે પોતાના સ્વભાવમાં સ્થિતિ કરે છે. પરના સ્વરૂપને નથી ધરતા, એટલે કર્મ પુરૂષાર્થ નથી થતું તેમ પુરૂષાર્થ કર્મ રૂપે નથી થતો, તેવા સ્વરૂપમાં નિશ્ચે હોવાથી, તેમજ કર્મ તથા પુરૂષાર્થ બાધક બાધ્ય ભાવમાં પરસ્પર હોવા છતાં બળવાન નબળાને પાછો પાડે તે ન્યાયે કર્મ અને પુરૂષાર્થનો અપેક્ષાએ ગૌણ પ્રધાન ભાવ પણ થાય છે. એમ પણ કદાચિત બને છે. ૩૩૬

હવે મુખ્ય વાત કરતાં જણાવે છે કે—

एवं च चरमावर्ते, परमार्थे न बाध्यते ।
दैवं पुरुषकारेण, प्रायशो व्यत्ययोऽन्यदा ॥ ३३७ ॥

અર્થ:—એ પ્રમાણે કર્મ દલ છેલ્લા પુદ્ગલપરાવર્તનમાં વર્તતા હોય છે, ત્યારે કર્મ બાધ્ય રૂપે અને પુરૂષકાર–બાધક રૂપે પ્રાયઃ થાય છે, અને અન્ય કાલમાં પુરૂષકાર બાધ્ય ભાવે રહે છે, કર્મ બાધક ભાવે રહે છે. ૩૩૭

વિવેચનઃ—આ પ્રમાણે દૈવ–કર્મ અને પુરૂષકાર–પુરૂષાર્થ એ બંને પરસ્પર બાધ્ય બાધક ભાવે હોય છે, એમ

ન્યાયથી સિદ્ધ થયેલું હોવાથી હવે જે કથનીય છે તે જણાવે છે:–છેલ્લા પુદ્‌ગલપરાવર્તનમાં સમ્યગ્ દર્શન, જ્ઞાન, ચારિત્રની આરાધના પારમાર્થિક ભાવવાલા પુરૂષાર્થ રૂપ વીર્યના ઉલ્લાસ પૂર્વક કરતાં બાધ્ય એવા કર્મ દલનઃ સર્વ સમુહનો વિનાશ કરનાર પુરૂષાર્થ થાય છે, તેથી પુરૂષાર્થ કર્મના બાધક ભાવે અને કર્મ બાધ્ય ભાવે હોય છે, પણ જ્યાં સુધી મોહનીય કર્મનું જોર હોય ત્યાં લગી કર્મ દલ પુરૂષાર્થને બાધક થાય છે, અને પુરૂષાર્થ બાધ્ય થાય છે, કારણ તેનું બલ નથી ચાલતું. એટલે છેલ્લા પુદ્‌ગલપરાવર્તન કાલમાં જીવને વિષે કર્મનું બલ ઉતરતું જાય છે, અને આત્મ વીર્ય આત્મ સ્વરૂપ તરફ પ્રવૃત્તિ કરતું હોવાથી પારમાર્થિક ભાવે સર્વ કર્મમલનો ક્ષય કરવા રૂપ મોક્ષની નજદીક આવવાથી આત્મ વીર્ય રૂપ પુરૂષાર્થ ઘણું કરીને દૈવને બાધ્ય ભાવે કરી તેમાં પુરૂષકાર બાધક ભાવે એટલે ઘાત કરનારો થાય છે. કોઈ વખત પ્રાયઃ તેવા પ્રકારના કિલષ્ટ કર્મનું બલ પુરૂષાર્થ કરતાં કદાપિ વધારે હોય તો અપવાદ રૂપ વિપરીતતા પણ દેખાય છે, એટલે પુરૂષાર્થ બાધ્ય ભાવે રહી બળવાન બાધક કર્મથી દબાઈ જાય છે. જેમ મહામુનિ નંદિષેણ ઉદયગત ભોગ કર્મને દબાવવા પ્રવૃત્તિ કરતા હતા, ત્યાં કર્મનું બલ વધારે હોવાથી વિપરીત પરિણામ આવ્યું હતું. આ અપવાદ છે. અહિંઆં નંદિષેણ મુનિનું દૃષ્ટાંત આપતાં જણાવે છે કે–મગધરાજ મહારાજા શ્રેણિકના નંદિષેણ નામના કુમારે પરમાત્મા શ્રી મહાવીર ભગવંતનો ઉપદેશ સાંભળી, વૈરાગ્ય જાગવાથી રાજભોગનો ત્યાગ કરી દીક્ષા

લેવા પ્રવૃત્ત થયા, ત્યારે જગત પૂજ્ય જગત્ ગુરૂએ કહ્યું કે હે ભાગ્યવંત ! હજુ વિષય ભોગનો બળવાન ઉદય લાવે તેવા ક્લિષ્ટ કર્મનું જોર તારા ઉપર રહેલું છે. ત્યારે તેણે ઉત્તર આપ્યો કે જ્યાં પુરૂષાર્થ બળવાન હોય ત્યાં તે કર્મ શું કરવાના છે ? દેવોએ પણ તેમ કહ્યું, તો પણ બધાનો નકાર છતાં હોંશ પૂર્વક દીક્ષા લઈ કઠણ તપ કરવા લાગ્યા, એમ બાર વર્ષ તો સંયમમાં અપ્રમાદી રહીને, ચારિત્ર શુદ્ધ ભાવે પાળ્યું. છઠ્ઠ, અઠ્ઠમમય તપશ્ચર્યા કરી લુખા ઠંડા આહારથી પારણું કરવા લાગ્યા. દેહમાં ઉન્માદ ઉપજતો તેને જ્ઞાન વૈરાગ્ય ભાવનાથી શમાવતા ઉપયોગ પૂર્વક વિહાર તથા ધ્યાન કરતા હતા. એક વખત જગત્ ગુરૂની આજ્ઞા લઈને રાજગૃહીમાં ઉંચા મધ્યમ વિગેરે કુલમાં ગોચરી અર્થે ભમતા, એક ઉંચું ધોળું ઘર સારા કુળવાનનું જાણી તે ઘરમાં પેઠા. આંગણામાં જઈ ધર્મ લાભ રૂપ આશિર્વાદ આપ્યો. પણ તે ઘરની માલીક વેશ્યા યુવાન મદ ભરેલી હતી, તેણે જણાવ્યું કે અહિં ધર્મ લાભનું પ્રયોજન નથી પણ અર્થ લાભ જોઈએ છીએ. ત્યાં તપસ્યાના બલથી ઉપજેલી સિદ્ધિ વડે એક તણખલું હાથમાં લઇ "ધનવૃષ્ટિ થાઓ" એમ કહેતાં તૃણના બે ખંડ કર્યા, તેટલામાં તો આકાશમાંથી સાડા બાર કરોડ સુવર્ણ દ્રવ્યની વૃષ્ટિ થઇ. મુનિ આંગણામાંથી પાછા વળી ઘર બહાર નીકળવા લાગ્યા ત્યાં તો વેશ્યા ઉભી થઇને મુનિનો રસ્તો રોકી આડી ઉભી રહી. મુનિને બહાર નીકળવા દીધા નહિ અને કહેવા લાગી કે આ તમારૂં દ્રવ્ય અહિંથી લઇ જાવ. મુનિએ કહ્યું " અમે તમારી

માંગણીથી વરસાવ્યું છે. તમારા આંગણામાં થયેલ હોવાથી તમે માલીક છો. અમો સાધુ હોવાથી અમને જશ પણ ખપતું નથી." વેશ્યા કહે કે "અમે અનીતિનું લેતા નથી. આ દ્રવ્યના તમે મુનિરાજજ માલિક છો. તમો આ ઘરમાં વાસ કરી મને તમારી અર્ધાંગના રૂપે સ્વીકારો તોજ અમારે ખપમાં આવે." આમ બોલી સ્ત્રી ચરિત્ર કેળવીને મુનિના ચઢતા ભ વને પાડી નાંખીને મોહના દાસ બનાવ્યા. ત્યાં મુનિ આત્મબલ ફોરવવામાં પુરૂષાર્થ કરવા લાગ્યા. પણ પૂર્વ ભવમાં નિકાચીત ભાવે બાંધેલા વિષય ભોગ કર્મના તીવ્ર ઉદય આગળ પુરૂષાર્થે નાશ પામ્યો. તે વખતે દેવોએ પણ કહ્યું કે હે નંદિષેણ! હજી તમારે ભોગાવલિ કર્મ ભોગવવાનું બાકી છે. એમ દેવતાના કહેવાથી સાધુ વેષનો ત્યાગ કરી વેશ્યાના ભોગમાં પડયા. નહિ તો છેલ્લા પુદ્ગલ પરાવર્તન કાળમાં પુરૂષાર્થનું બલ વધતું હોવાથી કર્મનો નાશ કરનાર થાય છે. પરંતું છેલ્લા વિનાના સર્વ પુદ્ગલ પરાવર્તન કાળમાં નિશ્ચય પૂર્વક કર્મનું બલ અધિક જ હોવાથી ત્યાં પુરૂષાર્થ બાધ્ય ભાવે કર્મ બાધક ભાવે હોય છે. ૩૩૭

આમ કહેવાથી જે સિદ્ધ થાય છે તે જણાવે છેઃ—

तुल्यत्वमेवमनयो—र्व्यवहाराद्यपेक्षया ।
सूक्ष्मबुध्ध्यावगन्तव्यं, न्यायशास्त्राविरोधतः ॥३३८॥

અર્થ—વ્યવહાર આદિ નયની અપેક્ષાએ ઝીણી બુદ્ધિથી વિચારતા દૈવ અને પુરૂષકાર સરખા બળવાળા જણાય છે. તેમાં ન્યાય શાસ્ત્રનો પણ વિરોધ નથી આવતો. ૩૩૮

**વિવેચન**—ઉપર જણાવી તેવી નીતિવડે આ પુરૂષકાર અને દૈવ સમાન બલવાળા છે. એમ વ્યવહાર નયથી અને નિશ્ચય નયથી નિપુણ–ઝીણી બુદ્ધિ પૂર્વક તર્ક કોટિથી વિચારતાં સમજાય છે. એટલે વ્યવહારનય બંનેને કથંચિત્ એક રૂપે ગૌણ મુખ્યભાવે જુએ છે. અને નિશ્ચયનય બાંધેલા કર્મદલ કે જે ઉદયમાં આવનારા છે. તેના સ્વભાવમાં અને પુરૂષકારના સ્વભાવમાં ભેદ હોવાથી કરાતો પુરૂષકાર કર્મથી ભિન્ન સ્વભાવવાળો છે તો પણ બંનેને શક્તિમાં સમાનતા રહેલી છે. એમ બુદ્ધિવંતોને નિશ્ચય થાય છે. ન્યાય શાસ્ત્ર પણ તે વાતનો વિરોધ ન કરતા યુક્તિ પૂર્વક તેની સિદ્ધિ કરે છે. નિશ્ચય નયનો એ મત છે કે—

"दैवपुरुषकारौ स्वकार्यकाले स्वप्रधानावेव वर्तेत इत्येवमनयोस्तुल्यता इति ॥"

દૈવ અને પુરૂષાર્થ બંને પોતાના કાર્ય કરવાના કાળમાં પોતાની પ્રધાનતામાં જ વર્તે છે. તે કારણે બંને સરખા બળવાળાં જાણવા. વ્યવહાર નયના મતથી—

"एतौ तु परस्पराश्रयौ पर्यायेण प्राप्तप्रधानगौण-भावौ वाध्यवाधकभावापन्नौ वर्तेते इति तुल्यत्वमनयोर्भाव-नियमिति ॥"

કર્મ તથા પુરૂષકાર એ બંને પરસ્પર આશ્રય આશ્રયી ભાવથી આશ્રય આપનારા, આત્માના પર્યાયરૂપ થયેલા કોઈ કોઈ વખત એક બીજા પ્રધાન અને ગૌણ ભાવે થઇને એક બીજા બાધ્ય બાધક ભાવને પામતા છતા રહેલા છે. તેથી

પણ તેઓની તુલ્યતા અનુભવાય છે. આમાં શાસ્ત્ર પણ સંમત છે. ૩૩૮

હવે ચાલતી વાતની યોજના કરે છે—

एवं पुरुषकारेण, ग्रन्थिभेदोऽपि सङ्गतः ।
तदूर्ध्वं बाध्यते दैवं, प्रायोऽयं तु विजृम्भते ॥ ३३९ ॥

અર્થ—એ પ્રમાણે પુરૂષાર્થથી ગ્રંથિભેદ થાય છે. એ વાત બરાબર યોગ્ય જ છે. ત્યાર પછી તો ઘણું કરીને કર્મને બાધ્યતા પ્રાપ્ત થાય છે. પુરૂષાર્થ બલવત્તર થઇને બાધક ભાવે પ્રગટ થાય છે. ૩૩૯

વિવેચન—એ પ્રમાણે છેલ્લા પુદ્ગલ પરાવર્તનમાં જીવનું ભાવનાના વિષયમાં પરાવર્તન થયે છતે પુરૂષાર્થનું બલ અધિક અધિક વધતાં પ્રગટ ભાવે ગ્રંથિનો ભેદ કરે છે. ત્યાં સામાન્ય ભાવે કર્મ બાધ્ય ભાવને પામે છે. એવી શાસ્ત્રની વાત બરાબર ઘટે છે. ત્યાર પછી એટલે ગ્રંથિભેદ પછી તો બળવાન બાધક પુરૂષાર્થથી કર્મ બાધ્ય ભાવે થાય છે, તેથી તે પુરૂષાર્થ હણાયેલી શક્તિવાળા કર્મને બાધ્ય ભાવે કરીને હણે છે. આમ પુરૂષાર્થ સ્વબલનો પ્રકાશક થાય છે. ૩૩૯

પુરૂષાર્થ પોતાના બળથી પ્રગટ થતા આત્મા કેવા સ્વરૂપને પામે છે તે જણાવે છે—

अस्यौचित्यानुसारित्वात्, प्रवृत्तिर्नासती भवेत् ।
सत्प्रवृत्तिश्च नियमाद्, ध्रुवः कर्मक्षयो यतः ॥ ३४० ॥

અર્થ—આમ આત્માની જ્યારે ઉચિત માર્ગાનુસારીમાં પ્રવૃત્તિ થાય છે ત્યારે તેના યોગે અસત્પ્રવૃત્તિનો ત્યાગ કરે

છે. અને સત્પ્રવૃત્તિ નિશ્ચયતા પૂર્વક થાય છે. તેથી નિશ્ચયતા પૂર્વક સર્વ કર્મનો ક્ષય થાય છે ૩૪૦

**વિવેચન**—આમ ભવ્યાત્મા યથાપ્રવૃતિ કરણ કરીને અપૂર્વ કરણ કરતો રાગદ્વેષમય કર્મની ભયંકર ગ્રંથિનો ભેદ કરે છે. આવો ગ્રંથી ભેદી આત્મા સમ્યગ્દર્શનવંત થયો હોવા છતાં, મોક્ષ માર્ગને અનુસારે યોગ્ય ધર્મપ્રવૃત્તિ કરવાને ઈચ્છતો શાસ્ત્રમાં જણાવેલી શુભ પ્રવૃત્તિ કે ધર્મની પ્રાપ્તિનું પ્રધાનત્વ જ્યાં હોય, તેવી દૃષ્ટિ વડે પ્રવૃત્તિ કરતો હોય છે. તે કારણે અશુભ આશ્રવમય પાપ કરવાની પ્રવૃત્તિ નથી કરતો. કારણ કે સંસાર ઉપર અરૂચિ ઉપજેલી છે. જેથી વ્રત, નિયમ શોચ, ત્યાગ, પ્રભુપૂજા, ગુરૂસેવા, પ્રાણી દયા, સત્ય બોલવું, ચોરીનો ત્યાગ, વેશ્યાગમન ત્યાગ વિગેરે સુંદર આચરણવાળી સારી પ્રવૃત્તિ નિશ્ચયથી થાય છે. તે વડે શુભ અને શુદ્ધ ભાવ પ્રગટતો હોવાથી આત્માના ઉત્કૃષ્ટા ભાવથી મહાન સચ્ચારિત્રને આદરીને ધ્રુવ–નિશ્ચિત સર્વ કર્મનો ક્ષય કરનારી શુભ લેશ્યા અને ધર્મ ધ્યાન તથા શુક્લ ધ્યાનથી યુકત સત્પ્રવૃત્તિ થાય છે. જો એવી સારી પ્રવૃતિ ન થતી હોય તો ઉચિત માર્ગાનુસારીત્વ કેવી રીતે કહેવાય ? ૩૪૦

ઉચિત પ્રવૃત્તિ જણાવે છે—

संसारादस्य निर्वेद–स्तथोच्चैः पारमार्थिकः ।
संज्ञानचक्षुषा सम्यक्, तन्नैर्गुण्योपलब्धितः ॥३४१॥

અર્થ—આવા પ્રકારના આત્માને સંસારમાં નિર્ગુણત્વ

છે. તેવા જ્ઞાનરૂપ ચક્ષુથી સમ્યગ્ રીતે જાણુવા વડે પરમાર્થિક નિર્વેદ–વૈરાગ્ય પ્રગટ થાય છે. ૩૪૧

વિવેચન—આમ જે આત્માએ ગ્રંથી ભેદ કર્યો છે, તેને નર, નારક, તિર્યંચ, દેવના ભવની પરંપરાના જન્મ મરણુ રૂપ સંસારના સ્વરૂપને પરમ શુદ્ધ વિવેકવાળા જ્ઞાન રૂપ દિવ્ય ચક્ષુ-લોચનવડે બરાબર વિચાર પૂર્વક નિરીક્ષણુ કરતા જરા પણુ સુખ સમાધિ આદિ ગુણુ રૂપ લાભ નથી દેખાતો. પણુ જન્મ, જરા, મરણુ, રોગ, શોક, ઉદ્વેગ વિગેરે આધિ-વ્યાધિથી સંપૂર્ણુ વ્યાપક હોવાથી, દુઃખના શાશ્વતા ધામરૂપ અસાર જણુાય છે. તેથી ઉદ્વેગ પામવારૂપ ભવનિર્વેદ મટી ભાવ વરાગ્ય પારમાર્થિક રૂપે એટલે લોકને દેખાડવા કે બોલવા પૂરતો નહિ પણુ હું આ દુઃખમય સંસારનો પાર ક્યારે કેવી રીતે પામીશ ? એવો ભાવ વૈરાગ્ય પ્રગટે છે. ૩૪૧

मुक्तौ दृढानुरागश्च, तथा तद्गुणसिद्धितः ।
विपर्ययो महादुःख–बीजनाशाच्च तत्त्वतः ॥ ३४२ ॥

અર્થ—મોક્ષ ઉપર અત્યંત પ્રીતિ અને તેના ગુણુથી થતી સિદ્ધિઓમાં જે રાગ તે નિર્વેદ જાણુવો. પણુ તેથી વિપરીત એટલે સમ્યગ્ બીજના નાશથી જે ફલ આવે તે વસ્તુતઃ દુઃખનું જ બીજ છે. ૩૪૨

વિવેચન—મુક્તિ–નિર્વાણુ–મોક્ષ જે સર્વ કર્મમલના નાશ રૂપ અભાવથી પ્રાપ્ત થાય છે. તે મોક્ષની પ્રાપ્તિમાં તથા તે માટે કરવા યોગ્ય વ્રત, નિયમ, ધ્યાનરૂપ અનુષ્ઠાનોમાં અત્યંત પ્રેમરૂપ સમ્યક્ત્વ થાય છે. કારણુ કે તે સમ્યગ્દર્શન

મોક્ષનો નિશ્ચિત હેતુ છે તેમજ મોક્ષના લાભથી અજરામરત્વ, નિરામયત્વ, અવિનાશિત્વ વિગેરે ગુણો તથા જરા, મરણ, રોગ શોકનો અત્યંતાભાવ મુક્તાત્માને પ્રાપ્ત થાય છે તે મોક્ષગુણની સિદ્ધિઓમાં અત્યંત ગાઢ રાગ તેજ સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્રમાં ઉપાદાન કારણ થાય છે, તેવો નિર્વેદ મોક્ષનો હેતુ જાણવો હવે તે નિર્વેદથી વિપરીત જે ભવાભિનંદિત્વ, ભવરાગ તે મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગરૂપ મહા આરંભ પરિગ્રહથી પાપમય હોવાને કારણે સંસારના બીજભૂત છે. તેમજ જન્મ, મરણ, રોગ, શોક વિગેરે મહાદુઃખના હેતુ-બીજ રૂપ થાય છે. તે વિપરીત ભાવ બીજનો મુક્તિના રાગરૂપ સમ્યગ્દર્શનથી નાશ થાય છે. એટલે વસ્તુતઃ મહામોહના બીજભૂત ગ્રંથીનો ભેદ થવાથી એટલે બીજનો નાશ થવાથી ફરીથી તેવો સંસાર વધવાનો અભાવ થાય છે, આત્મા અપુનર્બંધક થાય છે. તેજ અપુનર્ભવપણે આત્માની ઉંચી અવસ્થા થાય છે, તેમ નિશ્ચય જાણવું. ૩૪૨

જે કારણે અનુષ્ઠાનાદિકનું ઉચિતપણું આદરવામાં આવે છે તે જણાવે છે—

**एतत्त्यागाप्तिसिद्ध्यर्थ–मन्यथा तदभावतः ।**
**अस्यौचित्यानुसारित्व–मलमिष्टार्थसाधनम् ॥३४३॥**

અર્થ—એ સંસારની પ્રવૃત્તિનો ત્યાગ તે આત્માની સિદ્ધતા માટે જ પ્રાપ્ત થાય છે. કારણ કે તેથી જ તે મોક્ષાર્થીને ઉચિત અનુષ્ઠાનમાં અનુસરવું થાય, ને ઇષ્ટ સાધનની

પ્રાપ્તિ માટે સમર્થ થાય છે. પણ તેથી વિપરીત રીતે ચાલતા મોક્ષ માર્ગનો અભાવ થાય છે. ૩૪૩

વિવેચનઃ—એ પ્રકારે સંસાર તથા મુક્તિ માર્ગનો જે ક્રમ છે તે બતાવતાં કહે છે કે જે ભવ્યાત્મા ગ્રંથી ભેદ કરીને સંસારના નિર્વેદમય સમ્યક્ત્વ રૂપ પરમ વૈરાગ્યથી વિષય ભોગ, મિથ્યાત્વ, કષાયનો ત્યાગ કરવાનો નિશ્ચય કરી મોક્ષ માર્ગમાં ગમનરૂપ અનુષ્ઠાનોને પ્રાપ્ત કરવા માટે અઢાર પાપસ્થાનકોનો ત્યાગ કરી સમ્યગ્ દર્શન, જ્ઞાન પૂર્વક સમ્યક્ ચારિત્ર રૂપ ઉચિત સદનુષ્ઠાન રૂપ માર્ગને અનુસરે છે એટલે સંયમ, તપ, જપ, ધ્યાન, ભાવના વિગેરે આચરે છે, તે નિર્વાણ ભાગી થાય છે. તેમજ તેથી વિપરીત સંસારનો કારણરૂપ જે જીવહિંસા, અસત્ય, ચૌર્ય, લુંટ, વ્યભિચાર વિગેરે અશુભ ભયંકર પાપમય પ્રવૃત્તિથી સંસારવૃદ્ધિની પ્રવૃત્તિ થાય છે, તેમ જાણીને તેવી પ્રવૃત્તિનો ત્યાગ કરીને ઉપર જણાવી તેવી મોક્ષ માર્ગને ઉચિત પ્રવૃત્તિ આદરે છે, એટલે સંસારના બંધનના હેતુઓનો ત્યાગ કરવા રૂપ, મોક્ષમાર્ગને પ્રાપ્ત કરાવનારી ઉચિત પ્રવૃત્તિને પ્રાપ્ત કરવાથી આત્મા પોતાના ઈષ્ટ માર્ગ રૂપ મોક્ષમાર્ગની પ્રાપ્તિ કરે છે. તેજ ઇષ્ટની પ્રાપ્તિને સિદ્ધ કરનાર સમર્થ સાધન છે એમ જાણવું. ૨૪૩

હવે ઉચિત પ્રવૃત્તિને આદરવી જોઈએ તે વાત જણાવે છે—

औचित्यं भावतो यत्र, न तत्रायं सम्प्रवर्तते ।
उपदेशं विनाप्युच्चै-रन्तस्तेनैव चोदितः ॥ २४४ ॥

અર્થ—જે આત્મામાં ઉપર જણાવ્યો તેવો ઉચિત પ્રવૃત્તિનો સારો ભાવ પ્રવર્તે છે, ત્યાં આત્મા સમ્યક્ પ્રવૃત્તિમાં ઉપદેશ વિના પણ શ્રેષ્ઠ અંતઃકરણ વડે પ્રેરણા કરાયે છતે પ્રવૃત્તિ કરે છે. ૩૪૪

વિવેચન—જે આત્મા પરમાર્થ ભાવને યથા સ્વરૂપે સમજ્યો છે તે ત્યાં યથાયોગ્ય સદુપયોગ પૂર્વક ઉંચી ભાવના સહિત પ્રવર્તે છે. ત્યાં એટલે તેવા જીવાત્મામાં આવી દેવપૂજા, ગુરૂભક્તિ, સુપાત્રદાન, સાધર્મિક વાત્સલ્ય, સર્વત્ર મૈત્રી, પ્રમોદ, માધ્યસ્થ, કરૂણા ભાવના વિગેરે, પાંચ મહાવ્રત, ગુણવ્રત, ધ્યાન, સમાધિમય સચ્ચારિત્રની પ્રવૃત્તિ સારી રીતે વર્તે છે, પણ જ્યાં તેવા પ્રકારનો ગ્રંથી ભેદ નથી થયો ત્યાં આવી પ્રવૃત્તિનો સંભવ જરા પણ નથી. કદાપિ ઉપચારથી, ઉપર દેખાવથી દેખાતો હોય, પણ અંતરના શુભ વા શુદ્ધ ભાવ રૂપ પરમાર્થ ભાવે ન હોય, તે સંસારના હેતુ રૂપે થાય છે, પણ ગ્રંથી ભેદ વડે સમ્યક્ત્વ દર્શનવાલા આત્માનેજ આ ઉચિત પ્રવૃત્તિ થતી હોય ત્યાં પરના–ગુરૂ આદિના ઉપદેશની જરૂર નથી પડતી. ઉપદેશ વિના પણ સહજ ભાવે અંતઃકરણની અત્યંત તીવ્ર શુદ્ધતા પૂર્વક ગ્રંથી ભેદ વડે ઉંચ કોટિના વ્રત, નિયમ, ધ્યાન, સમાધિ, ભાવના વિગેરે સદનુષ્ઠાનની પ્રવૃત્તિ પ્રાપ્ત થયેલા સંમ્યગ્ દર્શનની પ્રેરણાથીજ થાય છે. ૩૩૪

अन्तस्तु भावो भावस्य, तत्त्वतः सम्प्रवर्तकः ।
शिराकूपे पय इव, पयोवृद्धेर्नियोगतः ॥ ३४५ ॥

અર્થ—તે કારણે જે સુંદર ભાવ થાય તે અન્ય પૂર્વના સારા ભાવના તાત્વિક કારણ દ્વારા થાય છે. જેમ કુવામાં રહેલી શિરા-ઝરણા કુવામાં પાણીનો વધારો કરે છે, તેમ નિશ્ચયથી જાણવું. ૩૪૫

વિવેચન—એ પ્રમાણે સત્પુરૂષાર્થની પ્રેરણા વડે જે સારી ઉચિત સદનુષ્ઠાનની પ્રવૃત્તિ થાય છે, તેમાં તે ગ્રંથી ભેદને કારણતા છે. તેમજ તે પ્રવૃત્તિ રૂપ નિર્વેદમય ભવ વૈરાગ્ય આદિ આગળ ઉપજનારા મહાવ્રત ગુણવ્રત, તપ, સંયમ ને ધ્યાનમાં કારણ થાય છે તે અનુષ્ઠાનો પરમ શુદ્ધ ભાવમાં ઉપાદાન ભાવે હેતુ થાય છે. અહિઆં દૃષ્ટાંત છે કે જેમાં અનેક પાણીની શેરો-પ્રવાહ હોય, તે કુવાના પાણીમાં જેમ વધારો કરે છે, તેમ ભાવ પરંપરાએ અન્ય શુભ ભાવના-શુદ્ધ ભાવના હેતુ-ઉપાદાન કારણ બને છે. તે વાત નિશ્ચયથી અવશ્ય માનવી જોઇએ. જેમ શુભ ધર્મ ધ્યાનનો ભાવ શુકલ ધ્યાનનો ઉપાદાન હેતુ થાય છે. તેવીજ રીતે કૃષ્ણ લેશ્યા, નીલલેશ્યા તથા કાપોત લેશ્યા યુક્ત આર્ત ધ્યાન પણ રોદ્ર ધ્યાનનો હેતુ પ્રાયઃ બને, એટલે ઉપર જણાવ્યો તેવો શ્રેષ્ઠ ભાવ ગ્રથી ભેદથી શુદ્ધ પરિણતિનો હેતુ નિશ્ચયથી થાય છે. ૩૪૫

જો એમ ઉપદેશ વિનાજ શુભ ભાવ આદિની પ્રવૃત્તિ થતી હોય તો તેનો ઉપદેશ આપવો નકામોજ થાય છે, તે શંકાનો જવાબ આપતાં જણાવે છે.—

निमित्तमुपदेशस्तु, पचनादिसमो मतः ।
अनैकान्तिकभावेन, सतामत्रैव वस्तुनि ॥ ३४६ ॥

**અર્થ**—અહિંઆં જે ભવ્યાત્માને ઉપદેશ દેવાય છે તે એક નિમિત્ત કારણ માત્ર છે. જલ પ્રવાહમાં પવનની પ્રેરણા જેમ એક નિમિત્ત માત્ર છે તેમ કદાચિત્ હેતુ બને, કેદાચિત્ ન પણ બને, એમ અનેકાંતિક ભાવે છે, એમ આત્મ ભાવમાં જાણવું એવો સત્પુરૂષોનો મત છે. ૩૪૬

**વિવેચન**—જે જીવાત્માને ગ્રંથી ભેદ કરવાથી પરમ વૈરાગ્ય રૂપ નિર્વેદ પ્રાપ્ત થયો હોય તેવા આત્માને ગુરૂ-આદિનો ઉપદેશ ધર્માનુષ્ઠાનમાં પ્રાયઃ પુષ્ટાવલંબન-નિમિત્ત રૂપે થાય છે, કેટલીક વખત ઉપદેશ વિના પણ પૂર્વના સંસ્કારથી સહજ ભાવે સદનુષ્ઠાનમાં નિત્ય પ્રવૃત્તિ કરનારા પણ ભવ્યાત્મા હોય છે, કેટલીક વખત ગુરૂ ઉપદેશ ભવ્યાત્માને ધર્મક્રિયા, તપ, જપ, પૂજા, ધ્યાનમાં પુષ્ટાવલંબન કારણું પણ બને છે. જે કોયડુ સિવાયના મગને માટે પાચનક્રિયામાં પાચક તથા અગ્નિ હેતુ થાય છે. અનેક કૂપની શેરોમાં પવન તથા ખોદવા રૂપ ક્રિયા તે જલને પ્રગટ કરવા તથા વૃદ્ધિ કરવામાં હેતુ કદાચિત થાય છે. કદાચિત થતો નથી. એટલે કોયડુ મગને પચાવવામાં અગ્નિ હેતુ નથી બનતો, તેવી રીતે આ પ્રસ્તુત કાર્યમાં ભવ્યાત્માને મોક્ષમાર્ગમાં પ્રવૃત્તિ કરાવવામાં ગુરૂ આદિનો ઉપદેશ કદાચિત કોઈ જીવ પ્રત્યે સફળ પણ થાય છે, કદાચિત બહુલ ભવાભિનંદી સુભૂમ જેવા પ્રત્યે સફળ નથી પણ બનતો, કોઇ ભવ્યાત્માને ગુરૂનો ઉપદેશ માત્ર પુષ્ટાવલંબન બને છે એટલે ગુણમાં વધારો કરનાર થાય છે. અને કોઇને નિષ્ફળ પણ જાય, તેમ અનેકાંતિક ભાવને પામે છે. એટલે કોઈક વખત સાધ્યને સિદ્ધ કરે છે.

કોઈ વખત સિદ્ધ નથી પણ કરતો, કોઈક વખત ઉપચાર ભાવ માત્ર થાય છે. કારણકે જે પૂર્વ ભવમાં સદ્ગુરૂદ્વારા સચ્ચારિત્ર, જ્ઞાન, દર્શન પૂર્વક આરાધીને તેવા સારા સંસ્કારથી યુક્ત થઈ પુન્ય યોગથી સારા કુલ જાતિવંતપણે મનુષ્ય ભવમાં અવતરેલા હોય, તેવા સારી બુદ્ધિવાલા સંતને સમ્યગ્ જ્ઞાન, દર્શન, ચારિત્રનો ઉપદેશ કદાચિત ઉપચાર માત્ર થાય છે. કદાચિત્ ઉપદેશ વિના પૂર્વના જાતિ સ્મૃતિ વા અવધિજ્ઞાન વા શ્રુતજ્ઞાનની પ્રાપ્તિ ક્ષયોપશમ ભાવે પ્રગટ થઈને ઉપદેશ વિના પણ પ્રત્યેક બુદ્ધ મહાત્માઓ જાગૃત થાય છે. અહિંઆં આ ભાવ છે કે જેમ કુવામાં જલની ઉત્પત્તિ કરવા માટે પવન અને ખનન તે નિમિત્ત અનેકાંતિક બને છે. કદાચિત્ જલ પ્રગટે કવચિત મહેનત નકામી જાય, પરંતુ જો ભૂમિ સારા સ્નિગ્ધ રસવાલી હોય, તો જલ પ્રગટ કરવામાં ઉપાદાન હેતુ રૂપ અવશ્ય સિદ્ધ કારણ બને છે. તેવી જ રીતે શુભ ભાવથી યુક્ત સારો પુરૂષાર્થ સ્વસ્વરૂપને વ્યક્ત પ્રગટ કરવામાં ઉપાદાન ભાવે અવશ્ય કારણ થાય છે. પણ ઉપદેશ તો કદાચિત વ્યક્ત કરવામાં નિમિત્ત કારણ બને છે. કદાચિત નથી પણ બનતું, તે કારણે ત્યાં અનેકાંતિક કહેવાય છે. પવન તથા ખણવાનું કાર્ય ન કરવા છતાં કુવામાં અનુકુળ રસનો પ્રગટ ભાવ થતાં જળ દેખાય છે. તેમ ઉપદેશ વિના પણ સુંદર ભાવયોગે જ્ઞાન, દર્શન તથા ચારિત્ર ગુણ પણ કોઈને પ્રગટે છે. ૩૪૬

હવે ત્યારે જો ઉપદેશ આપતા ઉપદેશકને અનેકાંતિક દોષ આવતો હોય તો તેવા ઉપદેશનું શું ફલ? તેવી શંકાનું ઉદ્ભાવન કરી ઉત્તર આપતાં કહે છે—

एकान्ताद्यदनुष्ठाना-दौचित्येनोत्तरं भवेत् ।
तदाश्रित्योपदेशोऽपि, ज्ञेयो विद्यादिगोचरः ॥३४७॥

અર્થ—આ કહેવાથી એવા સર્વ અનુષ્ઠાનથી યુક્ત ઔચિત્ય આદરવા વડે ઉત્તર ભવમાં ઉચિતતાનો લાભ થાયજ છે, તે કારણે તેવા પ્રકારનો ઉપદેશ પણ વિદ્યાદિ સંબંધી ઉપદેશની પેઠે ઔચિત્યના યોગે સફળ થાય છે. ૩૪૭

વિવેચન—આવી રીતે કહેવાયેલાં અને આરંભ કરાયેલા સદનુષ્ઠાનો જેવા કે શાસ્ત્રનું શ્રવણ કરવાની અત્યંત ઈચ્છા આદિ, તથા તે શાસ્ત્રોના સમ્યગ્ બોધ વડે ચૈત્યવંદન એટલે વીતરાગ પરમાત્માની પૂજા, ભક્તિ, સ્તુતિ, સંગીત, નૃત્ય, વાજીંત્રની સાથે કરતા તથા ગુરૂભક્તિ, ગુરૂસેવા, ગુરૂવંદના, ગુરૂસ્તવના વિગેરે અનુષ્ઠાનો પોતાની શક્તિ પ્રમાણે, ઉચિત હોય તેવા પ્રકારે, દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ વિગેરે અનુકુલતા હોય તેવા પ્રકારે, કરાય છે. તેમજ તેના દૃઢ સંસ્કારથી ઉત્તર એટલે તે પછીના કાલમાં પણ જીવાત્માઓ ઉપદેશ વિના પણ પોતાના સ્વતઃ ભાવથી અનુષ્ઠાનની શ્રેષ્ઠ શ્રેષ્ઠતર પ્રવૃત્તિ કરે છે, ત્યારે શું તે સ્વતઃ અનુષ્ઠાનની પ્રવૃત્તિ કરનાર માટે ઉપદેશ આપવો તે નકામો—ફળ વિનાનો છે? એમ કેમ કહેવાય. ઉત્તર—નકામો જરા પણ નથી. કારણ કે તે તો સદનુષ્ઠાનની પુષ્ટિ કરે છે. જેમકે વિદ્યાદિને જણાવનારો ગુરૂનો જે ઉપદેશ હોય તે કરવા યોગ્યને કરવા માટે અને ત્યાગ કરવા યોગ્યને છોડવા માટે જેમ વિધિ પ્રતિષેધક થાય છે. તેમ અહિંઆં સદનુષ્ઠાન માટે પણ જાણવું. કહ્યું છે કે—

"उवदेशो वि हु सफलो, गुणठाणारंभगाण जीवाण ।
परिवड्ढमाण ण तहा, पायं बहु मट्ठियाणं पि ॥

મહાન પુરૂષોનો સદુપદેશ પણ જે જીવાત્માઓને ઉત્તરોત્તર ગુણ સ્થાનકની શ્રેણિનો આરંભ કરાવે છે, તેમના માટે પણ સારા પ્રકારના ઉત્તમ કાળના ફળને આપનારો થાય છે. અને બીજા ગુણ શ્રેણિથી પાછા ફરેલાને પણ પ્રાયઃ બહુલ કર્મવાળા ચારિત્ર આદિથી ભ્રષ્ટ થતા હોય, તેને પણ ઉપકારક થાય છે. ૩૪૭

ઉપર જણાવ્યા પ્રમાણે આરંભ કરવા યોગ્ય અનુષ્ઠાનોનો ઉપદેશ જીવોને કદાપિ અપાતો હોય તે યોગ્ય જ છે. પણ નકામો જરા પણ નથી કારણકે ભવ્યાત્માને પુષ્ટાવલંબનરૂપ થાય છે. તેમ જણાવતાં કહે છે—

प्रकृतेर्वानुगुण्येन, चित्रः सद्भावसाधनः ।
गम्भीरोक्त्या मितश्चैव, शास्त्राध्ययनपूर्वकः ॥३४८॥

**અર્થ**—અથવા જીવોની તેવા પ્રકારની પ્રકૃતિ હોવાથી તેવા પ્રકારનો ઉપદેશ સારા ભાવની પ્રાપ્તિનું સાધન થાય છે. માટે ગંભીર વચનથી યુકિત પૂર્વક તેઓને યોગ્ય શાસ્ત્રના અધ્યયન પૂર્વક ગીતાર્થો વડે તેવા પ્રકારનો ઉપદેશ કરાય છે. ૩૪૮

**વિવેચન**—જીવોને કર્મ સંબંધ વડે જેવા પ્રકારની પ્રકૃતિ રૂપ પુદ્ગલના વિકાર સંયોગ થયેલા હોય તે પ્રકારે જ્ઞાનાવરણ આદિના ક્ષયોપશમ પ્રમાણે બાલત્વ રૂપ અજ્ઞાનતા

વા મધ્યમ ભાવ રૂપ અર્ધ પંડિતત્વ—અર્ધ અજ્ઞાનતા વા સારા પ્રકારના પાંડિત્ય—બુદ્ધિના વિકાશમય ભાવ રૂપ સ્વભાવની પ્રાપ્તિ થાય છે. તે કારણે જીવાત્માઓ ધર્મ, અર્થ, કામ, મોક્ષ વિગેરે સદ્ અસદનુષ્ઠાનોમાં પ્રવૃત્તિ કરે છે. એટલે તે જીવાત્માઓને સારા પ્રકારના શુભ વા શુદ્ધ ભાવ ધર્મરૂપ આત્મ પરિણામનું સાધન થાય છે. તેથી ભવ્યાત્માના અર્થે મહાન બુદ્ધિવંત ગણધર, સ્થવીર, પૂર્વધર, શ્રુતધર, આચાર્ય ભગવંતો ઉપકારક ભાવે જુદા જુદા પ્રકારના શુદ્ધ ભાવને પ્રગટ થવામાં સંવાદક—સત્ય કારણ થાય તેવો સદુપદેશ આપવાની પ્રવૃત્તિ કરે છે. તે પણ ન્યાય, નીતિ, વ્યવહાર, નિશ્ચય, નય, પ્રમાણ, નિક્ષેપા વિગેરે વડે અત્યંત ગંભીર ભાવવાળો જે ઉપદેશ કરે છે, તે ભવ્યાત્માઓને શુદ્ધ અને સૂક્ષ્મ બુદ્ધિનો વિકાશ થાય તે હેતુને લક્ષ્યમાં રાખીને કરે છે. તે ઉપદેશ સાંભળતાં વા તે શાસ્ત્રનો અભ્યાસ કરતાં ભવ્યાત્માને સુંદર વૈરાગ્ય ઉપજાવે છે. અને સંસારના આસકિતભાવને તોડાવે છે, તે કારણે સર્વ સાધુ શ્રાવકોએ તે શાસ્ત્રનું શુદ્ધ શબ્દના ઉચ્ચારણ પૂર્વક અધ્યયન કરવું. તેમજ તેના અર્થની ગવેષણા સ્થિર ચિત્તે એકાગ્રભાવે કરવી. તેથી આત્માને સ્વ અને પરનો બોધ થશે. અને વસ્તુ તત્ત્વની સાચી દૃઢ પ્રતીતિ થશે, આથી ભવ્યાત્માને માટે જે જે ઉપદેશ અપાય તે કદાપિ નિષ્ફળ જતો નથી, પણ સારા પ્રકારના શુભ ફલ આપવા સમર્થ હોવાથી સફળજ છે. ૩૪૮

शिरोदकसमो भाव, आत्मन्येव व्यवस्थितः ।
प्रवृत्तिरस्य विज्ञेया, चाभिव्यक्तिस्ततस्ततः ॥३४९॥

**અર્થ**—કુવાના તળીયામાં રહેલી જે શેરો હોય છે તે કુવાના પાણીમાં વૃદ્ધિ કરે છે. તેમ ગુરૂનો ઉપદેશ પણ આત્માની ભાવ શ્રેણિમાં પ્રવૃત્તિનો વધારો કરાવે છે. તેમ જાણવું એટલે ભાવની વૃદ્ધિમાં અને ભાવને વ્યકત-પ્રગટ કરવામાં જ્યાં યોગ્ય હોય ત્યાં કારણ થાય છે. ૩૪૯

**વિવેચન**—જેમ તેવા પ્રકારના કુવાઓમાં પાણીના તેવા પ્રકારના ઝરણાં એટલે શિરાઓ હોય છે. તેથી કુવાઓમાં સહજભાવે પાણીનો વધારો થયા કરે છે, તેવી રીતે ભવ્ય જીવાત્માઓને તીર્થંકર, ગણધર, પૂર્વધર, શ્રુતધર, પૂજ્ય આચાર્ય વડે દેવાતો ઉપદેશ સમ્યગ્ દર્શન, જ્ઞાન, ચારિત્રની શુદ્ધતા થવામાં તથા વૃદ્ધિ થવામાં સહજભાવે નિમિત્તરૂપ થાય છે એટલે આત્માના ક્ષયોપશમભાવ, ઉપશમભાવ અને ક્ષાયિક ભાવની શુદ્ધતામાં વા ગુણશ્રેણિની પરિણામની ધારામાં વધારો કરવામાં નિમિત્ત રૂપે પુષ્ટાવલંભન્ ભાવે કારણ બને છે. તેમજ તેવા પ્રકારના સારા ભાવ રૂપ પરિણામોને વ્યકત ભાવે પ્રગટ થવામાં હેતુ થાય છે. તેમ અવશ્ય જાણવું. એટલે પૂજ્ય જગતગુરૂ તીર્થંકર દેવ વિગેરેનો ઉપદેશ, ભવ્યાત્માના જેવા વિચિત્ર સ્વભાવ છે, તેવા વિચિત્ર પ્રકારના જુદા જુદા અનેક પ્રકારના ભાવને પ્રગટ થવામાં ઉપયોગી થાય છે. કુવામાં કરાતું ખોદાણ અનેક શીરાઓ પ્રગટ થવામાં જેમ કારણ થાય છે, તેમ પૂજ્યનો ઉપદેશ પણ ભવ્યાત્માઓને અનેક ગુણો પ્રગટ થવામાં કારણ થાય છે. તેમ જાણવું. ૩૪૯

આ પણ કેવી રીતે સંભવે તે જણાવતાં કહે છે—

सत्क्षयोपशमात्सर्व-मनुष्ठानं शुभं मतम् ।
क्षीणसंसारचक्राणां, ग्रन्थिभेदादयं यतः ॥ ३५० ॥

અર્થ—સારા પ્રકારનો ક્ષયોપશમ ભાવ પ્રગટ થવાથી બધા અનુષ્ઠાનો સમ્યગ્દૃષ્ટિ આત્માઓના અત્યંત શુભ અને શુદ્ધ ફલવાળા જ થાય છે. કારણકે તે આત્માઓને ગ્રંથિનો ભેદ થયેલો હોવાથી સંસારના ચક્રમાં ભમવાનું નષ્ટ થયેલું હોય છે. તેથી તેઓના અનુષ્ઠાનો શુભ પ્રવૃત્તિવાળા જ હોય છે. ૩૫૦

વિવેચન—સંસાર ચક્રનો અનુબંધ-કારણ જેમાં રહેલું છે તેવા પ્રકારનું મિથ્યાત્વ અને ક્રોધ, માન, માયા, લોભની ચોકડી તથા હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, દુગંચ્છા, પુરૂષવેદ, સ્ત્રીવેદ, નપુંસકવેદ રૂપ જે મોહનીય કર્મદલનો સમુહ અનાદિ કાલથી પ્રવાહ રૂપે આત્માની સાથે એકી ભાવે રહેલો છે, તે મોહરૂપ મેલ ઉપર જણાવેલા સદ્ગુરૂ દેવોના ઉપદેશથી આત્મવીર્ય વડે, શુભ પરિણામની ધારા વડે ધોવાવાથી ક્ષય પામે છે. ત્યારે દેવપૂજા, ગુરૂભક્તિ, સાધર્મિક વાત્સલ્ય, વ્રત, પચ્ચખ્ખાણ વિગેરે દેશવિરતિ વા સર્વ વિરતિ ભાવના ચારિત્રરૂપ તપ, જપ, ધ્યાન, સમાધિરૂપ સર્વ અનુષ્ઠાનો શુભ ફળના હેતુ થાય છે. કારણકે તે અનુષ્ઠાનોમાં તેવા પ્રકારની વિશિષ્ઠતા રહેલી છે. કે જે ભવ્યાત્માઓને સંસાર ચક્રમાં ભમવાને યોગ્ય એવા કર્મદલનો જેને ક્ષય થયો હોય, અને અપૂર્વ કરણ યોગે ગ્રંથિભેદ થયો હોય તેવા ભવ્યાત્મા સમ્યગ્ દૃષ્ટિવંતોને તેવા પ્રકારના

શુભ અનુષ્ઠાનો ગુણ વૃદ્ધિના હેતુ માટે થાય છે. એમ પૂજ્ય મહાપુરૂષોનો મત છે. ૩૫૦

भाववृद्धिरतोऽवश्यं, सानुबन्धं शुभोदयम् ।
गीयतेऽन्यैरपि ह्येत–त्सुवर्णघटसन्निभम् ॥ ३५१ ॥

અર્થ—આવા પ્રકારના ક્ષયોપશમથી અવશ્ય સારા પ્રકારની શુદ્ધિવાળા અનુષ્ઠાનોમાં વૃદ્ધિ થાય છે. તેમજ તે ઉત્તમ પ્રકારના પુન્યના ઉદયનો હેતુ થાય છે. તેમ અન્ય દર્શનોના પંડિતો પણ કહે છે તે શુભ અનુષ્ઠાન સોનાના ઘડા જેવું છે. ૩૫૧

વિવેચન—ભવ્ય જીવાત્માઓની મોહનીય કર્મના ક્ષયોપશમ ભાવવડે તથા વીર્યાંતરાયના ક્ષયોપશમ ભાવની ઉત્કૃષ્ટતાથી કરાતી શુભ અનુષ્ઠાનરૂપ પરમાત્મ પૂજા, ચૈત્યવંદન, જિનસ્તુતિ, સ્તવનાદિક ક્રિયાઓમાં તથા આવશ્યકરૂપ સામાયિક, પ્રતિક્રમણ, પૌષધ, ઉપવાસ, આયંબિલ વિગેરે તપઃક્રિયામાં શ્રાવકના સ્થૂલ અહિંસાદિક વ્રતોમાં, સાધુના પાંચ મહાવ્રતોમાં અને આઠ પ્રવચન માતાની પાલનામાં તેમજ ગુરૂ પાસે ધર્મતત્ત્વ શ્રવણ કરવામાં, શ્રદ્ધા પૂર્વક વીર્યના ઉલ્લાસ પૂર્વક જે શુભ અનુષ્ઠાનો કરાય છે, તે અવશ્ય શુભ ભાવની વૃદ્ધિ કરનારા થાય છે. અહિંઆં પરમતવાળા પતંજલિ કપિલ વગેરે મહર્ષિઓ કહે છે કે ઉત્કૃષ્ટ શુભ ભાવથી કરાતા શુભ અનુષ્ઠાનો પરંપરાએ આગળ આગળ ભવિષ્યમાં થનારા શુભ, શુભતર, શુભતમ, શુદ્ધ, શુદ્ધતર, શુદ્ધતમ અનુષ્ઠાનોમાં પૂર્વના કારણો અને ઉત્તરમાં થનારા

ફલરૂપ કાર્યો રૂપ ઉત્તમોત્તમ પુન્યાનુબંધિ પુન્યનો વધારો કરનારા થાય છે. તેમાં સૌગતો-બૌદ્ધો પણ ઉપર પ્રમાણે જણાવે છે. એટલે અમો તો સ્યાદ્વાદ સિદ્ધાંતની આજ્ઞા પ્રમાણે અવશ્ય સ્વીકારીએ જ છીએ અને એમજ કહીયે છીએ કે આવા શુભ અનુષ્ઠાનો જે કરાય છે, તે સુવર્ણના કળશની જેમ મૂલથી અવિકૃત જ છે. જેમકે સુવર્ણ ઘટ ભેદાયા છતાં સુવર્ણત્વ નષ્ટ થતું નથી. તેમ શુભ ભાવથી આત્માના ક્ષયોપશમ ભાવના વીર્યના ઉલ્લાસથી કરાતા અનુષ્ઠાનો કદાચિત ભાવ પડી જવાથી નષ્ટ થાય, તો પણ તે આત્માની ધર્મશ્રદ્ધા, દેવ ગુરૂ ભક્તિ, પ્રભુપ્રેમ, મૂલ આત્મ સ્વરૂપ રૂપ શુદ્ધ સુવર્ણતાનો નાશ નથી થતો કહ્યું છે કે—

" भट्टो दंसणभट्टो, दंसणभट्टस्स नत्थि निव्वाणं ।
चरणरहिआ सिज्झन्ति, दंसणेण विना न हि ॥ "

દર્શન-સમ્યક્ત્વથી જે ભ્રષ્ટ થયેલો હોય તેને જ ભ્રષ્ટ અવશ્ય માનવો, પણ ચારિત્રથી ભ્રષ્ટ થયેલાને ભ્રષ્ટ ન માનવો; કારણ કે ચારિત્ર વિનાનો પણ અપવાદે મુક્તિ મેળવે છે, પણ દર્શન-સમ્યક્ત્વ વિનાનો આત્મા ગમે તેટલી તપ સંયમ ક્રિયા કરે તો પણ સંસારના બંધનથી મૂકાતો નથી. માટે દર્શનથી ભ્રષ્ટ તેજ વસ્તુતઃ ભ્રષ્ટ જાણવો કષાયને યોગે અનુષ્ઠાન છોડી દેવાય તો પણ શ્રદ્ધા પ્રીતિ ભાવ કાયમ રહે છે તેથી તે પુન્યાનુબંધી પુન્ય કાયમ જ ટકે છે, તે પ્રસંગ આવે સારા ધર્માનુષ્ઠાનનો ઉદય પ્રગટાવે છે જ, તેથી શુભ ફલનો હેતુ જ છે. ૩૫૧

एवं तु वर्तमानोऽयं, चारित्री जायते ततः ।
पल्योपमपृथक्त्वेन, विनिवृत्ते नकर्मणः ॥ ३५२ ॥

અર્થ—એ પ્રમાણે સદનુષ્ઠાનમાં વર્તતો જીવાત્મા ચારિત્રી થાય છે. અને બેથી નવ પલ્યોપમની અંદર કર્મથી મુક્ત થઈને નિવૃત્તિ ભાવને પામે છે. ૩૫૨

વિવેચન—એ પ્રમાણે સારા સારા અનુષ્ઠાન કરતા ઉત્તમ પ્રકારના વીર્યના ઉલ્લાસથી યુક્ત ઘાતિકર્મરૂપ જ્ઞાન દર્શન ચારિત્ર આદિના આવારક કર્મોનો ક્ષયોપશમ ભાવ કરતા જાય તેમ તેમ પછીથી થનારા લાભના કારણરૂપ અનુબંધ સદનુષ્ઠાનોમાં વર્તતો ભવ્યાત્મા ગ્રંથીભેદ કરતો છતો દેવપૂજા, ગુરૂભક્તિ, વ્રત, પચ્ચખાણ, તપ, જપ, શાસ્ત્ર શ્રવણ કરતા સમ્યગ્દર્શન અને દેશ વિરતિરૂપ ચારિત્ર ભાવને પામે છે. જ્યારથી ગ્રંથીભેદ થયેલ છે ત્યારથી શુભ પરિણામની ધારાને અનુક્રમે વધારતો ભવ્યાત્મા સંસારની પ્રવૃત્તિના હેતુભુત કર્મમલને હણતો છતો ચારિત્ર મોહનીય કર્મને ક્ષયોપશમ ભાવે નાશ કરીને ગ્રંથી ભેદ કર્યા પછી બેથી નવ પલ્યોપમ પ્રમાણ સ્થિતિનો ક્ષય થયે દેશ વિરતિ પણું પામે છે. અને સર્વ વિરતિ ચારિત્રને રૂંધનારા મોહનીય કર્મની સ્થિતિમાંથી સંખ્યાતા સાગરોપમ ક્ષય થયે છતે ભાવ ચારિત્ર પ્રાપ્ત થાય છે, તે માટે પૂજ્ય આચાર્યો કહે છે કે—

" सम्मत्तंमि उ लध्धे, पलिअपुहुत्तेण सावओ होज्जा ।
चरणोवसमखयाणं, सागर संखंतरा होन्ति ॥ "

ગ્રંથી ભેદ કરીને ઉપશમ ભાવે વા ક્ષયોપશમ ભાવે
સમ્યક્ત્વ પ્રાપ્ત કરી બેથી નવ પલ્યોપમ સ્થિતિ ક્ષય થયે
ભવ્યાત્મા દેશવિરતિ પામે છે, સર્વ વિરતિરૂપ ચારિત્ર, ઉપ-
શમ શ્રેણિ તથા ક્ષપક શ્રેણિ અનુક્રમે સંખ્યાતા સાગરોપમ-
પ્રમાણ સ્થિતિ ક્ષય થાય ત્યારે પામે છે. ૩૫૨

**लिंगं मार्गानुसार्येष, श्राद्धः प्रज्ञापना प्रियः ।**
**गुणरागी महासत्त्वः, सच्छक्त्यारम्भसङ्गतः ॥ ३५३ ॥**

અર્થ—શ્રદ્ધાવંત, ઉપદેશ સાંભળવામાં પ્રેમવાળા, મહાન
પુરૂષોના ગુણાનુરાગી, ધર્મના અનુષ્ઠાનમાં મહાન પરાક્રમ
કરનારા, તેમજ શક્તિ પ્રમાણે ધર્મની પ્રવૃત્તિ કરનારા
ભવ્યાત્મા માર્ગાનુસારીપણાને પામેલા જાણવા. કારણ કે તે
માર્ગાનુસારીપણાના ચિન્હ છે. ૩૫૩

વિવેચન—માર્ગાનુસારી ભવ્યાત્માનું આગળ જે કહે-
વાય છે તે ચિન્હ એટલે લિંગ જાણવું. જેમાં વીતરાગ
પરમાત્માના ઉપદેશેલા શાસ્ત્રોમાં અત્યંત શ્રદ્ધા યુક્ત રાગ
હોય, પૂજા ભક્તિમાં અત્યંત ઉત્સાહ હોય, સાધુ, સાધ્વી, શ્રાવક,
શ્રાવિકા પ્રત્યે વાત્સલ્ય ભાવ હોય, તેવા પ્રકારના ચારિત્રવંત
સાધુઓ અને સાધ્વીઓ તથા શ્રદ્ધા ધર્મવંત શ્રાવક, શ્રાવિકા
માર્ગાનુસારી જાણવા. તેઓમાં આવા પ્રકારનો વિશેષ ગુણ
હોય છે. જેવી રીતે કે—

"**यथा कान्तारोत्तीर्णब्राह्मणो हविः पूर्णरूचेरतिशायि-**
**न्याः तथा शुद्धानुष्ठानगतया श्रद्धासङ्गतः ।**"

જેવી રીતે અતિ લાંબી અટવીને ઉતરેલો ભૂખ્યો ને

તરસ્યો, બ્રાહ્મણ હવિ-ઘીથી પરિપૂર્ણ ઘેબરમાં અત્યંત રૂચિ-ઈચ્છાવાળો થાય છે. તેમ ધર્મ સાંભળવામાં, શુદ્ધ ક્રિયામાં, વ્રત પચ્ચખાણ કરવામાં, તપ જપમાં, જ્ઞાન સમાધિમાં, શ્રદ્ધા યુક્ત અત્યંત પ્રીતિ તે અપુનર્બંધક ભવ્યાત્માને હોય છે. તેમજ વીતરાગ પરમાત્મા, ગણધર, શ્રુતધર, ગીતાર્થ, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા તથા ધર્મ પ્રભાવક ભાગ્યશાલીઓના ગુણોને સાંભળીને, તેમના પ્રત્યે ગુણાનુરાગ ઉપજે છે. તેમજ તેઓના ગુણોને વખાણવામાં, સ્તવના કરવામાં, અત્યંત પ્રેમ ધરે છે. તેમજ નજીકના કાલમાં મહાન ગુણોનો લાભ જેમને થવાનો હોય, તેવા જીવાત્માઓમાં યોગ્યતા પ્રગટાવવામાં જે ક્રિયા છે તેમાં તે માર્ગાનુસારી આત્માને પ્રતીતિ-શ્રદ્ધાયુક્ત રૂચિ પણ હોય છે. સદ્ગુણોવાળા પ્રત્યે પક્ષપાત રૂપ ગુણાનુરાગ હોય, તેમજ સારા ધર્મના તથા લોકોના કાર્યમાં ઉપકાર કરવા માટે વખાણવા યોગ્ય પુરૂષાર્થ કરનારો પણ તે હોય છે. અને પોતાની જેવી શકિત હોય તેવા પ્રકારના વ્રત, પચ્ચખાણ, તપ, જપ કરવાની આદર પૂર્વક પ્રવૃત્તિને આદરનાર હોય છે. કારણકે જે આત્મા પોતાની શકિતને અનુસારે સારા ધર્મનું અનુષ્ઠાન નથી કરતો, તેમાં માર્ગાનુસારીપણું નથી દેખાતું. માટે ઉપર કહ્યા તેવા સારા સારા ધર્મના અનુષ્ઠાનો કરતો હોય, તે વડે તેમાં માર્ગાનુસારીપણું પ્રત્યક્ષ છે તેમ જાણવું. ૩૫૩

માર્ગાનુસારી પણું અનેક વિષયવાલું હોવાથી હવે તેનો વિચાર જણાવતા કહે છે—

**असातोदयशून्यो-ऽन्धः, कान्तारपतितो यथा ।**
**गर्तादिपरिहारेण, सम्यक् तत्राभिगच्छति ॥ ३५४ ॥**

અર્થ—જેમકે અશાતાના ઉદય વિનાનો આંધળો છતાં પણ ભયંકર જંગલમાં પડયો છતો રસ્તાના ખાડા ટેકરાના ત્યાગ પૂર્વક સારી રીતે ઈષ્ટ સ્થાનને પામે છે. ૩૫૪

**વિવેચન**—અશાતા વેદનીય કર્મનો ઉદય જેને નથી એટલે રોગ, અશકિત, વૃદ્ધત્વ જેને આવ્યું નથી તેવો યુવાન પુરૂષ છતાં, કર્મયોગે અંધત્વ એટલે ચક્ષુદર્શન ઉપર આવરણથી ઘેરાયેલો માણસ દંડકારણ્ય જેવા ભયંકર જંગલમાં પાપોદયથી આવી ગયો છે. તો પણ ગર્તા-ખાડા ટેકરા, પત્થરના ટુકડા, કાંટા, કાંકરા વિગેરેથી આત્માનું યતનાપૂર્વક રક્ષણ કરતો, વિષમ માર્ગને જાણી હળવે હળવે ઉપયોગ રાખીને ગમન કરતો છતો, સારી રીતે ધીરજ ધારીને પોતાના ઇષ્ટ ગામમાં પ્રવેશ કરે છે. એટલે તેવા ભય ભરેલા જંગલને પોતાની હિંમતથી ગમન કરતો પાર ઉતરી જાય છે. એમ દૃષ્ટાંતે સમજવું. ૩૫૪

હવે તેનો અભિનય સમજાવતા આત્માની તેને યોગ્ય સંસાર પાર પામવાની જે શકિત છે, તે જણાવે છે—

**तथायं भवकान्तारे, पापादिपरिहारतः ।**
**श्रुतचक्षुर्विहिनोऽपि, सत्सातोदयसंयुतः ॥ ३५५ ॥**

અર્થ—તેવી જ રીતે સંસાર રૂપ જંગલમાં પડેલો ભવ્યાત્મા શાસ્ત્ર જ્ઞાનરૂપ ચક્ષુ ન હોવા છતાં પણ પાપાદિક-

ખોટા આચારનો ત્યાગ કરીને સદ્ભાવ રૂપ શાતાવેદનીયથી યુક્ત થઈને તે ભવ અટવીને ઓળંગે છે. ૩૫૫

**વિવેચન**—જેમ આંખોના અભાવવાળો આંધળો ભયંકર જંગલ શાતાવેદનીય કર્મના ઉદયથી ઉતરી જાય છે. તેમ આ સંસારરૂપ ભયંકર જંગલ પણ સારા ચારિત્રવાળો ભવ્યાત્મા જીવોની દયા કરતો, જુઠું નહિ બોલતો, ચોરી તથા મૈથુનનો ત્યાગ કરતો, મમતા વિના ધર્મમાં ઉપયોગી ઉપકરણને રાખતો, અન્ય પરિગ્રહનો ત્યાગ કરનારો, આઠ પ્રવચન માતાને પાળતો, કષાયના ઉદય વિનાનો સાધુ—જોકે આચારાંગ આદિ શાસ્ત્રના બોધરૂપ ચક્ષુ ન હોવાથી, જીવ અજીવ આદિ જગતના પદાર્થો અને સ્વરૂપ—સ્વભાવ—ધર્મના યથાર્થ બોધ વિનાનો હોવા છતાં પણ, અઢારે પ્રકારના પાપમય જે વ્યાપારો છે તેનો ત્યાગ કરેલ હોવાથી તેના ભયંકર બુરા ફલરૂપ નારકી તિર્યંચ વિગેરે યોનિઓમાં ઉપજવારૂપ પાપ ફલના ભોગનો પણ સર્વથા ત્યાગજ થયેલો છે. તેવા પ્રકારના સારા ચારિત્રવંત સાધુ પુરૂષ શાતા વેદનીય રૂપ શુભ સંકલ્પવાન છતાં દુષ્ટ સંકલ્પ વિનાનો હોવાથી માનસિક, વાચિક, કાયિક વ્યાધિ વિના સારી રીતે ચારિત્ર પાલનમાં અત્યંત દઢતા રાખનારો હોવાથી શાતા વેદનીય કર્મથી યુકત હોય છે. તેથી સારા ચારિત્રના ફલરૂપે નરક તિર્યંચ વિગેરે યોનિમાં ઉપજવા રૂપ અનિષ્ટ સંસાર માર્ગને છોડતો, ઇષ્ટ સ્વર્ગ વા મુકિત રૂપ શુભ સ્થાનને પ્રાપ્ત કરે છે. ૩૫૫

હવે ઉપર જણાવ્યું તેથી વિરૂદ્ધ માર્ગમાં ગમન કરનારો વિરૂદ્ધ ફલને પામે છે. તે જણાવે છે—

अनीदृशस्ये तु पुन–श्चारित्रं शब्दमात्रकम् ।
ईदृशस्यापि वैकल्यं, विचित्रत्वेन कर्मणाम् ॥ ३५६ ॥

અર્થ:—જેઓમાં ઉપર કહ્યું તેવા પ્રકારનું માર્ગાનુસારીત્વ સમ્યક્ત્વથી યુક્ત ભાવ ચારિત્ર વિચિત્ર પ્રકારના કર્મના બલથી પ્રાપ્ત થયેલું જણાતું નથી તેઓનું ચારિત્ર નામ માત્રથી જ કહેવાય છે, વસ્તુતઃ ચારિત્ર નથી. ૩૫૬

વિવેચન—જેઓમાં તેવા પ્રકારનું એટલે ઉપરના બે શ્લોકમાં જણાવ્યું તેવું માર્ગાનુસારીપણું એટલે મોક્ષની સાથે મેળાપ કરાવે તેવા ધર્મમાર્ગમાં ગમન કરવાપણું નથી હોતું. એટલે સમ્યગ્ જ્ઞાન પૂર્વક દર્શન સહિત ઉપયોગવાળું ચારિત્ર નથી અનુભવાતું, તેવા જીવાત્માનું દેશવિરતિપણું કે સર્વ વિરતિપણું નામનું જ છે કારણ કે તેમાં માર્ગાનુસારિત્વનું ઉપર જણાવ્યું તેવું ચિન્હ નથી એટલે માર્ગાનુસારિપણાનું લક્ષણ તેમાં નથી તેથી દેશવિરતિ તથા સર્વવિરતિ ચારિત્રનો પણ અભાવ થયો. નામથી દેશવિરતિ કે સાધુનું ચિન્હ ( વેશ ) હોય તો બાહ્ય વ્યવહારથી ચારિત્રી ભલે કહેવાય, વસ્તુતઃ ચારિત્રનો અભાવ સમજવો હવે શંકા કરે છે કે સમ્યગ્દૃષ્ટિ આત્માને માર્ગાનુસારીપણું તો હોય છે જ તો પછી ચારિત્રવંતને માર્ગાનુસારિત્વ કેમ ન હોય ? તે શંકાનું સમાધાન કરતાં કહે છે કે ઉપર જણાવ્યા પ્રમાણે જેમાં માર્ગાનુસારિપણું હોવા છતાં પણ કેટલાક ભવ્યાત્માઓને વિચિત્ર પ્રકારના નિકાચીત અશુભ કર્મના ઉદયથી ચારિત્રની સહજ શક્તિને

ખોટા આચારનો ત્યાગ કરીને સદ્ભાવ રૂપ શાતાવેદનીયથી યુક્ત થઈને તે ભવ અટવીને ઓળંગે છે. ૩૫૫

**વિવેચન**—જેમ આંખોના અભાવવાળો આંધળો ભયંકર જંગલ શાતાવેદનીય કર્મના ઉદયથી ઉતરી જાય છે. તેમ આ સંસારરૂપ ભયંકર જંગલ પણ સારા ચારિત્રવાળો ભવ્યાત્મા જીવોની દયા કરતો, જુઠું નહિ બોલતો, ચોરી તથા મૈથુનનો ત્યાગ કરતો, મમતા વિના ધર્મમાં ઉપયોગી ઉપકરણને રાખતો, અન્ય પરિગ્રહનો ત્યાગ કરનારો, આઠ પ્રવચન માતાને પાળતો, કષાયના ઉદય વિનાનો સાધુ–જોકે આચારાંગ આદિ શાસ્ત્રના બોધરૂપ ચક્ષુ ન હોવાથી, જીવ અજીવ આદિ જગતના પદાર્થો અને સ્વરૂપ–સ્વભાવ–ધર્મના યથાર્થ બોધ વિનાનો હોવા છતાં પણ, અઢારે પ્રકારના પાપમય જે વ્યાપારો છે તેનો ત્યાગ કરેલ હોવાથી તેના ભયંકર બુરા ફલરૂપ નારકી તિર્યંચ વિગેરે યોનિઓમાં ઉપજવારૂપ પાપ ફલના ભોગનો પણ સર્વથા ત્યાગજ થયેલો છે. તેવા પ્રકારના સારા ચારિત્રવંત સાધુ પુરૂષ શાતા વેદનીય રૂપ શુભ સંકલ્પવાન છતાં દુષ્ટ સંકલ્પ વિનાનો હોવાથી માનસિક, વાચિક, કાયિક વ્યાધિ વિના સાદી રીતે ચારિત્ર પાલનમાં અત્યંત દૃઢતા રાખનારો હોવાથી શાતા વેદનીય કર્મથી યુક્ત હોય છે. તેથી સારા ચારિત્રના ફલરૂપે નરક તિર્યંચ વિગેરે યોનિમાં ઉપજવા રૂપ અનિષ્ટ સંસાર માર્ગને છોડતો, ઇષ્ટ સ્વર્ગ વા મુક્તિ રૂપ શુભ સ્થાનને પ્રાપ્ત કરે છે. ૩૫૫

હવે ઉપર જણાવ્યું તેથી વિરૂદ્ધ માર્ગમાં ગમન કરનારો વિરૂદ્ધ ફલને પામે છે. તે જણાવે છે—

अनीदृशस्ये तु पुन–श्चारित्रं शब्दमात्रकम् ।
ईदृशस्यापि वैकल्यं, विचित्रत्वेन कर्मणाम् ॥ ३५६ ॥

અર્થઃ—જેઓમાં ઉપર કહ્યું તેવા પ્રકારનું માર્ગાનુસારીત્વ સમ્યક્ત્વથી યુક્ત ભાવ ચારિત્ર વિચિત્ર પ્રકારના કર્મના બલથી પ્રાપ્ત થયેલું જણાતું નથી તેઓનું ચારિત્ર નામ માત્રથી જ કહેવાય છે, વસ્તુતઃ ચારિત્ર નથી. ૩૫૬

વિવેચન—જેઓમાં તેવા પ્રકારનું એટલે ઉપરના બે શ્લોકમાં જણાવ્યું તેવું માર્ગાનુસારીપણું એટલે મોક્ષની સાથે મેળાપ કરાવે તેવા ધર્મમાર્ગમાં ગમન કરવાપણું નથી હોતું. એટલે સમ્યગ્ જ્ઞાન પૂર્વક દર્શન સહિત ઉપયોગવાળું ચારિત્ર નથી અનુભવાતું, તેવા જીવાત્માનું દેશવિરતિપણું કે સર્વ વિરતિપણું નામનું જ છે કારણ કે તેમાં માર્ગાનુસારિત્વનું ઉપર જણાવ્યું તેવું ચિન્હ નથી એટલે માર્ગાનુસારિપણાનું લક્ષણ તેમાં નથી તેથી દેશવિરતિ તથા સર્વવિરતિ ચારિત્રનો પણ અભાવ થયો. નામથી દેશવિરતિ કે સાધુનું ચિન્હ ( વેશ ) હોય તો બાહ્ય વ્યવહારથી ચારિત્રી ભલે કહેવાય, વસ્તુતઃ ચારિત્રનો અભાવ સમજવો હવે શંકા કરે છે કે સમ્યગ્દૃષ્ટિ આત્માને માર્ગાનુસારીપણું તો હોય છે જ તો પછી ચારિત્રવંતને માર્ગાનુસારિત્વ કેમ ન હોય? તે શંકાનું સમાધાન કરતાં કહે છે કે ઉપર જણાવ્યા પ્રમાણે જેમાં માર્ગાનુસારિપણું હોવા છતાં પણ કેટલાક ભવ્યાત્માઓને વિચિત્ર પ્રકારના નિકાચીત અશુભ કર્મના ઉદયથી ચારિત્રની સહજ શક્તિને

રોકાણ થાય છે તે કારણે શ્રી શ્રેણિક રાજા, શ્રી કૃષ્ણ વાસુદેવ વિગેરેને શુદ્ધ ક્ષાયિક સમ્યગ્દર્શન હોવા છતાં, માર્ગાનુસારિત્વ ગુણ હોવા છતાં પણ તેઓ દેશવિરતિ વા સર્વવિરતિને ધારણ નથી કરી શકતા. તે માટે શાસ્ત્રકારોએ જણાવ્યું છે કે—

" कम्माइ नूणं घनचिक्कणाइं, गरुयाइं वज्जसाराइं ।
नाणड्ढयंपि पुरिसं, पहाओ उप्पहं नेन्ति ॥ "

માર્ગાનુસારી એવા ક્ષાયિક, ક્ષયોપશમ કે ઉપશમ ભાવનું સમ્યક્ત્વ હોવા છતાં પણ મૂળથી જ ઘાતિકર્મનું અત્યંત ચીકણાપણું હોવાથી, તેમજ કર્મદલની બહુલતા હોવાથી, તેમજ વજ્રની પેઠે અત્યંત દૃઢ હોવાથી, સૂત્ર તથા અર્થના સમ્યગ્જ્ઞાતા હોવા છતાં પુરૂષાર્થી પુરૂષો પ્રભાવિક હોય તો પણ પાછા પડી જાય છે. આગળ નથી વધી શકતા, એટલે ચારિત્રથી રહિત જ રહે છે. એટલે ઉંધા માર્ગે જનારા હોય છે તે માત્ર મોહનીય કર્મની વિચિત્રતા જ છે. ૩૫૬

હવે ચાલતા પ્રકરણ પ્રમાણે યોગતત્ત્વનો સંબંધ કરવા માટે કહે છે:—

देशादिभेदतश्चित्र–मिदं चोक्तं महात्मभिः ।
अत्र पूर्वोदितो योगो, ऽध्यात्मादिः संप्रवर्तते ॥३५७॥

અર્થ—મહાત્મા પુરૂષોએ કહ્યું છે કે દેશવિરતિ તથા સર્વવિરતિ વિગેરે ભેદથી વિચિત્ર પ્રકારના ચારિત્રથી યુક્ત

યોગ પૂર્વે જણાવ્યો છે. તેમાં અધ્યાત્મ આદિ યોગમાં ભવ્યાત્માઓ પ્રવૃત્તિ કરે છે, તે ભેદોને હવે કહેવામાં આવે છે. ૩૫૭

**વિવેચન**—દેશવિરતિ ચારિત્ર એટલે સમ્યક્ત્વ સહિત શ્રાવકના દેશથી અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, પરિગ્રહનો ત્યાગ, દિશા પરિમાણ, ભોગોપભોગ પરિમાણ, અનર્થદંડ ત્યાગ, સામાયિક, દેશાવગાશિક, પૌષધ અને અતિથિ સંવિભાગ એ વ્રતોમાં અંશથી ચારિત્ર રહેલું છે એમ કહેવાય છે. સર્વથી એટલે પૂર્ણ ભાવે અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, પરિગ્રહ ત્યાગ એમ પાંચ મહાવ્રત પાળવાં, તેમજ રાત્રિભોજન ત્યાગ એવા પ્રકારનાં વ્રતોમાં વિશેષ ભાવે જીવાત્માની જુદા જુદા પ્રકારની રૂચિ પ્રમાણે અનેક પ્રકારની યોગપ્રવૃત્તિ કરાય છે, તેમ તીર્થંકર, ગણધર, શ્રુતકેવલી, ચૌદ પૂર્વધર વિગેરે પૂજ્ય મહાત્મા પુરૂષોએ કહ્યું છે. ભવ્યાત્માઓને પૂર્વે જણાવ્યો તેવો અધ્યાત્મભાવ, ધ્યાન, સમતા, વૃત્તિસંક્ષય વિગેરે યોગ ગ્રંથીભેદ કરનારા માર્ગાનુસારીઓને આરાધતાં અનુક્રમે અધ્યાત્મ ભાવ રૂપ આત્મ સ્વરૂપનો લાભ પ્રાપ્ત થાય છે. ૩૫૭

આ વાત અનુક્રમે પ્રગટપણે કહે છે. પ્રથમ અધ્યાત્મ યોગનું વ્યાખ્યાન કરતાં જણાવે છે કે:—

औचित्याद् व्रतयुक्तस्य, वचनात् तत्त्वचिन्तनम् ।
मैत्र्यादिसारमत्यन्त–मध्यात्मं तद्विदो विदुः ॥३५८॥

અર્થ:—ઉચિત આચરણા યુક્ત શ્રાવક, શ્રાવિકા, સાધુ, સાધ્વીના વ્રત પાળવાં અને પરમાત્માએ કહેલા જીવાદિક તત્ત્વનું ચિંતવન કરવું. મૈત્રી આદિ ભાવના સાર રૂપે વિચારવી. એમ અધ્યાત્મ જ્ઞાનીઓ આ ભાવનાને અધ્યાત્મ યોગ કહે છે. ૩૫૮

વિવેચન—માર્ગાનુસારી ભવ્યાત્માઓને ઉચિત પ્રવૃત્તિ થાય છે. તેમાં વીતરાગ, અરિહંત, દેવ–ગુરૂ ભક્તિ, સંઘ–સાધર્મિક વાત્સલ્ય, જીવદયા વિગેરે ઉચિત પ્રવૃત્તિની વિચારણા હોય છે. તેમજ સમ્યક્ત્વથી યુક્ત વ્રત પચ્ચખાણ યુક્ત, તપ, જપ કરતાં દેશવિરતિ વા સર્વવિરતિથી યુક્ત હોય છે. પરમાત્મા વીતરાગ જિનેશ્વરદેવે ઉપદેશ કરેલા શાસ્ત્રવચનને સાંભળીને, તેમાં ઉપદેશ કરેલા જીવ, અજીવ, પુન્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ એ નવ તત્ત્વનો સાત નય, સાત ભંગ, ચાર વા છ નિક્ષેપા, એ પ્રમાણ વિગેરે વડે અર્થ અને પરમાર્થનું ચિંતવન કરવું. મૈત્રી, પ્રમોદ, કારૂણ્ય અને માધ્યસ્થ્ય ભાવનાના સારને સમજી મૈત્રી ભાવનાથી સર્વ જીવનું હિત ચિંતવવું. પ્રમોદ ભાવના વડે જિનવર, યુગપ્રધાન, ગણધર, પ્રભાવક, આચાર્ય, ઉપાધ્યાય, મુનિ, શ્રાવક અને શ્રાવિકા તેમજ સમ્યગ્દૃષ્ટિ આત્માઓ વડે જે ઉન્નતિ થાય તેની અનુમોદના કરવી, તે પૂજ્યોના ગુણોની સ્તુતિ કરવી. કારૂણ્ય ભાવના વડે દુ:ખી જીવનો ઉદ્ધાર કરવા પ્રવૃત્તિ કરવી. માધ્યસ્થ ભાવના વડે ધર્મહીન પ્રત્યે પણ સમભાવ રાખવો, તેઓ પ્રત્યે વૈરભાવનો ત્યાગ કરવો. આવી ભાવના અત્યંત

ઉપયોગ પૂર્વક ભાવવી તેને શાસ્ત્રના વિશારદો અધ્યાત્મ ચોગ કહે છે. ૩૫૮

તે અધ્યાત્મ ચોગનું ફલ જણાવે છેઃ—

अतः पापक्षयः सत्त्वं, शीलं ज्ञानं च शाश्वतं ।
तथानुभवसंसिद्ध-ममृतं ह्यद एव तु ॥ ३५९ ॥

અર્થ—તે અધ્યાત્મ ચોગથી પાપનો ક્ષય થાય છે તેમજ સત્ત્વ તથા શીલ શાશ્વત ભાવે પ્રગટે છે. અને અમૃત સમાન જ્ઞાનાદિનો સત્ય અનુભવ પ્રગટ થાય છે. ૩૫૯

વિવેચન—તે ઉપર જણાવેલ અધ્યાત્મ ચોગના અભ્યાસ વડે ભવ્યાત્માને અનાદિ કાલથી લાગેલા, જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય ને અંતરાય રૂપ પાપકર્મની વિચિત્ર પ્રકૃતિઓનો નાશ થાય છે. તે આત્મશક્તિનો ઘાત કરતી હોવાથી એટલે ગાઢ પડદો કરીને આત્મ-શક્તિને રોકતી હોવાથી પાપમય કહેલી છે. તેનો નાશ અધ્યાત્મ ભાવ રૂપ ચોગથી થાય છે. તેમજ આત્માનો વીર્ય રૂપ જે ગુણ અંતરાય કર્મના ઔદયિક બલથી દબા-ચેલો હતો તે પણ આ ચોગથી કાંઈક પ્રગટ થાય છે. તેથી આત્મસત્ત્વ-આત્માનું પરાક્રમ વિકસિત થાય છે. તેમજ શીલના-પવિત્ર આચાર વિચારના અનુસેવનથી ચિત્ર-આશ્ચર્યકારી મનની સમાધિ પ્રગટે છે. એટલે સંકલ્પ વિક-લ્પ વડે અથવા આર્ત્ત ધ્યાન કે રૌદ્ર ધ્યાન વડે જે ખોટા દુષ્ટ સંકલ્પો કે વિકલ્પો જીવોને થાય છે, તે અધ્યાત્મ ચોગના અભ્યાસક ચોગીને મન, વચન, કાયાની સ્થિરતા

થતી હોવાથી મન સ્થિરતા રૂપ સમાધિયોગ યુક્ત બને છે. તેમજ સ્વપર વસ્તુઓના સ્વભાવ-લક્ષણમય પરિણામોનો અનુભવ પણ થાય છે. તેથી જગતના સર્વ પદાર્થોના સત્ય અનુભવગમ્ય બોધ રૂપ જ્ઞાન પણ પ્રગટે છે. એટલે તે જ્ઞાન સર્વ મોહના ઉદયને કાપી નાખનાર હોવાથી જ્ઞાનાવરણ આદિ ચારે ઘાતી કર્મનો પણ ઘાત કરનારૂં થતું હોવાથી, સમ્યગ્ ચારિત્ર વડે આત્મ ઉપયોગ શુદ્ધ થતો હોવાથી, પ્રાપ્ત થયેલ જ્ઞાન દર્શન ચારિત્ર રૂપ આત્મશક્તિઓ કદાપિ નાશ ન થાય તેવા પ્રકારના શાશ્વતા ભાવે પ્રગટે છે. અહિં દૃષ્ટાંત આપતાં કહે છે કે અગ્નિ જેમ પોતાના તેજથી સર્વત્ર પ્રસિદ્ધ છે, તેમ આત્મા પણ પોતાના જ્ઞાન દર્શન ચારિત્રમય સહજ શક્તિવડે સ્વ આવરણનો ક્ષય કરી પ્રગટ થતો હોવાથી શાશ્વત એટલે અવિનાશીત્વ ગુણથી અપ્રતિપાતીજ છે. પ્રગટ થયા પછી વિનાશ નથી પામતા તેવા પ્રકારના સત્ત્વ, વીર્ય અને શીલ-સારા પવિત્ર વ્રત, તપ, જપ વડે મન, વચન, કાયાની એકાગ્રતા થાય તેવો સંકલ્પ વિકલ્પ વિનાનો સમાધિભાવમય અધ્યાત્મ રૂપ શાશ્વત યોગનો અનુભવ સિદ્ધ થાય છે એટલે સ્વસંવેદ રૂપે પ્રત્યક્ષ થાય છે અને તે અધ્યાત્મ યોગ આત્મભાવની અમૃતતા રૂપે પ્રગટે છે. અહિંઆં કહેવાનું કે આ અધ્યાત્મ યોગ અમૃત રૂપ એટલા માટે છે કે તે યોગ અત્યંત ભયંકર દારૂણ મોહના વિષ વિકારને દૂર કરવા સમર્થ છે તેમ અવશ્ય જાણવું. ૩૫૯

હવે ભાવના યોગનું આખ્યાન કરતાં જણાવે છે કે:-

**अभ्यासोऽस्यैव विज्ञेयः, प्रत्यहं वृद्धिसङ्गतः ।**
**मनःसमाधिसंयुक्तः, पौनःपुन्येन भावना ॥ ३६० ॥**

**અર્થ**—અધ્યાત્મ યોગનો વારંવાર અભ્યાસ કરતા અનુક્રમે યોગભાવની વૃદ્ધિ થતા તેના ફલરૂપે સારી મનની સ્થિરતા યુકત ભાવના યોગ પ્રગટે છે. ૩૬૦

**વિવેચન**—આ પૂર્વે જણાવેલા અધ્યાત્મ યોગનો વારંવાર પરાવર્તનરૂપ જે અભ્યાસ કરાય છે, તેના બલથી તે અધ્યાત્મ ભાવની શુદ્ધતા પૂર્વક નિત્ય વૃદ્ધિ થતા સારા ઉત્કૃષ્ટા અનુભવના સહકારથી મનની અનાદિકાલની જે ચંચળતા તેનો નિરોધ થવા રૂપ ધ્યેયરૂપ પરમાત્મ ભાવમાં ચિત્તની સ્થિરતારૂપ સમાધિની પ્રાપ્તિ થાય છે. તેનો વારંવાર જે અભ્યાસ કરાય તેમાં અરૂચિ કે ખેદ ન થાય તે બીજો ભાવના યોગ કહેવાય છે. અધ્યાત્મ ભાવના વિગેરે જ્ઞાન દર્શન ચારિત્ર યોગના વારંવાર પરાવર્તન કરવા રૂપ અભ્યાસવડે આત્મામાં શુભ ભાવની જાગૃતિ થાય છે. અને કામ, ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ રૂપ જે અશુભ પ્રવૃત્તિનો અભ્યાસ અનાદિનો હતો તેની નિવૃત્તિ એટલે નાશ થાય છે. એટલે કામ કહેતાં પાંચ ઇંદ્રિયોના ત્રેવીશ વિષયોમાં ભોગની ઇચ્છા તથા પ્રવૃત્તિ તે કામ શબ્દથી સમજવી. ક્રોધ તે આપણા વિરોધીનો નાશ કરવાની ભાવના, માન એટલે સર્વ કરતાં હું મહાન છું એવા પ્રકારનો અભિમાન, માયા તે અન્યને છેતરવા માટે છલ પ્રપંચ કરવા, બીજા આત્માને જાળમાં ફસાવવા જે મન વચન કાયાથી

પ્રવૃત્તિ કરવી તે માયા કહેવાય પોતાના આત્માને જેવો હોય તેથી જુદા પ્રકારનો દેખાડવા છળ પ્રપંચ કરવો તે માયા કહેવાય છે. અને લોભ તે નવ પ્રકારના બાહ્ય પરિગ્રહનો સંગ્રહ કરવા ઈચ્છા તથા પ્રવૃત્તિ કરવી. રાગ તે ઈષ્ટ વસ્તુ મેળવવાની ભાવના. દ્વેષ અન્ય ઉપર ઈર્ષ્યા કરવી વિગેરે કષાયોના અશુભ પ્રવૃત્તિમય અભ્યાસના યોગે ભયંકર સંસારની વૃદ્ધિ થાય છે. તેવા અશુભ યોગની નિવૃત્તિ થવાથી આત્માના શુદ્ધ સ્વરૂપના જ્ઞાન અને શ્રદ્ધામય અધ્યાત્મ યોગ અને તે અધ્યાત્મ સ્વરૂપને વારંવાર મનન કરવા રૂપ જે ભાવના અને એકાગ્રભાવે લીન થવા રૂપ ધ્યાન વિગેરે જે યોગ છે, તેનો અભ્યાસ કરવાથી શુભ ભાવના જાગવાની અનુકુલતા પ્રગટે છે. એટલે સમ્યગ્જ્ઞાન દર્શન ચારિત્રના અભ્યાસને અનુકુલ ચિત્તની પ્રવૃત્તિ થાય છે, તેમજ શુદ્ધ ચિત્તની વૃદ્ધિ થાય છે. એટલે કષાયના અભાવમય અને સંતોષ, સત્ય, પવિત્રતામય તેમજ મૈત્રી, પ્રમોદ, માધ્યસ્થ્ય, અનુકંપા વિગેરેથી યુક્ત શુદ્ધ ચિત્તની ભાવના અત્યંત વધે છે. અને તે ઉત્કૃષ્ટ ભાવના મોહનીય આદિ કર્મના બલને નાશ કરે તેવા ધર્મ ધ્યાનમાં પ્રવૃત્તિ કરાવે છે. તેથી તે આગળ કહેવાશે તેવા ધ્યાન ભાવનો હેતુ એટલે સમવાયી-ઉપાદાન કારણ થાય છે. તેમ જાણવું. ૩૬૦

હવે તેનું ફળ જણાવતાં કહે છે—

निवृत्तिरशुभाभ्यासा—च्छुभाभ्यासानुकूलता ।
तथा सुचित्तवृद्धिश्च, भावनायाः फलं मतम् ॥ ३६१ ॥

અર્થ—આ ભાવનાના અભ્યાસથી અશુભ ભાવના નષ્ટ થાય છે. શુભ ભાવના અભ્યાસની અનુકુલતા થાય છે. તથા મનના સારા પરિણામની વૃદ્ધિ થાય છે. તેજ ભાવનાનું સુંદર ફળ જાણવું. ૩૬૧

વિવેચન—અધ્યાત્મ ભાવના અભ્યાસ વડે કામ, ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, ઈર્ષ્યા વિગેરે દોષોથી યુક્ત આર્ત રૌદ્ર ધ્યાનના અનંત કાલીન અભ્યાસ રૂપ અશુભ ભાવ નષ્ટ થાય છે. એટલે અશુભ ભાવની નિવૃત્તિ થાય છે. અને તે શુભ ભાવના વડે સમ્યગ્ જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, જપ, ધર્મ ધ્યાન વિગેરે ભાવને વધારનારા સારા શુદ્ધ અને પાપરહિત મન વડે થતાં અધ્યાત્મ સ્વરૂપમય આત્મજ્ઞાનના અભ્યાસ માટે સારી ઉંચ કોટિની અનુકુલતા થાય છે. તે આ અધ્યાત્મ રૂપ ભાવનાનું ઉપાદેય ફલ જાણવું. ૩૬૧

**शुभैकालम्बनं चित्तं, ध्यानमाहुर्मनीषिणः ।**
**स्थिरप्रदीपसदृशं, सूक्ष्मयोगसमन्वितम् ॥ ३६२ ॥**

અર્થ—સારી ભાવના યુકત એક પરમાત્માનું ધ્યેય જ ચિત્તમાં અવલંબન કરીને સ્થિર દીપકની પેઠે રહેવું તેને જ્ઞાનીઓ ધ્યાન કહે છે. તે સ્થિરતામાં પણ સૂક્ષ્મ આત્માનો ઉપયોગ પણ સાથે જ હોય છે. ૩૬૨

વિવેચન—વખાણવા યોગ્ય જે અરિહંત સિદ્ધ વિગેરે મહાન પરમાત્માને હૃદય કમલમાં પ્રતિબિંબિત કરી, રાગ દ્વેષના અધ્યવસાયોને દૂર કરીને સ્થિર દીપકની ધારાની પેઠે

મનને સ્થિર કરીને, ચંચળતાનો ત્યાગ કરવા પૂર્વક સાલંબન યુક્ત ધર્મ ધ્યાનવડે પરમાત્માનું અવલંબન કરી જે સ્થિર થવું તથા આત્મસ્વરૂપનો અત્યંત સૂક્ષ્મ ઉપયોગ રાખવો તેને જ્ઞાની પુરૂષો ધ્યાન કહે છે. ૩૬૨

આ ધ્યાનનું ફલ જણાવતાં કહે છે—

**वशिता चैव सर्वत्र, भावस्तैमित्यमेव च ।**
**अनुबन्धव्यवच्छेद, उदर्कोऽस्येति तद्विदः ॥ ३६३ ॥**

**અર્થ**—ધ્યાનથી જગતના સર્વ ભાવ વશ થાય છે. તેમજ મનની સ્થિરતા થાય છે. સંસારના સંબંધ તૂટી જાય છે. આત્મામાં સૂર્યના ઉદય સમાન તેજ શક્તિ પ્રગટે છે. તેજ તે ધ્યાનનું ફલ છે. એમ યોગના અભ્યાસીઓ કહે છે. ૩૬૩

વિવેચન—ધ્યાન યોગના અભ્યાસવંતને સર્વ કાર્યો આધીન રહે છે. એટલે ધ્યાનના બલથી પ્રગટ થયેલી શક્તિ વડે જે કાર્ય જ્યારે કરવા ધારે ત્યારે તે કાર્ય પ્રગટ રીતે સિદ્ધ કરે છે. તેમજ ધ્યાનાભ્યાસી યોગીઓ સમ્યગ્જ્ઞાન, દર્શન, ચારિત્ર ભાવમાં સ્વયંભૂરમણ સમુદ્રના જેવી સ્થિરતા અભ્યાસ યોગે પ્રાપ્ત કરે છે. શત્રુ, મિત્ર, ભક્તિવંતો અને અન્ય લોક પ્રત્યે એક સરખા મિત્ર રૂપે ભાવથી જુવે છે. મનની ચંચળતા તેમને જરા પણ નથી થતી. મન વચન કાયાના યોગનો સંવર કરી સંસારમાં રહેલી આરંભની ક્રિયા તથા સંસારના ભય એટલે જન્મ, મરણની પરંપરા રૂપ ક્રિયાના હેતુભૂત કર્મોનો જે સમુદાય–જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય, અંતરાય, નામ, ગોત્ર, વેદનીય અને

આયુષ્યનો નવો બંધ સંવર ભાવથી રોકતા હોવાથી તેવા યોગીઓને બંધ નથી થતો અને જુના બાંધેલા કર્મોને ધ્યાનરૂપ અગ્નિવડે વિનાશ કરે છે. અને ઉદય પામતા સૂર્યની પ્રભા પેઠે અજ્ઞાન રૂપી અંધકારનો વિનાશ કરે છે. આ અધ્યાત્મ ધ્યાનનું મહાન ફલ જાણવું. એમ અધ્યાત્મ ધ્યાનના અભ્યાસી જ્ઞાની યોગીઓ કહે છે. ૩૬૩

હવે સમતા યોગનું સ્વરૂપ જણાવતાં કહે છે કે—

**अविद्याकल्पितेषूच्चै-रिष्टानिष्टेषु वस्तुषु ।**
**संज्ञानात्तद् व्युदासेन, समता समतोच्यते॥ ३६४ ॥**

અર્થ—અવિદ્યાવડે ઇષ્ટ અને અનિષ્ટ વસ્તુઓમાં જે કલ્પનાઓ જીવોને થાય છે, તે કલ્પનાઓને સમ્યગ્જ્ઞાનના બલથી દૂર કરી સમભાવની જે વૃત્તિ તે સમતા કહેવાય છે. ૩૬૪

વિવેચન—અનાદિ કાલની મિથ્યાત્વ ભાવરૂપ જે મોહમય અજ્ઞાનતા તેને અદ્વૈતમતવાળા અવિદ્યા કહે છે. તે અવિદ્યાવડે જીવાત્મા અનાદિકાલની મિથ્યા એટલે જેમાં વાસ્તવિક સુખનો લાભ જરા પણ નથી, તેમાં સુખ લાભની જે ભ્રાંતિ થાય છે, તેવા વિકલ્પથી માનેલા સુખ માટે છલ, પ્રપંચ, ચોરી. વ્યભિચાર, હિંસા, અસત્ય વિગેરે પાપકર્મ કરતો છતો અનેક ભયંકર ચિકણા કર્મ બાંધીને અનેક દુઃખોને ભોગવતો હતો. તેમાં અજ્ઞાન અવિદ્યાવડે મિત્રને શત્રુ માનતો, શત્રુને મિત્ર માનતો આવા ખોટા વિકલ્પથી અસદ્ વસ્તુઓને સત્ત્વ બુદ્ધિથી આત્મા ગ્રહણ કરતો હતો.

તેથી શરીર, ઈંદ્રિય, મન અને તેના ભોગ્ય પદાર્થોના સાધનમાં તીવ્ર અભિલાષા કરતો હતો. પરંતુ જ્યારે તેનો પુન્યોદય થયો ત્યારે સદ્‌ગુરૂનો ઉપદેશ સાંભળવાવડે દેવપૂજા, ગુરૂભકિત, પાપ વ્યાપારને છોડવા રૂપ સદાચારથી સમ્યગ્ પ્રકારના જ્ઞાનવડે સમ્યગ્ દૃષ્ટિત્વ જાગતા અનાદિ મિથ્યાત્વ રૂપ અવિદ્યાનો નાશ થવાથી, સમ્યગ્‌જ્ઞાન દર્શનના બલથી, ઇષ્ટ અનિષ્ટ પદાર્થોના સંયોગ વિયોગમાં સમતા એટલે માધ્યસ્થ્ય ભાવ આવવાથી મનનો ઉદ્‌વેગ નષ્ટ થાય છે. કહ્યું છે કે—

" तानेवार्थान् द्विषतस्तानेवार्थान् प्रलीयमानस्य ।
निश्चयतोऽनिष्टं वा न विद्यते किञ्चिदिष्टं वा ॥

જે અર્થો પ્રથમ આપણને ઇષ્ટ લાગતા હતા તે જ કાલને પામીને અનિષ્ટ—અપ્રિય લાગે છે. જે વજ્ર જેવા કઠણ હતા, જેનો નાશ થવાનો સંભવ જરા ન હતો, તે પણ નાશ પામતા અનુભવાય છે. આથી નિશ્ચય નયથી વિચારતા વસ્તુતઃ જગતમાં ચેતન કે અચેતન એવા બંને પ્રકારના પદાર્થો જરા પણ ઇષ્ટ નથી કે અનિષ્ટ પણ નથી. તેઓ મારા મિત્ર કે શત્રુ પણ નથી. આમ વિવેક પૂર્વક વિચારતાં રાગ દ્વેષના કારણ રૂપ પદાર્થોમાં ઇષ્ટતા કે અનિષ્ટતાનો ત્યાગ થવા રૂપ જે સમતા એટલે મનનું માધ્યસ્થ્યરૂપે થવાપણું પ્રગટે છે. તે સમતા પૂર્વે જણાવી છે તે જાણવી. ૩૬૪

હવે તેનું ફલ જણાવતાં કહે છે—

ऋद्ध्यप्रवर्तनं चैव, सूक्ष्मकर्मक्षयस्तथा ।
अपेक्षातन्तुविच्छेदः, फलमस्याः प्रचक्षते ॥ ३६५ ॥

અર્થ—ઋદ્ધિને પ્રવર્તાવે નહિ, સૂક્ષ્મ કર્મનો પણ ક્ષય કરે, તેમજ અન્ય કર્મની અપેક્ષાવાળી પરંપરાનો નાશ થવો તે આ સમતા ભાવનું ફલ જાણવું. ૩૬૫

વિવેચન—આમર્ષ ઔષધિ આદિ લબ્ધિઓ વડે જીવન ચલાવવું, લોક પૂજ્ય બનવું, તેવી જાતની બીજી પણ શકિતઓ કે જે ચારિત્રના બલથી પ્રાપ્ત થઈ હોય તેને પોતાના યશોવાદ માટે પ્રગટ કરવી તે ચારિત્રની ઘાતક થાય છે. તેથી તે લબ્ધિઓનો સંઘના આવશ્યક કાર્યની અપેક્ષા વિના શુદ્ધ ચારિત્રવંતો ઉપયોગ નથી કરતા. તેવી ઋદ્ધિ વા સિદ્ધિઓની સમતા યોગમાં આવેલ યોગી પ્રવૃત્તિ નથી કરતો, એટલે આત્મ સમાધિ ભાવમાં શુદ્ધોપયોગમાં વિચરે છે, તેમજ ધર્મ ધ્યાન શુક્લ ધ્યાનવડે જ્ઞાનાવરણીય આદિ કર્મનો જે સૂક્ષ્મ દલ સમૂહ હોય તેનો પણ ક્ષય કરે છે. તેમજ મ્હારા ત્હારાપણાવાળી જે અપેક્ષા તંતુ એટલે પરંપરા કે જે વડે રાગદ્વેષની પ્રવૃત્તિ થાય, અને તેવા પ્રકારના આઠે કર્મનો બંધ થાય, તેવા પ્રકારના પરિણામની અશુદ્ધ વા અશુભ પરંપરા રૂપ તંતુનો પણ સમતા યોગના બલથી વિચ્છેદ—ઘાત થાય છે. આમ સર્વજ્ઞો અને તેમના વચનાનુસારી મહાગીતાર્થ વિચક્ષણ પુરૂષ પ્રવરો સમતા યોગનાં ફલ જણાવે છે. ૩૬૫

હવે પૂજ્ય વૃત્તિ સંક્ષેપને જણાવે છે—

अन्यसंयोगवृत्तीनां, यो निरोधस्तथा तथा ।
अपुनर्भावरूपेण, स तु तत्संक्षयो मतः ॥ ३६६ ॥

અર્થ—અન્ય પુદ્ગલનો જે સંયોગ આત્માની સાથે થાય તેવી વૃત્તિનો જેમ જેમ વિરોધ સંવર ભાવે થાય તેમ તેમ ફરીને તેવી કર્મ બંધની વૃત્તિને ન થવા રૂપે જે ક્ષય થવો તે વૃત્તિ સંક્ષય કહેવાય છે. ૩૬૬

વિવેચન—આ આત્મા જે સહજ ભાવે સ્વરૂપથી તરંગ રહિત એટલે ચંચલતા વિનાનો સ્થિર અને સ્વયંભૂ-રમણ સમુદ્ર સરખો ગંભીર છે, તેવા આ આત્માને અનાદિ કાલથી અન્ય પુદ્ગલ ભાવના સંયોગ–સંબંધ જે રાગદ્વેષની વૃત્તિથી–પરિણામોથી ઉપજેલા હોય છે. તેવા પરિણામો વસ્તુતઃ સંકલ્પ વિકલ્પ રૂપ મનની ચંચળતાના નિમિત્તથી થાય છે. તે મન વડે શરીર તથા ઇંદ્રિયોની અસ્થિરતા થાય છે. તે કારણે અન્ય પુદ્ગલ સંયોગની વૃત્તિને રોકવા માટે આત્માએ તપ સંયમ સંવરરૂપ યમ નિયમ કરતા ધર્મ ધ્યાન અને સમ્યગ્જ્ઞાનનો અભ્યાસ કરતાં ક્રમે ક્રમે મનની ચંચળતાનો રોધ થાય છે. તેવા પ્રકારની ચંચળતા જેમ જેમ રોકાય તેમ તેમ તેવો ક્લિષ્ટ વૃત્તિનો સમૂલ ક્ષય થતો હોવાથી, ફરીથી તેવી વૃત્તિ ઉપજતી નથી, તેથી તેવા પ્રકારની વૃત્તિઓના ક્ષય સાથે મોહનીય તથા જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય વિગેરે કર્મ પ્રકૃતિઓનો પણ ક્રમે ક્રમે નાશ થાય છે. તેવા પ્રકારના વીર્ય જે પૂર્ણ ભાવે પ્રગટ કરતા, સર્વથા ચાર ઘાતી કર્મનો ક્ષય થતા, આત્મા કેવળજ્ઞાન કેવલ દર્શનને પ્રગટાવે છે અને અંતે શૈલેશી કરણ વડે અયોગી કેવલી ભાવે સર્વ મન વચન કાયાના યોગનો રોધ કરી સર્વ વૃત્તિઓનો રોધ કરે છે. તે વૃત્તિ સંક્ષય યોગ કહેવાય છે એમ સર્વજ્ઞો જણાવે છે. ૩૬૬

હવે તેનું ફળ કહેવાય છે—

**अतोऽपि केवलज्ञानं, शैलेशीसम्परिग्रहः ।**
**मोक्षप्राप्तिरनाबाधा, सदानन्दविधायिनी ॥ ३६७ ॥**

અર્થ—આ વૃત્તિ સંક્ષયથી કેવળજ્ઞાન થાય ત્યાર પછી યોગ-નિરોધરૂપ શૈલેશી કરણુનો સ્વીકાર થાય, અને અંતે બાધા-રહિત સદા આનંદ આપનારી મોક્ષની પ્રાપ્તિ થાય છે. ૩૬૭

**વિવેચન**—ઉપર જણાવ્યા પ્રમાણે સર્વ મનોવૃત્તિનો સંક્ષય થાય છે એટલે મૂલથી ક્ષય થાય છે. તેના વડે ઘાતી કર્મનો ક્ષય થાય છે. તેથી સર્વ દ્રવ્ય, ગુણ, પર્યાયને પ્રત્યક્ષ કરાવનારૂં સર્વદા સંપૂર્ણ ઉપયોગવાળું કેવળજ્ઞાન અને કેવળદર્શન પ્રાપ્ત થાય છે. ત્યાર પછી સંપૂર્ણ આયુષ્ય કાલ સુધી વિચરી જગતના આત્માઓને મોક્ષમાર્ગમાં પ્રવૃત્તિ કરાવી, અને અઘાતી કર્મનો ક્ષય કરતાં બાકી રહેલા કર્મનો નાશ કરવા કેવલી સમુદ્ઘાત કરે છે. અને અંતે શૈલેશી-કરણુ વડે સર્વ મન વચન કાયાના યોગની પ્રવૃત્તિને રોકવા રૂપ સર્વ સંવરમય મેરૂની જે સ્થિરતા છે તેવા રૂપે શૈલે-શીકરણુનો સ્વીકાર કરે છે. ત્યાર પછી સર્વ શરીર, મન અને વચનના વ્યાપાર વિનાના થઇને તથા નિરાબાધ એટલે કોઈ પણ પ્રકારની પીડા વિનાના અનંત અખંડ આનંદને આપનારા શાશ્વતા સુખના ધામ રૂપ મોક્ષ પ્રાપ્તિ રૂપ નિર્વાણુનો લાભ આત્મા પ્રાપ્ત કરે છે. કણાદ મહર્ષિ આત્માને સુખ દુઃખના અભાવ રૂપ મોક્ષ માને છે. તેનો નિષેધ કરવા અનાબાધત્વ તથા આનંદ વિધાયિત્વ એ

વિશેષણો કહેલા છે. કહે છે કે "सुख-दुःख-व्यवच्छेदरुपा मुक्तिः" તેમાં દુઃખનો વ્યવચ્છેદ તો ઈષ્ટ છે જ પણ સુખનો અભાવ કોઈને પણ ઈષ્ટ નથી જો મોક્ષમાં સુખનો અભાવ હોય તો, આત્મા મોક્ષ અર્થે જે જપ, તપ, ધ્યાન અને સમાધિ કરે છે તે નકામા જ થાય. એક કવિ કહે છે કે "જો મુકિતમાં સુખ નથી તો વૃંદાવનમાં શિઆળ થવું સારૂં છે. પણ વૈશેષિકની મુકિત સારી નથી." માટે અનાબાધત્વમાં દુઃખની પીડાનો અભાવ તો આવે, પણ સદાનંદ ન આવે માટે જૈન દર્શનના ઉપદેશકો તીર્થંકર, ગણધરો, સામાન્ય કેવલીઓ, શ્રુતધરોએ મોક્ષમાં અનાબાધતા તથા સદાનંદ વિધાયિત્વ રૂપ બે વિશેષણોનું ગ્રહણ કરેલું છે તે ન્યાય યુકત જ છે. ૩૬૭

હવે પૂર્વે જણાવ્યા તે તાત્વિક યોગ તથા અતાત્વિક યોગનું વિવેચન કરતાં જણાવે છે કે—

तात्त्विकोऽतात्त्विकश्चाऽय-मिति यच्चोदितं पुरा ।
तस्येदानीं यथायोगं, योजनाऽत्राभिधीयते ॥ ३६८ ॥

અર્થ—પૂર્વે જણાવ્યા પ્રમાણે તાત્વિક તથા અતાત્વિક એમ બે પ્રકારનો યોગ છે, તેનું હાલમાં યથાર્થ સ્વરૂપ કહેવામાં આવે છે. ૩૬૮

વિવેચન—તાત્વિક યોગ અને અતાત્વિક યોગ એમ બે પ્રકારે યોગ છે, એવું પૂર્વે ગ્રંથના આરંભમાં જણાવ્યું હતું, તે વાતને હાલમાં જેમ ઘટે તેમ યથાર્થ રૂપે સંબંધની યોજના કરવા પૂર્વક કહેવાનો અનુકુલ અવસર આવ્યો છે તેથી કહેવાય છે. ૩૬૮

તે આ પ્રમાણે:—

**अपुनर्बंधकस्यायं, व्यवहारेण तात्त्विकः ।**
**अध्यात्मभावनारूपो, निश्चयेनोत्तरस्य तु ॥ ३६९ ॥**

અર્થ—અપુનર્બંધકને યોગનો લાભ તે વ્યવહાર-નયથી તાત્ત્વિક છે, અને અધ્યાત્મ ભાવના વિગેરે યોગ નિશ્ચય નયથી તાત્ત્વિક છે. ॥ ૩૬૯ ॥

વિવેચન—ફરીને સંસારમાં ભ્રમણ કરવું પડે તેવો ઉગ્ર કર્મનો બંધ ન બાંધનારા અપુનર્બંધક કહેવાય છે. તેમને તથા સમ્યગ્દૃષ્ટિ આત્માઓને આ અધ્યાત્મ આદિ યોગ હોય છે તે વ્યવહાર નયથી કહેવાય છે. હેતુ એ છે કે અપુનર્બંધક તથા સમ્યગ્દૃષ્ટિ આત્માઓ ઇચ્છા યોગ-વાળા છે, તેથી અધ્યાત્મ ભાવના, ધ્યાન, સમતા, વૃત્તિ-સંક્ષય વિગેરે પોતાને ઇચ્છનારા હોય છે, તેથી ત્યાં સમ્યગ્-દર્શન અવશ્ય હોય છે. તે સમ્યગ્દર્શન રૂપ યોગ ઉપાદાન કારણ અને અધ્યાત્માદિ સમતા યોગ રૂપ ઉપાદેય કાર્યમાં હેતુ બને છે, તેથી કારણમાં કાર્યનો ઉપચાર કરવામાં વ્ય-વહાર નયની પ્રવૃત્તિ છે. તેમાં એ હેતુ છે કે અપુનર્બંધક તથા સમ્યગ્દૃષ્ટિ આત્મા શમ, સંવેગ, નિર્વેદ, આસ્તિક્યતા તથા અનુકંપા ગુણથી યુક્ત હોય છે. ચારિત્રની ઇચ્છા કરતા તેઓને તેની તીવ્ર ભાવના વર્તે છે. હવે બીજો તાત્ત્વિક-અધ્યાત્મ ભાવના, ધ્યાન, સમતા તથા વૃત્તિસંક્ષય રૂપ યોગ તે ઉપચાર વિનાનો શુદ્ધ છે. તેમાં અધ્યાત્મ એટલે આત્મા તથા પુદ્‌ગલના સ્વરૂપનો વિવેક—ભેદ થયેલ

હોય છે, તેથી અધ્યાત્મ યોગ અવશ્ય હોય છે. તેમજ ભાવના વડે સ્વ સ્વરૂપ અને પરસ્વરૂપની વ્હેંચણી કરી સ્વસ્વરૂપમાં પ્રવેશ કરવા માટે વીર્ય ફોરવવામાં પ્રવૃત્તિ કરનારા થાય છે, તેથી ભાવનાયોગ પ્રવર્તે છે, તેથી નિશ્ચયથી નિશ્ચય નયના મતથી ત્યાં તાત્ત્વિક ભાવે અધ્યાત્મ તથા ભાવના યોગની પ્રાપ્તિ થાય છે, ત્યાં ઉપચાર તો નિશ્ચય નય નથી માનતો, તેથી વ્યવહારથી ગણાતા અપુનર્બંધકને આ નિશ્ચય નયથી યોગ માર્ગનો સ્વીકાર નથી થતો, પણ આ શુદ્ધ અનુપચારી આત્મયોગ સમ્યગ્દર્શન તથા જ્ઞાનથી યુક્ત જે અપ્રમાદી ચારિત્રવંત આત્માઓ હોય તેમને જ અધ્યાત્મ ભાવના, ધ્યાન, સમતા, વૃત્તિસંક્ષય રૂપ યોગમાર્ગ હોય છે તેથી અપુનર્બંધક ચારિત્રની અપેક્ષાએ જ સંભવે છે. ૩૬૯

सकृदावर्तनादीना–मताच्विक उदाहृतः ।
प्रत्यपायफलप्राय–स्तथा वेषादिमात्रतः ॥ ३७० ॥

અર્થ—જે જીવાત્માને એક વખત સંસારનું ફરવાપણું બાકી છે તેવા આત્માઓને સાચો તાત્ત્વિક યોગ નથી હોતો, કારણ કે તેમને સમ્યક્ત્વનું પ્રાપ્ત થવાપણું ન હોવાથી મિથ્યાત્વ યોગ વડે વેશ માત્રથી યોગત્વ પ્રાપ્ત થયેલું જાણવું. ૩૭૦

વિવેચન—જે જીવાત્માને ફરીને એક, બે વા વધારે પુદ્ગલ પરાવર્તન કાલ સંસારમાં ભ્રમણ કરવાનું હોય છે, તેવા આત્માઓ સાતે કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિને નિકાચીત

પ્રાય: કરે છે એટલે મજબુત બાંધે છે. તેઓ કદાચિત પુન્ય ભોગના સુખની લાલચથી બાહ્ય ભાવે શ્રધ્ધા વિના દેખા દેખીથી તપ, પૂજા, દાન, વ્રત કરે છે, સાધુનો વેષ પણ ધરે છે, તેથી પુન્ય કરણી કરીને દેવત્વ, રાજ્યત્વ પામે છે, પણ સંસારમાં ભમવાનો અંત નથી લાવી શકાતો. તેથી તેમનો યમ નિયમ વિગેરે યોગ અતાત્ત્વિક–સાચી પરમાર્થિકતા વિનાનો છે. તે વ્યવહાર દૃષ્ટિથી ભલે યોગ માટે યોગ્ય કહેવાય, પણ નિશ્ચય નયના મતે તો અપારમાર્થિક એટલે અતત્ત્વરૂપ જ જાણવો. જો કે તેઓ પણ અધ્યાત્મ એટલે આત્મામાં ચૈતન્ય ગુણ આદિ છે તેવા પ્રકારની વાતો કરે, વૈરાગ્યની વિચારણા થાય, તેમજ સંસારમાં આધિ, વ્યાધિના દુઃખથી કંટાળો આવે, પણ આત્માનું પારમાર્થિક સ્વરૂપ ન જાણતા હોવાથી અજ્ઞાન, મિથ્યાત્વ, કષાય, ઈંદ્રિય વિષયની લાલસા અંતરથી નાશ નથી પામતી. તે કારણે તેઓના અધ્યાત્મ તથા ભાવના વિગેરે યોગો અશુદ્ધતાવાળાં એટલે અશુદ્ધ અધ્યવસાયરૂપ પરિણામોવાલા હોવાથી તે સારા ઉત્તમ ફલને નથી પામતા, પણ અનંત સંસારમાં નવા નવા જન્મ મરણ રૂપ અપાય એટલે દુઃખ રૂપ ફલ માટે જ પ્રાયઃ થાય છે. કારણ એ જ છે કે તે બાહ્ય વેશ માત્રમાં રહેલા છે. પરંતુ સારા ઉત્તમ પ્રકારના અધ્યવસાયવાળા અધ્યાત્મ તથા ભાવના યોગમાં તેઓનું ચિત્ત પ્રવૃત્તિ કરતું નથી, તે માંટે તેઓની અયોગ્યતા છે, એટલે બહારથી વેષજ છે. તેમ બાહ્ય ચેષ્ટા રૂપ ક્રિયા પણ છે. પરંતુ તેવા પ્રકારની શ્રદ્ધાથી રહિત હોવાથી વેષ માત્રથી સાધુતા કે શ્રાવકપણું ભલે હોય, પણ શ્રદ્ધાળુ-

પણું તેઓમાં જરા પણ નથી હોતું. તેથી તેઓ પુનર્બં-ધક જ છે ૩૭૦

चारित्रिणस्तु विज्ञेयः, शुद्ध्यपेक्षो यथोत्तरम् ।
ध्यानादिरूपो नियमात्, तथा तात्त्विक एव तु ॥३७१॥

અર્થ—ચારિત્રવંત સાધુઓને જેવી શુદ્ધતા થાય તે પ્રમાણે શ્રેષ્ટતર યોગની શુદ્ધતા હોય છે. પરંતુ ધર્મધ્યાનાદિથી યુક્ત યોગ જે હોય તે નિશ્ચયથી તાત્વિક જ છે. ૩૭૧

વિવેચન—સારા ઉપયોગવંત ચારિત્રવાળા મહાત્માઓને જેટલા જેટલા પ્રમાણમાં ગુણોની શુદ્ધતા અધ્યાત્મ તથા ભાવના યોગથી થાય, તેની અપેક્ષાએ શ્રેષ્ઠ શ્રેષ્ઠતર શુદ્ધતા ધર્મ ધ્યાનમાં આવે છે. કારણ કે તેઓને યમ નિયમ વિગેરે ચારિત્રાચાર એટલે પંચ મહાવ્રત આઠ પ્રવચન વિગેરેની શુદ્ધતા શ્રદ્ધા તથા વીર્યના ઉલ્લાસથી ક્રમે ક્રમે શુદ્ધતા વધે છે. તેમજ નિશ્ચય નયથી ધ્યાન સમાધિ રૂપ ધર્મધ્યાન અને શુકલ ધ્યાનમાં સ્થિરતા યોગે સમતા રૂપ પરમ શ્રેષ્ઠ યોગ અવશ્ય પ્રાપ્ત થાય છે. તેજ તાત્વિક યોગ છે. એટલે શ્રદ્ધા જ્ઞાન ચારિત્રયોગ, ધર્મ શુકલ ધ્યાન મુનિઓનો સત્ય યોગ જાણવો. ૩૭૧

હવે સાનુબંધ તથા અનનુબંધ યોગનું સ્વરૂપ જણાવતાં કહે છે:—

अस्यैव त्वनपायस्य, सानुबन्धस्तथा स्मृतः ।
यथोदितक्रमेणैव, सापायस्य तथापरः ॥ ३७२ ॥

અર્થ—આ યોગથી અપાય વિનાના જીવાત્માઓને તેવા પ્રકારના કારણો વડે ક્રમે ક્રમે મોક્ષ તરફ ગમન થાય છે. પરંતુ જેઓને અપાય યુક્ત હોય તે સંસાર તરફ ગમન કરાવે છે. ૩૭૩

વિવેચન—પૂર્વે જે અધ્યાત્મયોગ તથા ભાવનાયોગ કહ્યો છે તે જેમને વર્તે છે તેવા અપુનર્બંધક યોગીઓને યોગ પ્રવૃત્તિમાં બાધા કરનારા મિથ્યાત્વ, અજ્ઞાન, કષાય, અવિરતિરૂપ બાધકોનો સર્વથા અભાવ થયેલો હોય છે. તેથી તે યોગીઓ મોક્ષમાર્ગ ગમનમાં તેવા પ્રકારના અનુબંધ રૂપ ઉપાદાન કારણો—અપૂર્વ કરણ, અનિવૃત્તિ કરણ, સૂક્ષ્મ સંપરાય, યથાખ્યાત વિગેરે શુદ્ધ ચારિત્રની ગુણશ્રેણિને વધારતા કર્મ કલંકનો ઘાત કરે છે. અને અનુક્રમે અધ્યાત્મ, ભાવના, ધ્યાન, વૃત્તિ સંક્ષય રૂપ યોગ જેઓને અનપાય—દોષાભાવ રૂપ છે, તે વડે અવશ્ય મોક્ષની સિદ્ધિ પ્રાપ્ત થાય છે. અને બીજો અપાય—દોષથી યુક્ત હોવાથી અશુદ્ધ યોગ છે. તેમાં જો કે યમ નિયમ વિગેરે હોવા છતાં મિથ્યાત્વ ભાવ યુક્ત હોવાથી સંસારની જ વૃદ્ધિ કરનાર થાય છે. એમ શાસ્ત્રના ઉપદેશક પૂજ્યો જણાવે છે. ૩૭૨

હવે યોગ માર્ગમાં જે અપાયો આવે છે તે જણાવે છે—

अपायमाहुः कर्मैव, निरपायाः पुरातनम् ।
पापाशयकरं चित्रं, निरूपक्रमसंज्ञकम् ॥ ३७२ ॥

અર્થ—અપાય એટલે કર્મ જ જાણવું, તે તીર્થંકરો કે જે નિરપાય છે, તેમને પણ તે પુરાતન કાલથી ચાલતું

આવેલું પાપના સ્થાનક રૂપ અત્યંત વિચિત્ર પ્રકારનું છે. અને ભોગવ્યા વિના ન છુટે તેવા પ્રકારનુ છે. તેમ નિરપાયો જણાવે છે. ૩૭૩

વિવેચન—અહિંઆં જે અપાય જણાવ્યો છે તે કર્મનો સંજ્ઞાવાચક શબ્દ છે. એટલે અપાય–વિઘ્નો આપણા ઇચ્છિત સુખોમાં આડા આવનારા કર્મો જ સમજવા. બીજું કાંઈ અપાયથી સમજવું નહિ. એમ નિરપાય–એટલે સર્વ ઘાતી કર્મનો ઘાત કરીને અપાય રહિત થયેલા તીર્થંકર કેવલીઓ જણાવે છે. તે સંસારમાં રખડાવનાર મિથ્યાત્વ મોહ વિગેરે કર્મો કે જે પૂર્વના અનાદિ કાલથી પરંપરાએ કરાતા, અને ભોગવાતા, નવા બંધાતા કર્મો જ છે તેમ જાણવું. અને તે વિચિત્ર પ્રકારના અધ્યવસાયો વડે મિથ્યાત્વ કર્મના ઉદયથી થાય છે. આ બધા મોક્ષ માર્ગથી પ્રતિકુલ અને સંસારની વૃદ્ધિનો હેતુ થાય તેવા પ્રકારના અશુભ અધ્યવસાયવડે બંધાયેલા કર્મો અપાય રૂપ છે. એટલે અનેક પ્રકારના દુઃખના ઉપાદાન કારણ થાય છે. તે કર્મ જ પુરાતન કાલથી એટલે અનાદિ કાલથી પરંપરાએ ઉપાર્જન કરાતા, ભોગવાતા, નવા ઉપાર્જન થતા વસ્તુતઃ વિપાકના બલથી ઉદયમાં આવીને અવશ્ય ભોગવવા પડે છે, એવા નિરૂપક્રમ નામથી ઓળખાય છે. તેના યોગે જીવો ચાર ગતિ રૂપ ચોરાસી લાખ યોનિમાં ભ્રમણ કરે છે. અહિંઆં અપાય–વિઘ્ન–ઇષ્ટ કાર્ય થવામાં અંતરાય કરનારા કર્મ જ છે એમ પૂર્વના પૂજ્ય પુરૂષો જણાવે છે. અપાય એટલે કર્મ તેથી અન્ય કોઇ અપાયજ નથી. તેમાં જીવાત્માઓ જે જે સુખની

અભિલાષા કરતા હોય, તેવા પ્રકારના સુખો મળવામાં તેઓને બાંધેલા કર્મનો જે ઉદય હોય તે આડો આવે છે. તે કર્મ આઠ પ્રકારના ગણાવ્યા છે. તેનું પૂર્ણ સ્વરૂપ કર્મગ્રંથ કર્મપ્રકૃતિ વિગેરેથી જાણવા યોગ્ય છે. તેવા પ્રકારના કર્મનો નાશ થવો તે નિરપાય કહેવાય છે. તેવા અપાય રહિત પૂજ્ય તીર્થંકરો તથા સામાન્ય કેવલીઓ કહેવાય છે. કારણકે તેઓએ આત્મ સ્વરૂપના આનંદનો ઘાત કરનાર જ્ઞાનાવરણ, દર્શનાવરણ, મોહનીય તથા અંતરાય એ ચાર ક્લિષ્ટ ઘાતી કર્મનો સમૂલ ઘાત કરીને આત્માના સહજ સ્વરૂપને પ્રગટ કરેલું છે. તેથી તે પૂજ્યો નિરપાય કહેવાય છે. પૂરાતન એટલે પૂર્વ કાલમાં જીવોએ અજ્ઞાન, મિથ્યાત્વ, અવિરતિ, કષાય, મન, વચન અને કાયાની અશુભ પ્રવૃત્તિથી ઉપાર્જન કરેલા કર્મ કે જે જીવોને ચાર ગતિમાં ચોરાસી લાખ જીવયોનિમાં નવા નવા ભવ કરાવીને અનેક પ્રકારના દુઃખ ઉપજાવે છે. કદાચિત્ શુભ પુન્યોદયથી કાંઈક સુખ દેવત્વ વા ચક્રવર્ત્તિત્વ આદિ ભવમાં દેખાડે છે. તેવા તેવા કર્મો બધા પાપ એટલે દુષ્ટ ચિત્તવૃત્તિથી કરાતા હોવાથી મિથ્યાત્વ અજ્ઞાન રૂપ મોહના ઉદયને પ્રગટ કરતા હોવાથી, હિંસા, ચોરી, અસત્ય, વ્યભિચાર, લોભ, માન, માયા, ક્રોધ, દ્વેષ વિગેરે અશુભ આચરણ કરાવીને ભયંકર અશાતા વેદનીય કર્મબંધને કરાવી આત્માને દીર્ઘતર સંસારમાં પાડે છે, તેથી તે મોક્ષ માર્ગના વિરોધી હોવાથી પાપાશય કહેવાય છે. અને તે કર્મ સમૂહ અત્યંત વિચિત્ર પ્રકારના હોય છે. તેથી તેના ફલ વિપાક કાલે અત્યંત અવાચ્ય દુઃખમય પણ હોય છે. તેમજ તે કર્મ નિરૂપક્રમ પણ

હોય છે. એટલે કેટલાક કર્મ સોપક્રમ પણ હોય છે. સોપક્રમ એટલે જે કર્મ જેવા પ્રકારે બાંધ્યા હોય તેવા પ્રકારે ન ભોગવાય, કારણ કે તે કર્મને ઉપક્રમ લાગવાથી એટલે સંક્રમાદિક કરણના યોગથી તે કર્મની પ્રકૃતિ સ્થિતિ તથા રસમાં ફેરફાર થઈ જાય છે તેથી જેવા બાંધ્યા હોય તેવા ભોગવાતા નથી. તથા કેટલાક કર્મ નિરૂપક્રમ હોય છે એટલે જે કર્મ જેવું મંદ કે તીવ્ર રસે બાંધ્યું હોય તેવા પ્રકારે ભોગવાય તેમાં ફેરફાર થાય નહિ, બીજા ઉપક્રમોની તેના ઉપર અસર થાય નહિ માટે તે નિરૂપક્રમ કહેવાય છે. ઘણા પુરાણા કાલથી આજ સુધી બંધાઈને સત્તામાં પડી રહેલા કર્મ સમૂહનો એકી સાથે પણ કોઈ આત્માને ઉદય પ્રગટે છે. તેથી તે આત્મા બહુ મુંઝાય છે. અને નવા કર્મ બહુ ચીકણા પણ ઉપજાવે છે. અથવા જો અનિકાચીત કર્મ સમુહ કોઈ આત્મોપયોગી ચારિત્રયોગીને ઉદયમાં આવેલા હોય તો સ્વસ્વરૂપમાં રમણ કરતા છતાં આવેલા કર્મનો ઉદય વિપાકે ભોગવતા છતા, તે કર્મના વિપાકી રસના સામર્થ્યને નષ્ટ કરે છે. નવા કર્મને બંધાવા દેતા નથી, તે કારણે વિશેષ પ્રકારના તપ, સંયમ, ધ્યાન, સમતા તથા વૃત્તિઓને દબાવતા વા નષ્ટ કરતા ઇષ્ટ એવા અધ્યાત્મ તથા ભાવના યોગને ધ્યાન સમાધિરૂપે કરી સમતા યોગવડે જગતના સર્વ જીવાત્માઓ પ્રત્યે મૈત્રી પ્રમોદ વિગેરે ભાવના યોગ અનુષ્ઠાનથી સમતા સમાધિમાં સ્થિર થાય છે. તેથી જેમાં ઉપક્રમ ન હોય તે નિરૂપક્રમ કહેવાય. આમ અહિંઆં અપાય, પુરાતન, પાપાશયકર તથા ચિત્ર, નિરૂપક્રમ વિગેરે નામો કહ્યા છે તે દેશ, શાસ્ત્ર, કાલ વિગેરેની અપેક્ષાથી કર્મના નામ જ છે. એમ જાણવું. ૩૭૩

હવે તે અપાયની વિચારણા કરતા અન્ય મતવાદિઓ જે વિચારવા યોગ્ય સંવાદ કહે છે તે જણાવતાં કહે છે કે—

**कण्टकज्वरमोहैस्तु, समो विघ्नः प्रकीर्त्तितः ।**
**मोक्षमार्गप्रवृत्ताना-मत एवापरैरपि ॥ ३७४ ॥**

**અર્થ**—કાંટા તાપ વિગેરે માર્ગ ગમનમાં અંતરાય કરનારા થાય છે, તેમ મોહ, મિથ્યાત્વ વિગેરે મોક્ષમાર્ગમાં પ્રવૃત્તિ કરનારાને કંટક તથા તાપની પેઠે અંતરાય કરનારા થાય છે. તેમ પરવાદીઓ પણ કહે છે. ૩૭૪

**વિવેચન**—કાંટાઓ તથા જવર-તાવની પેઠે મોહ પણ અંતરાય કરવામાં સમાન જ છે, એટલે કાંટા, શૂલ, ગોખરૂ, પત્થરની તીક્ષ્ણ ધારનો સ્પર્શ આત્માઓને ઇષ્ટ માર્ગમાં જવામાં અંતરાય-વિઘ્નકારક થાય છે, તેમજ તાવ, દમ, વાતરોગથી અંગનું જકડાઈ જવું વિગેરે રોગો પણ ઇષ્ટ સ્થાનમાં જવામાં અતરાય કરનારા છે. તેની જ સમાન રીતે મોહ મિથ્યાત્વનો ઉદય મોક્ષમાર્ગમાં ગમન કરવામાં વિઘ્નરૂપે રહેલો છે આ વિઘ્ન જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ ભેદથી ત્રણ પ્રકારનો ગણાય છે. તે વિઘ્નમય મોહરૂપ કર્મનો ઉદય સમ્યગ્દર્શન જ્ઞાન ચારિત્રની આરાધના કરી મોક્ષમાર્ગમાં પ્રવૃત્તિ કરનારા જીવાત્માઓને ક્ષયોપશમ વા ઉપશમ ભાવે જ્ઞાન દર્શન ચારિત્રની પ્રવૃત્તિ કરનારને રોકતો હોવાથી તેમાં જ અવળી પ્રવૃત્તિ કરાવતો મોહનો ઉદય પ્રગટ થાય છે. કારણ કે જે ક્ષયોપશમ ભાવે યોગ છે, તે મોહની સત્તા યુક્ત હોવાથી નિરનુબંધવાળો છે. તેમ અન્ય દર્શનવાળા

યોગીઓ પણ કહે છે. એકલા જૈન દર્શનવાળા કહે છે તેમ નહિ માનવું, પણ સર્વ દર્શન પંથવાળા કહે છે તેમ સમજવું. અહિંઆં દૃષ્ટાંત કહે છે કે પાટલીપુર ગમન કરનાર વટેમાર્ગુઓમાંના કોઇને ભયંકર ક્ષય લાગુ પડેલો હોવાથી, કેટલાકને તાવ લાગુ પડયો હોવાથી, કોઇને પગમાં કાંટો વાગ્યો હોવાથી, તેમજ કોઇને દિશાનો ભ્રમ થવાથી ઉંધે માર્ગે જતાં તેઓને પાટલીપુર જવામાં જઘન્ય, મધ્યમ વા ઉત્કૃષ્ટ વિઘ્ન થાય, એટલે વિલંબ થાય વા પાછો પણ પડી જાય, આમ અનેક વિઘ્નો આવે છે. તેમ યોગી લોકો કે જે મોક્ષમાર્ગ તરફ ગમન કરનારા છે તેઓને તેવા પ્રકારના ગાઢ મિથ્યાત્વરૂપ ઉત્કૃષ્ટ મિથ્યાત્વ મોહનીય, મધ્યમ પ્રકારનું મિશ્ર મોહનીય, જઘન્ય પ્રકારનું સમ્યક્ત્વ મોહનીય રૂપ કર્મનો ઉદય ત્રણ પ્રકારનો છે. તે મોક્ષમાર્ગમાં તેવા પ્રકારનો અંતરાય કરનારો થાય છે. ૩૭૪

આ યોગ બે પ્રકારનો છે, તેમાં એક આશ્રવવાળો અને બીજો આશ્રવ વિનાનો છે. તે જણાવે છે—

अस्यैव सास्रवः प्रोक्तो, बहुजन्मान्तरावहः ।
पूर्वव्यावर्णितन्याया–देकजन्मा त्वनास्रवः ॥ ३७५ ॥

અર્થ—જેને અનેક જન્મ કરવાના છે તેઓને આ યોગ સાસ્રવ કહ્યો છે, તેનું વર્ણન આગળ કહેવાયું છે, તેજ ન્યાયે જે યોગીને એક જ જન્મ પછી મુક્ત થવાનું હોય તેવા યોગીનો યોગ નિરાશ્રવ જણાવો. ૩૭૫

વિવેચન—જે યોગીઓને સાપાય–વિઘ્નકારક મોહનીય,

જ્ઞાનાવરણ, દર્શનાવરણ અંતરાય વિગેરે ઘાતિક કર્મદલની સત્તા તથા ઉદય ઘણા લાંબા કાળ સુધી મોક્ષમાં વિઘ્ન કરવા રૂપે થઇને ઉદયમાં વર્તે છે, તે યોગી સાપાય યોગી કહેવાય છે. તેવા સાપાય યોગીના આગળ જણાવવામાં આવશે તેવા આસ્રવ સહિત યોગને સાસ્રવ યોગ કહેવાય છે. તે સાસ્રવ યોગ જીવાત્માઓને દેવયોનિ, મનુષ્યયોનિ,નારકયોનિ, તિર્યંચ યોનિરૂપ ચાર ગતિ અને ચોરાસી લાખ પેટા યોનિઓમાં બહુ કાલ સુધી એટલે અનંતકાલ સુધી જન્મ મરણ કરાવીને બહુ ભવમાં ભ્રમણ કરાવે છે. આ વાત પૂર્વે જેનું વર્ણન કરાયું છે તેવા નિરૂપક્રમ–ભોગવ્યા વિના નષ્ટ ન થનારા કર્મરૂપ પાપના આશ્રવોથી જે યુક્ત હોય છે તે સાસ્રવ કહેવાય છે, તેઓને સંસારમાં બહુ રખડવાનું હોય છે. પરંતુ જે આત્માઓને આ ચાલતા ભવ છોડીને નવો ભવ કરવાનો નથી હોતો, તેમજ સંસારમાં પૂર્વોપાર્જીત શુભ વા અશુભ કર્મ હોય તેજ ભોગવવાના હોય, નવા કર્મનો બંધ જન્મના હેતુભૂત થાય તેવો ન કરાતો હોય, તેમજ સમ્યગ્દર્શન જ્ઞાન ચારિત્રનો ઉપયોગ તીવ્ર હોય તેવા અધ્યાત્મ યોગીઓને અનાસ્રવ યોગ કહેવાય છે. તેઓ તેજ ભવમાં શુદ્ધ ક્ષાયિક ભાવનું સમ્યગ્દર્શન જ્ઞાન ચારિત્ર પામીને પરમાનંદને સિદ્ધ કરે છે. ૩૭૫

હવે તે સાસ્રવ યોગના સ્વરૂપને જણાવતાં કહે છે—

आस्रवो बन्धहेतुत्वाद्, बन्ध एवेह यन्मतः ।
साम्परायिको मुख्य–स्तदेषोऽर्थोऽस्य सङ्गतः ३७६ ॥

અર્થ—જે આશ્રવ છે તેજ બંધનો હેતુ છે, તેથીજ જન્મની પરંપરા થાય છે. તે કારણથી તે આસ્રવ યોગ તથા બંધયોગ તે સાંપરાયિક-કષાયરૂપ છે. તેજ આસ્રવ બંધ યોગનો હેતુ છે. અને તે અર્થ સંગત છે. ૩૭૯

વિવેચન—જીવાત્માઓને આસ્રવરૂપ અઢાર પાપના વ્યાપાર વડે આઠ કર્મનો બંધ થાય છે, શુદ્ધ યોગમાં આસ્રવનો સંભવ નથી, પણ અશુદ્ધ પુન્ય તથા પાપરૂપ શુભાશુભ યોગમાં કષાયનો ઉદય વિદ્યમાન હોવાથી આસ્રવરૂપ થાય છે. તેથી આસ્રવયોગ જીવાત્માઓને જ્ઞાનાવરણ, દર્શનાવરણ, મોહનીય, અંતરાય વિગેરે સાત વા આઠ કર્મના બંધમાં હેતુભૂત થાય છે. જોકે બંધ છે તેજ જ્ઞાનાવરણ વિગેરે આઠે કર્મનો સમુહ-સંગ્રહ કરવો તેજ રૂપ છે, તો પણ કર્મ બંધનમાં કારણભૂત જે અશુભ વા શુભ પરિણામની ધારારૂપ અધ્યવસાય તે બંધમાં ઉપાદાન કારણ છે. તે અધ્યવસાયો આઠ કર્મના બંધરૂપ આસ્રવ કરવામાં હેતુ હોવાથી અહિંઆં જે અધ્યવસાયને આસ્રવ કહેવાયો છે, તેમાં કારણમાં કાર્યનો ઉપચાર કરવામાં આવ્યો છે, તે વ્યવહાર નયથી યુક્ત જ છે. એ વાત આપણા ગીતાર્થ પુરૂષોને પણ સંમત છે, કારણ કે સંસારના હેતુ એવા સાંપરાયિક રૂપ જે કષાય તેજ બંધના હેતુ થતા હોવાથી, તેનું નામ આસ્રવયોગ કહેવાય, તે અર્થ સંગત-બરાબર છે. આસ્રવ તેજ બંધના હેતુ છે, કારણમાં કાર્યનો ઉપચાર લક્ષણથી થાય છે તેથી એ અર્થ સંગત છે. ૩૭૯

હવે અનાસ્રવ યોગને જણાવતાં કહે છે કે—

**एवं चरमदेहस्य, सम्परायवियोगतः ।**
**इत्वरास्रवभावेऽपि, स तथानास्रवो मतः ॥ ३७७ ॥**

અર્થ—એ પ્રકારે છેલ્લા શરીરવાલાને સંપરાય કર્મનો વિયોગ હોવાથી બીજા આસ્રવનો યોગ હોવા છતાં પણ અનાસ્રવ કહેવાય છે. એમ પૂજ્યોનો મત છે. ૩૭૭

વિવેચન—એ પ્રકારે જેમ સંપરાય એટલે ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ વિગેરે કષાયોનો સમુહ જે સાંપરાયિક એટલે સંસારના ભવ ભ્રમણમાં હેતુભુત છે તેનો જેમને-જે ચરમ શરીરીઓને અભાવ થયો છે. જો કે તેમને ભવ હેતુભૂત થાય તેવા કષાયનો અભાવ છે, તો પણ અલ્પ બલ-વાળા બીજા કષાય તથા અન્ય જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય. અંતરાય, નામ, ગોત્ર, આયુષ્ય, વેદનીય કર્મની સત્તા છે તથા ઉદય પણ હોય છે. તેમજ કષાયના અભાવમાં પણ કેવલીઓને શરીર તથા વચન યોગનો વ્યાપાર હોવાથી બે સમયવાળો એકલો વેદનીય કર્મનો બંધ પણ હોય છે, તો પણ અનાસ્રવવાળા જ કહેવાય છે, એ પ્રકારે તેમને અલ્પ બંધ હોવા છતાં પણ અબંધક—અનાસ્રવ કહેવાય છે. છતાં હેતુ એ છે કે જે કષાય ભવ બંધનો હેતુ ન હોય, તે અ-બંધક જ કહેવાય. લોકમાં જેની પાસે અલ્પ વસ્ત્ર હોય તે નગ્ન કહેવાય છે, તેમ અહીં પણ વ્યવહાર નયથી કહેવાય છે. આવી રીતે તે અનાસ્રવરૂપ યોગ તે યોગનો બીજો ભેદ જાણવો. ૩૭૭

હવે અહિંઆં એ શંકા થાય છે કે ચરમ શરીરીને પણ આસ્રવ તો વિદ્યમાન છે તો અનાસ્રવ કેમ કહેવાય? તેનું સમાધાન કરે છે—

निश्चयेनात्र शब्दार्थः, सर्वत्र व्यवहारतः ।
निश्चयव्यवहारौ च, द्वावप्यभिमतार्थदौ ॥ ३७८ ॥

અર્થ—અહિંઆં અનાસ્રવનો શબ્દાર્થ નિશ્ચય નયથી કરવાનો છે, કારણ કે તે અવ્યાપક છે, અને વ્યવહાર નયથી સર્વત્ર વ્યાપક ભાવે અનાસ્રવનો અર્થ બરાબર ઘટે છે. અપેક્ષાએ વ્યવહારનય તથા નિશ્ચય નયથી અનાસ્રવનો અર્થ માન્ય કરાય છે. ૩૭૮

વિવેચન—નિશ્ચય નય તથા વ્યવહાર નય વડે અહિંઆં યોગ અધિકારમાં વિચાર કરતાં અનાસ્રવ યોગ માટે વિચાર કરાય છે. અનાસ્રવ એટલે આઠે કર્મના બંધનો અભાવ એ અર્થ થાય છે. તે નિશ્ચય નયવડે વિચારીએ તો સર્વ કર્મનાં આસ્રવનો અભાવ અયોગી કેવલી અને મુક્તાત્માઓને છે. (પરંતુ સયોગી કેવલી પણ આસ્રવવાલા જ છે. અને વ્યવહારનયવડે વિચારતાં સાધુ સાધ્વીઓ મહાવ્રતમાં ઉપયોગવાળા હોવાથી તેમજ પોષધમાં તથા સામાયિકમાં રહેલા શ્રાવક શ્રાવીકાઓને પણ અંશથી અનાસ્રવતા રહેલ છે, તેમજ જેટલા અંશે પચ્ચક્ખાણ કરાય, અભિગ્રહ કરાય, તેટલા અંશે પણ અનાસ્રવતા રહે છે. તે વ્યવહાર નયથી અનાસ્રવ ગણાય. આમ સર્વ અર્થમાં જેટલા અંશે આસ્રવનો અભાવ વ્યવહારથી આત્માઓને આવે તેટલા અંશે અનાસ્રવત્વ જગતમાં વ્યાપક

બને છે, આમ વ્યવહાર નયથી વિચારતાં બંને આસવવંતમાં પણ અંશે અનાસ્રવત્વ વ્યવહારથી રહેલું છે. એમ બંને નયના મતથી અનાસ્રવ ફલદાયક થાય છે. એટલે સર્વત્ર માનવા યોગ્ય છે. ૩૭૮

હવે તે વાતને પૂર્ણ કરતાં જણાવે છે:—

संक्षेपात्सफलो योग, इति सन्दर्शितो ह्ययम् ।
आद्यन्तौ तु पुनः स्पष्टं, ब्रूमोऽस्यैव विशेषतः ॥३७९॥

અર્થ—આમ સંક્ષેપથી ફલપૂર્વક યોગ બતાવ્યો છે. તો પણ પ્રથમ અને છેલ્લા એમ બે યોગને સ્પષ્ટ કરવા માટે વિશેષ રીતે વિસ્તારથી કરવાને પ્રવૃત્તિ કરૂં છું. ૩૭૯

વિવેચન—આવી રીતે મોક્ષની પ્રાપ્તિ કરવામાં ઉપાદાન કારણરૂપ જ્ઞાન દર્શન ચારિત્રરૂપ યોગ, તેના ફલરૂપ મોક્ષની પ્રાપ્તિનો નિશ્ચય વિચાર પૂર્વક સંક્ષેપથી પ્રગટરીતે વસ્તુ તત્વનો બોધ થાય તેવી રીતે બતાવ્યો. આ યોગ સ્વરૂપની વિચારણામાં અધ્યાત્મ, ભાવના, ધ્યાન, સમતા, વૃત્તિસંક્ષય રૂપ પાંચ પ્રકારનાં યોગનું વર્ણન સંક્ષેપથી પ્રગટ કરાયું છે, તેમાંથી આદ્યભેદ અધ્યાત્મ અને અંત્યભેદ વૃત્તિસંક્ષય એ બે ભેદનું વિશેષ પ્રકારે વર્ણન કરવા કાંઇક સ્પષ્ટ રીતે કહીએ છીએ. ૩૭૯

तत्त्वचिन्तनमध्यात्म–मौचित्यादियुतस्य तु ।
उक्तं विचित्रमेतच्च, तथावस्थादिभेदतः ॥ ३८० ॥

અર્થ—તેમાં ઉચિતતા પૂર્વક તત્ત્વસ્વરૂપનો જે વિચાર કરવો તે અ[illegible] કહેવાય. તેવા પ્રકારના વિચિત્ર

-સ્થાના ભેદથી અધ્યાત્મ વિચાર અનેક સ્વરૂપે અનુભવાય છે. ૩૮૦

વિવેચન—એ વાતજ કહીએ છીએ કે જે સંબંધિ પારમાર્થિક ભાવના રૂપ તત્ત્વની વિચારણા કરવી તે અધ્યાત્મ કહેવાય, તેમાં પણ તે તત્ત્વનો ઉચિત રીતે સર્વ પ્રકારે અન્ય અર્થનું બરાબર સમ્યગ્ જ્ઞાન થાય, તેવી રીતે મૈત્રી, પ્રમોદ, માધ્યસ્થ્ય, કરૂણા વિગેરે ગુણોવડે યુક્ત, તેમજ બીજા પણ ગુણ સ્વરૂપ ધર્મનો વિચાર વિવેક પૂર્વક કરાય તે અધ્યાત્મ કહેવાય છે. કહ્યું છે કે—

" औचित्याद् वृत्तयुक्तस्य, वचनात्तत्त्वचिन्तनम् ।
मैत्र्यादिभावसंयुक्त-मध्यात्मं तद्विदो विदुः ॥

ઉચિત આચરણથી યુક્ત જેમનું પવિત્ર જીવન હોય, તેવો ભવ્યાત્મા સિદ્ધાંતના વચન વડે જીવ, અજીવ, પુન્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ વિગેરે તત્ત્વનો સાત નય, સાત ભંગ, ચાર નિક્ષેપા, ચાર પ્રમાણ વિગેરે અનેક અપેક્ષાવડે વિચારીને સર્વ તત્ત્વનો નિશ્ચય કરે, તેમજ મૈત્રી, પ્રમોદ, કરૂણા અને માધ્યસ્થ્ય ભાવે આત્મગુણ કેળવવામાં પ્રવૃત્તિ કરે, તેને અધ્યાત્મ જ્ઞાન-અધ્યાત્મયોગ કહેવાય છે એમ યોગીઓ જણાવે છે. તેવી રીતે આ અધ્યાત્મયોગ વિચિત્ર એટલે જુદા જુદા અનેક સ્વરૂપે અનેક સ્વભાવરૂપ ધર્મવાલા છે અનેક અપેક્ષાથી વિચારરૂપ અધ્યાવસાય યુક્ત એવો અધ્યાત્મ યોગ દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવની અપેક્ષાએ અનેક પવાલો થાય છે. ૩૮૦

તેમાં જણાવવાનું કે-

आदिकर्मकमाश्रित्य, जपो ह्यध्यात्ममुच्यते ।
देवतानुग्रहाङ्गत्वा-दतोऽयमभिधीयते ॥ ३८१ ॥

અર્થ—યોગ માર્ગમાં પ્રથમ ક્રિયાનો આધાર જપ છે. તેથી જપને અધ્યાત્મ કહેવાય છે, તે વડે તેના અધિષ્ટાતા દેવનો અનુગ્રહ ઇચ્છવા યોગ્ય જે જપ એ પણ યોગનું અંગ થાયછે. તેથી જાપ અધ્યાત્મ યોગ કહેવાય છે. ૩૮૧

વિવેચન—યોગ માર્ગમાં પ્રવેશ કરતાં મંગલાચરણ રૂપે શ્રેષ્ટ ધાર્મીક ભાવનું લક્ષણ ઇષ્ટ દેવરૂપ પરમાત્માને। જપ છે, તેથી યોગનું પ્રથમ અંગરૂપ લક્ષણ જાપ એટલે હાથના વેઢા વા નવકારવાળી—જાપ માલા વડે જાપ કરાય તે. તેને આધારે મનની સ્થીરતા પણ હળવે હળવે થાય છે. તે કારણને આધારે જાપ યોગમાં પ્રવેશ કરવાના મંગલદ્વાર રૂપ છે તેથી તે અધ્યાત્મયોગ કહેવાય છે. તેમજ જાપમાં સ્થિરતા થતાં તે જાપના અધિષ્ઠાતા દેવતાનો આપણા ઉપર અનુગ્રહ—ઉપકાર થાયછે. તેથી પ્રથમ જાપ પણ યોગનું એક અંગ જે અધ્યાત્મ છે તેનું પણ અંગ—ઉપાંગ રૂપ છે, કારણ એ કે જાપ કરનારાને ધ્યેય વિષયમાં સ્થિરતા—એકાગ્રતા થવામાં તે ઉપકારક થાય છે, તે કારણે જાપ—જપ અધ્યાત્મ યોગ છે તેમ યોગીઓ જણાવે છે. ૩૮૧

જપનું બલ જણાવતાં કહે છે કે—

जपः सन्मन्त्रविषयः, स चोक्तो देवतास्तवः ।
दृष्टः पापापहारोऽस्माद्-विषापहरणं यथा ॥ ३८२ ॥

અર્થ—જપ છે તે સાચા મંત્રનો વિષય હોવાથી દેવતાના સ્તવન રૂપ છે, તેમ યોગીઓ કહે છે. તે જપ પાપનો હરનારો છે. જેવી રીતે સર્પદંશનું વિષ તે દેવના મંત્રજાપથી નષ્ટ થાય છે તેમ આ પણ જાણવું. ૩૮૨

વિવેચન—જાપ એટલે એકજ મંત્ર વારંવાર પરાવર્તન રૂપે અનેક વખત ગણવો તે જાપ કહેવાય છે. તે જાપ સાચા વિશેષ પ્રકારના શ્રેષ્ઠ શક્તિશાલી દેવવિશેષથી અધિષ્ઠિત છે, તે મંત્ર વડે દેવ પ્રગટ થયેલો હોય છે, તેમજ તે જાપથી પ્રગટ થતા મંત્રના અધિષ્ઠાતા દેવતાના સ્તવન સ્તુતિરૂપ હોય છે. એટલે ઋભદેવ, શાતિનાથ, પાર્શ્વનાથ, મહાવીર સ્વામી આદિ કોઈ પણ તીર્થંકરના નામની સાથે ૐ હ્રીઁ શ્રીઁ કલીઁ વિગેરે પ્રણવ માયા વિગેરે બીજક મંત્ર સહ નમઃ કે સ્વાહા સુધી ગણતા એટલે ૐ હ્રીઁ શ્રીઁ કલીઁ ઋષભનાથાય નમઃ સ્વાહા'. એવી રીતે અન્ય પણ દેવો એટલે ચોવીશ તીર્થંકર પરમાત્માનો જાપ સાચા મંત્ર રૂપ હોવાથી તેની જાપમાલા—નવકારવાળી ગણવી, તે પણ અધ્યાત્મ યોગનો પ્રથમ ભેદ જાણવો. તેનું ફલ એ છે કે તે મંત્રજાપથી મિથ્યાત્વ, અવિરતિ, કષાય, પ્રમાદ વિગેરે મહાપાપ કે જે આપણે ઘણા કાલથી અનુભવેલા છે તે નાશ પામે છે. તે કારણે તે મંત્ર ઇષ્ટદેવના સ્તવન રૂપજ છે. જેવી રીતે સ્થાવર અને જંગમ વિષ–કિંપાક–અફીણ વચ્છનાગ –કટુતુંબડી–સોમલ વિગેરે ખનિજ તથા ઔષધિના વિષો તે જંગમ વિષ. તેમજ સર્પ વિંછી વિગેરે પ્રાણીના દંશના વિષો એવા અનેક પ્રકારના વિષો છે તે વિષાપહાર મંત્રના

જાપથી નષ્ટ થાય છે. તેમ પરમાત્માના જાપથી જન્મ જરા મૃત્યુરૂપ ભવભ્રમણના કારણરૂપ મિથ્યાત્વાદિ વિષો નાશ પામે છે. ૩૮૨

તે માટે આ મંત્ર જાપ અવશ્ય કરવાને જણાવે છે.—

**देवतापुरतो वापि, जले वा कलुषात्मनि ।**
**विशिष्टद्रुमकुञ्जे वा, कर्तव्योऽयं सतां मतः ॥३८३ ॥**

અર્થ—પરમાત્માના મંદિરમાં તેમની સન્મુખ અથવા જલની એટલે વાવ, કુવા તલાવ, નદી, દ્રહ વિગેરેની સન્મુખ કષાયથી લેપાયા વિના જાપ કરવા, તેમજ સારા મંગલીક વૃક્ષ—ઝાડ, કુંજની નીચે અથવા બગીચામાં જાપ કરવો એમ સાધુઓનો મત છે. ૩૮૩

**વિવેચન**—જે દેવતા વિશેષ સ્વરૂપે કલંક વિનાના હોય, સાત્વિક સામ્ય ભાવવાલા હોય તેવા વીતરાગ વિગેરે દેવો કે જેઓની મૂર્તિ દેખતાં આલ્હાદ—પ્રેમ થાય, ભય ન થાય તેવા વિશેષ પ્રકારના સાત્વિક ગુણવાળા જે દેવ હોય તેમના મંદિરમાં તેમની મૂર્ત્તિ સન્મુખ જાપ કરવો અથવા જલમાં, એટલે ગંગા જેવા પવિત્ર જલના સ્થાનક પાસે પદ્મ, દ્રહ, વાવ, કુવાના કાંઠે પણ જાપ કરાય છે. શ્રીવાચકવર યશોવિજયજી મહોપાધ્યાયશ્રીજીએ સરસ્વતીના એક કરોડ જાપ ગંગા કાંઠે કર્યા હતા, તેથી તે દેવતા વરદાતા થઇ હતી. તેમજ પવિત્ર મનથી જાપ કરવો, તે જલનાં સ્થાન સારા સ્વચ્છ હોય તે સ્થાને, અચલ દુર્ગંધ ન હોય તેવા સ્થાને જાપ કરવા. તેમજ જ્યાં ઘણાં પાંદડાં પુષ્પો તથા

ફૂલવાલા સારા, મંગલમય વૃક્ષ અને વનસ્પતિના કુંજ દ્રાક્ષા વિગેરેના માંડવા હોય તેની નીચે સ્થીરતાપૂર્વક જાપ કરવા એમ સજ્જન-સાધુ ગીતાર્થોનો મત-આજ્ઞા છે. ૩૮૩

पर्वोपलक्षितो यद्वा, पुत्रंजीवकमालया ।
नाशाग्रस्थितया दृष्ट्या, प्रशान्तेनान्तरात्मना ॥३८४॥

અર્થ—હાથની આંગળીના વેઢાવડે વા રૂદ્રાક્ષની માલાવડે નાશીકા ઉપર દૃષ્ટિ રાખીને આત્માના અર્થિઓએ ચિત્તની અત્યંત શાંતિપૂર્વક જાપ કરવા. ૩૮૪

વિવેચન—પૂર્વોપલક્ષિત એટલે હાથની આંગળીઓના વેઢા રૂપ પર્વની પ્રદક્ષણાવડે નવ વખત ગણવાથી ૧૦૮ જાપ થાય છે. તેમજ બીજી રીતે પુત્રંજીવક એટલે રૂદ્રાક્ષની ૧૦૮ પારાવાલી માલાવડે તેમજ સુત્રના પારા સુગંધી ચંદનની માળા તેવીજ ઉત્તમ જાતની ૧૦૮ પારાની માલાવડે નાશિકાના અગ્રભાગ ઉપર સ્થિર દૃષ્ટિ રાખીને ચિત્તની પ્રસન્નતાએ અંતરાત્મ રૂપ એકાગ્ર ભાવે જાપ કરવા, એટલે કષાયના ત્યાગ પૂર્વક પ્રશાંત પ્રશમ ભાવવાલા થઈને માનસ યોગે જાપ કરવા તે મહાન્ ફૂલદાયક થાય છે. ૩૮૪

તેમાં પણ જે વિશેષ બીજું કરવાનું છે તે જણાવે છેઃ-

विधाने चेतसो वृत्ति-स्तद्वर्णेषु तथेष्यते ।
अर्थे चालम्बने चैव, त्यागश्चोपप्लवे सति ॥ ३८५ ॥

અર્થ—જાપ કરતાં મનની વૃત્તિ તથા મંત્રના વર્ણની શુદ્ધિ તથા અર્થનું આલંબન કરવું, અને મનની ચંચળતા થતાં જાપનો ત્યાગ કરવો. ૩૮૫

વિવેચન—મંત્રનો જાપ કરવાના વિષયમાં મનની ચંચળ પ્રવૃત્તિનો ત્યાગ કરી મનને સ્થિર કરવું. તથા સાચા મંત્રના અક્ષરોમાં સંપૂર્ણ શુદ્ધતા કરવી, તે મંત્રના અક્ષર ઉપરથી જે વાચ્યાર્થ આવતો હોય તે મંત્રના અધિષ્ઠાયકના નામ ઉપર બહુમાન પૂર્વક આદર કરીને તે મંત્રના અધિષ્ઠિત દેવની પ્રતિમાનું આલંબન કરવું, એટલે ચિત્તવૃત્તિને–મનના પરિણામને તે પ્રતિમા ઉપર સ્થિર કરવી, તેથી યોગની શુદ્ધતા થાય છે. પરંતુ જો ચિત્તની વૃત્તિ ચંચળ થાય તો એટલે ધ્યેય ઉપર સ્થિર ન રહે ત્યારે તે જાપને છોડી દેવા જોઈએ. ૩૮૫

આવી રીતે ચંચળતા થયે જાપનો ત્યાગ કરવામાં લાભ થાય તે જણાવે છે—

मिथ्याचारपरित्याग-आश्वासात्तत्र वर्तनम् ।
तच्छुद्धिकामता चेति, त्यागोऽत्यागोऽमीदृशः ॥३८६॥

અર્થ—તેવી ચંચળતામાં મંત્ર ગણવાનો ત્યાગ કરતા મિથ્યા આચરણનો ત્યાગ થાય છે, શ્વાસોશ્વાસમાં તેનું જ રટન રહે છે, તેમજ શુદ્ધતાની ઇચ્છા રહેતી હોવાથી જાપનો ત્યાગ હોવા છતાં પણ જાપની પ્રવૃત્તિ કાયમ કહેવાય છે. ૩૮૬

વિવેચન—ચિત્તની વ્યગ્ર અવસ્થા હોય, ચંચળતા હોય ત્યારે યોગ વિષયક મંત્ર જાપનો ત્યાગ કરવો યોગ્ય છે, અવ્યવસ્થિત ચિત્તથી મંત્ર જાપ ઇષ્ટ ફલ આપવા શક્તિ-માન નથી થતો તેથી તેવી અવસ્થામાં ત્યાગ કરવાથી મિથ્યા

આચારનો ત્યાગ થાય છે, એટલે અંતઃકરણમાં થયેલા દુષ્ટ ઇંદ્રિયોના વિકારનો રોધ થાય છે. પરંતુ મનના ખરાબ વિચાર સાથે પરમાત્માના અધિષ્ઠિત મંત્ર ગણતાં ઇંદ્રિયોના વિકારને ઉન્માદ થાય તો મહા મિથ્યાત્વનો ઉદય આવે, અને યોગ માર્ગથી આત્મા ભ્રષ્ટ થાય; માટે ચંચળ અવસ્થામાં ધ્યાન, જાપ, સમાધિ નથી કરી શકાતી, કહ્યું છે કેઃ—

" प्रणिधानाद्यद्बहिः तत्प्रशान्ताऽकारणम् । "

જે પ્રણિધાનમાં આત્મ સ્વરૂપનો વિષય કરવાનો છે, તેથી બહારનો—પુદ્ગલિક ભાવનો વિષય પ્રશાંત—પ્રશમ એટલે કષાય નાશનું કારણ નથી થતો, માટે મિથ્યા આચારનો ત્યાગ કરવો, તેજ મંત્ર જાપમાં વા ધ્યાનમાં યોગ્ય છે. આ પવિત્ર દેવતાથી અધિષ્ટત મંત્ર આપણા શ્વાસોશ્વાસમાં પરિણામવો—વ્યાપક બનવો જોઈએ, તેમ થાય તોજ ઈષ્ટ ફલની સિદ્ધિમાં હેતુ થાય, માટે મંત્ર જાપ શ્વાસોશ્વાસમાં પણ એકરસ સ્વરૂપ બનાવવો જોઇએ. એટલે શ્વાસોશ્વાસ મંત્રમય એકરૂપ થાય તોજ સિદ્ધતા આપનારો થાય છે. જો ચિત્તની પ્રવૃત્તિ શુદ્ધ ન હોય તો આ યોગ મંત્રના જાપનો તેવા જીવાત્માને અધિકાર નથી. કારણકે જાપમાં જો મન વચન કાયાની શુદ્ધતા હોય, તોજ તે જાપનો યોગ્ય અધિકારી થાય છે, તે કારણે મનની જ્યારે શુદ્ધતા [illegible] રે જાપનો [illegible] કરવો, કારણકે તેથી તે જાપ [illegible] નથી કર [illegible] જાપનો સત્ય આદર કરનારો [illegible] પનો [illegible] પણ શુદ્ધ [illegible] પકારક [illegible] આપ [illegible] માને છે.

હવે જાપનું કાલ માપ જણાવતાં કહે છે:—

यथाप्रतिज्ञमस्येह, कालमानं प्रकीर्तितम् ।
यतो ह्यकरणेऽप्यत्र, भाववृत्तिं विदुर्बुधाः ॥ ३८७ ॥

અર્થ—જાપની જેટલી પ્રતિજ્ઞા કરાતી હોય, તેટલા કાલના માપ સુધી જાપ સ્થિરતા પૂર્વક કરવો તેમ જણાવે છે, તેથી અન્ય સમયમાં જાપ ન કરે તોપણ અહિંઆં ભાવ વૃત્તિની શુદ્ધિ છે એમ યોગી વિશારદો જણાવે છે. ૩૮૭

વિવેચન—જે યોગ મંત્રના જાપ માટેની જેટલા કાલ સુધીની પ્રતિજ્ઞા કરાતી હોય, તેટલા વખતના કાલ માનનું પ્રમાણ ઉલંઘન ન કરવા રૂપ પ્રતિજ્ઞા કરાય છે, એટલે પ્રાયઃ બે ઘડી એટલે એક સામાયિકના કાલ સુધીની પ્રતિજ્ઞા કરાય છે, એટલે તેટલો અભિગ્રહ ધ્યાની ધ્યાન માટે વા જાપક જાપ માટે કરી શકે છે, તે કાલ પછી ધ્યાન વા જાપનો ત્યાગ કરે તો પણ માનસ વૃત્તિથી ભાવ રૂપ આદર કાયમજ રહે છે, તે પણ દોષ રૂપ નથી એટલે નિર્દોષ છે, તો પણ જો સ્થિરતા રૂપ ભાવનો વિક્ષેપ ન થાય તો વધારે કાલ જાય ક્રિયા કરાય તે અત્યંત શ્રેષ્ટ છે, તેમ બુદ્ધો—યોગ તત્ત્વ સ્વરૂપના જ્ઞાતાઓ જાણે છે અને ઉપદેશ પણ કરે છે. ૩૮૭

તે વાતને ફરીને જણાવતા કહે છે:—

मुनीन्द्रैः शस्यते तेन, यत्नतोऽभिग्रहः शुभः ।
सदाऽतो भावतो धर्मः, क्रियाकाले क्रियोद्भवः॥३८८॥

અર્થ—જે પ્રયત્ન પૂર્વક શુભ અભિગ્રહ લે છે અને તેને પાળે છે, તેઓને ભાવ ધર્મનો લાભ થાય અને યોગ્ય કાલે ક્રિયા થાય, તેને ક્રિયાથી થવા યોગ્ય ધર્મનો લાભ થાય એમ પૂજ્ય અનેક મુનીશ્વરો કહે છે ને તેને વખાણવા યોગ્ય જણાવે છે. ૩૮૮

વિવેચન—પરમ ભવ્યાત્માઓએ પ્રયત્ન રૂપ આત્માના ઉપયોગમય શુભ ભાવ પૂર્વક અભિગ્રહ કરવો એટલે સારી રીતે મનનો નિગ્રહ કરવામાં સમર્થ એવો અશુભ વ્યાપાર છોડવા મનનો પૂર્ણ નિશ્ચય કરવો. અને શુભ ક્રિયા રૂપ જિન ચૈત્યવંદન, ગુરૂપૂજા, ગુણસ્તુતિ, વિનય, વૈયાવૃત્ય, અનુષ્ઠાન, ઉપવાસ આદિ તપ તથા શરીરના વ્યાપાર ત્યાગવારૂપ કાયોત્સર્ગ કરવો, પરિષહ ઉપસર્ગોની પ્રાપ્તિ થયે અડગ રહીને ન અકળાવું, મન તથા કાયાને સ્થિર કરવી, મૈત્રી પ્રમોદ વિગેરે ગુણોનો પ્રકાશ કરવા નિશ્ચય કરવો, સર્વ જીવનું રક્ષણ કરવું, સત્ય બોલવું, અદત્તનો ત્યાગ, મૈથુનનો ત્યાગ, પરિગ્રહનો ત્યાગ, કષાયનો ત્યાગ કરવો, શુભ અભિગ્રહ કરવો, તેમજ આટલી પરમાત્માના નામ સ્મરણની જપમાલા ગણવી. એવા પ્રકારના શુભ ભાવપૂર્વક અભિગ્રહ કરવો જોઇએ, અને ઉપયોગ પૂર્વક નિત્ય પાળવો જોઇએ. એવા શુભ અભિગ્રહથી મનના પરિણામની શુદ્ધિ થાય છે, એટલે આત્મભાવ નિર્મળ થાય છે. અને તેથી શુભ પુન્ય કર્મનો બંધ થાય છે, અને અશુભ કર્મની હાનિરૂપ નિર્જરા થાય છે આવા સ્વરૂપવાળો યોગધર્મ અભિગ્રહથી પ્રાપ્ત થાય છે. તેમજ કાઉસગ્ગ, ધ્યાન, જપમાલા, પરમાત્માની પૂજા વિગેરે અભિ-

હીત અનુષ્ઠાનરૂપ ક્રિયા કરવાના કાલમાં તે ક્રિયાવડે જે શુભ વા શુદ્ધ પરિણામની ધારા થાય, તે વડે આત્મા કર્મની નિર્જરા કરતો ચારિત્ર રૂપ ધર્મમાં સ્થિરતા રૂપ ક્રિયામય ભાવ ચારિત્ર ધર્મને પ્રાપ્ત કરે છે. અધ્યાત્મ ભાવમય આવા અભિગ્રહોને પરમાત્મા અત્યંત વખાણે છે. ૩૮૮

હવે આ ક્રિયાને અધ્યાત્મ કહેવાય છે તે અધ્યાત્મના વિષયમાં અન્ય આચાર્યોના મતાંતર જણાવે છે—

**स्वौचित्यालोचनं सम्यक्, ततो धर्मप्रवर्तनम् ।**
**आत्मसम्प्रेक्षणं चैव, तदेतदपरे जगुः ॥ ३८९ ॥**

અર્થ—પોતાને જે ઉચિત હોય તેનો સારી રીતે વિચાર કરીને યોગ્યતાની અનુકુલતા પ્રમાણે ધર્મક્રિયા અનુષ્ઠાનમાં પ્રવૃત્તિ કરવી, તેથી આત્માના સ્વરૂપનો બોધ થાય છે, તેમ અન્યો અધ્યાત્મનું સ્વરૂપ કહે છે. ૩૮૯

વિવેચન—અધ્યાત્મના એટલે જ્ઞાન દર્શન ચારિત્રના અર્થિઓએ પોતાની શક્તિ મર્યાદાનો વિચાર બરાબર કરીને તપ, પૂજા, કાર્યોત્સર્ગ, જપમાલા વિગેરે ધર્મમાં સમ્યગ્ રીતે પ્રવર્તન કરવું, તે કેટલું શકય છે? મારાથી તે બરાબર યોગ્ય સ્થિરતા યુક્ત કેટલું બને તેમ છે? તેનો નિશ્ચય કરીને પછી ધર્મ વિષયક ચૈત્યવંદન, ભાવપૂજા, કાયોત્સર્ગ, નવકારવાલી રૂપ ધર્મના જે જે અનુષ્ઠાનો કરવા યોગ્ય હોય તેની પ્રવૃત્તિ કરવી. તેથી અવશ્ય આત્માની શુદ્ધતા થાય છે, મોહનીય કર્મના આવરણો ખસે છે, તેથી સમ્યગ્ જ્ઞાન દર્શન પણ તેના આવરણોને દુર કરીને ક્ષયોપશમ આદિ ભાવે

અર્થ—જે પ્રયત્ન પૂર્વક શુભ અભિગ્રહ લે છે અને તેને પાળે છે, તેઓને ભાવ ધર્મનો લાભ થાય અને યોગ્ય કાલે ક્રિયા થાય, તેને ક્રિયાથી થવા યોગ્ય ધર્મનો લાભ થાય એમ પૂજ્ય અનેક મુનીશ્વરો કહે છે ને તેને વખાણવા યોગ્ય જણાવે છે. ૩૮૮

વિવેચન—પરમ ભવ્યાત્માઓએ પ્રયત્ન રૂપ આત્માના ઉપયોગમય શુભ ભાવ પૂર્વક અભિગ્રહ કરવો એટલે સારી રીતે મનનો નિગ્રહ કરવામાં સમર્થ એવો અશુભ વ્યાપાર છોડવા મનનો પૂર્ણ નિશ્ચય કરવો. અને શુભ ક્રિયા રૂપ જિન ચૈત્યવંદન, ગુરૂપૂજા, ગુણસ્તુતિ, વિનય, વૈયાવૃત્ય, અનુષ્ઠાન, ઉપવાસ આદિ તપ તથા શરીરના વ્યાપાર ત્યાગવારૂપ કાયોત્સર્ગ કરવો, પરિષહ ઉપસર્ગોની પ્રાપ્તિ થયે અડગ રહીને ન અકળાવું, મન તથા કાયાને સ્થિર કરવી, મૈત્રી પ્રમોદ વિગેરે ગુણોનો પ્રકાશ કરવા નિશ્ચય કરવો, સર્વ જીવનું રક્ષણ કરવું, સત્ય બોલવું, અદત્તનો ત્યાગ, મૈથુનનો ત્યાગ, પરિગ્રહનો ત્યાગ, કષાયનો ત્યાગ કરવો, શુભ અભિગ્રહ કરવો, તેમજ આટલી પરમાત્માના નામ સ્મરણની જપમાલા ગણવી. એવા પ્રકારના શુભ ભાવપૂર્વક અભિગ્રહ કરવો જોઇએ, અને ઉપયોગ પૂર્વક નિત્ય પાળવો જોઇએ. એવા શુભ અભિગ્રહથી મનના પરિણામની શુદ્ધિ થાય છે, એટલે આત્મભાવ નિર્મળ થાય છે. અને તેથી શુભ પુન્ય કર્મનો બંધ થાય છે, અને અશુભ કર્મની હાનિરૂપ નિર્જરા થાય છે આવા સ્વરૂપવાળો યોગધર્મ અભિગ્રહથી પ્રાપ્ત થાય છે. તેમજ કાઉસગ્ગ, ધ્યાન, જપમાલા, પરમાત્માની પૂજા વિગેરે અભિ-

હીત અનુષ્ઠાનરૂપ ક્રિયા કરવાના કાલમાં તે ક્રિયાવડે જે શુભ વા શુદ્ધ પરિણામની ધારા થાય, તે વડે આત્મા કર્મની નિર્જરા કરતો ચારિત્ર રૂપ ધર્મમાં સ્થિરતા રૂપ ક્રિયામય ભાવ ચારિત્ર ધર્મને પ્રાપ્ત કરે છે. અધ્યાત્મ ભાવમય આવા અભિગ્રહોને પરમાત્મા અત્યંત વખાણે છે. ૩૮૮

હવે આ ક્રિયાને અધ્યાત્મ કહેવાય છે તે અધ્યાત્મના વિષયમાં અન્ય આચાર્યોના મતાંતર જણાવે છે—

स्वौचित्यालोचनं सम्यक्, ततो धर्मप्रवर्तनम् ।
आत्मसम्प्रेक्षणं चैव, तदेतदपरे जगुः ॥ ३८९ ॥

અર્થ—પોતાને જે ઉચિત હોય તેનો સારી રીતે વિચાર કરીને યોગ્યતાની અનુકુલતા પ્રમાણે ધર્મક્રિયા અનુષ્ઠાનમાં પ્રવૃત્તિ કરવી, તેથી આત્માના સ્વરૂપનો બોધ થાય છે, તેમ અન્યો અધ્યાત્મનું સ્વરૂપ કહે છે. ૩૮૯

વિવેચન—અધ્યાત્મના એટલે જ્ઞાન દર્શન ચારિત્રના અર્થિઓએ પોતાની શક્તિ મર્યાદાનો વિચાર બરાબર કરીને તપ, પૂજા, કાર્યોત્સર્ગ, જપમાલા વિગેરે ધર્મમાં સમ્યગ્ રીતે પ્રવર્તન કરવું, તે કેટલું શક્ય છે? મારાથી તે બરાબર યોગ્ય સ્થિરતા યુક્ત કેટલું બને તેમ છે? તેનો નિશ્ચય કરીને પછી ધર્મ વિષયક ચૈત્યવંદન, ભાવપૂજા, કાયોત્સર્ગ, નવકારવાલી રૂપ ધર્મના જે જે અનુષ્ઠાનો કરવા યોગ્ય હોય તેની પ્રવૃત્તિ કરવી. તેથી અવશ્ય આત્માની શુદ્ધતા થાય છે, મોહનીય કર્મના આવરણો ખસે છે, તેથી સમ્યગ્ જ્ઞાન દર્શન પણ તેના આવરણોને દુર કરીને ક્ષયોપશમ આદિ ભાવે

પ્રગટ થાય છે, તે વડે આત્મ સ્વરૂપનો સમ્યગ્-અવિચલિત બોધ થાય છે. તેવી રીતે આત્માની યોગ્યતાની વિચારણા તેમજ ધર્મક્રિયામાં ભાવ સહિત પ્રવૃત્તિ અને તેથી થતો આત્મબોધ એ ત્રણને અધ્યાત્મ કહેવાય છે. એમ અન્ય શાસ્ત્રકાર આચાર્યો પણ કહે છે. ૩૮૯

હવે તે વાત ક્રમવડે જણાવે છે—

**योगेभ्यो जनवादाच्च, लिङ्गेभ्योऽथ यथागमम् ।**
**स्वौचित्यालोचनं, प्राहु-र्योगमार्गकृतश्रमाः ॥ ३९० ॥**

**અર્થ**—યોગનાં વ્યાપારથી, જનવાદથી તથા લિંગથી જે પ્રવૃત્તિ કરવા યોગ્ય આગમશાસ્ત્ર જણાવે છે, તેમાં પોતાની ઉચિતતાને વિચારીને ધર્મ માર્ગમાં પ્રવૃત્તિ કરવી એમ યોગમાં જેમનો બહુ અભ્યાસ છે તેવા યોગીઓ જણાવે છે. ૩૯૦

**વિવેચન**—કાયા વચન અને મનના સંયમ યુક્ત વ્યાપારરૂપ યોગવડે અશુભ વ્યાપારનો ત્યાગ કરવો અને શુભ વખાણવા યોગ્ય સારી રીતે યતના પૂર્વક ગમનાગમન કરવું વિગેરે ઇર્યા સમિતિ આદિનો ઉપયોગ કરવો. સારી રીતે વિચારીને પાપ વિનાની નિરવદ્ય ભાષા બોલવી તે ભાષા સમિતિ, અને પાપ વ્યાપારનો ત્યાગ કરી ધર્મમય વિચાર પૂર્વક મનની શુદ્ધતા કરવી, આ મન વચન કાયારૂપ યોગવડે ધર્મ પ્રવૃત્તિ કરવી તેમજ લોક પ્રવાદ એટલે લોકથી જે આચરણા અવિરૂદ્ધ હોય તે પ્રમાણે પ્રવૃત્તિ કરવી. કહ્યું છે, કે "लोगविरुद्धच्चाओ" લોક વિરૂદ્ધ પ્રવૃત્તિનો ત્યાગ

કરવો, એટલે લોક વ્યવહારને અનુસારે ચાલવું તથા લિંગ એટલે મોક્ષરૂપ કાર્યની સિદ્ધિમાં જે પુષ્ટાલંબન હોય તેવી પૂજા, ગુરૂ ઉપાસના અને હિંસા, ચોરી, અસત્ય, મૈથુન, પરિગ્રહનો સર્વથા ત્યાગ, તેનું ચિન્હ રજોહરણ, મુખવસ્ત્રી-કારૂપ સાધુવેષ ધરવો, ધર્મશ્રવણ, શ્રદ્ધા, મૈત્રી, પ્રમોદ, માધ્યસ્થ્ય અને કરૂણા વિગેરે ભાવના, ધર્મશાસનનો પ્રભાવ દેખાડવારૂપ જે ચિન્હ છે તે કરવા, એટલે શાસ્ત્રરૂપ જીન-વર ભાષિત આગમ ગ્રંથને અનુસારે ધર્મ પ્રવૃત્તિ કરવી, તેમજ પોતાની ઉચિતતારૂપ યોગતાનો વિચાર કરવા પૂર્વક સ્વશક્તિ અનુસારે સર્વ ધર્મ કાર્યમાં યોગ્ય પ્રવૃત્તિ કરવી, ત્રણ યોગની શુદ્ધતા કરવી, તેને અધ્યાત્મ કહેવાય છે. એમ યોગમાર્ગનો જેઓએ બહુ અભ્યાસ કરીને સત્ય અનુભવ મેળવ્યો છે તેવા પંડિતો જણાવે છે ૩૯૦

હવે આ વિષયમાં આચાર્યશ્રી પોતેજ જે કહેવા યોગ્ય છે તે સ્વયં જણાવે છે—

**योगाः कायादि कर्माणि, जनवादस्तु तत्कथा ।**
**शकुनादीनि लिङ्गानि, स्वौचित्यालोचनास्पदम् ॥३९१॥**

અર્થ—યોગો એટલે કાયાદિના વ્યાપારો, જનવાદ એટલે લોક સંબંધી કથાઓ, લિંગ એટલે શકુન વિગેરે નિમિત્તોમાં પોતાને આત્મ ધર્મના લાભમાં જે યોગ્ય હોય તેનો વિચાર કરીને તે ક્રિયાના સ્થાનકો જાણવા અને તેમાં શક્તિ અનુસારે શુદ્ધ ભાવે પ્રવૃત્તિ કરવી. ૩૯૧

વિવેચન—યોગ એટલે કાયા વચન અને મનથી

આત્મનો જે વ્યાપાર—ક્રિયા થાય તે યોગ કહેવાય છે, એટલે આ યોગ માત્ર બાહ્યથી પણ સંસાર પ્રવૃતિવાળો હોવાથી લૌકિક વ્યવહારથી તે જાણવો પણ અધ્યાત્મ સંબંધી ન જાણવો. જનવાદ એટલે લોકમાં જે ન્યાય્ય કથા, ઉક્તિઓ, લોકપ્રવૃત્તિ કરાતી હોય તેની કથા કે જે આ આત્મયોગ રૂપ ધર્મના અધિકારને અનુસારે વૃતાન્તો કહેવાતા હોય, તેમજ પાપાચરણમાં હેતુ ન બનતા હોય, તે લોક કથા જાણવી. ત્રીજું લિંગ એટલે શકુનો પક્ષી, પશુ તથા મનુષ્યના મુખથી સહસા નીકળેલા વચનો કે જેને ઉપશ્રુતિ કહે છે તેના નિમિત્તો વિચારી ભાવી શુભાશુભનો નિશ્ચય કરવો. એમ એ ત્રણની પોતાની યોગ્યતાનો વિચાર કરીને પ્રવૃત્તિ કરવી તેથી યોગ્ય લાભ થાય છે. માટે એ ત્રણ વસ્તુ વિચાર કરવાના સ્થાન રૂપ છે. ૩૯૧

વિશેષ કરવા યોગ્ય છે તે જણાવે છે:—

**एकान्त फलदं ज्ञेय–मतो धर्मप्रवर्तनम् ।**
**अत्यन्तं भावसारत्वात्, तत्रैव प्रतिबन्धतः ॥३९२॥**

અર્થ—આ જેનું સ્વરૂપ કહેવાય છે તે યોગ ધર્મ એકાંત ફલ આપનારો છે એમ નિશ્ચય માનવું. તે ધર્મની પ્રવૃત્તિ અત્યંત ભાવ યુક્ત કરવી તે સારભૂત છે, જો ધર્મનું પ્રવર્તન ન કરવામાં આવે તો ઉચિત આચરણનો પણ અભાવ થાય તેમ છે. ૩૯૨

વિવેચન—એમ પૂર્વે જે ઉચિત પ્રવૃત્તિ કહી તે કરતાં પણ અહિંસા, સંયમ, તપ આદિ ધર્મ ક્રિયામાં જે અત્યંત પ્રેમ

પૂર્વક પ્રવૃત્તિ કરવી તે શ્રેષ્ટતર છે, કારણકે તે એકાંતથી એટલે નિશ્ચયથી અત્યંત ઇષ્ટ ફલને આપનારી થાય છે. તે દાન, શિયલ, તપ વિગેરે ધર્મ પ્રવૃત્તિ પુન્ય બંધનમાં હેતુ થાય છે, આત્માના શુભ પરિણામે પ્રાયઃ કર્મ નિર્જરાનો હેતુ થતો હોવાથી મનની શુદ્ધતા વડે જે ઉત્તમ ભાવ પ્રગટે, તે ધર્મ ધ્યાન રૂપ હોવાથી સર્વ વસ્તુઓમાં ભાવ ધર્મ સર્વ ધર્મમાં સાર—તત્ત્વ સ્વરૂપજ છે. તે વિના દાનાદિ કર્મ અને ધર્મની સફળતા નથી. આ દાનાદિક ધર્મ સર્વ ઉચિત પ્રવૃત્તિનું ઉપાદાન કારણ થાય છે. તે ધર્મના અભાવમાં ઉચિત પ્રવૃત્તિનું ફલ ઉદયભાવે—પ્રગટરૂપે ભોગવાતું નથી, એટલે ધર્મ વિષય શુભ ભાવના અભાવમાં પોતાને ઉચિત ક્રિયાની વિચારણાનો અભાવ થાય છે. ૩૯૨

અહિં વિશેષ કહેવાનું છે તે જણાવે છે:—

**तद्भंगादिभयोपेत–स्तत्सिद्धौ चोत्सुको दृढम् ।**
**यो धीमानिति सन्न्यायात्, स यदौचित्यमीक्षते ॥३९३॥**

અર્થ—તે ધર્મપ્રવૃત્તિનો જરા પણ ભંગ ન થાય તેવા ભયથી યુક્ત છતા તે ધર્મની વિશેષ પ્રાપ્તિ માટે સદા ઉત્સુક-દૃઢ ભાવથી રહેનારો જે હોય તે બુદ્ધિમાન સાચા ન્યાયથી ઉચિત પ્રવૃત્તિવાલો ધર્મમાં સદ્પ્રવૃત્તિને ઈચ્છનારો જાણવો. ૩૯૩

વિવેચન—તે ચાલતી યોગ પ્રવૃત્તિ એટલે સમ્યગ્ જ્ઞાન દર્શન ચારિત્રમય યમ, નિયમ આદિ યોગ માર્ગની જે પ્રવૃત્તિ કરાય છે, તેમાં જરા ખામી ન આવે કે વીર્યો-

ચારનો પણ અતિચાર ન લાગે, તેવા ભયથી નિત્ય સાવધાન એટલે ઉપયોગવંત રહેતો અપ્રમાદથી ક્રિયા અનુષ્ઠાન કરતો છતાં તે યોગ માર્ગની પૂર્ણ પ્રાપ્તિ માટે આદર કરાતી ક્રિયા રૂપ યોગ ધર્મની સિદ્ધતા માટે પૂર્ણ શ્રદ્ધા-પ્રીતિ પૂર્વક અત્યંત ઉત્સુક જે રહે છે, તેજ સાચા ન્યાયથી વસ્તુતઃ યોગધર્મનો અધિકારી જાણવો. કારણ કે તે સારી બુદ્ધિવાલો ભવ્યાત્મા કર્તવ્યમાં સમજે છે, એટલે આ કરવા યોગ્ય છે અને આ ત્યાગવા યોગ્ય છે, તેવી ઉચિત પ્રવૃત્તિનો તેજ વિચાર કરી શકે છે. ૩૯૩

તે વિવેકને જણાવે છેઃ—

**आत्मसम्प्रेक्षणं चैव, ज्ञेयमारब्धकर्मणि ।**
**पापकर्मोदयादत्र, भयं तदुपशान्तये ॥ ३९४ ॥**

**અર્થ**—પાપ કર્મનો ઉદય આવશે તો આરંભ કરાયેલા વ્રત પચ્ચખ્ખાણ રૂપ ક્રિયામાં વિઘ્ન આવશે તેવો ભય રહે છે, તેની શાંતિ માટે આત્મસ્વરૂપનું નિરીક્ષણ કરવું તેજ યોગ્ય છે તેમ નિશ્ચયથી જાણવું. ૩૯૪

**વિવેચન**—જો પૂર્વે બાંધેલા પાપકર્મનો મને ઉદય આવે તો આ આદરેલા સમ્યક્ત્વ-દર્શન તથા વ્રત એટલે પાંચ મહાવ્રત વા પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત, ચાર શિક્ષાવ્રત વિગેરેને પાળવામાં, સામાયિક પૌષધ કરવામાં, જપ, તપ સ્વાધ્યાયરૂપ નિયમ પાળવામાં, સાધર્મિકનું આતિથ્યરૂપ સંવિભાગ કરવામાં વિઘ્ન આવશે તો ભંગરૂપ અતિચાર લાગશે, તેવા ભયથી મનમાં ધ્રુજારી છુટે છે, તે ભયની

શાંતિ માટે મારે કેમ કરવું ? શું ત્યાગ કરવું ? શું આદરવું ? વિગેરેમાં આત્માની શક્તિ–વીર્યનો વિચાર કરવો તે પણ અધ્યાત્મ યોગ કહેવાય, કારણ તે પ્રાપ્ત થયેલા ધર્મનું રક્ષણ કરવા પ્રવૃત્તિ કરાવે છે. ૩૯૪

હવે તે આત્મ સ્વરૂપનું નિરીક્ષણ કેવી રીતે કરવું તે જણાવે છે—

**विस्रोतोगमने न्याय्यं, भयादौ शरणादिवत् ।**
**गुर्वाद्याश्रयणं सम्यक्, ततः स्याद्दुरितक्षयः ॥ ३९५ ॥**

અર્થ—જો આત્મા વિપરીત આચાર પ્રવૃત્તિમાં ગમન કરશે તો તે દુર્ગતિ આદિમાં ગમન કરનારો થશે તેનો ભય છે તેથી ગુરૂ આદિનું શરણ કરવું તેજ યોગ્ય છે. કારણ કે તેથી દુર્ગતિના પાપનો નાશ થાય છે. ૩૯૫

**વિવેચન**—આ સંસારમાં સર્વ જીવાત્માઓ ભવભ્રમણ કરે છે તેનું મુખ્ય કારણ અજ્ઞાન અને મિથ્યાત્વ છે, અને ઇંદ્રિય ભોગની લાલસા છે તે પણ વધ બંધન તથા દુર્ગતિનું કારણ છે, તે કારણે જે આત્માને સમ્યગ્દર્શન યુકત જ્ઞાન થયેલું છે તે આત્મા એમ વિચારે કે જો મારાથી ભગવાને કહેલા સન્માર્ગથી વિપરીત ગમન પ્રમાદયોગે થશે એટલે જ્ઞાન દર્શન તથા પરમાત્મા, ગુરૂ આદિની આશાતના થાય, વ્રત નિયમ યથાર્થ ન પળાય, સમ્યગ્ દર્શન રૂપ ધર્મ માર્ગમાં શંકા થાય, વિરૂદ્ધ ધર્મની આકાંક્ષા થાય, ક્રિયામાર્ગમાં પ્રમાદ થાય, તો મોક્ષની પ્રાપ્તિ અત્યંત દુર્લભ થાય, અને અનંત સંસારરૂપ ભવ સાગરમાં ભ્રમણ વધે, તેવા પ્રકારનો ભય

ચારનો પણ અતિચાર ન લાગે, તેવા ભયથી નિત્ય સાવધાન એટલે ઉપયોગવંત રહેતો અપ્રમાદથી ક્રિયા અનુષ્ઠાન કરતો છતાં તે યોગ માર્ગની પૂર્ણ પ્રાપ્તિ માટે આદર કરાતી ક્રિયા રૂપ યોગ ધર્મની સિદ્ધતા માટે પૂર્ણ શ્રદ્ધા-પ્રીતિ પૂર્વક અત્યંત ઉત્સુક જે રહે છે, તેજ સાચા ન્યાયથી વસ્તુતઃ યોગધર્મનો અધિકારી જાણવો. કારણ કે તે સારી બુદ્ધિવાલો ભવ્યાત્મા કર્તવ્યમાં સમજે છે, એટલે આ કરવા યોગ્ય છે અને આ ત્યાગવા યોગ્ય છે, તેવી ઉચિત પ્રવૃત્તિનો તેજ વિચાર કરી શકે છે. ૩૯૩

તે વિવેકને જણાવે છેઃ—

**आत्मसम्प्रेक्षणं चैव, ज्ञेयमारब्धकर्मणि ।**
**पापकर्मोदयादत्र, भयं तदुपशान्तये ॥ ३९४ ॥**

**અર્થ**—પાપ કર્મનો ઉદય આવશે તો આરંભ કરાયેલા વ્રત પચ્ચખ્ખાણ રૂપ ક્રિયામાં વિઘ્ન આવશે તેવો ભય રહે છે, તેની શાંતિ માટે આત્મસ્વરૂપનું નિરીક્ષણ કરવું તેજ યોગ્ય છે તેમ નિશ્ચયથી જાણવું. ૩૯૪

**વિવેચન**—જો પૂર્વે બાંધેલા પાપકર્મનો મને ઉદય આવે તો આ આદરેલા સમ્યક્ત્વ-દર્શન તથા વ્રત એટલે પાંચ મહાવ્રત વા પાંચ અણુવ્રત, ત્રણ ગુણુવ્રત. ચાર શિક્ષાવ્રત વિગેરેને પાળવામાં, સામાયિક પૌષધ કરવામાં, જપ, તપ સ્વાધ્યાયરૂપ નિયમ પાળવામાં, સાધર્મિકનું આતિથ્યરૂપ સંવિભાગ કરવામાં વિઘ્ન આવશે તો ભંગરૂપ અતિચાર લાગશે, તેવા ભયથી મનમાં ધ્રુજારી છુટે છે, તે ભયની

શાંતિ માટે મારે કેમ કરવું ? શું ત્યાગ કરવું ? શું આદરવું ? વિગેરેમાં આત્માની શક્તિ-વીર્યનો વિચાર કરવો તે પણ અધ્યાત્મ યોગ કહેવાય, કારણ તે પ્રાપ્ત થયેલા ધર્મનું રક્ષણ કરવા પ્રવૃત્તિ કરાવે છે. ૩૯૪

હવે તે આત્મ સ્વરૂપનું નિરીક્ષણ કેવી રીતે કરવું તે જણાવે છે—

**विस्रोतोगमने न्याय्यं, भयादौ शरणादिवत् ।**
**गुर्वाद्याश्रयणं सम्यक्, ततः स्याद्दुरितक्षयः ॥ ३९५ ॥**

અર્થ—જો આત્મા વિપરીત આચાર પ્રવૃત્તિમાં ગમન કરશે તો તે દુર્ગતિ આદિમાં ગમન કરનારો થશે તેનો ભય છે તેથી ગુરૂ આદિનું શરણ કરવું તેજ યોગ્ય છે. કારણ કે તેથી દુર્ગતિના પાપનો નાશ થાય છે. ૩૯૫

વિવેચન—આ સંસારમાં સર્વ જીવાત્માઓ ભવભ્રમણ કરે છે તેનું મુખ્ય કારણ અજ્ઞાન અને મિથ્યાત્વ છે, અને ઇંદ્રિય ભોગની લાલસા છે તે પણ વધ બંધન તથા દુર્ગતિનું કારણ છે, તે કારણે જે આત્માને સમ્યગ્દર્શન યુક્ત જ્ઞાન થયેલું છે તે આત્મા એમ વિચારે કે જો મારાથી ભગવાને કહેલા સન્માર્ગથી વિપરીત ગમન પ્રમાદયોગે થશે એટલે જ્ઞાન દર્શન તથા પરમાત્મા, ગુરૂ આદિની આશાતના થાય, વ્રત નિયમ યથાર્થ ન પળાય, સમ્યગ્ દર્શન રૂપ ધર્મ માર્ગમાં શંકા થાય, વિરૂદ્ધ ધર્મની આકાંક્ષા થાય, ક્રિયામાર્ગમાં પ્રમાદ થાય, તો મોક્ષની પ્રાપ્તિ અત્યંત દુર્લભ થાય, અને અનંત સંસારરૂપ ભવ સાગરમાં ભ્રમણ વધે, તેવા પ્રકારનો ભય

થાય રોગ વિષ વિકાર વિગેરે જો પ્રગટ થાય તો જે ધર્મ યોગનું અનુષ્ઠાન હાલમાં કાંઇક કરાય છે તે પણ બંધ થાય અભક્ષ્ય સેવન કરવું પડે, તેથી બુદ્ધિમાં વિકાર થવાથી મારૂં ઉન્માર્ગમાં ગમન થાય, તેવા પ્રકારના અનેક ભયનો મને સંભવ છે તેથી મારે શું કરવું ? કોના ચરણમાં જાવું ? એમ વિચાર થાય તો જણાવે છે કે તેવા કારણે આત્માને ઉત્તમ ન્યાય યુક્ત માર્ગ એ છે કે તેવા પ્રકારના ભયના યોગે વીતરાગ દેવ, ઉત્તમ ધર્મ આરાધક ગુરૂ તેમજ સાધર્મિકનું શરણુ લઇને તેમની આજ્ઞા પ્રમાણે ધર્મ યોગમાં પ્રવૃત્તિ કરવી જોઇએ. જેમકે નગર ઉપર પરરાજ્ય એટલે શત્રુનો ભય થાય તો ગામ ફરતો કોટ–કિલ્લો રક્ષણ માટે યોગ્ય થાય છે, રોગ માટે ઔષધાદિકની ચિકિત્સા યોગ્ય છે, ભૂત ગ્રહ પીડાના કારણે મંત્રાદિકનું શરણુ આવશ્યક થાય છે, તેમ વિરૂદ્ધ પ્રવૃત્તિનો ભય ઉભો થાય તો મહાગીતાર્થ ઉપયોગી ગુરૂ આદિનું શરણ કરવું તે સમ્યગ્–મહાન લાભ-દાયક થાય છે. એટલે દેવ ગુરૂ ધર્મ તથા ધાર્મિક પુરૂષોનું શરણુ કરવાથી પાપના સમુહનો નાશ થાય, એટલું જ નહિ પણ વિપરીત માર્ગની જે પ્રવૃત્તિ જીવાત્માને જે જે પાપ કર્મથી થતી હોય, તે વડે અશુભ કર્મને અનિકાચિત બંધ થતો હોય તેવા પાપ કર્મનો ગુરૂ દેવ વિગેરેનું શરણ કરવાથી નાશ થાય છે, કારણ શુદ્ધ દેવ ગુરૂ અને ધર્મની અચિંત્ય શક્તિ છે, સંપૂર્ણ શ્રદ્ધા પૂર્વક આવી જે ભાવના અને પ્રવૃત્તિ તે પણ અધ્યાત્મ યોગ જાણવો. ૩૯૫

આ ભાવનામાં જે અધ્યાત્મત્વ રહેલું છે તે જણાવતાં કહે છે કે—

सर्वमेवेदमध्यात्मं, कुशलाशयभावतः ।
औचित्याद्यत्र नियमा--ल्लक्षणं यत्पुरोदितम् ॥ ३९६ ॥

અર્થ—જે સારા આશયવાળા ભાવથી જે અનુષ્ઠાનો કરાય છે તે સર્વ અધ્યાત્મ યોગજ છે, પૂર્વે જે ઉચિત પ્રવૃત્તિના લક્ષણો જણાવ્યા છે તે નિશ્ચયથી આમાંજ સમાય છે. ૩૯૬

વિવેચન—જે જે તપ ક્રિયા, જપ, ધ્યાન વિગેરે શુભ વખાણવા યોગ્ય સદનુષ્ઠાનો નિર્માયિક ભાવે સમજણ પૂર્વક કરાય છે, તે બધાય સારી રીતે પોતાની યોગ્યતા વિચારીને કરાતા હોવાથી તે સર્વ સદનુષ્ઠાનો અધ્યાત્મજ છે, કારણકે ઔચિત્ય વિચારણાથી યુક્ત છે. જ્યાં ઔચિત્યની આલોચના પૂર્વક જે વ્રત નિયમનો સ્વીકાર થાય તે નિશ્ચયથી અધ્યાત્મ યોગના સ્વરૂપનું, લક્ષણજ જાણવું એ વાત પૂર્વે કહેલી છે. ૩૯૬

હવે ફરીને આ અધ્યાત્મ વિષયમાં અન્ય પંડિતોના મતો છે તે જણાવે છેઃ—

देवादिवंदनं सम्यक्, प्रतिक्रमणमेव च ।
मैत्र्यादिचिन्तनं चैतत्, सत्त्वादिष्वपरे विदुः ॥३९७ ॥

અર્થ—દેવ ગુરુને સમ્યગ્ રીતે વંદન કરવું તથા પ્રતિક્રમણ નિશ્ચયથી કરવું, સર્વ જીવો ઉપર મૈત્રીભાવ વિચારવો તેજ અધ્યાત્મયોગ છે એમ અન્ય આર્યો કહે છે. ૩૯૭

વિવેચન—અજ્ઞાન આદિ અઢાર દોષો રહિત વીતરાગ પરમાત્મા તે દેવ જાણવા—

यस्य संक्लेशजननो, रागो नास्त्येव सर्वथा ॥
न च द्वेषोऽपि सत्त्वेषु, शमेन्धनदवानलः ॥
न च मोहोऽपि सज्ज्ञानाच्छादनो शुद्धवृत्तकृतः ।
त्रिलोकख्यातमहिमा, महादेवः स उच्यते ॥

જેમનો સંસારના ક્લેશ ઉત્પન્ન કરનારો રાગ નષ્ટ થયો છે, તેમજ શમ ભાવ રૂપ ચંદન તરૂને બાલનારો દ્વેષ રૂપ દાવાનલ પણ નષ્ટ થયો છે સર્વ પદાર્થોને દ્રવ્ય ગુણ અને પર્યાય ભાવે જાણવામાં શક્તિવંત જે સર્વજ્ઞત્વ છે, તેને આવ-રણ કરવામાં સમર્થ એવો મોહ પણ નષ્ટ થયો છે, તે કારણે શુદ્ધ ચારિત્ર ગુણની પ્રવૃત્તિ પ્રગટ થવાથી ત્રણ લોકમાં જેમનો મહિમા પ્રગટ થયો છે તેવા મહાદેવ એટલે મોટા દેવ વીતરાગ જિનેશ્વર પરમાત્માને નમસ્કાર થાઓ. ગુરૂ એટલે જ્ઞાન દર્શન ચારિત્ર ગુણોની અપ્રમાદિ ભાવે આરાધના કરવા વડે જે મહાન હોય એટલે અહિંસા, સત્ય, અચાર્ય બ્રહ્મચર્ય અકિંચનત્વ વિગેરે મહાવ્રતધર, સર્વ જીવો ઉપર કરૂણાળુ, કષાય તથા ઇંદ્રિઓના દમનારા, સર્વ શાસ્ત્ર સમુ-દ્રના પારંગત, અન્ય પારમર્થિક તત્ત્વનો ઉપદેશ કરનારા ગુરૂઓ, એવા દેવ ગુરૂ આદિને મન, વચન કાયાની શુદ્ધતા પૂર્વક વંદન કરવું, સેવાભક્તિ કરવી. શુદ્ધ આહાર, વસ્ત્ર, પાત્ર, જ્ઞાનોપગારણનું આદર પૂર્વક દાન કરવું, રોગાદિ કારણે દવા વિગેરેથી ભક્તિ કરવી અને વંદન, સત્કાર સ્તવન, પૂજા, વિગેરે કરવી, તેમજ સમ્યગ્ આલોચના પૂર્વક જે જે પ્રમાદથી દોષ વ્રત પચ્ચખાણમાં લાગ્યા હોય, તેનો

सर्वमेवेदमध्यात्मं, कुशलाशयभावतः ।
औचित्याद्यत्र नियमा--ल्लक्षणं यत्पुरोदितम् ॥ ३९६ ॥

અર્થ—જે સારા આશયવાળા ભાવથી જે અનુષ્ઠાનો કરાય છે તે સર્વ અધ્યાત્મ યોગજ છે, પૂર્વે જે ઉચિત પ્રવૃત્તિના લક્ષણો જણાવ્યા છે તે નિશ્ચયથી આમાંજ સમાય છે. ૩૯૬

વિવેચન—જે જે તપ ક્રિયા, જપ, ધ્યાન વિગેરે શુભ વખાણવા યોગ્ય સદનુષ્ઠાનો નિર્માયિક ભાવે સમજણ પૂર્વક કરાય છે, તે બધાય સારી રીતે પોતાની યોગ્યતા વિચારીને કરાતા હોવાથી તે સર્વ સદનુષ્ઠાનો અધ્યાત્મજ છે, કારણકે ઔચિત્ય વિચારણાથી યુક્ત છે. જ્યાં ઔચિત્યની આલોચના પૂર્વક જે વ્રત નિયમનો સ્વીકાર થાય તે નિશ્ચયથી અધ્યાત્મ યોગના સ્વરૂપનું લક્ષણજ જાણવું એ વાત પૂર્વે કહેલી છે. ૩૯૬

હવે ફરીને આ અધ્યાત્મ વિષયમાં અન્ય પંડિતોના મતો છે તે જણાવે છે:—

देवादिवंदनं सम्यक्, प्रतिक्रमणमेव च ।
मैत्र्यादिचिन्तनं चैतत्, सत्त्वादिष्वपरे विदुः ॥३९७ ॥

અર્થ—દેવ ગુરુને સમ્યગ્ રીતે વંદન કરવું તથા પ્રતિક્રમણ નિશ્ચયથી કરવું, સર્વ જીવો ઉપર મૈત્રીભાવ વિચારવો તેજ અધ્યાત્મયોગ છે એમ અન્ય આચાર્યો કહે છે. ૩૯૭

વિવેચન—અજ્ઞાન આદિ અઢાર દોષો રહિત વીતરાગ પરમાત્મા તે દેવ જાણવા—

यस्य संक्लेशजननो, रागो नास्त्येव सर्वथा ॥
न च द्वेषोऽपि सत्त्वेषु, शमेन्धनदवानलः ॥
न च मोहोऽपि सज्ज्ञानाच्छादनो शुद्धवृत्तकृतः ।
त्रिलोकख्यातमहिमा, महादेवः स उच्यते ॥

જેમનો સંસારના ક્લેશ ઉત્પન્ન કરનારો રાગ નષ્ટ થયો છે, તેમજ શમ ભાવ રૂપ ચંદન તરૂને બાલનારો દ્વેષ રૂપ દાવાનલ પણ નષ્ટ થયો છે સર્વ પદાર્થોને દ્રવ્ય ગુણ અને પર્યાય ભાવે જાણવામાં શક્તિવંત જે સર્વજ્ઞત્વ છે, તેને આવરણ કરવામાં સમર્થ એવો મોહ પણ નષ્ટ થયો છે, તે કારણે શુદ્ધ ચારિત્ર ગુણની પ્રવૃત્તિ પ્રગટ થવાથી ત્રણ લોકમાં જેમનો મહિમા પ્રગટ થયો છે તેવા મહાદેવ એટલે મોટા દેવ વીતરાગ જિનેશ્વર પરમાત્માને નમસ્કાર થાઓ. ગુરૂ એટલે જ્ઞાન દર્શન ચારિત્ર ગુણોની અપ્રમાદિ ભાવે આરાધના કરવા વડે જે મહાન હોય એટલે અહિંસા, સત્ય, અચૌર્ય બ્રહ્મચર્ય અકિંચનત્વ વિગેરે મહાવ્રતધર, સર્વ જીવો ઉપર કરૂણાળુ, કષાય તથા ઇંદ્રિઓના દમનારા, સર્વ શાસ્ત્ર સમુદ્રના પારંગત, અન્ય પારમર્થિક તત્ત્વનો ઉપદેશ કરનારા ગુરૂઓ, એવા દેવ ગુરૂ આદિને મન, વચન કાયાની શુદ્ધતા પૂર્વક વંદન કરવું, સેવાભક્તિ કરવી. શુદ્ધ આહાર, વસ્ત્ર, પાત્ર, જ્ઞાનોપગારણનું આદર પૂર્વક દાન કરવું, રોગાદિ કારણે દવા વિગેરેથી ભક્તિ કરવી અને વંદન, સત્કાર સ્તવન, પૂજા, વિગેરે કરવી, તેમજ સમ્યગ્ આલોચના પૂર્વક જે જે પ્રમાદથી દોષ વ્રત પચ્ચખાણમાં લાગ્યા હોય, તેનો

પ્રસ્તાવો કરવો, ફરીથી ન થાય તેવો નિશ્ચય કરવો, તે પાપથી પાછા ફરવારૂપ પ્રતિક્રમણ કહેવાય છે, તે પણ મોક્ષના અર્થી યોગીઓએ અવશ્ય કરવું. કહ્યું છે કે—

" स्वस्थानाद्यत्परस्थानं, प्रमादस्यवशात् गतः ।
भूयोऽप्यागमनं तत्र, प्रतिक्रमणं उच्यते ॥ "

સ્વસ્થાન એટલે પોતે વ્રત પચ્ચખાણરૂપ ગુણના જે સ્થાનોને પામેલો હોય ત્યાંથી પ્રમાદના યોગે-રાગદ્વેષના કારણે પરવશ પડેલો હોય, ત્યાંથી જાગૃત થતાંજ ફરીથી તે સિદ્ધ કરેલા—અભ્યાસવડે સ્થિર કરેલા ગુણોવાળા વ્રતના સ્થાનમાં આત્માને સ્થાપન કરવો તે પ્રતિક્રમણ કહેવાય છે. તેવું પ્રતિક્રમણ સારી રીતે દિવસમાં સાંજ સવાર એમ બે વખત કરવું. તથા ચાર ચાર માસને અંતે ફાગણ, અશાડ, કારતક માસની શુદ ચૌદશની સાંજે ચૌમાસી તથા ભાદરવા સુદ ૪ ના સંવત્સરી કરવું. તથા મૈત્રી, પ્રમોદ, કરૂણા, ને માધ્યસ્થ્ય ભાવનાઓ નિત્ય ભાવવી. એટલે સર્વ જીવો આપણા જેવા ગુણયુક્ત ચૈતન્યવંત છે તેથી આપણા સમાન હોવાથી બંધુ થયા, તેઓનું હિત કરવા પ્રવૃત્તિ કરવી તે મૈત્રી ભાવના. પ્રમોદ એટલે આપણા ગુણો કરતાં અધિક ગુણવંતો—પૂજ્ય ગુરૂ આદિને દેખીને પ્રમોદ—આનંદ પ્રગટે તે પ્રમોદ ભાવના. કરૂણા એટલે જીવોને સંસારમાં અજ્ઞાન મિથ્યાત્વ યોગે અનેક ભવમાં ભ્રમણ કરતાં નારકી, તિર્યંચ, દેવ, મનુષ્યાદિ યોનિઓમાં અનેક દુઃખો ભોગવવા પડે છે, પરાધીનતા વેઠવી પડે છે, તેમનો ઉદ્ધાર કરવા માટે જે કરૂણા પ્રગટે તે ભાવ-

કરૂણા અને દીન દુઃખી, રોગી જીવોનો ઉદ્ધાર કરવા જે પ્રવૃત્તિ તે દ્રવ્ય કરૂણા એમ બે પ્રકારની કરૂણાથી જીવોનો ઉદ્ધાર કરવા જે મનની વચનની કાયાની શુભ પ્રવૃત્તિ તે કરૂણા ભાવના. તેમજ અનાચારી, નિંદક, આપણું માઠું કરનારા અવિનયી જીવો પ્રત્યે પણ દ્વેષ ન કરવો, ઉપદેશ આપતાં ન માને તો પણ ખેદ ન ધરવો, તેના આત્મા પ્રત્યે તિરસ્કાર ન કરવો તે માધ્યસ્થ્ય ભાવના કહેવાય છે. આમ દેવ ગુરૂ સાધર્મિક પ્રત્યે પૂજન, ગુણસ્તવન, ભક્તિ, સત્કાર કરવો તે વંદન અને પાપની આલોચના પ્રતિક્રમણ અને મૈત્રી વિગેરે ભાવના જીવો પ્રત્યે થાય તેને અન્ય જૈનાચાર્યો અધ્યાત્મયોગ કહે છે. ૩૯૭

હવે દેવાદિકનું વંદન વિગેરે અનુક્રમે વિશેષ ભાવે જણાવતાં કહે છે—

**स्थानकालक्रमोपेतं, शब्दार्थानुगतं तथा ।**
**अन्यासंमोहजनकं, श्रद्धासंवेगसूचकम् ॥ ३९८ ॥**

અર્થ—સ્થાન, કાલ તથા ક્રમ સહિત શબ્દ તથા અર્થને અનુસારે મુદ્રાદિથી યુક્ત, અન્ય જીવોના ભ્રમને પણ નાશ કરાય તેવી રીતે, તેમજ શ્રદ્ધા સંવેગને પ્રાપ્ત થાય તે રીતે ચૈત્યવંદનાદિ શુભ ક્રિયા કરવી. ૩૯૮

વિવેચન—સ્થાનવડે–પરમાત્માનું ચૈત્યવંદન કરતા તેની જે વિધિ શાસ્ત્રમાં કહી છે તે પ્રમાણે યોગ્ય રીતે શરીરના સંસ્થાનને વાળવું એટલે તેવા પ્રકારનું આસન કરીને, તેવા પ્રકારની મુદ્રા કરીને, પરમાત્માનું ચૈત્યવંદન ત્રણ

ખમાસમણુ તથા શક્રસ્તવ સ્તવન સ્તુતિ કાયોત્સર્ગ વિગેરે ક્રિયા પૂર્વક અનુષ્ઠાન કરવું. તે પણ ત્રણ કાલ એટલે સવાર બપોર અને સાંજે એમ ત્રણ સંધ્યા સમયે તે ક્રિયા કરવાની પ્રવૃત્તિ કરવી. તે પણ પ્રણિધાન દંડકાદિથી યુક્ત થઈને આવશ્યક સૂત્ર, આચારાંગ, ભગવતી, અનુયોગ, નંદિ વિગેરે સૂત્રમાં જણાવેલી વિધિને અનુસારે શબ્દનુ શુદ્ધ ઉચ્ચારણ થાય તથા અર્થવડે સેવ્ય સેવકનું એક રૂપ થાય તેવો ભાવ પ્રગટ થતો હોય, તેના ઉપયોગ પૂર્વક સૂત્રનું આદર ભક્તિ પૂર્વક જે મધુરતા અને શાંતિયુક્ત ઉચ્ચારણા કરવા પૂર્વક ચૈત્યવંદન સ્તવન સ્તુતિ કરાય છે. આથી આત્મામાં ભક્તિરસ જાગે છે અને તે આત્માને આલ્હાદજનક થાય છે. તેમજ સ્વર તથા વ્યંજનના યથાયોગ્ય સ્પષ્ટ ઉચ્ચારણ કરવાથી તે અનુષ્ઠાનમાં સાથે જોડાયેલા અન્ય મનુષ્યને પણ સંમોહ–ભ્રાંતિ નથી થતી પણ ભકિતરસનો ઉલ્લાસ થાય છે. એટલું જ નહિ પણ આપણી શ્રદ્ધા પ્રીતિનો વધારો કરે છે, તેમજ આત્મામાં અપ્રગટ રહેલી શ્રદ્ધા, પ્રીતિ, બહુમાનતાને પ્રગટ કરે છે. તેમજ સંવેગ એટલે સંસારના વૈષયિક સુખને દુઃખરૂપે જાણી એક શિવ સુખની અભિલાષા પ્રગટરૂપે થાય છે, એટલે સંયમ ચારિત્રની ભાવના પ્રગટ થાય છે, તેમાં આ પરમાત્માના ચૈત્યવંદન, પૂજા, પ્રતિક્રમણને હેતુતા હોય છે. ૩૯૮

વિશેષ કહેવાનું છે તે જણાવે છે—

प्रोल्लसद्भाववरोमाञ्चं, वर्धमानशुभाशयम् ।
अवनामादिसंशुद्ध–मिष्टं देवादिवन्दनम् ॥ ३९९ ॥

કરૂણા અને દીન દુઃખી, રોગી જીવોનો ઉદ્ધાર કરવા જે પ્રવૃત્તિ તે દ્રવ્ય કરૂણા એમ બે પ્રકારની કરૂણાથી જીવોનો ઉદ્ધાર કરવા જે મનની વચનની કાયાની શુભ પ્રવૃત્તિ તે કરૂણા ભાવના. તેમજ અનાચારી, નિંદક, આપણું માઠું કરનારા અવિનયી જીવો પ્રત્યે પણ દ્વેષ ન કરવો, ઉપદેશ આપતાં ન માને તો પણ ખેદ ન ધરવો, તેના આત્મા પ્રત્યે તિરસ્કાર ન કરવો તે માધ્યસ્થ્ય ભાવના કહેવાય છે. આમ દેવ ગુરૂ સાધર્મિક પ્રત્યે પૂજન, ગુણસ્તવન, ભક્તિ, સત્કાર કરવો તે વંદન અને પાપની આલોચના પ્રતિક્રમણ અને મૈત્રી વિગેરે ભાવના જીવો પ્રત્યે થાય તેને અન્ય જૈનાચાર્યો અધ્યાત્મયોગ કહે છે. ૩૯૭

હવે દેવાદિકનું વંદન વિગેરે અનુક્રમે વિશેષ ભાવે જણાવતાં કહે છે—

**स्थानकालक्रमोपेतं, शब्दार्थानुगतं तथा ।**
**अन्यासंमोहजनकं, श्रद्धासंवेगसूचकम् ॥ ३९८ ॥**

અર્થ—સ્થાન, કાલ તથા ક્રમ સહિત શબ્દ તથા અર્થને અનુસારે મુદ્રાદિથી યુક્ત, અન્ય જીવોના ભ્રમને પણ નાશ કરાય તેવી રીતે, તેમજ શ્રદ્ધા સંવેગને પ્રાપ્ત થાય તે રીતે ચૈત્યવંદનાદિ શુભ ક્રિયા કરવી. ૩૯૮

વિવેચન—સ્થાનવડે-પરમાત્માનું ચૈત્યવંદન કરતા તેની જે વિધિ શાસ્ત્રમાં કહી છે તે પ્રમાણે યોગ્ય રીતે શરીરના સંસ્થાનને વાળવું એટલે તેવા પ્રકારનું આસન કરીને, તેવા પ્રકારની મુદ્રા કરીને, પરમાત્માનું ચૈત્યવંદન ત્રણ

ખમાસમણ તથા શક્રસ્તવ સ્તવન સ્તુતિ કાયોત્સર્ગ વિગેરે ક્રિયા પૂર્વક અનુષ્ઠાન કરવું. તે પણ ત્રણ કાલ એટલે સવાર બપોર અને સાંજે એમ ત્રણ સંધ્યા સમયે તે ક્રિયા કરવાની પ્રવૃત્તિ કરવી. તે પણ પ્રણિધાન દંડકાદિથી યુકત થઈને આવશ્યક સૂત્ર, આચારાંગ, ભગવતી, અનુયોગ, નંદિ વિગેરે સૂત્રમાં જણાવેલી વિધિને અનુસારે શબ્દનુ શુદ્ધ ઉચ્ચારણ થાય તથા અર્થવડે સેવ્ય સેવકનું એકરૂપ થાય તેવો ભાવ પ્રગટ થતો હોય, તેના ઉપયોગ પૂર્વક સૂત્રનું આદર ભક્તિ પૂર્વક જે મધુરતા અને શાંતિયુક્ત ઉચ્ચારણા કરવા પૂર્વક ચૈત્યવંદન સ્તવન સ્તુતિ કરાય છે આથી આત્મામાં ભક્તિરસ જાગે છે અને તે આત્માને આહ્‌લાદજનક થાય છે. તેમજ સ્વર તથા વ્યંજનના યથાયોગ્ય સ્પષ્ટ ઉચ્ચારણ કરવાથી તે અનુષ્ઠાનં માં સાથે જોડાયેલા અન્ય મનુષ્યને પણ સંમોહ—ભ્રાંતિ નથી થતી પણ ભકિતરસનો ઉલ્લાસ થાય છે. એટલું જ નહિ પણ આપણી શ્રદ્ધા પ્રીતિનો વધારો કરે છે, તેમજ આત્મામાં અપ્રગટ રહેલી શ્રદ્ધા, પ્રીતિ, બહુમાનતાને પ્રગટ કરે છે. તેમજ સંવેગ એટલે સંસારના વૈષયિક સુખને દુઃખરૂપે જાણી એક શિવ સુખની અભિલાષા પ્રગટરૂપે થાય છે, એટલે સંયમ ચારિત્રની ભાવના પ્રગટ થાય છે, તેમાં આ પરમાત્માના ચૈત્યવંદન, પૂજા, પ્રતિક્રમણને હેતુતા હોય છે. ૩૯૮

વિશેષ કહેવાનું છે તે જણાવે છે—

प्रोल्लसद्भाववरोमाञ्चं, वर्धमानशुभाशयम् ।
अवनामादिसंशुद्ध–मिष्टं देवादिवन्दनम् ॥ ३९९ ॥

અર્થ—પ્રગટ રીતે સહજ ભાવથી વધતો જતો શુભ પરિણામરૂપ આશય જેનો છે તેવા આત્માને દેવાધિદેવ વીતરાગ તથા પરમાર્થ સ્વરૂપનો બોધ કરનારા ગુરૂજનને દેખતાં હર્ષવડે રોમાંચ ઉલ્લસી આવે છે અને યથાજાત વિગેરે મુદ્રાયુકત અવનામાદિક ભાવે વંદનમાં શુભ ઉપયોગ પ્રગટે છે, તેવું દેવાધિદેવનું વંદન ભવ્યાત્માને ઈષ્ટ મોક્ષ આપનાર છે, તેથી તે પણ યોગજ કહેવાય છે. ૩૯૯

**વિવેચન**—પરમાત્મા તીર્થંકર દેવને દેખતાં સુંદર ભાવ પ્રગટે અને તે વડે હર્ષયુક્ત શરીરના રોમ સમૂહ કદંબ પુષ્પની પેઠે વિકસિત થાય, તેવા વધતા જતા શુભ આત્મપરિણામની ધારાનો સમુહ જેમને પ્રગટે છે, તેવા મહાનુભાવ ભવ્યાત્માઓનું દેવશ્રી વીતરાગ પરમાત્મા પ્રત્યે બહુ આદર સત્કાર પૂર્વક અવનામન યથાજાત વિગેરે મુદ્રાયુક્ત વંદન, નમસ્કરણ, પૂજન, ગુણ સ્તવન, સ્તુતિ કરણરૂપ ચૈત્યવંદન વિગેરે શુભાનુષ્ઠાનો સ્વર્ગ તથા મોક્ષલાભરૂપ ઈષ્ટફલદાયક થાય છે, તેથી તે ક્રિયા અનુષ્ઠાન પણ અધ્યાત્મ યોગજ છે તેમ આપણા પૂજ્યો માને છે. તે વાત આપણે પૂર્વે જણાવી છે ૩૯૯

હવે પ્રતિક્રમણનું સ્વરૂપ જણાવે છે—

**प्रतिक्रमणमप्येवं, सति दोषे प्रमादतः ।**
**तृतीयौषधकल्पत्वाद्, द्विसन्ध्यमथवाऽसति. ॥ ४०० ॥**

અર્થ—એજ રીતે પ્રતિક્રમણ પણ પ્રમાદથી જો દોષ થયો હોય તો ટાલે છે, પણ જો દોષ ન થયો હોય તો પણ

એ વખત કરાતું પ્રતિક્રમણ ત્રીજા વૈદ્યના ઔષધ પેઠે અત્યંત કલ્યાણકારી થાય છે. ૪૦૦

વિવેચન—જેવી રીતે દેવવંદન, ગુરૂવંદન, ચૈત્યવંદન, પૂજા કલ્યાણકારી થાય છે માટે ઈષ્ટ છે, તેવી રીતે છ આવશ્યક એટલે સામાયિક, ચઉવિસત્થા, (ચોવીશ જિનવરની સ્તુતિરૂપ) ગુરૂવંદન, પ્રતિક્રમણ, કાઉસ્સગ્ગ, ને પચ્ચખ્ખાણ રૂપ એ વખત કરાતું અનુષ્ઠાનરૂપ ક્રિયા વિશેષ કરતા છતા આત્માને પ્રમાદથી એટલે શુદ્ધ ઉપયોગના અભાવથી પાંચ ઇર્યાદિ સમિતિ તથા ત્રણ ગુપ્તિ એ આઠ પ્રવચન માતાને ન સાચવી હોય, તે કારણે દોષ થયા હોય તેનો નાશ કરે છે. તે અષ્ટ પ્રવચન માતારૂપ પાંચ સમિતિ તથા ત્રણ ગુપ્તિ અત્ર જણાવી છે તે આ પ્રમાણે છે—

" इर्याभासेसणादाने, उच्चारे समिइसु अ। मणगुत्ति-वयगुत्ति कायगुत्ति तहेव य ॥ "

ઇર્યાસમિતિ, ભાષા સમિતિ, એષણા સમિતિ, આદાન ભંડમત્ત નિક્ષેપણ સમિતિ, ઉચ્ચાર પ્રસવણ મલમૂત્ર પારીષ્ઠાપનક સમિતિ એ પાંચ સમિતિ, મનને સંકલ્પ વિકલ્પથી રોકવું તે મનોગુપ્તિ, જોઇ વિચારીને શુદ્ધ ઉપયોગ રાખી નિર્દોષ વચન બોલવા તે વચન ગુપ્તિ, કાયાથી જીવહિંસા ન થાય તેમ ઉપયોગ પૂર્વક શરીરને ક્રિયામાં જોડવું તે કાયગુપ્તિ. એ આઠ પ્રવચન માતાના પાલનમાં પ્રમાદથી દોષ લાગ્યા હોય, તેમજ પૂજ્ય ગુરૂ વિગેરેના વિનય, વૈયાવૃત્યમાં પ્રમાદયોગે ભંગ કર્યો હોય, તે કારણે અતિચાર લાગ્યા

હોય, તે સર્વ દોષો બે વખત સવાર અને સાંજે પ્રતિક્રમણ
કરવાથી ક્ષય થાય છે. બીજા પક્ષે કહીએ તો તે પ્રતિક્રમણ
ક્રિયા અનુષ્ઠાન અપ્રમાદયોગે દોષ ન લાગ્યો હોય તો પણ
ત્રીજા વૈદ્યના ઔષધની પેઠે હિતકર થાય છે, તે વાત આ
પ્રમાણે જાણવી.

એક-રાજાના યુવાન પાટવીકુમારને માટે રાજાએ દેશમ
પ્રખ્યાત એવા ત્રણ વૈદ્યોને બોલાવ્યા હતા. તેમાં પ્રથમ એ
વૈદ્યે જણાવ્યું કે મારું ઔષધ કરવાથી વિદ્યમાન વ્યાધિને
નાશ થાય છે, પણ વ્યાધિ ન હોય તો બીજી વ્યાધિને ઉભ
કરે છે. રાજાએ જણાવ્યું કે સુતા સિંહને જગાડવારૂ
તમારા ઔષધનું પ્રયોજન અમારે નથી. પછી બીજા વૈદ્યને
પૂછતાં પોતાના ઔષધને વાપરવાથી વિદ્યમાન વ્યાધિને
નાશ કરે છે. અને વ્યાધિના અભાવમાં બીજો ગુણ કે દોષ
કરતું નથી. ઘીમાં ભસ્મ નાંખવા તુલ્ય તમારા ઔષધન
પણ જરૂર નથી. હવે ત્રીજા વૈદ્યને પૂછતાં તે જણાવે છે કે
મારું ઔષધ લેવાથી જે વિદ્યમાન રોગ હોય તેનો વિનાશ
થાય છે, તેમજ રોગના અભાવે શરીરમાં રસાયણરૂપે લોહી
માંસની સારી રીતે વૃદ્ધિ કરે છે. રૂપ સૌન્દર્ય તથા શક્તિને
વધારે છે. બલવીર્યને પણ વધારે છે. ત્યારે રાજાએ ત્રીજા વૈ
દ્યના ઔષધને સારું જાણી ઘણી પ્રશંસા કરી, કુમાર માટે તેની
દવા કરાવી, કુમારને શક્તિવંત બનાવ્યો. તેવી રીતે પરમદેવ
વીતરાગ પ્રણીત ધર્મની આરાધના કરનારા ભવ્યાત્માને બે
વખત સવાર અને સાંજે કરાતું પ્રતિક્રમણરૂપ શુભાનુષ્ઠાન
દોષોનો નાશ કરે છે. અને દોષના અભાવમાં જ્ઞાન દર્શન

ચારિત્ર ગુણની વૃદ્ધિ કરે છે. ઉત્તરોત્તર ગુણોની વૃદ્ધિ થવાથી આત્મા કલ્યાણની પરંપરાને પામતો છતો મુકિતના શાશ્વતા સુખનો સાદિ અનંત ભાવે ભોકતા બને છે. ૪૦૦

હવે આ વિષયમાં જે કથનીય છે તે જણાવે છે—

निषिद्ध सेवनादि यत्, विषयोऽस्य प्रकीर्तितः ।
तदतद्भावसंशुद्धिः, कारणं परमं मतम् ॥४०१॥

અર્થ—જે આચરણાનો નિષેધ કરાયો હોય તેની જેટલા અંશે આસેવના થાય તેટલા અંશે અતિચાર લાગે તે વાત પ્રસિદ્ધ છે, તેવા અતિચારની શુદ્ધિ માટે જે ક્રિયા અનુષ્ઠાન કરાય એટલે જે પરમ કારણ ગણાય તે પ્રતિક્રમણ કહેવાય છે. ૪૦૧

વિવેચન—જે જે વિષયો સેવવાનો શિષ્ઠ પુરૂષોએ નિષેધ કર્યો હોય, તેની આસેવના કરવી તે દોષરૂપ છે એટલે તેથી અતિચાર લાગે છે, કહ્યું છે કે—

" पडिसिद्धाणं क रणे, किच्चाणमकरणे पडिक्कमणं ।
असद्दहणे अ तहा-विवरीयपरूवणाए अ ॥ "

જે ક્રિયા અનુષ્ઠાનનો નિષેધ કરેલો હોય તે કરવું તે પાપ રૂપ છે (૧) તેમજ જે ક્રિયા અનુષ્ઠાન કરવાની જરૂર હોય, પરમાત્માની આજ્ઞા હોય તે ન કરાય તે પણ પાપ-રૂપ છે. (૨) તેથી બંનેમાં અતિચાર દોષ લાગે છે. તેથી તે પાપને દૂર કરવા પ્રતિક્રમણ કરવું. અને જિનેશ્વરના વચનમાં અશ્રદ્ધા રાખવી તે પણ પાપ જ છે. (૩) અને પરમાત્માની

આજ્ઞાથી વિરૂદ્ધ પ્રરૂપણા કરવી તે સંસારની ભયંકર વૃદ્ધિ માટે થાય છે. (૪) આવી રીતે શાસ્ત્રમાં કહેલા સદ્ અનુષ્ઠાનને નહિ આચરવાથી, નિષેધ કરેલા અનુષ્ઠાન રૂપ કાર્યને કરવાથી, ઉપર જણાવેલા દોષો લાગે છે. તેની શુદ્ધિ માટે પ્રતિક્રમણનો વિષય કહેલો છે, કારણ કે તદ્હેતુ ભાવથી પ્રતિક્રમણ કરવાથી દોષનો ક્ષય થાય છે, સમ્યગ્ દર્શનની શુદ્ધિ થાય છે, ગુરૂસેવા અને જ્ઞાનમાં આદર થાય છે, વીતરાગ પરમાત્માના દર્શન, સેવા અને પૂજામાં પ્રેમ અને તેમના ગુણો પ્રત્યે મનમાં આલ્હાદ થાય છે, સર્વ જીવોનું રક્ષણ કરવા રૂપ દયાભાવ પ્રગટે છે, સમ્યકત્વની શુદ્ધિ થાય છે, તથા પ્રમાદયોગે ચારિત્રમાં અકસ્માત્ દોષોનું સેવન થવાથી અતિચાર રૂપ દોષો લાગેલા હોય તે પાપથી પાછા ફરવા રૂપ, દોષના પશ્ચાતાપરૂપ, આલોચનારૂપ પ્રતિક્રમણથી ભાવરૂપ આત્મપરિણામની શુદ્ધિ થાય છે, તેજ પ્રતિક્રમણ આત્મ શુદ્ધિનો પરમ હેતુ થાય છે, ત કારણે તે અધ્યાત્મ યોગરૂપ છે, એમ પરમ ગુરૂઓનો મત છે. ૪૦૧

મૈત્રી વગેરે ચાર ભાવનાઓનું વર્ણન કરે છે:—

मैत्रीप्रमोदकारुण्य–माध्यस्थ्यपरिचिन्तनम् ।
सत्त्वगुणाधिकक्लिश्य–मानाऽप्रज्ञाप्यगोचरम् ॥४०२॥

અર્થ—મૈત્રી, પ્રમોદ, કરૂણા, માધ્યસ્થ્ય ભાવનું ચિંતવન સત્ત્વ પ્રત્યે, ગુણમાં અધિકતાવંત પ્રત્યે, દુઃખથી પીડાતા પ્રત્યે તથા મૂર્ખાઓ પ્રત્યે અનુક્રમે ચાર પ્રકારના ભાવ વિચારવા તે પણ અધ્યાત્મ યોગ કહેવાય છે. ૪૦૨

વિવેચન—(૧) મૈત્રી ભાવના એટલે સર્વ પ્રાણીઓ

પ્રત્યે બંધુત્વ ભાવ પ્રગટ કરવો, તે પ્રાણીઓનું હિત ચિંતવવું. (૨) પ્રમોદ ભાવના—આપણા કરતાં ગુણમાં જે અધિક હોય તે અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય તથા સાધુ વિગેરે મહા પુરૂષોનાં દર્શન, પૂજા, ગુણોની સ્તવના કરતાં આત્માને આલ્હાદ થાય તે પ્રમોદ ભાવના. (૩) કારૂણ્ય એટલે પૂર્વના પાપોદયથી શરીર તથા મનની અનેક વ્યાધિઓથી પીડાતા પ્રાણીઓ ઉપર તેઓના ઉદ્ધાર અર્થે જે પ્રવૃત્તિ કરવી તે કરૂણા ભાવના. અજ્ઞાન, મિથ્યાત્વ તથા અવિરતિથી સંસારમાં ચાર ગતિની ચોરાસી લાખ યોનિમાં ભમતાં અવાચ્ય તીવ્ર દુઃખો ભોગવતા જીવોને સમ્યગ્ દર્શન જ્ઞાન ચારિત્ર ગુણ ખીલે, સર્વ કર્મનો ક્ષય કરી પરમાત્મ સ્વરૂપને ભજનારા થઈ પરમાનંદને પામે તો સારૂં. આવી ભાવ કરૂણાને ભાવવી તે કરૂણા ભાવના. (૪) માધ્યસ્થ્ય એટલે રાગ દ્વેષના અભાવવાળા પરિણામો રાખીને આ જગતમાં અજ્ઞાન તથા મિથ્યાત્વ, અવિરતિ અને કષાયના યોગે હિંસા કરનારા, અસત્ય બોલનારા, વ્યભિચાર તથા ચોરી કરનારા, ધર્મી આત્માઓ પ્રત્યે દ્વેષ કરનારા, ધર્મી આત્માઓને શારિરીક તથા માનસિક પીડા કરનારા અજ્ઞાનીઓ, ઉપદેશ તથા ઉપદેશક પ્રત્યે પણ દ્વેષ, મચ્છર વડે અનેક મારકુટ રૂપ ઉપસર્ગ કરનારા આત્માઓને જોઈ તેમને ઉપદેશ કરવા પ્રવૃત્તિ કરતા છતાં, ઉપદેશ ન લાગવા છતાં પણ સર્વદા માધ્યસ્થ્ય ભાવના ધરનારા આત્માઓ અધ્યાત્મ યોગીઓ સમજવા. એટલે એ ચાર ભાવના પણ અધ્યાત્મ યોગનું અંગજ કહેવાય છે. ૪૦૨

આ વિષયમાં જે વિશેષ કથનીય છે તે જણાવે છેઃ—

विवेकिनो विशेषेण, भवत्येतद्यथागमम् ।
तथा गम्भीरचित्तस्य, सम्यग्मार्गानुसारिणः ॥ ४०३ ॥

અર્થ—આ ચાર ભાવનાની સેવના કરનારા વિવેકી આત્માઓ જે ગંભીર મનવાળા હોય છે, તેમજ સમ્યગ્ રીતે ધર્મમાર્ગને અનુસરનારા હોય છે. તેઓમાં આગમની આજ્ઞાને અનુસરણ કરવાથી વિશેષ પ્રકારે અધ્યાત્મ યોગ પ્રગટે છે. ૪૦૩

વિવેચન—ઉપર જે જણાવી તે મૈત્રી આદિ ચાર ભાવના જેઓ સદ્ વિવેકથી કરવા યોગ્ય અને ન કરવા યોગ્ય કાર્યોનો વિભાગ પારમાર્થિક વિવેકથી સમજ્યા હોય, એટલે સત્ય પરમાર્થનું સાચું જ્ઞાન જેઓએ મેળવ્યું હોય છે, તે આત્માઓમાં આ મૈત્રી, પ્રમોદ, કારૂણ્ય અને માધ્યસ્થ્ય રૂપ ભાવના કે જે ઉપરના શ્લોકમાં લક્ષણો વડે જણાવી છે, તે ભાવના વિશેષ પ્રકારે પ્રગટ થયેલી હોય છે. તેથી જેમ આગમ શાસ્ત્રોમાં અધ્યાત્મ ભાવનું સ્વરૂપ જેવી રીતે જણાવ્યું છે, તે અનુસારે તેવા ભાવને ઓળંગ્યા વિના એટલે એ ચાર ભાવના યુક્ત આત્મા સદા સ્વગુણ ગવેષણામાં પ્રવૃત્તિ કરે છે. કારણ કે જે જીવાત્માઓ આ ચાર ભાવનાથી રહિત હોય છે, તેમનામાં અધ્યાત્મયોગ પ્રવેશ નથી કરતો. તેમજ ચાર ભાવનાવંત આત્મા અત્યંત ગંભીરતાવાળા હોય છે, તેઓ હર્ષ વા શોક પ્રસંગોમાં પણ મનના વિકારો નથી થવા દેતા, તેથી જ તેઓ સાચા ધર્મ માર્ગને અનુસરનારા એવા માર્ગાનુસારી અને મોક્ષમાર્ગના સ્થાનરૂપ

જ્ઞાન દર્શન ચારિત્રને સારી રીતે અનુસરનારા અધ્યાત્મ યોગીઓ હોય છે. ૪૦૩

હવે તે વાતને સંપૂર્ણ કરતાં જણાવે છે—

एवं विचित्रमध्यात्म–मेतदन्वर्थयोगतः ।
आत्मन्यधीतिसंवृत्ते, र्ज्ञेयमध्यात्मचिन्तकैः ॥ ४०४ ॥

અર્થ—એવી રીતે અનેક પ્રકારવાળું અનુસરવા યોગ્ય અર્થવાળું આ અધ્યાત્મ સ્વરૂપ છે, જે વિચારણાને સમજવા પ્રવૃત્તિ થાય તે અધ્યાત્મ અથવા આત્મ સ્વરૂપમાં રમણતા વા સ્થિરતા કરાય તે અધ્યાત્મ કહેવાય એમ યોગ શાસ્ત્રના વિચારકો જણાવે છે. ૪૦૪

વિવેચન—એ પ્રકારે પૂર્વે કહેલા ન્યાયની યુક્તિથી અધ્યાત્મયોગ કે જે વિચિત્ર–આશ્ચર્યજનક હોવા છતાં અનેક પ્રકારનો છે, એમ આવશ્ય માનવું. કારણ કે અન્વયાર્થ કરતા–શબ્દની સંધિ–વિગ્રહ કરતા તેના ગર્ભમાં રહેલા અર્થનો વિચાર કરીએ ત્યારે અનેક અર્થનો અનુભવ થાય છે. તે આવી રીતે–આત્મામાં એટલે જેમાં જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય, ઉપયોગ અને તપ વિગેરે ગુણ રૂપ ધર્મો રહેલા છે તે આત્મા અધિષ્ઠાન કરનારો હોવાથી ગુણોનો આધાર થયો, તે કારણે ગુણોનો જે વિચાર કરવો તે અધ્યાત્મ કહેવાય. આવી રીતે તે આત્માની સાથે રહેનારા, અથવા આત્માથી અભિન્ન રીતે રહેલા, અથવા આત્માની સાથે યાવત્ ભાવી રહેલા જે ગુણો વા ધર્મો વા સ્વભાવોની મિમાંસા એટલે વિચારણા કરવી તે અધ્યાત્મ

જાણવું. એમ અધ્યાત્મ યોગના અભ્યાસીઓ—ભાવયોગીઓ જણાવે છે, ને કહે છે કે આત્માના સ્વરૂપનું અભેદભાવરૂપે જે ચિંતવન, મનન થાય તે ભાવાધ્યાત્મયોગ જાણવો. ૪૦૪

હવે યોગનો છેલ્લો ભેદ વૃત્તિ સંક્ષય છે તેનું વિવરણ કરતાં જણાવે છે કે—

**भावनादित्रयाभ्यासाद्, वर्णितो वृत्तिसंक्षयः ।**
**स चात्मकर्मसंयोग—योग्यताऽपगमोऽर्थतः ॥ ४०५ ॥**

અર્થ—ભાવનાદિ ત્રણ યોગના અભ્યાસથી જેનું વર્ણન સંક્ષેપથી કરાયું છે તે વૃત્તિ સંક્ષયયોગ સિદ્ધ થાય છે, તેનો અર્થ વિચારતા આત્માની કર્મબંધની જે અનાદિની યોગ્યતા છે, તે જ્યારે દૂર થાય, ત્યારે વૃત્તિ સંક્ષયયોગની પ્રાપ્તિ સિદ્ધ થાય છે, એમ જાણવું. ૪૦૫

વિવેચન—અધ્યાત્મયોગ સમ્યગ્દર્શન તથા જ્ઞાનથી યુક્ત હોય છે. તેવા અધ્યાત્મ યોગીઓ અનુક્રમે ભાવનાયોગ ત્યાર પછી ધ્યાનયોગ અને સમતાયોગ એમ ત્રણ યોગને અભ્યાસથી પ્રાપ્ત કરે છે. એટલે સામાયિક, પૌષધ, પ્રતિક્રમણ, શ્રાવકના બાર અહિંસાદિ વ્રત પાલતા અને સાધુના ગુણોથી યુક્ત પંચ મહાવ્રત પાળતા, ઉપસર્ગ પરિષહોને જીતતા, મૈત્રી આદિ ભાવના ભાવતા, બાહ્ય તથા અભ્યંતર ભાવે તપ કરતા, ધર્મ તથા શુક્લ ધ્યાનનો અભ્યાસ કરતા; ધ્યાનયોગ સિદ્ધ થાય અને જગતના સર્વ જીવાત્મા પ્રત્યે, શત્રુ મિત્રને સમભાવે જોતાં શમતા પ્રાપ્તિ થાય. એમ ત્રણ યોગોનો અભ્યાસ કરતા સિદ્ધ થાય છે. એ વાત આ યોગ-

શાસ્ત્રમાં જણાવી છે. હવે યોગનો પાંચમો ભેદ વૃત્તિ-સંક્ષય કહીએ છીએ. તે વૃત્તિ સંક્ષય એટલે આત્માથી કર્મ બાંધવામાં હેતુરૂપે થનારી ચિત્તની રાગદ્વેષમય વૃત્તિ, અથવા ક્રોધ, માન, માયા, લોભ, મિથ્યાત્વ, અજ્ઞાન, અવ્રત, અપચ્ચખાણ રૂપ કિલષ્ટતાવાલી વૃત્તિનો નાશ પર્મ શુકલ ધ્યાન-યોગે કરવો, તેના અર્થે અનેક પ્રકારના તપ, જપ, ધ્યાન કરવા, મનના સંકલ્પ વિકલ્પોનો નિગ્રહ કરવો, અનાદિ કાલથી આત્માની સાથે લાગેલા કર્મને ક્ષય કરવા અપૂર્વ પુરૂષાર્થ કરવો વિગેરે ભાવના, ધ્યાન અને સમતા યોગના સતત અભ્યાસના બલથી કર્મ બંધનની યોગ્યતા રૂપ જે બીજ છે તેનો નાશ થાય તેવી મનની જે પ્રવૃત્તિ બાહ્ય દૃષ્ટિના ત્યાગથી આત્માની પરમાત્મ સ્વરૂપમાં અભેદરૂપ જે વૃત્તિ થવી—આત્માથી કર્મનો નાશ કરી સ્વયં પરમાત્મા રૂપે થવું, તે વૃત્તિ સંક્ષય યોગ પરમાર્થ વિચારણા યોગે કહેવાય છે. ૪૦૫

આ વાતને સાવતા—વિચારણા કરતાં જણાવે છે—

**स्थूलसूक्ष्मा यतश्चेष्टा, आत्मनो वृत्तयो मताः ।**
**अन्यसंयोगजाश्चैता, योग्यताबीजमस्य तु ॥ ४०६ ॥**

અર્થ—સ્થૂલ તથા સૂક્ષ્મ એવી આત્માની જે ચેષ્ટા થવી તે વૃત્તિઓ—પ્રવૃત્તિઓ કહેવાય છે, તે વૃત્તિઓ અન્ય સંયોગથી ઉપજેલી હોય છે. માટે તે બાહ્ય વૃત્તિ કહેવાય છે. આવી વૃત્તિનું જે ઉપજવું તે અનાદિ અશુભ વૃત્તિ કે જે કર્મબંધની યોગ્યતા રૂપ બીજ તેમાં હેતુ રૂપે રહેલું હોય છે. ૪૦૬

વિવેચન—સ્થૂલ એટલે બહારથી દેખાય તેવી તથા સૂક્ષ્મ એટલે જે વૃત્તિનું યથાર્થ જ્ઞાન ન થાય તેવી એમ બે પ્રકારની ક્રિયા આત્મામાં થાય છે. તેમાં સ્થૂલ એટલે મોટી ક્રિયા–ગમનાગમન, હલનચલન રૂપ ક્રિયા શરીર વડે થાય છે તથા સૂક્ષ્મ એટલે ઝીણી ક્રિયા પણ શરીર સંબંધિ છે, કે જે શ્વાસોશ્વાસ વિગેરે ક્રિયા રૂપ ચેષ્ટા જે કારણે થાય છે, અથવા જે જીવાત્માઓને આત્માના અસંખ્ય પ્રદેશને શરીરના વિભાગોમાં અનુક્રમે ફરવા રૂપ જે ક્રિયા થાય છે, તે બધા આત્માના વ્યાપાર એટલે આંતરીક સૂક્ષ્મ વૃત્તિઓ કહેવાય છે. તેમાં મન વચન કાયાવડે કરાતી શુભ ક્રિયા પુન્યના હેતુભુત થાય છે, તેમજ અશુભ ક્રિયા પાપના હેતુભૂત થાય છે. આવા શુભાશુભ કર્મની ક્રિયા જીવાત્માઓને અનાદિ કાલથી થયા કરે છે, તેથી કર્મનો બંધ થાય છે. તે કર્મ આત્માના સ્વરૂપમય નથી પણ પુદ્ગલની વર્ગણારૂપ છે. તેનો આત્મા સાથે આજ કાલનો આદિરૂપ સંબંધ નથી પણ અનાદિ કાલનો પરંપરાગત સંબંધ છે. એક વખતે કર્મ ભોગવતા શુભાશુભ અધ્યવસાયવડે નવાં બંધાય, તે ભોગવતાં બીજા બંધાય, આમ પ્રવાહથી અનાદિ કાલથી પરંપરાગત જીવાત્માને કર્મ સાથે સંબંધ થયેલો છે, તો પણ તે કર્મ આત્માથી પર–અન્ય જ છે. કર્મનું સ્વરૂપ જીવને ચાર ગતિ ચોરાસી લાખ યોનિમાં ભમાડવાનું કાર્ય કરે છે. તે કર્મ બંધનની યોગ્યતા વડે રાગદ્વેષ આદિ કષાય તેજ એને કર્મબંધનું બીજ–ઉપાદાન કારણ થાય છે. જ્યારે તે યોગ્યતારૂપ બીજ આત્માથી જેટલા અંશે નાશ પામશે ત્યારે તેટલા અંશે નવા કર્મનો અભાવ ભવ્યાત્માને થશે, તેજ

સાથે જુના કર્મ પણ અનુક્રમે ક્ષય થતાં મોક્ષની યોગ્યતા સહજ ભાવે પ્રાપ્ત થાય છે. ૪૦૬

અહિંઆં વિપક્ષ એટલે યોગ્યતા ન માનીએ તો દોષ આવે તે જણાવે છે—

तद्भावेऽपि तद्भावो, युक्यो नातिप्रसङ्गतः ।
मुख्यैषा भवमातेति, तदस्या अयमुत्तमः ॥ ४०७ ॥

અર્થ—આત્મામાં કર્મબંધની યોગ્યતાના અભાવમાં જો અન્ય કર્મનો સંયોગ યોગ્ય છે તો તેથી અતિવ્યાપ્તિ દોષનો પ્રસંગ આવશે. મુખ્ય રીતે તે યોગ્યતા તેજ ભવની માતા છે તેવું જ્ઞાન તેજ ઉત્તમ છે. ૪૦૭

વિવેચન—તેવા પ્રકારની આત્માની કર્મબંધન માટે રાગદ્વેષમય બીજ રૂપ જે યોગ્યતા છે, તેનો અભાવ માનીએ તો કર્મનો બંધ કેવો રીતે થાય ? સંસારમાં ભ્રમણ કેવો રીતે ઘટે ? માટે તે વાત બંધ બેસતી નથી, કારણ કે અતિપ્રસંગ—અતિવ્યાપ્તિ દોષ આવે છે. જો યોગ્યતાને સંસાર ભ્રમણમાં કારણ ન માનીએ તો સિદ્ધોને યોગ્યતાનો અભાવ હોવા છતાં ફરીને સંસારમાં આવવું પડે, તેથી અલક્ષ્યમાં લક્ષણ રૂપ સાધ્યનું રહેવાપણું આવે, માટે જ્યાં કર્મબંધની જે યોગ્યતા હોય, ત્યાં સંસારનું ભવભ્રમણ હોય, અને જ્યાં યોગ્યતા ન હોય ત્યાં ભવભ્રમણ ન હોય. આ યોગ્યતા છે તેજ સંસારનો મુખ્ય હેતુ છે, ઉપાદાન કારણમય બીજરૂપ આ યોગ્યતા છે, એટલે આત્માને અન્ય કર્મદલનો સંયોગ—સંબંધ થવામાં ઉપાદાન કારણ હોવાથી મુખ્ય ન્યાયથી

વિચારીયે તો તે યોગ્યતા તેજ ભવ—સંસારની માતા છે, તે કારણે ભવજનની રૂપ અન્ય કર્મદલના સંયોગની યોગ્યતારૂપ રાગદ્રેષમય માયાથીજ કર્મબંધન થાય છે. જો માયારૂપ માતા ન હોય તો તેના પુત્રરૂપ કર્મબંધના નિમિત્ત કારણુ રૂપ પુદ્ગલ સંબંધની ઉત્પત્તિનો પણ અભાવ હોત. તેથી માતારૂપ યોગ્યતા અને કર્મદલનો આત્મા સાથે કાર્ય કારણુ ભાવનો અનુપચરિત—સંબંધ છે. ૪૦૭

તે વાતને પ્રગટ કરતા જણાવે છે—

**पल्लवाद्यपुनर्भावो, न स्कन्धापगमे तरोः ।**
**स्यान्मूलापगमे यद्वत्, तद्भवतरोरपि ॥ ४०८ ॥**

અર્થ—વૃક્ષના સ્કંધનો નાશ થવાથી પાંદડાં પુષ્પનું ઉત્પન્નત્વ બનતું નથી, તેવીજ રીતે સંસાર વૃક્ષના મૂલભૂત રાગદ્વેષ નાશ થતાં ભવ પરંપરાનો નાશ થાય છે. ૪૦૮

વિવેચન—જેવી રીતે વટવૃક્ષ વિગેરે વૃક્ષોના સ્કંધ-થડ મૂલનો ઉચ્છેદ કરવામા આવે એટલે કાપી નાંખવામાં આવે તો તે વૃક્ષના ફળ, ફૂલ પાંદડાંરૂપ અવયવોનો નાશ થાય છે, તેમજ પુનર્ભાવ એટલે ફરીને તે વૃક્ષને નવા શાખા, ડાલ, પાંદડાં, પુષ્પ, ફળ વિગેરે થતા નથી, કારણ કે તે વૃક્ષને જન્મ આપવામાં ઉપાદાનતા રૂપ શકિત રહેતી નથી. તેવીજ રીતે સંસારરૂપ ભવ પરંપરામય જે વૃક્ષ છે, તેનાં કંદ, મૂલરૂપ મોહનીય કર્મમય રાગદ્વેષનો જો ઉચ્છેદ-વિનાશ કરવામાં આવે તો શાખારૂપ ચાર ગતિ, ડાળારૂપ ચોરાસી લાખ જીવાયોનિ, પાંદડારૂપ ભવ પરંપરા, ફૂલરૂપ કર્મબંધન યોગ્ય વિચારણા, તેના ફળ, પુષ્પ, પાંદડાં, શાખારૂપ

આધિ, વ્યાધિ, ઉપાધિ, રોગ, શોક, ભય, પરાધિનતા, જન્મ, વૃદ્ધત્વ અને જરા વિગેરે ભવ પરંપરાનો પણ અભાવ થઈ જાય છે, કહ્યું છે કે—

" मूलानुच्छेदे कन्दोच्छेदे कृतेऽपि न पल्लवादीनामत्यन्तमुच्छेदो, मूलावष्टम्भेन पुनर्भावसम्भवात् ।। "

જો વૃક્ષનું મૂલ ન છેદાયું હોય તો, અને થડ, ડાળાં, શાખા વિગેરે છેદાયા હોય તો પણ મૂલ કાયમ હોવાથી ફળ, ફુલ વિગેરેનો પુનર્ભાવ–ફરીને પાંગરવાનો સંભવ રહે છે. તેવીજ રીતે જીવે તપ, જપ, વ્રત, પચ્ચખ્ખાણ, આતાતાપના કરીને નરક, તિર્યંચ ગતિરૂપ ભવનો કદાપિ નાશ કર્યો હોય, પરંતુ ભવ–સંસારના વિષય વિકારોના વેદવારૂપ કર્મના બંધનના હેતુભૂત રાગ, દ્વેષ, મોહ, માયારૂપ મૂલનો ઉચ્છેદ ન કર્યો હોય ત્યાં લગી નારક, તિર્યંચ, દેવ, મનુષ્યરૂપ ભવની પરંપરાનો ફરીથી ઉત્પાદ થાય છે. પરંતુ તેવા પ્રકારના ભવપરંપરાના બીજ ભૂત કર્મબંધનતાની યોગ્યતારૂપ મૂલ–બીજનો સર્વથા ઉચ્છેદ કર્યો હોય તો ભવનો ઉચ્છેદ થાય છે એટલે યોગ્યતારૂપ મૂલ અથવા બીજ નષ્ટ થયે ભવ પરંપરા નષ્ટ થાય છે. ૪૦૮

હવે આ ઉપર જણાવેલા દષ્ટાંતવડે દાર્ષ્ટાંતિક ભાવને પ્રગટ કરતા જણાવે છે—

मूलं च योग्यता ह्यस्य,विज्ञेयोदितलक्षणा ।
पल्लवा वृत्तयश्चित्रा, हन्त तत्त्वमिदं परम् ।।४०९।।

અર્થ—જેમ વૃક્ષનું મૂલ વૃક્ષની વૃદ્ધિનો હેતુ છે, તેમ કર્મબંધનની યોગ્યતા એજ સંસારરૂપ વૃક્ષનું મૂલ-લક્ષણ રૂપે જાણવું, વિચિત્ર મતની વૃત્તિઓ પાંદડા જાણવાં, આવું સંસારનું પરમ તત્ત્વ જાણવું. ૪૦૯

વિવેચન—આ સંસાર રૂપ મહાન વડવૃક્ષ છે, તેનું મૂલ એટલે વૃક્ષની જીવન નિર્વાહિકા રૂપ નાડી મૂલમાં રહેલી છે, તેમ આ નારક, તિર્યંચ, નર, દેવ રૂપ ભવપરંપરા રૂપ વડ વૃક્ષનું મૂલ-ઉપાદાન કારણ (નૈયાયિક મતે સમવાયી કારણ) તે જીવમાં રહેલી ભવવૃદ્ધિની યોગ્યતાજ છે; તે યોગ્યતાનું લક્ષણ રાગ દ્વેષ રૂપ મોહનીય કર્મ દલની ભયંકર ગાંઠજ છે, તે વાત પૂર્વે જણાવી છે. તે વૃક્ષ જેમ પલ્લવનો સમુદાય હોય છે તેમ આ સંસાર વૃક્ષને સજીવન રાખનારી જીવાત્માની મન વચન કાયા વડે કરાતી ક્રિયા-વ્યાપાર રૂપ વિચિત્ર પ્રકારની જુદી જુદી જાતની અનેક વૃત્તિઓ રૂપ પરિણામો છે તેમ જાણવું. તેજ સંસાર રૂપ વૃક્ષને અનંત કાલથી જીવન આપે છે. તેમજ ફળ, ફૂલ અને તેના સ્વાદ રૂપ રસ આપનારા ઉદયમાં આવેલા કર્મના વિપાકો જાણવા. તે વાત પણ પૂર્વે કહેવાઈ ગઈ છે. આવી રીતે સ્થિર મન કરીને પરમાર્થ ભાવને વિચારવો તે પરમ તત્ત્વ છે. ૪૦૯

આથી જે વાત સિદ્ધ થાય છે તે જણાવે છે:—

उपायोपगमे चास्या, एतदाक्षिप्त एव हि ।
तत्त्वतोऽधिकृतो योग, उत्साहादिस्तथाऽस्य तु ॥४१०॥

અર્થ—આ યોગ્યતાના ઉપાય જાણવામાં પણ તેની યોગ્યતાનેજ કારણતા રહેલી છે. તે કારણ તેજ આ અધ્યાત્મ રૂપ યોગજ તાત્ત્વિક છે, તે સંબંધી ઉત્સાહ તેજ કર્મનાશની યોગ્યતાનું પુષ્ટ કારણ થાય છે. ૪૧૦

વિવેચન—જીવાત્માથી થવા યોગ્ય હોય તેવા સર્વ કાર્યોમાં તે જીવાત્માની યોગ્યતા તેજ મુખ્ય હેતુ રૂપ ઉપાય છે, એવું તત્ત્વ સર્વ પંડિતોએ સ્વીકાર્યે છતે આ યોગ્યતાનું સ્વરૂપ-લક્ષણ કેવું છે? તે જાણવું જોઈએ એટલે યોગ્યતા તેજ જીવાત્માની તેવા પ્રકારની ભવિતવ્યતા રૂપ વિપાકતા એટલે જીવાત્માની તેવા પ્રકારના પૂર્વે ઉપાર્જન કરેલા કર્મના તેવા પ્રકારના ઉદય માટે દેશ, કાલ, પ્રયત્ન, સ્વભાવ, સહાયક વિગેરે અનુકુલ સર્વ સામગ્રીને મળવાનો સંયોગ તે રૂપ યોગ્યતા તત્ત્વથી-પરમાર્થ વૃત્તિથી સમજવી. આવા પ્રકારના તાત્ત્વિક જ્ઞાન-વસ્તુ સ્વરૂપનો જે યથાર્થ બોધ કરવાની જીવાત્માની એક બીજી પણ યોગ્યતા છે, એટલે આત્માનો ભવ્યત્વ સ્વભાવ તેવા તત્ત્વજ્ઞાનની યોગ્યતાને પ્રગટવામાં ઉપાદાન કારણ થાય છે, એટલે રૂચિ-શ્રદ્ધા-ઉત્સાહ, પુરૂષાર્થને પ્રગટાવે છે, તેજ પરમાર્થથી અહિંઆં અધ્યાત્મ યોગ તે ભવ્યાત્માસાં વર્તે છે, તેમાં તેવા પ્રકારની ભવ્યતાને વિશેષ રૂપે હેતુતા સમજવી. તે હોવે છતે ઉત્સાહ-ઉલ્લાસ વિગેરે બીજા પણ શુભ નિમિત્તની જરૂર છે તે આગળ કહેવાશે. તે આ અધ્યાત્મયોગની પ્રાપ્તિમાં ઉપાદાન રૂપ છે. ૪૧૦

અધ્યાત્મ યોગમાં ઉત્સાહ આદિને કારણતા છે, તે

વાત ઉપર કહી. હવે ઉત્સાહ આદિની વાત જણાવતાં કહે છે કેઃ—

उत्साहान्निश्चयाद्धैर्यात्, संतोषात्तत्त्वदर्शनात् ।
मुनेर्जनपदत्यागात्, षड्भिर्योगः प्रसिद्ध्यति ॥ ४११ ॥

અર્થ—મુનિઓએ જ્ઞાન દર્શન ચારિત્ર યોગનો અભ્યાસ કરવા માટે પ્રથમ ઉત્સાહ-હોંશ રાખવી, નિશ્ચય પણ કરવો, તે કાર્યમાં ધૈર્ય-ધીરજ રાખવી, સંતોષ રાખવો અને તત્ત્વોની શ્રદ્ધા રૂપ દર્શન કરવું, તેમજ પોતાના પરિચિત દેશ ગામનો પરિચય ત્યાગ કરવો જોઈએ. એમ છ વસ્તુનો ઉપયોગ રાખનારને યોગ માર્ગ પ્રાપ્ત થાય છે. ૪૧૧

વિવેચન—આત્માના સ્વરૂપ-લાભના અર્થી એવા મુનિવરોએ યોગના અભ્યાસની આવશ્યક્તા અવશ્ય સ્વીકારવી જોઈએ. આ યોગની પ્રાપ્તિ માટે ઉત્સાહ એટલે આત્મબલ વીર્યને વિકસાવવું જોઈએ, વીર્યના ઉલ્લાસથી યોગમાર્ગમાં ગમન થાય છે, પણ કાયરથી કે સુખ શીલીયાથી તેવી દુઃસાધ્ય પ્રવૃત્તિ નથી કરાતી, (૧) તે યોગમાર્ગમાં પ્રવેશ કરતા પૂર્વ કાલમાં તેના અનુષ્ઠાનોને એકાગ્ર ભાવે સિદ્ધ કરવાનો નિશ્ચય કરવો એટલે-

" कार्यं साधयामि वा देहं पातयामि ॥ "

આરંભેલ યોગકાર્યને સિદ્ધ કરવું જ છે. દેહ પડે કે મરણ થાય તેની બીક મારે નથી રાખવી, આવો દૃઢ નિશ્ચયતાનો એકતા ભાવે જે પરિણામ થાય તેવા મનુષ્ય-યોગીઓથી

યોગની પૂર્ણ સિદ્ધિ થાય છે. (૨) ત્રીજું યોગના અભ્યાસીઓએ ધીરજ ( ધૈર્ય ) ધરવી જોઇએ. આવા યોગંમાર્ગોમાં અનેક વિઘ્નો પણ આવે છે, ઉપસર્ગો અને પરિષહો પણ આવે છે, દેવ, દાનવ, ગાંધર્વો તરફથી અનેક લાલચો પણ આડી આવે છે; પરંતુ આપણે તેવી દીવ્ય ભોગાદિની લાલચનો ત્યાગ કરી જે પ્રતિજ્ઞા કરી છે, તેમાં જરા પણ મનને ચંચળતાવાળું ન કરવું. હજારો વિઘ્નો આવેલાં હોય તો પણ સ્થિરતા એટલે ધીરજ રાખવી. કષાય, ક્રોધ, માન. માયા, લોભનો ત્યાગ કરવો. (૩) ચોથું સંતોષ રાખવો એટલે આહાર, વસ્ત્ર, પાત્ર વિગેરેની અનુકુલતા ઓછી હોય તો પણ જે હોય તેટલામાંજ સંતોષ રાખવો, આત્મામાંજ રમણતા કરવી, બહારની અનુકુલતા કે પ્રતિકુલતામાં હર્ષ શોક ન ધરવો, તે વડે યોગમાર્ગમાં પ્રવેશ કરાય છે. (૪) પાંચમું તત્ત્વદર્શન એટલે જગતના જીવ, અજીવ, પુન્ય, પાપ, આશ્રવ, સંવર, બંધ, નિર્જરા અને મોક્ષ વિગેરે પદાર્થોના લક્ષણો અને સ્વભાવનું યથાર્થ જ્ઞાન શ્રદ્ધા પૂર્વક થાય, તેવી સર્વ પદાર્થોના સ્વરૂપ–બોધથી હું કોણ અને મારૂં શું ? એવો સ્વપરનો વિવેક કરવો. પર તે પારકું શું, તેને અને આત્માને પરસ્પર કયો સંબંધ, જે સંબંધ આપણે દેખીએ છીએ તે સત્ય છે કે ઉપચારીક છે, તે સંબંધ કયા હેતુઓથી છે, તે સંબંધ રાખવા યોગ્ય છે કે છોડવા યોગ્ય છે ? કેવી રીતે તે છુટે ? તેવી તેવી વસ્તુતત્ત્વની જે મીમાંસા કરવી તેના વિવેકથી સ્વ એટલે આત્મા, પર એટલે આત્માથી અન્ય સર્વ ચેતન અચેતન પદાર્થોનો વિવેક કરાય, તે આત્મદર્શન આત્માના

સ્વરૂપની શ્રદ્ધા, પરમાત્માના ઉપદેશમાં શ્રદ્ધા અને તે વડે વસ્તુ તત્ત્વનો જે નિર્ણય થાય તે આત્મ તત્ત્વ દર્શન કહેવાય છે. આવા આત્મતત્ત્વ દર્શનથી યોગમાં પ્રવેશ કરાય છે (૫) છઠ્ઠું મુનિઓએ જનપદ એટલે દેશનો ત્યાગ કરવો એટલે જે પ્રવૃત્તિથી સંસારની એટલે જન્મ, મરણ, શોક, રોગ વિગેરે કર્મબંધનમાં હેતુભૂત થાય તેવી દેશ કથા, ભક્તકથા, રાજકથા, સ્ત્રીકથા, શૃંગારકથા વિગેરે લોકવ્યવહારની કથા વાર્તા રૂપ જનપદ કથાનો ત્યાગ કરવો જોઇએ. (૬) આમ ઉત્સાહ, નિશ્ચય, ધીરજ સંતોષ, તત્ત્વ પ્રતીતિના આદર પૂર્વક લોકવ્યવહારનો ત્યાગ કરવો. જનપદ–દેશનો ત્યાગ કરવો પણ યોગ્યજ છે, કારણ કે સ્વદેશમાં સગાં સંબંધી, પુત્ર, સ્ત્રી વિગેરે દેખવાથી રાગાદિની પ્રવૃત્તિ થાય તે વિઘ્ન છે. આ છ વસ્તુને આદરનારો યોગી–સાધુ યોગ માર્ગને પ્રાપ્ત કરે છે ૪૧૧

હવે નિશ્ચય ઉપાયને જણાવે છે:—

**आगमेनानुमानेन, ध्यानाभ्यासरसेन च ।**
**त्रिधा प्रकल्पयन्प्रज्ञां, लभते योगमुत्तमम् ॥ ४१२ ॥**

**અર્થ**—આગમથી, વા અનુમાનથી, ધ્યાનના અભ્યાસથી અથવા તે ધ્યાનાભ્યાસમાં રસ પડવાથી, એમ ત્રણ ત્રણ પ્રકારની શુભ પ્રજ્ઞા–બુદ્ધિથી વિચાર કરતો આત્મા ઉત્તમ યોગને પ્રાપ્ત કરે છે. ૪૧૨

**વિવેચન**—આગમ શાસ્ત્રમાં જે જે યોગ–મોક્ષ માર્ગ સંબંધી તત્ત્વની વ્યાખ્યાઓ હોય તેના બોધથી તેમજ

આંતરપ્રજ્ઞા–શુદ્ધબુદ્ધિના બલથી આત્મ સ્વરૂપ બોધરૂપ ઉત્તમ યોગનો અનુભવ મલે છે. (૧) તથા આત્માદિક તત્ત્વો જે ચક્ષુગોચર નથી તે આગમ તથા અનુમાન પ્રમાણ વા અર્થાપત્તિ પ્રમાણવડે નિશ્ચય પૂર્ણ શ્રદ્ધા યુકત થાય છે. તે રૂપ અધ્યાત્મયોગ પણ પ્રાપ્ત થાય છે. જેમકે જ્યાં જ્યાં ચૈતન્ય ત્યાં ત્યાં આત્મા, તે ચેતન્ય એટલે સુખ દુઃખનો બોધ તે જેમાં હોય તે આત્મા જીવ કહેવાય. તેવો બોધ પર્વત, ઘર, હાટ, હવેલી, ઘટ, પટ વિગેરે જડ પદાર્થમાં નથી હોતો, તેથી ત્યાં ચૈતન્યનો અભાવ છે, અને જીવાત્મામાં સુખ દુઃખનો બોધ કરાવનારૂં ચૈતન્ય હોવાથી તે જીવાત્મા ચૈતન્યને ધરનારો ચેતન છે. બાલપણુની સ્મૃતિ વૃદ્ધત્વમાં પણ આવે છે, પૂર્વ જન્મના સંસ્કારો પણ નવા જન્મમાં આવે છે, પૂર્વભવની સ્મૃતિ ઉત્તર ભવમાં પણ ઘણાંને અનુભવમાં આવે છે, તેમાં કારણ કર્મનો તેવા પ્રકારનો ક્ષયોપશમ ભાવ થાય છે, તેથી તે ક્ષયોપશમ ભાવ ઉપાદાન કારણ હોય છે, તેથી આત્મા અનેક જન્મ તથા મરણ કરનારો છે એમ પણ સિદ્ધ થાય છે. જો આ ભવમાં તેને આપણે સંસ્કાર નથી આપ્યા તો પણ આપણી પેઠે ક્રિયા અનુષ્ઠાન તે કરે છે, તો તે પૂર્વ ભવનાજ લઈને તે આવેલ છે એમ અર્થાપત્તિ પ્રમાણથી આત્મા અનેક જન્મને ધરનારો સિદ્ધ થાય છે. કહ્યું છે કે—

"यः कर्ता कर्मभेदानां, भोक्ता कर्मफलस्य च ।
संसर्ता परिनिर्वाता, स ह्यात्मा न हि अन्यलक्षणम् ॥"

જે શુભાશુભ કર્મનો કરનારો છે, તેજ શુભાશુભ કર્મના ફલનો ભોગવનારો પણ છે, તેમજ સંસારમાં ભમનારો તેજ છે, સંસારનો ક્ષય કરીને મોક્ષના સુખ તેજ આત્મા ભોગવનારો છે, આવા લક્ષણવાલો આત્મા છે આ વિના અન્ય કોઇ પણ આત્માનું લક્ષણ નથી આ અનુમાન, ઉપમાન, અર્થાપત્તિ વિગેરે પ્રમાણથી અધ્યાત્મયોગની પ્રાપ્તિ થાય છે. ધ્યાનના અભ્યાસવડે વારંવાર સ્થિરતા કરવાથી પણ અધ્યાત્મયોગની પ્રાપ્તિ થાય છે. પુદ્ગલભોગની પ્રવૃત્તિ માટે થનારૂં આર્તધ્યાન અને દ્વેષ, ક્રોધ, માન, માયા ને લોભથી ઉપજનારૂં રૌદ્રધ્યાન આત્મ સ્વરૂપનો ઘાત કરનારૂં છે તેનો ત્યાગ કરવો. અને ધર્મ ધ્યાન રૂપ પદસ્થ તથા રૂપાતીતમય આત્માના સ્વરૂપના લક્ષણ સ્વભાવની પરિણતિનો વારંવાર અભ્યાસ કરવાથી તેમાં એકત્વ ભાવનો અભ્યાસ કરતા રસ પડવાથી તેના બલથી પણ અધ્યાત્મયોગ સિદ્ધ થાય છે. આમ ત્રણ પ્રકારના-કલ્પના રૂપ વ્યાપાર વડે જે જ્ઞાનાવરણ, દર્શનાવરણ, અંતરાય તથા મોહનીય કર્મના સમુહનો ક્ષયોપશમભાવે નાશ થવાથી શુદ્ધ બુદ્ધિ રૂપ પ્રજ્ઞાવડે આત્મતત્ત્વનો નિશ્ચયતાવાલો લાભ પ્રાપ્ત થાય છે, તેજ ઉત્તમ ભાવ રૂપ અધ્યાત્મ યોગ જાણવો. ૪૧૨

આ કેવી રીતે બને તે જણાવે છે—

आत्मा कर्माणि तद्योगः, सहेतुरखिलस्तथा ।
फलं द्विधा वियोगश्च, सर्वं तत्तत्स्वभावतः ॥ ४१३ ॥

અર્થ—આત્મા અને કર્મનો પરસ્પર સંયોગ તેની

યોગ્યતારૂપ હેતુથી થાય છે, અને અખિલ ભવભ્રમણ કરતા શુભ તથા અશુભ ફલ એમ બે પ્રકારના ફલનો ભોક્તા થાય છે. તેવીજ રીતે તે સર્વ કર્મ સમુહનો વિયોગ તે જીવાત્માની તેવા પ્રકારની યોગ્યતા રૂપ સ્વભાવથી યથાકાલે પણ થાય છે. ૪૧૩

વિવેચન—જ્ઞાન દર્શન ચારિત્ર વીર્ય ઉપયોગ તથા તપ આદિ ગુણવાળો આત્મા—જીવ કહેવાય છે, અને કર્મ તે આત્માથી અન્ય પુદ્‌ગલ સમુહરૂપ હોવા છતાં પણ તે આત્માની યોગ્યતા રૂપ વિચિત્ર સ્વભાવથી પરંપરાગત અનાદિ કાલથી સંયોગીત થયેલા તે કર્મ પુદ્‌ગલ દ્રવ્ય છે. તે કર્મનો જીવાત્માની સાથે સંયોગ લોઢાના પાટા સાથે અગ્નિનો સંયોગ થાય છે, તેમાં આ અગ્નિ અને આ લોઢું એમ સ્થૂલ દૃષ્ટિથી ભેદ કરી શકાતો નથી, તેમ આપણામાં આ જીવ, આ કર્મ, આ શરીર, આ ઇંદ્રિયો, આ મન વિગેરેનો ભેદ નથી પાડી શકાતો. આવો જીવ અને કર્મનો એકી ભાવ જેવો સંયોગ પ્રવાહથી અનાદિ કાલિન છે, તો પણ તે કારણ વિનાનો તો નથીજ પણ સહેતુક છે. તે કારણો મિથ્યાત્વ, અવિરતિ, કષાય, યોગ વિગેરે વડે રાગદ્વેષ રૂપ કર્મબંધનની જે બીજભૂત યોગ્યતા છે, તેથી જીવ તેવા પ્રકારના અધ્યવસાય કરતો છતો કર્મનો બંધ કરે છે. તે પણ અખિલ કાલ એટલે અનાદિ કાલથી તેવી યોગ્યતાને કારણેજ કરે છે, અને તે કર્મના ફળ રૂપ કાર્યને પણ શુભ અને અશુભ વિપાકવડે ભોગવતો છતો નારક, તિર્યંચ, દેવ, મનુષ્ય વિગેરે યોનિમાં જન્મ મરણ કરતો સુખ અને દુઃખરૂપ બે પ્રકારના કર્મફલનો

અનુભવ કરે છે તેમજ તે કર્મના ફલને ભોગવીને પરિસા-ટનરૂપ ત્યાગ કરે છે, પણ પરંપરાગત બીજકતારૂપ રાગદ્વેષની યોગ્યતારૂપ સ્વભાવયોગે નવા નવા કર્મને પણ બાંધતો રહે છે, કારણ કે તે યોગ્યતારૂપ વિભાવમય સ્વસત્તારૂપ સ્વભાવથી જીવાત્મા પરિણત થયેલો છે. તે વિભાવતામય સ્વભાવની સત્તા એટલે અસ્તિતા જ્યાં સુધી હોય ત્યાં સુધી કર્મબંધન એટલે નવા નવા કર્મનું ગ્રહણ તથા કર્મભોગ કરીને તેનું વિમોચન થયાજ કરવાનું. તે માટે કહ્યું છે કે—

"न हि स्वभावशून्यत्वे वन्ध्यासुतादीनामिव काचिदात्मत्वादिपरिणतिः कस्यचिदस्तीति तत्तत्स्वभावनिवन्धनं सर्वं वस्तु स्वरूपं लभते इति ॥"

જેમ વંધ્યા—વાંઝણી સ્ત્રીનો પુત્ર અસત્ હોવાથી કોઇ પણ કાર્ય કરવાની પરિણતિના ભાજનવાળો નથી હોતો, અસદ્ એટલે અભાવરૂપ પદાર્થ ક્રિયા કરનાર નથી હોતો, તેમ પણ આત્માદિક જે સદ્ વસ્તુ છે તેને સદ્ સ્વભાવત્વ હોવાથી વંધ્યાપુત્રથી ઉલટી રીતે કાર્ય કરવાપણું છે, કારણકે તેવું અસદ્ સ્વભાવત્વ નથી પણ સદ્ સ્વભાત્વ છે, તેથી કોઈક રીતે નવા નવા પર્યાય રૂપ પરિણામને પામવાપણું અવશ્ય છે જ, કારણકે જે સદ્વસ્તુ છે તે નવા નવા પરિણામ-પર્યાયોને પામે છે. "यद् अर्थक्रियाकारि तद् सद्" જે અર્થ ક્રિયા કરે તે સદ્પદાર્થો છે. તેથી આત્મા અને કર્મનું પરિણમન પણ પોતપોતાના સ્વભાવથીજ થાય છે, માટે જે કાર્યો આત્મા અને કર્મના સંયોગથી થાય છે, તે બંનેના મિલનથી જે વિચિત્રરૂપ સ્વભાવ રૂપ—વિભાવ સ્વરૂપ બંધાયો-

છે તેના યોગથી થાય છે. કારણકે સર્વ વસ્તુને કાર્યને કરવાપણું તેના સ્વભાવના કારણથીજ થાય છે. કાર્યરૂપ વસ્તુ ફલરૂપ પરિણામ સ્વરૂપને પણ પામે છે. હવે તે કર્મબંધનની જે યોગ્યતા છે તેને આત્મા અપૂર્વ કરણ, અનિવૃત્તિ કરણ, સૂક્ષ્મ સંપરાય, યથાખ્યાત રૂપ ચારિત્રવડે કાલની પરિપક્વ અવસ્થાને પામીને ક્ષય કરે છે. ત્યાર પછી તે કર્મસમુહનો સર્વથા વિયોગ કરી સ્વવસ્તુ સ્વરૂપ મોક્ષસ્વરૂપને લાભ તેના ભવ્યત્વ સ્વરૂપ ભાવની યોગ્યતાથી પામે છે. તેથી પણ કર્મસંબંધને વિયોગ સહેતુકજ છે, તે જે હેતુ છે તે સ્વભાવરૂપ યોગ્યતા જ છે એમ નિશ્ચયથી માનવું. ૪૧૩

જો એવો પુરૂષાકાર હોય તો જ આમ બને તે વાત જણાવે છે—

**अस्मिन्पुरुषकारोऽपि, सत्येव सफलो भवेत् ।**
**अन्यथा न्यायवैगुण्याद् भवन्नपि न शस्यते ॥ ४१४ ॥**

અર્થ—આત્માને તેવા પ્રકારને સ્વભાવ હોય તોજ પુરૂષકાર સફલ બને છે, અને તેવો સ્વભાવ આત્મામાં ન હોય તો પુરૂષાર્થ હોવા છતાં અફલ થાય છે—પ્રશંસનીય નથી થતો. ૪૧૪

વિવેચન—જીવાત્મામાં ભવ્યત્વની સાથે તેવા પ્રકારની યોગ્યતા રૂપ સ્વભાવ હોવાથીજ આ આત્માને પુરૂષાર્થ—પુરૂષકાર ફળવાળો થાય છે, તેમાં પણ તે સ્વભાવની સાથે કાલ, નિયતિ અને કર્મ વિગેરેના સહકારથી પુરૂષાર્થ પોતાથી સિદ્ધ થનારા કાર્યો કરવામાં સમર્થ થાય છે, એટલે

ફલદાતા થાય છે. અન્યથા એટલે તે આત્માદિ દ્રવ્યોમાં તેવાં તેવાં કાર્ય કરવાનો સ્વભાવ જો ન હોત તો, તેમજ સ્વભાવ હોતે છતે પણ પરિપક્વ કાલ ન હોય અને નિયતિ રૂપ ભવિતવ્યતાનો અભાવ હોય તો પણ ન્યાયની વિપરીતતા આવવાથી એકલો પુરૂષાર્થ થવા યોગ્ય કાર્યનો કરનારો નથી થતો. કારણ કે જીવાત્મામાં તેવા પ્રકારનું સમ્યગ્ જ્ઞાન ન હોવાથી અજ્ઞાન રૂપ દોષયુક્ત પુરૂષાર્થ અફળજ થાય છે. આમ અફળ થતો હોવાથી પૂજ્યો વડે તે પુરૂષાર્થ વખણાતો નથી. જેમ કોરડા મગને યોગ્યતાનો અભાવ હોવાથી રાંધવાનો પુરૂષાર્થ અફલ થતો હોવાથી વખાણવા યોગ્ય નથી ગણાતો, તેમ જીવાત્માના તેવા પ્રકારના પાંચ કારણોમાંના કોઇ પણ કારણના અભાવે એકલા પુરૂષાર્થથી કાર્યનો અભાવ થાય છે, તેથી તે પુરૂષાર્થ વખાણવા યોગ્ય નથી. ૪૧૪

એકલા પુરૂષાર્થથી કાર્યસિદ્ધિ શાથી નથી? તે જણાવે છે:—

अतोऽकरणनियमात्, तत्तद्वस्तुगतात्तथा ।
वृत्तयोऽस्मिन्निरुध्यन्ते, तास्तास्तद्बीजसम्भवाः ॥४१५॥

અર્થ—આ કારણથી સ્વભાવાદિને નિશ્ચય કરણ તરીકે ન માનીયે તો અને પુરૂષકારનેજ એકલું કારણ માનીએ તો તે આત્મા રૂપ વસ્તુમાં રહેલી જે વૃત્તિઓ છે, તે તે કર્મના બીજથી જે કાર્યોનો સંભવ છે તેનો નિરોધ કરી એકલા પુરૂષકારથી રોકાવી જોઇએ. ૪૧૫

વિવેચન—આ પુરૂષકારનેજ કાર્યની સિદ્ધિમાં એકાંત કારણ માનીએ અને નિયતિ-સ્વભાવ-કાલ તથા પૂર્વકૃત કર્મ કે જે નિશ્ચય કરણ રૂપ છે તેને કાર્યમાં અકરણ-અહેતુક માનીએ તો જીવાત્માઓએ પૂર્વ કાલમાં કરેલા મહાન આરંભ, જીવવધ, અસત્ય, ચોરી, મૈથુન, પરિગ્રહ આદિથી પાપકર્મનો જે નિકાચિત કર્મબંધ કરેલો હોય તે નારક વા તિર્યંચ ગતિના હેતુભૂત થયેલા હોય છે. તેથી જીવાત્માને વસ્તુ સ્વરૂપથી તે પાપ કર્મનો ઉદય ભોગવવા માટે તેવી ગતિઓમાં ઉપજવું પડે છે, તેમ શ્રી વીતરાગ સર્વજ્ઞ જિનેશ્વર પરમાત્માના ઉપદેશેલા પ્રકરણોને અનુસારે જે કહેવાયેલું છે, તેવી નરક ગમન યોગ્ય વૃત્તિઓ રૂપ પ્રવૃત્તિ કે જે વિચિત્ર સ્વભાવવાળી હોય છે તે અવશ્ય પુરૂષકાર એટલે પુરૂષ પ્રયત્ન કરવાથી રોકાવી જોઇએ, કારણ કે તે તેવા પ્રકારના કર્મરૂપ લક્ષણ જેમાં બીજભૂત છે, તેવી વૃત્તિઓ-ભાવની પરિણતિઓ નરકગમનમાં હેતુભૂત થાય છે, તે વૃત્તિના સ્વભાવથી તેવી નરકગતિનો સંભવ જીવના અવળા પુરૂષાર્થથી પાંચે કારણના યોગે ઉપજેલો છે, તે કેવી રીતે નષ્ટ થાય? તે નષ્ટ થતો નથી પણ ભોગવવાં પડે છે, તેવીજ રીતે સ્વરૂપ પ્રાપ્તિની યોગ્યતાથી સત્પુરૂષાર્થના યોગે નવા કર્મના બંધનના હેતુની સેવનાનો ત્યાગ કરી અશુભ કર્મબંધને તપ, જપ, ધ્યાન, વ્રત, પચ્ચખ્ખાણ વડે તોડતો તેવા પ્રકારની યોગ્યતા આદિ કારણો વડે યોગ્ય પુરૂષાર્થ કરતાં ઇષ્ટ સાધ્યને સિદ્ધ કરે છે. ૪૧૫

આ વાતને દૃષ્ટાંત વડે સમર્થન કરતાં જણાવે છેઃ—

**ग्रन्थिभेदे यथैवायं, बन्धहेतुपरं प्रति ।**
**नरकादिगतिष्वेवं, ज्ञेयस्तद्धेतुगोचरः ॥ ૪૧૬ ॥**

અર્થ—જેમ આત્માને ગ્રંથિનો ભેદ થયો હોય તો કર્મનો ઉત્કૃષ્ટ બંધ થવામાં કોઈ કરણને નિશ્ચયથી કારણતા નથી, તેમજ નરક આદિ ગતિ વિષે પણ તે હેતુને અકરણતા રહેલી છે. ૪૧૬

વિવેચન—જેમ ગ્રંથિનો ભેદ થતાં બંધ-કર્મ-દલની ઉત્કૃષ્ટિ સ્થિતિનો બંધ કરવામાં કારણભૂત મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ રૂપ હેતુઓને કારણતાનો અભાવ છે. એટલે મોહનીય કર્મની સિત્તેર કોડાકોડી કાલની ઉત્કૃષ્ટ સ્થિતિ તથા બીજા પણ કર્મના દલોની સ્થિતિમાં મિથ્યાત્વાદિકની અવશ્ય હેતુતા છે એમ અમે કહીએ છીએ, પણ તમે પરવાદીઓ એકલા પુરૂષાર્થનેજ કારણ માનો છો, તો પૂછવાનું કે જેમ ગ્રંથિનો ભેદ કરવામાં તેવા કારણોનો અવશ્ય નિશ્ચયતા પૂર્વક અભાવ છે તેમ તમે કહો છો, તેવીજ રીતે નરક, તિર્યંચ વિગેરે ભવની ગતિના ઉત્કૃષ્ટ બંધમાં મિથ્યાત્વ, અવિરતિ કષાય અને યોગની અવશ્ય કારણતા અમારા મતથી છે. પણ તમારે એક પુરૂષકાર વિના બીજાં કારણો ન માનવાં જોઈએ. તેજ ન્યાય અને યુક્તિથી નરક આદિ ભવોની ગતિમાં તમારે પુરૂષ પ્રયત્ન—પુરૂષકારનેજ એકલું કારણ માનવું પડશે અને અન્ય યોગ્યતા વિગેરેને કારણ નહિ માની શકાય, તેમજ આવશ્યક જેને

હેતુતા હોય તે કારણોને અશુભ કર્મના દલોને તોડવામાં મિથ્યાત્વ આદિના નાશના કારણ રૂપ ગ્રંથિભેદમાં તેવા કરણો-કારણોને આત્માનું શુદ્ધોપયોગ યુક્ત વીર્ય સમ્યગ્જ્ઞાન દર્શન ચારિત્રના સહકારયોગે જાગે છે. તે મિથ્યાત્વાદિક હેતુઓનો નાશ કરે છે. એટલે ગ્રંથિભેદમાં એક આત્મવીર્યરૂપ પુરૂષાર્થને કારણતા છે તેમ તમે કહો છો તેવીજ રીતે નરકાદિકના હેતુભૂત આઠે કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ આદિના બંધમાં એકલા પુરૂષાર્થનેજ તમારે કારણ માનવું જોઇએ વિપરીત ગમન સાથે મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગને અવશ્ય હેતુતા રહેલી છે તે તમો નહિ માની શકો, કારણ કે તમારા મતમાં પુરૂષાર્થ વિના બીજાં કારણો સ્વીકારવાનો નિષેધ કરેલો છે. ૪૧૬

આથી વિરૂદ્ધ માનવામાં બાધ-દોષ આવે છે. તે જણાવતાં કહે છે:—

अन्यथाऽऽत्यन्तिको मृत्यु-र्भूयस्तत्र गतिस्तथा ।
न युज्यते हि सन्न्याया-दित्यादि समयोदितम् ॥४१७॥

અર્થ—આમ અન્ય કારણોને અકરણ જો નિશ્ચયથી માનીએ તો અત્યતાભાવ રૂપ મૃત્યુ અને ફરી ફરીને તે ગતિમાં એટલે સંસારમાં જન્મ મરણ ઘટી શકતા નથી, માટે સત્ય ન્યાયથી આગમમાં કહેલું સર્વ માનવું જોઇએ. ૪૧૭

વિવેચન—જો આત્મા ચાર ગતિ ને ચોરાસી લાખયોનિમાં જ્યારે મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને અશુભ યોગની યોગ્યતારૂપ કારણુતા મળ્યે છતે જન્મ મરણ કરે છે,

અને જ્યાં અશુભ ક્રિયા મિથ્યાત્વાદિમાં કર્મ, નિયતિ, યોગ્યતા તથા સ્વભાવ ને અકારણુતા—યોગ્યતાનો અભાવ હોય, ત્યાં નરક, તિર્યંચ, નર, અમર આદિના જન્મ મરણુનો પણુ અવશ્ય અભાવ થાય છે, એટલે આત્યંતિક મૃત્યુ રૂપ મોક્ષ પ્રાપ્ત થાય છે, પણુ જો અકરણુ એટલે જ્યાં મિથ્યાત્વાદિકની અકરણુતા અને કારણુતા યોગ્યતાદિ છે, તેનો નિયમ—નિશ્ચય ભાવ ન માનીએ તો અકરણુ યોગથી જેમ આત્યંતિક મૃત્યુ પ્રાપ્ત થાય છે. અને મુક્તાત્માને ફરીથી નરક, તિર્યંચ, નર, દેવગતિમાં જન્મ મરણુ કે જે વારંવાર થાય છે તે અકરણુ યોગમાં તેવી એટલે યોગ્યતાના અભાવમાં જન્મ મરણુનો પણુ અભાવ થાય છે, અને મિથ્યાત્વાદિકની જ્યાં કારણુતા (કરણુપણું) વિદ્યમાન હોય છે ત્યાં વારંવાર જન્મ મરણુ જરા વ્યાધિને પામવાનું નિશ્ચયથી હોય છે, તેનો પણુ અનિયત ભાવ માનીયે તો એટલે તેવા પ્રકારની યોગ્યતાને કારણુ ન માનીયે તો મુક્તિનો પણુ અસંભવ થાય, અને વારંવાર ચોરાસી લાખ યોનિમાં ભ્રમણુનો પણુ પ્રસંગ આવે, તેથી પુરૂષકાર સિવાય બીજા યોગ્યતાદિ કારણો પણુ અવશ્ય માનવાં જોઇએ. તેજ સત્ય ન્યાય છે તે જણાવ્યો છે. યોગ્યતાની અનિયતતાથી સંસાર ભ્રમણુનો પણુ અભાવ થઈ જાય, માટે હે વાદિઓ! આત્માને સંસારના ભ્રમણુમાં અને મોક્ષમાં તેવા પ્રકારની યોગ્યતાદિને સત્ય ન્યાય યુક્તિથી વિચારીએ તો કરણુ તથા અકરણુની યોગ્યતા વિષે જે પરમાત્મા પ્રણીત આગમ શાસ્ત્રોમાં જોવા જોઇએ તેથી સત્ય ન્યાય યુક્તિથી અનુમાન, અર્થાપત્તિ, ઉપમાન વિગેરે પ્રમાણોથી સંસારમાં ગમનની પ્રવૃત્તિ સહેતુક—સકારણુ છે,

અને તે હેતુ રૂપ કરણુનો જ્યારે અભાવ–અકરણુ ભાવ થાય ત્યાં આત્યંતિક છેલ્લું મૃત્યુ એટલે ફરીથી જન્મ મરણુનો અભાવ અને પરમ અવ્યાબાધ સુખની સિદ્ધિ પ્રાપ્ત થાય છે. ૪૧૭

હવે આ અકરણુનો હેતુ બતાવતાં જણાવે છે—

**हेतुमस्य परं भावं, सत्त्वाद्यागोनिवर्तनम् ।**
**प्रधानकरुणारूपं, ब्रुवते सूक्ष्मदर्शिनः ॥ ४१८ ॥**

**અર્થ**—શત્રુ તથા મિત્ર આદિ પ્રાણીઓના પાપમય વિચારોનો નાશ થાય તેવી પરમ ઉત્કૃષ્ટ શ્રેષ્ઠ કરૂણા તેજ આ કરણુયોગના પરમ ભાવ રૂપ કરૂણાનો હેતુ થાય છે, એમ સૂક્ષ્મદર્શી મહાપુરૂષો કહે છે. ૪૧૮

**વિવેચન**—સર્વ સત્ત્વો એટલે પ્રાણીઓ કે જે મિથ્યાત્વ આદિ કરણુ વડે આઠે કર્મબંધથી ઘેરાયેલા હોવાથી પાપકર્મને કરે છે. હિંસા, અસત્ય, ચોરી, મૈથુન–વ્યભિચાર, પરિગ્રહ વિગેરેને સેવતા હોવાથી સંસારચક્રમાં પડેલા છે, તેઓમાં કેટલાક શત્રુભાવને ધરનારા પણુ હોય, અને કેટલાક મિત્રભાવને ધરનારા પણુ હોય, કેટલાક ઉપદેશ આપનારા પ્રત્યે ઉપાધિ કરનારા પણુ હોય છે, તેમજ કેટલાક ઉદાસીન ભાવને ધરનારા પણુ હોય છે, તેવા સર્વ પ્રાણીઓના અપરાધો (દોષો) કે જે અશુભ પરિણુતિથી બંધાયેલા હોય છે, તે સર્વ પાપસમુહના નાશમાં હેતુભૂત થાય છે, તેના યોગે જીવાત્માઓ ચાર ગતિમાં ભ્રમણુ કરે છે, તેઓ ભ્રમણુ ન કરો એવા પ્રકારનો વિચાર તે પરમ કરૂણા જાણુવી.

આ પરમ કરૂણા યથાવસ્થિત વસ્તુના જ્ઞાનથી ઉપજેલી છે, એટલે જગતના જે ચેતન અચેતન પદાર્થો છે, તેના ગુણ પર્યાય સ્વભાવની જે પરિણતિઓ વર્તે છે. તેના સંપૂર્ણ જ્ઞાતા થવામાં તે વિશેષ પ્રકારના ક્ષયોપશમ ભાવમય સમ્યગ્-જ્ઞાનને હેતુતા રહેલી છે. આવા જ્ઞાનને પ્રધાન એટલે શ્રેષ્ઠતર કરૂણાને ઉપજાવવામાં હેતુતા રહેલી છે, આ ઉત્તમ ભાવ કરૂણા તીર્થંકર, ગણધર તથા અપ્રમાદ ભાવના ચારિત્ર્યવાન યોગીઓમાં સદા વર્તે છે, તે ભાવ કરૂણા અનેક પામર જીવોના અનંત ઉત્કૃષ્ટા પાપનો નાશ કરવામાં હેતુ રૂપે રહેલી છે. આવો કરૂણાનો સુંદર સ્વભાવ છે, આ કરૂણા રૂપ ભાવદયાથી પાપના કારણ રૂપ જે મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ વિગેરે જે પરિણામથી ઉપજે તે પરિણામની તે તીર્થં-કર ગણધર વિગેરે મહામુનિઓમાં અભાવરૂપ અકરણતા રહેલી છે. તે અકરણતાનું આ શ્રેષ્ઠ કરૂણા રૂપ ભાવ દયામાં અવશ્ય હેતુપણું રહેલું છે, તેમ વીતરાગ પરમાત્મા સર્વજ્ઞ કેવલીઓ જેઓ સૂક્ષ્મદર્શી કહેવાય છે તેઓ ઉપદેશ કરે છે. અને જણાવે છે કે ભગવાન શ્રી મહાવીર દેવની જે કરૂણા દૃષ્ટિ છે તે અનેક હિંસાદિક પાપકર્મોમાં રક્ત બનેલા, અત્યંત ક્રોધથી ધમધમતા ચંડ કૌશિક નામના દૃષ્ટિ વિષ મહાસર્પ ઉપર પડવાથી તેનામાં ભગવાન ઉપર થયેલી શત્રુતા, તથા તેના પૂર્વ કાલના ક્લિષ્ટ પાપકર્મો પણ નષ્ટ થયા. આવી કરૂણા સર્વ પાપની અકરણ (ભાવનું અકારણ) કહેવાય છે. તે નિશ્ચયથી પાપના અભાવમાં હેતુ એટલે નિમિત્ત થાય છે. ૪૧૮

આ વિષયમાં અન્ય દર્શનકારોના મતોને જણાવે છે—

समाधिरेष एवान्यः, सम्प्रज्ञातोऽभिधीयते ।
सम्यक्प्रकर्षरूपेण, वृत्त्यर्थज्ञानतस्तया ॥ ४१९ ॥

**અર્થ**—આ સમાધિ યોગને અન્ય દર્શનકારો સંપ્રજ્ઞાત યોગ કહે છે. કારણ કે જેમાં યથાર્થ ઉત્કૃષ્ટ રૂપથી યુક્ત પર્યાયો વર્તે છે. તેવા જ્ઞાનથી યુક્ત આ સમાધિ છે. ૪૧૯

**વિવેચન**—આ જે અધ્યાત્મ, ભાવના, ધ્યાન, સમતા અને વૃત્તિસંક્ષય એમ યોગના પાંચ ભેદ કહ્યા છે, તેમાં ચોથા સમતા યોગને પતંજલિ મહર્ષિ વિગેરે અન્ય મતાર્થી યોગીઓ સંપ્રજ્ઞાન સમાધિયોગ કહે છે. કારણ કે એ સમતા યોગમાં વસ્તુ સ્વરૂપનું યથાર્થ જ્ઞાન પ્રગટપણે વર્તે છે. તેના યોગે સવિતર્ક એટલે દરેક દ્રવ્યોમાં ગુણ પર્યાયની જે વર્તના છે, તેના ભેદ પ્રભેદની સવિકલ્પ વિચારણા રૂપ શુકલ ધ્યાનના પ્રથમ પાયાની પ્રવૃત્તિ ચાલે છે. તે વડે નર, નારક તિર્યંચ, દેવ વિગેરે આત્માઓના તથા દ્વીપ, સમુદ્ર વિગેરેની હાનિ વૃદ્ધિરૂપ જ્ઞાનના વિકલ્પો ઉત્કૃષ્ટ ભાવે વર્તે છે આવી અત્યંત સૂક્ષ્મ ભાવના વિચારોની વૃત્તિ પૂર્વ તત્ત્વજ્ઞાનના યોગેજ થાય છે, અને આત્મસ્વરૂપ અને પરમાત્મ સ્વરૂપના અભેદ રૂપ જ્ઞાન ગુણ પર્યાયની એકત્વ ભાવ રૂપ અવિતર્ક સમાધિ રૂપ શુક્લ ધ્યાનનો બીજો ભેદ ધ્યાવે છે, તેથી આ સમાધિ રાગદ્વેષના ક્ષયરૂપ સમતામય હોવાથી સંપ્રજ્ઞાન સમાધિ યોગ કહેવાય છે. ૪૧૯

આ સંપ્રજ્ઞાન સમાધિનું ફલ જણાવતાં કહે છે કે—

एवमासाद्य चरमं, जन्माऽजन्मत्वकारणम् ।
श्रेणिमाप्य ततः क्षिप्रं, केवलं लभते क्रमात् ॥४२०॥

અર્થ—એ પ્રમાણે ચરમ-છેલ્લા જન્મને પ્રાપ્ત કરીને ફરીને નવા જન્મનું કારણ નષ્ટ થાય, તેવી ક્ષપક શ્રેણીને પામીને અનુક્રમે કેવળજ્ઞાનને પ્રાપ્ત કરે છે. ૪૨૦

વિવેચન—એવી રીતે પૂર્વે જણાવ્યા પ્રમાણે અધ્યાત્મયોગ, ભાવનાયોગ, ધ્યાનયોગ અને સમતા યોગના સતત અભ્યાસથી સમતા રૂપ સમાધિયોગમાં સ્થિરતા જે એને પ્રાપ્ત થઈ છે તેવી અવસ્થાથી યુક્ત થયેલા યોગીને અનુક્રમે નવા ભવ સંબંધી આયુષ્યનો બંધ નહિં બાંધેલ હોવાથી છેલ્લા ભવમાં સમ્યગ્દર્શન જ્ઞાન ચારિત્રની અપ્રમાદભાવે આરાધન કરતા અનુક્રમે આ પ્રાપ્ત થયેલા છેલ્લા એટલે ચરમ ભવમાં હવે પછી નવા ભાવના જન્મનું કારણ રૂપ કર્મ કે જે આયુષ્ય છે તેનો બંધ કરવાનો હોતો નથી. તેવા યોગ યુક્ત આત્માને મોહનીય, જ્ઞાનાવરણ, દર્શનાવરણ, અંતરાય રૂપ ચાર ઘાતી કર્મનો નાશ કરવા અપૂર્વ કરણ, અનિવૃત્તિકરણ, સૂક્ષ્મસંપરાય, યથાખ્યાત રૂપ શ્રેષ્ઠ ચારિત્રમય ક્ષીણ મોહ ગુણસ્થાનની પ્રાપ્તિ જેમાં રહેલી છે તે શ્રેષ્ટતર પુરૂષાર્થ યુક્ત ક્ષપક શ્રેણિમાં ચઢીને સર્વ આત્મસ્વરૂપના ઘાતક ઘાતી કર્મનો બીજ સહિત સમૂલ નાશ કરીને કેવલજ્ઞાન કેવલ દર્શનને યોગી આત્મા જલદી પ્રાપ્ત કરે છે. તે બધી શક્તિને સંપ્રજ્ઞાન યોગ કહે છે. આ સંપ્રજ્ઞાન યોગને સમતા યોગ પણ આપણે કહીએ છીએ.

આ સંપ્રજ્ઞાન સમાધિનું ફળ કેવળજ્ઞાન કેવળ દર્શન છે. ૪૨૦

હવે ત્યાર પછી આત્માની કેવી અવસ્થાઓ પ્રાપ્ત થાય તે જણાવે છે—

असम्प्रज्ञात एषोऽपि, समाधिर्गीयते परैः ।
निरुद्धाशेषवृत्त्यादि, तत्स्वरूपानुवेधतः ॥ ४२१ ॥

અર્થ—આ સંપ્રજ્ઞાત યોગ પછી છેલ્લા યોગને અસંપ્રજ્ઞાત–સમાધિ યોગ અન્ય દર્શનવાળાઓ કહે છે. તેના બળથી સર્વ બાકીના કર્મદલનો અનુક્રમે ક્ષય કરતાં સર્વ મન, વચન કાયાની જે પ્રવૃત્તિ છે તેનો છેવટે રોધ કરીને મોક્ષાવસ્થાને સિદ્ધ કરે છે. ૪૨૧

વિવેચન—જે સંપ્રજ્ઞાત યોગનું સ્વરૂપ આગળ કહેવાયું છે તેથી વિલક્ષણ સ્વરૂપ છે જેનું તે અસંપ્રજ્ઞાત યોગ જેને પૂર્ણ થયેલો છે, એવા સર્વજ્ઞો કેવલિત્વની સ્થિતિ પ્રાપ્ત થયા પછી છેવટે અસંપ્રજ્ઞાત સમાધિ યોગને પ્રાપ્ત થાય છે. તે અસંપ્રજ્ઞાત સમાધિમાં મન, વચન, કાયાની વૃત્તિ–વ્યાપારનો નિરોધ યોગીઓ કરે છે, એટલે, મન, વચન, કાયાની વૃત્તિનો રોધ થવાની સાથે તેના બીજ રૂપ કર્મબંધનો પણ નાશ થાય છે. તે આત્માની તે અસંપ્રજ્ઞાત રૂપ આ યોગના પ્રભાવથી કર્મદલથી ભિન્નતા થતાં સંપૂર્ણ જ્ઞાન દર્શન ચારિત્રના એકત્વ રૂપ એક ધારાયે શુદ્ધ પર્યાયની પ્રવૃત્તિ થાય છે. એટલે આ સમાધિમાં સર્વ પુદ્ગલ સંબંધથી થનારી વ્યાપારની પ્રવૃત્તિ નષ્ટ થાય છે, અને

આત્મા સર્વ પુદ્ગલના વ્યાપારના અભાવથી સ્વસ્વરૂપની પ્રાપ્તિથી ક્ષીણ વૃત્તિ સમાધિ યોગને મેળવે છે. તે સમાધિ યોગમાં મનના વ્યાપાર રૂપ વિકલ્પ નથી થતા. હવે જ્યાં મન રૂપ વિજ્ઞાનથી જે સમાધિ થાય છે તેને સંપ્રજ્ઞાત યોગ કહે છે. ત્યાં મનના વ્યાપાર તથા કાય, વચનના વ્યાપાર તો હોય છે. મનોવ્યાપારનો જ્યાં અભાવ થાય છે તેને અસંપ્રજ્ઞાત યોગ કહે છે. અહિંઆં અસંપ્રજ્ઞાત સમાધિના બે ભેદ કહેવાય છે તેમાં ઘાતિકર્મના ક્ષયથી કેવલી અવસ્થામાં વિકલ્પ જ્ઞાનનો તથા તેના બીજ રૂપ કારણ એટલે જ્ઞાનવરણાદિ કર્મના બંધ તથા ઉદયનો નાશ થવાથી અભાવ થાય છે. મનમાં તેવી પુદ્ગલ ક્રિયાનો નિરોધ થવાથી અસંપ્રજ્ઞાત યોગ રૂપ સમાધિ, કે જેને વૃત્તિ નિરોધ એટલે મનોવૃત્તિનો રોધ જેમાં છે તેવી અસંપ્રજ્ઞાત સમાધિ શ્રીમાન પતંજલી યોગી કહે છે. આ સમાધિ સયોગી કેવલીપણાની દશામાં રહેલા યોગીઓને હોય છે. અને બીજો અસંપ્રજ્ઞાત યોગ અથવા સર્વવૃત્તિ નિરોધરૂપ યોગ કહેવાય છે. તેમાં સર્વ બાકી રહેલા મન વચન કાયા રૂપ પુદ્ગલ યોગ કે જે તેરમા ગુણ સ્થાનકમાં વર્તે છે, તેનો તથા તેના કારણ રૂપ જે અઘાતક—અઘાતી કર્મ રૂપ નામ, ગોત્ર, આયુષ્ય અને વેદનીય કર્મ જે કાય તથા વચન યોગના બીજ રૂપ છે તેમજ જે ઔદારિક શરીર વિગેરેને અત્યંત ઉચ્છેદ કરવા રૂપે બાકી રહેલા છે, તેને યોગ નિરોધ કરીને સર્વ વૃત્તિનો ઉચ્છેદ કરવા રૂપ વૃત્તિ નિરોધ રૂપે સમાધિ યોગને આત્મા પ્રાપ્ત થાય છે. તેને આપણા આચાર્યો વૃત્તિ

નિરોધ કહે છે. અને પતંજલિ મહર્ષિ અસંપ્રજ્ઞાત સમાધિ યોગ કહે છે. ૪૨૧

અહિંઆં હવે જે કહેવાનું છે તે જણાવે છે—

**धर्ममेघोऽमृतात्मा च, भवशत्रुशिवोदयः ।**
**सत्त्वानंदः परश्चेति, योज्योऽत्रैवार्थयोगतः ॥ ४२२ ॥**

**અર્થ**—ધર્મમેઘ, અમૃતાત્મા, ભવશત્રુ, શિવોદય અને સત્ત્વાનંદ એમ અનેક નામથી અન્ય દર્શનકારો પરમાત્માની દશાના નામો કહે છે. તે અર્થનો સમન્વય કરતાં યોગ્ય લાગે છે. ૪૨૨

**વિવેચન**—ધર્મમેઘ એટલે આત્મધર્મ રૂપ કલ્પવૃક્ષને પુષ્ટ કરવા રૂપ વિશિષ્ટ જ્ઞાન દર્શન ચારિત્રનો પ્રવૃત્તિયોગ અનંત તાપ તૃષા વિગેરે દાવાનલના દાહનો નાશ કરીને અત્યંત શીતલ સમાધિ ધારા કરે છે, તેથી તે ધર્મ મેઘ સમાધિ કહેવાય એમ પતંજલિ મહર્ષિ કહે છે. અમૃતાત્મા જ્ઞાન દર્શન ચારિત્રમય ભાવ યોગરૂપ આત્મોપયોગ સર્વદા જાગૃત રહેતો હોવાથી જન્મ મરણના હેતુ નષ્ટ થાય છે. તેથી તે સમાધિને અમૃતાત્મા કહેવાય છે. તેમજ આનંદરૂપ ચારિત્રમાં અખંડ ભાવે વર્તન હોવાથી તે સમાધિ યોગને અમૃતાત્મા કહેવાય. ભવશત્રુ એટલે જેમ શક્ર એટલે ઈન્દ્રે વજ્રને ધારણ કરી દૈત્યના સ્થાનમય જે પર્વતો હતા તેને ચુરણ કરી દૈત્યોનો નાશ કર્યો છે, તેમ આત્માએ સંસારમાં હેતુભૂત કર્મદલનો જ્ઞાન દર્શન ચારિત્ર યોગ રૂપ વજ્ર વડે ચાર ગતિમાં ભ્રમણ હેતુરૂપ કર્મસમુહનો નાશ કરવાથી તે

આત્મા સર્વ પુદ્‌ગલના વ્યાપારના અભાવથી સ્વસ્વરૂપની પ્રાપ્તિથી ક્ષીણ વૃત્તિ સમાધિ યોગને મેળવે છે. તે સમાધિ યોગમાં મનના વ્યાપાર રૂપ વિકલ્પ નથી થતા. હવે જ્યાં મન રૂપ વિજ્ઞાનથી જે સમાધિ થાય છે તેને સંપ્રજ્ઞાત યોગ કહે છે. ત્યાં મનના વ્યાપાર તથા કાય, વચનના વ્યાપાર તો હોય છે. મનોવ્યાપારનો જ્યાં અભાવ થાય છે તેને અસંપ્રજ્ઞાત યોગ કહે છે. અહિંઆં અસંપ્રજ્ઞાત સમાધિના બે ભેદ કહેવાય છે તેમાં ઘાતિકર્મના ક્ષયથી કેવલી અવસ્થામાં વિકલ્પ જ્ઞાનનો તથા તેના બીજ રૂપ કારણ એટલે જ્ઞાનવરણાદિ કર્મના બંધ તથા ઉદયનો નાશ થવાથી અભાવ થાય છે. મનમાં તેવી પુદ્‌ગલ ક્રિયાનો નિરોધ થવાથી અસંપ્રજ્ઞાત યોગ રૂપ સમાધિ કે જેને વૃત્તિ નિરોધ એટલે મનોવૃત્તિનો રોધ જેમાં છે તેવી અસંપ્રજ્ઞાત સમાધિ શ્રીમાન પતંજલી યોગી કહે છે. આ સમાધિ સયોગી કેવલી પણાની દશામાં રહેલા યોગીઓને હોય છે. અને બીજો અસંપ્રજ્ઞાત યોગ અથવા સર્વવૃત્તિ નિરોધરૂપ યોગ કહેવાય છે. તેમાં સર્વ બાકી રહેલા મન વચન કાયા રૂપ પુદ્‌ગલ યોગ કે જે તેરમા ગુણ સ્થાનકમાં વર્તે છે, તેનો તથા તેના કારણ રૂપ જે અઘાતક–અઘાતી કર્મ રૂપ નામ, ગોત્ર, આયુષ્ય અને વેદનીય કર્મ જે કાય તથા વચન યોગના બીજ રૂપ છે તેમજ જે ઔદારિક શરીર વિગેરેને અત્યંત ઉચ્છેદ કરવા રૂપે બાકી રહેલા છે, તેને યોગ નિરોધ કરીને સર્વ વૃત્તિનો ઉચ્છેદ કરવા રૂપ વૃત્તિ નિરોધ રૂપે સમાધિ યોગને આત્મા પ્રાપ્ત થાય છે. તેને આપણા આચાર્યો વૃત્તિ

નિરોધ કહે છે. અને પતંજલિ મહર્ષિ અસંપ્રજ્ઞાત સમાધિ યોગ કહે છે. ૪૨૧

અહિંઆં હવે જે કહેવાનું છે તે જણાવે છે—

**धर्ममेघोऽमृतात्मा च, भवशक्रशिवोदयः ।**
**सत्त्वानंदः परश्चेति, योज्योऽत्रैवार्थयोगतः ॥ ४२२ ॥**

અર્થ—ધર્મમેઘ, અમૃતાત્મા, ભવશક્ર, શિવોદય અને સત્ત્વાનંદ એમ અનેક નામથી અન્ય દર્શનકારો પરમાત્માની દશાના નામો કહે છે. તે અર્થનો સમન્વય કરતાં યોગ્ય લાગે છે. ૪૨૨

વિવેચન—ધર્મમેઘ એટલે આત્મધર્મ રૂપ કલ્પવૃક્ષને પુષ્ટ કરવા રૂપ વિશિષ્ટ જ્ઞાન દર્શન ચારિત્રનો પ્રવૃત્તિયોગ અનંત તાપ તૃષા વિગેરે દાવાનલના દાહનો નાશ કરીને અત્યંત શીતલ સમાધિ ધારા કરે છે, તેથી તે ધર્મ મેઘ સમાધિ કહેવાય એમ પતંજલિ મહર્ષિ કહે છે. અમૃતાત્મા જ્ઞાન દર્શન ચારિત્રમય ભાવ યોગરૂપ આત્મોપયોગ સર્વદા જાગૃત રહેતો હોવાથી જન્મ મરણના હેતુ નષ્ટ થાય છે. તેથી તે સમાધિને અમૃતાત્મા કહેવાય છે. તેમજ આનંદરૂપ ચારિત્રમાં અખંડ ભાવે વર્તન હોવાથી તે સમાધિ યોગને અમૃતાત્મા કહેવાય. ભવશક્ર એટલે જેમ શક્ર એટલે ઈન્દ્રે વજ્રને ધારણ કરી દૈત્યના સ્થાનમય જે પર્વતો હતા તેને ચુરણ કરી દૈત્યોનો નાશ કર્યો છે, તેમ આત્માએ સંસારમાં હેતુભૂત કર્મદલનો જ્ઞાન દર્શન ચારિત્ર યોગ રૂપ વજ્ર વડે ચાર ગતિમાં ભ્રમણ હેતુરૂપ કર્મસમુહનો નાશ કરવાથી તે

જ્ઞાન દર્શન યોગરૂપ સમાધિને ભવશક્ર કહેવાય. તેવી ક્રિયા કરનારો આત્મા પણ ભવશક્ર જ છે. સમાધિ અને સમાધિવંત આત્માનો નિશ્ચયથી અભેદ જ છે. શિવોદય એટલે શિવ સર્વ ઉપદ્રવમય જન્મ, જરા, મૃત્યુનો જ્યાં અભાવ હોય, અને સર્વદા સદ્ ચિદ્ અને આનંદ પ્રગટ થતા હોય તેવા ભાવને શિવ એટલે કલ્યાણ કહેવાય. તેવા ભાવનો સર્વદા ઉદય જ્યાં વર્તે છે તેવી અસંપ્રજ્ઞાત સમાધિમાં કર્મના બંધ થાય તે વૃત્તિ નિરોધ રૂપ સમાધિ કહેવાય. તે આ યોગમાં વર્તે છે તેથી તે સમાધિને શિવોદય પણ કહેવાય છે. સત્વાનંદ એટલે સર્વ પ્રાણીઓને અભયદાન કરવાથી સર્વને આનંદની એક અપૂર્વ કારણતા હોવાથી તે સમાધિને શિવોદય કહે છે. પર એટલે સર્વ કરતાં શ્રેષ્ઠ સ્વરૂપ રમણતા રૂપ સમાધિ હોવાથી પર-શ્રેષ્ઠ કહેવાય છે, એમ સમાધિ વિશેષના નામો અન્ય તીર્થિઓએ અનેક જણાવ્યા છે, તે તેમના શાસ્ત્રોમાં પ્રસિદ્ધ છે. તે અધ્યાત્મ આદિ યોગમાં અર્થની યથાર્થતા હોવાથી જોડવી. કારણ કે અહિંઆં અધ્યાત્મ, ભાવના, ધ્યાન, સમતા, વૃત્તિ સંક્ષય રૂપ સમાધિયોગમાં અર્થની યથાર્થ સંગતિ ઉપરના નામોમાં આવતી હોવાથી યોગની અનેક પ્રકારની વિચિત્ર અવસ્થાઓ અનુભવાય છે, તેની અપેક્ષાએ આ સમાધિ યોગમાં અનેક દર્શનકારોના મતને અનુસારે નામો પડાયા છે. જેમકે પતંજલિ મહર્ષી ધર્મમેઘ-સંપ્રજ્ઞાત સમાધિનું નામ કહે છે. તે મજ સત્વાપત્તિ સાંખ્ય દર્શનમાં પ્રસિદ્ધ છે, પરમાનંદ વેદાંતમાં કહેવાય છે, શિવોદય જૈન દર્શનમાં કહેવાય છે. આ પાંચ પ્રકારનો સમાધિયોગમાં અંતર્ભાવ થાય છે. ૪૨૨

આ ઉપર જણાવેલ તે સર્વ સમાધિયોગનું ફલ જણાવતાં કહે છે—

**मण्डुकभस्मन्यायेन, वृत्तिबीजं महामुनिः ।**
**योग्यताऽपगमाद् दग्ध्वा, ततः कल्याणमश्नुते ॥४२३॥**

અર્થ—મંડુકના ચુરણની ભસ્મની પેઠે મહા મુનિઓ વૃત્તિઓના બીજને ભસ્મ કરતા હોવાથી કર્મબંધની યોગ્યતાનો નાશ થવાને કારણે પરમ કલ્યાણના ભોક્તા થાય છે. ૪૨૩

વિવેચન—મંડુક એટલે દેડકાના શરીરના ચુરણમાં જો નવા પાણીનો સંયોગ-સંબંધ થાય તો તેના ચુરણમાં બીજત્વ રહેલું હોવાથી તે ચુરણ અનેક દેડકાઓની ઉત્પત્તિનું કારણ થાય છે. તેમ તપ જપ વડે અકામ નિર્જરા વડે આત્મા કર્મનો નાશ તો કરે છે, પણ તેમાં મિથ્યાત્વ, અવિરતિ કષાય આદિ મોહનીય કર્મના બીજત્વ રૂપ યોગ્યતા વિદ્યમાન હોવાથી તેવા પાણી રૂપ વિષય ભોગની લાલચ થતાં યથાપ્રવૃત્તિથી પાછા પડતાં સંસારની ફરીથી વૃદ્ધિ થવાનો સંભવ કાયમજ છે. પણ જો મંડુકના ચુરણને બાળી રાખ કરવામાં આવેલી હોય તો પાણીના સંયોગથી ફરી તેમાંથી મંડુક એટલે દેડકાની ઉત્પત્તિ થતી નથી. તે ન્યાયે એટલે દૃષ્ટાંતથી મહા મુનિવરોને એટલે કે અનિવૃત્તિ બાદર, સૂક્ષ્મ સંપરાય, ક્ષીણ મોહ વિગેરે ગુણશ્રેણિમાં વર્તતા યોગી પુરૂષ પ્રવરોને કર્મબંધનની બીજતા રૂપ જે યોગ્યતા છે તેનો અત્યંત સબીજ નાશ થવાથી એટલે

શુક્લ ધ્યાન રૂપ અગ્નિ વડે કર્મબીજને બાળી નાખવાથી રાખ રૂપે રહેલા નિઃસત્ત્વ કર્મ રજકણો નવા કર્મને બાંધવામાં હેતુ નથી બનતા, પણ ક્ષય પામે છે. અંતે સર્વ વૃત્તિનો નિરોધ કરી આયુષ્ય કર્મના દલ પૂર્ણ રીતે નષ્ટ થવાની સાથે તે કર્મદલનો પણ નાશ થાય છે, અને આત્મા સચ્ચિદાનંદ કલ્યાણ ભાવ રૂપ મોક્ષ વા નિવૃત્તિનો ભોક્તા બને છે. ૪૨૩

અહિંઆં પણ તેવા પ્રકારની ભવિતવ્યતાનેજ નિમિત્તતા છે એમ જણાવે છે—

**यथोदितायाः सामग्र्या–स्तत्स्वाभाव्यनियोगतः ।**
**योग्यतापगमोऽप्येवं, सम्यग्ज्ञेयो महात्मभिः ॥४२४॥**

**અર્થ**—અધ્યાત્મ આદિ યોગની શાસ્ત્રમાં કહેલી સામગ્રી તેવા પ્રકારના પરમ ભવ્યાત્માઓને તેવા પ્રકારની ભવિતવ્યતા વડે યોગ્યતાનો અભાવ થતાં સમ્યગ્ રીતે પ્રાપ્ત થાય છે, એમ મહાત્મા પુરૂષોએ કહેલું છે, તેમ જાણવું. ૪૨૪

**વિવેચન**—જેવી રીતે શાસ્ત્રોમાં પરમ પુરૂષો–તીર્થંકરાદિકોએ ઉપદેશ કરેલો છે તે પ્રમાણે અધ્યાત્મ, ભાવના, ધ્યાન, સમતા, વૃત્તિસંક્ષય વિગેરે યોગની સામગ્રી તેવા પ્રકારની ભવિતવ્યતાના યોગે પ્રાપ્ત થાય છે. તે પ્રાપ્ત થતાં વ્યાપારથી કર્મબંધન એટલે સંસારના હેતુભૂત કર્મ બંધાય છે, તેની બીજ રૂપ જે યોગ્યતા છે તેથી બને છે, તે યોગ્યતા જીવાત્માની ભવિતવ્યતાના યોગે બીજું અપૂર્વકરણ

શુક્લ ધ્યાન રૂપ અગ્નિ વડે કર્મબીજને બાળી નાખવાથી રાખ રૂપે રહેલા નિઃસત્ત્વ કર્મ રજકણો નવા કર્મને બાંધવામાં હેતુ નથી બનતા, પણ ક્ષય પામે છે. અંતે સર્વ વૃત્તિનો નિરોધ કરી આયુષ્ય કર્મના દલ પૂર્ણ રીતે નષ્ટ થવાની સાથે તે કર્મદલનો પણ નાશ થાય છે, અને આત્મા સચ્ચિદાનંદ કલ્યાણ ભાવ રૂપ મોક્ષ વા નિવૃત્તિનો ભોક્તા બને છે. ૪૨૩

અહિંઆં પણ તેવા પ્રકારની ભવિતવ્યતાનેજ નિમિત્તતા છે એમ જણાવે છે—

यथोदितायाः सामग्र्या–स्तत्स्वाभाव्यनियोगतः ।
योग्यतापगमोऽप्येवं, सम्यग्ज्ञेयो महात्मभिः ॥४२४॥

અર્થ—અધ્યાત્મ આદિ યોગની શાસ્ત્રમાં કહેલી સામગ્રી તેવા પ્રકારના પરમ ભવ્યાત્માઓને તેવા પ્રકારની ભવિતવ્યતા વડે યોગ્યતાનો અભાવ થતાં સમ્યગ્ રીતે પ્રાપ્ત થાય છે, એમ મહાત્મા પુરૂષોએ કહેલું છે, તેમ જાણવું. ૪૨૪

વિવેચન—જેવી રીતે શાસ્ત્રોમાં પરમ પુરૂષો–તીર્થંકરાદિકોએ ઉપદેશ કરેલો છે તે પ્રમાણે અધ્યાત્મ, ભાવના, ધ્યાન, સમતા, વૃત્તિસંક્ષય વિગેરે યોગની સામગ્રી તેવા પ્રકારની ભવિતવ્યતાના યોગે પ્રાપ્ત થાય છે. તે પ્રાપ્ત થતાં વ્યાપારથી કર્મબંધન એટલે સંસારના હેતુભૂત કર્મ બંધાય છે, તેની બીજ રૂપ જે યોગ્યતા છે તેથી બને છે, તે યોગ્યતા જીવાત્માની ભવિતવ્યતાના યોગે બીજું અપૂર્વકરણ

કરતાં નાશ પામે છે. તે યોગ્યતાનો નાશ થવાથી નવા કર્મનો દીર્ઘ બંધ નથી થતો ને પ્રાચીન કર્મનો સમુહ પણ જે ઉદયમાં આવે તે ભોગવાય અને ક્ષય થાય. કેટલાક કર્મદલ તપ ધ્યાનવડે નિર્જરે—નાશ થાય છે, આમ પૂર્વે જણાવેલા સમ્યગ્ જ્ઞાન દર્શન ચારિત્રમય અધ્યાત્મ આદિ યોગના સતત અભ્યાસ અને બહુ સૂક્ષ્મ ભાવવાળા ઉપયોગ વડે મહાત્મા યોગી પુરૂષો અધ્યાત્મ, ભાવના, ધ્યાન, સમતા આદિ યોગ બળની સહાયતાથી તથા તેવી ભવિતવ્યતા વડે કર્મબંધનના હેતુઓ તથા કર્મબંધનના મુખ્ય બીજનો મૂળથી નાશ કરે છે. આવીજ રીતે યોગના આલંબનથી કર્મબંધ સંબંધી યોગ્યતાનો વિનાશ કરે છે. આવી અપૂર્વ શક્તિ પૂજ્ય મહાત્મા મહા મુનિઓની છે તેમ નિશ્ચય માનવું. વિશેષમાં કહેવાનું કે જેથી કર્મબંધની યોગ્યતા રૂપ જે શક્તિ આત્માના વિપરીત વીર્ય પ્રવૃત્તિવાળી થયેલી છે, તે ભાવી ભાવના યોગે મહાત્મા યોગી મુનીશ્વરો સ્વ-પુરૂષાર્થ વીર્ય વડે થતા યોગના અભ્યાસથી નષ્ટ કરે છે. ૪૨૪

આવી રીતે યોગની વિશેષ પ્રકારની સિદ્ધિ થયે છતે આત્માને જે લાભ થાય તે જણાવે છે:—

**साक्षादतीन्द्रियानर्थान्, दृष्ट्वा केवलचक्षुषा ।**
**अधिकारवशात्कश्चिद्, देशनायां प्रवर्तते ॥ ४२५ ॥**

અર્થ—આ યોગના બલથી ક્લિષ્ટ વૃત્તિઓનો ક્ષય થવાથી આપણી ઇંદ્રિયોથી જે અગોચર પદાર્થો રહેલા છે.

કરતાં નાશ પામે છે. તે યોગ્યતાનો નાશ થવાથી નવા કર્મનો દીર્ઘ બંધ નથી થતો ને પ્રાચીન કર્મનો સમુહ પણ જે ઉદયમાં આવે તે ભોગવાય અને ક્ષય થાય. કેટલાક કર્મદલ તપ ધ્યાનવડે નિર્ઝરે—નાશ થાય છે, આમ પૂર્વે જણાવેલા સમ્યગ્ જ્ઞાન દર્શન ચારિત્રમય અધ્યાત્મ આદિ યોગના સતત અભ્યાસ અને બહુ સૂક્ષ્મ ભાવવાળા ઉપયોગ વડે મહાત્મા યોગી પુરૂષો અધ્યાત્મ, ભાવના, ધ્યાન, સમતા આદિ યોગ બળની સહાયતાથી તથા તેવી ભવિતવ્યતા વડે કર્મબંધનના હેતુઓ તથા કર્મબંધનના મુખ્ય બીજનો મૂળથી નાશ કરે છે. આવીજ રીતે યોગના આલંબનથી કર્મબંધ સંબંધી યોગ્યતાનો વિનાશ કરે છે. આવી અપૂર્વ શક્તિ પૂજ્ય મહાત્મા મહા મુનિઓની છે તેમ નિશ્ચય માનવું. વિશેષમાં કહેવાનું કે જેથી કર્મબંધની યોગ્યતા રૂપ જે શક્તિ આત્માના વિપરીત વીર્ય પ્રવૃત્તિવાળી થયેલી છે, તે ભાવી ભાવના યોગે મહાત્મા યોગી મુનીશ્વરો સ્વ-પુરૂષાર્થ વીર્ય વડે થતા યોગના અભ્યાસથી નષ્ટ કરે છે. ૪૨૪

આવી રીતે યોગની વિશેષ પ્રકારની સિદ્ધિ થયે છતે આત્માને જે લાભ થાય તે જણાવે છેઃ—

साक्षादतीन्द्रियानर्थान्, दृष्ट्वा केवलचक्षुषा ।
अधिकारवशात्कश्चिद्, देशनायां प्रवर्तते ॥ ४२५ ॥

અર્થ—આ યોગના બલથી કિલષ્ટ વૃત્તિઓનો ક્ષય થવાથી આપણી ઇંદ્રિયોથી જે અગોચર પદાર્થો રહેલા છે

તેને કેવળજ્ઞાન દર્શન રૂપ ભાવ ચક્ષુથી દેખતા હોવાથી તે કેવલી મહાત્માઓ પોતાનો તેવા પ્રકારનો અધિકાર હોવાથી દેશના કરવામાં પ્રવર્તે છે. ૪૨૫

વિવેચન—આ ઉપર જણાવેલા અધ્યાત્મ આદિ યોગ કે જે સમ્યગ્ જ્ઞાન દર્શન ચારિત્ર સ્વરૂપ છે, તે વડે ઘાતી કર્મની વૃત્તિનો સર્વથા સમૂલ ક્ષય જ્યારે કરે છે, ત્યારે તેના યોગે સર્વ કર્મ રૂપે આત્માને લાગેલા આવરણો એટલે જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય, અંતરાય એ ઘાતી કર્મનો ક્ષય સર્વથા વૃત્તિ સંક્ષય રૂપ ક્ષીણ મોહ ગુણસ્થાનક યોગમાં કરીને સંકલ્પ વિકલ્પમય મનો વ્યાપારના અભાવ રૂપ અસંપ્રજ્ઞાત યોગમાં કેવળજ્ઞાન, કેવળદર્શન, યથાખ્યાત ચારિત્ર અને અપૂર્વ વીર્યરૂપ આત્મગુણને પ્રગટાવે છે. બીજા છદ્મસ્થ આત્માઓ પાંચ ઈંદ્રિય તથા મનવડે જે જે પદાર્થો નથી જાણી શકતા, અને નથી જોઈ શકતા, જે સર્વ ઈંદ્રિય અનિંદ્રિયોને અગોચર છે તેવા જગતના સર્વ પદાર્થોને કેવલી ભગવંતો ભૂત, ભાવી, વર્તમાનકાલના સર્વ ગુણ પર્યાયો યુકત પ્રત્યક્ષ રૂપે યથાવસ્થિત ભાવે કેવળજ્ઞાન કેવળદર્શન રૂપ ચક્ષુવડે જાણે છે અને દેખે છે. તેથી તેવા પ્રકારની યોગ્યતા રૂપ અધિકારવડે ભવ્યાત્મા ઉપર કરૂણા લાવીને તીર્થંકરો ગણધરો વિગેરે પદને યોગ્ય અધિકાર યુકત આત્માઓને પ્રતિબોધ થાય તે અર્થે સ્વતંત્રતાપૂર્વક ધર્મકથામય દેશના સમવસરણમાં દેવ, મનુષ્ય, તિર્યંચ વિગેરે બાર પર્ષદાને આપે છે. ૪૨૫

કેવા પ્રકારના સ્વરૂપવડે ભગવાન દેશના આપે છે તે જણાવે છે—

**प्रकृष्टपुण्यसामर्थ्यात्, प्रातिहार्यसमन्वितः ।**
**अवन्ध्यदेशनः श्रीमान्, यथाभव्यं नियोगतः ॥४२६॥**

અર્થ—ઉત્કૃષ્ટા પુન્યના સામર્થ્યથી, પ્રાતિહાર્યથી યુક્ત એવા શ્રીમાન પરમાત્મા જેમાં મહાન ફલ શ્રોતાઓને પ્રાપ્ત થાય છે તેવી અવંધ્ય (સફલ) દેશના ભવ્યાત્માઓને ભવિતવ્યતાના યોગથી આપે છે. ૪૨૧

વિવેચન—પ્રકૃષ્ટ એટલે અતિ ઉત્કૃષ્ટ પુન્યનું બલ જેઓને ઉદયમાં ઉત્તરોત્તર ભાવે વૃદ્ધિ પામતું હોવાથી જેમનો ઉત્કૃષ્ટ પ્રભાવ જગતમાં સૂર્યની જેમ પ્રગટે છે. તેમજ તીર્થંકર પરમાત્મા તથા ગણધર મુનીશ્વર વિગેરે પૂજ્ય પુરૂષોની શુદ્ધ ભાવે સેવા ભકિત કરતાં મહાન પુન્યનો પ્રકર્ષ જેઓને વધતો જાય છે, તે વડે તીર્થંકર નામકર્મને નિકાચિતભાવે બાંધેલું હોવાથી તે નામ કર્મનો પ્રકૃષ્ટ ઉદય આવે છતે જગત ઉપર વાત્સલ્ય ભાવના પૂર્વ-કાલમાં ચિંતવી હતી, તેના યોગે એટલે તેના બલવડે આઠ પ્રાતિહાર્યથી યુક્ત—

**"अशोकवृक्षः सुरपुष्पवृष्टिः, दीव्यध्वनिश्चामरमासनं च ।**
**भामण्डलं दुन्दुभिरातपत्रं,सत्प्रातिहार्याणि जिनेश्वराणाम् ॥"**

અશોક વૃક્ષ, દેવકૃત પુષ્પવૃષ્ટિ, દેવતાઓ હર્ષવડે જય જય નંદા જય જય ભદ્દા ઈતિ ધ્વનિ આકાશમાં કરે છે તે દિવ્યધ્વનિ, સિંહાસન, ચામર તથા ભામંડલ, દુદુંભિ—ભેરી નગારૂ નામક વાજીંત્ર તથા છત્ર એમ આઠ પ્રાતિહાર્ય દેવો-

વડે ભકિતપૂર્વક કરાયેલા હોય છે. તે પૂજાના ઉપચારો જાણવા. બીજું ભગવાન તીર્થંકર દેવની દેશના નિત્ય સફળ હોય છે. સમવસરણમાં બાર પ્રકારની પર્ષદાના અધિકારી ભવ્યાત્માઓને દેશના સાંભળતા અનાદિ મિથ્યાત્વ દૂર થવાથી સમ્યકત્વ પ્રગટે છે. અજ્ઞાનનો નાશ થવાથી વસ્તુ સ્વરૂપનું સમ્યગ્ જ્ઞાન થાય છે, વિરતિભાવ—ચારિત્રભાવ પ્રગટે છે. અને અવિરતિભાવ નષ્ટ થાય છે. કષાયનો ભાવ નષ્ટ થવાથી આત્માનો સદુપયોગ પ્રગટે છે, તેથી કોઇ આત્મા સમ્યકત્વ કોઈ દેશવિરતિ, કોઇ સર્વ વિરતિની પ્રતિજ્ઞા લે છે, અને ચારિત્ર ભાવની વૃદ્ધિ પ્રભુના ઉપદેશથી થતા કોઇ આત્માંને ઘાતીકર્મનો ક્ષય થયે છતે તેવા સુંદર ચારિત્રને પામીને નિર્વાણના કારણ રૂપ ભાવ ધર્મને પણ પામે છે. આમ ભગવાનનો જ્ઞાનાતિશય, વચનાતિશયરૂપ દેશના પ્રકૃષ્ટ ભાવે દિવસે દિવસે વધતાં ચાલે છે. ભગવાન વિચરતા હોય તે દેશમાં મારી, મહામારી, દુકાળ, સ્વપરચક્રનો ભય વિગેરે ઉપદ્રવો નષ્ટ થાય છે. આવી જ્ઞાન દર્શન ચારિત્રની ઉત્કૃષ્ટથી ભાવ લક્ષ્મીવંત ભગવાન તીર્થંકરો સર્વ મહાન અતિશયોથી યુક્ત ભાવી ભાવના યોગે યોગ્ય જીવાત્મા અનુક્રમે પહેલા બીજા ત્રીજા તીર્થંકર એવા અનુક્રમે યથાકાલે નિશ્ચયપૂર્વક થાય છે. અને જગતના તેવા પ્રકારની યોગ્યતાવાળા ભવ્યાત્માઓને પરિચય વડે પ્રતિબોધીને આત્મ સ્વરૂપની સમ્યગ્ પ્રકારે આરાધના કરાવીને મોક્ષમાર્ગ તરફ ગમન કરાવે છે. ૪૨૬

અહિંઆં અન્ય દર્શન વાદીઓના મતોને જણાવતાં કહે છે—

केचित्तु योगिनोऽप्येत–दित्थं नेच्छन्ति केवलम् ।
अन्ये तु मुक्त्यवस्थायां, सहकारिनियोगतः ॥ ४२७ ॥

અર્થ—કેટલાક દર્શનકારો યોગીઓને આવું અતીંદ્રિય કેવલજ્ઞાન નથી માનતા, કારણકે જ્ઞાનના કારણ ઇંદ્રિયોનો તે મુક્તિ અવસ્થામાં અભાવ છે. ૪૨૭

વિવેચન—કેટલાક એટલે જૈમિનીય–મીમાંસક પંડિતો અધ્યાત્મ આદિ યોગના ભેદોને સાધનારા યોગીઓને પણ શુદ્ધ સ્વરૂપને પામ્યા છતાં પણ પૂર્વે કહેલ કૈવલ્ય અથવા કેવળજ્ઞાનની પ્રાપ્તિ તે નથી માનતા. તેઓ કહે છે કે જ્ઞાનનું કારણ પાંચ ઇંદ્રિયો જ છે, તે ઇંદ્રિયો જગતના પદાર્થોનો બોધ કરવામાં સમવાયી કારણ છે. ઇંદ્રિયોના સહકાર વિના જીવાત્મા કોઇ પણ વસ્તુને જાણી–જોઈ શકતો નથી, માટે અતીંદ્રિય જ્ઞાન એવી કોઈ વસ્તુ નથી. તેથી જૈનો ઘાતી કર્મના નાશથી અતિશય શક્તિવાળું જે કેવળ જ્ઞાનના નામથી ઓળખાવે છે ને અતીંદ્રિય–પ્રત્યક્ષ જ્ઞાન કહે છે તે જુઠું છે. અહિંઆં મીમાંસકો પણ કહે છે કે—

" अतींद्रियाणामर्थानां, साक्षाद् दृष्टा न विद्यते ।
वचनेन हि नित्येन, यः पश्यति स पश्यति ॥ "

જે અતીંદ્રિય પદાર્થો છે તેને પ્રત્યક્ષભાવે જાણનાર તથા દેખનાર કોઈ આત્મા જગતમાં નથી વા થવાના નથી. પરંતુ તે વેદ વચનોને નિત્ય શાશ્વતા માનીને તેના વચન પ્રમાણે જે પદાર્થોને જાણે છે દેખે છે તે સર્વને જાણે દેખે છે, એટલે વેદનો જ્ઞાતા તેજ સર્વજ્ઞ. તેમજ બીજા સાંખ્ય-

મતવાદી અને નૈયાયિકો મુકતાવસ્થામાં અતીંદ્રિય પદાર્થોના જ્ઞાન રૂપ કૈવલ્યજ્ઞાનનો અભાવ કેવી રીતે માને છે તે જણાવે છે—જ્ઞાનમાં સહાય થનારા મન તથા પ્રકૃતિનો આત્માથી વિયોગ થતો હોવાથી મુકતાત્માને જ્ઞાનનો અભાવ હોય છે. આ બંને વાદીઓના મત નિષ્ફલ છે, તે આગળ વિચાર કરતાં બતાવવામાં આવશે. ૪૨૭

તેનો ઉત્તર આપતાં જણાવે છે—

**चैतन्यमात्मनो रूपं न च तद्ज्ञानतः पृथक् ।**
**युक्तितो युज्यतेऽन्ये तु, ततः केवलमाश्रिताः ॥ ४२८ ॥**

અર્થ—ચૈતન્ય આત્માનું સ્વરૂપ છે, તે જ્ઞાનથી જુદું નથી, આ સિદ્ધાંત યુકિત ન્યાયથી યોગ્ય જ છે. અન્ય તો કેવલ આત્મ સ્વરૂપ જ્ઞાનાદિ હોવાથી આશ્રય આશ્રયી ભાવે છે. ૪૨૮

વિવેચન—હે સાંખ્ય મીમાંસક પ્રવર પંડિતો ! વિચાર તો કરો કે ચૈતન્ય તે આત્મા અથવા પુરૂષનું સ્વરૂપ જ છે, તેથી આત્મા જ્ઞાનની ભિન્ન નથી. "चैतन्यं पुरुषस्य स्वरूपम्" તે વચનની પ્રમાણતા સિદ્ધ હોવાથી આત્મ અને ચૈતન્ય ગુણ ગુણી હોવાથી અભેદ જ છે, પણ તે ચૈતન્ય જ્ઞાનથી જુદું જરા પણ હોય તેવું કોઈ ન્યાય યુક્તિથી સિદ્ધ થતું ન થી. પરંતુ શુદ્ધ હેતુવાળા અનુમાનના પ્રયોગથી વિ· ચારીયે તો ચૈતન્ય તેજ જ્ઞાન અને જ્ઞાન તેજ ચૈતન્ય એમ અભેદ હોવાથી ઘાતી કર્મનો ક્ષય થતાં તરત જ જે પરિપૂર્ણ સર્વ પદાર્થોના દ્રવ્ય ગુણ પર્યાયોને સર્વદા અવગાહી રહેલું છે.

એવું કેવળજ્ઞાન પ્રગટે છે. તે આત્માને જો કે અઘાતી કર્મનો સંગ છે તેથી સંસારની અવસ્થામાં હોવા છતાં પણ તે થાય છે, અને મુક્તિ અવસ્થામાં પણ આત્માની આશ્રયતાવાળાજ જ્ઞાન દર્શન છે તેમ જાણવું. કહ્યું છે કે ' गुणगुणिनोरैक्यम् " માટે તેમ જાણવું. ૪૨૮

તેનું જે ફળ છે તે જણાવે છેઃ—

**अस्मादतीन्द्रियज्ञप्ति-स्ततः सद्देशनागमः ।**
**नान्यथा छिन्नमूलत्वा-देतदन्यत्र दर्शितम् ॥ ४२९ ॥**

અર્થ—સંપ્રજ્ઞાત યોગથી ઘાતી કર્મનો નાશ થાય છે તેથી કેવળજ્ઞાન થાય છે. તે કેવળજ્ઞાનથી અતીંદ્રિય સર્વ પદાર્થોનો બોધ થાય છે. ત્યાર પછી સમ્યક્ પ્રકારે ભગવાન દેશના આપે છે, તે દેશનાવડે આગમ–શાસ્ત્રોનો પ્રાગટ્ય ભાવ થાય છે. બીજી રીતે આગમનો સંભવ નથી, કારણ કે જેનું મૂલ છેદાયું હોય તે વૃક્ષને ફૂલાદિનો સંભવ નથી. તેની ચર્ચા આગળ દેખાડવામાં આવશે. ૪૨૯

વિવેચન—આવી રીતે અધ્યાત્મ, ભાવના, ધ્યાન, સમતા, વૃત્તિસંક્ષય યોગના સતત અભ્યાસથી અનુક્રમે આત્મ સ્વરૂપને શુદ્ધ કરતા શુકલ ધ્યાન રૂપ અસંપ્રજ્ઞાત યોગ વડે સર્વ મનોવૃત્તિઓનો ક્ષય કરી તે સાથેજ સર્વ ઘાતી કર્મોનો પણ ક્ષય કરીને સર્વ જગતના પદાર્થોના દ્રવ્યત્વ, ગુણત્વ, પર્યાયત્વને પ્રત્યક્ષ કરનારૂં કેવળજ્ઞાન તથા કેવળદર્શન પ્રગટાવે છે. તે કેવલી ભગવંતો કેવળજ્ઞાનથી આપણા જેવા છદ્મસ્થોને જે વસ્તુઓ પાંચ ઇંદ્રિયોથી તથા

મનવડે પ્રત્યક્ષ જણાતી નથી તેવા સ્વર્ગ, અપવર્ગ-મોક્ષ, નરક, નિગોદ, દ્વીપ, સમુદ્ર વિગેરે સૂક્ષ્મ બાદર સર્વ પદાર્થને યથા સ્વરૂપે દ્રવ્ય પર્યાયની વહેંચણીથી સમયે સમયે પ્રત્યક્ષ જાણે છે અને દેખે છે. ત્યાર પછી જેમાં પરીક્ષા કરતા સુવર્ણની જેમ કષ, છેદ તથા તાપથી સ્વાભાવિક શુદ્ધતા અનુભવાય તેવી રીતે પરીક્ષા કરતાં પ્રમાણથી શુદ્ધ સત્યતા યુક્ત દેશના ભગવાન વીતરાગ સર્વજ્ઞો આપે છે. તેમાં વસ્તુ પદાર્થને પ્રગટ કરતા માતૃકપદ કે જેનાથી એકવચન, દ્વિવચન, બહુવચનનું પણ પ્રગટ જ્ઞાન શ્રોતાને થાય તેમજ સર્વ દેશ, ગ્રામ, નગરવાસી નરનારીઓ તથા પશુ પક્ષીઓ પણ સ્વભાષાથી સમજી શકે. જંગલમાં વસનારા જંગલીઓ અને અનાર્ય દેશમાં વસનારા અનાર્યો, સત્ય સંસ્કૃતિ વિનાના લોકો પણ પરમાત્માની દેશના વડે સદ્‌વિવેક વિનય અને પદાર્થના યથાર્થ સ્વરૂપને સમજે તેવીજ રીતે દેશના-ઉપદેશ આપે છે, અને તેથી જીવોને સમ્યગ્‌દર્શન જ્ઞાન થાય છે, તે પરમાત્માના ઉપદેશેલા વચનોનો સંગ્રહ કરનારા મહા બુદ્ધિવંત ગણધર મુનિવરો તે દેશનાથી દ્વાદશાંગી-બાર અંગની રચના કરે છે, તથા અંગ વિભાગની વ્યાખ્યા રૂપ ઉપાંગ રૂપ આગમ શાસ્ત્રો વિગેરે ભેદ પ્રભેદ ગ્રંથોની રચના કરીને જગતના જીવોને અસંખ્યાત કાલ સુધી મોક્ષ માર્ગમાં સારી રીતે ગમન થાય તેવું પ્રવચન પ્રવર્તાવે છે, તે સદ્‌દેશના તેજ આગમ જાણવું. કારણ કે પ્રભુના તે વચન સમુહ-કુવાદિઓની કુયુક્તિ વડે જરા પણ બાધિત થઈ શકતા નથી. આથી તે વીતરાગો

આપ્ત કહેવાય છે. તેમના વચનોનો આગમ સમુહ તે પણ આપ્ત. અંગ, ઉપાંગ, મૂલ, અધ્યાય, પ્રકરણ વિગેરે ભેદ પ્રભેદ રૂપે તેની વ્હેંચણી તેના અભ્યાસકોને જેમ ઉપકાર થાય તેવી રીતે ગણધર, આચાર્ય, વાચક, મુનિવરો કરે છે. તેનાથી વિપરીત માનતા બાધ વિગેરે અનેક દોષ આવે છે, એટલે વીતરાગ સર્વજ્ઞ અને તેની દેશનાને ન માનવામાં આવે તો વસ્તુ તત્ત્વનો યથાર્થ બોધ આપણને ન જ થાય. કહ્યું છે કે છિન્ન મૂલવાલા વૃક્ષ પાસેથી ફલ ફુલ તથા શાખા વૃદ્ધિની આશા રાખવી તે નિષ્ફળ હોય છે, તેમ મૂલ અંગ ઉપાંગ વિગેરે આગમશાસ્ત્રોના અર્થોને પ્રત્યક્ષ દેખનારા સર્વજ્ઞ પુરૂષો વીતરાગ હોવાથી પક્ષપાત વિનાના હોય છે તેથી વસ્તુ સ્વરૂપનો સત્યજ ઉપદેશ આપનારા છે, તેમનાથી સ્વતંત્ર ભાવે અતીંદ્રિય પદાર્થો કે જે તેમનાથી ઉપદેશાય છે, તે આપણા જેવા છદ્મસ્થોને સત્ય અવબોધનું કારણ થાય છે, તે સત્ય વચનોનો સંગ્રહ તેજ આગમશાસ્ત્રો છે, તેથી વિપરીત રીતે સ્વચ્છંદ ભાવે જે બોલાય છે તેમજ તેની દીર્ઘ પરંપરા ચાલે છે તે વસ્તુતઃ જાતિઅંધની પરંપરા જેવી અથવા તો ગાડરના ગમનની પરંપરાની જેમ ખાડામાં પાડે તેમ હોવાથી અપ્રમાણ જ ગણાય. જેમકે એક હાથી જોવા માટે છ આંધળા ભેગા થયા હતા, એકે સુંઢ પકડી, બીજાએ પગ પકડયા, ત્રીજાએ કાન પકડયા, ચોથાએ પુંછ પકડયું, એકે પેટના ભાગે સ્પર્શ કર્યો પછી પહેલાએ હાથીને સાંબેલા જેવો, બીજાએ થાંભલા જેવો, ત્રીજાએ નાળચા જેવો, ચોથાએ સુપડા જેવો, પાંચમાએ સાવરણી જેવો કહ્યો, એક જેણે પેટ પકડયું હતું તેણે કોઠી જેવો

કહ્યો. આમ પોતાના અનુભવ પ્રમાણે એક એક અવયવને પૂર્ણ માનતા લડવા લાગ્યા અને અન્યને જુઠા કહેવા લાગ્યા, પણ એક બીજાના અપેક્ષા જ્ઞાનને સ્વીકારતા ન હોવાથી. અને પોતપોતાના વિષયમાં અત્યંત આગ્રહી રહેતા હોવાથી સત્ય સ્વરૂપને તેઓ જરા પણ નથી સ્વીકારી શકતા. આમ એકાંત વાદમાં પડેલા દર્શનવાદિઓ અતીંદ્રિય પદાર્થોને યથા સ્વરૂપે ન જાણતા હોવાથી તેઓનું જ્ઞાન એકાંત એક પક્ષી હોવાથી મિથ્યાત્વમય જ છે. પરંતુ જે પદાર્થોનું સ્વરૂપ સર્વજ્ઞ પ્રણીત આગમોમાં સાત નય, ચાર પ્રમાણ, સાત ભંગ, ચાર નિક્ષેપા વિગેરેની અપેક્ષાથી પરિપૂર્ણ હોવાથી કહેવાયું છે તે સત્ય જ છે. જો કે તે આગમથી આપણા જેવા વિશેષ પ્રકારના અતીંદ્રિય જ્ઞાનથી સ્વતંત્રપણે વસ્તુ સ્વરૂપને નહિ જાણતા હોવા છતા આગમશાસ્ત્રના અર્થને ગુરૂ પરંપરાએ જાણવામાં પ્રવૃત્તિ કરે છે. તેથી અવશ્ય યથાર્થ બોધજનક થાય છે. કારણ કે આગમ તેજ સર્વજ્ઞ આપ્ત પુરૂષના વચન છે. તેથી અવશ્ય નિઃશંક પ્રમાણ જ છે, આગમને જ અનુસારે તેની ટીકા, ચૂર્ણિ, નિર્યુક્તિ, ભાષ્ય પણ પ્રમાણ જ માનવા. સર્વજ્ઞ પુરૂષ વિના આગમની ઉત્પત્તિ નથી થતી. તેથી અર્થાપત્તિ પ્રમાણથી પણ શુદ્ધ છે, બીજી રીતે તે ન બનતું હોવાથી. આ વાત શાસ્ત્ર વાર્તા સમુચ્ચય વિગેરે ગ્રંથમાં વિસ્તારથી જણાવેલી છે, વિશેષના અર્થિઓએ ત્યાંથી જાણવી. ૪૨૯

तथा चेहात्मनो ज्ञत्वे, संविदस्योपपद्यते ।
एषां चानुभवात्सिद्धा, प्रतिमाण्येव देहिनाम् ॥४३०॥

અર્થ—પૂર્વે કહ્યા પ્રમાણે આત્માને જ્ઞાન સ્વરૂપ માનવાથી તેમાં વસ્તુના જ્ઞાન રૂપ સંવિત્‌ની સિદ્ધિ થાય છે તેથી એમજ છે, એ પ્રમાણે સર્વ દેહને ધારણ કરનારા પ્રાણિઓને સંવિદના અંશનો અનુભવ હોય છે. ૪૩૦

વિવેચન—પૂર્વે જણાવ્યા પ્રમાણે—

नाणं च दंसणं चेव, चरित्तं च तवो तहा ।
वीरियं उवओगो अ, एअं जीवस्स लक्खणं ॥

જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વીર્ય, ઉપયોગ વિગેરે ગુણ સ્વભાવથી યુક્ત આત્મા છે એ વાત પૂર્વે જણાવી છે, તેને પ્રગટ કરતા જણાવે છે કે આ લોક એટલે સંસાર જે ચેતન તથા જડ સર્વ પદાર્થોથી વ્યાપક છે, તેવા લોકમાં સર્વ જીવાત્માઓ જ્ઞસ્વરૂપ છે, એટલે જ્ઞાન સ્વરૂપ છે, તે જ્ઞાનને અન્ય દર્શનવાલા ચિદ્ કહે છે, તે ચિદ્ સ્વરૂપ હોવાથી ચેતન કહેવાય છે. તે ચિદ્ સ્વરૂપ જ્ઞાનથી અભિન્ન છે, તે ચિદ્જ્ઞાનવડે જીવાત્માને જેટલા અંશે ક્ષયોપશમ ભાવે આવરણ દૂર થાય તેટલા અંશથી સ્વપર વસ્તુનું સંવિદ્ એટલે જ્ઞાન થાય છે, તો પણ જણાવવાનું કે સર્વથા જ્ઞાનને આવરણ આવતું નથી, અનંતમા અંશે તો જ્ઞાન અવશ્ય ઉઘાડું રહે છે, તેથી હું સુખી વા દુઃખી વિગેરે બોધ અવ્યક્ત વા વ્યક્ત ભાવે જીવાત્માને અવશ્ય થાય છે. તે માટે જણાવે છે કે—

" अक्षरस्यानंतभागो, नित्योद्घाटित एव हि, निगोदीनामपि भवेदित्येतत्परिणामिकः ॥ "

અક્ષર એટલે નાશ નહિં પામનારૂં સદા શાશ્વતું જ્ઞાન આત્મામાં સત્તાથી સંપૂર્ણ વિદ્યમાન છે. તે આવરણોથી દબાયેલું હોવાથી અનુભવમાં નથી આવતું, આમ છતાં પણ નિગોદના જીવાત્માને તે જ્ઞાનનો અનંતમો ભાગ નિત્ય ઉઘાડોજ રહે છે, ચૈતન્યને બહુ અંશથી આવરણ હોવા છતાં, તે અંશજ્ઞાનથી આત્મા સુખ દુઃખ વિગેરે ભાવનો અંશથી જ્ઞાતા છે, અને મન વચનંનો વ્યાપાર કરવાની વિશેષ શકિતનો અભાવ હોવા છતાં પણ સંકલ્પ વિકલ્પમય પરિણામોને નિત્ય કર્યા કરે છે. માટે આત્મા પરિણામી પણ છે. આમ આત્મામાં જ્ઞાનરૂપ સંવિદ્‌ની સિદ્ધતા અવશ્ય છે. કારણ કે જેમ જેમ તે આત્મામાં મહાન શરીર સાથે વિશેષ પ્રકારે ઇંદ્રિયોનો વિકાશ વિગેરે શકિતઓ વધતી જાય તેમ તેમ જ્ઞાનાવરણીય કર્મનો તેટલા અંશે ક્ષયોપશમ ભાવ થાય તેથી જ્ઞાન શકિત પણ અનુક્રમે વધે છે. તે જ્ઞાન આત્માથી જરા પણ ભિન્ન નથી પણ અભિન્ન છે, કારણકે કોઇ પણ વસ્તુ સ્વરૂપ ભાવ રૂપ ગુણ પર્યાયથી અભિન્ન જ હોય છે, જો તેમ ન હોય તો એટલે આત્માથી જ્ઞાન સંવિદ ભિન્ન હોય તો હાથમાં દીપક હોવા છતાં આંધળો માર્ગમાં પાસે રહેલી વસ્તુને જોઇ શકતો નથી તેમ આત્મા કોઇ પણ વસ્તુને ન જાણી શકે, માટે સંવિદ્‌-જ્ઞાન આત્માથી અભિન્ન જ છે તેમ જાણવું. તેથી આત્માને ગુણ રૂપ સંવિદ્ નથી એમ ન કહેવું—

" न च वक्तव्यं संविद्वाऽस्य न भविष्यति ॥ "

આત્માને જ્ઞાન નથી થતું, એવું નહિ જ બોલવું

જોઇએ, કારણ કે આ સંવિદ્ એટલે જ્ઞાનથી બાહ્ય એટલે રૂપ, રસ, ગંધ, સ્પર્શ, શબ્દ વિગેરે અને અભ્યંતર એટલે સુખ દુઃખ વિગેરે જે જે વિષયોનો સંયોગ-સંબંધ થાય તેને આત્મા જાણે છે. હું સુખી વા દુઃખી, આ લીલો છે કે કાળો, તીખો છે કે કડવો, એમ બાહ્ય અભ્યંતર વિષયનો અનુભવ સર્વ જીવાત્માને થાય છે. એમ સર્વને વિવેકથી વિચાર કરતા અનુભવ અવશ્ય થાય છે. તેથી આત્માથી તે સંવિદ્-જ્ઞાન અભિન્ન જ છે એમ જાણવું. ૪૩૦

આત્મા જ્ઞેય સ્વભાવ છે એ વાતને વિશેષ રૂપે કહે છે—

**अग्नेरूष्णत्वकल्पं त-ज्ज्ञानमस्य व्यवस्थितम् ।**
**प्रतिबन्धकसामर्थ्या-न्न स्वकार्ये प्रवर्तते ॥४३१॥**

અર્થ—જેમ અગ્નિમાં ઉષ્ણપણું અભિન્ન ભાવે રહે છે, તેમ આત્મામાં અભેદ ભાવે જ્ઞાન વ્યવસ્થિત ભાવે અવશ્ય રહેલુંજ છે, તો પણ તે જ્ઞાનની શક્તિને રોકનારા આવરણોનું સમર્થ બંધન આડે આવતું હોવાથી પોતાનું કાર્ય તે પુરેપુરું નથી કરી શકતો. ૪૩૧

વિવેચન—જેવી રીતે અગ્નિમાં ઉષ્ણપણું પોતાના સ્વભાવ સ્વરૂપે રહેલું છે, તેવીજ રીતે આત્મામાં સત્તાથી ચૈતન્ય એટલે કેવળજ્ઞાન કેવળદર્શન રૂપ જ્ઞાન-દર્શન અભિન્ન ભાવે વ્યવસ્થિત એટલે નિશ્ચિત ભાવે રહેલાં છે, જો તે કેવળજ્ઞાન દર્શન આદિ ગુણો આત્મામાંજ સદા સ્વરૂપથી એક અભેદ સ્વભાવે રહેલા હોય તો આ-ત્મા સર્વદા સર્વ પદાર્થોનો જ્ઞાતા હોવો જોઇએ. એટલે

સર્વ વસ્તુને વિષય કરનારા જ્ઞાનવાળો થવો જોઈએ, તો તે વાતનો આપણને અનુભવ કેમ નથી થતો? આપણે ઇંદ્રિયથી અગોચર વસ્તુઓને કેમ જાણતા-દેખતા નથી? ઉત્તર આપતાં જણાવે છે કે પ્રતિબંધકના સામર્થ્યથી એટલે જ્ઞાનાવરણ, દર્શનાવરણ, મોહનીય, વીર્યાંતરાય વિગેરે કર્મરૂપી આવરણો આત્માની જ્ઞાન, દર્શન, ચારિત્ર રૂપ સહજ શક્તિને પ્રતિબંધન રૂપે આવરીને રોધે છે, તેથી ગુણો રૂપ શક્તિ પોતાના કાર્ય જે સર્વ વસ્તુને જાણવા દેખવા રૂપ, સ્વ સ્વરૂપમાં રમણતા કરવા રૂપ, આત્માના સહજ કાર્યને નથી કરવા દેતા, એટલે આત્માના જ્ઞાન દર્શન વિગેરે ગુણો પોતાના કાર્યો નથી કરી શકતા, પણ તે પ્રતિબંધક સામગ્રી રૂપ આવરણ નષ્ટ થતાં આત્મા સ્વ-જ્ઞાતૃત્વ શક્તિ વડે સર્વ જાણવા દેખવા રૂપ કાર્ય સહજ ભાવે કરે છે, તેમજ સહજ આનંદને ભોગવે છે.

એ વાતને વ્યતિરેક ભાવે એટલે ઉલટાવીને કહે છેઃ—

**ज्ञो ज्ञेये कथमज्ञः-स्यादसति प्रतिबन्धके ।**
**दाह्येऽग्निर्दाहका न स्यात्, कथमप्रतिबन्धकः ॥४३२॥**

અર્થ—જો પ્રતિબંધક આડો ન આવે તો જાણવા યોગ્ય જે પદાર્થો જગતમાં છે, તેથી આત્મા અજાણ્યો કેમ રહે? નજ રહે. જેમ પ્રતિબંધક વિનાનો સ્વતંત્ર અગ્નિ સંયોગી થયેલા દાહ્ય પદાર્થોને બાળ્યા વિના નથી રહેતો તેમ. ૪૩૨

વિવેચન—જો જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહ-

નીય, અંતરાય વિગેરે કર્મ રૂપી આવરણોના ઉદયોનો અભાવ થવાથી આત્માના સહજ સ્વરૂપને જરા પણ પ્રતિબંધ ન કરી શકતા હોય તેવી અવસ્થામાં એટલે સયોગી કેવલી અવસ્થામાં તથા અયોગી કેવલી અવસ્થામાં આત્માનો જે સહજ સ્વભાવ જ્ઞાતૃત્વ જાણવાપણું જ્ઞાન શકિત છે, તેથી જગતના સર્વ સચેતન પદાર્થોના દ્રવ્યત્વ, ગુણત્વ, પર્યાયત્વની પ્રવૃત્તિના અજ્ઞ એટલે અજાણ કેવી રીતે હોય? નજ હોય પણ સર્વ વસ્તુઓના સંપૂર્ણ જ્ઞાતા એટલે જાણકાર તે કેવલીઓ હોય છે, અહિંઆં ઉપમાવડે દૃષ્ટાંત આપે છે–બાળવા યોગ્ય તૃણાદિ વસ્તુઓને સંયોગીત થયેલા અને બાળવામાં સમર્થ એવા અગ્નિની સહજ શકિતને ભસ્મ કરતા રોકનાર મંત્ર તંત્ર જલકાંત વા ચન્દ્રકાંત મણિ પ્રતિબંધક ભાવે જો આડા ન હોય તો તેવો અગ્નિ બાલવાનું કાર્ય અવશ્ય કરે છે, તેમ જ્ઞાનાદિ ગુણના આવારક કર્મ ન હોવાથી જ્ઞાતા સર્વજ્ઞો સર્વ વસ્તુઓ યથાસ્વરૂપે જાણે દેખે છે. અહીં વાદી શંકા કરે છે કે સર્વ જ્ઞાનો નજીકની વસ્તુઓને જાણવામાં સમર્થ થનારા હોય છે, જેમકે ચક્ષુથી થનારૂં રૂપાદિકનું જ્ઞાન નજીક રહેલી વસ્તુનું બોધક છે. તેમ તમારાથી મનાતું કેવળ જ્ઞાન પણ મર્યાદિત વસ્તુઓનું બોધક થાય છે. જેમકે અગ્નિ પોતાની પાસે રહેલા પદાર્થોને અપ્રતિબંધક શકિતવાલો છતો બાળે છે, તે ને દેશ કાલ આદિથી દુર હોવાપણું તેજ પ્રતિબંધક છે, તેમ જ્ઞાનો પણ નજીકની અમુક મર્યાદામાં રહેલી વસ્તુને જાણે છે, આમ સર્વને વિદિત હોવાથી હે જૈનો! તમે આ જ્ઞાનોને દેશ તથા કાલ અપ્રતિબંધક હોવા છતાં પણ ઈંદ્રિયથી

અગોચર હોય તેવા પદાર્થોને પ્રત્યક્ષ કેવી રીતે કરી શકે. ૪૩૨

આવી શંકાને દૂર કરવા પૂજ્ય શ્રીમાન જણાવે છે—

न देशविप्रकर्षोऽस्य, युज्यते प्रतिबन्धकः ।
तथानुभवसिद्धत्वा-दग्नेरिव सुनीतितः ॥ ४३३ ॥

**અર્થ**—આ કેવળજ્ઞાનને દેશ કાળથી દૂરપણું પ્રતિબંધક થઈ શકતું જ નથી, તે તો અગ્નિ દૃષ્ટાંતથી અનુભવ સિદ્ધ જ છે એમ જાણવું. ૪૩૩

**વિવેચન**—આ કેવળજ્ઞાન જે સર્વ ઘાતી કર્મરૂપ પ્રતિબંધકનો ઘાત થવાથી પ્રગટેલું છે, તેને દેશ એટલે ક્ષેત્ર, કાલ, ભાવ અને દ્રવ્યનું દૂરત્વ કે નજીકત્વ, સ્વર્ગ, પાતાળ, દ્વીપ, સમુદ્ર વિગેરેનું જ્ઞાન થવામાં કોઇ પણ પ્રકારનો પ્રતિબંધ એટલે અંતરાય કરી શકતા નથી. કારણ કે આવરણનો સર્વથા અંત એટલે નાશ થયેલો હોવાથી ઝીણામાં ઝીણા પરમાણુને તથા મોટામાં મોટા મેરૂને ગુણ તથા પર્યાયથી યુક્ત સ્વરૂપે જાણે છે તેમજ કાલ એટલે પૂર્વનો અનાદિ ભૂતકાળ, અને ભવિષ્યનો અનંતકાલ કે જે હવે પછી આવવાનો છે, તે પણ કેવળજ્ઞાનની જ્ઞાતૃત્વ શકિતનો પ્રતિબંધક નથી થઇ શકતો, તેવી તે જ્ઞાનની શકિત છે. તેથી બાહ્ય કે અભ્યંતર પ્રતિબંધ તેને જરા પણ ઘટતો નથી. આવું સ્વ અનુભવથી સ્વસંવેદનરૂપ જ્ઞાનથી સિદ્ધ જ છે. અહિંઆં અગ્નિની પાસે દાહ્ય તૃણાદિ હોવા છતાં મંત્ર તંત્ર ચંદ્રકાંત રૂપ અગ્નિ શકિતના પ્રતિબંધક દ્રવ્યનો જો અભાવ

હોય તો અવશ્ય બાળે છે જ એ સુન્યાય રૂપ નીતિના વચનથી અગ્નિમાં દેશ કાલાદિથી ભિન્નતા પણ જેમ પ્રતિબંધક છે, તેમ આ કેવળજ્ઞાનમાં કોઇ આવરણ દેશથી, કાલથી, દ્રવ્યથી કે ભાવથી ભિન્નત્વરૂપ પ્રતિબંધકત્વ કરી શકતું નથી એમ જાણવું. ૪૩૩

જો આમ છે તો દૃષ્ટાંતરૂપ ન્યાયથી દાર્ષ્ટાંતિક ભાવરૂપ કેવળ જ્ઞાનનો સરખામણીનો સંબંધ કેવી રીતે લાગુ પડે? આવી શંકાનો પ્રત્યુત્તર આપતાં જણાવે છે કે—

अंशतस्त्वेष दृष्टान्तो, धर्ममात्रत्वदर्शकः ।
अदाह्यादहनाद्येव–मत एव न बाधकम् ॥४३४॥

અર્થ—આ દૃષ્ટાંત અંશથી એકાદા ધર્મની સમાનતા બતાવતો હોવાથી અગ્નિમાં દાહકત્વ અને જ્ઞાનમાં જ્ઞાતૃત્વ–જાણવાપણું બતાવવામાં અંશથી સાધર્મ્યત્વ બતાવ્યું છે, તેમાં પ્રતિબંધક આડો આવે તો તેઓના કાર્યમાં અંતરાય આવે, તેથી આ દૃષ્ટાંતમાં બાધક દોષ નથી એમ અવશ્ય માનવું. ૪૩૪

વિવેચન—આવા પ્રકારનો એટલે જેમ અગ્નિમાં દહન કરવાનો ધર્મ રૂપ સ્વભાવ છે, તેમ જ્ઞાનમાત્રમાં વસ્તુનો બોધ કરવાનો જ્ઞાતૃત્વ ધર્મરૂપ સ્વભાવ છે, તેઓ બંને સ્વ સ્વભાવ ધર્મને ત્યાગ નથી કરતા એમ એવા એક અંશથી સાધર્મ્ય હોવાથી એકાદા દેશથી સાધર્મ્ય–સરખાપણું બતાવવા આ દૃષ્ટાંતને ન્યાય અપાયો છે, એટલે જેમ અગ્નિ પોતાના દાહકત્વ લક્ષણ રૂપ ધર્મ સ્વભાવને ત્યાગ

નથી કરતો, તેમ આત્માનું જ્ઞાન પણ વસ્તુ સ્વરૂપના બોધકત્વરૂપ ધર્મને ધારણ કરે છે પણ ત્યાગ નથી કરતું. જેમ અગ્નિ દાહકનો ત્યાગ નથી કરતો તેમ જ્ઞાન પણ વસ્તુના બોધકત્વ ગુણને નથી ત્યાગ કરતું, એટલા અંશે સાધર્મ્ય છે. પણ સર્વ અંશથી સાધર્મ્ય કોઇ પણ રીતે સર્વ દ્રવ્યોમાં નથી આવતું. આથી એમ સિદ્ધ થાય છે કે વાંશ પાસે રહેલો હોય છતાં પણ તેના મૂલ આદિને કદાચિત્ અગ્નિ ન બાળી શકે, તેથી અદાહક સ્વભાવ અગ્નિમાં નથી આવતો, તેમ આત્મામાં જ્ઞાતૃત્વ શકિત છે, તે જ્ઞાનાવરણાદિ કર્મો જ્યાં સુધી આત્માને વસ્તુ સ્વરૂપના બોધમાં પ્રતિબંધક થાય છે, ત્યાં સુધી વસ્તુનો બોધ નથી થતો, પણ તે આવરણરૂપ પ્રતિબંધકના અભાવમાં જેમ અગ્નિ દાહક કાર્ય કરે છે, તેમ જ્ઞાનાવરણીયના અભાવમાં જ્ઞાનશકિતથી, સર્વ વસ્તુ તત્વનો બોધ આત્માને થાય છે. આમ ધર્મ માત્રના સાધર્મ્યને દેખાડવાથી વસ્તુ તત્ત્વ સ્વરૂપે જ્ઞાનનું જ્ઞાતૃત્વ સિદ્ધ થાય છે, એમ અંશથી દૃષ્ટાંત આપવાથી સર્વ વસ્તુને વિષય કરનારૂં કેવળજ્ઞાન છે, તે કોઇ પણ દેશ કાલથી બાધક થઇ શકતું નથી, તેથી તમારા કલ્પેલા બાધકો જરા પણ ક્ષતિ–હાનિ કરનારા નથી. ૪૩૪

હવે ચાલતા પ્રકરણ પ્રમાણે સર્વજ્ઞત્વનું સ્વરૂપ પ્રગટ કરતાં જણાવે છે—

**सर्वत्र सर्वसामान्य–ज्ञानाज्ज्ञेयत्वसिद्धितः ।**

**तस्याखिलविशेषेषु, तदेतन्न्यायसङ्गतम् ॥ ४२५ ॥**

અર્થ—સર્વત્ર સર્વ પદાર્થોનું સામાન્ય ભાવથી જ્ઞાન થાય છે, તે જ્ઞેયત્વનું વિશેષત્વ ભાવનું પણ જ્ઞાન એજ ન્યાયથી સિદ્ધ થાયજ છે. તે વાત બરાબર ઘટે છે. ૪૩૫

વિવેચન—સર્વત્ર એટલે સર્વ સ્થાને દૂર રહેલા કે નજીક રહેલા, તેમજ કાલથી પૂર્વના અનાદિ કાલમાં થયેલા, ભવિષ્યમાં અનંતકાલ સુધી થનારા સર્વ પદાર્થોમાં જ્ઞાતાની શક્તિની યોગ્યતા અનુસારે સર્વ પદાર્થો કે જે જીવ વા અજીવ સ્વરૂપે છે, તેનું સાધારણ ભાવે સામાન્યરૂપે, અર્થાવગ્રહ આદિરૂપે જ્ઞાન થતું હોવાથી જ્ઞેયત્વભાવે અવશ્ય સિદ્ધ થાય છે. તેવી સિદ્ધિ થતી હોવાથી દરેક પદાર્થ નિશ્ચયથી ઉત્પાદ, વ્યય, ધ્રુવત્વરૂપે યુક્ત હોવાથી ઘટપટાદિક પદાર્થોનું વિશેષ પ્રકારનું અપાય, ધારણારૂપ જ્ઞાન થયે છતે અન્ય રૂપ આમાં નથી તેવું વિશિષ્ટ સ્વરૂપવાળું જ્ઞાન કોઈ પણ રીતે ઉપજે છે જ. તે કેવી રીતે ઉપજે છે ? તેનો ઉત્તર આપતા જણાવે છે કે તે તે આત્માઓને જેટલા જેટલા અંશે જ્ઞાનાવરણીય આદિ કર્મનો ક્ષયોપશમ ભાવ થાય તેટલા તેટલા અંશે પ્રતિબંધકતાનો અભાવ થતો હોવાથી તેટલા પ્રમાણવાળું મતિજ્ઞાન. શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યાયજ્ઞાન ઉપયોગથી થાય છે. તેજ પ્રમાણે જ્ઞાનાવરણ આદિ ઘાતી કર્મનો જે આત્માએ સંપૂર્ણ નાશ કર્યો છે તેવા વીતરાગ પરમાત્માઓને સર્વથા પ્રતિબંધકરૂપ અંતરાયોનો અભાવ થતો હોવાથી સર્વ જગતમાં રહેલા ચેતન અચેતન વિગેરે દ્રવ્યોના ગુણ તથા પર્યાયો કે જે ભૂતકાલમાં અનંતા થઇ ગયા છે, વર્તમાનમાં થાય છે, ભવિષ્ય કાલમાં થવાના હોય; તે સર્વ પદાર્થોના

સર્વ પરિણામો આ કેવળજ્ઞાની ભગવંતો જાણે છે અને દેખે છે. આ વાત ન્યાય અને યુક્તિથી સત્ય સિદ્ધ થાય છે, તે માટે કહ્યું છે કે—

योयः सामान्यज्ञानविषयोऽर्थः स स कस्यचित् प्रत्यक्षो भवति यथा धूमादनुमीयमानोऽग्निः। सामान्यज्ञान-विषयाश्च सर्वे भावाः तस्मात्ते कस्यचित्प्रत्यक्षा अपि स्युरिति॥"

જે જે પદાર્થો સામાન્ય જ્ઞાનરૂપ અર્થાવગ્રહમાં વિષય-ભૂત થઈને પ્રત્યક્ષ થાય છે, જેમકે ધૂમના દેખવાથી અગ્નિનું અનુમાન થાય છે, તેવી જ રીતે સામાન્ય જ્ઞાનના વિષયક સર્વ ભાવ પદાર્થો છે એટલે તેમનું સામાન્ય જ્ઞાન પ્રતિબંધ-કનો અભાવ જેટલા અંશે હોય તેટલા અંશે થાય છે, અને તેથી વિશેષ જ્ઞાન અપાય રૂપ થાય છે તે જ્ઞાનથી એટલે ઈંદ્રિય તથા મનોજ્ઞાન વડે કોઈને ક્ષયોપશમ પ્રમાણે તે તે જ્ઞાનવડે વસ્તુઓ પ્રત્યક્ષ થાય છે, તેવીજ રીતે સર્વ વિષયો સામાન્ય જ્ઞાનથી આ કાંઈક છે તેવા આકારે પ્રત્યક્ષ થાય છે, તેવી રીતે જેઓને સર્વ આવરણો જ્ઞાન દર્શન ઉપરના સર્વથા ક્ષય થયા હોય તેવા કોઈ પણ વિશેષ આત્માને સર્વ પદાર્થો ભૂત, ભાવી, વર્તમાન કાલ સંબંધી હોય, બહુજ નજીક હોય, બહુ દુર હોય, કોઈ પણ ક્ષેત્રમાં ગુપ્ત હોય તેવા પણ સર્વ ભાવોને પ્રત્યક્ષ દેખે છે તે કેવળજ્ઞાન કહેવાય છે. ૪૩૫

ફરીને તે વાતને વિવેચન કરીને જણાવે છે—

सामान्यवद्विशेषाणां, स्वभावो ज्ञेयभावतः।
ज्ञायते स च साक्षत्वाद्, विना विज्ञायते कथम्॥४३६॥

અર્થ—જેમ સામાન્ય સ્વભાવ જ્ઞેયો-પદાર્થોમાં છે તેમ વિશેષ સ્વભાવ પણ જ્ઞેયો-પદાર્થોમાં છે, તેથી આ અમુક છે એમ પ્રત્યક્ષ ભાવે દેખાય છે, તે બે સ્વભાવ ન હોય તો અમુક છે તેનું જ્ઞાન કેવી રીતે થાય? ન જ થાય. ૪૩૬

**વિવેચન**—સામાન્ય એટલે મહાસત્તા અસ્તિત્વ, વસ્તુત્વ, પરિણામિત્વ વિગેરે સ્વભાવો સર્વ પદાર્થોમાં વ્યાપક ભાવે કહેલા છે. તેવી જ રીતે વિશેષ સ્વભાવો ઘટ, પટ, પર્વત, રાજા, મનુષ્ય, રત્ન વિગેરે લક્ષણ સ્વભાવથી, આથી આ જુદા છે, તેમ વિલક્ષણ પણ છે, તેવા વિશેષ સ્વભાવો પણ આંબા, લીંમડા, કદંબાદિમાં પણ અનુભવાય છે તે બંને પ્રકારના સ્વભાવના યોગે સામાન્ય જ્ઞાન અને વિશેષ જ્ઞાન તે તે પદાર્થોમાં તેવા પ્રકારના જ્ઞેયત્વ, પ્રમેયત્વ સ્વભાવ હોવાથી જ્ઞાતાને તેવા સામાન્ય જ્ઞાને આ કાંઈક છે તેવું અને આ અમુક રૂપ ગુણ સ્વભાવવાળું અમુક છે, તેવું વિશેષ જ્ઞાન કેટલાકોને ક્ષયોપશમ ભાવથી થાય છે, તેવી જ રીતે પદાર્થોમાં જ્ઞેયત્વ સ્વભાવ હોવાથી સર્વ આવરણો રૂપ પ્રતિબંધકો જેઓને સર્વથા ક્ષાયિક ભાવે નષ્ટ થયા હોય, તેવા કેવલિઓને સર્વ વસ્તુ સાક્ષાત-પ્રત્યક્ષ થાય છે, કારણકે તેવો પદાર્થોનો ધર્મ-સ્વભાવ રહેલો હોવાથી થાય છે, પણ જો પદાર્થોના ગુણ પર્યાય વિગેરેમાં તેવો જ્ઞેયત્વ સ્વભાવ જો ન હોય તો જ્ઞાતા એટલે પ્રયાતાથી આ પદાર્થ અમુક છે, અમુક નથી તેવો જ્ઞેયત્વ ભાવ કેવી રીતે અનુભવાય? માટે સર્વ પદા-

ર્થોમાં સામાન્ય જ્ઞેયત્વ અને વિશેષ જ્ઞેયત્વ સ્વભાવ રહેલો હોવાથી જ સર્વ જીવોને સર્વ આવરણના અભાવમાં દેશ કાલના આંતરા વિનાજ જ્ઞાન થાય છે, માટે સર્વ પદાર્થોમાં સામાન્ય જ્ઞેયત્વ તથા વિશેષ જ્ઞેયત્વ વિગેરે સ્વભાવો રહેલા છે એમ સર્વ દર્શન પંથવાદીઓએ સ્વીકાર કર્યો છે, માટેસર્વ શુદ્ધ બુદ્ધિવંત મુમુક્ષુઓએ અવશ્ય સ્વીકારવું જોઇએ. ૪૩૬

હવે એ વાત સંકેલતા જણાવે છે:—

अतोऽयं ज्ञस्वभावत्वात्, सर्वज्ञः स्यान्नियोगतः ।
नान्यथा ज्ञत्वमस्येति, सूक्ष्मबुद्ध्या निरूप्यताम् ॥४३७॥

અર્થ—આમ આત્મા જ્ઞાન સ્વભાવવંત હોવાથી ભવિતવ્યતા યોગે સર્વજ્ઞ થવોજ જોઇએ, જો તેમ જ્ઞસ્વભાવ ન હોય તો તે આત્માનું જ્ઞસ્વરૂપ જે કહેવાય છે તે મિથ્યા માનવું પડે છે. માટે હે પંડિતો! તમે સૂક્ષ્મ બુદ્ધિનો ઉપયોગ કરીને વિચાર કરશો ૪૩૭

વિવેચન—આમ આત્મા જ્ઞસ્વભાવવાલો હોવાથી વિશેષ પદાર્થોનો સાક્ષાત્ બોધ કરે છે, તે જ્ઞસ્વભાવનો જ્યાં સુધી પૂર્ણ વિકાશ ન થયો હોય ત્યાં લગી આવરણોથી જ્ઞસ્વભાવ અલ્પ હોવાથી–અલ્પ મર્યાદાવાલા જ્ઞાનવાલો હોય છે, અને સર્વ આવરણો નષ્ટ થતા સર્વ જ્ઞેય સ્વભાવવાલા પદાર્થો છે તેના જ્ઞાતા–સર્વજ્ઞો અવશ્ય થાય છે, તે નિશ્ચયથી તેવી ભવિતવ્યતાને યોગેજ થાય છે. તેમાં જો આવરણ રૂપ પ્રતિબંધક હોય–જ્યાં લગી સર્વ કર્મનો નાશ ન થયો હોય–ત્યાં લગી સર્વજ્ઞતા પ્રગટ થતી નથી. આવરણ

સર્વથા તુટતા–નાશ પામતા કોઈ પણ પ્રતિબંધતા રહેતી ન હોવાથી આત્મા સર્વજ્ઞ થતા સર્વ વસ્તુને સાક્ષાત્ પ્રત્યક્ષ જાણે-દેખે છે. જો આત્માને સર્વજ્ઞ થવાનો સંભવ ન માનીએ તો જીવત્માનું જ્ઞ સ્વભાવત્વ નથી રહેતું; જડ સ્વભાવતા જ આવે. માટે હે પંડિતો! તમો સૂક્ષ્મ બુદ્ધિથી સારી રીતે પરમાર્થ ભાવનો વિચાર કરશો કે જો પ્રતિબંધકનો અભાવ હોવા છતાં આ આત્મા સર્વજ્ઞ ન થતો હોય તો આત્માની જ્ઞસ્વભાવતા જ નથી રહેતી, જેમ આકાશ અમૂર્ત છતાં સ્વ સ્વભાવથી સર્વ પદાર્થોને અવકાશ એટલે સ્થાન આપે છે, તેમ આત્માનો જ્ઞ સ્વભાવ હોવાથી, અને પદાર્થોમાં જ્ઞેય સ્વભાવ હોવાથી સર્વજ્ઞો સર્વ પદાર્થોના જ્ઞાતા હોય છે. ૪૩૭

આમ સર્વજ્ઞપણાની સિધ્ધિ થવાથી હવે જે વસ્તુઓની સિંધ્ધતા સિધ્ધ થાય છે તે જણાવીએ છીએ—

एवं च तत्त्वतोऽसारं, यदुक्तं मतिशालिना ।
इह व्यतिकरे किञ्चिच्चारु बुध्ध्या सुभाषितम् ॥४२८॥

અર્થ—આ ઉપર જણાવ્યા પ્રમાણે વસ્તુ તત્ત્વની સિધ્ધિ થતી હોવાથી મહામતિશાલી મિમાંસકે કેવલીત્વ સંબંધમાં જે વાત કહી છે, તે તો તત્ત્વ બુધ્ધિથી વિચારતાં અસાર-નકામીજ છે, તે વિષયમાં સારી બુધ્ધિવડે તેની વાત વિચારવી જોઈએ. ૪૩૮

વિવેચન—પૂર્વે જણાવ્યા પ્રમાણે સત્ય ન્યાયની યુકિતઓવડે સર્વજ્ઞપણારૂપ વસ્તુ તત્ત્વની યથાર્થ સ્વરૂપે

સિધ્ધિ થતી હોવાથી મિમાંસક પંડિત જે મહાન બુધ્ધિશાલી તાર્કિક શિરોમણી ગણાય છે તે શ્રીમાન્ કુમારિલ ભટ્ટ જગતમાં કોઈ પણ સર્વજ્ઞ થઈ જ ન શકે, એમ સર્વજ્ઞત્વનો નિષેધ કરે છે. પણ તે વાત પરમાર્થથી જો સમ્યગ્ રીતે વિવેક પૂર્વક વિચારીએ તો જરા પણ ન્યાયથી યુક્ત નથી જણાતી, પણ એક પ્રકારની કુયુક્તિઓ—કુથલી જ માલમ પડે છે. તે માટે સારી રીતે યથાર્થ ઉપયોગ રાખીને કુમારિલ ભટ્ટ પંડિતના આવા પ્રકારના સુભાષિત કે જે માધ્યસ્થ્ય ભાવે વિચાર કરનારા બુદ્ધિમંત તત્ત્વદર્શીને અનાદરણીય લાગે છે, તે વચનો બરાબર તપાસજો. ૪૩૮

કુમારિલ ભટ્ટે કહેલા સુભાષિત વચનો અહિંઆં બતાવવામાં આવે છે—

**ज्ञानवान् मृग्यते कश्चित्, तदुक्तप्रतिपत्तये ।**
**अज्ञोपदेशकरणे, विप्रलम्भनशङ्किभिः ॥ ४३९ ॥**

અર્થ—કેટલાક તે વેદના વચનમાં પ્રતીતિ માટે તેવા પંડિતની ખોળ કરે છે, કારણ કે અજ્ઞ પુરૂષ જો ઉપદેશ કરવા લાગે તો છેતરાવાની શંકા થાય છે. ૪૩૯

વિવેચન—કેટલાક તર્કથી વિચાર કરનારા જ્ઞાનવાન પુરૂષો ઝીણી બુદ્ધિવાલાથી પ્રાપ્ય તદ્રૂપ આગમના ભણાવનાર વિદ્વાન અધ્યાપક પંડિતની ખોળ કરે છે, કારણ કે અપુરૂષેય વેદમાં કહેલા વચનોના પરમાર્થને તેવા પંડિત પુરૂષ વિના કોણ સમજાવી શકે? તે નિમિત્તે તેવા પંડિતની

સારા વિવેકી જ્ઞાનના અર્થી શોધ કરે છે. જો વેદના પરમાર્થને બરાબર નહિ સમજનારો અજ્ઞાની પુરૂષ વેદનો ઉપદેશ કરવા માંડે તો ઘણા ભોળા જીવાત્માઓ અવ્યાપ્તિ, અતિવ્યાપ્તિ, અસંભવ વિગેરે દોષવાલા અાસદ્ધ અસંભવિત અને વ્યભિચારથી વ્યાપક અર્થને ગ્રહણ કરીને પરમાર્થ ભાવથી વંચિત રહીને છેતરાઇ જાય તે ભયને દૂર કરવા માટે તેવી શંકાથી વેદનું અધ્યયન કરવાના અર્થીઓ ઉત્તમ પ્રકારના જ્ઞાનવાન વેદના પંડિતોની સારી રીતે ખોળ કરે છે. ૪૩૯

તેઓ જણાવે છે કે—

तस्मादनुष्ठानगतं, ज्ञानमस्य विचार्यताम् ।
कीटसंज्ञापरिज्ञानं, तस्य नः क्वोपयुज्यते ॥ ४४० ॥

અર્થ—તે કારણ માટે અનુષ્ઠાનમાં ઉપયોગી જે જ્ઞાન હોય તેનોજ વિચાર કરવો જોઇએ, તેને પ્રમાણ માનવું જોઇએ. પણ આ વસ્તુમાં આટલા કીડા છે, આટલા પરમાણુ છે, તે સંખ્યાનું વિશેષ જ્ઞાન આપણા આત્મા માટે કાંઇ પણ ઉપયોગી નથી, તે કારણે તેવા જ્ઞાન માટે મહેનત કોણ કરે? કોઇ નકામી મહેનત નથી કરતું. ૪૪૦

વિવેચન—જે અપૌરૂષેય વેદ છે તેના પરમાર્થને નહિ જાણનારા અજ્ઞાનીઓ ઉપદેશ કરે તો તેથી ધર્મના અર્થિઓને છેતરાવાનું થાય, તેવા ભયની શંકાથી બચવા માટે મિમાંસક કુમારિલ ભટ્ટ જણાવે છે કે વેદમાં કહેલા જન્મથી તે મરણ સુધી કરવાના અનુષ્ઠાનો જેવા કે

જાણનારો સર્વજ્ઞ કેવી રીતે થાય? એવી શંકાને દૂર કરીને જણાવે છે કે—

दूरं पश्यतु वा मा, तत्त्वमिष्टं तु पश्यतु ।
प्रमाणं दूरदर्शिचेदेत, गृध्रांनुपास्महे ॥ ४४२ ॥

અર્થ—દૂરનું દેખે કે ન દેખે પણ ઇષ્ટ તત્ત્વને તો અવશ્ય દેખે-જાણે તે આત્મા આપ્તરૂપે પ્રમાણ છે, પણ જો દૂરદર્શીને જ પ્રમાણ માનીએ તો ગૃધ્રપક્ષી પણ દૂરદર્શી હોવાથી તેની ઉપાસના અમારે કરવી પડે. ૪૪૨

વિવેચન—દૂર અત્યંત આઘે રહેલી વસ્તુ ભૂત વા ભાવિ કાલમાં ભલે દેખો વા ન દેખો તેમાં અમોને (મિમાંસક કુમારિલ ભટ્ટ આદિને) કાંઈ લેવા કે દેવા નથી એટલે કાંઇ જરૂરજ નથી. પરંતુ જે તત્ત્વ અમોને ઇષ્ટ છે, તે ધર્મ સંબંધી અનુષ્ઠાન યજ્ઞ કેવી રીતે કરવો, સંધ્યા કેવી રીતે અને ક્યારે કરવી, અજમેધ, ગૌમેધ, નરમેધ, અશ્વમેધ, પ્રજાપત્યમેધ વિગેરે ક્યારે કરવા, કેટલી વખત નદીમાં સ્નાન કરવું, કેવી શરીર શુદ્ધિ રાખવી, કેવો આહાર લેવો, ક્યાં ગમ્યાગમ્ય સાચવવું, તે વસ્તુ જે અમોને અત્યંત ઇષ્ટ છે તેના કાલસંબંધિ જ્ઞાન, વિધિજ્ઞાન, તેના તપનું જ્ઞાન, ખાદ્ય અખાદ્ય જ્ઞાન વિગેરે જે યથાસ્વરૂપે જાણે છે, તેનેજ સર્વ તત્ત્વનો જ્ઞાતા સર્વજ્ઞ અમે માનીએ છીએ. જો તમે દૂરની વસ્તુને જાણનારો હોય તેનેજ સર્વજ્ઞ આપ્ત રૂપે પ્રમાણ કહેતા હો તો અમે તમને પૂછીએ છીએ કે આપણી સામે આકાશમાં જે ગીધોનું મોટું ટોળું

દેખાય છે, તેવા પક્ષીઓ પણ દૂર રહેલી પોતાની ખાદ્યાદિ વસ્તુ દેખી શકે છે, કહ્યું છે કે—

" ते हि गृध्राः किल नभसि प्रसारितपक्षाः संचरंत आयोजनशतादामिषं पश्यन्ति इति । "

કહેવાય છે કે સો યોજન ઉંચે આકાશમાં પહોળી ફેલાવેલી પાંખોવાળા ગીધો ગમન કરી રહ્યા હોય છે, તો પણ ત્યાંથી ભોંય ઉપર રહેલા આમિષને (માંસ સમુહને) જોઇ શકે છે, તેથી તે દૂરદર્શીને પણ જો સર્વજ્ઞ માનીએ તો ગૃધ્રની પણ સર્વજ્ઞની જેમ ઉપાસના કરવી જોઇએ. તે તમને જેમ ઇષ્ટ નથી તેમ દૂરદર્શિત્વ પણ અમને ઇષ્ટ નથી, માટે જેથી પુન્ય ધર્મ થાય તેવી ક્રિયાનો જાણકાર વેદનો જ્ઞાતા સર્વજ્ઞ જ ઇષ્ટ છે. ૪૪૨

હવે આચાર્ય ભગવાન તેનો ઉત્તર આપતા જણાવે છે—

एवमाद्युक्तसन्नीत्या, ॥ हेयाद्यपि च तत्त्वतः ।
तत्त्वस्यासर्वदर्शि न, वेत्त्यावरणभावतः ॥ ४४३ ॥

અર્થ—એવી રીતે તે અને અન્ય જે જૈમિનિ આદિથી કહેવાયું છે તે સર્વ સત્ય ન્યાયથી વિચારતા અગ્રાહ્ય છે, કારણ કે જે આત્મા હેય ઉપાદેય આદિનું સાચું જ્ઞાન ધરાવનારો હોય તેજ સર્વજ્ઞ કહેવાય, જો કે અસર્વદર્શી છે તે તો જ્ઞાનના આવરણને લીધે જાણી શકતો નથી. ૪૪૩

વિવેચન—આવી રીતે કહેવાતી મોટી બુદ્ધિવાલા મિમાંસક આચાર્ય શ્રી જૈમિનિ તથા શ્રી કુમારિલ ભટ્ટ

અગ્નિ, હોત્ર આદિનું જ્ઞાન જ ઉપયોગી છે. તે વડે જ આ સર્વજ્ઞ પુરૂષ છે કે નહિ તે વિચારવાનું અને નિશ્ચય કરવાનું રહે છે, પણ તેવું જ્ઞાન જેનામાં નથી તેવા સર્વજ્ઞ કહેવાતા પુરુષ પૃથ્વી. આકાશ, સમુદ્ર વિગેરે સ્થાનોમાં રહેલા પશુ, પક્ષી, કીડા, કીડીઓની સંખ્યાની ગણત્રી કરવામાં પ્રવીણ છે, તેમાં શું સાર છે. આકાશમાં આટલા ભારંડો છે, સમુદ્રમાં આટલા મચ્છરો છે, આટલાં માછલાં છે, આટલા મગરો છે, આટલા કાચબા છે. એમ જગતના દેવગણ, મનુષ્યગણ, પશુગણ વિગેરે પ્રાણીઓની સંખ્યા કે માપની ગણત્રીમાં મને કાંઈ પારમાર્થિક તાત્પર્ય નથી જણાતું. માટે તેવા પ્રકારની ગપો મારનારા કે સાચી ગણતરી કરનારા હોય તો પણ અમારે તેવા પ્રકારના જ્ઞાનનું, તેવા સર્વજ્ઞોનું કાંઇ પ્રયોજન નથી. તેવું જ્ઞાન વસ્તુતઃ અમારા માટે નિષ્ફળ જ છે. ૪૪૦

તેવું કોઈ જ્ઞાન અમારી ઈચ્છા પૂરણ નથી કરતું, તેથી શું કરવું તે જણાવે છે—

हेयोपादेयतत्त्वस्य, साभ्युपायस्य वेदकः ।
यः प्रमाणमसाविष्टो, न तु सर्वस्य वेदकः ॥ ४४१ ॥

અર્થ—જીવોને આ ત્યાગ કરવું ને આ આદરવું. એવું કરવા યોગ્ય ઉપાયનું જ્ઞાન અમને ગમે છે, તેથી તેવા જ્ઞાનને જાણનારો સર્વજ્ઞ અમારે ઈષ્ટતા રૂપે પ્રમાણ છે, પણ જગતના પદાર્થોનો જાણનારો અમારે માટે કોઈ ન હોવાથી અપ્રમાણ છે. ૪૪૧

વિવેચન—આત્માને સ્વહિત માટે આ વસ્તુ ત્યાગવા યોગ્ય છે અને આ વસ્તુ આદરવા યોગ્ય છે, આમ હેય તથા ઉપાદેય તત્ત્વના અનુષ્ઠાન આચરવાના ઉપાય (ફલ)થી યુકત વેદરૂપ જ્ઞાનને જાણનારો બુદ્ધિમાન મનુષ્ય જ અમારે મતે સર્વજ્ઞરૂપે પ્રમાણ છે, કારણ કે તેની આજ્ઞાવડે અમારે સ્વ-હિતની પ્રવૃત્તિ થાય છે, માટે તેને જ અમે આપ્ત પુરૂષ માનીયે છીએ. તે આપ્તને સર્વજ્ઞ માનવો તેજ અમારા મતથી ઇષ્ટ છે, પણ બીજો પુરૂષ સર્વજ્ઞ હોય, સર્વ પરોક્ષ પદાર્થોની પ્રત્યક્ષતા થવા રૂપ વાતો કરતો હોય, તે જગતના સર્વ પદાર્થોનું જ્ઞાન ભલે ચમત્કારી હોય તો પણ અમારે ઉપયોગી નથી. પરંતુ અમારે ઇષ્ટ એટલે કરવા યોગ્ય અને હેય એટલે નહિ કરવા યોગ્ય પદાર્થના સ્વીકાર વા ત્યાગનો ઉપદેશ નહિ કરનારો હોવાથી સર્વજ્ઞ હોય તો પણ અપુરૂષ વેદનો અજ્ઞ હોવાથી અવેદ–અસર્વજ્ઞ છે. અને જગતના સર્વ પદાર્થો, તેના ગુણ અને ધર્મનો પણ અજ્ઞ હોય તો પણ જે અપુરૂષેય વેદના પરમાર્થને સારી રીતે સંપૂર્ણ જાણનારો હોય તેજ અમારે સર્વજ્ઞ છે. ૪૧૧

હવે તમે જણાવો છો કે ઈષ્ટાર્થનો ઉપદેશક જે ન હોય તેવો સર્વજ્ઞ અમારે અનિષ્ટ છે એટલે અપ્રમાણ છે. સર્વજ્ઞ દૂર કે નજીક, ભૂત કે ભાવીમાં થયેલી કે થનારી વસ્તુઓના દર્શન તથા જ્ઞાન કરનારા હોવાથી મિમાંસક મતથી અન્ય જૈન મતવાલા તેવા પુરૂષને સર્વજ્ઞપણે સ્વીકારે છે. તેથી જૈનો પૂછે છે કે હે મિમાંસક પંડિતો! ઈષ્ટ અર્થને જ

જાણનારો સર્વજ્ઞ કેવી રીતે થાય? એવી શંકાને દૂર કરીને જણાવે છે કે—

दूरं पश्यतु वा मा, तत्त्वमिष्टं तु पश्यतु ।
प्रमाणं दूरदर्शिचेदेत, गृध्रानुपास्महे ॥ ४४२ ॥

અર્થ—દૂરનું દેખે કે ન દેખે પણ ઇષ્ટ તત્ત્વને તો અવશ્ય દેખે-જાણે તે આત્મા આપ્તરૂપે પ્રમાણ છે, પણ જો દૂરદર્શીને જ પ્રમાણ માનીએ તો ગૃધ્રપક્ષી પણ દૂરદર્શી હોવાથી તેની ઉપાસના અમારે કરવી પડે. ૪૪૨

વિવેચન—દૂર અત્યંત આઘે રહેલી વસ્તુ ભૂત વા ભાવિ કાલમાં ભલે દેખો વા ન દેખો તેમાં અમોને (મિમાંસક કુમારિલ ભટ્ટ આદિને) કાંઈ લેવા કે દેવા નથી એટલે કાંઇ જરૂરજ નથી. પરંતુ જે તત્ત્વ અમોને ઇષ્ટ છે, તે ધર્મ સંબંધી અનુષ્ઠાન યજ્ઞ કેવી રીતે કરવો, સંધ્યા કેવી રીતે અને ક્યારે કરવી, અજમેધ, ગૌમેધ, નરમેધ, અશ્વમેધ, પ્રજાપત્યમેધ વિગેરે ક્યારે કરવા, કેટલી વખત નદીમાં સ્નાન કરવું, કેવી શરીર શુદ્ધિ રાખવી, કેવો આહાર લેવો, ક્યાં ગમ્યાગમ્ય સાચવવું, તે વસ્તુ જે અમોને અત્યંત ઇષ્ટ છે તેના કાલસંબંધિ જ્ઞાન, વિધિજ્ઞાન, તેના તપનું જ્ઞાન, ખાદ્ય અખાદ્ય જ્ઞાન વિગેરે જે યથાસ્વરૂપે જાણે છે, તેનેજ સર્વ તત્ત્વનો જ્ઞાતા સર્વજ્ઞ અમે માનીએ છીએ. જો તમે દૂરની વસ્તુને જાણનારો હોય તેનેજ સર્વજ્ઞ આપ્ત રૂપે પ્રમાણ કહેતા હો તો અમે તમને પૂછીએ છીએ કે આપણી સામે આકાશમાં જે ગીધોનું મોટું ટોળું

દેખાય છે, તેવા પક્ષીઓ પણ દૂર રહેલી પોતાની ખાદ્યાદિ વસ્તુ દેખી શકે છે, કહ્યું છે કે—

" ते हि गृध्राः किल नभसि प्रसारितपक्षाः संचरंत आयोजनशतादामिषं पश्यन्ति इति । "

કહેવાય છે કે સો યોજન ઉંચે આકાશમાં પહોળી ફેલાવેલી પાંખોવાળા ગીધો ગમન કરી રહ્યા હોય છે, તો પણ ત્યાંથી ભોંય ઉપર રહેલા આમિષને (માંસ સમુહને) જોઇ શકે છે, તેથી તે દૂરદર્શીને પણ જો સર્વજ્ઞ માનીએ તો ગૃધ્રની પણ સર્વજ્ઞની જેમ ઉપાસના કરવી જોઇએ. તે તમને જેમ ઈષ્ટ નથી તેમ દૂરદર્શિત્વ પણ અમને ઈષ્ટ નથી, માટે જેથી પુન્ય ધર્મ થાય તેવી ક્રિયાનો જાણકાર વેદનો જ્ઞાતા સર્વજ્ઞ જ ઈષ્ટ છે. ૪૪૨

હવે આચાર્ય ભગવાન તેનો ઉત્તર આપતા જણાવે છે—

एवमाद्युक्तसन्नीत्या, ॥ हेयाद्यपि च तत्त्वतः ।
तत्त्वस्यासर्वदर्शि न, वेत्त्यावरणभावतः ॥ ४४३ ॥

અર્થ—એવી રીતે તે અને અન્ય જે જૈમિનિ આદિથી કહેવાયું છે તે સર્વ સત્ય ન્યાયથી વિચારતા અગ્રાહ્ય છે, કારણ કે જે આત્મા હેય ઉપાદેય આદિનું સાચું જ્ઞાન ધરાવનારો હોય તેજ સર્વજ્ઞ કહેવાય, જો કે અસર્વદર્શી છે તે તો જ્ઞાનના આવરણને લીધે જાણી શકતો નથી. ૪૪૩

વિવેચન—આવી રીતે કહેવાતી મોટી બુદ્ધિવાલા મિમાંસક આચાર્ય શ્રી જૈમિનિ તથા શ્રી કુમારિલ ભટ્ટ

આદિથી કહેવાયું છે, કે ઇષ્ટ વસ્તુને જાણે તેજ સર્વજ્ઞ, બીજા દીર્ઘદૃષ્ટિવાલાની અસારે જરૂર નથી. આવું તેઓ જે કહે છે તે સત્ય પરમાર્થિક ન્યાયથી વિચારતા અસત્ય જણાય છે, તેથી વસ્તુતઃ અસાર એટલે અનાદરણીય છે એમ જાણવું. એટલે પૂર્વે જણાવ્યું છે કે "ज्ञो ज्ञेये कथमज्ञः स्यात्" જે જ્ઞાની હોય તે જાણવા યોગ્ય જ્ઞેય પદાર્થોમાં અજ્ઞાની કેવી રીતે હોય ? વિગેરે ૪૩૨ મા શ્લોકમાં જણાવ્યું છે તે સત્ય ન્યાયના વચનોને અનુસારે વિચારતા હેયોપાદેય એટલે ત્યાગ કરવા યોગ્ય અને ગ્રહણ કરવા યોગ્યના પારમાર્થિક જ્ઞાનનો અનુભવ જેને હોય તે પરમાર્થથી જ્ઞાની કહેવાય, એટલે દોષાચાર વિનાના શુદ્ધ આચારની જેની પ્રવૃત્તિ હોય, જીવ, અજીવ, પુન્ય, પાપ વિગેરે જ્ઞેય હેય, ઉપાદેય તત્ત્વનું જેમને યથાર્થ સ્વરૂપે સમ્યગ્ જ્ઞાન હોય, અને વસ્તુતઃ વિચારતા તેવા આત્મા અતત્ત્વદર્શી નથી, પણ તત્ત્વદર્શી જ છે. કારણ કે વાસ્તવિક શ્રદ્ધા યુક્ત સમ્યગ્ જ્ઞાન પણ છે, તેથી આચારની શુદ્ધતા પણ રહેલી છે, કદાચિત્ સમ્યક્ત્વ હોય, આચારની શુદ્ધતા હોય તો પણ જ્ઞાનાવરણ, દર્શનાવરણ, મોહનીય વિગેરે કર્મના આવરણો વડે વસ્તુ તત્ત્વનું સંપૂર્ણ જ્ઞાન ન પણ હોય, કહ્યું છે કે—

"इह हि यो यदपेक्षः स्वरूपं लभते स तत्परिज्ञान एव ज्ञातो भवति, ह्रस्वो दीर्घो वा ॥"

અહિંઆં જે માણસ જે વસ્તુની અપેક્ષાયે તે તે તત્ત્વનું સત્ય સ્વરૂપ અનુભવે, તે તે અપેક્ષા વડે તે જીવાત્માને તેટલા અંશે વસ્તુનું સમ્યગ્ જ્ઞાન હોવાથી તે તેટલા

અંશે જ્ઞાની કહેવાય. જેમકે આ દીર્ઘ છે, જેટલા અંશે વસ્તુને જાણે તેટલા અંશે જ્ઞાતા વગેરે જ્ઞાની કહેવાય છે. એટલે તે પોતાને આદરવા યોગ્ય સદ્ આચારને દેશ, ક્ષેત્ર, કાલ, ભાવ શકિત અનુસારે આચરે, વિચારે. અનુભવ કરે અને જીવાજીવાદિક તત્ત્વને ગુરૂગમથી યથાશકિત જાણનારો તત્ત્વદર્શી કહેવાય, તેવી તત્ત્વને જાણવાની ઇચ્છા હોવા છતાં જ્ઞાનાવરણ આદિ કર્મના આવરણથી ઘણી જ્ઞ શકિત દબાયેલી હોવાથી સર્વજ્ઞ વા સર્વદર્શી નથી કહેવાતો, પરંતુ આ જગતમાં અનંતા પદાર્થો છે, તેમાં અનંત હેય એટલે ત્યાગવાં યોગ્ય છે અનંત જ્ઞેય એટલે જાણવા યોગ્ય છે. અનંત ઉપાદેય એટલે આદરવા-ગ્રહણ કરવા યોગ્ય છે. તેમાંથી કેટલાક પદાર્થોના ત્યાગ કરવા યોગ્ય સ્વરૂપને જાણી શકે છે, પણ બધા પદાર્થોનું જ્ઞાન છદ્મસ્થ આત્માને પૂર્ણ નથી હોતું, માટે જણાવે છે કે સર્વ હેય એટલે આ પદાર્થો ત્યાગ કરવા યોગ્ય છે તેવા પ્રકારના જ્ઞાનની અપેક્ષા વડે ત્યાગી થાય છે. અને સર્વ ઉપાદેય એટલે ગ્રાહ્ય પદાર્થોનું જ્ઞાન થાય છે, તે કારણથી હેયના જ્ઞાનને આધીન ઉપાદેયનું જ્ઞાન રહેલું છે. તે કારણે હેયના જ્ઞાન વિના અનેક ઉપાદેય પદાર્થોનું જ્ઞાન નહિજ ઉપજે એમ સમજવું. માટે આ ઉપરથી એમજ સિદ્ધ થાય છે કે સર્વ હેય અને ઉપાદેય વસ્તુઓ જગતમાં ભૂત, ભાવી, વર્તમાન કાલમાં હોય છે, તેનો જ્ઞાતા કોઈ એક ભવ્ય જીવાત્મા વિશેષ સ્વરૂપતાને પામેલો અવશ્ય હોય જ છે, એમ અવશ્ય માનવું તેજ યોગ્ય છે. આવી જે વ્યક્તિ હોય તે રાગ દ્વેષના નાશથી વીતરાગ થયેલા પરમાત્મા જ છે. ૪૪૩

આવી રીતે મિમાંસક મતનું પ્રમાણ હેતુવાદ પૂર્વક નિરાકરણ કરી સાંખ્ય મતનું નિરાકરણ કરવા માટે જણાવે છે—

बुध्ध्यध्यवसितं यस्मा-दर्थं चेतयते पुमान्।
इतीष्टं चेतना चेह, संवित्सिद्धा जगत्त्रये ॥ ४४४ ॥

અર્થ—વળી જો આપણે એમ માનીયે કે બુદ્ધિના વિષય ભૂત થએલા એટલે ગ્રહણ કરેલા જગતના પદાર્થોનો બોધ જીવાત્માઓ કરે છે. તેથી એમ સિદ્ધ થયું કે ત્રણે જગતમાં જીવો સંવિદ્ (જ્ઞાન) યુક્ત છે ૪૪૪

વિવેચન—હે સાંખ્યમત પંડિતો ! હવે આપણે વિચાર કરીએ કે પુરૂષ એટલે ચૈતન્ય સ્વરૂપ-જ્ઞાનથી યુક્ત એવો જીવાત્મા બુદ્ધિ એટલે જ્ઞાન શક્તિથી પાંચ ઇંદ્રિયો અને મનવડે જગતમાં રહેલા પદાર્થોને આ અમુક ઘટ છે, આ પટ છે, આ ઘર છે, એમ અર્થાવગ્રહ અને વ્યંજનાવગ્રહથી કાંઈક છે એવા સામાન્ય બોધરૂપે જાણે છે. અને ઈહા-આ શું છે? આમાં અમુક આકાર છે, લીલો, પીળો વા લાલ છે એવો અપાય રૂપ બોધ થાય ત્યાર પછી તે બરાબર આ આમ છે એવી સ્મૃતિમાં ભાવી હેતુરૂપ ધારણ રૂપ-નિશ્ચય જ્ઞાનરૂપ વિશેષ બોધ અધ્યવસાય વડે પુરૂષ એટલે ભવ્ય જીવાત્માઓ બુદ્ધિદ્વારા કરે છે, એટલે ચેતન આત્મા વસ્તુ તત્ત્વનો બુદ્ધિદ્વારા અધ્યવસાયથી નિશ્ચય કરે છે, આ પ્રમાણે સાંખ્યમત દર્શનવાલા પંડિતોને ઇષ્ટ છે, તેથી તેઓ કહે છે કે—

" चेतना च इह संवित् संज्ञासिद्धा ॥ "

આ ચેતન—આત્મા ચૈતન્યરૂપ સંવિદ્—જ્ઞાનથી યુક્ત નિશ્ચય પ્રમાણથી સિદ્ધ જ છે, એટલે ત્રણ જગતમાં એમ પ્રસિદ્ધ છે કે જ્ઞાન દર્શન રૂપ ચેતના યુક્ત જ આત્મા છે, એટલે કોઈ પણ વખત જ્ઞાનાદિ ગુણ વિનાનો નથી. કારણ કે આવરણનો સંબંધ કર્મની સાથે નષ્ટ થતાં સ્વ સ્વરૂપે જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય આદિ ગુણથી યુક્ત સદા સચ્ચિદાનંદ-મય જ છે. ૪૪૪

આત્માનું બીજું સ્વરૂપ આગળ કહેવાય છે—

चैतन्यं च निजं रूपं, पुरुषस्योदितं यतः ।
तत आवरणाभावे, नैतत्स्वफलकृत्कृतः ॥ ४४५ ॥

અર્થ—પુરૂષ (આત્માને) ને પ્રગટ થયેલું જે ચૈતન્ય છે તે તેનું જ સ્વરૂપ છે, તેથી સર્વ આવરણોનો નાશ થયે છતે કૃતકૃત્ય થયેલો આત્મા સ્વ સ્વરૂપના ફલનો અનુભવ ન કરી શકે તેનો શો હેતુ છે ? કોઈ હેતુ નથી. તેથી આત્મા સચ્ચિદાનંદનો અનુભવ કરે છે. ૪૪૫

વિવેચન—સાંખ્ય દર્શન વાદીઓ તો કહે છે કે—

" चैतन्यं निजं रूपं पुरुषस्योदितम् । "

ચૈતન્ય એટલે જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય વિગેરે ગુણમય ચૈતન્ય આત્માનું સ્વ સ્વરૂપ જ છે, એટલે આત્માના (પુરૂષનો) તાદાત્મ્ય ધર્મરૂપ સ્વરૂપ જ છે. તેમ તે સાંખ્ય વાદીઓ પણ તેમના આગમોમાં પ્રતિપાદન કરી રહ્યા છે,

તો પછી જ્ઞાનાવરણ, દર્શનાવરણ, મોહનીય, અંતરાય વિગેરે સર્વ આવરણ રૂપ કર્મનો જૈન મતના અનુસારે ક્ષય થવાથી સાંખ્ય મતે માનેલી પ્રકૃતિનો વિરહ થવાથી નિરાવરણ રૂપે પૂર્ણ શુભ્ર થયેલા આત્માને સાંખ્ય મતની સંજ્ઞાથી જે પુરૂષ કહેવાય છે તેને મુક્તિ અવસ્થામાં–પૂર્ણ શુદ્ધ અવસ્થામાં અવશ્ય ચૈતન્ય પૂર્ણ ભાવે પ્રગટે છે. પણ સાંખ્યો કહે છે કે આ આત્માનું ચૈતન્ય જે જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્યરૂપ આત્માથી અભેદ છે, તો પણ સ્વકૃત–પોતાના તપ, જપ, ધ્યાનથી આત્મા નિરાવરણ થયા છે, તેનું ફલ કે જે સહજાનંદ સચ્ચિદાનંદરૂપ છે, તેને નથી ભોગવતો. એટલે પોતાના જ્ઞાનથી અર્થનો પરિચ્છેદ બોધ નથી કરતો એમ કેવી રીતે કહેવાય ? આવરણનો અભાવ થયે છતે કેમ સ્વ સ્વરૂપનો વેદક ન થાય, તેનો હેતુ તમેજ જણાવશો કે ? ૪૪૫

જૈનો એમ જણાવે છે કે હે સાંખ્ય દર્શન પંડિતો ! તમે બીજું પણ વિચારશો કે—

न निमित्तवियोगेन, तध्ध्यावरणसङ्गतम् ।
न च तत्तत्स्वभावत्वात्, संवेदनमिदं यतः ॥ ४४६ ॥

અર્થ—નિમિત્તનો વિયોગ થવાથી તેના આવરણનો સંબંધ આત્મા સાથે નથી રહેતો, તેમજ તે આવરણ તે આત્મા (પુરૂષ) નો સ્વભાવ નથી પણ આત્માથી ભિન્ન થયેલું સંયોગી દ્રવ્ય છે અને સંવેદન (જ્ઞાન) તેજ આત્માનો સહજ સ્વભાવ છે. ૪૪૬

વિવેચન—સાંખ્ય દર્શન પંડિતો કહે છે કે અર્થને

જાણનારૂં જ્ઞાન મુક્તિ અવસ્થામાં નથી હોતું, પણ તેમની આ વાત યુક્તિ રૂપ ન્યાયથી યોગ્ય નથી લાગતી. કારણ કે અંતઃકરણના વિકાર ભૂત રાગ દ્વેષમય મિથ્યાત્વ, અવિરતિ કષાય વિગેરે દોષના બીજમય હેતુઓનો સમૂલ નાશ થવાથી એટલે અંતઃકરણથી તેવા પ્રકારના અશુભ વિચારની પરાવર્તિ–પરંપરા (ધારા) નો વિયોગ–અભાવ થવાથી, તેના પરિણામના કારણ રૂપ જ્ઞાનાવરણ, દર્શનાવરણ, મોહનીય, અંતરાય વિગેરે આત્માના સ્વરૂપને રોકનારા આવરણોનો અનાદિ કાલનો જે સંબંધ હતો, તે પણ નથી રહેતો. કારણ એ છે કે તે આવરણો છદ્મસ્થ અવસ્થામાં જ્યાં લગી આત્મા હોય ત્યાં લગી વિજ્ઞાનના આવરણ રૂપ થાય છે, અથવા આત્માની સાથે સાંખ્ય મતે પ્રકૃતિનો, વેદાંતમતે માયાનો સંબંધ જ્યાં સુધી હોય ત્યાં લગી જ આવરણોનો સંબંધ રહે છે, તેમજ તે માયા પ્રકૃતિ રૂપ આવરણો, અથવા મનની મલિનતા વિગેરે કોઈ પણ રીતે આત્મા–પુરૂષનો સહજ સ્વભાવ નથી, અભેદ કે તાદાત્મ્ય સંબંધ નથી, પણ તે અનાદિ કાલથી ખાણમાં રહેલ સોનાની રેતીમાં સાથે સંયોગ સંબંધથી લાગેલી માટીની જેમ સ્વરૂપથી ભિન્ન જ છે, તેથી તે આવારકના નિમિત્તો દૂર થતાં શુદ્ધ સુવર્ણ સિદ્ધ થાય છે, તેમ નિમિત્તરૂપ આવરણોનો સંયોગ આત્મા (પુરૂષ)થી દૂર થતાં તેનો સંવિત–જ્ઞાન દર્શન ચારિત્ર રૂપ સ્વભાવ પૂર્ણ ભાવે પ્રગટ થાય છે, તેથી આવરણના વિરહ-કાલથી આરંભીને ઉપર જણાવ્યા પ્રમાણે સર્વ દ્રવ્ય ગુણ પર્યાય રૂપ ભૂત, ભાવિ, વર્તમાન કાલીન સર્વ પદાર્થોને સદા જાણે–દેખે છે, તેથી તે આત્મા સર્વજ્ઞ પરમાત્મા પૂર્ણ

સ્વરૂપે પ્રકાશે છે, તેમ ન્યાય યુક્તિથી સિદ્ધ કરીને હવે આચાર્ય ભગવંતે સંવેદ્ય અને ચૈતન્ય જે એકરૂપે–અભેદભાવે છે તેમ જણાવ્યું છે, તેના સંબંધમાં પરવાદી સાંખ્ય પંડિતો કહે છે કે—

" न च तत्तत्स्वभावत्वात् संवेदनमिदं यतः । "

તે આત્માનો અને ચૈતન્યનો તે તે સ્વભાવ હોવાથી ચૈતન્યત્વ અને સંવેદન એક રૂપે જ નથી પણ ભિન્ન રૂપે છે તેમ અમને અનુભવાય છે, તેથી ચૈતન્ય અને આત્માનો સ્વભાવ એક નથી એમ સાંખ્ય દર્શનકારો માને છે. પણ તે કેવી રીતે મનાય? માટે તે ચૈતન્ય આત્મ સ્વભાવ નથી એમ નહિં પણ આત્માનો જ સહજ સ્વભાવ છે, એમજ નિશ્ચય માનવું અને તે સંવેદન તેજ ચૈતન્ય છે એમ જૈનાચાર્યો કહે છે. ૪૪૬

તે ઉપર હવે સાંખ્ય દર્શનકાર જણાવે છે કે ચૈતન્યથી વિજ્ઞાન અન્ય છે એમ આગમ કહે છે. તેનો ઉત્તર આપતા જણાવે છે કે—

चैतन्यमेव विज्ञान-मितिनास्माकमागमः ।
किन्तु तन्महतो धर्मः, प्राकृतश्च महानपि ॥ ४४७ ॥

અર્થ—ચૈતન્ય તેજ વિજ્ઞાન છે એમ અમારો આગમ નથી કહેતો, પરંતુ ચૈતન્ય મહત્ તત્ત્વરૂપ પ્રકૃતિનો ધર્મ છે અને મહત્ તત્ત્વ પ્રકૃતિથી ઉપજેલ છે. ૪૪૭

વિવેચન—હે જૈનો! ચૈતન્ય આત્માનો સ્વરૂપ ધર્મ છે, તેવીજ રીતે વિજ્ઞાન ( જ્ઞાન દર્શનરૂપ ) અથવા

સંવેદન એવા નામે જે ઓળખાય તે જ્ઞાન આત્મ ધર્મ છે, તેમ તમે કહો છો, પણ અમો અમારા સાંખ્ય દર્શનના આગમના સિદ્ધાંતો કે જેને અમો અમારા આગમ કહીએ છીએ. અને માનીયે છીએ તેમાં જ્ઞાન અથવા વિજ્ઞાન કે સંવિદ્ અથવા સંવેદન ચૈતન્ય સ્વરૂપ નથી, એટલે પુરૂષરૂપ આત્માનો સ્વભાવ ધર્મ નથી, પરંતુ તે સંવેદનરૂપ વિજ્ઞાન મહત્તત્ત્વ રૂપ બુદ્ધિતત્ત્વના ધર્મ રૂપ પરિણામ છે, તે આ પ્રમાણે–પ્રથમ પ્રકૃતિ, તે પ્રકૃતિના વિકારથી મહત્તત્ત્વ, તે મહાનથી બુદ્ધિતત્ત્વ, બુદ્ધિતત્ત્વથી વિજ્ઞાનરૂપ અર્થ બોધક જ્ઞાન થાય છે. તેવો અમારા સાંખ્ય દર્શન એટલે કપિલ ભગવાનનો સિદ્ધાંત આગમ સ્વરૂપ છે. તેમાં કહ્યું છે કે—

" प्रकृतेर्महांस्ततोऽहङ्कारस्तस्माद् गणश्च षोडशकः ।
तस्मादपि षोडशकात्, पञ्चभ्यः पञ्च भूतानि ॥
इत्यादि इति "

પ્રકૃતિના વિકારથી મહાન્ તત્ત્વ, મહાન્ તત્ત્વના વિકારથી હું રૂપ અહંકાર, તે અહંકારથી સોળ ગણરૂપ તત્ત્વ, સોળ ગણ તત્ત્વમાંથી પાંચ ભૂતરૂપ પાંચ તત્ત્વ, તેમાંથી બુદ્ધિ વિગેરેની ઉત્પત્તિ, સાંખ્ય દર્શન કારો માને છે, એટલે બુદ્ધિ રૂપ તત્ત્વથી પદાર્થના બોધનરૂપ જે જ્ઞાન છે તે આત્માનો ધર્મ નથી પણ પ્રકૃતિના વિકારોનો જ એ ધર્મ છે. તે આત્મા પ્રકૃતિથી જ્યારે મુક્ત થાય છે, ત્યારે જ્ઞાન વિજ્ઞાન રૂપ ધર્મ તેને નથી રહેતા એમ અમારો સિદ્ધાંત કહે છે. ૪૪૭

તે સાંખ્ય દર્શનના આ સિદ્ધાંતનો ઉત્તર આપતાં આચાર્યશ્રી જણાવે છે કે—

**बुध्द्यध्यवसितस्यैवं, कथमर्थस्य चेतनम् ।**
**गीयते तत्र नन्वेतत्, स्वयमेव निभाल्यताम् ॥ ४४८ ॥**

અર્થ—હે સાંખ્યો ! બુદ્ધિથી વિચારાયેલું અર્થનું ચિંતવન જે થયેલું છે, તેને તમો ચેતનનું કેમ માનો છો, જો તે વિજ્ઞાન ચેતનનું માનો તો ચૈતન્ય તેજ જ્ઞાન છે એમ કહેવાય છે, માટે તમો વિચારીને નિશ્ચય કરો. ૪૪૮

વિવેચન—હે સાંખ્ય દર્શન પંડિતો ! બુદ્ધિથી જે જે અધ્યવસાયો થાય છે તે તે અર્થને તમો વિજ્ઞાન રૂપ અંગીકાર કરો છો. એવીજ રીતે ચૈતન્યને જો અજ્ઞાનરૂપ માનીયે તો શબ્દ, રૂપ, રસ, ગન્ધ, સ્પર્શ વિગેરે વિષયોરૂપ અર્થનું જે જ્ઞાન તે તમારા મતથી થયેલું છે, તે વિજ્ઞાનને આત્માનું વિજ્ઞાન હે સાંખ્યો ! તમે કેવી રીતે કહી શકો ? તમેજ જણાવો છો કે "चेतनमात्मनो विज्ञानम्" ચેતન છે તે તો આત્માનું વિજ્ઞાન છે તે કેવી રીતે સંભવે ? હે સાંખ્ય દર્શન પ્રવર પંડિતો ! જુઓ તમારા આગમ આ પ્રમાણે ગાય છે—

"बुध्द्यध्यवसितमर्थं पुरुषश्चेतयते ।"

બુદ્ધિથી વિચારાયેલા અર્થને પુરૂષ જાણે છે. આમ તમારા આગમના વચનને વિચારવા જોઈએ, કે જો ચૈતન્યથી વિજ્ઞાનરૂપ જ્ઞાન જુદું હોય તો કેવી રીતે બુદ્ધિથી વિચારેલા અર્થને પુરૂષ જાણે ? તેવું બનવા તમારા મતથી સંભવ

નથી, કારણ કે અજ્ઞાની પુરૂષ એટલે આત્મા અજ્ઞાની હોવાથી તે કેવી રીતે બને ? તે તમારે વિચારવું જોઇએ. બીજી વાત એમ છે કે "चीति संज्ञाने" આ વચન પણ ચૈતન્ય અને વિજ્ઞાનનું એકત્વ દેખાડે છે, કદાચ તમને એમ લાગતું હશે કે અન્ય પક્ષના વિચારો અમે સહન નથી કરી શકતા, પણ અમે જે પ્રમાણે તમારી પાસે મુકયા છે, તે તમો પ્રજ્ઞારૂપ ચક્ષુ સ્થિર કરી વિવેક પૂર્વક મનમાં લાવી ન્યાય યુક્તિથી વિચારશો તો જે સત્ય છે તે તમોને અવશ્ય જણાશે. ૪૪૮

હવે પરવાદી સાંખ્ય દર્શનીય પંડિત કહે છે—

पुरुषोऽविकृतात्मैव, स्वनिर्भासमचेतनम् ।
मनः करोति सन्निध्या–दुपाधिः स्फटिकं यथा ॥४४९॥

**અર્થ**—પુરૂષ—આત્મા પોતે અવિકારી છે તે પોતાને દેખતો છતાં અચેતન એવો બુદ્ધિને સાનિધ્યથી ચેતાવે છે, સ્ફટિક પત્થરમાં કોઈ લાલ, પીળું રૂપ નથી પણ તેને જેવા પદાર્થોનો સંબંધ થાય તેવા રૂપે દેખાય છે. ૪૪૯

**વિવેચન**—શ્રી કપિલ દેવ પ્રણીત સાંખ્ય દર્શનના સિદ્ધાંત વેદી પંડિતો કહે છે કે–પુરૂષ એટલે આત્માને જો વસ્તુ સ્વરૂપે નિહાળીયે તો પ્રકૃતિના સંબંધ વિનાનો શુદ્ધ સ્વરૂપે વિકાર વિનાનો જ છે. તેમજ સર્વતઃ બ્રહ્માંડ વ્યાપક છે, તેમજ નિત્ય એક સ્વરૂપે સ્થિર રહેનારો છે.

" स्वस्वरूपात् किञ्चिदप्रच्यवमानो नित्य एव सन्नित्यर्थः । "

આત્મા (પુરૂષ) સ્વ સ્વરૂપથી જરા પણ ચ્યુત થયા વિના નિત્ય એક સ્વરૂપે અવસ્થિત રહે છે. કહ્યું છે કે—

" अच्युतानुत्पन्नस्थिरस्वरूपो हि नित्यः "

જે નાશ ન પામે, અને ઉપજે પણ નહિ. નિત્ય એકજ સ્વરૂપમાં રહે, તે નિત્ય કહેવાય, તેથી સાંખ્યમતે અવિકારી નિત્ય એવો આત્મા (પુરૂષ) માનેલો છે. તે આત્મા પોતાના સ્વરૂપનું બુદ્ધિને એટલે મનને જ્ઞાન કરાવે છે, તેથી મનરૂપ જે બુદ્ધિ તે જો કે અચેતન એટલે જડ છે, તેમ છતાં મહત્ તત્ત્વરૂપ પ્રકૃતિ વિકારવાલી થતાં હું આત્મા ચૈતન્ય એવા પ્રકારના પરિણામને ધરે છે, કારણ કે તે આત્મા એટલે પુરૂષની સાન્નિધ્યતામાં રહેલી હોવાથી તેમાં આત્માનું-પુરૂષનું પ્રતિબિંબ પડે છે. અહિંઆં સાંખ્ય દર્શનકાર પંડિત ઉદાહરણમાં જણાવે છે કે જેમ સ્ફટિક રત્નની પાસે પદ્મરાગ–રાતું રત્ન, જાુઇ પુષ્પ વિગેરેનો સંયોગ થતાં સ્ફટિકરત્ન તેવા પ્રકારના રંગ, રૂપ, આકારને ધારણ કરે છે, તેવી જ રીતે સૂર્ય અને ચંદ્રના કિરણોનો સ્પર્શ થતા તેવા પ્રકારના પ્રતિબિંબને પોતાના સ્વરૂપે ધારણ કરે છે, તેમજ વૈશ્વાનલ તથા જલકાંત રત્નના સંપર્કવડે તેવાજ સ્વરૂપનું ભાન કરાવે છે, એટલે રાતા પુષ્પના સંપર્કમાં પોતે લાલપણાને, કાળા પુષ્પના સંયોગમાં કાળાપણાને પીળા-પુષ્પના સંબંધથી પીળાપણાને પ્રાપ્ત થયેલો પોતાને જેમ

બતાવે છે, તેમ બુદ્ધિ (મન) પણ આત્મપુરૂષના સંપર્કમાં રહીને પોતાને ચેતન રૂપે જણાવતી સાથે સાથે તે બુદ્ધિરૂપ મન ઈંદ્રિયના સંયોગદ્વારા બાહ્ય રૂપ, રસ, ગન્ધ, સ્પર્શ, શબ્દ આદિ વિષયોના સંયોગ સંબંધ વડે વિષયનો ભોગ કરતી છતી હું આત્મા છું, તે તે સર્વ વિષયોનો ગ્રાહક છું, એવું અભિમાન ધરે છે, તેથી વાસ્તવિક રીતે આત્મા નિર્વિકારી હોવા છતાં બુદ્ધિમાં પડેલા અન્ય પ્રતિબિંબની સાથે આત્મા બિંબિત થયો છતો ઉપાધિ રૂપે જ એકત્વભાવને પામે છે, વસ્તુતઃ આત્મા બુદ્ધિ મન અને મહત્ તત્ત્વરૂપ પ્રકૃતિથી સર્વથા ભિન્ન હોવાથી અવિકારી પુષ્કર પુષ્પની જેમ નિર્લેપ જ છે. આવું સાંખ્ય શાસ્ત્રનું જે માનવું છે તે જણાવ્યું. ૪૪૯

**विभक्तेदृक्परिणतौ, बुद्धौ भोगोऽस्य कथ्यते ।**
**प्रतिबिम्बोदयः स्वच्छे, यथा चन्द्रमसोऽम्भसि ॥४५०॥**

અર્થ—બુદ્ધિમાં પડેલા વિભાગવાલા સ્થાનમાં પરિણામ પામેલા પુરૂષના પ્રતિબિંબને બુદ્ધિનો ભોગ કહેવાય છે. તેથી બુદ્ધિ ચેતનવાલી કહેવાય છે, જેવી રીતે સ્વચ્છ જલથી પૂર્ણ કુંડમાં ચંદ્રમાનું પ્રતિબિંબ ચંદ્રની ભ્રાંતિ કરાવે છે તેમ જાણવું. ૪૫૦

વિવેચન—બુદ્ધિમાં પ્રતિષ્ઠિત થયેલા આત્માના–પુરૂષનો જે વિભાગ છે તેમાં રહેલી આવા પ્રકારની જે પરિણામતા–પરિણતિ થાય છે, તેથી બુદ્ધિ અચેતન છતાં ચેતનપણાને અને બિંબિત થયેલો આત્મા અપ્રધાન છતાં પ્રધાન પ્રકૃતિ-

પણાને પામવા રૂપ પરિણામ પામે છે. આવી રીતે બુદ્ધિમાં આત્માના પ્રતિબિંબના ઉદયથી વિભાગવાળી આત્માની પ્રતિબિંબરૂપ પરિણતિ થયે છતે તે આત્માની છાયા જેમાં પડે છે, તે બુદ્ધિરૂપ અંતઃકરણ (મન) શબ્દ, રૂપ, રસ, ગન્ધ, સ્પર્શ વિગેરે વિષયોને ગ્રહણ કરે છે, અને બાહ્ય વિષયોનો ભોગ અધ્યવસાય રૂપે પ્રતિબિંબત આત્મા–પુરૂષ ગ્રહણ કરે છે. તે કારણે તે વિષયોનો અનુભવ રૂપ ભોગ આ આત્માનો જ કહેવાય છે, એમ આસુરિ વિગેરે સાંખ્ય પંડિતો જણાવે છે. તેમાં ઉપમા રૂપે દૃષ્ટાંત આપે છે કે– સ્વચ્છ એટલે કાંદવ, લીલ, ફુગ, સેવાલરૂપ મેલ જેમાં નથી તેવા નિર્મલ પાણીથી પૂર્ણ ભરેલા કુંડમાં મૃગ લાંછનવાલા ચંદ્રમાનું પ્રતિબિંબ ઉદયરૂપે પ્રગટ થયે છતે, જલના તરંગોથી પ્રતિબિંબની ચંચળતા અનુભવાય છે, તેવી રીતે બુદ્ધિથી ગ્રાહીત વિષયો પણ તેમાં બિંબરૂપે પ્રગટેલા આત્મામાં આરોપાય છે. જેવી રીતે સ્વચ્છ પાણીમાં ચન્દ્રનું પ્રતિબિંબ પડે છે, તેમ બુદ્ધિ પણ સ્વભાવથી સ્વચ્છ છે તેમાં આત્મા રૂપ પુરૂષનું પ્રતિબિંબ પડે છે, કારણ કે બુદ્ધિમાં આત્માનું સ્વબિંબ સ્થાપન કરવાનું સ્વાભાવિક સામર્થ્ય છે, પાણીમાં જેવો ચંદ્રમાનો તેવો બુદ્ધિમાં આત્માનો બિંબરૂપે પરિણામ થતો હોવાથી એટલે બુદ્ધિમાં આત્મા પ્રતિબિંબરૂપે પ્રગટતો હોવાથી બુદ્ધિ જે જે પરિણામો ઉપજાવે તેનો નિર્વિકારી હોવા છતાં આત્મા બુદ્ધિની સાથે ભોગ કરે છે, એમ ઉપચાર ભાવે કહેવાય છે. બીજું કાંઈ નથી. ૪૫૦

હવે આ આર્ય ભગવાન તેનો ઉત્તર આપતાં જણાવે છે–

स्फटिकस्य तथा नाम-भावे तदुपधेस्तथा ।
विकारो नान्यथासौ स्या-दन्धाश्मन इव स्फुटम् ॥४५१॥

અર્થ—સ્ફટિકને તેવા પ્રકારની અન્ય વસ્તુઓને પ્રતિબિંબિત કરવા રૂપ સ્વભાવથી વિકારીપણું છે, તેથી અન્ય બિંબોને ગ્રહણ કરે છે, પણ અંધપાષાણમાં તેવો વિકારી સ્વભાવ ન હોવાથી બિંબોદય નથી થતો, તેમ બુદ્ધિમાં વિકારી સ્વભાવ હોવાથી આત્માના પ્રતિબિંબનો ઉદય કરે છે. ૪૫૧

વિવેચન—સ્ફટિક તથા સૂર્યકાંત ચંદ્રકાંત વિગેરે પત્થરોમાં તેવા પ્રકારના અન્ય વસ્તુના પ્રતિબિંબરૂપ પરિણામોને પ્રાપ્ત કરવાનો સ્વભાવિક રીતે વિકારી ધર્મ રહેલો છે, તેથી જે જે પદાર્થોનો સંબંધ થાય છે, તેવા ભાવને ઉપાધિરૂપે ધારણ કરે છે, એટલે પદ્મરાગ આદિના સંબંધે તેવા ભાવ એટલે પરિણામને ધરે છે, એટલે રાતો, પીળો, કાળો વિગેરે પ્રતિબિંબનો ધારક થાય છે, કારણ કે તેવા વિકાર પામવાનો તેમાં સ્વભાવ સહજથી છે, પણ તેથી વિપરીત એટલે તેવો વિકારી સ્વભાવ જેમાં નથી તે અંધ પાષાણ પ્રતિબિંબને ગ્રહણ નથી કરતો, કારણ કે તેમાં તેવા પ્રકારના વિકારનો સ્વભાવ નથી તે પ્રગટ જ છે. તેવીજ રીતે આત્મા સ્વભાવથી સર્વથા અવિકારી હોય તો બુદ્ધિરૂપ દર્પણમાં કેવી રીતે પરિણામને પ્રાપ્ત કરશે ? વળી તમો જણાવો છો કે બુદ્ધિ અચેતન અને જડ હોવાથી ચૈતન્ય-ભાવે પરિણામ પામે અને ચેતન ચૈતન્યભાવનો ત્યાગ કરી

બુદ્ધિને હુંકાર (અહંકાર) રૂપે સ્વીકારે, એ સાંખ્ય પંડિતોની માન્યતા હોવાથી તેમની વિદ્વતા જાહેર કરાવવા બરાબર જ છે. ૪૫૧

હવે જ્યારે વસ્તુ તત્ત્વે આત્મા અને પ્રકૃતિ આમ પરિણામ ભાવને પામતા હોવાથી વિકારી ભાવ સિદ્ધ થયો, હવે કેમ કરવું તેનો વિચાર આપતાં જણાવે છે કે—

**तथा नामैव सिद्धैव, विक्रियाप्यस्य तत्त्वतः ।**
**चैतन्यविक्रियाप्येव-मस्तु ज्ञानं च साऽऽत्मनः ॥४५२॥**

અર્થ—તેવી જ રીતે આત્માને-પ્રકૃતિને પરિણામીપણું સિદ્ધ જ થયું, જ્યાં પરિણામીત્વ હોય ત્યાં વિકરણત્વ પણ સિદ્ધ જ છે, અને આત્માનો જ્ઞાન સ્વભાવ પણ સિદ્ધ જ થાય છે. ૪૫૨

**વિવેચન**—તથા-તેવા પ્રકારના ઉપર જણાવેલ સ્ફટિકના દૃષ્ટાંતવડે પ્રકૃતિ અને પુરૂષ રૂપ જડ ચેતન બંનેમાં પરિણામિત્વ એટલે નવા નવા પરિણામ રૂપ પર્યાયોને કરવા રૂપ વિકલ્પો અવશ્ય થાય જ છે, આમ સિદ્ધાંતની પરિચોયણા કરતા તત્ત્વથી-વસ્તુ તત્ત્વથી પરિણામીકતા રૂપ વિકારીપણું સિદ્ધ થાય છે. છતાં સાંખ્ય તત્ત્વજ્ઞો કંઠે પ્રાણ આવે તો પણ આ સત્ય અંગીકાર ન કરી શકે, તો પણ તેવી રીતે પુરૂષ-પ્રકૃતિનું વિકારીપણું અનુપચાર ભાવે એટલે સત્યભાવે સિદ્ધતાને જ પામે છે, એટલે ચૈતન્યને તો સાંખ્યો બુદ્ધિમાં બિંબાકારે વિકારી થઇને પ્રગટ થયેલું માને છે, તેવી જ રીતે જેનો ગુણ વિકારભાવને પામે તે ગુણથી તાદા-

સ્વભાવે રહેલો ગુણી આત્મા પણ વિકારભાવને પામેલો સિધ્ધ જ થાય છે, તેથી જ્ઞાન રૂપ ગુણથી અર્થનું સંવેદન જ્ઞાન સિધ્ધ જ થયું, તેથી આ આત્મારૂપ પુરૂષની ચૈતન્ય-પરિણામોને ધરનારો ક્રિયા તે જ્ઞાન સ્વરૂપ હોવાથી પરિણામ રૂપ વિકાર અવશ્ય સિધ્ધ જ થયો. ૪૫૨

હવે પરમત રૂપ સાંખ્યોના સિધ્ધાંતની શંકા લાવી તેનો ઉત્તર આપતાં જણાવે તે—

निमित्ताभावतो नो चेन्निमित्तमखिलं जगत् ।
नान्तःकरणमिति चेत्, क्षीणदोषस्य तेन किम् ॥४५३॥

અર્થ—જો તમે નિમિત્તનો અભાવ હોવાથી કાર્ય રૂપ જ્ઞાનનો અભાવ છે તેમ કહેતા હો તો કહીએ છીએ કે અખિલ જગત્ જ્ઞેય રૂપે જ્ઞાનનું નિમિત્ત જ છે. તેથી તેનું જ્ઞાન થાય છે. અંતઃકરણને જો હેતુ કહેતા હો તો તે જ્ઞાનનો હેતુ નથી. જેમના દોષ ક્ષીણ થાય છે તેમને કેમ ન થાય ? અવશ્ય જ્ઞાન થાય, ૪૫૩

વિવેચન—હે સાંખ્ય દર્શનના પ્રખર પંડિત પ્રવરો ! જો તમે નિમિત્ત રૂપ સહકારી કારણોના વિરહ રૂપ અભાવ હોવાથી "मुक्तावस्थायामर्थविज्ञानं न" મુક્તિ અવસ્થામાં અર્થ રૂપ પદાર્થોના બોધ રૂપ વિજ્ઞાનનો અભાવ આવે છે, એમ કહોછો તે જરા પણ યોગ્ય નથી. કારણકે મુક્તિ અવસ્થામાં સર્વ આવરણનો અભાવ હોવાથી જગત આખાના ચેતન અચેતન સર્વ પર્યાય સર્વ દ્રવ્ય ગુણ પર્યાય રૂપ અર્થ એટલે પદાર્થોનું વિજ્ઞાન થવામાં નિમિત્ત કારણો રૂપે હોવાથી

તેમજ આત્માની જ્ઞાન દર્શન રૂપ ચૈતન્ય શક્તિ નિરાવરણ ભાવે પૂર્ણ પ્રગટ થવા રૂપ ઉપાદાન વડે વિજ્ઞાન સહજભાવે થયાજ કરે છે, એટલે આત્મા જ્ઞાન દર્શન પર્યાયરૂપ ક્રિયાને કરે છે. હવે સાંખ્ય પંડિત કહે છે કે વિજ્ઞાન થવામાં અંતઃકરણને હેતુ માનીયે છીએ. તે મુક્તિ અવસ્થામાં ન હોવથી જ્ઞાન ક્રિયા રૂપ વ્યાપારનો અભાવ સિદ્ધ થાય છે. તેને જૈનાચાર્ય શ્રીમાન કહે છે કે તે પણ યોગ્ય નથી. અંતઃકરણ કાંઈ જ્ઞાન થવામાં ઉપાદાન કારણ નથી. પણ ઉપાદાન તો નિરાવરણ આત્મશક્તિજ છે. તે મુક્તાવસ્થામાં સર્વ દોષ રૂપ જ્ઞાનાવરણ આદિ કર્મ સર્વથા ક્ષીણ એટલે સમૂલ નાશ પામેલ છે, તેથી અંતઃકરણના અભાવમાં જ્ઞાનનો સંપૂર્ણ ભાવ પ્રગટે છે, પણ અભાવ જરા પણ નથી થતો. ૪૫૩

તે વાતનું સમર્થન કરે છે—

**निरावरणमेतद् यद्, विश्वमाश्रित्य विक्रियाम् ।**
**न याति यदि तत्त्वेन, न निरावरणं भवेत् ॥ ४५४ ॥**

અર્થ—આ જેની વાત ચાલે છે તે આત્મારૂપ પુરૂષ જો નિરાવરણ સર્વદા છે, તો પછી તે વિશ્વ–જગતની અપેક્ષાથી વિક્રિયા કેવી રીતે પામે? જો તે નિરાવરણ આત્મા વિક્રિયાને પામતો હોય તો નિરાવરણ કેવી રીતે કહેવાય? ૪૫૪

વિવેચન—સાંખ્યો કહે છે કે આત્મારૂપ પુરૂષના ચૈતન્યને કદાપિ દોષોનું આવરણ નથી લાગતું, સદા એકજ સ્વભાવે ચૈતન્યરૂપે રહે છે, જો એમ જ હોય તો જૈનો તમને પૃચ્છા કરે છે કે ભાઈ આવું અનેક આત્મ પુરૂષનું

વિચિત્રપણું પ્રત્યક્ષ રૂપે દેખાય છે, તેનું કારણ શું હોવું જોઈએ તે જાણવું જોઇએ. તેનો સાંખ્યો ઉત્તર આપતા જણાવે છે કે આત્મા–પુરૂષમાં જે વિવિધતા દેખાય છે તેનું કારણ વિશ્વ એટલે જગત્ કે જે પ્રકૃતિના વિકાર રૂપે વિવિધ રૂપોને ધરે છે, તેમાં ચતન્યનું પ્રતિબિંબ સ્થાપિત થયેલું હોવાથી આત્મા–પુરૂષનું વિવિધ પ્રકારનું વિચિત્ર સ્વરૂપ આપણે દેખીયે છીએ તે માત્ર ઉપચાર ભાવે જ છે. વિશ્વ-જગતની અપેક્ષાથી તેવું માનવાનું છે પણ તે સત્ય નથી. તેના જવાબમાં કહે છે કે હે સાંખ્ય દર્શન પ્રવર પંડિતો! જો એમજ હોય તો જૈન સ્યાદ્‌વાદવાદીઓ તમોને પૂછે છે કે હે સાંખ્યવાદી પંડિતો! જો આત્મા તમારા મત પ્રમાણે તાત્ત્વિક રૂપે અવિચલિત સ્વભાવવાળો છે, તો પૂર્વના સ્વરૂપનો ત્યાગ કરી નવા સ્વરૂપને પામવારૂપ પર્યાયરૂપ ક્રિયાનો અભાવ જ આવે, તેથી જેવો પૂર્વ કાલમાં પ્રકૃતિની સાથે સંયોગ છે તેવો ઉત્તર કાલમાં પણ કાયમ રહેવાનો, કદાપિ પણ તેથી વિયોગ નહિ જ થવાનો, તે કારણે તાત્ત્વિક ભાવે કોઇ પણ કાલે આત્મા–પુરૂષ પ્રકૃતિને દૂર કરીને નિરાવરણ નહિજ થવાનો અને આ અનાદિ કાલથી આવેલું પ્રકૃતિનું આવરણ આત્માના ચૈતન્યને તેના શુદ્ધત્વ ભાવના પર્યાય કરવામાં નિત્ય બાધક ભાવ કરે. તેથી આત્મા મુક્ત ન જ થઈ શકે, તે માટે આત્માને પરાવર્તન ભાવ–નવા નવા પરિણામને કરનારો માન્યા વિના માયાથી એટલે પ્રકૃતિથી વિયોગ થવાનો કદાપિ સંભવજ નથી આવતો, તે કારણે જ આત્માને સ્યાદ્‌વાદ મતવડે જૈનોએ ભવ્યત્વ સ્વભાવ, પરિણામી સ્વભાવ વિગેરે અનેક સ્વભાવો કહ્યા છે, તે સ્વભાવ

યોગે ભવ્યત્વની યોગ્યતાથી તેનો પ્રકૃતિથી વિયોગ થવા રૂ
પરિણામને એટલે પોતાના સહજ સ્વરૂપને અવશ્ય પ્રાપ્ત કરી
શકે છે. તે કારણે જ્યારે સાંખ્યો તેને પરિણામી સ્વીકાર
ત્યારે પ્રકૃતિનો વિયોગ થતા આત્મ-પુરૂષ સદ્‌ચિદાનંદ સ્વ
રૂપ નિત્યાનંદનો ભોક્તા થાય છે, અન્યથા નથી થતો. ૪૫

હવે ફરીને પરદર્શનવાલાની શંકાઓનો ઉદ્‌ભાવ કરીને
તેનું સમાધાન કરતાં જણાવે છે કે—

**दिदृक्षा विनिवृत्तापि, नेच्छामात्रनिवर्तनात् ।**
**पुरुषस्योऽपि युक्तेयं, स च चिद्रूप एव वः ॥४५५॥**

અર્થ—જગતના પદાર્થો દેખવાની ઇચ્છા મુક્તિ અવ-
સ્થામાં રહેતી નથી, તેથી જ્ઞાનનો અભાવ છે એમ નહિ.
ઇચ્છા ન હોવા છતાં જ્ઞાન શક્તિ પુરૂષમાં ન્યાયથી ઘટે છે,
કારણ કે તે ચિદ્રૂપ છે તેથી તે જ્ઞાન શક્તિ તેજ અમારા
મતમાં આત્માનું ચિદ્રૂપ છે એમ જાણવું. ૪૫૫

વિવેચન—જીવાત્માઓને દિદક્ષા એટલે જગતના
પદાર્થોને કૌતુકથી જોવાની ઇચ્છા કદાપિ પણ નષ્ટ થતી નથી,
એટલે બાહ્ય પદાર્થો જોવાની ઇચ્છા રહેલી હોય છે, પણ
આત્મા આવરણનો નાશ કરી કૈવલ્ય તથા મુક્ત ભાવની
અવસ્થા જ્યારે પ્રાપ્ત કરે છે, ત્યારે તે વિરામ પામે છે.
એટલે કૈવલ્ય અવસ્થામાં મોહનીય કર્મનો નાશ થવાથી તેની
પેટા પ્રકૃતિરૂપ હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક અને જુગુ-
પ્સાવડે ઇષ્ટ વસ્તુને ગ્રહણ કરવાનો વિચાર, અનિષ્ટ વસ્તુને
છોડી દેવાનો વિચાર અને તે સિવાયના પદાર્થોને જોવા જાણ-

વાની પણ ઈચ્છા છદ્મસ્થ આત્માઓને હોય છે, તે કૈવલ્ય અવસ્થામાં મોહના નાશથી તેની પેટા ભાગમાં રહેલી દર્શન આદિ ઇચ્છારૂપ પ્રકૃતિનો પણ નાશ થાય છે તેથી તે ઇચ્છા સાંખ્યમત પ્રમાણે ચૈતન્યથી અભિન્ન હોવાથી ચૈતન્યરૂપ જ્ઞાનનો હેતુ હોવાથી ઇચ્છાના અભાવે અર્થ જ્ઞાનનો અભાવ થાય છે, એમ તેઓનુ કહેવું છે તે યોગ્ય નથી, કારણ કે તેવી કલ્પનાથી ચૈતન્યની વિનિવૃત્તિ આત્માથી થાય છે તેમ કહેવું પડે તે યોગ્ય નથી. માટે ચૈતન્ય એ પ્રકૃતિઓનો ધર્મ નથી. પ્રકૃતિ એ પુદ્ગલ પરમાણુના સમુહ રૂપ વિકારી જત્થા રૂપ સ્કંધો જ છે. તે દ્રવ્યોમાં ચૈતન્ય રૂપ જ્ઞાન દર્શન ચારિત્ર ધર્મ નથી રહેતા, પણ તે ચૈતન્યરૂપ જ્ઞાન આત્માના સહજ–સ્વભાવિક ધર્મરૂપે યાવદ્ દ્રવ્ય ભાવિરૂપ આત્મામાં જ એકત્વભાવે રહેલ છે. તે ચૈતન્ય જો આત્મધર્મ ન હોય તો આત્માને સામાન્ય રીતે સુખ, દુઃખ, હિત, અહિત વિગેરે બોધરૂપ જ્ઞાન ન જ થાય. તે માટે ચતન્ય એ આત્માથી અભિન્ન જ્ઞાન, દર્શન, ચારિત્ર વિગેરે ગુણમય આત્મપર્યાયો થવામાં ઉપાદાન કારણરૂપ હેતુપણે જ છે, તેથી તે ગુણ પર્યાયના અભેદ આધારરૂપ આત્મા ચિદ્રૂપ જ છે, એટલે સ્વવિજ્ઞાનરૂપ છે એમ અવશ્ય માનવું એમ અમારો મત છે. ૪૫૫

તેથી જે કહેવા યોગ્ય છે તે જણાવે છે—

चैतन्यं चेह संशुद्धं, स्थितं सर्वस्य वेदकम् ।
तन्त्रे ज्ञाननिषेधस्तु, प्राकृतापेक्षया भवेत् ॥ ४५६ ॥

" आत्मदर्शनतस्स्याद् मुक्तिः "

આત્માનું સમ્યગ્ પ્રકારે દર્શન આત્માને થાય તેથી તે મુક્ત થઈ શકે છે. અને જૈન શાસ્ત્રોમાં તે વાત ન્યાયની યુકિતથી બરાબર સમજાવી છે. તેથી એમજ સમજવાનુ કે ઈન્દ્રિય મન વિગેરે પુદ્ગલ પ્રકૃતિના સંબંધ નષ્ટ થવા છતાં આત્મા સહજ સ્વરૂપે અનંત જ્ઞાન, દર્શન ચારિત્ર, વીર્ય વિગેરે સહજ ગુણથી અભિન્ન હોવાથી રૂપ, રસ, ગન્ધ, સ્પર્શ શબ્દાદિક વિષયોને ગ્રહણ કરનાર (જાણનાર) જ્ઞાન ચૈતન્ય રૂપ જ છે, એમ તંત્ર એટલે શાસ્ત્રની યુકિત વડે સિધ્ધ થાય છે જ, એમ હોવાથી સર્વથા આવરણના અભાવમાં અનંત જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય વિગેરે ગુણો મુકિત અવસ્થામાં આત્મને અવશ્ય હોય છે, તેમ શાસ્ત્રની ન્યાય પૂર્વકની યુકિતથી સિધ્ધજ છે. ૪૫૭

હવે બીજા દર્શનકારોના તત્વને જણાવીને તેની મિમાંસા કરતાં કહે છે કે—

नैरात्म्यदर्शनादन्ये, निबन्धनवियोगतः ।
दोषप्रहाणमिच्छन्ति, सर्वथा न्याययोगिनः ॥ ४६८ ॥

અર્થ—અન્ય એટલે બોધ કે જેઓ ન્યાય યોગિઓ કહેવાય છે તે આત્માને નિરાત્મભાવ દર્શન મુકતતા થાય છે તથા દોષોનો નાશ થવાથી મુકિત પ્રાપ્ત થાય છે, સર્વથા કર્મથી મુકાય છે તેમ ઈચ્છે છે. ૪૫૮

વિવેચન—હવે પૂજ્ય આચાર્યશ્રી બોધ મતના આત્મા સંબંધી વિચાર જાહેર કરતાં કહે છે કે, અન્ય એટલે કેટ-

લોક બૌધ પંડિતો આત્મા કે જેને અજ્ઞાની લોકો જીવ કહે છે, ચેતન પણ કહે છે તે આત્મા ક્ષણિક છે. આત્માના જે ક્ષણોના ક્ષણિક સ્વરૂપો છે, તે વસ્તુતઃ કાંઈ જ નથી, શૂન્ય માત્ર જ છે, તેથી જ્યારે સમ્યગ્જ્ઞાનથી સર્વથા આત્માના અભાવ રૂપ નિરાત્મ સ્વરૂપનું દર્શન કરશે ત્યારે હું આદિના નિમિત્ત કારણનો અભાવ થશે. તે નિમિત્તના અભાવે તૃષ્ણા એટલે ભોગાદિની તીવ્ર વાછા નષ્ટ થશે ત્યારે મુક્ત થશે, એમ ન્યાય યોગિઓ એટલે ન્યાયની યુકિતવડે આત્માના સ્વરૂપનો અભાવ સિદ્ધ કરવાની પ્રવૃત્તિ કરનારા બૌદ્ધો માને છે. પણ આવા ઉપર કહ્યા તે વિચાર સાંખ્ય દર્શન-કારોના નથી. કારણ કે તે સાંખ્યો શ્રી કપિલ દેવ આદિ મહર્ષિઓના કહેલા શાસ્ત્રોનું શરણ લેનારા છે. પૂજ્ય હરિભદ્ર સૂરિવર બૌદ્ધ મતનો અધિકાર જણાવતાં કહે છે કે—

" नैरात्मदर्शनाद् मुक्तिः "

સર્વથા આત્માનો અભાવ છે એવા પ્રકારનું જ્ઞાન થવાથી મુક્તિ થાય છે. કારણ કે ક્ષણે ક્ષણે આત્મા નાશ પામતો હોવાથી ક્ષણિક જ છે. તેમાં ભ્રમણથી નિત્યત્વ દેખાતું હોવાથી તૃષ્ણા ભોગની તીવ્ર ઇચ્છાઓ થાય છે. તેથી તેવા પ્રકારનું આત્મ દર્શન દોષની પરંપરાને વધારે છે. તેથી શ્રીમાન્ બુદ્ધ દેવ કહે છે કે હું આત્મા નથી, હું કાંઈ જ નથી, મારૂં પણ કોઈ નથી એવું નિરાત્મ દર્શન થાય છે ત્યારે તેનો નાશ થાય છે. આત્મ દર્શન કારણોનો જ્યા અભાવ થાય, ત્યાં દોષોનો પણ નાશ જ થાય છે, એમ બૌદ્ધ પંડિત અવરો માને છે. તેમજ ન્યાયરૂપ પ્રમાણોની યુકિતનું બલ

અર્થ—મુક્તાવસ્થામાં ચૈતન્ય પરમ શુધ્ધ હોવાથી આત્માને સર્વ પદાર્થોનું જ્ઞાન સિધ્ધજ થાય છે, પણ સાંખ્ય તંત્ર (શાસ્ત્ર) માં જે નિષેધ કરેલ છે તે પ્રાકૃત ઇન્દ્રિય જ્ઞાનવાલા અજ્ઞાનીઓની અપેક્ષાએ કહેલ છે. ૪૫૬

વિવેચન—સર્વ કર્મ મલનો ક્ષય થવાથી આત્મસ્વરૂપ નિરાવરણ થયું છે, તેથી આત્માનું સહજ ભાવે ચૈતન્ય સ્વરૂપ જે જ્ઞાન, દર્શન, ચારિત્ર અને વીર્યમય ધર્મ છે, તે પૂર્ણ શુધ્ધ થયેલો હોવાથી જગતના સર્વ દ્રવ્ય, ગુણ, પર્યાય મય પદાર્થો કે જે ભૂત કાલીન, ભાવિકાલીન કે વર્તમાન કાલીન હોય, ગુપ્તમાં ગુપ્ત હોય તો પણ આત્માની કેવળ જ્ઞાન રૂપ ચૈતન્ય શક્તિથી સર્વ જ્ઞેયના વેદક એટલે જ્ઞાતા છે. એ જાણવા માટે કુતુહલ ભાવે મન આદિનો ઉપયોગ કરવો પડતો નથી પણ સહજ ભાવે જાણવા દેખવાપણું છે તે વાત સર્વ જૈનાગમ સિધ્ધાંતમાં સંમત છે, તો તંત્ર એટલે સાંખ્ય આગમોમાં મુક્તાવસ્થામાં જ્ઞાનનો નિષેધ કરેલો છે, તે કેવી રીતે સમજવો ? ઉત્તર આપતાં જણાવે છે કે છદ્મસ્થ અવસ્થામાં રહેલા જીવાત્માને જ્ઞાનાવરણીય આદિ કર્મ દલના ક્ષયોપશમ ભાવે વિકલ્પ સંકલ્પ વાલું મન તથા ઇન્દ્રિયોના સહકારથી થતું એવું જે જ્ઞાન હોય તે કેવળી સર્વજ્ઞને નથી હોતું, તેથી તેવા પ્રાકૃત સંકલ્પ વિકલ્પ સ્વપ્ન રૂપ જ્ઞાનનો અભાવ કહેલો છે તે યોગ્ય છે. ૪૫૬

હવે તે સંબંધમાં બીજી યુક્તિઓ જણાવતા કહે છે—

आत्मदर्शनतश्च स्या—न्मुक्तिर्यत्तन्त्रनीतितः ।
तदस्य ज्ञानसद्भाव—स्तन्त्रयुक्त्यैव साधितः ॥ ४५७ ॥

અર્થ—આત્મદર્શનથી મુક્તિ પ્રાપ્ત થાય છે તેમ સાંખ્ય શાસ્ત્રમાં ન્યાયની યુક્તિથી સિધ્ધ થાય છે, તથી મુક્ત અવસ્થામાં જ્ઞાનનો સદ્‌ભાવ શાસ્ત્રની યુક્તિથી સાધ્ય (સિધ્ધ) કરેલો છે. ૪૫૭

વિવેચન—આત્માનું સમ્યગ્ દર્શન જ્ઞાનના બલથી પ્રગટે છે. કારણ તેજ પોતાનું આત્મસ્વરૂપ એટલે આત્માના તાદાત્મ્યભાવે રહેલ ગુણો તથા પર્યાયનો સંબંધ અનાદિ કાલીન છે, પણ તે જ્ઞાન શક્તિમાં લાગેલા કર્મના આવરણોને કારણે અવરાયેલી જે શક્તિ છે, તેના અનુભવ જ્ઞાન અને દર્શન રૂપ સમ્યગ્ શ્રધ્ધાવડે આત્મસ્વરૂપનો તથા પરપુદ્‌ગલ સ્વરૂપનો નિશ્ચય કરે છે. તે સમ્યગ્ આત્મ દર્શનથી સ્વસ્વરૂપની તરફ પ્રવૃત્તિ કરનારા આત્મા વીર્યરૂપ શક્તિથી યુક્ત સમ્યગ્ જ્ઞાનના યોગે શુધ્ધ ભાવથી યુક્ત ચારિત્રયોગ વડે મોહનીય, જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય તથા અંતરાય રૂપ ઘાતીકર્મ સમુહનો ક્ષય કરીને કેવળ જ્ઞાન દર્શન રૂપ સ્વશક્તિ પ્રગટ કરી આત્માનું પ્રત્યક્ષ દર્શન કરેછે. તે પ્રત્યક્ષ આત્મ દર્શનથી સંસારના બંધના હેતુ રૂપ કર્મ શક્તિ સર્વથા નાશ થયેલી હોવાથી આત્મા સ્વતંત્ર થાય છે તે પ્રથમ મુક્તિ સમજવી અને બળેલી શેંધરીના જેવા બાકી રહેલા કર્મ કે જે અઘાતી રૂપ હોવાથી તેનો થોડા સમયમાં ક્ષય કરીને સર્વથા મુક્ત દશા પામેલો આત્મા જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્યાદિ ગુણ યુક્ત અનંત પરમાનંદનો અનુભવ મોક્ષ સ્થાનમાં કરે છે. તે વાત તંત્ર એટલે સાંખ્ય આગમ શાસ્ત્રમાં પણ કહી છે, તે આપ્રમાણે—

" आत्मदर्शनतस्स्याद् मुक्तिः "

આત્માનું સમ્યગ્ પ્રકારે દર્શન આત્માને થાય તેથી તે મુક્ત થઈ શકે છે. અને જૈન શાસ્ત્રોમાં તે વાત ન્યાયની યુકિતથી બરાબર સમજાવી છે. તેથી એમજ સમજવાનું કે ઈન્દ્રિય મન વિગેરે પુદ્ગલ પ્રકૃતિના સંબંધ નષ્ટ થવા છતાં આત્મા સહજ સ્વરૂપે અનંત જ્ઞાન, દર્શન ચારિત્ર, વીર્ય વિગેરે સહજ ગુણુથી અભિન્ન હોવાથી રૂપ, રસ, ગન્ધ, સ્પર્શ શબ્દાદિક વિષયોને ગ્રહણ કરનાર (જાણનાર) જ્ઞાન ચૈતન્ય રૂપ જ છે, એમ તંત્ર એટલે શાસ્ત્રની યુકિત વડે સિધ્ધ થાય છે જ, એમ હોવાથી સર્વથા આવરણના અભાવમાં અનંત જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય વિગેરે ગુણો મુકિત અવસ્થામાં આત્મને અવશ્ય હોય છે, તેમ શાસ્ત્રની ન્યાય પૂર્વકની યુકિતથી સિધ્ધજ છે. ૪૫૭

હવે બીજા દર્શનકારોના તત્વને જણાવીને તેની મિમાંસા કરતાં કહે છે કે—

नैरात्म्यदर्शनादन्ये, निबन्धनवियोगतः ।
दोषप्रहाणमिच्छन्ति, सर्वथा न्याययोगिनः ॥ ४६८ ॥

અર્થ—અન્ય એટલે બૌધ કે જેઓ ન્યાય યોગિઓ કહેવાય છે તે આત્માને નિરાત્મભાવ દર્શન મુકતતા થાય છે તથા દોષોનો નાશ થવાથી મુકિત પ્રાપ્ત થાય છે, સર્વથા કર્મથી મુકાય છે તેમ ઈચ્છે છે. ૪૫૮

વિવેચન—હવે પૂજ્ય આચાર્યશ્રી બૌધ મતના આત્મા સંબંધી વિચાર જાહેર કરતાં કહે છે કે, અન્ય એટલે કેટ-

લોક બોધ પંડિતો આત્મા કે જેને અજ્ઞાની લોકો જીવ કહે છે, ચેતન પણ કહે છે તે આત્મા ક્ષણિક છે. આત્માના જે ક્ષણોના ક્ષણિક સ્વરૂપો છે, તે વસ્તુતઃ કાંઈ જ નથી, શૂન્ય માત્ર જ છે, તેથી જ્યારે સમ્યગ્જ્ઞાનથી સર્વથા આત્માના અભાવ રૂપ નિરાત્મ સ્વરૂપનું દર્શન કરશે ત્યારે હું આદિના નિમિત્ત કારણનો અભાવ થશે. તે નિમિત્તના અભાવે તૃષ્ણા એટલે ભોગાદિની તીવ્ર વાંછા નષ્ટ થશે ત્યારે મુક્ત થશે, એમ ન્યાય યોગિઓ એટલે ન્યાયની યુક્તિવડે આત્માના સ્વરૂપનો અભાવ સિદ્ધ કરવાની પ્રવૃત્તિ કરનારા બોદ્ધો માને છે. પણ આવા ઉપર કહ્યા તે વિચાર સાંખ્ય દર્શનકારોના નથી. કારણ કે તે સાંખ્યો શ્રી કપિલ દેવ આદિ મહર્ષિઓના કહેલા શાસ્ત્રોનું શરણ લેનારા છે. પૂજ્ય હરિભદ્ર સૂરિવર બૌદ્ધ મતનો અધિકાર જણાવતાં કહે છે કે—

" नैरात्मदर्शनाद् मुक्तिः "

સર્વથા આત્માનો અભાવ છે એવા પ્રકારનું જ્ઞાન થવાથી મુક્તિ થાય છે. કારણ કે ક્ષણે ક્ષણે આત્મા નાશ પામતો હોવાથી ક્ષણિક જ છે. તેમાં ભ્રમણથી નિત્યત્વ દેખાતું હોવાથી તૃષ્ણા ભોગની તીવ્ર ઇચ્છાઓ થાય છે. તેથી તેવા પ્રકારનું આત્મ દર્શન દોષની પરંપરાને વધારે છે. તેથી શ્રીમાન્ બુદ્ધ દેવ કહે છે કે હું આત્મા નથી, હું કાંઈ જ નથી, મારૂં પણ કોઈ નથી એવું નિરાત્મ દર્શન થાય છે ત્યારે તેનો નાશ થાય છે. આત્મ દર્શન કારણોનો જ્યા અભાવ થાય, ત્યાં દોષોનો પણ નાશ જ થાય છે, એમ બોદ્ધ પંડિત અવરો માને છે. તેમજ ન્યાયરૂપ પ્રમાણોની યુક્તિનું બલ

ધારણ કરનારા ન્યાયવાદીઓ સર્વ દોષોની સર્વથા હાનિ થતાં આત્મા મુક્ત થાય છે . એમ કહે છે. પણ આ વિદ્વાન પંડિતો સાંખ્ય દર્શનવાદીની જેમ એકલા શાસ્ત્રોના પ્રમાણનું શરણ નથી કરતા. ૪૫૮

હવે તે બૌધ્ધ પંડિતો પોતાના મતનું સમર્થન કરતા છતાં આ પ્રમાણે જણાવે છે—

**समाधिराज एतत्तत्, तदेतत्तत्त्वदर्शनम् ।**
**आग्रहच्छेदकार्येतत्, तदेतदमृतं परम् ॥ ४५९ ॥**

**અર્થ**—આ નિરાત્મ દર્શન જેમાં અનુભવાય તે સમાધિ રાજ છે, એમ શાસ્ત્રોમાં કહેલું છે, તેથી તેજ તત્ત્વ દર્શન છે, અને એ આગ્રહ રૂપ મુચ્છાંનો નાશ કરે છે, તેથી તે સમાધિ રાજ શ્રેષ્ઠ અમૃત છે. ૪૫૯

**વિવેચન**—આ નિરાત્મ દર્શન એટલે આત્મા નવા નવા જ્ઞાનનો કરનારો, નવા નવા શરીર વિગેરેના પરિણામોને કરનારો, આત્મા પ્રાકૃત લોકો કહે છે, તે વસ્તુતઃ નથી, તેઓની કલ્પના માત્ર છે, તેથી એવી ભ્રમણા નષ્ટ થાય, અને આત્મા નથી એવી સાચી શ્રધ્ધા થાય, તે વડે સ્થિરતા પૂર્વક ધ્યાન કરતા જે નિરાત્મ ભાવનું દર્શન થાય તેજ મહાન્ સમાધિ છે—સમાધિ રાજ છે. એમ શ્રીમાન બુધ્ધ દેવના કહેલા શાસ્ત્રોમાં કહ્યું છે, પણ નિરાત્મ દર્શન રૂપ શ્રેષ્ટતર મહાન્ રાજ રૂપ સમાધિવડે તેવી ભોગની ઈચ્છા નષ્ટ થવાથી હું કાંઈ નથી, મારૂં કોઈ નથી એવું પરમ સત્ય તત્ત્વરૂપ પરમાર્થનું અવલોકન થવાથી આત્મા મોક્ષ ભાવને

પામે છે. તેથી તે સમાધિ પરમ ભાવમય અમૃત સમાન આ-નંદકારી છે. ૪૫૯

એ વાતને વિશેષ ભાવે જણાવતાં કહે છેઃ—

तृष्णा यज्जन्मनो योनिध्रुवा सा चात्मदर्शनात् ।
तदभावान्न तद् भावस्तत्ततो मुक्तिरित्यपि ॥ ३६० ॥

અર્થ—જન્મે જન્મની ઉત્પત્તિનું કારણ જે તૃષ્ણા છે તે આત્મ દર્શનથી દ્રઢ થાય છે. આત્મ દર્શનના અભાવમાં તૃષ્ણાનો અભાવ થતાં મુક્તિ પ્રાપ્ત થાય છે. ૪૬૦

વિવેચન—બૌધ્ધો કહે છે કે તૃષ્ણા એટલે જગતની વસ્તુઓને પોતાની બનાવવાની જે અભિલાષા લોભ રૂપે છે તે તૃષ્ણા સંસારમાં અનેક જન્મ મરણનો હેતુ હોવાથી બીજ રૂપ યોનિ કહેવાય છે. તે તૃષ્ણા આત્માના દર્શનથી એટલે હું રાજા, હું શેઠ, હું આ રાજ્ય આ મિલ્કતનો માલીક, હું આ પદ્માણીનો પતિ, આ હું અને આ મારૂં એવું બૌધ્ધોની પરિભાષાવાળું આત્મદર્શન એટલે હું અને મારાપણાની બુધ્ધિથી જોવાતું પોતાનું સ્વરૂપ તે અવશ્ય તૃષ્ણા એટલે હું લોભ ભાવને નિશ્ચિત–દ્રઢ કરે છે, તે કારણે આત્મા એટલે હું અને મારૂં એવું કાંઈ નથી એવું અનાત્મ દર્શન થવાથી તે આત્મ દર્શનથી થનારી લોભ રૂપ તૃષ્ણા નષ્ટ થાય છે, તેથી તૃષ્ણાના અભાવના કારણરૂપ નિરાત્મ દર્શન જ્યારે થાય, ત્યારે સંસારના બંધનથી છુટેલો એવો જીવ મુક્તિમાં જાય છે, એટલે સાર એ છે કે નિરાત્મ દર્શન

એ મુક્તિ માટે પરંપરા કારણુ અને તૃષ્ણાનો ઉચ્છેદ તે અનંતર કારણુ છે એમ બૌધ્ધ પંડિતો કહે છે. ૪૬૦

એથી વિપરીત ભાવે દોષ દર્શન થાય છે તે બતાવતાં જણાવે છે—

**न ह्यपश्यन्नहमिति, स्निह्यत्यात्मनि कश्चन ।**
**न चात्मनि विना प्रेम्णा, सुखकामोऽभिधावति ॥४६१॥**

**અર્થ**—આત્માને હું છું એવા દર્શનનો અભાવ થવાથી કોઈ પણ સ્થાને સ્નેહ નથી રહેતો, તેથી પ્રેમનો અભાવ થવાથી સુખને માટે તે જ્યાં ત્યાં ફાંફાં નથી મારતો, તેથી શૂન્યરૂપે સ્થિર થાય છે. ૪૬૧

**વિવેચન**—હું રાજા, હું શેઠ, હું ચક્રી અને આ રાજ્ય મારૂં છે, હું આનો પતિ, એ મારી સ્ત્રી વિગેરે હું ભાવમાં રહેલો આત્માનો ભાવ દેખાય છે, તે ભ્રમણા રૂપ હોવાથી જન્મ, મરણ, આધિ, ઉપાધિ, વ્યાધિનો હેતુ થાય છે, અને હું અને મારૂં એવા સ્નેહ–પ્રેમ રૂપ મોહને વધારે છે. પરંતુ હું નથી, અને મારૂં પણ કોઈ નથી એવા ભાવથી આત્માનુ અદર્શન (નૈરાત્મ દર્શન) કરનારો કોઇ પણ વસ્તુ ઉપર સ્નેહ–પ્રેમ કરતો નથી. એટલે હું અને મારૂં એવા વિષયવાળી બુદ્ધિ ન કરતો હોવાથી પ્રેમને પણ વિષયમાં નથી જોડતો અને આત્મામાં આસક્તિ ભાવ રૂપ પ્રેમનો અભાવ થવાથી એટલે ગૃદ્ધિભાવ ન કરતો હોવાથી સુખની અભિલાષા વડે કોઈ પણ સ્થળે પ્રવૃત્તિ કરતો નથી અને નિરાત્મ દર્શન રૂપ પરમ સમાધિમાં શુન્યાકારે લીન થાય છે, તેથી તે મુકત થઈ શકે છે. ૪૬૧

તેથી શું બીના થાય તે જણાવે છે—

**सत्यात्मनि स्थिरे प्रेम्णि, न वैराग्यस्य सम्भवः।**
**न च रागवतो मुक्ति–र्दीतव्याऽस्या जलाञ्जलिः ॥४६२॥**

**અર્થ**—જો આત્મામાં સ્થિર પ્રેમ હોય તો કદાપિ પણ વૈરાગ્યનો સંભવ નથી જ, જ્યાં સુધી રાગવાન હોય ત્યાં લગી મુક્તિ પણ નથી મલતી, આવો બૌધ્ધોનો જે સિધ્ધાંત છે તેનો ત્યાગ કરવો યોગ્ય છે. એટલે તેને જલાંજલિ આપવી જોઇએ. ૪૬૨

**વિવેચન**—સ્થિરતામય પ્રેમ જ્યાં સુધી આત્મામાં હોય એટલે હું અને મારૂં એવા ભાવે પ્રેમ–આસકિતભાવ આત્મામાં વર્તે છે ત્યાં લગી ક્ષણિકવાદી બૌદ્ધોના સિદ્ધાંતને અનુસારે ભોગની પ્રીતિનો અભાવ નથી થતો. ભોગોમાં આસકિત રૂપ તૃષ્ણા વધતી જાય છે, પણ વૈરાગ્ય ભાવ–સંસારના ભોગ ઉપર અરૂચિ–અનાસકિત નથી થતી. તે કારણે સંસારમાં જીવોનો રાગ હોવાથી મુકિત પણ નથી મળતી. આવો બૌદ્ધ દર્શનનો નિરાત્મ દર્શન મુકિતમાં એક હેતુ રૂપે તેઓ માને છે, તેથી બૌદ્ધ પંડિતો જણાવે છે કે આત્મદર્શનનો ત્યાગ કર્યા વિના (જલાંજલિ દીધા વિના) મુકત નહિજ થવાય. માટે જૈન કહે છે તે સમ્યગ્ રીતે વિચારીયે તો બધું અસંગ એટલે અયોગ્ય લાગે છે. તેથી આત્મ દર્શનીઓએ મુક્તિની ઇચ્છાને જલાંજલિ આપી દેવી. એટલે આત્મદર્શનીઓએ મોક્ષ મેળવવાની કદાપિ ઇચ્છા રાખવી નહિ. કારણ કે તે આત્મદર્શન રૂપ વજ્રપાત વડે તે મુકિત હણાએલી છે. ૪૬૨

અહિંઆં ખંડન રૂપે તેનો પ્રત્યુત્તર આપીયે છીએઃ—

**नैरात्म्यमात्मनोऽभावः, क्षणिको वाऽयमित्यदः ।**
**विचार्यमाणं नो युक्त्या, द्वयमप्युपपद्यते ॥ ४६३ ॥**

અર્થ—નિરાત્મ દર્શનમાં નિરાત્મ એટલે આત્માનો અત્યંતાભાવ કહેવો ? કે આત્માનું ક્ષણિકત્વ કહેવું ? એ બે પ્રશ્ન વિચારવા યોગ્ય છે, તે વિચારતાં એકેની જરા પણ સિદ્ધિ થતી નથી. ૪૬૩

**વિવેચન**—હે બૌદ્ધ પંડિત પ્રવરો ! આ નિરાત્મ-દર્શન જો મુક્તિમાં કારણ છે એમ તમારૂં કહેવું છે, તો તે નિરાત્મદર્શન કેવા સ્વરૂપનું છે તેનો ઉત્તર આપશો કે ? અહિંઆં તે વિષયમાં બે કલ્પના થાય છે, તેમાં પ્રથમ નિરાત્મદર્શન એટલે આત્મા નામનો પદાર્થ નથી એવી રીતે આત્માનો સર્વથા અભાવ માનવો ? એટલે આત્માનો અત્યંતાભાવ માનવો, એમ તમારૂં કહેવું છે. જેવી રીતે શશલાના શિંગડાનો અત્યંતાભાવ છે, વંધ્યાપુત્રનો અત્યંતાભાવ છે, આકાશ કુસુમનો અત્યંતાભાવ છે, તેવી રીતે આત્માનો પણ અત્યંતાભાવ જ માનવો, તે મુક્તિનો હેતુ છે કે બીજી રીતે તમો જણાવશો. બીજી કલ્પના આત્મા ક્ષણિક એટલે એક ઉત્પત્તિ સમયમાં જીવન ધારણ કરી બીજી ક્ષણે નાશ પામનારો માનવો તેથી મુક્તિ પ્રાપ્ત થાય ? તેનો પણ ઉત્તર આપવો જોઈએ. આ બે વિકલ્પ વડે વિચારતાં ન્યાયની શુદ્ધ યુક્તિઓથી હેતુ સાધ્યના અનુમાન પ્રયોગ વડે સિદ્ધ થતો નથી એટલે નિરાત્મદર્શન મુક્તિનું કારણ સિદ્ધ થતું નથી. ૪૬૩

તે વાતને વિશેષ ભાવથી જણાવે છે—

**सर्वथैवात्मनोऽभावे, सर्वा चिन्ता निरर्थका ।**
**सति धर्मिणि धर्मा य–च्चिन्त्यन्ते नीतिमद् वचः॥४६४॥**

અર્થ—જો સર્વથા આત્માનો અભાવ હોય તો મોક્ષ મેળવવાની ચિન્તા નકામી જ છે, તે પણ વિચારવું જોઈએ. જો ધર્મીની સત્તા વિદ્યમાન હોય તો ધર્મની ચિન્તા કરવી યોગ્ય છે, એ ન્યાયવાનનું વચન છે. ૪૬૪

**વિવેચન**—આત્મા સંબંધિ વિચાર કરતાં તે દ્રવ્યત્વ તથા પર્યાયત્વરૂપે. વિચારાય છે. તેમાં પ્રથમ બે વિકલ્પો એટલે નિરાત્મ દર્શન વડે અને ક્ષણિકત્વ ભાવ વડે નષ્ટ થનારો એવા હેતુવડે આત્માનો અભાવ તમો માનતા હો તો પુછાય છે કે જો સર્વથા દ્રવ્યથી પણ અભાવ એટલે ભાવથી પણ અભાવ રૂપે સ્વીકારીને આત્માનો સર્વથા અભાવ બુદ્ધ ભગવંતના અનુયાયીઓ માનતા હોય તો, તેઓને સ્વર્ગ કે મોક્ષના ફલ અમુક ક્રિયા અનુષ્ઠાનથી મળે છે તેવી ચિન્તાની જરૂર જ નથી, કારણ સ્વર્ગ કે મોક્ષરૂપ ફળનો આત્માથી અન્ય કોઈ ભોકતા જ નથી. જેનો કોઈ ભોગવનારો જ ન હોય તે વસ્તુનું અસ્તિત્વ કે નાસ્તિત્વ પણ વિચારવાનું નથી રહેતું. પણ જો દ્રવ્ય પર્યાય રૂપ ધર્મી એટલે ગુણ પર્યાય રૂપ ધર્મને ધરનારો તે ધર્મના આધાર ભૂત પાત્ર રૂપ દ્રવ્ય જો વિદ્યમાન હોય તો તેના અમુક ધર્મો છે અમુક નથી એવો વિચાર કરાય તેજ ન્યાયથી નીતિવંત પુરૂષ પ્રવરોનો ઉપદેશ છે, પણ વાંઝણીનો પુત્ર, જેની સર્વથા

અહિંઆં ખંડન રૂપે તેનો પ્રત્યુત્તર આપીયે છીએઃ—

**नैरात्मसात्मनोऽभावः, क्षणिको वाऽयमित्यदः ।**
**विचार्यमाणं नो युक्त्या, द्वयमप्युपपद्यते ॥ ४६३ ॥**

**અર્થ**—નિરાત્મ દર્શનમાં નિરાત્મ એટલે આત્માનો અત્યંતાભાવ કહેવો ? કે આત્માનું ક્ષણિકત્વ કહેવું ? એ બે પ્રશ્ન વિચારવા યોગ્ય છે, તે વિચારતાં એકેની જરા પણ સિદ્ધિ થતી નથી. ૪૬૩

**વિવેચન**—હે બૌદ્ધ પંડિત પ્રવરો ! આ નિરાત્મ-દર્શને જો મુકિતમાં કારણ છે એમ તમારૂં કહેવું છે, તો તે નિરાત્મદર્શન કેવા સ્વરૂપનું છે તેનો ઉત્તર આપશો કે ? અહિંઆં તે વિષયમાં બે કલ્પના થાય છે, તેમાં પ્રથમ નિરાત્મદર્શન એટલે આત્મા નામનો પદાર્થ નથી એવી રીતે આત્માનો સર્વથા અભાવ માનવો ? એટલે આત્માનો અત્યંતાભાવ માનવો, એમ તમારૂં કહેવું છે. જેવી રીતે શશલાના શિંગડાનો અત્યંતાભાવ છે, વંધ્યાપુત્રનો અત્યંતાભાવ છે, આકાશ કુસુમનો અત્યંતાભાવ છે, તેવી રીતે આત્માનો પણ અત્યંતાભાવ જ માનવો, તે મુકિતનો હેતુ છે કે બીજી રીતે તમો જણાવશો. બીજી કલ્પના આત્મા ક્ષણિક એટલે એક ઉત્પત્તિ સમયમાં જીવન ધારણ કરી બીજી ક્ષણે નાશ પામનારો માનવો તેથી મુકિત પ્રાપ્ત થાય ? તેનો પણ ઉત્તર આપવો જોઈએ. આ બે વિકલ્પ વડે વિચારતાં ન્યાયની શુદ્ધ યુક્તિઓથી હેતુ સાધ્યના અનુમાન પ્રયોગ વડે સિદ્ધ થતો નથી એટલે નિરાત્મદર્શન મુકિતનું કારણ સિદ્ધ થતું નથી. ૪૬૩

તે વાતને વિશેષ ભાવથી જણાવે છે—

**सर्वथैवात्मनोऽभावे, सर्वा चिन्ता निरर्थका ।**
**सति धर्मिणि धर्मा य-श्चिन्त्यन्ते नीतिमद् वचः॥४६४॥**

અર્થ—જો સર્વથા આત્માનો અભાવ હોય તો મોક્ષ મેળવવાની ચિન્તા નકામી જ છે, તે પણ વિચારવું જોઈએ. જો ધર્મીની સત્તા વિદ્યમાન હોય તો ધર્મની ચિન્તા કરવી યોગ્ય છે, એ ન્યાયવાનનું વચન છે. ૪૬૪

વિવેચન—આત્મા સંબંધિ વિચાર કરતાં તે દ્રવ્યત્વ તથા પર્યાયત્વરૂપે વિચારાય છે. તેમાં પ્રથમ બે વિકલ્પો એટલે નિરાત્મ દર્શન વડે અને ક્ષણિકત્વ ભાવ વડે નષ્ટ થનારો એવા હેતુવડે આત્માનો અભાવ તમો માનતા હો તો પુછાય છે કે જો સર્વથા દ્રવ્યથી પણ અભાવ એટલે ભાવથી પણ અભાવ રૂપે સ્વીકારીને આત્માનો સર્વથા અભાવ બુદ્ધ ભગવંતના અનુયાયીઓ માનતા હોય તો, તેઓને સ્વર્ગ કે મોક્ષના ફલ અમુક ક્રિયા અનુષ્ઠાનથી મલે છે તેવી ચિન્તાની જરૂર જ નથી, કારણ સ્વર્ગ કે મોક્ષરૂપ ફળનો આત્માથી અન્ય કોઈ ભોક્તા જ નથી. જેનો કોઈ ભોગવનારો જ ન હોય તે વસ્તુનું અસ્તિત્વ કે નાસ્તિત્વ પણ વિચારવાનું નથી રહેતું. પણ જો દ્રવ્ય પર્યાય રૂપ ધર્મી એટલે ગુણ પર્યાય રૂપ ધર્મને ધરનારો તે ધર્મના આધાર ભૂત પાત્ર રૂપ દ્રવ્ય જો વિદ્યમાન હોય તો તેના અમુક ધર્મો છે અમુક નથી એવો વિચાર કરાય તેજ ન્યાયથી નીતિવંત પુરૂષ પ્રવરોનો ઉપદેશ છે, પણ વાંઝણીનો પુત્ર, જેની સર્વથા

એકાંતથી અવિદ્યમાનતા છે, તેથી તે વિદ્વાન છે કે મૂર્ખ છે, સુરૂપવાન છે કે કદરૂપો છે, પરણ્યો છે કે કુંવારો છે તેવી ચિંતા નકામી છે, ફળ વિનાની છે. તેમ જ જો આત્મા એટલે જીવ કે જે જ્ઞાન દર્શન ગુણોથી યુકત કહેવાય છે, જે પાંચ ઇંદ્રિય શરીર મન આયુષ્ય વિગેરે પ્રાણોને ધારણ કરે છે, તેનો અત્યંતાભાવજ તમારા મતથી સિદ્ધ થાય છે એટલે વંધ્યા પુત્રની જેમ આત્માનો અભાવ છે, તો અમુક અનુષ્ઠાન કરવાથી સ્વર્ગ કે મોક્ષ મળે તેવી વાત કરવી તે નકામીજ છે, એમ નીતિમાન ન્યાય રૂપ ધર્મવંત પુરૂષો જણાવે છે, માટે તે વસ્તુનો વિચાર કરવો જોઇએ. ૪૬૪

તથા વિશેષ શું કરવું છે તે જણાવે છેઃ—

**नैरात्म्यदर्शनं कस्य, को वाऽस्य प्रतिपादकः ।**
**एकान्ततुच्छतायां हि, प्रतिपाद्यस्तथेह कः ॥ ४६५ ॥**

અર્થ—તમારૂં નિરાત્મ દર્શન કોને કયારે થયું અને તેનો કોણ પ્રતિપાદક છે, તે જણાવશો? આવું એકાંત તુચ્છ એટલે આત્માના અભાવનું પ્રતિપાદક કોણ હોઈ શકે? તે જણાવશો. ૪૬૫

વિવેચન—નિરાત્મ દર્શન એટલે આત્મા નથી તેવા અધ્યવસાયરૂપ ભાવથી શ્રધ્ધા રૂપ દર્શન પ્રથમ કોને થયું હતું? અથવા આ નિરાત્મ દર્શનનો યુક્તિથી પ્રતિપાદક એટલે પ્રણેતા પ્રથમ કોણ છે તે તમે જણાવશો? જો તમો એકાંત તુચ્છ એટલે આત્માનો એકાંતથી અભાવ હતો, તેથી આત્માના દર્શનનો અભાવ એટલે નિરાત્મ દર્શન હોય તો તેનો તેવી

વસ્તુને પ્રગટ રૂપે ઉપદેશ કરનારો કોણ પંડિત પુરૂષ છે? અને તે કેવી યુકિતથી—ન્યાય નીતિથી આત્માનો અભાવ સિદ્ધ કરે છે તે જણાવશો? ઉત્તર—કોઇ પણ એવા નિરાત્મવાદને સિદ્ધ કરનારો નથી થયો. વિશેષ વાત એ પણ સમજવાની છે કે શ્રી બુદ્ધ દેવને નિરાત્મ દર્શન મોક્ષમાં હેતુ સમજાયો, અને આત્મ દર્શનથી તૃષ્ણા વધે છે અને સંસારનું ભ્રમણ કાયમ થાય છે, તેમ બૌદ્ધ દર્શન પંડિતો જે કહે છે તે વિચારીયે. આત્માને જો રૂપ, રસ, ગન્ધ, સ્પર્શ શબ્દ વિગેરે ગુણો હોય તો ઇંદ્રિયોથી દર્શન થાય, પણ તેવા સ્વરૂપ વાળો તે આત્મા નથી. તેમજ મન તથા શરીર પણ આત્મા નથી, તેથી ઇંદ્રિય ગ્રાહ્ય તો આત્મા નથી, તો કેવી રીતે બુદ્ધ ભગવાને તે આત્માના દર્શનથી સંસારથી ભ્રમણા વધે એવો નિશ્ચય કર્યો? તે વિચારશો. જૈન સિધ્ધાંત પ્રમાણે આત્માની ત્રણ અવસ્થા નિમાણ કરાયેલી છે. તેમાં બાહ્ય દ્રષ્ટિથી ઇંદ્રિય શરીર ને મન આત્મા છે એવી બુધ્ધિથી જે ગ્રહણ કરે છે તે બાહ્ય આત્મા કહેલો છે. તેને શ્રીમાન્ બુધ્ધ દેવ કહે છે તેવી ભોગની તૃષ્ણા હોય છે. તે અવશ્ય સંસારની વૃધ્ધિ કરે છે. તેથી વસ્તુતઃ શ્રી બુદ્ધ દેવને થયેલું આત્મ દર્શન તે સત્ય આત્મ દર્શન નથી પણ બહિરાત્મ દર્શનજ છે. સત્ય આત્મ-દર્શન તો સમ્યગ્ જ્ઞાનવંતને જ થાય છે. તેમજ તે દર્શનથી સંસારની ભોગ તૃષ્ણા નાશ પામતી જાય છે. શ્રી બુદ્ધ દેવને જે નૈરાત્મદર્શન મોક્ષ હેતુ તરીકે જણાય છે તે પણ યોગ્ય નથી. જો આત્મા નથી તો આ દેખાતી બાહ્ય કે અભ્યંતર દ્રવ્ય ગુણ પર્યાયમય કોઇ પણ વસ્તુ હોય કે ન હોય તેની પંચાત પણ કરવાની નથી રહેતી. તે મુક્તિ માટે તપ,

સંયમ, જપ, ધ્યાન, સમાધિની પણ આવશ્યકતા નથી રહેતી. જો આત્મા નથી તો જ્ઞાન અને જ્ઞેય પણ નથી, વ્યવહાર પણ નથી, હું ને મારૂં પણ નથી, સુખ દુ:ખની વાત કહેવાનું કે દુ:ખ દૂર કરવાનું પણ નથી રહેતું. પણ આવું નૈરાત્મ દર્શન ભગવાન બુધ્ધદેવને કેવી રીતે પ્રાપ્ત થયું ? જો આત્મા નથી તો હું નથી, મારૂં કોઇ નથી, એવો વિકલ્પ કોણે કર્યો ? શરીર, ઇંદ્રિય અને મન તો જડ છે તે અજ્ઞ હોવાથી તેવા સંકલ્પ કરવાની શક્તિ ધરાવતું નથી. તેથી જૈનાચાર્ય ભગવંતોએ આત્માના જે ત્રણ વિભાગ—અવસ્થા—ભેદ પાડયા છે, તેમાં પ્રથમ બાહ્યાત્મ દર્શન શ્રી બુધ્ધ દેવને થયેલું માની શકાય છે. શ્રીમાન્ બુધ્ધ દેવે ધીરજ રાખીને ધ્યાનમાં વધારે અનુભવ કરવા પુરૂષાર્થ કર્યો હોત તો અંતરાત્મ ને પરમાત્મ દર્શનનો પણ અનુભવ કરી શકત. તેમને ધ્યાનમાં જે શૂન્ય ભાસ્યું, તેથી આત્માનો અભાવ જણાયો, તે ન જણાત. માટે તેમના અનુયાયી વર્ગે વિચારવાનું રહે છે કે જેવી રીતે બાહ્ય દર્શનમાં ઇંદ્રિય શરીરમાં અજ્ઞાનના યોગે હુંપણું અનુભવાય છે, તેવીજ રીતે આત્મસ્વરૂપનો જો ઉંડો વિચાર કરાય તો તેનો અનુભવ અવશ્ય આવે. ઇંદ્રિયથી અને મનથી દેખાતાંમાં હું અને મારૂં કાંઈ નથી. તેથી હું આત્મા પર છું, હું તો બાહ્યથી દેખાતા વિષયોનો માત્ર દૃષ્ટાજ છું. મારૂં સ્વરૂપ જ્ઞાન દર્શન ચારિત્ર મય છે, જ્યારે ભોગ તૃષ્ણાનો ત્યાગ કરી સર્વત્ર જગત જંતુમાં મિત્ર ભાવે જોઉં, તેમના હિત અર્થે બનતું કરૂં, ઉંચ ગુણવંતોના દર્શનથી પ્રમોદનો અનુભવ કરૂં, દુ:ખીઓના દુ:ખ નાશ કરવા તેઓને ન્યાય નીતિ માર્ગમાં વાળું, અવળચંડા

અનાર્યો પ્રત્યે દ્વેષ—ખેદનો ત્યાગ કરી માધ્યસ્થ્ય ભાવને અનુસરૂં, તો હું પરમાત્માના સ્વરૂપનું દર્શન કરી શકું. પણ નિરાત્મ દર્શન તેવું કાર્ય કરવામાં અસમર્થ જ છે. ૪૬૫

હવે બૌધ્ધોના પેટા ભાગમાં જ્ઞાનવાદિ મતની આશંકા પ્રગટ કરી તેનો પરિહાર કરીને જણાવે છે:—

**कुमारीसुतजन्मादि, स्वप्नबुद्धिसमोदिता ।**
**भ्रान्तिः सर्वेयमिति चेन्नतु साधर्म एव हि ॥४६६॥**

**અર્થ**—ઉપર કહેલી બધી ધર્મની ચિન્તાની વાત કુમારીને પુત્રનો જન્મ થયો એવું જે સ્વપ્નમાં જોવાયું હોય તેવી ભ્રમણા સમાન જ છે. તેનો ઉત્તર એમ કે એ ભ્રમણા નથી પણ તે કુમારીનો જ અંતરગત ધર્મ છે. ૪૬૬

**વિવેચન**—આજ સુધી વિવાહના સાધનવડે સ્વ ઇષ્ટ પતિને પ્રાપ્ત નહિ થયેલી અને પતિના એકાંતવાસમાં સમાગમમાં નહિ આવેલી કુમારિકાને પુત્રનો જન્મ થવો તેને પરણાવવો વિગેરે મહોત્સવના સ્વપ્ન ઉંઘમાં આવે તે જેમ ભ્રમણા માત્ર છે. તેવી જ રીતે મનુષ્યાદિને સર્વે ધર્મો કે જે તમો પ્રતિપાદન કરો છો, તે વચનરૂપ ધર્મો, તેની ક્રિયા અનુષ્ઠાનો કે જે પ્રતિપાદ્ય વિષયો છે, તે પણ બધી ભ્રમણા મનની કલ્પેલી કલ્પના જ છે વસ્તુતઃ કાંઈ જ નથી. કહ્યું છે કે—

" यथा कुमारी स्वप्नान्तरेऽस्मिञ्जातं च पुत्रं विगतं च पश्येत् । जाते च हृष्टा, विगते च खिन्ना, तथोपमान् जानत सर्वधर्मान् ॥ "

અર્થ—આ આત્માનું ક્ષણિકપણું નથી સિધ્ધ થઇ શકતું, કારણ કે ક્ષણ પછી તેનો વિનાશ થાય છે. તેથી ઉત્તર ક્ષણની સાથે તેનો યોગ નથી થતો, અન્ય પૂર્વ ક્ષણના અભાવથી ઉત્તર ક્ષણ બનવાનો સંભવ કેવી રીતે થાય? તેથી એક બીજાને અન્વયનો અભાવ થાય છે. ૪૬૮

વિવેચન—જગતના પદાર્થો એક ક્ષણ માત્ર કાલ રહેનારા છે તેમ બૌધ્ધો કહે છે, પણ આ આત્માને તો તેવું ક્ષણિકપણું ઘટતું નથી. કારણ કે સ્વરૂપના લાભ થવાના સમય પછી એટલે ઉત્પન્ન થયો તે સમય પછીના ઉપલા સમયમાં સર્વથા વિનાશ પામે છે, તેથી અન્ય તેની પછી તરત ઉપજનારની સાથે અન્વય સંબંધ રહેતો નથી. જેમ વંધ્યા સ્ત્રીનો પુત્ર અસિધ્ધ છે તેમ આત્માદિ દ્રવ્ય ક્ષણક્ષયી માનીએ તો અન્વય સંબંધ ઘટતો ન હોવાથી ક્ષણિકત્વ અસિદ્ધ થાય છે. જો ભાવથી ભાવની સિદ્ધતા સ્વીકારાતી હોય તો પૂર્વ ભાવમાં એટલે પદાર્થમાં ઉત્તર કાલીન પદાર્થોનો અન્વય અનુક્રમે ગુણ પર્યાયની અનુવૃત્તિ, દ્રવ્યમાં કથંચિત્ નિત્યત્વ સ્વીકારવાથી સિદ્ધ થાય છે એટલે કાર્યત્વ રૂપે અને કારણત્વ રૂપે પર્યાયત્વ ભાવ ઘટે છે, પણ પદાર્થમાં એકાંતથી ક્ષણક્ષયિત્વ માનતાં નથી સંભવતું એજ કહેવાનું છે. તે કારણે હે બૌદ્ધ દર્શનના પંડિત પ્રવરો! જો તમે એકાંતથી સર્વથા આત્મા આદિ દ્રવ્યોને એક ક્ષણમાં ઉપજીને બીજી ક્ષણમાં સર્વથા નાશ થનારા માનો તો કારણના અભાવે ઉત્તર ક્ષણમાં નવા પદાર્થની ઉત્પત્તિ કેવી રીતે થાય? ન જ થાય બૌધ્ધો કહે છે કે અમે ઉત્તર ક્ષણની

ઉત્પતિ નાશ પામતા ક્ષણિકને જ માનીએ છીએ એટલે "भावादेव भावसिद्धिः" પૂર્વ ક્ષણનો જે નાશ તેજ ઉત્તર-ક્ષણની ઉત્પત્તિ એમ તમે માનતા હો તો પૂર્વ ક્ષણ રૂપ પદાર્થોમાં ઉત્તર ક્ષણમાં ઉપજતા પદાર્થોનો કાર્ય કારણ રૂપ પૂર્વ પર્યાયરૂપ પદાર્થોમાં અને ઉત્તર કાલમાં થનારા પદાર્થોમાં અનુસરનારો નિત્ય અન્વય સંબંધ ધરનારો થાય છે, એમ માનીએ છીએ તેથી આત્મા આદિ પદાર્થની સિદ્ધતા તમારે બલાત્કારે પણ કરવી પડે છે. ૪૬૮

હવે એ વાતને પ્રગટ કરતાં જણાવે છે કે—

भावाविच्छेद एवाय–मन्वयो गीयते यतः ।
स चानन्तरभावित्वे, हेतोरस्याऽनिवारितः ॥ ४६९ ॥

અર્થ—ભાવના ઉચ્છેદનો અભાવ આપણે પદાર્થોમાં સ્વીકારીયે છીએ તેથી અન્વયનો સંબંધ સત્ય થાય છે, તેજ અન્વય પૂર્વ પદાર્થ ને ઉત્તર કાલીન પદાર્થમાં સિદ્ધ હેતુ રૂપે રહેવાનો છે, તે વાત કોઇથી દૂર કરી શકાય તેમ નથી. ૪૬૯

વિવેચન—પદાર્થોમાં જો ભાવ એટલે પર્યાયનું અવિ-ચ્છેદત્વ અથવા સદ્‌રૂપપણું એટલે તેના ગુણ પર્યાયોની અનુક્રમે થતી પરંપરાનું નહિં તુટવાપણું કહીયે છીએ તેજ અન્વય સંબંધ છે. તે પૂર્વે આપણે જણાવ્યો છે. તે અન્વય અનુવૃત્તિ કે જે પૂર્વ પર્યાયના ગુણ સ્વભાવને ઉત્તરમાં થનારા પદાર્થોમાં ગમન કરવામાં દ્રવ્યત્વ રૂપે કહેવાય છે, તે અન્વ-યજ સમજવો. કારણ કે જે અન્વય સંબંધ ધરાવે છે તે પૂર્વ તથા ઉત્તર પર્યાય રૂપ પદાર્થમાં ગતિ કરનારો નિત્ય

અર્થ—આ આત્માનું ક્ષણિકપણું નથી સિધ્ધ થઇ શકતું, કારણ કે ક્ષણ પછી તેનો વિનાશ થાય છે. તેથી ઉત્તર ક્ષણની સાથે તેનો યોગ નથી થતો, અન્ય પૂર્વ ક્ષણના અભાવથી ઉત્તર ક્ષણ બનવાનો સંભવ કેવી રીતે થાય? તેથી એક બીજાને અન્વયનો અભાવ થાય છે. ૪૬૮

વિવેચન—જગતના પદાર્થો એક ક્ષણ માત્ર કાલ રહેનારા છે તેમ બૌધ્ધો કહે છે, પણ આ આત્માને તો તેવું ક્ષણિકપણું ઘટતું નથી. કારણ કે સ્વરૂપના લાભ થવાના સમય પછી એટલે ઉત્પન્ન થયો તે સમય પછીના ઉપલા સમયમાં સર્વથા વિનાશ પામે છે, તેથી અન્ય તેની પછી તરત ઉપજનારની સાથે અન્વય સંબંધ રહેતો નથી. જેમ વંધ્યા સ્ત્રીનો પુત્ર અસિધ્ધ છે તેમ આત્માદિ દ્રવ્ય ક્ષણક્ષયી માનીએ તો અન્વય સંબંધ ઘટતો ન હોવાથી ક્ષણિકત્વ અસિદ્ધ થાય છે. જો ભાવથી ભાવની સિદ્ધતા સ્વીકારાતી હોય તો પૂર્વ ભાવમાં એટલે પદાર્થમાં ઉત્તર કાલીન પદાર્થનો અન્વય અનુક્રમે ગુણ પર્યાયની અનુવૃત્તિ, દ્રવ્યમાં કથંચિત્ નિત્યત્વ સ્વીકારવાથી સિદ્ધ થાય છે એટલે કાર્યત્વ રૂપે અને કારણત્વ રૂપે પર્યાયત્વ ભાવ ઘટે છે, પણ પદાર્થમાં એકાંતથી ક્ષણક્ષયિત્વ માનતાં નથી સંભવતું એજ કહેવાનું છે. તે કારણે હે બૌદ્ધ દર્શનના પંડિત પ્રવરો! જો તમે એકાંતથી સર્વથા આત્મા આદિ દ્રવ્યોને એક ક્ષણમાં ઉપજીને બીજી ક્ષણમાં સર્વથા નાશ થનારા માનો તો કારણના અભાવે ઉત્તર ક્ષણમાં નવા પદાર્થની ઉત્પત્તિ કેવી રીતે થાય? ન જ થાય બૌધ્ધો કહે છે કે અમે ઉત્તર ક્ષણની

ઉત્પતિ નાશ પામતા ક્ષણિકને જ માનીએ છીએ એટલે "भावादेव भावसिद्धिः" પૂર્વ ક્ષણનો જે નાશ તેજ ઉત્તર-ક્ષણની ઉત્પત્તિ એમ તમે માનતા હો તો પૂર્વ ક્ષણ રૂપ પદાર્થોમાં ઉત્તર ક્ષણમાં ઉપજતા પદાર્થોનો કાર્ય કારણ રૂપ પૂર્વ પર્યાયરૂપ પદાર્થોમાં અને ઉત્તર કાલમાં થનારા પદાર્થોમાં અનુસરનારો નિત્ય અન્વય સંબંધ ધરનારો થાય છે, એમ માનીએ છીએ તેથી આત્મા આદિ પદાર્થની સિદ્ધતા તમારે બલાત્કારે પણ કરવી પડે છે. ૪૬૮

હવે એ વાતને પ્રગટ કરતાં જણાવે છે કે—

**भावाविच्छेद एवाय-मन्वयो गीयते यतः ।**
**स चानन्तरभावित्वे, हेतोरस्याऽनिवारितः ॥ ४६९ ॥**

અર્થ—ભાવના ઉચ્છેદનો અભાવ આપણે પદાર્થોમાં સ્વીકારીયે છીએ તેથી અન્વયનો સંબંધ સત્ય થાય છે, તેજ અન્વય પૂર્વ પદાર્થ ને ઉત્તર કાલીન પદાર્થમાં સિદ્ધ હેતુ રૂપે રહેવાનો છે, તે વાત કોઇથી દૂર કરી શકાય તેમ નથી. ૪૬૯

વિવેચન—પદાર્થોમાં જો ભાવ એટલે પર્યાયનું અવિચ્છેદત્વ અથવા સદ્રૂપપણું એટલે તેના ગુણ પર્યાયોની અનુક્રમે થતી પરંપરાનું નહિં તુટવાપણું કહીયે છીએ તેજ અન્વય સંબંધ છે. તે પૂર્વે આપણે જણાવ્યો છે. તે અન્વય અનુવૃત્તિ કે જે પૂર્વ પર્યાયના ગુણ સ્વભાવને ઉત્તરમાં થનારા પદાર્થોમાં ગમન કરવામાં દ્રવ્યત્વ રૂપે કહેવાય છે, તે અન્વયજ સમજવો. કારણ કે જે અન્વય સંબંધ ધરાવે છે તે પૂર્વ તથા ઉત્તર પર્યાય રૂપ પદાર્થમાં ગતિ કરનારો નિત્ય

પદાર્થ દ્રવ્યત્વ, ગુણુત્વ, પર્યાયત્વનો કથંચિત્ નિત્ય માલિક છે જ. તેજ પૂર્વ તથા ઉત્તર પદાર્થ રૂપ પર્યાયોમાં અનંતર વ્યવધાન વિના ગમન કરે છે. એટલે ઉત્તર પદાર્થની ઉત્પત્તિ કરે છે. કેવી રીતે ઉત્પન્ન કરે છે તે જણાવતાં કહે છે કે પૂર્વ કાલમાં થયેલા પદાર્થથી ઉત્તર કાલમાં થનારા કાર્યરૂપ પદાર્થને ઉત્પન્ન થવામાં કોઇ અંતરાય કે સ્ખલના કરી શકે તેમ નથી, એટલે પૂર્વના કારણુ રૂપ પર્યાય પદાર્થને ઉત્તર કાલમાં થનારા કાર્ય રૂપ પદાર્થને ઉત્પન્ન કરવામાં કોઇ પણ આડું આવે તેમ નથી, કારણુ એજ છે કે જેવો કારણુરૂપ હેતુ એટલે ઉપાદાન કારણુ રૂપ મૂલ પદાર્થ અને તેને સહાય આપનાર અન્વય નિમિત્તનો યોગ્ય સંબંધ થાય તેના વડે ઉપાદેય રૂપ કાર્યની પ્રાપ્તિ અવશ્ય સિદ્ધ થાય છે. હવે તમો જો પદાર્થોને એકાંત ક્ષણિક માનતા હો તો તે ક્ષણિક પદાર્થો કેવા સ્વભાવના છે તે જણાવશો કે? તે સ્વ નિવૃત્તિ સ્વભાવવાલો છે કે અન્યને ઉત્પન્ન કરવાના સ્વભાવવાલો છે? કે ઉભય સ્વભાવ વાલો છે? અહિંઆં સ્વ નિવૃત્તિ સ્વભાવ એટલે પોતાની મેલેજ પોતાનો નાશ થાય તેવા સ્વભાવનો છે? કે અન્ય જનતા એટલે ઉત્તર કાલીન પદાર્થને ઉત્પન્ન કરવાના સ્વભાવ વાલો ક્ષણિક પદાર્થ છે? અથવા ઉભય સ્વભાવ એટલે પોતાનો નાશ અને અન્ય ઉત્તર કાલીન પદાર્થની ઉત્પત્તિ કરવાનો એમ બે પ્રકારના સ્વભાવવાલો ક્ષણિક પદાર્થ છે, એમ ત્રણુ વિકલ્પ અહિંઆં ક્ષણિક પદાર્થ માટે વિચારવા યોગ્ય છે. ૪૬૯

હવે બૌધ્ધો તેનો વિચાર કરીને કહે છે કે તેવા વિકલ્પથી તમો શું કહો છો—

स्वनिवृत्तिस्वभावत्वे, क्षणस्य नापरोदयः ।
अन्यजन्मस्वभावे, स्वनिवृत्तिरसङ्गता ॥ ४७० ॥

અર્થ—જો તમે કહો છો તેમ ક્ષણિક પદાર્થોનો સ્વવિનાશીત્વ સ્વભાવ છે, તો અન્યની ઉત્પત્તિ નથી કરી શકતો અને અન્ય ક્ષણનો જન્મ દાતા છે તો સ્વવિનાશનો હેતુ રૂપ સ્વભાવ તેને અસંગત થાય છે. ૪૭૦

વિવેચન—હે બૌધ્ધ પંડિતો! પ્રથમ તો તમે જે ક્ષણિક પદાર્થ છે તેને પોતાનો નાશ કરવાના સ્વભાવવાળો છે, તેમ કહો તો અવર એટલે તે ક્ષણ પછી બીજી ક્ષણમાં જે ઉપજવાનો છે, તેનો જનક એટલે ઉત્પન્ન કરનાર પૂર્વક્ષણ પદાર્થને કેવી રીતે કહી શકાય! નજ કહેવાય. કારણકે પોતાના નાશ કાર્યમાં વ્યગ્ર થએલો અન્યને ઉપજાવવામાં સમર્થ નથીજ બની શકતો, એટલે ક્ષણિક સ્વભાવ અન્યનો જનક નથી બનતો હવે બીજા વિકલ્પનો વિચાર કરતા ક્ષણિક પદાર્થને અન્ય પદાર્થોનો જન્મદાતા થવાનો સ્વભાવ છે, તેમ કહેશો તો તે પણ તમારા મતે યુક્ત નહિ આવે. તે આવી રીતે—જો તે ક્ષણ પદાર્થ એટલે ક્ષણિક પદાર્થોમાં જે પૂર્વકાલીનતા છે તે ઉત્તરકાલીન ક્ષણરૂપ પદાર્થને જન્મ આપવામાં ઉપાદાન કારણ થવાનો સ્વભાવ ધારણ કરે છે એમ કહો તો તમારૂં પદાર્થમાં માનેલું ક્ષણિકત્વ નથી આવતું, એટલે સ્વનિવૃત્તિરૂપ સ્વભાવનો ત્યાગ કરનારો થાય છે. તેથી ક્ષણ પદાર્થમાં ક્ષણિકત્વ સ્વભાવ ઘટતો નથી, કારણકે ક્ષણિકત્વ અને અન્ય જનનત્વ એક સ્થાનકે કેવી રીતે રહે? આથી હે બૌધ્ધ દર્શન

પંડિતો! આવા એકજ પદાર્થમાં પરસ્પર વિરોધી સ્વભાવ કેવી રીતે સહન કરાય? તે આશ્ચર્ય છે. ૪૭૦

હવે તેઓ ત્રીજો વિકલ્પ છે તેનો આશ્રય કરે છે, તેવીજ રીતે પોતાના મતની સિધ્ધિ કરતાં જણાવે છે—

इत्थं द्रव्यैकभावत्वे, न विरुद्धोऽन्वयोऽपि हि ।
व्यावृत्याद्येकभावत्वयोगतो भाव्यतामिदम् ॥४७१॥

અર્થ—એમ એક પદાર્થમાં બે સ્વભાવ માનવામાં આવે તો પરસ્પરનો અન્વય સંબંધ યથાર્થ ઘટે છે એટલે પૂર્વ પર્યાયની પરાવર્તી અને અન્ય પર્યાયની ઉત્પત્તિમાં એક પદાર્થનો યોગ થતો હોવાથી અન્વય સંબંધ ઘટે છે. ૪૭૧

વિવેચન—આવી રીતે પૂર્વે જણાવેલા પ્રકારવડે સ્વનિવૃત્તિસ્વભાવ અને અપર જન્મ જનકત્વ સ્વભાવ, એમ બે સ્વભાવ એક પદાર્થમાં સાથે રહેતા હોવાનું જો તમે માનતા હો તો, તેમાં જરા પણ અયુકતપણું એટલે વિરોધી ભાવ નથી આવતો, અને પૂર્વ પદાર્થમાં તથા ઉત્તર પદાર્થમાં અનુવૃત્તિરૂપ અન્ય સંબંધ યથાર્થ ઘટે છે. એટલે તે પદાર્થ કે જે આત્માને લક્ષ્યમાં રાખીને વિચારાય તે વસ્તુને પૂર્વ પરિણામરૂપ પોતાનું સ્વરૂપ છે તેનો નાશ કરે છે. તેવો સ્વભાવ પણ તે પદાર્થમાં છે, તેવીજ રીતે ઉત્તરકાલીન પદાર્થોમાં થવા યોગ્ય પર્યાય રૂપ સ્વરૂપનો જન્મ આપવાનો પણ સ્વભાવ તે પદાર્થ ધારણ કરે છે, તે બંને સ્વરૂપમાં સંકલ રૂપે જે અન્વય રૂપ એક સ્વભાવત્વ એટલે કથચિત્ એક રૂપ પણું રહેલું છે તે એકત્વ સ્વભાવના યોગ એટલે સંબં-

ધથી છે. તે તમો હે બૌદ્ધ પંડિત પ્રવરો ! વિચારશો. એટલે વસ્તુમાં બે સ્વભાવનું રહેવાપણું હોવાથી જ કાર્ય કારણ ભાવ રૂપ અન્વય સંબંધનો યોગ યથાર્થ ઘટે છે, એટલે જે પદાર્થો જન્ય જનકત્વ અને સ્વનિવૃત્તિ એવા બે સ્વભાવને નથી ધારણ કરતા તે પોતાનું પદાર્થપણું સિદ્ધ નથી કરી શકતા. જે તે બંને સ્વભાવને ધારણ કરે છે, તે સદા પોતાના અનેક ધર્મ સ્વભાવવડે પોતાનું અસ્તિત્વ, વસ્તુત્વ, પદાર્થ-ત્વ, દ્રવ્યત્વરૂપે સર્વધર્મો વડે પોતાનું સત્ય સ્વરૂપ છે તેમ સિદ્ધ કરી શકે છે તે આવી રીતે—આત્માને પણ પૂર્વ જન્મના સ્વભાવ વડે જે અનુભવની સ્મૃતિ નવા જન્મમાં થાય છે, તે વડે આત્માનું અનેક જન્મનું અનુયાયિપણું સિદ્ધ થાય છે. તેવી જ રીતે અન્ય આત્માનો સ્વભાવ પણ અનેક જન્મ કરનાર સિદ્ધ થાય છે, એવી જ રીતે દરેક આત્માનું અનાદિ કાલીન શાશ્વતું રહેવાપણું સિદ્ધ થાય છે, આથી બલવડે પણ શબ્દના અર્થનું બીજી રીતે સિદ્ધ થવાપણું નથી, તેથી અન્વય સ્વરૂપથી વસ્તુ તત્ત્વની સિદ્ધિ થાય છે તેમ માનવું. ૪૭૧

હવે પ્રકૃત એટલે ચાલુ વિચારને જણાવતાં કહે છે—

अन्वयार्थस्य न आत्मा, चित्रभावो यतो मतः ।
न पुनर्नित्य एवेति, ततो दोषो न कश्चन ॥४७२॥

અર્થ—આત્મા અન્વય અર્થ રૂપે અમારા મતથી છે, તેથી વિચિત્ર ભાવને ધરનારો થાય છે, પણ એકાંત નિત્ય અનિત્ય નથી માન્યો, તેથી અમારે કાંઇ દોષ પણ નથી આવતો. ૪૭૨

વિવેચન—અમારા જૈન અનેકાંત દર્શનમાં આત્માનું સ્વરૂપ અનુવૃત્તિવાળું એટલે અન્વય સ્વભાવવાળું માનેલું છે, તેથી તે આત્મામાં ઉત્પાદ સ્વભાવ, વિનાશ સ્વભાવ તથા ધ્રુવત્વ સ્વભાવ ઘટે છે, તે આવી રીતે–નવા સ્વરૂપ (પર્યાય)ને ઉપજવાની ક્રિયા (૧) જુના સ્વરૂપને વિનાશની ક્રિયા અને નવા નવા ઉત્પાદમાં અને જુદા જુદા સ્વરૂપના નાશમાં સર્વદા અનુયાયિરૂપે અનુસરનારો ધ્રુવત્વ (નિત્યત્વ) ભાવને ધરનારો દ્રવ્ય સ્વરૂપે આત્મા છે, એટલે એક એક એમ સર્વ આત્મા અનેક સ્વરૂપને ભૂત ભાવિ કાલમાં પામવાનો, તથા તે બધા સ્વરૂપમાં સર્વદા અનુગમન કરનારો કથંચિત્ ધ્રુવ સ્વભાવને પામતો હોવાથી અનેક પ્રકારના વિચિત્ર સ્વભાવને ધરનારો આત્મા છે, તેવો અમારા સ્યાદ્‌વાદના સિદ્ધાંતથી જણાવ્યો છે, પણ એકાંતથી નિત્ય. એટલે નાશ અને ઉત્પત્તિ રહિત જે હોય, હંમેશાં એકજ સ્વરૂપને પામનારો હોય તે નિત્ય–ધ્રુવ કહેવાય. તેવું ધ્રુવત્વ એકાંતથી અમે નથી માનતા, તે કારણે અમારે નિત્યવાદીની પેઠે આત્માને કૂટસ્થ માનવા રૂપ દોષ નથી આવતો—

"अप्रच्युतानुत्पत्तिस्थिरैकस्वभावो नित्यः इति।"

એ પ્રમાણે નાશ ન પામે, ઉત્પન્ન ન થાય અને સદા એક સ્વભાવે કાયમ રહે તે નિત્ય કહેવાય એમ જે અદ્વૈતવાદીઓ માને છે તેવા પ્રકારનો અમો નથી કહેતા, પણ—

"उत्पादव्ययध्रौव्ययुक्तं सत्।"

આથી એકાંત નિત્યતાનો નિષેધ કરતા હોવાથી આત્માને

કર્મોના આવરણ હોય ત્યાં સુધી સંસારનો બંધ રહે છે, તેથી ચાર ગતિમાં ચોરાસી લાખ યોનિમાં ભમવાનું રહે છે. પણ જ્યારે આત્માને સત્ય સ્વરૂપવાળું આત્મદર્શન થાય ત્યારે રાગ, દ્વેષ, કામ, ક્રોધ, માન, માયા, લોભ, મોહ, અજ્ઞાન, મિથ્યાત્વ વિગેરે દોષોનો ક્ષય કરીને તે મોક્ષ પ્રાપ્ત કરે છે. આમ સ્યાદ્‌વાદ સિદ્ધાંતનો સ્વીકાર કરવાથી અવ્યાપ્તિ, અતિવ્યાપ્તિ, અસંભવ વિગેરે દોષો નથી લાગતા. ૪૭૨

હવે પરવાદીઓએ મૂકેલાં દોષોને દૂર કરતાં આચાર્ય કહે છે કે—

**न चात्मदर्शनादेव, स्नेहो यत्कर्महेतुकः ।**
**नैरात्म्येऽप्यन्यथाऽयं स्या–ज्ज्ञानस्यापि स्वदर्शनात् ॥४७३॥**

અર્થ—આત્માના દર્શનથીજ સ્નેહ થાય છે, તેવું કાંઈ જ નથી. જે સ્નેહ થાય છે તે કર્મના હેતુથી થાય છે. તમો જે નિરાત્મ દર્શન માનો છો તે પણ કર્મના સંબંધથી સ્નેહ–પ્રેમ થાય છે. આત્માને ક્ષણિક માનીએ તો તેવા જ્ઞાનથી આત્મ દર્શન થાયજ છે. પણ તેથી પ્રેમ તો થવાનોજ ॥ ૪૭૩ ॥

વિવેચન—બૌદ્ધે એ જણાવ્યું છે કે નિરાત્મ દર્શનની ભાવના કલ્યાણકારી છે. તેના કારણ રૂપે આત્માના દર્શનની ભાવનાથી મોહરૂપ સ્નેહની વૃદ્ધિ થાય છે, પરંતુ તે વાત ન્યાય યુક્ત નથી. આત્માનું દર્શન થવાથી સ્નેહ એટલે પ્રેમ થાય તેવું કાંઈજ નથી, પણ શ્રી બુદ્ધ દેવના અનુયાયીને આત્મ દર્શનથી જે પ્રેમ થાય છે તે અનાત્મ એટલે પુદ્‌ગલ પ્રેમ થયો. કારણ કે આત્માનું દર્શન સ્નેહનો હેતુ કેવી રીતે

થાય ? નજ થાય. પણ આત્મ દર્શન તો મોહ, સ્નેહ, અજ્ઞાન, મિથ્યાત્વ વિગેરેના નાશનો હેતુ જૈનમતે થાય છે, અને સ્નેહનો હેતુ કોણ થાય છે તેનો ઉત્તર આપતા જૈનાચાર્ય કહે છે કે બહિરાત્મદર્શન એટલે શરીર, ઇંદ્રિય, મન વિગેરેને હુંપણે માનતો બાહ્યાત્મા હું અને મારાપણાવાળું આત્મ દર્શન જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય, અંતરાય વિગેરેના ઉદય રૂપ મોહ મમતા, સ્નેહ, રાગ દ્વેષ, કામ, ક્રોધ, માન, માયા થવામાં હેતુ છે, તેમ સ્નેહમાં પણ તેવા મોહ કર્મને હેતુત્વ છે. ચારિત્ર મોહનીય કર્મનો ઉદય સ્નેહથી થાય છે, પણ આત્મ જ્ઞાન દર્શન ચારિત્રનો પુરૂષાર્થ સ્નેહરૂપ ચારિત્ર મોહનો નાશ કરે છે, માટે તમે નિરાત્મ દર્શન મુક્તિનો હેતુ કહો છો તે કેવી રીતે સંભવે ? કારણકે ત્યાં હું શરીર છું એવો વિકલ્પ તો અવશ્ય થવાનો. તેથી શરીર ઇંદ્રિય અને મનને સુખ થાય, દુઃખ ન થાય, તેવી વૃત્તિથી અનુકુલ વિષય ભોગમાં પ્રવૃતિ થવાનીજ; તેથી અવશ્ય ભોગની ઇચ્છા પણ ત્યાં કાયમજ રહે છે, તેથી હિંસા, જુઠ, ચોરી, વ્યભિચાર, ભોગની વસ્તુનો સંગ્રહ કરાય. તે કારણે અવશ્ય કર્મનો બંધ થાય, તેથી ત્યાં કર્મની સત્તા હોવાથી સ્નેહ વિગેરેની વિદ્યમાનતા દૂર થાય તેમ તો નથીજ. જો તમે કર્મને સ્નેહ આદિનો હેતુ ન માનો તો પૂછવાનું કે આ સ્નેહનું કારણ કોણ ? જો જ્ઞાનને જ કારણ કહેવું એમ તમે માનતા હો તો તે યોગ્ય છે કે કેમ ? એટલે જ્ઞાનથી આત્મ દર્શન થાય. તેથી હુંપણાની બુધ્ધિ થાય, તેથી જગતની વસ્તુઓને ભોગવવાનો સ્નેહ—રાગ થાય તેવું તમારૂં કહેવું તે કેમ યોગ્ય છે ? નથીજ, કારણ કે તમારૂં

આ જ્ઞાન ક્ષણુ માત્રજ રહેનારૂં છે, તેથી સ્વદર્શન રૂપ સ્વસં-વેદન રૂપ જ્ઞાન પણુ તમને થાય, તે વડે વસ્તુ સ્વરૂપ પણુ જોવાય છે. તેથી ભોગની વાસના પણુ થાય છે એટલે હે બૌધ્ધો! તમારા મત પ્રમાણે માનીએ તો ક્ષણિક જ્ઞાન પણુ સંસારનો હેતુ થાય છે. ૪૭૩

હવે આચાર્યશ્રી બૌધ્ધોની શંકા ધ્યાનમાં રાખીને ઉત્તર આપતાં જણાવે છેઃ—

**अध्रुवेक्षणतो नो चेत्, कोऽपराधो ध्रुवेक्षणे ।**
**तद्गता कालचिन्ता चेन्, नासौ कर्मनिवृत्तितः॥४७४॥**

અર્થ—અધ્રુવ ક્ષણુ–પદાર્થોમાં સ્નેહ નથી રહેતો એમ જો કહેશો તો ધ્રુવ એવા આત્માનો કયો અપરાધ છે કે તેમાં સ્નેહ રહી જાય છે, ધ્રુવમાં કાલે થનારા સુખ દુઃખની ચિંતા રહે છે; તેથી સ્નેહ થાય છે, તેવી ચિંતાની જરૂર નથી. ધ્રુવ આત્મા પણુ કર્મની નિર્વૃતિ કરે છે, તેથી સ્નેહાદિનો નાશ થાય છે. ૪૭૪

વિવેચન—અધ્રુવ ક્ષણિક એવા ક્ષણો એટલે ક્ષણે ક્ષણે નાશ પામનારા પદાર્થો તથા ક્ષણિક એવા આત્માને અમે બૌધ્ધો જોઈએ છીએ, તેથી અમને આત્મા તથા સર્વ અન્ય ક્ષણિક પદાર્થો ઉપર અસારતા જણાતી હોવાથી રાગ—સ્નેહ થતો નથી, એવું શ્રી બુધ્ધ દેવે બોધિ સત્ત્વમાં જોઈને અમને ઉપદેશ્યું છે એવું બૌધ્ધોનું વચન સાંભળીને તેમે આચાર્ય-શ્રી પૂછે છે, જે ક્ષણો ક્ષણિક (પદાર્થો) મે જોવાથી જેવી અસારતા થાય છે તેવી પદાર્થોને ધ્રુવ એટલે નિત્ય છે એમ

જાણનારા અમારા નિત્ય આત્માનો એવો કયો અપરાધ છે કે તેને જગતના અસાર પદાર્થોમાં સ્નેહ રહે છે. તેનો ઉત્તર આપતાં બૌધ્ધો કહે છે, તે અનિત્ય આત્માસાં તો મારૂં શું થશે એવી ચિંતા નષ્ટ થાય છે. પણ જો આત્માને નિત્યત્વ હોય તો કાલે મારૂં શું થશે? હું સુખી થઇશ કે દુ:ખી તેવી ચિંતા રહે છે.

" आगामिनि काले सुखप्राप्तिदुःखपरिहारौ कथं मे स्याताम् । "

ભાવી કાલમાં મને સુખની પ્રાપ્તિ કેમ થાય અને દુ:ખને કેવી રીતે દૂર કરાય એવી ચિંતા રહ્યા કરે છે, તેથી તૃષ્ણા વધે છે. તેના જવાબમાં કહે છે કે હે બૌધ્ધો! તમે કહો છે તે યોગ્ય નથીજ. આત્મા નિત્ય છે તેમ માનતા હોવાથી અમોને ચિંતા થાય છે તે વાત યોગ્ય નથી, કારણકે કથંચિત્ નિત્ય આત્માને સમ્યગ્ જ્ઞાનવડે સ્વપરનો ભેદ વિચારતા આત્મદર્શનવડે જગતના પદાર્થો મારા નથી, હું એનો નથી, હું તો જ્ઞાન દર્શન ચારિત્ર ગુણનોજ માલીક છું. પર પુદ્દગલ બાહ્ય ભાવે હોવાથી શરીર, ઇંદ્રિય, મન વિગેરેનું બાહ્યા ભાવવાલું તમારા મતથી કહેવાતું આત્મદર્શન અમારા મતથી બહિરાત્મ દર્શન હોવાથી સમ્યગ્દૃષ્ટિ આત્માને નથી રહેતું, પણ શુદ્ધ તાત્વિક આત્મદર્શન થાય છે. તે અવશ્ય મુક્તિનો ઉપાદાન હેતુ થાય છે, તેથી જેમણે યોગની શુધ્ધ ભાવવાલી સિધ્ધિઓ મેળવી છે તેવા સિધ્ધ યોગીઓને સમ્યગ્ ચારિત્ર યોગથી સર્વ કર્મની નિવૃત્તિ થાય છે. એટલે સિધ્ધત્વ પામવાની યોગ્યતા

વાલા સમ્યગ્ જ્ઞાન દર્શન ચારિત્રવંત યોગિઓ સંસારના હેતુ ભૂત કર્મનો નાશ કરી સિદ્ધ સ્વરૂપનો યોગ પ્રાપ્ત કરે છે, તેમને આત્મા નિત્ય હોવા છતાં સમ્યગ્ જ્ઞાન રૂપ આત્મ દર્શન પ્રેમનું બંધન નથી થતું. તમે માનેલા અનિત્ય આત્માનો ક્ષણે ક્ષણે નાશ થતો હોવાથી તે કર્મનો નાશ કરવાનો સમય કેવી રીતે પામે? નજ પામે. ૪૭૪

એ વાતનું વિવેચન કરતા ભાવને બતાવે છે—

उपप्लववशात्प्रेम, सर्वत्रैवोपजायते ।
निवृत्ते तु न तत्तस्मिन्, ज्ञाने ग्राह्यादिरूपवत् ॥४७५॥

અર્થ—સંસારમાં સંયોગ વિયોગ રૂપ ઉપપ્લવના કારણે પ્રેમ તથા દોષ સર્વત્ર થાય છે, પરંતુ તે ઉપપ્લવ સંકલ્પ વિકલ્પનો જ્યારે આત્મામાં અભાવ થાય છે ત્યારે પ્રેમનો વિકલ્પ તે આત્મામાં નથી રહેતો. જેમકે જ્ઞાનમાં ગ્રાહ્યાદિકના સ્વરૂપોને કારણ આવે છે તેમ. ૪૭૫

વિવેચન—ઉપપ્લવ એટલે સંકલ્પ વિકલ્પવડે ઇષ્ટ અનિષ્ટ પદાર્થોના સંયોગ વિયોગના સંબંધથી જીવોને સંકલેશ થાય છે, તે વડે જીવોને બાહ્ય સ્ત્રી, ધન, કુંટુમ્બ સંબંધિ અને અભ્યંતર સાતા વેદનીય રૂપ સૌભાગ્ય યશોવાદ વિગેરે વસ્તુઓને મેળવવા માટે પ્રેમ અને પ્રતિકુલને ત્યાગ કરવા માટે દ્વેષ ઉપજે છે. આમ જ્યાં સુધી જીવ કર્મના વશવર્ત્તિપણામાં હોય, એટલે મોહ માયામાં મુંઝાયો હોય ત્યાં સુધી રાગદ્વેષ રૂપ પ્રેમ ઇર્ષ્યા થાય છે, અને કર્મના ઉદયથી સુખ દુઃખ પણ ભોગવાય છે. પણ જેઓના આત્માથી તે ઉપપ્લવ રૂપ

સંકલ્પ વિકલ્પ નષ્ટ થયા હોય -તેવા વીતરાગોમાં પ્રેમ કે દ્વેષના પ્રતિબંધ રૂપ હેતુનો સર્વથા અભાવ હોવાથી પ્રેમ કે દ્વેષનો ઉદ્ભવ નથી થતો. અહિંઆ તે ઉપર દૃષ્ટાંત આપતાં જણાવે છે કે–તથાગત એટલે બૌધ્ધોનું માનેલું જ્ઞાન તે ક્ષણિક હોવાથી ઉપપ્લવ રૂપ સંક્લેશનો હેતુ તમારા મનથી થતું નથી. એટલે બાહ્ય રૂપાદિને ગ્રહણ ન કરતું હોવાથી જેમ સંક્લેશ કરતું નથી, તેમ પ્રેમ અને દ્વેષ તેનો હેતુ પણ થતો નથી. તે પ્રમાણે તમારો સિધ્ધાંત આ પ્રમાણે જણાવે છે—:

" ग्राह्यं न तस्य ग्रहणं न तेन, ज्ञानान्तरग्राह्यतयापि शून्यम् । तथापि च ज्ञानमप्यप्रकाशः प्रत्यक्षतस्तस्य तथा-धि(वि)रासीत् ॥ "

જે જ્ઞાનમાં અર્થ ગ્રહણ યોગ્ય નથી તે જ્ઞાન કોઈનું ગ્રાહક પણ નથી, એટલે ગ્રાહ્યપણે તે જ્ઞાન શૂન્ય છે તો પણ વિચારવાનું રહે છે કે જે જ્ઞાન હોય તે અપ્રકાશક છે તેવું કેમ બને? આમ પરસ્પર વિરોધ આવે છે, કારણ કે તે જ્ઞાનથી જેમ વસ્તુ પ્રત્યક્ષ થાય છે, તેનો તેવો અનુભવ અવશ્ય થાય છે, કારણ કે જ્ઞાન સ્વપર પ્રકાશક છે. ૪૭૫

આમ હોવાથી જે સિધ્ધ થાય છે તે બતાવતા કહે છેઃ-

स्थिरत्वमित्थं न प्रेम्णो, यतोमुख्यस्य युज्यते ।
ततो वैराग्यसंसिद्धे-र्मुक्तिरस्य नियोगतः ॥ ४७६ ॥

અર્થ—આત્માનું સ્નેહત્વ આવી રીતે પ્રેમનું–સ્થિરત્વનું મુખ્ય કારણ ન હોવાથી, આત્મ દર્શનથી વૈરાગ્ય સિધ્ધ થાય

છે. તે વૈરાગ્યથી મુક્તિનો સંબંધ આત્મા પ્રાપ્ત કરે છે. ૪૭૬

વિવેચન—પરવાદી–બૌધ્ધ દર્શનવાદીઓ કહે છે કે જૈનો આત્માનું સ્થિરત્વ હોવાનું માને છે, તેથી તેઓને આત્માનું દર્શન થાય અને તે કારણે પ્રેમ થવાથી મુક્તિનો અભાવ થાય, આવો જે બૌધ્ધો તરફથી દોષ કહેવાયો છે, તેનો ઉત્તર આપતાં પૂજ્યો જણાવે છે કે, પ્રેમ આત્માના દર્શનથી જ થાય છે, એવું તો કાંઇજ નથી, પરતું પુત્ર, કલત્ર, કુંટુંબ, દ્રવ્ય, દાસ, દાસી, વિષય ભોગની લાલસા, પ્રેમ વગેરે પુદ્ગલ રમણી બાહ્યાત્માને વિષય ઉપર સ્નેહ કરાવે છે પરંતુ સત્ય તાત્વિક આત્માનું દર્શન કે જે સમ્યગ્ જ્ઞાન પૂર્વક થયેલું છે, તે સંસાર ભોગનો પ્રેમ એટલે રાગરૂપ મોહ ઉપજાવતું નથી. પરંતુ સ્થિર આત્માનું સમ્યગ્ દર્શન સત્ય વસ્તુ સ્વરૂપના યથાર્થ બોધ વડે વિવેક યુક્ત થતું હોવાથી મોક્ષ સ્થાન પ્રત્યે પ્રેમ થાય છે, પણ બાહ્યાત્મા પ્રત્યેનો પ્રેમ સ્થિર ન હોવાથી કોઇ પણ વખતે બાહ્યાત્મ સ્વરૂપ પ્રત્યે અપ્રેમ થવાનોજ, તેજ સત્ય વૈરાગ્યનો નિશ્ચિત હેતુ થાય છે, અને તેજ વૈરાગ્યથી સિધ્ધ આત્માની મુક્તિનો પરંપરાગત ઉપાય છે, અને તે વૈરાગ્ય જો આત્માનું કથંચિત્ સ્થિરત્વ હોય તો તેના યોગે સંભવે, પણ અદ્વૈતવાદિનું આત્માનું એકાંત નિત્યત્વ વા બૌધ્ધોનું એકાંત અનિત્યત્વ જો માનીએ તો મોક્ષની હેતુતા નથી આવતી, પણ દ્રવ્યત્વે નિત્ય, પર્યાયત્વે અનિત્ય માનતા યથાર્થ ભાવ સ્વીકારતા મોક્ષની હેતુતા સંભવે છે ૪૭૬

અહિઆં હવે બીજી અદ્વૈતવાદી યુક્તિઓ આ વિષયમાં જણાવે છે:—

बोधमात्रेऽद्वये तत्त्वे, कल्पिते सति कर्मणि ।
कथं सदास्या भावादि, नेति सम्यग्विचिन्त्यताम्॥ ४७७॥

અર્થ—આત્મા એકાંત જ્ઞાન રૂપજ એક તત્ત્વ છે તેમ કહો તો કર્મમાં સર્વદા તેનો અભાવ આવે છે, તેથી તેવું માનવું યોગ્ય નથી, તે માટે સમ્યગ્ રીતે વિચાર કરશો. ૪૭૭

વિવેચન—આત્મા એક માત્ર બોધ એટલે જ્ઞાન સ્વરૂપ છે, તે પણ ક્ષણિક જ્ઞાન ધારામય જ છે. બીજી કોઇ પણ વસ્તુનો જગતમાં સદ્ભાવ નથી. આમ એક જ્ઞાન રૂપ જો આત્મા હોય તો પોતાથી ભિન્ન એવા કર્માદિકથી વિકલ્પ રહિત એકાંત ક્ષણિક જ્ઞાન સ્વરૂપ તત્ત્વ માત્રજ પરમાર્થ હોય. તો પ્રશ્ન એક વિચારવાનો રહે છે. તે એ કે તમો જેની કલ્પના માનો છે, તે શુભાશુભ કર્મ ક્રિયાના યોગે જીવો સુખ દુઃખનો અનુભવ કરે છે, તે પણ તમારા કહ્યા પ્રમાણે કલ્પના માત્રજ છે તેમ માનવું જોઈએ, તેમાં તમારો સિધ્ધાંત આ પ્રમાણે કહે છે:—

" चित्तमेव हि संसारो, रागादिक्लेशवासितम् ।
तदेव तैर्विनिर्मुक्तं, भवान्त इति कथ्यते ॥ "

ચિત્ત તેજ સંસાર છે, કારણ કે તે ચિત્ત રાગ દ્વેષ વિગેરેથી ક્લેશવાસિત થએલું રહે છે, તેવા પ્રકારના ચિત્તથી જે મુકાયલો હોય તે ભવ —સંસારનો અંત કરનારો મુક્તાત્મા જાણવો. આમ તમે જે કહો છો તેથી જો ક્ષણિક જ્ઞાન માત્ર તત્ત્વ હોય તો બીજા ક્ષણમાં તેનો અભાવ થવાથી સંસાર કોણ-

વેદે અને મુક્ત કોણ થાય તે વિચારવું. એક પ્રશ્ન બીજો ઉઠે છે–તેવા પ્રકારના કિલષ્ટ ચિત્તનો અંત આવ્યા પછી જે મુક્ત થાય છે તે જો નિત્ય રહે છે તો તમારા જ્ઞાનનું ક્ષણિકત્વ નષ્ટ થાય છે, અને તે મુક્ત આત્માનું ક્ષણિકત્વ માનીએ તો પાછો સંસારના ચક્રમાં ભ્રમણતા કરવાનું થાય છે. જો આત્માની ક્ષણિકતા મનાય તો તે આત્માની મુક્તિ કેવી રીતે સર્વદા રહે છે તેનો વિચાર તમારે અવશ્ય કરવો પડશે, કારણ કે જે ભાવો એટલે પદાર્થો છે તેને જો ભાવ એટલે સદ્ માનીયે તો તેનો એકાંત અત્યંતાભાવ રૂપ અભાવ ન જ બને, અને જે અત્યંતાભાવ રૂપ અભાવ છે, તે પણ કદાપિ સદ્ભાવ રૂપે નથી બનતો. તે માટે કહેવામાં આવે છે કે—

" नित्यं सत्त्वमसत्त्वं वाऽहेतोरन्यानपेक्षणात् ।
अपेक्षातो हि भावानां, कादाचित्कत्वसम्भवः ॥ "

જે એકાંત નિત્ય છે તે સત્ત્વરૂપ ભાવ જ છે અથવા એકાંત અત્યંતાભાવ રૂપ અસદ્ પદાર્થ જ છે. તેવા સદ્ રૂપ ભાવને અને અસદ્ રૂપ અભાવને ઉત્પન્ન થવામાં અન્ય કોઇ પણ કારણ રૂપ હેતુની અપેક્ષા એટલે સહાય લેવાની જરૂર નથી પડતી. અને જેને ઉત્પન્ન થવામાં અન્યની અપેક્ષા સહાયની જરૂર પડે છે તે કથંચિત્ નિત્યાનિત્ય પદાર્થ છે, એટલે દ્રવ્યત્ત્વની અપેક્ષાએ નિત્ય અને પરિણામ રૂપ પર્યાયની અપેક્ષાએ અનિત્ય છે, તેને કદાચિત્ પ્રગટ થવાનો સંભવ રહેલો છે એમ માનવું. ૪૭૭

હવે નિત્યત્વ મતને જણાવીને તેનો મત દૂર કરતા આચાર્ય મહારાજ જણાવે છે—

एवमेकान्तनित्योऽपि, हन्तात्मा नोपपद्यते ।
स्थिरस्वभाव एकान्ताद्, यतो नित्योऽभिधीयते ॥४७८॥

અર્થ—એવી જ રીતે આત્માને એકાંત નિત્ય માનવો તે પણ સિદ્ધ થતું નથી, કારણ કે જેનો એકાંત સ્થિર સ્વભાવ હોય તે નિત્ય કહેવાય. ૪૭૮

વિવેચન—એવી રીતે આત્માને એકાંત નિત્ય જે વેદાંતિકો માને છે તે પણ યોગ્ય નથી. જેવી રીતે બૌદ્ધો એકાંત અનિત્ય આત્મા કહે છે તે પણ યોગ્ય નથી. કારણ કે નિત્ય માનતાં તેમાં સમ્યગ્ રીતે ક્રિયાકારિત્વ એટલે નવા નવા પરિણામોની પરાવૃત્તિરૂપ પર્યાયત્વતા સિદ્ધ થતી નથી. જો આત્માનો એકાંત નિત્ય એટલે સ્થિરરૂપ એક જ સ્વભાવ હોય તો સંસારીત્વ ભાવનો ત્યાગ કરી તે મુક્ત સ્વરૂપ ભાવને કેવી રીતે પામે? ન જ પામે. કારણ કે પૂર્વના સંસારિત્વ સ્વભાવનો ત્યાગ કર્યા વિના સિદ્ધત્વ ન પામે. કહ્યું છે કે—

" अच्युतानुत्पन्नस्थिरस्वभावो हि नित्यम् । "

જેની નવા પરિણામ રૂપે ઉત્પત્તિ અને જુના રૂપે નાશ ન થાય પણ નિરંતર એકજ સ્વભાવે સ્થિર રહે તે નિત્ય કહેવાય છે આવો જો એકાંતથી નિત્ય આત્મા હોય તો સંસારની વ્યવસ્થા ઉંચ, નીચ, શેઠ, ચાકર, સ્ત્રી, પુરૂષ,

વિગેરે પરિણામો જે વ્યવહારમાં અનુભવાય છે તેની સિદ્ધતા થતી નથી, આમ વ્યવહારની વસ્તુ તમારા સિદ્ધાંતથી વિપરીત દેખાય છે તેનું કેમ કરવું તેનો ઉત્તર આપશો ? ૪૭૮.

**तदयं कर्तृभावः स्याद् , भोक्तृभावोऽथवा भवेत् ।**
**उभयानुभयभावो वा, सर्वथापि न युज्यते ॥ ४७९ ॥**

**અર્થ**—આત્મા જો નિત્ય એકાંત છે તો નિત્ય અનુભવમાં આવતો આવો કર્તૃત્વ ભાવ, ભોક્તૃત્વ ભાવ, ઉભય ભાવ અથવા અનુભય ભાવ એ ચારમાંથી એક વા બે એવા વિકલ્પ કોઇ રીતે કેવી રીતે બને ? કોઇ પણ રીતે સંભવતા નથી. ૪૭૯

**વિવેચન**—હે અદ્વૈતવાદના પ્રરૂપકો ! હે વેદાંતિઓ ! જો તમારા અભિપ્રાયને અનુસારે આ બ્રહ્મસ્વરૂપ આત્માને એકાંત નિત્ય માનીયે તો શુભ વા અશુભ કાર્યોનો કર્તૃત્વ ભાવ–કર્તાપણું કેવી રીતે લાગુ થાય ? તેમજ પૂર્વે કહેલા શુભ તથા અશુભ કર્મ જે જીવે પૂર્વ કાલમાં બાંધેલા હોય તે કર્મનું ભોક્તૃત્વ–ભોગવવાપણું પણ કેવી રીતે સંભવે ? તથા ઉભયત્વ એટલે કર્તાપણું તથા ભોક્તાપણું કેવી રીતે સંભવે? અનુભયત્વ એટલે અકર્તૃત્વ તથા અભોક્તૃત્વ એટલે કર્મનું નહિ કરવાપણું, વા પૂર્વ કર્મના ભોગને નહિ ભોગવવાપણું જેમાં હોય તેવા પ્રકારના પદાર્થ રૂપ મુક્તિની સત્તા પણ કેવી રીતે સિદ્ધ થાય ? તેનો વિચાર તમારે (વેદાંતિક અદ્વૈત વાદી પંડિતોએ) કરવાનો રહે છે. એમ અહિંયાં ચાર વિકલ્પ વિચારવાના રહે છે, આમાં વસ્તુ સ્વરૂપનો જો પરમાર્થ દ્રષ્ટિએ વિચાર કરીએ તો ચારમાંથી એકે વિકલ્પ

નથી ઘટતો, વિકલ્પને ઘટાવવાનો પ્રયત્ન કરાય તો ત્યાં એકાંત નિત્યત્વપણું તે પદાર્થોમાં નષ્ટ થઇ જાય છે. ૪૭૯

આ વાતનો વિશેષ વિચાર કરતા જણાવે છે—

**एकान्तकर्तृभावत्वे, कथं भोक्तृत्वसंभवः ।**
**भोक्तृभावनियोगेऽपि, कर्तृत्वं ननु दुःस्थितम् ॥४८०॥**

**અર્થ**—જો આત્મામાં એકાંત કર્તાપણું માનીયે તો ભોક્તાપણાનો સંભવ કેવી રીતે આવે? તેમજ એકાંત ભોક્તાપણું માનીયે તો કર્તાપણું પણ કેવી રીતે આવે? ૪૮૦

**વિવેચન**—હે વેદાંતિક પંડિતો! તમો જો આત્માને એકાંતથી નિત્ય કર્તાપણાના ભાવને જ માનતા હો તો તે આત્મામાં અન્ય સ્વભાવનો અભાવ થાય છે તેમ માનવું પડે છે તેથી ભોક્તાપણા રૂપ ક્રિયા સ્વરૂપ ભાવનો અભાવ આવે છે, કારણ કે તમો આત્મ દ્રવ્યમાં એકાંત એકજ સ્વભાવ માનો છો, અને જો એકાંત કર્તૃત્વ સ્વભાવ જ આત્મામાં હોય તો તે કર્મ એટલે શુભ વા અશુભ ક્રિયા અનુષ્ઠાન કરીને કર્મનું કર્તાપણું ગ્રહણ કરે છે તેજ બરાબર છે તેમ તમારા મતથી આવે છે, પણ ભોક્તાપણું નજ આવે કારણકે કર્તૃત્વ ભોક્તૃત્વથી ભિન્ન છે, તેથી ભોક્તૃત્વ સ્વભાવ નથી તેવો સ્વભાવ તમે તેમાં નથી માન્યો તેથી ભોક્તાપણું કેવી રીતે સંભવે? નજ સંભવે. એકાંત એક સ્વભાવ હોવાથી તમારા મતે કર્તૃત્વ ભોક્તૃત્વને પરસ્પર વિરોધ આવે છે. કદાપિ તમો ભોક્તાપણું એકાંતથી માનો તો આત્મામાં ભોક્તાપણાનો નિયોગ—સંબંધ તો

આવેજ, પણ કર્તાપણાનો અભાવ આવેજ. એટલે ભોક્તૃત્વ એકજ સ્વભાવ હોય તો કર્તૃત્વ તેમાં રહેવું નજ જોઈએ. તેની પ્રતિષ્ઠા-અવસ્થાન કર્તૃત્વ જોડે નથી રહેતું, પરસ્પર વિરોધ હોવાથી જો એકાંત એક સ્વભાવ આત્માદિ દ્રવ્યોમાં માનવામાં આવે તો પરસ્પર વિરોધ આવતો હોવાથી એકેની સિદ્ધિ નથી બનતી. ૪૮૦

આમ કર્તૃત્વ ભોક્તૃત્વનો એક સ્વભાવ જ માનીયે તો આવી હાનિ નજ આવે આવી શંકા કરતાં જણાવે છે કે—

न चाकृतस्य भोगोऽस्ति, कृतं चाऽभोगमित्यपि ।
उभयानुभयभावत्वे, विरोधासम्भवौ ध्रुवौ ॥४८१॥

અર્થ—જે કર્મ નથી કરાયા તેનો ભોગ પણ કદાપિ નથી જ બનતો, તેમજ કરેલા કર્મનો અભોગ પણ કદાપિ નથી જ થતો, તેથી બે સ્વભાવ માનવા પડે. તેમ માનતા દ્વૈતભાવ માનવો તે પણ વિરોધ આવે, બન્ને સ્વભાવનો અભાવ માનતા નિશ્ચયથી વસ્તુત્વનો અસંભવ આવે છે. ૪૮૧

વિવેચન—હે વેદાંતિઓ ! આત્માદિક પદાર્થોમાં એકજ સ્વભાવ માનતાં જે દોષ આવે છે, તે તમે વિચારો. જો તમે એક ભોક્તૃત્વ સ્વભાવ જ માનો છો તો વિચારો કે જે શુભાશુભ કર્મ જીવે પૂર્વકાલમાં નથી જ કર્યાં, તો તેવા નહિં કરાયેલા કર્મનો ભોગ જીવોને નજ આવે—

"न च अकृतस्य कर्मणोऽस्ति भोगः ।"

એટલે સુખ દુઃખ નજ આપી શકે. લોકો પણ કહે છે કે—

"कृतस्य कर्मणो भोगोऽस्ति ।"

કરેલા કર્મને જીવ ભોગવે છે, તેવી જ રીતે કરેલા કર્મો કે જે શુભ વા અશુભ અનુષ્ઠાન કરીને બાંધેલા હોય તેનો અભોગ પણ નથી સંભવતો, એટલે અવશ્ય ભોગવવા જ પડે છે. જેવા શુભ વા અશુભ અધ્યવસાય વડે કાય, વચન, મનનો વ્યાપાર કરીને જીવોએ પુન્ય વા પાપ કર્મનો સમુહ કર્યો હોય, તે કર્મના સારા વા ખરાબ ફલ જીવોને ભોગવ્યા વિના કર્મનો આત્માથી અભાવ નથીજ થતો, આમ બે વિકલ્પોની વાત કરી. હવે ત્રીજા તથા ચોથા વિકલ્પનો વિચાર કરીએ છીએ. ઉભયરૂપે એટલે કર્તૃત્વ સ્વભાવ અને ભોક્તૃત્વ સ્વભાવ એમ આત્માને માનવાપણું અદ્વૈત વેદાંતિઓના મતે વિરોધિ ગણાય છે, એટલે જ્યાં કર્તૃત્વ હોય ત્યાં ભોક્તૃત્વ ન રહે, ભોક્તૃત્વ હોય ત્યાં કર્તૃત્વ ન રહે માટે વિરોધ આવે છે. જો બે સ્વભાવ આત્મામાં માનો તો અદ્વૈત સિદ્ધાંત નષ્ટ થાય છે. તે તો તમારા મતથી અનિષ્ટ છે. અને દ્વૈત ભાવને સ્વીકરવાનો આક્ષેપ આવે છે, તેથી અનુભય સ્વભાવનો સ્વીકાર કરવા ઈચ્છતા હો તો તે પણ ઈષ્ટ નથી, કારણ કે તેવા પ્રકારના સ્વભાવ વિના વસ્તુ સ્વરૂપનો જ અભાવ આવે છે, તેવા સ્વરૂપે નિશ્ચય વસ્તુનો જ અસંભવ આવે છે, એટલે વાંઝણીને જેમ પુત્રનો અસંભવ છે તેમ કર્તૃત્વ ભોક્તૃત્વ સ્વભાવ વિના આત્માની અવસ્થાનો નિશ્ચયતાથી અસંભવજ આવે છે. ૪૮૧

ફરીને ત્રીજા તથા ચોથા વિકલ્પને વિચારતાં જણાવે છે કે—

यत्तथोभयभावत्वेऽप्यभ्युपेतं विरुध्यते ।
परिणामित्वसङ्गत्या, न त्यागोऽत्रापरोऽपि वः ॥४८२॥

અર્થ—આમ ઉભય સ્વભાવ માનવામાં પણ તમારા મતથી વિરોધ આવે છે, અનુભય સ્વભાવ તો વસ્તુ સ્વરૂપનો જ વિનાશ કરે છે. માટે આત્મા આદિ સર્વ પદાર્થોમાં પરિણામિત્વ સ્વભાવ જો માનવામાં આવે તો જરા પણ દોષ પણ તમારે નહિ જ આવે. ૪૮૨

વિવેચન—આવી રીતે જો તમે તેવા પ્રકારે આત્મા તથા પુદ્ગલ વિગેરે દ્રવ્યોમાં કર્તૃત્વ તથા ભોક્તૃત્વ એમ બે સ્વભાવનો સ્વીકાર એકાંતથી કરશો તો અદ્વૈત મતના સિદ્ધાંતથી વિરોધ આવે છે જ, તેમજ અનુભય સ્વભાવ જો આત્મામાં માનીયે તો આત્મ સ્વરૂપનો જ અભાવ થાય છે, આવી રીતે ઉભય સ્વભાવ અદ્વૈત નથી માની શકતો અને જો અનુભય સ્વભાવ એટલે બંનેનો અભાવ માનતા પણ વિરૂદ્ધતા લાવે છે, માટે હે અદ્વૈત વાદીઓ ! તમો સ્થિર સ્વભાવે એકાંત નિત્ય માનતા જે દોષ આવે છે તેનો વિચાર કરો. જો આત્મા વિગેરે સર્વ દ્રવ્યોમાં પરિણામી સ્વભાવ માનીયે તો બધી વાત યથાર્થ રીતે સંગત થાય છે. તે આવી રીતે–આત્મા દ્રવ્યત્વ રૂપે નિત્ય હોવા છતાં પર્યાય સ્વભાવે નવા પર્યાય રૂપ પરિણામોને કરે છે. તેવો પરિણામી સ્વભાવ હોવાથી કરે છે, તેથી પૂર્વ અવસ્થાનો ત્યાગ કરીને ઉત્તર અવસ્થાનો સ્વીકાર કરે છે. તેથી તમારે કર્તૃત્વ ભોક્તૃત્વ એમ ઉભય સ્વભાવવાલો આત્મા છે એમ સ્વીકારવું તેજ યોગ્ય છે, તે માનતાં બધી ભાંજગડ મટી જાય તેમ છે. ૪૮૨

હવે બીજી વાત અવશ્ય જાણવા જેવી છે—

एकान्तनित्यतायां तु, तत्तथैकत्वभावतः ।
भवापवर्गभेदोऽपि, न मुख्य उपपद्यते ॥ ४८३ ॥

અર્થ—એકાંત ભાવે આત્મામાં નિત્યત્વ માનતા એક જ સ્વભાવતા રહે છે, તેથી જીવને આ સંસાર અવસ્થા અને આ મોક્ષઅવસ્થા રૂપ અવસ્થાના મુખ્ય ભેદ ન જ બને. ૪૮૩

વિવેચન—જો આત્માની એકાંત કુટસ્થ રૂપ નિત્યતા માનવામાં આવે તો હે વેદાંતિક પંડિતો ! તમારે કર્તૃત્વ ભોક્તૃત્વ વિગેરેનો અભાવ આવે છે. તેમજ આત્માદિક દ્રવ્યોમાં એક સ્વભાવ એકાંતથી અવશ્ય માનવો પડે, એટલે આત્માને જો કર્તૃત્વ સ્વભાવ માનીયે તો ભોક્તૃત્વ સ્વભાવ ન આવે, અને ભોક્તૃત્વ સ્વભાવ માનીયે તો કર્તૃત્વ સ્વભાવનો અભાવ આવે, પરસ્પર એકની સત્તામાં બીજાની સત્તાનો અભાવ હોય છે, તેવો અદ્વૈતવાદી વેદાંતિનો મત છે. તેમજ—

" अच्युतानुत्पन्नस्थिरस्वभावोहि नित्यं । "

આવું નિત્યત્વ એકાંતથી માનો છો, તે કારણે આત્માને ભવ-સંસાર અને અપવર્ગ—મોક્ષ તેનો ભેદ પણ નહિ મનાય, કારણ કે જ્યાં એક સ્વભાવપણું હોય ત્યાં પૂર્વ અવસ્થાનો ત્યાગ અને ઉત્તર અવસ્થાનો સ્વીકાર મુખ્યતાંએ અનુપચરિત ભાવે-નથી આવતો એટલે વિચાર કરતાં ઘટતો નથી. ૪૮૩

કેમ એમ બને છે તેનો ઉત્તર આપતાં જણાવે છે—

स्वभावापगमे यस्माद्–व्यक्त्यैव परिणामिता ।
तयानुपगमे त्वस्य, रूपमेकं सदैव हि ॥ ४८४ ॥

અર્થ—જે કારણે તે આત્મા પૂર્વના સ્વભાવનો ત્યાગ કરીને નવા સ્વભાવને ધરે છે, તે કારણે વ્યક્તભાવે પરિણામિકતા આવે જ છે, તેવી પારિણામિકતાનો તમો સ્વીકાર ન કરતા હોવાથી આત્માની સદા એક સ્વરૂપતા જ રહેવી જોઇએ પણ તે નથી અનુભવાતી. ૪૮૪

વિવેચન—જે કારણથી આત્મા સંસારમાં વસવાના સ્વભાવવાળો પૂર્વે હતો તેને પલટાવીને મુક્તિ અવસ્થાને પામવા યોગ્ય સ્વભાવ કરવો તે પૂર્વના સ્વભાવને છોડયા વિના નવા સ્વભાવને પ્રાપ્ત નથી કરી શકતો, તેથી સ્વભાવનો જે પલટો થવો તે આત્માદિક દ્રવ્યની પરિણામિકતા રૂપ સ્વભાવ વિના નથી બનતું, તેથી આત્મામાં પરિણામિકતા સ્વભાવ પ્રગટ ભાવે સિદ્ધ થાય છે એટલે આવે છે. તે પરિણામિકતા જો તમો આત્માઆદિમાં છે, તેવું ન માનો તો આત્માનું ભવ–સંસારવર્ત્તિત્વ ભ્રમણત્વ સ્વભાવ તે રૂપ પોતાના લક્ષણને છોડતો ન હોવાથી સદા સર્વદા સર્વ કાલમાં અવિચલિત એક ભાવે રહેશે, કાં તો સર્વદા સંસારમાં રહેશે, કાં તો મોક્ષરૂપ રહેશે, પૂર્વ કે પશ્ચાત્ એવી ભેદ વિનાની એકજ અવસ્થા રહેવાથી એક સ્વભાવમાં સંસાર અને મુક્તિનો ભેદ રહેતો નથી. ॥ ૪૮૪ ॥

तत्पुनर्भाविकं वा स्याद्, आपवर्गिकमेव वा ।
आकालमेकमेतद्धि, भवमुक्ती न सङ्गते ॥ ४८५ ॥

અર્થ—તે આત્માને એક સ્વભાવવાળોજ માનીએ તો ફરી ફરીને સંસારમાં રહીને ભમશે વા સર્વદા મુકતાવસ્થામાંજ રહેશે, તેથી સર્વદા સર્વ કાલમાં એકજ અવસ્થા રહેતી હોવાથી જીવને સંસાર કે મુકિતને સંબંધ લાગતો નથી. ૪૮૫

વિવેચન—જો તમે એકાંત ભાવે આત્માને નિત્યજ માનશો તો તેનું વારંવાર ફરી ફરીને સંસારમાં જન્મ મરણ કરવા રૂપે ભમવાનું એક સ્વરૂપે કાયમજ રહેવાનું, અથવા એકાંત અપવર્ગિપણું એટલે નિત્ય મુકતપણું "नित्यमुक्तत्वं" છે, એમ માનવું પડશે. કારણકે સર્વદા સર્વ કાલ એકજ અપુનર્ભવિકત્વ સ્વરૂપે એક સ્વભાવે રહેવાનો, એકાંત નિયત એક રૂપે રહેવાનો સ્વભાવ આત્માનો હોવાથી કાં તો સર્વદા સંસારી, કાં તો સર્વદા મુકતજ રહેશે એકાંત એક સ્વભાવવાલી વસ્તુનું પરાવર્ત—પુનર્ભવ નથી થતું. નાના અથવા જુદા જુદા રૂપોની પ્રાપ્તિ એક અવિચલિત સ્વભાવવાલાને કેવી રીતે થાય? સર્વદા એજ સ્વરૂપેજ રહેવો જોઈએ. પણ તેવું અનુભવમાં નથી આવતું. આથી સમ્યગ્ રીતે વિચારીયે તો અવિચલિત એકાંત એક સ્વરૂપનો જેને સ્વભાવ હોય તેવા આત્માને સંસારના ભવ કરવાપણું કે મોક્ષમાં જવાપણું એવા બે ભાવમાંથી એકનો સંભવ યથાર્થ રૂપે થતો નથી. મોક્ષ તથા સંસારનું પરાવર્તિપણું જ્યાં સ્વભાવે હોય તેની અપેક્ષાએજ ઘટે છે, તે પણ જ્યારે સ્વભાવનો ભેદ એટલે સ્વભાવની પરાવર્ત્તિ સ્વીકારવામાં આવે તોજ યથાર્થ ઘટે છે. ૪૮૫

હવે અહિંઆં વાસ્તવિક આત્મસ્વરૂપને યથાર્થ સમજાવતા છતા જે કહેવા યોગ્ય છે તે જણાવે છે—

बन्धाच्च भवसंसिद्धिः, सम्बन्धश्चित्रकार्यतः ।
तस्यैकान्तैकभावत्वे, न त्वेषोऽप्यनिबन्धनः ॥ ४८६ ॥

અર્થ—આત્માને કર્મનો બંધ માનવાથી સંસારના ભવ કરવાનું સંભવે છે, તે પણ જુદા જુદા કર્મના સંબંધ વડેજ થાય છે, પણ એકાંત એક સ્વભાવે નિત્ય માનતા તેનો પણ સંભવ સિદ્ધ થતો નથી. તેમજ સંસાર સંબંધનો ત્યાગ કરી મુક્ત થવાનો પણ સંબંધ સિદ્ધ થતો નથી. ૪૮૬

વિવેચન—જીવાત્માએ મનોયોગ વડે વિચિત્ર સ્વરૂપવાળા અનેક પ્રકારના શુભ વા અશુભ અધ્યવસાય વડે અને વચન તથા કાયાની ક્રિયા વડે જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય, અંતરાય, નામકર્મ, ગોત્રકર્મ, આયુષ્યકર્મ તથા વેદનીય કર્મના સમૂહને પૂર્વ કાલમાં જેવી રીતે જેવા આત્મ પરિણામથી બાંધ્યાં હોય, તે કર્મનો ઉદય થતા જુદા જુદા પ્રકારના જન્મને ધારણ કરીને તેવા નવા સંયોગ સંબંધ પામીને તેવા પ્રકારના કર્મને ભોગવે છે. આમ કર્મના બંધ રૂપ કર્મદળના સમૂહ વડે જીવાત્મા સંસાર રૂપ જન્મ, મરણ, આધિ, વ્યાધિ, ઉપાધિ ભોગવે છે, તે વાત સિધ્ધ થાય છે. આ જન્મ મરણ રૂપ જે વિચિત્ર કાર્ય થાય છે, તેથી આ સંસાર અનાદિની પરંપરાથી પ્રવાહ રૂપ ચાલ્યો આવે છે એમ સિધ્ધ થાય છે. તેનું કારણ ઉપર જણાવ્યું તે બીજ રૂપ રાગ દ્વેષ રૂપ મોહજ છે. પરંતુ કોઇ પણ વખતે

" अविचित्रकारणात् विचित्रकार्योत्पत्तिः भवति । "

વિચિત્ર નહિ એટલે એક સરખા કારણોથી વિચિત્ર કાર્યોની ઉત્પત્તિ થાય છે; તે વાત જૈન મત સ્વીકારતો નથી. બાવળના બીજથી આમ્ર વૃક્ષ નથી ઉપજતું. જેવું વિચિત્ર બીજ તેવું જે વૃક્ષ તેવા ફુલ ફળ વિગેરે થાય છે એટલે જીવે જેવા જેવાં કર્મના શુભ વા અશુભ બંધ બાંધ્યા હોય તેવાં તેવા પ્રકારના જન્મ મરણવડે ભવે રૂપ જન્મો કરવા પડે છે; તેથી જણાવે છે કે

" न ह्यचित्रात्कारणाच्चित्रकार्यप्रसूतिरिति । "

જે કાર્યમાં કારણો વિચિત્ર-જુદા જુદા પ્રકારના ન હોય, પણ સરખા સ્વરૂપવાળાજ હોય તેવા કારણોથી વિચિત્ર-જુદા જુદા સ્વરૂપવાળા કાર્યો નથી ઉપજતાં, એટલે જે વિચિત્રતા સંસારી જીવોમાં આશ્ચર્ય રૂપે દેખાય છે તેમાં તેવા પ્રકારના વિચિત્ર કારણો ઉપાદાન ભાવે અવશ્ય હોય છે, એવું કહેવાનું એ પ્રયોજન છે કે જો તમો આત્માને એકાંતથી એકજ સ્વભાવવાળો માનો તો તેવા આત્મા વડે કદાપિ પણ વિચિત્ર-જુદા જુદા પ્રકારનો કર્મબંધ ન સંભવે, એટલે એકજ સ્વભાવ જો માની એ તો સદા સર્વદા એકજ પ્રકારના અધ્યવસાયથી યુક્ત ક્રિયા થાય; એકજ પ્રકારનો બંધ પડે, અને સંસારના ભવ પરંપરાનો હેતુ જે બંધ થાય, તેવા પ્રકારના કારણો હોય પણ મુક્તિના અનુષ્ઠાનનો હેતુ તેજ સ્વભાવથી નજ બને, તે કારણે એમજ કહેવું પડે છે કે વિચિત્ર પ્રકારના સુખ દુઃખના ભોગમાં હેતુભૂત થનારો જે વિચિત્ર પ્રકારનો બંધ જીવાત્માઓને થાય છે, તે તેવા પ્રકારના નિમિત્ત કારણ રૂપ શુભાશુભ અનુષ્ઠાન વિના થતો નથી. તેથી સ્વભાવોની પણ વિચિત્રતા સમજવી એજ નિશ્ચય સમજવો. તેવીજ રીતે મોક્ષના

અનુષ્ઠાન માટે જે હેતુ હોય તે પણ તેવા પ્રકારના ભવ્યત્વ સ્વભાવથીજ ઉપજે છે. તે સંસારના હેતુથી વિચિત્રજ હોય છે. ૪૮૬

આમ વિચિત્ર કારણથી વિચત્ર પ્રકારનો ભોગ જીવોને ઉપજે છે એવું સિધ્ધ થવાથી તે આત્માના સ્વરૂપની કેવા પ્રકારની અવસ્થા છે તે જણાવવા શું કહે છે તે આગળ જણાવે છે:—

**नपस्येवामिधानाद्यः, सातबन्धः प्रकीर्त्यते ।**
**अहिशंकाविषज्ञाता–च्चेतरोऽसौ निरर्थकः ॥ ४८७ ॥**

અર્થ—આ રાજા છે એવું વચન સાંભળવાથી જો જીવ સાતાવેદનીયનો બંધ કરે છે એમ જો તમારાથી મનાતું હોય તો આને સર્પ કરડયો છે તેવા વિષના જ્ઞાનથી મરણ પણ થવું જોઇએ, બીજા વિકલ્પો નકામાજ થવાના. ૪૮૭

વિવેચન—પરવાદી એટલે એકાંત નિત્ય અદ્વૈતવાદીઓ આત્માને એકાંત નિત્યજ માનતા હોવાના કારણે

" ब्रह्म सत् जगद् मिथ्या । "

એના એક માત્ર સંકલ્પ વડે વસ્તુઓને કલ્પના રૂપે ભેદ છે—જુદી જુદી છે, વાસ્તવિક ભેદ નથી, પણ બ્રહ્મરૂપજ છે એમ જો માનતા હો તો, આ જીવને સાતા–સુખ છે, આ જીવને અસાતા–દુઃખ છે, તે માત્ર કાલ્પનિક સંકલ્પ રૂપ સુખ અને દુઃખ કહેવાય વસ્તુતઃ કાંઇજ નથી. એમજ કહેવું પડે. તે અમારા મતથી યોગ્ય નથી. કારણકે આ માણસ અમુક

નગરનો રાજા છે એમ કહેવાથી તે માણસ એવા સંકલ્પ રૂપ વચન સાંભળતાં સાતા–સુખનો ભોકતા થવો જોઈએ, કારણ કે તમો અદ્વૈતવાદિઓ આત્માને એકાંત નિત્ય કહો છો; તેથી સુખની સાથે પણ તેનો નિત્ય સંબંધ રહેવો જોઈએ, તો પછી ત્યાં આગળ રહેલા સર્પને જોઇ ત્યાં કોઈ ઉંઘતા માણુસને જોઇને તમો એવો પણ વિકલ્પ કરી શકો છો કે આને સર્પ કરડયો છે તેથી વિષ ચઢેલું છે, આવી શંકાથી તે માણુસને શું એવો કુવિકલ્પ થાય કે મને સર્પ કરડયો છે, વિષથી હું ઘેરાયો છું તેથી તે શરીર અને મનથી અસાતા–દુઃખનો ભોગવનારો થાય છે કે મરી જાય છે? ના નથી થતું. તેમજ સાંભળનારને રાજ્ય સંબંધી સુખનો ભોગ પણ કેવી રીતે થાય? નજ થાય. કારણકે વસ્તુ સ્વરૂપનો વિચાર કરતાં દરેકને પોતાની અન્ય અવસ્થા સમજાય છે, તેથી થયેલી શુભ વિષયિક વા અશુભ વિષયિક શંકા નષ્ટ થતાં ઉપરના કહેવાયેલા આશયો ખોટા સિધ્ધ થાય છે, તેમ આત્માને એકાંત નિત્ય અને આનંદ રૂપ માનવા માત્રથી તેના જન્મ, મરણ, વ્યાધિ વિગેરે નષ્ટ થઇને પૂર્ણ સદ્ ચિદાનંદનો ભોકતા નથી થઇ શકતો, વસ્તુ સ્વરૂપે પરિણામી હોવાથી દ્રવ્યથી આત્મા નિત્ય હોવા છતાં શુભ કર્મના બળથી શુભાશુભ વિપાકના ઉદયથી તેવા પ્રકારના જન્મ મરણ, સાતા, અસાતા, બાલ, યુવાન, વૃદ્ધત્વ, શેઠ, ચાકર, રાજા, પ્રજા વિગેરે ઉંચ નીચ અવતારો કરીને સંસારમાં નવા નવા ભવને કરે છે એટલે અનેક પરિણામોને પામે છે. તે કારણે એકાંતથી નિત્ય જો આત્મા આદિમાં સંકલ્પ કરીને માનીએ તો કાર્ય કારણ વિગેરે ભેદનો સંભવ રહેતો નથી ૪૮૭

एवं च योगमार्गोऽपि, मुक्तये यः प्रकल्पते ।
सोऽपि निर्विषयत्वेन, कल्पनामात्रभद्रकः ॥ ४८८ ॥

અર્થ—એવી રીતે જે આ યોગ માર્ગ મુક્તિને અર્થે તમારાથી કલ્પાય છે, તો તે પણ નિર્વિષય હોવાથી પારમાર્થિક રૂપે સિધ્ધ થતો નથી, માટે કલ્પનાથી કલ્યાણમય છે, પણ તેનું પરિણામ શૂન્યજ આવવાનું તે પણ વિચારશો. ૪૮૮

વિવેચન—એવીજ રીતે પૂર્વે જણાવ્યા પ્રમાણે આત્મા આદિ સર્વ દ્રવ્યો અનેક સ્વભાવવાલા અને પરિણામ પામતા હોવાથી કાર્ય કારણ રૂપે અર્થ સ્વરૂપની સિધ્ધિ થાય છે, તો પણ હે વેદાંતિક અદ્વૈત વાદી પંડિત પ્રવરો! તમે જે યોગ માર્ગ કહો છો તેમાંથી ભવનું કારણ કયો હેતુ થાય છે અને મુક્તિનું કારણ કયો હેતુ થાય છે? તેમજ સંસાર નાશ માટે જો યોગમાર્ગ કલ્પાતો હોય તો તે યોગ્ય નથી, કારણ નિત્ય એકજ સ્વરૂપે જ જો આત્માદિક અર્થ રહેતો હોય તો પારિણામીકતાનો અભાવ આવે. તેથી કાર્ય કારણ ભાવનો સંબંધ ઘટતો નથી. જો તમો યોગમાર્ગને મોક્ષ માટે કલ્પના કહેતા હો તો તે યોગ્ય નથી, કારણ કે તમે વસ્તુ માત્રનો અપરિણામી સ્વભાવ માનતા હોવાથી અવિચલિત કુટસ્થ એવો આત્મા યોગ માર્ગનો વિષય કેવી રીતે બને? જે પદાર્થો એકાંતે નિત્ય હોય તે પરિણામીત્વ સ્વભાવને પામતા ન હોવાથી પૂર્વ પરિણામનો ત્યાગ અને ઉત્તર પરિણામની પ્રાપ્તિ રૂપ વિચિત્ર–જુદા જુદા કાર્ય કારણ ભાવને નહિ પામતા હોવાથી મોક્ષના વિષયને ગ્રહણ કરતા નથી. તેથી કલ્પના

માત્રથી કલ્યાણમય છે, પરંતુ પરમાર્થથી સત્ય સ્વરૂપને કોઈ પણ રીતે પામતા નથી. ૪૮૮

**दिदृक्षादि निवृत्त्यादि, पूर्वसूर्युदितं तथा ।**
**आत्मनोऽपरिणामित्वे, सर्वमेतदपार्थकम् ॥ ४८९ ॥**

અર્થ—જોવા જાણવા અને ભોગ કરવાની ઈચ્છા રૂપ વાસનાની નિવૃત્તિ થવી તે જે પૂર્વ સૂરિ પુરૂષોએ જણાવી છે, તે પણ અપરિણામી આત્મા હોય તો કોઈ પણ પ્રકારનો લાભ ન પામી શકે. તેથી સર્વ યોગરૂપ ઉપાય નકામાજ છે. ૪૮૯

વિવેચન—જોવાં, જાણવા, ખાવા, પીવારૂપ પાંચ ઇંદ્રિયોના જે વિષયનો ભોગ થાય તેની વાસના એટલે અત્યંત આસક્તિ ભાવે ભોગવવાની ઇચ્છા જીવોને અનાદિ-કાલથી લાગેલી છે. તે અવિદ્યારૂપ અજ્ઞાનતા વડે થતી હોવાથી તે વાસના ભવની પરંપરા રૂપ સંસાર ભ્રમણનું બીજ રૂપ ઉપાદાન કારણ થાય છે. તેમ સર્વ દર્શનના પંડિત પુરૂષો પોતપોતાની અભિપ્રેત ભાષામાં કહે છે તેમ મહર્ષિ પતંજલિ વિગેરે અવિદ્યાની નિવૃતિરૂપ યોગથી મોક્ષ માર્ગની પ્રાપ્તિ થાય છે તેમ કહે છે. પરંતુ જ્યાં સુધી આત્માના અપરિણામીત્વ ભાવને એકાંતે માને છે તેમના મતે—

“ अपरिच्युतानुत्पन्नस्थिरैकस्वरूपं नित्यः । ”

અપરિચ્યુત અનુત્પન્ન એક સ્વભાવમાં જે સર્વદા રહે તે નિત્ય કહેવાય, તેવા એકાંત નિત્ય આત્માને યોગમાર્ગ પૂર્વ સ્વરૂપનો કોઇ પણ રીતે ત્યાગ કરાવીને નવા મોક્ષ

સ્વરૂપના લાભને પ્રાપ્ત કરાવી શકતો નથી, તેથી તેમની આત્માને માટે કહેલી યોગમાર્ગની ક્રિયા પ્રવૃતિ ફલ વિનાનીજ છે. ૪૮૯

પરંતુ યોગમાર્ગ એટલે આત્માનું યથાર્થ સ્વરૂપ—યથાર્થ કેવી રીતે તે જણાવે છે—

**परिणामिन्यतो नीत्या, चित्रभावे तथाऽऽत्मनि।**
**अवस्थाभेदसङ्गत्या, योगमार्गस्य सम्भवः ॥ ४९० ॥**

અર્થ—ન્યાયની યુક્તિથી નિત્યત્વ યુક્ત: પરિણામી સ્વભાવવાલા આત્માદિ-સર્વ દ્રવ્યો છે, તથા જુદા જુદા કાર્ય કારણ ભાવરૂપ સ્વભાવવંત તે આત્માદિક દ્રવ્યો છે, તેથી પૂર્વ તથા અપર અવસ્થાના અનેક ભેદને પામે છે એમ સ્વીકારવા વડે યથાર્થ સંગતિ ઘટતી હોવાથી આત્માને યોગમાર્ગની પ્રાપ્તિનો સંભવ થાય છે ૪૯૦

**વિવેચન**—જે કારણે અપરિણામી સ્વભાવવંત આત્માને યોગમાર્ગની સર્વદા અપ્રાપ્તિ રહે છે, તે કારણે હે અદ્વૈત પંડિત પ્રવરો! જો તમો અમારા પૂજ્ય પૂર્વાચાર્યોએ દ્વાદશાંગી આદિ આગમમાં જે ન્યાયની સદ્યુક્તિવાલા પ્રવચનથી આત્મા અનેકાંત દૃષ્ટિએ વિચારતા દ્રવ્યત્વભાવે નિત્ય અને પર્યાયત્વભાવે અનિત્ય હોય છે તેમ જે કહ્યું છે તે નીતિ: (ન્યાય)થી આત્મા પરિણામીત્વ સ્વભાવવંત છે એમ સિદ્ધ કર્યું છે. તે પરિણામીત્વ સ્વભાવવાલો હોવાથી અનાદિ કાલની જે અશુભ મન વચન કાયાની પરિણુતિ રૂપ અવિદ્યામય પુદ્ગલ ભોગની વાસના હતી, તે દૂર કરવા રૂપ ઇંદ્રિયનો નિગ્રહ

કરવો, મન વચન કાયાની દુષ્ટ પ્રવૃત્તિમાં જે ગમન થતું હતું તેથી અટકાવવો તે રૂપ જે યોગમાર્ગ ભગવંત પતંજલિ મહર્ષિએ કહ્યો છે—

" क्लिष्टचित्तवृत्तिनिरोधः योगः । "

ખરાબ ચિત્તની વૃત્તિઓનો નિરોધ કરવો તે યોગ કહેવાય છે. તેમજ પૂજ્યપાદ ભગવંત શ્રી ઉમાસ્વાતિ વાચકવર તત્ત્વાર્થાધિગમ નામના સૂત્રમાં જણાવે છે કે—

" आस्रवनिरोधः संवरः । स गुप्तिसमितिधर्मानुपेक्षा-परिषहजयचारित्रैः, तपसा च निर्जरा, सम्यग्योगनिग्रहो गुप्तिः, इर्याभाषैषणादाननिक्षेपोत्सर्गाः समितयः, उत्तमः क्षमामार्दवार्जवशौचसत्यसंयमतपस्त्यागाकिञ्चन्य ब्रह्मचर्याणि धर्मः ॥ "

આશ્રવનો નિરોધ કરવો તે સંવર યોગ પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ રૂપ છે. અષ્ટ પ્રવચન માતા જે પાળવી તે સમિતિ, ગુપ્તિ યોગ. દશ પ્રકારના ક્ષમાદિ ધારણ કરવા તે ધર્મયોગ, મન વચન કાયાનો નિગ્રહ કરવો તે ગુપ્તિયોગ, બાવીશ પરિષહોને જીતવા તે ચારિત્ર યોગ, તપ વડે કર્મ ખપાવવા તે નિર્જરા યોગ વિગેરે આત્માને અનાદિ કાલથી લાગેલ કર્મને ક્ષય કરીને, મન વચન કાયાની અશુભ એટલે ક્લિષ્ટ વૃત્તિઓનો નિરોધ કરવો તે યોગ કહેવાય છે. કારણકે તેવા પ્રકારના યોગ માર્ગમાં પ્રવૃત્તિ કરવાથી મોક્ષ સ્વરૂપની આત્મા પ્રાપ્તિ કરે છે. તેથી ન્યાય નીતિની યુક્તિથી અર્થા-

પત્તિના ન્યાયથી બીજી રીતે વસ્તુ સ્વરૂપ બનતું ન હોવાથી જે વસ્તુની સિદ્ધિ થાય છે તે અર્થાપત્તિ કહેવાય છે. જેમકે એકાંત નિત્ય આત્માને સ્વીકારતા પરિણામીપણું સંભવતું નહિ હોવાથી કથંચિત દ્રવ્યત્વભાવે નિત્ય અને પર્યાયત્વ-ભાવે અનિત્ય સ્વીકારવાથી નિત્ય છતાં પરિણામી આત્મા ચિત્ર સ્વરૂપે જુદા જુદા સ્વરૂપમય પરિણામોને પ્રાપ્ત કરે છે, તેથી અવસ્થાનો ભેદ થતો હોવાથી આત્માની સ્યાદ્ નિ-ત્યાનિત્ય અવસ્થા સિદ્ધ થાય છે. તેથી ઉપર જણાવ્યા પ્રમાણે આશ્રવ આદિરૂપ અશુભ યોગનો નિગ્રહરૂપે ત્યાગ કરીને સંવર, નિર્જરા, ક્ષમાદિક ધર્મ, પરિષહજય રૂપ સમિતિ, ગુપ્તિ રૂપ પ્રવચન પાલન રૂપ શુભ યોગ વડે ઉત્તરોત્તર શુદ્ધ ચારિત્ર યોગને પામતો આત્મા સંસારીત્વ-ભાવ રૂપ પૂર્વ અવસ્થાઓનો ત્યાગ કરી મોક્ષ ભાવ રૂપ અવસ્થાને પ્રાપ્ત કરે છે. તેથી જો પરિણામીત્વ ભાવ આત્માને માનીયે તો અધ્યાત્મ ભાવના ધ્યાન, સમતા, વૃત્તિસંક્ષય વિગેરે મોક્ષના હેતુભૂત યોગમાર્ગનો સંભવ યથાર્થ ઘટે છે. ૪૯૦

આવું કેવી રીતે થાય તે જણાવતાં કહે છે—

**तत्स्वभावत्वतो यस्मा-दस्य तात्त्विक एव हि ।**
**क्लिष्टस्तदन्यसंयोगात्, परिणामो भवावहः ॥ ४९१ ॥**

**અર્થ**—આત્મા આદિ સર્વ દ્રવ્યો પોતાના સ્વભાવથી નિશ્ચય પરિણામી જ છે તેમ માનતા હોવાથી તાત્ત્વિક રીતે સર્વ વસ્તુ સ્વરૂપ યથાર્થ ઘટે છે. કારણ કે જેમ કિલષ્ટ કર્મ સંબંધથી ભવ પરંપરાના પરિણામો ઘટે છે.

તેમ કર્મ સમૂહનો ક્ષય થતાં મોક્ષ સ્વરૂપતા પણ ઘટે છે. ૪૯૧

વિવેચન—તે આત્મા તથા અન્ય દ્રવ્યો પોતપોતાના નિશ્ચિત સ્વભાવથી અવશ્ય પરિણામીત્વવંત છે, તે આત્માનું પરિણામીપણું સત્ય તાત્ત્વિક જ છે, પણ ઉપચારભાવે—આરોપણ કરાયેલું નથી, તેથી નિરૂપચરિતજ છે, તે કારણે જીવાત્માઓને જે અનાદિ કાલથી પરંપરાગત કર્મબંધનની જે યોગ્યતા જ્યાં સુધી રહેલી છે તેના યોગે આત્માથી અન્ય પુદ્ગલ પરિણામ ભાવના યોગે શુભાશુભ એટલે અક્લિષ્ટ તથા ક્લિષ્ટ અધ્યવસાય વડે જે શુભ વા અશુભ કર્મના પુદ્ગલ સંયોગના બંધ કરાયા હોય, તે વડે આ આત્મા અનેક પ્રકારના ચોરાસી લાખ જીવયોનિથી યુક્ત ચાર ગતિમાં નવા નવા જન્મ મરણ વડે અવતારને લઈને સંસારમાં ભમે છે, તેથી તે અશુભ અધ્યવસાયથી યુક્ત જે મન વચન કાયાનું અન્ય અવસ્થા રૂપ પરિણામીપણું તેજ સંસારનો હેતુ થાય છે, તેવા ક્લિષ્ટ પરિણામનો ત્યાગ કરી સંવર નિર્જરા યુક્ત મહાવ્રત, તપ, ધ્યાન, સમતા, સમાધિ યોગ વડે સર્વ કર્મનો ક્ષય કરી મોક્ષરૂપ ભાવને પામે છે; તેમાં પરિણામીક ભાવરૂપ ભવ્યત્વ સ્વભાવને કારણતા છે. ૪૯૧

તેથી તેવા પ્રકારના પરિણામથી અન્ય પ્રકારનું જે પરિણામીત્વ મોક્ષનો હેતુ થાય છે તે જણાવે છે—

**स योगाभ्यास जेयो यत्, तत्क्षयोपशमादितः ।**
**योगोऽपि मुख्य एवेह, शुद्धयवस्थास्वलक्षणः ॥४९२॥**

અર્થ—તે સર્વ યોગના અભ્યાસથી તેવા પ્રકારના કર્મને ક્ષયોપશમ આદિ ભાવ પ્રગટે છે, તેના યોગે આત્માથી કર્મદલના સંયોગને જેટલા અંશે નાશ થાય તેટલા અંશે આત્માદિકની શુધ્ધ અવસ્થા પ્રાપ્ત થાય છે, તે રૂપ લક્ષણને પ્રગટ કરવા રૂપ ક્રિયા યોગ તે મુખ્ય હેતુ સંભવે છે. ૪૯૨

વિવેચન—આત્માને અનાદિ કાલથી પ્રવાહરૂપે સંસારના જન્મ મરણમય ભવની પરંપરા ચાલે છે, તે પણ તેવા પ્રકારના અશુભ અધ્યવસાય રૂપ આત્માના પરિણામથી ચાલે છે. આત્માને જ્યારે અધ્યાત્મ ભાવના ધ્યાન વિગેરે યોગના સતત અભ્યાસ કરવાવડે તેમજ તપ-સંયમ જ્ઞાન દર્શનના અભ્યાસવડે જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય, અંતરાય, વિગેરે કર્મના ઉદયથી કિલષ્ટ એટલે અશુભ અધ્યવસાય થાય છે, તેને ઉપર જણાવેલા સંયમ, જ્ઞાન, દર્શન, ચારિત્ર યોગરૂપ અને અધ્યાત્મ ભાવના રૂપ યોગના અભ્યાસથી ક્ષયોપશમ ભાવે આત્માની શુધ્ધ, શુધ્ધતર, શુધ્ધતમ પરિણામની ધારા ચાલે છે, તે જ મુખ્ય યોગ જાણવો. એમ યોગ સ્વરૂપના તત્વ વિચારકો જણાવે છે, કારણ કે આત્માની શુધ્ધતા પૂર્વકની જે અવસ્થા તેજ મુખ્ય રીતે પ્રથમ યોગનું સમ્યગ્ લક્ષણ છે. ૪૯૨

**ततस्तथा तु साध्वेव, तदवस्थान्तरं परम् ।**
**तदेव तात्त्विकी मुक्तिः, स्यात्तदन्यवियोगतः ॥४९३॥**

અર્થ—તે શ્રેષ્ઠ યોગના અભ્યાસ વડે પરંપરાએ આત્માની શ્રેષ્ઠ અવસ્થાને પામતાં આત્માથી કર્મના સમૂહને

વિયોગ થવાથી અન્ય તાત્વિક ભાવવાલી મુક્તિ થાય. શ્લો. ૪૯૩

વિવેચન—તે સારા સુંદર અધ્યાત્મ ભાવના ધ્યાન. સમતા વિગેરે યોગના અભ્યાસથી તેવા પ્રકારના ચઢતા ગુણુના સ્થાનકોવડે અવિરત સમ્યગ્ દ્દષ્ટિ ગુણુ પ્રથમ પ્રગટે. ત્યાર પછી દેશવિરતિ, સર્વ વિરતિ, અપ્રમત્ત ગુણુ સ્થાનક, અપૂર્વકરણ, અનિવૃત્તિકરણુ, સૂક્ષ્મ સંપરાય યથાખ્યાત ક્ષીણુ મોહરૂપ વૃત્તિસંક્ષય યોગ પ્રગટે અને ત્યાર પછી સયોગી કેવળી, અયોગી કેવળી ગુણુસ્થાનકોની પ્રાપ્તિના ક્રમવડે આત્માની સાધુ-સુંદર, સુંદરતર સુંદરતમ અવસ્થાઓને અનુક્રમે પામતા આત્માથી કર્મ દલને વિયોગ કરતા શુદ્ધતર અવસ્થાને પ્રકૃષ્ટ ભાવે અનુભવતા સર્વ કર્મદલને આત્માના અસંખ્ય પ્રદેશથી મુકત કરતા તાત્વિક રૂપ સત્ય એવી મુક્તિને પ્રાપ્ત કરે છે. તે ઉપચાર ભાવે કલ્પના રૂપે માનેલી નથી હોતી. પરંતુ આત્માને મન, વચન, કાયા, ઇંદ્રિય તથા કર્મના સંબંધને સંપૂર્ણ વિયોગ થાય છે, અને અનંત જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્યરૂપ સહજ ગુણુવડે સ્વ સ્વરૂપને ભોક્તા થાય છે. તે ઉપર કહ્યા તેવી રીતે આત્માથી અન્ય જે કર્મ, શરીર, ઇંદ્રિય, મન વિગેરે પુદ્ગલના વિયોગરૂપ પરમ તાત્વિક મુક્તિ-મોક્ષ વા નિર્વાણુ આત્મા પામે છે. પરંતુ સાંખ્ય દર્શન અને અદ્વૈત વેદાંત નૈયાયિક દર્શનની માન્યતા પ્રમાણે પોતપોતાની અવસ્થામાં આવવું તે જ માત્ર મુક્તિ છે, અને સૌગત (બૌદ્ધ) દર્શનવાદીઓ આત્મ ક્ષણુ સંતાન રૂપ પરંપરાને સર્વથા ઉચ્છેદ થવો તે મુક્તિ માને

છે તેવી નહિ. કારણ કે તે યોગ્ય નથી, પરંતુ આત્માનું સહજ ભાવે શુદ્ધતામય સ્વ સ્વરૂપને પ્રાપ્ત થવું, નિરાવરણ ભાવે પ્રગટ કરવું તેજ ભાવથી પરમ મુકિત છે. ૪૯૩

अत एव च निर्दिष्टं, नामास्यास्तत्त्ववेदिभिः ।
वियोगोऽविद्यया बुद्धिः, कृत्स्नकर्मक्षयस्तथा ॥४९४॥

અર્થ—તે કારણે તત્વના વિશારદોએ અવિદ્યાનો વિયોગ બુદ્ધિ તથા સર્વ કર્મનો ક્ષય એવાં અનેક નામો મુક્તિને આપ્યાં છે. ૪૯૪

**વિવેચન**—આ મુકિત તથા મોક્ષના અનેક નામો તત્ત્વના જાણકાર શાસ્ત્રકાર મહર્ષિઓએ કહેલા છે, તેમાં પ્રથમ આત્માથી અન્ય રૂપે અનાદિ કાલથી સંયોગ સંબંધે રહેલા કર્મદલ શરીર ઇંદ્રિય મન વિગેરે પુદ્ગલ સમુહનો વિયોગ એટલે સંયોગાભાવ થવો તેવા સ્વરૂપે આત્માની અવસ્થાનો જે પલટો થવારૂપ અવસ્થા તે મુકિત કહેવાય છે. તેમજ વેદાંતિક અદ્વૈતવાદી પંડિતો અવિદ્યાનો વિયોગ એટલે નાશ તેને મુકિત કહે છે સૌગત (બૌદ્ધ) દર્શનવાદીઓ બુદ્ધિ કહે છે, અને જૈનો સર્વકર્મનો અભાવ થવો તેને મુકિત કહે છે આમ મુકિતના અનેક નામો છતાં સામાન્યભાવે વસ્તુ સ્વરૂપ એકજ છે ૪૯૪

હવે જે સર્વ કર્મના ક્ષયથી સમાધિ ભાવ પ્રાપ્ત થાય છે તેને બતાવતાં કહે છે—

शैलेशीसंज्ञीताच्चेह, समाधिरुपजायते ।
कृत्स्नकर्मक्षयः सोऽयं, गीयते वृत्तिसंक्षयः ॥ ४९४ ॥

અર્થ—અહિંઆં શૈલેશી નામની જે સમાધિ સયોગી કેવળીઓને અંત સમયે થાય છે તે સર્વ કર્મને સમૂલ ક્ષય કરવાથી થાય છે, તેથી યોગભાષામાં વૃતિ સંક્ષય સમાધિ કહેવાય છે. ૪૯૫

વિવેચન—શીલાના સમુહ રૂપ સામાન્ય પર્વતો શૈલ કહેવાય છે. ને પર્વતમાં સર્વોત્કૃષ્ટ રાજા સમાન મેરૂપર્વત શૈલેશ કહેવાય છે. તે મેરૂની તેવી અવિચલિત અવસ્થાને પામેલા કેવળી ભગવંતો આત્મ પ્રદેશોથી સર્વ કર્મના દલને ક્ષય-વિયોગ કરતા अ इ उ ऋ ऌ એ પાંચ હ્રસ્વાક્ષરના ઉચ્ચારણ માત્ર કાલ સુધી છેલ્લી સમાધિ અવિચલિત ભાવે કરે છે, ત્યારે સર્વ કર્મના દલને એ સમાધિ યોગ વડે ક્ષય કરે છે, તેથી તેવા શુક્લ ધ્યાનના છેલ્લા ભાગ રૂપ જે અવસ્થા તેને જૈનાચાર્યો શૈલેશી સમાધિ કહે છે, તેમજ યોગ દર્શનકારો રાજયોગ નામને યોગ કહે છે, જૈનાચાર્યો તેને શૈલેશી કરણ કહે છે, યોગ ભાષામાં શૈલેશી સમાધિ પણ કહે છે. પૂજ્ય જૈનાચાર્ય શ્રી હરિભદ્ર સૂરિ યોગિરાજ વૃતિસંક્ષય સમાધિ કહે છે. ૪૯૫

હવે યોગની જે અવસ્થાઓને ભેદ થાય છે. તેમાં છેલ્લી અવસ્થાની જે પ્રાપ્તિ થવી તે મુક્તિ કહેવાય છે, તે વાત જણાવે છેઃ—

तथा तथा क्रियाविष्टः, समाधिरभिधीयते ।
निष्ठामाप्तस्तु योगज्ञै-र्मुक्तिरेष उदाहृतः ॥ ४९६ ॥

અર્થ—તેવા તેવા પ્રકારે ક્રિયાથી યુક્ત જે પ્રવૃત્તિ કરાય તે યોગ કે જેમાં સર્વ કર્મનો વિયોગ થાય તેને મુક્તિ કહેવાય છે, એમ યોગના વિશારદ પંડિતો કહે છે. ૪૯૬

વિવેચન—તેવા તેવા પ્રકારના ક્રિયારૂપ અનુષ્ઠાન-વડે તપ, જપ, કષાય નિગ્રહ, ઇંદ્રિયજય તથા ભાવના, સંયમ વિગેરે સદ્ અનુષ્ઠાનનાં અભ્યાસ કરતા ક્ષયોપશમ સચ્ચારિત્ર પાળતા આત્માની જ્ઞાનાવરણ આદિ કર્મનો ક્ષય કરવા જે પ્રવૃત્તિ થાય, તેને સમાધિ કહેવાય છે, અને એવી સમાધિના અભ્યાસ વડે જે નિષ્ઠારૂપ એકત્વભાવને સ્થિરતા પામવા રૂપ સમાધિ ઉપર જણાવ્યા પ્રમાણે ચારિત્ર, ધ્યાન અને તપ વિગેરેના અભ્યાસથી ક્રમે ક્રમે સર્વ કર્મનો સમૂલ ક્ષય થાય તેવી છેલ્લી સમાધિને મુક્તિ કહેવાય છે. એમ અધ્યાત્મ, ભાવના, ધ્યાન, સમતા, વૃતિસંક્ષય વિગેરે યોગ તત્ત્વોના વિશારદ મહાપુરૂષો કહે છે. ૪૯૬

તેઓ આમ કહે છે તેમાં જે હેતુ (કારણ) છે તે જણાવે છેઃ—

संयोगयोग्यताऽभावो, यदिहात्मतदन्ययोः ।
कृतो न जातु संयोगो, भूयो नैवं भवस्ततः ॥४९७॥

અર્થ—આત્મા તથા કર્મનો સંયોગ જે કારણે થાય તે યોગ્યતા કહેવાય છે, તે યોગ્યતાનો અભાવ જ્યારે થાય ત્યાર પછી કદાપિ પણ કર્મ બંધના હેતુઓનો સંયોગ થતો નથી, તેજ કારણે ફરી સંસાર પણ કરવાનો નથી રહેતો. ૪૯૭

વિવેચન—આત્માની સાથે કર્મના સમુહનો અનાદિકાલથી પરંપરાગત સંયોગ થયેલ છે તે જીવાત્માની તેવા પ્રકારની યોગ્યતા હોવાથી જ થાય છે, પરંતુ જ્યારે આત્માથી કર્મના સંયોગ સંબંધની યોગ્યતાનો અભાવ તેવા પ્રકારની ભવિતવ્યતાના યોગે થાય છે, એટલે સમાધિ યોગના અભ્યાસવડે છેલ્લા વૃતિં સંક્ષય સમાધિયોગ વડે આત્મા તથા કર્મ સમુહનો સર્વથા ભેદ કરીને એટલે જુદા પાડીને કર્મબંધની પૂર્વકાલમાં જે યોગ્યતા રૂપ બીજ હતું તેનો સબીજ મૂલ ચુકલ નાશ કરવાથી જે કર્મસંયોગનો અભાવ થયો છે, તે કારણે ફરીથી કદાપિ પણ સંયોગ સંબંધ નથી જ થતો, કારણ કે જેમાં તે કાર્યની યોગ્યતા ન રહી હોય તેનાથી તેવું કાર્ય નથીજ બનતું. બળીને શકિતહીન થયેલા વડબીજથી વડવૃક્ષની ઉત્પત્તિ જેમ થતી નથી તે મુક્તાત્મામાં કર્મદલની સાથે સંયોગ સંબંધની યોગ્યતા નષ્ટ થયેલી હોવાથી કદાપિ પણ જન્મ, મરણ, આધિ, વ્યાધિ, ઉપાધિમય સંસારને ફરીથી ગ્રહણ કરવાનો સંબંધ નથી રહેતો. ૪૯૭

હવે આચાર્ય અન્ય મતના પક્ષની શંકા કરીને તેનો ઉત્તર આપતા જણાવે છે:—

योग्यतात्मस्वभावस्तत्, कथमस्य निवर्तनम् ।
तत्तत्स्वभावतायोगा–देतत्क्लेशेन दर्शितम् ॥४९८॥

અર્થ—જે યોગ્યતા તે તો આત્માનો સ્વભાવ જ છે, તેથી તે કેવી રીતે દૂર થાય ? આમ જો તમો કહેતા હોતો

જણાવવાનું કે તે યોગ્યતાનો તેવો સ્વભાવ જ છે કે કારણ પામીને દૂર થાય છે તે વાત અલ્પ અંશે આમ બતાવી છે. ૪૯૮

વિવેચન—યોગ્યતા સંબંધી પ્રસ્તાવ કરતા પૂર્વે જણાવવામાં આવ્યું છે કે જીવાત્મા સ્વયોગ્યતા વડે કર્મ-દલનો સંયોગ સંબંધ કરે છે, અને તે કર્મનો બંધ કરે છે, કારણ કે—

" जीवतदन्यसंयोगहेतुरात्मस्वभावो वर्तते तत्तद् योग्यतास्वभावात् । "

જીવાત્મા અને અન્ય કર્માદિક પર વસ્તુનો સંયોગ સંબંધ થવામાં તે તે જીવાત્માની જેવી જેવી યોગ્યતા હોય છે, તે યોગ્યતા રૂપ સ્વભાવને રાગ દ્વેષ ઉપજાવવામાં હેતુતા કારણતા રહેલી છે, તેથી જીવાત્મા સંસારમાં ભમે છે, તેમ હે જૈન દર્શનવાલા ! તમો જણાવો છો તો પૂછવાનું કે તે જીવોનો યોગ્યતા રૂપ સ્વભાવ તાદાત્મ્ય ભાવે રહે છે કે ભિન્ન ભાવે રહે છે. જો જીવાત્માની સાથે તે યોગ્યતા સ્વભાવ તાદાત્મ્ય ભાવે રહેતો હોય તો તેવો સ્વભાવ આત્માથી કેવી રીતે નષ્ટ થાય ? જે આત્મ સ્વભાવે એટલે અભેદ ભાવે હોય તે નષ્ટ ન જ થાય. અને ભિન્ન ભાવે જો યોગ્યતા રહેતી હોય તો કદાચિત્ સંસારી જીવોથી દૂર થતાં કર્મ-બંધનનો અભાવ થઈ જાય અને કદાચિત્ સિદ્ધાત્માઓને લાગી જાય એટલે સિદ્ધાત્માને પણ યોગ્યતા લાગતા કર્મ-બંધનો સંયોગ થાય વિગેરે શંકાના સ્થાન આવે છે. તે

યોગ્યતા આત્મસ્વભાવ રૂપે હોવા છતાં આત્માથી કેવીં રીતે દૂર થાય છે? તેનો ઉત્તર આપતા પૂજ્ય આચાર્ય વર્ય જણાવે છે કે હે વાદી! તે કર્મ બંધની યોગ્યતા જીવાત્મામાં કથંચિત્ તાદાત્મ્ય ભાવે હોવા છતાં પણ પરિણામીત્વ સ્વભાવવાલી હોવાથી જીવાત્માને પરિપાક કાલ આવે છતે યોગ્યતા જીવાત્માથી નિર્વર્તન-દૂર થવાના સ્વભાવવાલી હોવાથી યોગ્ય સમયે તેના પરિપાકવાલા કાલની સ્થિતિને પામીને ભવ્યાત્માની કર્મબંધ સ્વભાવવાલી યોગ્યતા દૂર થાય છે, તે વાત બરાબર યોગ્યજ છે, કારણકે જ્યારે આત્મા સર્વ સંવર ભાવ રૂપ ભાવ ચારિત્ર ક્ષાયિક ભાવે પ્રગટાવે છે ત્યારે કર્મબંધ સ્વભાવવાલી યોગ્યતા નિવર્તન-નાશ પામે છે. તેમાં તેવા પ્રકારે નિવર્તન સ્વભાવ એટલે નાશ પામવો તેવો તે યોગ્યતાનો સ્વભાવ હોવાથી તેમ જીવાત્માનો નાશ કરવાનો સ્વભાવ હોવાથી તેમ બને છે તે યોગ્ય જ છે. મુખ્ય હેતુ આત્મામાં પરિણામીત્વ સ્વભાવને કારણુતા રહેલી છે, તે પરિણામ હવે આગળ કહેવામાં આવે છે. ૪૯૮

હવે અહિંઆં પરવાદી કેટલીક શંકા કરતા જણાવે છેઃ—

स्वनिवृत्तिः स्वभावश्चे-देवमस्य प्रसज्यते ।
अस्त्वेवमपि नो दोषः, कश्चिदत्र विभाव्यते ॥४९९॥

અર્થ—જેમ તમારા મતે યોગ્યતાની નિવૃતિ

સ્વભાવતા છે તેમ આત્માને પણ નિવૃત્તિ સ્વભાવતા આવશે, પણ એવો આત્માનો નિવૃત્તિ સ્વભાવ હોય એમાં અમને કોઈ પણ દોષાપત્તિ નથી. ૪૯૯

વિવેચન—હે જૈનાચાર્યો! તમે કર્મબંધની જે યોગ્યતા આત્મામાં રહેલી છે, તેને આત્માનો સ્વભાવ એટલે કથંચિત્ આત્મ સ્વરૂપેજ માનો છો, તે યોગ્યતાને તમો સ્વનિવૃત્તિ એટલે પોતાના નાશવંત સ્વભાવવાલી જણાવો છો, પણ તે આત્મસ્વભાવ રૂપ યોગ્યતાના નાશની સાથે આત્માને પણ નાશ સ્વરૂપતા આવી જાય છે. તે તો અનિષ્ટ કહેવાય એટલે આત્માનો નાશ ઇચ્છવા યોગ્ય નથી કારણ કે તમો પણ દ્રવ્યત્વ ભાવે આત્માને નિત્ય માનો છો, પણ ક્ષણિક કે નાશવંત નથી માનતા. માટે આત્માનો નાશ યોગ્યતાના નાશની સાથે તમારે આવે, તે વસ્તુ યોગ્ય કેમ ગણાય? આચાર્ય ભગવંત ઉત્તર આપતાં જણાવે છે કે એવી રીતે કર્મબંધ યોગ્યતાની નિવૃત્તિમાં પર્યાયાર્થિક નયની અપેક્ષાથી આત્માની કથંચિત્ નિવૃત્તિનો સ્વીકાર અમે કરીએ છીએ. કારણકે આત્મા કર્મબંધની યોગ્યતાનો જેટલા અંશે ત્યાગ કરે છે તેટલા અંશે મોક્ષ માર્ગ નામની યોગ્યતાને અંગીકાર કરે છે, તેથી કથંચિત નાશ માનવામાં અમને સ્યાદ્વાદ સિધ્ધાંત પ્રમાણે અત્ર કોઇ પણ દોષ નથી આવતો, તેથી સ્વ એટલે આત્મસ્વરૂપની કથંચિત્ ભાવે નિવૃત્તિ અમે કેવી રીતે સ્વીકારીએ છીએ તે આગળ જણાવવામાં આવે છે. ૪૯૯

તે વાતને જણાવતાં કહે છે:—

परिणामित्व एवैतत्, सम्यगस्योपपद्यते ।
आत्माभावेऽन्यथा तु स्या-दात्मसत्तेत्यदश्च न ॥५००॥

અર્થ—આત્માને પરિણામીપણું માનવાથી સમ્યક્ પ્રકારે વસ્તુ સ્વરૂપની સિદ્ધિ થાય છે, તો પણ આત્માનો સ્થિરત્વ ભાવે અભાવ માનતા વિપરીતતા આવે, માટે સત્તાથી વસ્તુમાં નિત્યત્વ રહે છે. તે કારણે ભાવાભાવ સ્વરૂપતા કેવી રીતે આવે. ૫૦૦

વિવેચન—આત્માની કર્મબંધની યોગ્યતાની નિવૃત્તિ થતાં તેવા સ્વરૂપથી યુક્ત આત્માની પણ નિવૃત્તિ એટલે નાશ આવે છે તે અનિષ્ટ છે. તેનો ઉત્તર આપતાં સૂરિશ્રી જણાવે છે કે આત્મામાં પરિણામીત્વ ભાવ હોવાથી, તે પૂર્વનો કર્મબંધનની યોગ્યતારૂપ જે સ્વભાવ હતો તેની નિવૃત્તિ થતાં તેવા સ્વરૂપવાલા આત્માની પણ નિવૃત્તિ થઇ, અને તેમ થતાં ઉત્તર પરિણામીક ભાવે કર્મબંધના અભાવ રૂપ જે યોગ્યતા સ્વભાવ સત્તામાં હતો, તેને પ્રાપ્ત કરે છે. તેમાં આત્માનો પારિણામીત્વ સ્વભાવ મુખ્ય કારણ રહેલું હોવાથી પૂર્વ સ્વરૂપનો ત્યાગ અને ઉત્તર સ્વરૂપની પ્રાપ્તિ અવશ્ય સિદ્ધ થાય છે, પરંતુ જો આત્મા પારિણામી સ્વભાવવાલો છે તેમ ન માનીયે તો સ્વકર્મબંધની યોગ્યતાની નિવૃત્તિ સાથે આત્માની નિવૃત્તિ એટલે નાશ માનવાનુ આવે. પણ તે દોષ અમારે નથી આવતો, કારણ કે અમારે પૂજ્ય જૈનાચાર્યના સ્યાદ્‌વાદ સિધ્ધાંત અનુસારે આત્માને પરિણામી ભાવ છે, તેનો સ્વીકાર કરતા સત્તારૂપ

દ્રવ્યત્વ ભાવે આત્માનું અસ્તિત્વ અબાધિત ભાવે રહે છે, અને પરિણામીક ભાવ રૂપ પર્યાયાર્થિક નયની અપેક્ષાએ ઉત્પાદ વ્યય થાય છે. તે પણ જેઓ પરિણામી ભાવને નથી માનતા તેઓના મતમાં આત્મ સ્વરૂપ યોગ્યતાની નિવૃત્તિમાં આત્માનો અભાવ અવશ્ય આવેજ, માટે આત્માને અપરિણામીત્વનો સ્વીકાર કરવો તે યોગ્ય નથી. કારણકે એકાંત અપરિણામીત્વ એકાંત ભાવરૂપ કે એકાંત અભાવરૂપ આત્માને દેખાડે છે તે યુકત નથી, કારણકે જે અત્યંતાભાવ છે તેજ એકાંત નિત્ય છે તેમાં પરિણામીક ભાવ પણ જે જે ભાવરૂપ દ્રવ્યો છે તે તે નવા નવા પરિણામનેજ કરતા હોવાથી અપરિણામી નથી, તેથી આત્મા દ્રવ્ય રૂપ હોવાથી પરિણામી છે પણ અપરિણામી નથી. ॥ ૫૦૦ ॥

તેથી આત્માનું પરિણામીપણું જ સ્વભાવનું નિવૃત્તિપણું પરમ સિદ્ધ કરે છે, તે બતાવતા જણાવે છે:—

स्वभावविनिवृत्तिश्च, स्थितस्यापीह दृश्यते ।
घटादेर्नवतात्यागे, तथा तद्भावसिद्धितः ॥ ५०१ ॥

અર્થ—સ્વ સ્વભાવનો વિરામ તો સ્થિર પદાર્થ હોય તેમાં જોવાય છે, જેમકે ઘટ આદિ પદાર્થો છે તેમાં નવીનતાના ત્યાગથી સિદ્ધ થાય છે, તેમ આત્માઓમાં પણ પૂર્વ કાલીન યોગ્યતા સ્વભાવની વિનિવૃત્તિ એટલે વિપરીતભાવ પણ સિદ્ધજ છે. ૫૦૧

**વિવેચન**—આત્મા આદિ પદાર્થોમાં સર્વ સ્વભાવ

રહેલો છે, એટલે કેટલાક પૂર્વ કાલના કારણીક સ્વભાવો જ્યાં સુધી વિદ્યમાન હોય ત્યાં સુધી હોય છે, તે સર્વ સ્વભાવો કારણનો અભાવ થતા નાશ પણ પામે છે, એવું અહિંઆં આપણી દૃષ્ટિમાં આવતા સ્થૂલ પદાર્થોમાં પણ ઘણુંએ જોવાય છે, જેમકે ઘટ ઘર વિગેરે પદાર્થોમાં નવીનતાના ત્યાગથી જેમ પ્રાચીનતા અનુભવાય છે, તેવીજ રીતે ઘટાદિકમાં પ્રાચીનત્વ સિદ્ધ થાય છે. તેવીજ રીતે ઘટમાં ઘટત્વ પણ સિદ્ધ થાય છે, તેમ આત્મામાં કર્મની યોગ્યતા કારણીક સ્વભાવથી છે, જેમકે બાલકપણું, વૃદ્ધપણું, અબલતાપણું વિગેરે નવા નવાપણું અનુભવાય છે, પણ તેવી કર્મબંધ સંબંધિ યોગ્યતા સ્વભાવ નાશ પામતાં નવા કર્મના બંધનો અભાવ થતાં સહજ સ્વરૂપે નિરાવરણ થયેલો આત્મા અનંત જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્યાદિ ગુણુથી યુક્ત સિદ્ધિ ભાવ સહજ સ્વભાવે અનુભવે છે. ૫૦૧

તેવા પ્રકારે અહિંઆં સમજાવવામાં આવે છે:—

**नवताया न चात्याग–स्तथा नातत्स्वभावता ।**
**घटादेर्न न तद्भाव, इत्यत्रानुभवः प्रमा ॥ ५०२ ॥**

અર્થ—જ્યાં નવીનતા પદાર્થો રૂપે વસ્તુમાં સ્વીકારાય નહિ ત્યાં વસ્તુમાં તેની તેવા પ્રકારની સ્વભાવતાનો સ્વીકાર પણ નજ થાય, જેમ ઘટાદિકમાં તેવી નવીનતાનો અનુભવ ન થાય તો તે ભાવને પ્રમાણપણું નજ આવે. પણ આ ઘટ નવો છે, આ જુનો છે એમજ અનુભાવથી પ્રમાણતા આવે છે. ૫૦૨

વિવેચન—જે જગતમાં ચેતન, અચેતન, રૂપી, અરૂપી વિગેરે પદાર્થો છે તેમાં નવીન નવીન પ્રાપ્તિ જો ન થતી હોય અને એકજ સ્વભાવ કાયમ રહેતો હોય, એમ જો સ્વીકારવામાં આવે તો તે પદાર્થોમાં તેની પુરાણી અવસ્થા માત્ર કાયમ રહેવી જોઇએ. તે નથી રહેતી, કારણ દ્રવ્યરૂપે પદાર્થોનો નિત્યતા રૂપ જે ધર્મ છે તેથી દ્રવ્યાર્થિક નયથી સર્વ દ્રવ્યો નિત્ય છે, અને પર્યાયરૂપે નવા નવા પરિણામની પ્રાપ્તિને કારણે પુરાણતા ત્યાગને નવીનતાને ગ્રહણ કરવારૂપ જે પરિણામીક ભાવ રૂપ જે પુરાણો સ્વભાવ છે, તેથી તે પદાર્થોની સહ્ સ્વભાવતા કાયમ રહે છે, જેમકે ઘટ પટ વિગેરે વ્યવહારમાં દેખાતા પદાર્થોમાં કથંચિત્ નિત્યત્વરૂપ પુરાણ ધર્મતા (સ્વભાવતા) કથંચિત રહે છે, તેમ નવીન નવીન ભાવને પ્રાપ્ત કરી પુરાણ ભાવને ત્યાગ કરવાની પણ સ્વભાવતા કાયમ જ રહે છે, તેવીજ રીતે કથંચિત્ ઘટ પટ ભાવ તે કાયમ જ રહે છે. તેથી અહિંઆં લોકમાં આ નવો વા જુનો ઘટ છે એમ આપણને અનુભવરૂપ પ્રમાણથી સિદ્ધ થાય છે. ૫૦૨

હવે ચાલુ વાતને જણાવતા કહે છે:—

**योग्यताऽपगमेऽप्येव-मस्य भावो व्यवस्थितः ।**
**सर्वौत्सुक्यविनिर्मुक्तः, स्तिमितोदधिसन्निभः ॥५०३॥**

અર્થ—એવીજ રીતે આત્મામાં કર્મબંધનની યોગ્યતા દૂર થયે છતે પણ આત્માના મૂલ સહજ સ્વભાવત્વ વ્યવસ્થિતજ રહે છે. ફકત તેમાં ઉત્સુકતાથી રહિતપણું થયે છતે સ્થિર સ્વયંભૂ રમણની પેઠે સ્થિર રહે છે. ૫૦૩

**વિવેચન**—ઉપર જણાવ્યા પ્રમાણે આત્મામાં અન્ય એટલે પુદ્ગલરૂપ કર્મદલનો સંયોગ કરી રાગ દ્વેષના પરિણામ યોગે કર્મરૂપે નિકાચિતભાવે બાંધેલા ઉદય આવે ભોગવાય તેવા કર્મબંધનની યોગ્યતા જે અનાદિ કાલથી જીવના અશુભ પરિણામીક ભાવે રહેલી હતી તે ભવિતવ્યતાના યોગે આત્માથી દૂર થવાથી તેવી કર્મબંધનની યોગ્યતા વિનાનો આત્મા થયે છતે મોક્ષ માર્ગ ગમનની યોગ્યતાવડે આત્માનો જે સહજ સ્વભાવ સચ્ચિદાનંદ સ્વરૂપ એટલે જ્ઞાન, દર્શન, ચારિત્ર વીર્ય અને ઉપયોગરૂપ સ્વભાવ ધર્મ કે જે સ્વસત્તા રૂપે આવરણથી ઢંકાયેલો રહેલ છે. પણ આરોપિત ભાવે ઉપચાર ભાવ વિના રહેલો છે, તે આવરણ દૂર થતા વ્યવસ્થિત ભાવે પ્રગટ થાય છે, તેથી સર્વ પ્રકારની ઉત્સુકતા એટલે ચંચળતા—મન વચન કાયાની અસ્થિરતા પૂર્વ કાલમાં હતી તેનો ત્યાગ થાય છે. વાયુના સંયોગથી પાણીમાં જે ઉછાળા—કલ્લોલો પ્રગટે છે તેથી સમુદ્રમાં ક્ષોભ ભાવ દેખાય છે, તેવી રીતે મનની ચંચળતાથી આત્મામાં ક્ષોભ થાય છે, તે ક્ષોભતારૂપ ચંચળપણું નાશ પામવાથી એટલે સંકલ્પ વિકલ્પ દૂર થવાથી શમ ભાવ રૂપ સમતા યોગવડે સ્થિરતા પ્રાપ્ત થાય છે. સ્વયંભૂરમણ સમુદ્રના ઉંડાણ જેવી આવી સ્થિરતાથી કર્મબંધરૂપ યોગ્યતા દૂર થવાથી આત્મા સ્વસ્વરૂપનો ભોક્તા સર્વ ભાવનો જ્ઞાતા થઇને શાશ્વતી સ્થિરતા પ્રાપ્ત કરે છે. ૫૦૩

તે વાત આગળ જણાવતાં કહે છે:—

एकान्तक्षीणसंक्लेशो, निष्ठितार्थस्ततश्च सः ।
निराबाधः सदानन्दो, मुक्तात्वात्माऽवतिष्ठते ॥ ५०४ ॥

અર્થ—એવી રીતે એકાંત ભાવે સર્વ ક્લેશો જેના નષ્ટ થયા છે તેથી સર્વ ઇષ્ટ અર્થ પ્રાપ્ત થવાથી કૃતકૃત્ય થયેલ, નિરાબાધ અને સર્વદા આનંદને પામતો મુક્ત થયેલો આત્મા રહે છે. ૫૦૪

વિવેચન—જે મહાપુરૂષ પ્રવર તીર્થંકરો, ગણધરો, સામાન્ય કેવળીઓ, મૂક કેવળીઓ વિગેરેના કર્મ વિપાક વડે ભોગવવા યોગ્ય વેદનીય, નામ, ગોત્ર અને આયુષ્ય વિગેરે અઘાતી કર્મના અને જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, અંતરાય તથા મોહનીય રૂપ ઘાતી કર્મના અત્યંત ભયંકર ક્લેશો સર્વથા મૂલથી સબીજ ક્ષય થાય છે, અને તેજ કારણે આત્માને લાગેલી અશુદ્ધિ પણ સાથે નાશ થઈ છે, તેમજ સર્વ કરવા યોગ્ય કાર્ય પણ જેમનાં પૂર્ણ થયાં છે. તેજ કારણે કૃતકૃત્ય થયેલા અર્થાત્ જગતને આત્માનું સત્ય સ્વરૂપ યથાર્થ સમજાવીને ભવ્ય જીવાત્માને મોક્ષ માર્ગ તરફ ગમન કરાવીને પોતાને કરવા યોગ્ય લોકોપકાર કરીને ત્યાર પછી સંસારના ભવભ્રમણની યોગ્યના રૂપ બીજનો પણ ક્ષય કરીને જ્યાં કોઇ પણ પ્રકારના દુઃખ દુર્ભાગ્ય રૂપ સંકટ નથી તેવા મુક્તિમય સ્થાનમાં સર્વદા–સર્વ કાલ અવિચ્યુતિ રૂપ અખંડ આનંદ રૂપ મોક્ષ અવસ્થાને પામીને સંસારના સંબંધથી મુક્ત થયા છે તેવા શિવ સદાનંદ સચ્ચિદાનંદ રૂપ જે પરમાત્મા થયા છે તેમને મારી સદા વંદના

ભાવે સર્વથી શ્રેષ્ઠ એવા અત્યંત અનંતભાવે પરમ બ્રહ્મરૂપ સિદ્ધત્વને પ્રાપ્ત કરાવે છે, તેમ યોગ તત્ત્વના વિશારદ શાસ્ત્રકારો જણાવે છે. ૫૦૬

એ વાતને સમાપ્ત કરતાં જણાવે છે—

**सद्गोचरादिसंशुद्धि-रेषाऽऽलोच्येह धीधनैः ।**
**साध्वी चेत्प्रतिपत्तव्या, विद्वत्ता फलकाङ्क्षिभिः॥५०७॥**

અર્થ—તેજ સાચી વિદ્વતા છે કે જે વડે આત્માની સારા પ્રકારની જ્ઞાનદિકની જાણવા વિચારવાની જે શકિત છે, તેની શુદ્ધિ કરવી. આ વાત પરમ બુદ્ધિમંત પંડિતોએ વિચારવી તેજ વિદ્વતાનું ફલ છે. ૫૦૭

વિવેચન—જે ભવ્યાત્માઓ મોક્ષ તરફ ગમન કરવાની ઇચ્છાવાળા હોય તેઓએ સદ્ગોચર એટલે તીર્થંકર, ગણધર, કેવળી, પૂર્વધર, બહુશ્રુતધર, યુગપ્રધાન પુરૂષ પ્રવરોએ ઉપદેશેલા શાસ્ત્રો-આગમોનો અભ્યાસ કરીને સર્વ દ્રવ્યરૂપ પદાર્થોમાં દ્રવ્યાર્થિક નયથી જેની નિત્યતા અને પર્યાયાર્થિક નયથી પરિણામીક ભાવની અનિત્યતા રહેલી છે, તેનું સાચું અનુભવ યુક્ત જ્ઞાન તે રૂપ ગોચરતા કહેવાય છે, તન્મય જે આત્માની અનુભવ પૂર્વકની શકિત જ્ઞાન દર્શન ચારિત્ર મય છે, તેની શુદ્ધતા એટલે નિરાવરણતા કેવી રીતે થાય? તેનો બુદ્ધિરૂપ ધન જેમને છે તેવા વિદ્વાનોએ અવશ્ય વિચાર કરવો જોઇએ. અને સારા અનુભવ જ્ઞાનને સ્વીકારવું જોઇએ. કારણ કે તે સાચી પારમાર્થિક વિદ્વતાનું અવન્ધ્ય

